# ગાંડીવનું બાળ સાહિત્ય

★

ગાંડીવ સાહિત્ય મંદિર (હવાડિયો ચકલો સુરત) બાળ સાહિત્યની જૂની પ્રકાશન સંસ્થા છે અને તે 'ગાંડીવ' બાળપખવાડિક સહિત બાળકોપયોગી ચોપડીઓ ઘણાં વર્ષોથી પ્રગટ કરે છે એકંદરે એ સાહિત્ય બાળમાનસને રૂચે અને ઘડે એવું હોય છે. વિષયની પસંદગી અને લખાવટમાં બાળકોનો ખ્યાલ રખાયેલો સ્પષ્ટ જોઈ શકાય છે ઉપરાંત ભાષાશુદ્ધિ પણ જળવાયેલી હોય છે

બધાં પ્રકાશનો સચિત્ર તો હોય છે જ, પણ તે છતાં સંસ્થા વધારે સારું ગેટઅપ અને વધારે સારાં ચિત્રો–સુશોભનો અને સારા કાગળોનો આગ્રહ રાખે તો તે બાળકોને વિશેષ ગમશે

અહીં સંસ્થાનાં કેટલાંક તાજાં પ્રકાશનોનો પરિચય આપીએ છીએ.

**પુરાણ ગુચ્છ:** આ પૌરાણિક ગુચ્છની દરેક ચોપડી (દરેકનું મૂલ્ય બાર આના)માં પુરાણ મહાભારતના વિવિધ પાત્રો અને પ્રસંગોને આવરી લેતી વાર્તાઓ–રોચક શૈલીમાં, બોધ સાથે જ્ઞાન આપે એવી–અપાઈ છે

**ભીષ્મ** લે૦ નટવરલાલ માળવી ભીષ્મ પિતાની આ ટૂંકી જીવનરેખા, તેમના મહત્ત્વના જીવન-પ્રસંગોને આવરી લઈને લખાઈ છે, સાથે મહાભારતના મહત્ત્વના બનાવો પણ સરસ ગૂંથાયા છે

**શંકરપાર્વતી** લે૦ ખંડેરાવ પવાર આ ચોપડીમાં શંકર પાર્વતી, અજ્ઞેડ કોણ ?, ગંગાનો જન્મ, કૌશલ્યાનું શ્રાદ્ધ, જાદુઈ મણિ અને તોડ એમ ૭ વાર્તાઓ સુબોધક અને સરળ બાનીમાં લખાયેલી અપાઈ છે

**ધન્ય પરશુરામ** લે૦ ખંડેરાવ પવાર આ ચોપડીમાં ધન્ય પરશુરામ, ત્રિપુરારી સોનાનો મહેલ, ધનુષ યજ્ઞ, તજાયેલીનો ટેક, નારદજી કુંવારા કેમ ? ૭ વાર્તાઓ અપાઈ છે બધી સુબોધક અને સચોટ છે

**મત્સ્યાવતાર:** લે૦ વ્રજકાન્ત શુકલ. આ ચોપડીમાં વ્યાસ કાશી સ્વરે વિષ મનુ મત્સ્યાવતાર, રાજા સતાનિક મુક્ત, આહુક–આહુકી, અને દુગળની દવા એ ૭ વાર્તાઓ છે

**વિદુર.** આ ચોપડીમાં વિદુર શાપ કે આશીર્વાદ, કુહરપાતનું અભિમાન, ત્રણ પગલાં વરદાન અને પીપળનું પાન એ ૭ વાર્તાઓ છે

**તુલસી** આ ચોપડીમાં તુલસી, બળિયા સાથે બાથ, ભોળાગમ પ્રાર્થનાનો પ્રતાપ, ચૌદ કરોડ મોનામહોર પાશુપતાસ્ત્ર અને બાકો ભગત એ સાત વાર્તાઓ છે

**જયદુર્ગા** સં૦ નટવરલાલ માળવી આ ચોપડીમાં જયદુર્ગા સામા પાંચમ, ધર્મની ગાદી ઠૂંઠા ભગવાન અગસ્ત્ય, એ પાંચ વાર્તાઓ છે.

**હાસ્ય ગુચ્છ** આ ગુચ્છની ચોપડીઓમાં ટૂંકી તેમજ સળંગ હાસ્યકથાઓ અપાઈ છે માનવ પાત્રો ને પ્રાણીઓની મૂર્ખાઈ, બાલિશતા અને અપલક્ષણોની આસપાસ હળવા પ્રસંગોની ગૂંથણી કરી હળવું હાસ્ય નીપજાવવાનો પ્રયાસ થયો છે 'સણુ સટપટ' જેવી મસતાની આસપાસ ગૂંથાયેલી સળંગ કથા છે તો ચંદ્રવદન મહેતા જેવા અનુભવી લેખકની 'રૂડો રબારી' જેવી પદ્યકથા પણ છે ફૂન ફૂના ફૂન મૂલ્ય છ આના તે સિવાય દરેકનું બાર આના

**રૂડો રબારી.** લે૦ ચંદ્રવદન મહેતા. રૂડો રબારી શહેરમાં જઈને હેટ વસાવી લાવે છે, અને ફેંટાને ત્યાગી એ પહેરવા માંડે છે પછી તો વાદરા એની જે મજા કરે છે તે અને બીજા પ્રસંગો મરમ છે એ લાંબી પદ્યવાર્તા સાથે કીડી સ્વર્ગની સીડી, અને ભનો મકોગ ટૂંકી પદ્યવાર્તાઓ ત્રણ છે

**ફૂન ફૂના ફૂન** ફૂન ફૂના ફૂન, મણિશંકર મહારાજ, મોકાશાન્ત કાજીસાહેબની ૬૬ અજબ સવાલ ગજબ સવાલ અને અભિમાન ગિતારણું વાર્તાઓ છે તેમાં ફૂન ફૂના ફૂન બાળકોને જરૂર હસાવશે

**સણુ સટપટ** લે૦ હરગોવિંદ મોદી મણુ નામના સમનને પોતાની ટૂંકી પૂંછડી જોઈને વમનમો

# પરિવ્રાજકને પગલે-પગલે

*

## હું બ્રાહ્મણ છું !

ગાંધીજીની પેઠે વિનોબા પાસે પણ સંખ્યાબંધ લોકો તેમના હસ્તાક્ષર લેવા આવે છે. આમ બધાને હસ્તાક્ષર કરી આપે તો ક્યાં પાર આવે ! એટલે એમણે નિયમ કર્યો કે માત્ર પોતાના 'ગીતા પ્રવચનો'ની ચોપડી પર જ હસ્તાક્ષર કરવા, એટલે કે જે એ ચોપડી ખરીદે તે પર હસ્તાક્ષર કરી આપે. આમ બધાને હસ્તાક્ષર પણ ન કરી આપવા પડે અને સાથે 'ગીતા પ્રવચનો'નો પ્રચાર પણ થાય.

આ હસ્તાક્ષરોની 'ફી' વિશે એક ભાઈએ વિનોબાને પૂછ્યું. 'ગાંધીજી તો હસ્તાક્ષર કરવાના પાંચ રૂપિયા લેતા, તમે એક રૂપિયાની ચોપડી ખરીદે *તેનાથી જ કેમ સંતોષ માનો છો ?'*

વિનોબાએ હસીને પેલા ભાઈને જવાબ આપ્યો 'કેમ, એટલું સમજાતું નથી ? ગાંધીજી વાણિયા હતા અને હું બ્રાહ્મણ છું !'

*

## અભિનવ પ્રયોગ

વિનોબાની ઉંમર ત્યારે નવ-દસની હશે. ત્યારે એમનું માથું વારવાર દુખી આવતું. માથું દુઃખવા લાગે એટલે વિનોબા ગણીત કરવા માંડે ! એમાં ચીત્ત એકાગ્ર થઈ જાય ત્યારે માથું સાવ ઊતરી જાય ! પણ ક્યારેક એવું પણ બનતું કે ગણીત કરવા છતાં માથું ઊતરતું નહીં એટલે વિનોબા ઓરડામાં બેસી જપ કરવા લાગતા 'મારું માથું નથી દુઃખતું, મારું માથું નથી દુઃખતું, દુઃખે છે તે મારું માથું નથી, મારું માથું નથી.' આમ જપ કરતાકરતા તે ઊંઘી જતા. અને જ્યારે ઊઠતા ત્યારે માથું સાવ હળવું ફૂલ થઈ ગયેલું લાગતું !

અને ત્યારે એમનાં માં એમને માટે તૈયાર રાખેલો શિરો વાત્સલ્યથી ધરતા !

*

## એકાગ્રતા

એક વખતે વિનોબાના પગે ખૂબ ચાલવાથી ફોલ્લા પડી ગયા હતા. અને એક પગે તો પાક્યુ પણ હતું. એટલી તો તીવ્ર વેદના થતી કે પગના ગૂમડા સિવાય



કશાનો વિચાર જ ન આવતો. પણ તે અરસામાં તેઓ ગીતા પર પ્રવચનો આપતા હતા. તે પ્રવચનો આપવા પગે ચાલીને જતા, મઝા સુધી જતાં ત્યાં સુધી ચીત્ત પેલા ગૂમડા તરફ જ લાગ્યુ રહેતું. પણ ગીતા પર બોલવા લાગે તે પહેલાં બે ત્રણ શ્લોક ધ્યાનમંત્ર તરીકે બોલતા, તે બોલતા બોલતાં એટલી તો એકાગ્રતા આવી જતી કે પેલું પગનું દર્દ સાવ ભુલાઈ જતું, અને તે કલાક દોઢ કલાક એકધારું બોલતા ત્યાં સુધી એનો વિચાર સરખોય ન આવતો. પણ પ્રવચન પૂરું કરી રહ્યા કે પેલું દર્દ ફરી સતાવતું!

*

## હું તો નાળું—

એક ભાઈ કૂવો ખોદાવવા માટે દાન આપવા ઇચ્છતા હતા, પણ કૂવા પર પોતાના પિતાશ્રીનું નામ લખવાની શરતે. વિનોબાએ કહ્યું. 'અરે, તમારા બાપને નરકે મોકલવાનું કામ હું શું કામ કરું ? મારે એ પૈસા ન જોઈએ !'

પેલા ભાઈએ કહ્યું: 'પણ ગાંધીજી તો આવી શરતોએ દાન સ્વીકારતા હતા. તમે શું કામ નથી સ્વીકારતા.'

'જુઓને ભાઈ, ગાંધીજી તો ગંગા જેવા હતા, એટલે એમાં તો મેલાં નાળાં આવીને ભળે તો તે પણ પવિત્ર થઈ જાય એમ હતું. ને હું પોતે જ નાળું છું, એટલે એ મારી શક્તિની બહાર છે.' વિનોબાએ જવાબ આપ્યો.

# રામની રૈયત

અમે રામની રૈયત છીએ.
સાચું જીવીએ, સાચું કરીએ હો જી રે !
અમે રામની રૈયત છીએ.

કૈકેયીકંકાસે ભલે દેશવટો દીધો,
કડવો આ ઘૂંટ, લઇ રામનામ પીધો;
બન્યો વનનો વાસો ને રાજી થઇએ હો જી રે !
અમે રામની રૈયત છીએ.

દુરિતો ને દૈન્ય ભલે ખાંડાં ખખડાવે,
એની આસુરી શકિત એમ તોલે ના'વે:
રામવાળા રાવણથી કેમ બીએ હો જી રે !
અમે રામની ?યત છીએ.

સહુ હોંકે રામરામ, સહુનાં હૈયાંમાં રામ,
હોંશે ને હર્ષે સહુ નિજદીધું કરે કામ;
રામહાજરહજૂર હો એમ રહીએ હો જી રે !
અમે રામની રૈયત છીએ.

મનુભાઈ ત્રિવેદી

## સમયસૂચકતા

કોઈ નાના સરખા ગામમાં એક નાની ઝૂંપડીમાં વિનોબાનો ઉતારો હતો. રાત્રે પવનના વાવરાથી કે પછી તેલ ખૂટવાથી દીવો હોલવાઇ ગયો હતો. એવામાં વિનોબા ઊંઘમાંથી જાગ્યા અને વાડામાં જવા નીકળ્યા. બેએક ડગલા ભર્યાં ત્યાં તો મહાદેવી તાઇએ એમને જોરથી પકડી લીધા. જો એક જ ડગનું વધારે આગળ વધ્યા હોત તો વાડામાં આવેલા થાળા વગરના કૂવામાં વિનોબા પડી ગયા હોત. પણ મહાદેવી તાઇની સમયસૂચકતાએ એમને બચાવી લીધા.

*

## હું બુદ્ધ નથી પણ-

બિહારમા રાબેતા મુજબ ભૂદાન અંગે વિનોબાની એક સભા થઇ. શરૂઆતમાં ભૂદાન-ગીતો ગવાયાં. તેમાં એક સમાજવાદી ભાઇએ પણ એક ગીત ગાયુ. એ ગીતમા વિનોબાની સરખામણી ભગવાન બુદ્ધ સાથે કરવામાં આવી હતી વિનોબાને આ ન ગમ્યું. એમણે જ્યારે પ્રવચન શરૂ કર્યું ત્યારે એનો ઉલ્લેખ કરતા કહ્યુઃ 'બુદ્ધનાં ચરણચિહ્નો ઉપર હુ ચાલું છું એ સાચી વાત છે, પણ મારી અને એમની તુલના ન કરવી જોઇએ. એમની આગળ હુ તુચ્છ છું. પણ તે છતાં હું અહિંસા વિષે એમનાથી થોડું આગળ જોઈ શકું છું કારણ કે હું એમના પછી જન્મ્યો છુ જે રીતે બાપ કરતાં દીકરો નાનો હોવા છતાં એના ખભા ઉપર ચઢ્યો હોય તો બાપ કરતાં દૂરનું ક્ષિતિજ જોઇ શકે છે, તેમ જ બુદ્ધનું અને મારું છે. પણ તેથી મારી અને એમની તુલના કરવાની ન હોય !'

*

## એટમ બોમ્બ !

વિનોબા કાશી ગયા ત્યારે એક દિવસ આનંદમયી દેવીના આશ્રમની મુલાકાતે ગયા હતા, એ આશ્રમ ગંગાઘાટના એક કિનારા પર સુરમ્ય સ્થળે આવેલો છે આશ્રમમા પ્રવેશી ત્યાંના ગંગા તરફ પડતા ઝરૂખા તરફથી વિનોબા અને તેમના સાથીઓ પસાર થતા હતા. ત્યા એક ઝરૂખા પર લખ્યું હતું 'ૐ બમ બમ' સાથીદારોમાથી એકે વિનોબાને પૂછ્યુ 'બાબા, આ બમ શબ્દ શુ હશે ? બ્રહ્મનું અપભ્રંશ હશે ?'

વિનોબાએ હસીને કહ્યુઃ 'ના રે, એ તો એટમ બોમ્બનું સંક્ષિપ્ત રૂપ છે !'

અને બધા હસી પડ્યા, હાસ્યનું મોજું ફરી વળ્યુ.

*

## ફૂલ નહીં, જમીન

વિનોબા ઉત્તરપ્રદેશમાં ભૂદાનયાત્રાની કૂચ કરતા સૈયદરાજા ગામે આવી પહોંચ્યા. ત્યાં લોકોએ નાના, દાનો પણ કર્યાં અને કેટલાકોએ વિનોબાને ફૂલહાર પણ કર્યા, વિનોબાએ હાર પહેરાવનારાઓને કહ્યુઃ આ હાર શું હું ભૂમિહીનોને પહેરાવું ? (એટલે કે તમે એટલા માટે મને હાર આપો છો ?) ફૂલ લેવા જ હુ આવ્યો હોત તો વર્ધામાંય બહુ ફૂલ મળે છે'

*

ભૂદાન વિશે વિનોબા કહે છેઃ 'જ્યાં સુધી ભૂમિહીનોનો પ્રશ્ન નહીં ઉકેલાય ત્યાં સુધી હું આશ્રમમાં પાછો ન ફરું. હવે હું રઘુપતિનુ બાણ બની ગયો છું. મારું લક્ષ્ય પૂરું કર્યા વિના પાછો નહીં ફરું !'

ગ્રાહકોને ખાસ સૂચનાઃ 'પ્યારાબાપુ' હવેથી દર માસની બારમી તારીખે પ્રગટ થશે.

# જાહેર વર્તનનું વ્યાકરણ

લલ્લુભાઈ મકનજી



જાહેર સભાઓમાં કેટલીકવાર એવા અનુભવો થાય છે કે પોતાને ન ગમતું વકતા તરફથી સાંભળવાનું મળે છે ત્યારે લોકો અસહિષ્ણુ બની શોર બકોર કરી મૂકે છે અને વકતાને બોલતો બંધ કરી દેવામાં આવે છે. લોકશાહીના ઘડતરમાં અને રાષ્ટ્રના જાહેર જીવનમાં પ્રજાની આવી ટેવો સારી નથી એ ગાંધીજીએ જોઈ લીધું હતું. તેથી બીજાના વિચાર સ્વાતંત્ર્ય પ્રત્યે સહિષ્ણુતા કેળવવાની અને શાંતિપૂર્વક તેને સમજવાની જરૂરિયાત પર તેઓ હમેશાં ભાર મૂકતા હતા.

એક વાર એક અધિવેશનમાં ગાંધીજી, શ્રી મહમદ અલી ઝીણા, મૌલાના મહમદઅલી વગેરે નેતાઓ ભેગા થયા હતા. એક ઠરાવ પર ચર્ચા ચાલી રહી હતી. તે ઠરાવ પર પોતાના વિચારો વ્યક્ત કરવા શ્રી ઝીણાસાહેબ ઊભા થયા. પોતાના ભાષણમાં ગાંધીજીના નામનો ઉલ્લેખ કરતાં તેમણે 'મિસ્ટર ગાંધી' શબ્દ વાપર્યો. ગાંધીજીને લોકો મહાત્મા' કહેતા હતા. તેથી શ્રી ઝીણા સાહેબનો 'મિસ્ટર' શબ્દ લોકોને રૂચ્યો નહિ. લોકોમાંથી વિરોધનો સૂર સંભળાય તે પહેલા જ મૌલાના મહમદઅલી વચ્ચે ઊભા થઈ બોલ્યા કે

"'મિસ્ટર' નહિ પણ 'મહાત્મા' કહો"

મૌલાનાના શબ્દોમાં લોકોની લાગણીનો પડઘો પડ્યો. તેમને જે જોઈતું હતું તે મળી ગયું "મહાત્મા ગાંધી કહો" ના પોકારો સભામાંથી સંભળાવા લાગ્યા. પણ શ્રી ઝીણાસાહેબ આવા પોકારોથી ગભરાય એવા હતા નહિ તેમણે ગાંધીજીને 'મહાત્મા કહેવાની ના પાડી અને '*મિસ્ટર' શબ્દને વળગી રહ્યા. સભામાં* મોટો શોરબકોર થયો. લોકો ઉશ્કેરાઈ ગયા અને શ્રી ઝીણાસાહેબને સાંભળવાની ના પાડી.

પ્રમુખની શાંત રહેવાની વિનંતિ એળે ગઈ. તેમનું સભાસંચાલન તૂટી પડતું જોઇ તેમણે શ્રી ઝીણાસાહેબને સમજાવવાનો પ્રયત્ન કર્યો. કે લોકલાગણીને માન આપી તમે 'મિસ્ટર' ને બદલે 'મહાત્મા' શબ્દ વાપરો તો સારું. પણ લોકલાગણી આગળ એક તસુ પણ નમવા તે તૈયાર ન હતા.

*સભાને કાબુમાં આણવાની બાજી હાથમાંથી ચાલી* ગઈ. ગાંધીજી બેઠાબેઠા આ બધું જોઇ રહ્યા હતા. પોતાના નિમિત્તે આ શોરબકોર થાય છે એ તેમને ગમતું ન હતું. પોતા પ્રત્યેની જનતાની લાગણી ભક્તિ જોઈ તે દુઃખી થયા. પણ બીજાના વિચારો પ્રત્યે આટલી અસહિષ્ણુતા અને સભામાં શિસ્તનો અભાવ જોઈ તે અકળાઈ ગયા. તેથી પોતે વચ્ચે ઊભા થઈને લોકોને ઠપકો આપતાં બોલ્યા કે

"હું મહાત્મા નથી પણ સામાન્ય આદમી છું. ઝીણાસાહેબના વિચાર સ્વાતંત્ર્યને આડે આવીને તમે મારું સન્માન નહિ કરી શકો. બીજાના ઉપર આપણા વિચારો જબરજસ્તીથી લાદીને આપણે સ્વરાજ હાસલ નહિ કરી શકીએ. જ્યાં સુધી પોતે શિષ્ટ ભાષા વાપરે છે ત્યાં સુધી હરકોઇ વ્યક્તિને બીજાને વિષે ગમે તે અભિપ્રાય આપવાનો અધિકાર છે"

ગાંધીજીના આવા વિચારો સાંભળી લોકો શાંત થયા અને ઝીણા સાહેબ પોતાનું ભાષણ પૂરું કરી શક્યા.

ગાંધીજીનું મહાત્માપદ આ પ્રસંગથી વધુ ઝળકી ઊઠ્યું. પોતાની નમ્રતા અને બીજાના વિચાર સ્વાતંત્ર્ય પ્રત્યે તેમનું માન સાથીઓ અને પ્રજા જોઈ શક્યાં. આવા નાના પ્રસંગો દ્વારા જ જાહેરમાં કેમ વર્તવું તેનું વ્યાકરણ ગાંધીજીએ ઘડી કાઢ્યું છે

# લક્ષ્મીનો મોહ

દેવો અને દાનવો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલતું હતું. દાનવો દેવો કરતાં વધારે શક્તિશાળી અને સુસંગઠિત હતા. દાનવોએ આખરે દેવોને હરાવ્યા. દેવો તો વ્યાકુળ થઈ ગયા. હવે શું કરવું! આ પરાજયનો કોઈ ઉપાય તો શોધવો જોઈએ. તેઓ પોતાના ગુરુ બૃહસ્પતિ પાસે એનો ઉકેલ શોધવા માટે ગયા. બૃહસ્પતિએ ખૂબ વિચાર કર્યા પછી કહ્યું: 'દાનવોને હરાવવા એ સહેલું નથી, કેમકે એ લોકો અત્યંત સંયમી અને સુસંગઠિત છે, એમ કરો. તમે સહુ દત્તાત્રેય પાસે જાવ. એ આ બાબતમાં કંઈ ઉકેલ બતાવશે.'

દેવો ત્યાંથી સીધા દત્તાત્રેય પાસે ગયા. દત્તાત્રેય તો પરમ જ્ઞાની. દેવોનો આર્તનાદ સાંભળી એ બોલ્યા: 'યુદ્ધમાં એક વાર હાર્યા એટલે તમારે હતાશ થવાની જરૂર નથી. વિજય માટે તમારે ફરી વાર પ્રયાસ કરવો જોઈએ.'

દત્તાત્રેયની આજ્ઞાથી દેવોએ દાનવો સાથે ફરી યુદ્ધ આરંભ્યું. પણ આ વખતે ઊલટું, દાનવોએ ગુસ્સે થઈ પોતાની સઘળી તાકાતથી દેવો પર ભિષણ આક્રમણ કર્યું. દેવો તો શસ્ત્રો ફેંકીને ઊભા. પણ દાનવોએ એમને છોડયા નહીં. પરાજિતોની પાછળ પડયા. દેવો તો ભાગ્યા. ભાગતાં ભાગતાં તેઓ ગુરુ દત્તાત્રેયના આશ્રમે પહોંચ્યા. આશ્રમમાં ગુરુ દત્તાત્રેય લક્ષ્મીજી સાથે સમાધિમાં બેઠા હતા. દેવો હજી દત્તાત્રેયને કહેવા જતા હતા ત્યાં તો દાનવો વંટોળિયા માફક દોડતા ત્યાં આવી પહોંચ્યા. દેવો તો હતાશ થઈને આત્મબળ ખોઈ બેઠા હતા. 'ત્રાહી ત્રાહી' પોકારતા દત્તાત્રેયની સ્તુતિ કરવા લાગ્યા.

વિજયના મદમાં ચકચૂર રાક્ષસોએ સામે લક્ષ્મીજીને બેઠેલા જોયાં, તો એમની બુદ્ધિ મોહિત થઈ ગઈ! રાક્ષસો તો સાનભાન ભૂલ્યા! પોતે દેવોને હણવા માટે આવ્યા હતા તે પણ વીસરી ગયા! સંસારની માયાએ એમને મુગ્ધ કરી દીધા હતા. ભયગ્રસ્ત દેવો પણ એમના ધ્યાનબહાર રહી ગયા.

દત્તાત્રેય હજી આંખ મીંચીને બેઠા હતા. દાનવોએ જોયું કે આ સરસ મોકો છે તે ચૂકવો જોઈએ નહીં. બસ એક ક્ષણમાં એ લોકોએ નિર્ણય કરી લીધો. દત્તાત્રેય પાસે બેઠેલાં લક્ષ્મીને દાનવોએ ઊંચક્યાં અને એક પાલખીમાં નાખીને નાચતા કૂદતા આવ્યા હતા તેમ ચાલ્યા ગયા. એમના જવા પછી દત્તાત્રેયે આંખ ઉઘાડી, પાસે ઊભેલા દેવો પર તેમની નજર પડી. આખી બિના એમના લક્ષમાં આવી ગઈ. દેવોને ઉદ્દેશીને એમણે હસતાં હસતાં કહ્યું 'હવે તમારો વિજય નક્કી છે, કેમકે લક્ષ્મીનો મદ એમની રગરગમાં વ્યાપી ગયો છે. હવે એમની બધી વિવેક બુદ્ધિ ચાલી જવાની. એમનાં શૌર્ય અને પરાક્રમ ભોગ વિલાસમાં નષ્ટ થઈ જશે. અને હાલ તેઓમાં એકતા અને સંગઠન છે તે પણ રહેશે નહીં. કેમકે હવે લક્ષ્મી તેમની પાસે છે. એકએક દાનવ સ્વાર્થમાં અંધ બની જશે અને લક્ષ્મીના મોહમાં એક બીજાનો દ્વેષ અને ઈર્ષ્યા કરશે.

અર્થથી સ્વાર્થ જન્મે છે, અને સ્વાર્થથી અનર્થ. લક્ષ્મી તો ચંચળ છે. એ કોઈની થઈ નથી, એ મૂઢ લોકોની પણ થશે નહીં. એમને આફતમાં નાખીને બીજે ચાલી જશે. અને ત્યારે તમે એ પરાક્રમી દાનવોને સહેલાઈથી પરાસ્ત કરી શકશો.'

દત્તાત્રેયની એ ભવિષ્યવાણી સાચી પડી. દાનવો ધર્મકર્મ છોડીને રાત દિવસ ભોગવિલાસમાં ચકચૂર રહેવા લાગ્યા. દરેક દાનવ એમ ઇચ્છવા લાગ્યો કે લક્ષ્મી મારી એકલાની થઈને રહે. એના પર માત્ર પોતાનો જ અધિકાર રહે! એટલે એ લોકો એક બીજાની ઈર્ષ્યા કરવા લાગ્યા. અંદર અંદર લડવા લાગ્યા અને છેવટે રાજ્યલક્ષ્મી રાક્ષસોને છોડીને ચાલી ગઈ.

જે લક્ષ્મીનું ભૂત તેમના માથા પર સવાર થયું હતું તેને ફરીફરીને રાક્ષસો પસ્તાવા લાગ્યા.

દેવો આ મોકો ચૂકે ખરા? હુમલો કર્યો અને નિર્બળ બનેલા દાનવોને પરાસ્ત કર્યા

## પ્રેમ અને ગણત્રી

સિંધના સંત કવિ શાહ અબ્દુલ લતીફ પોતાના ગામના કુવા તરફ હાથમાં માળા લઇને નામ-જપ કરતાં કરતાં જતા હતા. પાસેથી બે પનિહારીઓ કૂવે પાણી ભરવા ઘડા લઇને જતી હતી. બન્ને વચ્ચે વાતચીત ચાલતી હતી. એકે બીજીને કહ્યું, 'તું કોઇ દિવસ તારા પ્રીતમને મળી છે ખરી?'

'અરે, બાર વખત. તું કેટલી વાર મળી છે?'

પોતાના પ્રીતમને કેટલી વાર મળ્યા એ વળી યાદ રહેતું હશે? મિલનનો આનંદ જ એવો હોય છે કે બીજું કશું જ યાદ રહેતું નથી!' બીજી પનિહારીએ જવાબ આપ્યો.

શાહ અબ્દુલ લતીફે એ સાંભળી તરત પોતાના હાથમાંથી માળા ફેંકી દીધી અને પશ્ચાત્તાપ કરતા બોલવા લાગ્યા. 'મને ધિક્કાર છે કે, હું માળાના મણકા ગણું છું! ગામની સીધી સાદી છોકરીને પણ ખબર છે કે પ્રેમમા ગણત્રી હોતી જ નથી. અને હું માળા ફેરવું છું કે આટલી વાર મેં અલ્લાહનું નામ લીધુ!'

*

## ઠગાઈ

અરબસ્તાનની આ ઘટના છે. નાવેર નામના એક સજ્જન પાસે એક બહુ સુંદર ઊંચી ઓલાદનો ઘોડો હતો. દાહર નામના એક બીજા માણસની નજર એ ઘોડા પર હતી. એણે કેટલાક ઊંટના બદલામાં એ ઘોડો આપવાની નાવેરને વિનતિ કરી પણ તેણે માન્યું નહીં. હવે શુ થાય? દાહરને તો ઘોડાની લગની લાગી હતી ન કોઇ પણ હિસાબે તે મેળવવો હતો. એણે એક યુક્તિ વિચારી અને તે મુજબ ત્રાગડો ગોઠવ્યો.

એક દિવસ દાહરને ખબર પડી કે નાવેર ક્યાંક મુસાફરીએ જવાનો છે. એણે પોતાનો વેશ બદલી નાખ્યો. ચહેરામાં કૃત્રિમ સાધનોથી થઇ શકતો ફેરફાર કર્યો, અને ફાટ્યાંતૂટ્યાં ગંદાં કપડાં શરીરે વીંટાળી નાવેર જે રસ્તેથી જવાનો હતો ત્યાં વચ્ચે બેસી ગયો. થોડી વારે નાવેર ઘોડા પર બેસી ત્યાંથી નીકળ્યો. એણે રસ્તામાં એક ઘરડા દરિદ્ર ભિખારી જેવા માણસને બેસીને ખાંસતો જોઇને દયા આવી. એણે ઘોડો થંભાવીને પૂછ્યું, 'ભાઇ આમ રસ્તામાં કાં બેઠા છો!'

દાહરે ખાંસતા ખાંસતાં પોતાનો અવાજ બદલીને કહ્યુ કે, 'ભાઈ મારે આગળના એક ગામમાં જવુ છે. પણ થાકી ગયો છુ અને ચાલી શકતો નથી એટલે રસ્તામા બેસી ગયો છું.'

નાવેરને દયા આવી. ઘોડા પરથી એ ઊતરી ગયો. અને પેલાને ઘોડા પર બેસાડી દીધો. ઘોડા પર બેસતાની સાથે દાહરે ઘોડાને ચાબૂક મારીને ભગાડી મૂક્યો. જરા દૂર જઇને કહ્યું 'હઝરત! હવે તો મને ઓળખ્યો હશે હું દાહર છું. તમે મને સીધી રીતે ઘોડો ન આપ્યો, આખરે મારે આ રીતે ઘોડો મેળવવો પડ્યો. મહેરબાની કરીને હવે તે પાછો મેળવવાની આશા ન રાખશો.'

નાવેરે ખિન્ન થઇને કહ્યું: 'ભાઈ તારે મારો વહાલો ઘોડો લઇ જ લેવો હોય તો ભલે લઈ જા, પણ એને સારી રીતે રાખજે. દુઃખ ન દેતો. અને મારી ખાસ વિનંતિ છે કે તમે જે રીતે મારો ઘોડો લઈ લીધો એ કોઇને કહેશો નહીં. લોકોને જો આ કિસ્સાની ખબર પડશે તો કોઇ ખરેખરા થાક્યા પાક્યા રાહદારીને ઢોંગી સમજીને મદદ નહીં કરે અને સાચા હકદારો, ભિખારી દુઃખી થશે.'

દાહર નાવેરનાં આ વચનો સાંભળીને ખૂબ શરમાયો અને ઘોડો નાવેરને સોંપી દીધો.

•

એક બ્રાહ્મણે અહલ્યાબાઇ હોલકરનો પ્રશસ્તિ ગ્રંથ લખ્યો અને તેમને વાંચી સંભળાવ્યો. અહલ્યાબાઇને તો તેથી દુઃખ થયું, આંખમાં આંસુ આણી બ્રાહ્મણને કહ્યુ: 'હે વિપ્ર! હું તો પાપી. મને આ વર્ણન શોભે? આટલી શક્તિ ઇશ્વરસ્તુતિગાનમાં વાપરી હોત તો સાર્થક થાત!' આમ કહી બ્રાહ્મણને દક્ષિણા આપી એ ગ્રંથને નર્મદામાં પધરાવી દીધો!

# કોયલ બોલી

રતિલાલ અનિલ

*

ઠંડીનો ચમકારો હજી સાવ શમ્યો નથી પણ હવે એ વિદાય થવાની, એના અણસાર વરતાય છે. દિવસ થોડો લાંબો થયો છે. સાંજના છ પછી પણ આછો સોનેરી તડકો ગીરનારના એક કિનારા પર પથરાયેલો હોય છે.

સાગડા તો સાવ નગધડંગ થવા લાગ્યા. એનાં પાન એ .. ચારેકોર ઊડે !

પવનના હેલારા આવ્યા ને એ કકળતા અવાજે બિચારા ઘસડાયાં ! અને રસ્તાના એક કિનારે બિચારા ઊડતાં ઊડતાં હારબંધ ગોઠવાઈ જાય છે ! તે બાજુ વળી પવનનો હેલારો અને એ ફરી હાલ્યાં. આમ ને આમ એનો ભૂકકો વળી જવાનો !

આ બધું જોઈને જ શું રાજી થઈને સરૂના વૃક્ષ ગૂંજી ઊઠતા હશે ? ખાખરાના પાન હજી ધીરેધીરે ખરે છે ! અને ક્યાંક ક્યાંક કેસૂડાએ દેખા દેવા માંડી છે કેવાં ડોકિયાં કરે છે ! પણ આ માણસની રસવૃત્તિ તો જુઓ ! જરા એણે ડોકિયું કાઢ્યું કે માણસની એના પર નજર પડી. અને નજર પડી એટલે ચૂંટયા જ જાણો !

સુંદરતાને નષ્ટ કર્યા વિના માણી ન શકાય ?

અને આ સેમળા. એનો આખો લેબાસ જ બદલાઇ ગયો છે ! પાંદડા તો લગભગ ખરી ગયા અને બાડા થાય તે પહેલા તો એ એવા વરણાગી બની ગયાં છે કે ન પૂછો વાત ! એની ડાળે ડાળે કેવા મજાના ફૂલ લચ્યા છે ! નરી કવિતાનો વિષય છે આ તો ! ને એની ગુનામી તબિયત પણ એના રંગ જેવી જ ગુલાબી, અને મિજાજ પણ એવો ને એવો.

એ ફૂલોને ફોલવા પક્ષીઓ વહેલી સવારથી ડાળો પર આવી બેસે છે ને જાતજાતની બોલી સાંભળવા મળી જાય છે

–ને આ ઋતુ તો આવી આંબાની આઠેક માસ ઉપેક્ષિત રહ્યા પછી હવે એની માવજત થવા માંડી છે!

મોર ફૂટયા અને કોયલ બોલી !

હજી એકધારી નથી બોલતી પણ ક્યારેક આવીને બોલી જાય છે ખરી. પણ ધીરેધીરે એ વસવાટ કરવાની ને કનશોર કરી મૂકશે.

ફાગણ આવશે ને એ કંઠ બરાબર વહેતો કરશે

વોકળા તો ક્યારના સુકાવા માંડ્યા. ને તેથી હિંસક જાનવરો નજીક આવતા થયા.

ધોળે દિવસે બપોર પછી 'રૂપાયતનની' વરવી ગોધલી'ને ખેતર પાસે જ દીપડાએ મારી !

જંગલ રમણીય છે તેમ ભયાનક પણ ખરું !

કોયલ બરાબર વણઅટકી બોલવા લાગશે અને નાગબાપા અત્યારે દરમાં ભરાઈ બેઠા છે તે લહેર કરવા નીકળશે ! પછી જુઓ માણસોનો ફફડાટ ! આને અહીં એરૂ ભટકાણો, પેલાને ત્યાં .

ફાગણ આવશે ને ફૂલની ઋતુ બેસી જાણો ! અત્યારે તો કોઈક કોઈક ઠેકાણે મઝાના પતંગિયા ટોળાબંધ ઊડે છે એની ભાત તો એવી કે જોયા કરીએ! કપરી જીવ એને પકડવા તલપાપડ થઇ જાય છે !

હવે મધમાખો આવશે

રોજરોજ જ્યાં ને ત્યાં ભટકાતી ડંખીલી ભમરીઓ ગઇ ને હવે મધમાખોથી ડરવાનું, પણ ભમરી જેટલું નહીં !

આ ગરવો, પ્રૌઢ ગિરનાર, યુગોથી આ લીલા જોતો આવ્યો છે, એના દિલમાં કેવાક ભાવ જાગતા હશે ?

મારા દિલમાં તો લાખલાખ ભાવ જાગે છે !



# ચિત્રકલા

ચિત્રો કરવા પાછળ નંદલાલ બોઝને અથાક પરિશ્રમ કરતા જોઇને એક જણે એમને પૂછયું : 'માસ્તર મશાય! ચિત્ર દોરવા પાછળ તમે આટલો બધો પરિશ્રમ કઈ રીતે લઇ શકો છો ?'

નંદબાબુ કહે, 'ચિત્રો દોરવામાં હું પરિશ્રમ કરું છું એ ખરું, પણ હું એને પરિશ્રમ માનતો જ નથી. ચિત્રકારની કલ્પના જેમજેમ ચિત્રરૂપે મૂર્ત થતી જાય છે; જેમજેમ તેમાં સફળતા મળતી જાય છે, તેમતેમ ચિત્રકારને તેમાં વિશેષ રસ પડતો જાય છે, અને પોતાના કામમાં ઉમંગ વધતો જાય છે, અને એ રસનો આનંદ શ્રમની ક્લાંતિને પ્રત્યેક પગે નષ્ટ કરતો રહે છે.'

'મારા દરેક ચિત્રની પાછળ ઇતિહાસ છે અને હું તો માનું છું કે મારા દરેક ચિત્રમા મારા જ અંતરના સુખ દુઃખ, જય-પરાજયનુ ચિત્રણ હોય છે, મારી 'પાર્વતી' (એમનુ એક જાણીતુ ચિત્ર)નુ કષ્ટ એ વસ્તુત મારા મનનુ કષ્ટ છે. જયાં સુધી ચિત્રમા ચિત્રકારના મનનું તાદાત્મ્ય નથી સધતુ ત્યાં સુધી હું એની કળા-સાધનાને અધૂરી ગણું છું. મારો એ અનુભવ છે કે ચિત્રકારના મન અને એના ચિત્રનુ તાદાત્મ્ય થવાથી ચિત્રકારના મનનો ભાર હળવો થઈ જાય છે. અને ત્યારે પરિશ્રમના થાકની ભાવના માટે સ્થાન જ કયા રહે છે!'

બ્રિટીશ વડા પ્રધાન ચર્ચિલને એક દિવસ એક પત્રકારે પ્રશ્ન પૂછયો કે આ ઉમરે પણ તમે આટલું વ્યવસાયી જીવન ગુજારો છો, એ શકિત આપ મેળવો છો કયાથી ?'

ચર્ચિલે ગંભીર મુદ્રાથી જવાબ આપ્યો મારો અક્ષય શક્તિસ્રોત મારા રાજકીય જીવનથી બિલકુલ પર છે. અને તે માટે અત્યંત કામમાં ગૂંથાયેલો હોવા છતાં સમય મેળવી લઉં છું. જયારે કામના વધારેપડતા બોજથી હું થાકી જાઉ છુ ત્યારે કોઇ નદીના કિનારે અથવા કોઇ પર્વત પર ચાલ્યો જાઉં છું, અને રાજકારણ સાવ ભૂલી જાઉં છું,



કુદરતી દશ્યોના આલેખન માટે, પ્રકૃતિની નાનામા નાની વસ્તુ પણ મારે નજીકથી જોવી પડે છે. સામાન્ય જોનારની તો એ તરફ નજર પણ જતી નથી. સામાન્ય માણસોથી વિશેષ શકિત અને ઉત્સાહ એ કુદરતી ચીજો પાસેથી મેળવી હું ફરી મારા રોજિંદા કાર્યમાં ગૂંથાઇ જાઉં છું.'

પ્રેસીડેન્ટ આઇઝન હોવરને પણ ચિત્રકલાનો ભારે શોખ છે. બીજા મહાયુદ્ધ વખતે જયારે શરીર-મનથી એ સાવ થાકી ગયા ત્યારે એમણે ચિત્રકલાનો અભ્યાસ શરૂ કર્યો અત્યારે સારી પ્રગતિ કરી છે.

આઇઝન હોવરને થોડીઘણી નવરાશ મળે છે ત્યારે એ ચિત્રો દોરવા લાગી જાય છે એ જયારે પેરીસ ગયા હતા ત્યારે એમના માનમા ગોઠવવા ધારેલી પાર્ટીઓમા જવાનો એમણે સાફ ઇન્કાર કરી દીધેલો, અને દરરોજ સવારે ઊઠીને ચિત્ર દોરવામા ગૂંથાઇ જતા. એ હમેશાં કહે છે. ચિત્રકલાએ મને નવો પ્રાણ, નવુ બળ અને નવી સ્ફૂર્તિ આપી છે, થાકેલા મનને ફરી પ્રફુલ્લિત કરવા માટે ચિત્રકલાથી વધારે સારી કોઇ ચીજ નથી એટલા માટે મેં એને મારા ખાસ શોખની ચીજ બનાવી દીધી છે અને જયારે જયારે મને ફુરસદ મળે છે ત્યારે હું ચિત્ર દોરવામાં તલ્લીન થઇ જાઉ છુ'

આઇઝન હોવરે થોડા સમયમા પણ ચિત્રકલામા સારી પ્રવિણતા પ્રાપ્ત કરી છે એ આશ્ચર્યજનક છે એમનું એક ચિત્ર ૨૬૦૦ ડોલર (લગભગ ૧૩૦૦ રૂપિયા) મા વેચાયુ છે. કળા વિવેચકોનું કહેવુ છે કે આઇઝન હોવરની રંગોની પસંદગી સરસ હોય છે અને ચિત્રમાં એમની મૌલિકતા તરી આવે છે'

# શ્રેષ્ઠ મિત્ર

'નીતીન્દ્રભાઈ' (નીકોલસ)

[ધર્મગુરુ એન્ટોની નીકોલસ S. J. સ્પેનથી ભારતમા આવ્યા છે. ગુજરાતમાં તે દોઢ વર્ષથી છે. આણંદ–નડિયાદ રહીને તેમણે ગુજરાતી ભાષા શીખવા માંડી છે. હાલ તે ગૂજરાત વિદ્યાપીઠ-અમદાવાદમાં રહીને ગુજરાતી ભાષાનો પરિચય મેળવે છે. તે ધર્મોપદેશક હોવાથી તેમના જીવનમાં આપણને ધર્મનું દર્શન થાય છે. તેમણે 'પ્યારાબાપુ' માટે થોડું થોડું લખવાનું સ્વીકાર્યું છે એ જાણી સહુ વાચકોને આ લાભ મળતા આનંદ થશે.]

આગબોટ પર વિલાયતથી ભારત તરફ એક જુવાન કેથોલિક ધર્મગુરુ મુસાફરી કરતો હતો. સગા-વહાલાં, માબાપ મિત્રો, માતૃભાષા, જેટલી આગબોટ આગળ વધે છે તેટલી દૂર આ બધી વસ્તુઓ પાછળ રહેતી હતી. ક્યા સુધી? મરણ આવે ત્યાં સુધી. વિચારમાં પડેલો એ જુવાન ધર્મગુરુ આગબોટ કેવી રીતે સમુદ્ર ખેડે છે એ જોઇ રહે છે.

'તમારો ચહેરો બહુ ઉદાસ દેખાય છે, ભઇ.' એમ કહેતો કોઈ મુસાફર તેમની પાસે આવી આગબોટના કઠેરા નજીક ઊભો રહે છે.

જુવાન ધર્મગુરુએ મુસાફર તરફ નજર કરી અને બોલવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેના મોઢામાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. તે ફરીથી સમુદ્ર તરફ જોઇ રહ્યો.

મુસાફરને લાગ્યુ કે દુઃખને લીધે તે બોલી પણ શકતો નથી. તેને ખબર પણ નહોતી કે ધર્મગુરુની વાત જો તે સાભળે તો કદાચ એનો સાર સમજી શકશે નહિ. તો પણ જુવાનને દિલાસો આપવા માટે જરાક મોટેથી બોલ્યો. 'જો હુ તમારા પિતાશ્રી હોઉં તો હું તમને મારી પાસેથી આમ જવાની રજા ન આપત.'

"જ્યારે દુનિયા તમારી આંખ આગળ ખીલે છે ત્યારે તમે બધું છોડી દઈને એકલા ને ઉદાસ અંત કરવાથી નવા દૂર દેશમાં જાઓ છો.'

આ સાંભળીને જુવાન ધર્મગુરુ થોડું હસીને બોલ્યો 'અરેરે, તમે ખોટું સમજ્યા છો. હું ખરે-ખર ઉદાસ નથી. અને જો તમે મારા બાપુ હોત તો ધર્મગુરુ તરીકે ભારત જવાની રજા તમે મને જરૂર આપત એમ માનું છું.'

એમ બોલીને વધારે જોરથી તેમણે હસવા માંડ્યું.

ધર્મગુરુને આમ હસતા જોઇને મુસાફરને લાગ્યુ કે, જ્યારે તેમની પાસે માગણી કરી હશે ત્યારે ના પાડવામા તેને ખૂબ મુશ્કેલી લાગી હશે. ત્યાર પછી મુસાફરને લાગ્યુ કે, આ જુવાન માણસને કોઇએ ફોસલાવ્યો હશે. આ વિચાર તેણે ધર્મગુરુને કહી સંભળાવ્યો.

ધર્મગુરુએ જવાબ આપતાં કહ્યુઃ 'ખરી વાત, ભાઇ, ખરી વાત તમારી વાત તદ્દન સાચી છે. કોઇએ મને ફોસલાવ્યો છે!'

પછી મુસાફરની પાસે વધારે નજીક ખસીને તેમણે વાત સમજાવી

મારા એક ખાસ મિત્ર છે અને આ મિત્ર સિવાય મારો બીજો કોઇ મિત્ર છે જ નહિ. મારી વાત તમને ઘેલી લાગશે. પણ વાંધો નથી. સાંભળો:

પેલેસ્ટાઇનના ગાલીલમાં બે માછીમારના કાને એવું સાભળવામા આવ્યું કે કોઇ પેગમ્બર યોર્દન પાસ નવા રાજ્ય વિષે ઉપદેશ કરતો હતો. આ વખતે યહૂદી લોકોને લાગ્યુ કે તારનાર નજીક હશે. અને એ માછીમારોને થયું, 'જોવા જઇએ, કોણ જાણે કદાચ યોર્દનના પેગમ્બર તારનાર હશે.'

તેઓ તેની પાસે જવા લાગ્યા અને વાતો કરવા લાગ્યા. આ પેગમ્બરનું નામ યોહાન હતું. યોહાનની વાતો તેઓ સાભળતા હતા ત્યારે ઇશુ ખ્રિસ્ત રણ-માંથી નીકળીને યોર્દન નદીને તીરે આવ્યા. યોહાને ઈશુને પોતાની તરફ આવતા જોઇને પોતાની નજીક બે માછીમારો ઊભા હતા તેમને કહ્યુઃ "જુઓ, પર-મેશ્વરનું અવતરણ જે જગતનાં પાપ હરણ કરે છે. હું શાહેદી આપું છું કે એ જ ઇશ્વરનો દીકરો છે."

તે બે માછીમારો તેમનું સાંભળીને ઇશુની પાછળ પાછળ ગયા. જંગલ સુધી એમની પાછળ ગયા.

ત્યારે ઈશુએ પાછા ફરીને તેમની તરફ નરમાશથી જોઈને તેમને પૂછ્યું: "તમે શું શોધો છો?"

તેઓ પોતાની ગરજ ભૂલીને પૂછવા લાગ્યા "ગુરુ, તમે ક્યાં રહો છો?"

એમ એ બે જણા ઈશુના મિત્રો થયા અને તે દિવસથી ઈશુ પાસે રહેવા લાગ્યા. આ બે માછીમારોનું નામ આન્દ્રેઆસ અને યોહાન હતું.

આન્દ્રઆસને એક ભાઈ હતો તે તારનારને જોવા બહુ ઈચ્છતો હતો તેનું નામ સીમોન હતું. આન્દ્રેઆસ સીમોનને મળ્યો અને કહેવા લાગ્યો: "મસીહ (ખ્રિસ્ત) અમને મળ્યા છે." અને તેને ઈશુ પાસે તે લઈ ગયો.

ઈશુએ તેને નિહાળ્યો અને બીજું નામ તેને આપતાં કહ્યું "તું યોનાનનો દીકરો સીમોન છે. હવે પછી તું પીટર કહેવાશે. એટલે પથ્થર તારું નામ હશે."

આવી રીતે ઈશુના તેઓ મિત્ર થયા. બીજે દહાડે ઈશુ ગાલીલ તરફ જતા ફીલીપ નામે એક જુવાન આદમી તેમને મળ્યો. ઈશુ કહે 'મારી પાછળ આવ.' ને ઈશુને બીજો મિત્ર થાય છે

ફીલીપ નાથાનાએલ નામના પોતાના મિત્રને ઈશુ પાસે લઈ આવે છે. ઈશુ તેને જોઈને બોલ્યા "જુઓ, ખરેખરો ઈઝરાઈલ જેમાં જરાયે કપટ નથી." અને નાથાનાએલ તેમના મિત્ર થાય છે અને ઈશુને 'પરમેશ્વરનો દીકરો' કહે છે.

પછી ઈશુના મિત્રની સંખ્યા દિવસરાત વધ્યા કરે છે.

આ સાંભળીને પેલો મુસાફર જરા વક્રોક્તિથી કહેવા લાગ્યો "ભલે, ભાઈ. ઈશુને મિત્ર થયા પુષ્કળ પણ ઈશુ તો મરી ગયા. મુએલો મિત્ર રાખવામાં શો લાભ?"

ધર્મગુરુએ મુસાફર તરફ જોઈને જરાક હસીને કહ્યું, "મેં કીધું 'તું' ને કે તમને મારી વાત ઘેલી લાગશે?"

"ઈશુ મરી ગયા, પણ મરીને પાછા ઊઠ્યા. એની સાબિતી એ કે મરણ બાદ ઈશુને વધારે મિત્ર થયા છે ને ઈશુની મિત્રતા માટે પોતાના બલિદાન આપ્યાં છે.

"ઈશુ ખ્રિસ્ત હજી જીવે છે. માણસના ઈશ્વર તરીકે તે દરેક કેથોલિક દેવળની અંદર હાજર છે મારા હૈયામાં દરરોજ તે સંસ્કાર મારફતે આવે છે એમની સાથે હું વાતચીત કરી શકું છું.

"જુઓને, હું ભારત એકલો જતો નથી. એ મિત્ર શોધ્યા બાદ તેની સાથે દુનિયામાં ફરું છું શ્રેષ્ઠ મિત્ર મરણ પામતા નથી. તે હમેશ જીવે છે"

---

પહેલા લડાઈ થતી ત્યારે એક માણસ અહીં અને એક માણસ ત્યાં એમ હતું. પણ આજે તો એને બદલે લાખો અને કરોડોની સેના હોય છે શસ્ત્રોની બાબતમાં પણ પહેલા લાઠી તથા તરવાર કામમાં આવતાં હતા જ્યારે આજે અણુબોમ્બ આવ્યો છે આ રીતે શસ્ત્રો તથા સેના વધતા ગયાં. આમ ચાલ્યા કરશે તો દુનિયા નાશ પામશે, સમાજ ટકશે નહી. તુલસી રામાયણમાં એક ઘણો જ સુંદર કિસ્સો છે કે, હનુમાન લંકામાં જતા હતા ત્યારે એક રાક્ષસી સામી આવી હનુમાને પોતાનું સ્વરૂપ બેવડું કરી દીધું રાક્ષસીએ ચારગણું કર્યું. હનુમાને આઠગણું કર્યું તો રાક્ષસીએ સોળગણું હનુમાને જોયું કે આમ પત્તો લાગે તેમ નથી એટલે તેમણે બહુ જ નાનું રૂપ ધર્યું. રાક્ષસીના એક નસકોરામાં પેસીને બીજામાંથી નીકળી ગયા. એ જ રીતે તમારે પણ વિચારવાનું છે. અમેરિકા અને રશિયામાં સોળ બત્રીસગણા થવાની સ્પર્ધા ચાલી છે આપણે પણ એમાં જોડાઈને ચોસઠગણા થવાની હોડમાં ઊતરીશું તો એનો પાર આવશે નહીં હનુમાનમાં તાકાત ઓછી નહોતી, પણ અક્કલ પણ હતી. આ જ્ઞાનનો જમાનો છે તમારે પણ વિચાર કરવો જોઈએ. એક હાથમાં કોદાળી અને બીજામાં રેંટિયો લઈ લો તો બસ છે હાથમાં રેંટિયો હશે તો ઘેર ઘેર કપડાં તૈયાર થશે કોદાળી હાથમાં હશે તો ઘેર ઘેર અનાજ તૈયાર થશે પોતાના ઘર પણ બનાવી શકો છો.

–વિનોબા

*

રહું છું કઈક વર્ષોથી છતાં મહેમાન જેવો છું,
નથી બનતી તબિયત વિશ્વની આબોહવા જેવી! –અનિલ

# ધર્મ માટે પ્રાણત્યાગ

ભાઈ યશુ

બોધિસત્વના નિર્વાણ પછી લગભગ એક સદી પછીની આ વાત છે.

'મૂર્ખ લોકો દોરવણી ગુમાવતા ખોટે રસ્તે જ વળે છે.

બૌદ્ધ ધર્મનું પાલન શિથિલ અને બેદરકારી ભર્યું થઈ ગયું હતુ. એ અંગે વિચારણા કરવા બૌદ્ધ ધર્મના અગ્રણી શ્રમણોએ એક સભા ભરી. તેમા સાતસોક ભિક્ષુઓએ ભાગ લીધો. ધર્મરક્ષા માટે તેઓએ કેટલાક નિયમો ઘડી કાઢ્યા અને તે સહુએ ફરજિયાત પાળવા એમ નક્કી થયું. એ સૌમાં બુદ્ધ ભગવાનનો પટ્ટ શિષ્ય આનંદ પણ હતો. એના પર બુદ્ધ ધર્મના પ્રચાર અને વિકાસની ઘણી જવાબદારી હતી.

આનંદ એક વેળા વિહાર કરતા પસાર થતા હતા ત્યારે રસ્તામાં તેમણે એક બૌદ્ધ ધર્મી શ્રમણને બૌદ્ધ ધર્મ વિરુદ્ધ ચર્ચા કરતો જોઇને તેને સમજાવી તેની દૃષ્ટિમાં ક્યા દોષ રહેલો છે તે બતાવ્યુ અને સદ્પ્રચાર કરવા સમજાવ્યો.

ત્યારે પેલા શ્રમણે ખોટા પડવાને બદલે ઊલટો સામે દલીલ કરવા લાગ્યો, 'તમારી બુદ્ધિ તમારા ઘડપણને કારણે જુનું થઈ ગઇ લાગે છે. હુ જે કંઈ કહું છું તે મને મારા ગુરુએ શીખવ્યું છે. શું તમે એમનો દોષ કાઢો છો?'

મૂર્ખ માણસોને તે વળી શો બોધ આપવો! એમ વિચારી કશું કહ્યા વિના આનંદ આગળ ચાલ્યા. એમના મનમા વિચાર આવ્યો: 'જો હું અધર્મનો પ્રચાર અટકાવી ન શકતો હોઉં, સદ્પ્રચાર ન કરી શકતો હોઉં તો, મારે દુઃપ્રચાર સાંભળી શા માટે પાપ વહોરવુ! ઘડપણમાં વધારે જીવવું નકામું છે. મલિન મનના માણસો વચ્ચે રહેવાથી બુદ્ધિ પણ ભ્રષ્ટ થાય છે. આમ વિચારમાં ને વિચારમાં તે વૈશાલી જવા ઊપડયા. મગધરાજને આની ખબર પડતાં પોતાનુ લશ્કર લઇ સત્કાર માટે ગંગાકાંઠે આવી પહોંચ્યા.

જ્યારે આ બાજુ વૈશાલીના રાજાને 'આનંદ આવે છે' એવી ખબર મળતાં તે પણ સત્કાર માટે પોતાના લશ્કર સહિત આવી પહોંચ્યા.

મગધ માટે આવો અદ્વિતિય ધર્મપુરુષ ગુમાવવો એના જેવી બીજી આપત્તિ કઇ? મગધરાજ આનંદને મનાવવા ગંગાકિનારે આવ્યા હતા, તો વૈશાલીના મહારાજ એ સંત પુરુષને આવકારવા આવ્યા હતા.

'પાછા ફરો ગુરુદેવ!' મગધની પ્રજા વિનંતિ કરતી, બૂમો પાડતી હતી.

'પધારો ગુરુદેવ!' વૈશાલીની પ્રજા હર્ષોદ્ગાર કરતી આવકારતી હતી.

આનંદ ગંગાનો અર્ધો પટ પસાર કરી ચૂક્યા હતા. એમને મૂંઝવણ થઇ હવે શું કરવું!

મગધ પાછો જાઉં તો વૈશાલીના રાજાનું અપમાન થાય. અને વૈશાલી જાઉં તો તો બને રાજ્ય વચ્ચે યુદ્ધ થાય. એ તો ભારે અનર્થ. બસ એમણે નિર્ણય કરી લીધોઃ ક્યાંય ન જવું, ગંગામાને ચરણે જ દેહવિલય કરવો! અને ગંગામૈયાને પ્રણામ કરી પડતું મૂક્યુ.

તેમના અસ્થિ ગંગાને બંને કિનારે એક દિવસ વહી આવ્યાં. બંને રાજાઓએ તે પવિત્ર અવશેષો પર પોતપોતાને ત્યાં સ્તુપો બાંધ્યા.

તે સ્તુપો અત્યારે પણ શ્વેનપુરથી પાંચેક માઇલ દૂર ગંગા નદીને બંને કિનારે આવેલ છે.

*

હું કદી મારું દુઃખ નથી રડતો,
જે પડે છે બધું સહી લઉં છું;
દર્દ જ્યારે નથી જ જીરવાતું,
મેંજ એના ઉપર હસી લઉં છું!

કોઈ અંજામની કરી પરવા,
કાર્ય આરંભ હું નથી કરતો;
જ્યારે પામું છું માત્ર નિષ્ફળતા
તો ય કિસ્મત ઉપર નથી રડતો!

રતિલાલ-અનિલ

# બાપુની મહેમાનગત

— ગ૦ વા૦ માવળંકર

સેવાગ્રામ જઇ ત્યાંના આશ્રમમાં થોડા દિવસ રહેવાની અને ત્યાંની પ્રવૃત્તિઓ જોવાની મારી ખાસ ઇચ્છા છતાં પણ કોઇ ને કોઇ કારણ આડે આવતુ અને હું ૧૯૪૪ ના અંત સુધી સેવાગ્રામ જઇ શક્યો ન હતો. વચમા મુંબઇ પ્રધાનમંડળનાં રાજીનામાં પછી ૧૯૪૦ માં મેં સેવાગ્રામ જઇ આઠ દિવસ રહેવાનો નિશ્ચય કર્યો. અને તે પ્રમાણે સ્વર્ગસ્થ મહાદેવભાઇને લખ્યું પણ ખરું "મારે ત્યાં કામ કંઇ જ નથી ફક્ત બાપુના સાનિધ્યમાં અને શાંતિમા આઠ દિવસ રહેવા વિચાર છે." એમ મેં જણાવ્યું હતુ, પત્ની સાથે જવાનો મારો વિચાર હતો. બધું નક્કી થયુ પણ, દરમ્યાન વ્યક્તિગત સત્યાગ્રહનો ડંકો વાગ્યો. કોંગ્રેસી લોકોની દ્રષ્ટિએ હુ એક જાણીતો કોંગ્રેસી અને મુંબઇ ધારાસભાનો સ્પીકર. એટલે સત્યાગ્રહની તે વખતની યોજના પ્રમાણે મને સ્વાભાવિક રીતે આગળપડતુ સ્થાન અપાયેલુ અને તેથી સેવાગ્રામ જવાનો વિચાર માંડી વાળ્યો.

ત્યાર પછી સને ૧૯૪૪ની આખરે કસ્તૂરબા ટ્રસ્ટની સભાઓ અંગે સેવાગ્રામ જવાનો અવસર પહેલવહેલો સાંપડયો હુ અને મારાં પત્ની બંને નવેમ્બર ૧૯૪૪ માં ત્યાં જઈ ચાર દિવસ રહ્યા હતા વર્ધામાં રહેવા કરતા સેવાગ્રામમાં જ રહેવુ અમે વધારે પસંદ કર્યું હતુ. અમારો ઉતારો સેવાગ્રામની કુટિરોમાં હતો એક બહુ નાની પણ ગાંધીજીના ઝીણવટભર્યા સ્વભાવની વાત અહીં નોંધવી આવશ્યક માનું છું

મને મધુપ્રમેહ (ડાયાબિટિસ)નુ દર્દ ૧૯૩૨ થી છે અને તેથી મારા ખોરાકમાં દુધ ઠીકઠીક લેવુ પડે છે. ગાંધીજી આ જાણતા હતા. આશ્રમમા તો ગાયનુ જ દુધ હોય અને તે અમુક પ્રમાણમા જ મળે, પરંતુ મારા સ્વાસ્થ્યને અંગે વધુ દુધની જરૂર હોવાથી, અમારા ત્યાં પહોંચ્યાના અગાઉ જ ગાંધીજીએ ત્યાંના સંચાલકને સૂચના આપેલી કે, "જુઓ, ભાઇ માવલંકર અને તેમના પત્ની કાલે આવે છે માવલંકરને તેમના શરીર સ્વાસ્થ્યને માટે દૂધના ખોરાકની વધારે જરૂર છે માટે, દરેકને અમુક માપ પૂરતુ દુધ આપવું એ નિયમ માવલંકરને લાગુ પાડશો નહી. એમનાં પત્નીને પૂછી જેટલું દુધ એ ઘેર રોજ લેતા હોય તેટલું તેમને આપવું. દહીં. છાશ વગેરે માટે પણ તમારે બંદોબસ્ત કરવો, તેમ જ શાકભાજીમાં તેઓ શું લે છે તે પૂછી લઇ તે પ્રમાણે ગોઠવણ કરવી."

આટલાથી ગાંધીજી ન અટકયા, તેમણે વળી વ્યવસ્થાપકને એ પણ સૂચના આપી કે, "અહી મચ્છરનો ત્રાસ છે, તો ભાઇ માવલંકર, અને તેમના પત્ની માટે મચ્છરદાનીની ગોઠવણ રાખવા ભૂલતા નહીં.'

પહોંચ્યા પછી જમવા ગયા ત્યારે મારી પાસે દુધ માટે મોટો વાટકો જોઇ, મને જરા આશ્ચર્ય થયુ અને સંકોચ પણ થયો બધા અમુક જ પ્રમાણમા દુધ લેતા હોય ત્યારે હુ એકલો કેમ વધારે લઇ શકુ એવો સંકોચ મને અને મારા પત્નીને થયો, એટલે વાટકામા માપ ભરીને દુધ પીરસાયા બાદ તરત જ મેં કહ્યુ, ' બસ આટલ થી ચાલશે " પીરસનાર ભાઇ સમજી ગયા અને 'મને એમણે કહ્યુ, તમારે તો વધુ દુધની જરૂર છે અને તેથી તમારી જરૂર પ્રમાણે દુધ આપવુ જોઇએ એવી સૂચના બાપુએ કાલે જ આપી દીધી છે." આ ઉપરથી બાપુની સૂચના હોવાનું જાણવા મળ્યુ.

એક રાત સેવાગ્રામમા કાઢયા પછી બીજે દિવસે સવારે બાપુને મળવા ગયો ત્યારે તેમણે પહેલો સવાલ કર્યો, "કેમ કાલે રાતના ઊંઘ ઠીક આવી ના? મચ્છરનો ત્રાસ તો નથી થયોને? વ્યવસ્થાપકે તમને મચ્છરદાની આપી હતી કે નહી? મેં એમને સૂચના આપી હતી."

આ પૂછપરછથી હું તો આશ્ચર્યથી અને લાગણીથી મુગ્ધ બની ગયો. આટલો મોટો પુરુષ, આટલા રાષ્ટ્ર-કાર્યમા ગૂંથાયેલો છતાં મારા જેવા એક નાના માણસ માટે પણ ગોઠવણ કરવાની એને વિસ્મૃતિ ન થઇ! એમણે બધી જ વ્યવસ્થા કાળજીપૂર્વક કરાવી હતી. આ નાના કિસ્સામાં ગાંધીજીનો પ્રેમ તેમજ વ્યવહારકુશળતા એ ગુણો સરસ રીતે તરી આવે છે

# એક પત્ર

કાંતિલાલ શાહ

હઝરત અલી ઈસ્લામના ઓલિયા હતા. વિરપુરુષ હતા. કાબેલ યોદ્ધા હતા. ઉદારચરિત ઇન્સાન હતા. ગરીબો પ્રત્યે એમને પ્રેમ હતો, હમદર્દી હતી. દરિદ્રનારાયણની સેવા કરવા માટે એ સાદું જીવન પસંદ કરતા. સાદું ભોજન, સાદાં કપડાં, અને સાદાઈથી રહેવાનુ પસંદ કરતા. એનાથી વિરુદ્ધ તેમના મંડળમાંથી કોઈ આચરણ કરતું તો એમના દિલને આઘાત લાગતો, તેમને તેઓ ઠપકો દેતા. એમણે નીમેલા બસરાના એક સુબા ઉસમાને એક મોટા ભોજન સમારંભમાં ભાગ લીધાની હઝરત અલીને જાણ થતા મીઠા ઠપકાભર્યો પત્ર લખેલો તે અહીં આપીએ છીએ.

ગાંધીજીને પણ સાદાઈ જ પસંદ હતી તે સર્વવિદિત છે. એમના સમયમાં, એમના ઉપદેશો અને પ્રભાવશાલી વ્યક્તિત્વથી દેશના કેટલાક મહાજનો મોટા મોટા ભોજન સમારંભો-ઉદ્યાન સમારંભોથી દૂર રહેતા. આજે એવી પરિસ્થિતી રહી નથી-ત્યારે ગાંધીજીની વિચારસરણી અને તેજસ્વી વાણીની યાદ દેવડાવતો આ ઐતિહાસિક પત્ર પ્રસંગોચિત નીવડશે.

ખુદા તાલાના બન્દે,

મને ખબર મળી છે કે બસરાના પ્રજાજનોમાંથી કોઈએ તમને લગ્ન નિમિત્તે થતા જમણવારમાં ભોજનનું નોતરું આપ્યું અને તેમા તમે દોડી ગયા. તમારા માટે ત્યાં જાતજાતના સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરવામાં આવ્યાં હતાં. વિવિધ વાનીઓથી ભરેલી રકાબીઓ એક પછી એક તમારા પાસે આવતી હતી. અને તમે એ પ્રેમથી આરોગતા હતા.

તમે એવા શ્રીમંત લોકોના ભોજન સમારંભમાં જમવા જશો એમ મેં માન્યું નહોતું. પણ તમે ગયા

તમને થશે કે એમાં તે મેં એવુ કયુ મોટું પાપ કર્યું ? પણ સબુર કરો. હું એનો જ જવાબ આપું છુ. દરેક માણસ આચરણ માટે પોતાથી મોટા માણસ તરફ જુએ છે. મહાજનો જે રસ્તે જાય એ રસ્તે જ નાના માણસો જવા લલચાય છે. તેઓ પોતાના આગેવાનને દરેક કામના નમૂના ગણે છે. અને તેમની વિદ્યા અને જ્ઞાન દ્વારા તેઓ બોધપાઠ લે છે. આગેવાનો જે કંઇ આચરણ કરે છે તે પ્રમાણે નાના માણસો પ્રેરાય છે.

માટે ખબરદાર, એ રસ્તે જશો નહિ. તમારા જેવા આગેવાન માટે ભોજનમા બે રોટલી ને પહેરવાના બે કપડા બસ છે. તમે કદાચ એવા ઊંચા આદર્શને પહોંચી ન શકો અને એ પ્રમાણે ચાલી નહિ શકો, તમે મને આપણા શાંતિ ધર્મની સ્થાપનામાં મદદ કરવા ઇચ્છતા હો તો મારાં કામમા સાથ આપજો. હરામથી બચવા માટે ને હકકની સાથે રહેવા માટે હુ કોશિશ કરી રહ્યો છુ તમે તમારા સાચા આચરણથી એમા મદદ આપજો.

" હું અલ્લાના કસમ ખાઇને કહું છું કે આ ફાની દુનિયામાંથી મેં ધનનો ઢગલો કે સોનાનો ખજાનો એકઠો કર્યો નથી દુનિયાની સંપત્તિ વગેરેને સંઘરી નથી. અપરિગ્રહમા હું માનનારો છું. એટલી હદ સુધી કે, મારા જૂના કપડાને થીગડા લગાડવાનાં ચીંથરાં પણ અગાઉથી તૈયાર રાખ્યા નથી.

જો હું ધારું તો ધર્મ, નીતિ અને પ્રમાણિકતાને માર્ગે ચાલીને હું ચોક્ખું મધ અને ઘઉંની રોટી ખાઇ શકું તેમ છુ અને પહેરવા માટે રેશમના કપડાં પણ મેળવી શકુ તેમ છું. પણ આ જિંદગીનો હું મોહ રાખતો નથી. આ નાશવંત દેહના પ્યારને મારા પર સવાર થવા દઈશ નહિ. અને સ્વાદિષ્ટ ભોજન તરફનો લોભ મને ત્યાં ખેંચી જઇ શકશે નહિ.

હીજાઝ અને યમામ જિલ્લામાં એવા ગરીબ અને મોહતાજ લોકો છે જેમને પૂરી રોટી મળતી નથી. ધરાઇને ખાવું એટલે શું, પેટ ભરીને જમવુ એટલે શું એ તેઓ જાણે સમજ્યા જ નથી. ક્યાંથી સમજે ! એક ટંક પણ પેટ ભરીને ખાવાનું મળે તો સમજે ને ! આવા લોકો ઉપર શાસન કરનાર હું શું ખૂબ પેટ ભરીને ખાઇ રાત્રે નિરાંતે સુઇ શકું ખરો ? અરે રે ! મારી ચારે બાજુ ભૂખ્યાં પેટ અને પ્યાસાં કલેજાઓ તરફડે છે અને હું કેમ કરીને મેવા મીઠાઈ ને પકવાનો જમુ "

શું હું પેલા કવિઓએ જે કવિતા રચી છે તેને ચરિતાર્થ કરું ? તેમણે કવિતામાં કહ્યું છે કે:

"તારે એટલો જ રોગ બસ છે કે તારી આસપાસ જ્યારે ભૂખ્યા લોકો ભૂખથી તરફડતા હોય અને તેમને રોટીનો એક ટુકડો પણ ન મળતો હોય ત્યારે તું ખૂબ પેટ ભરીને ખાઇને નિરાંતે સૂઇ જા"

એક બાજુથી મને મોમિનીનનો અમીર કહેવામાં આવે અને બીજી બાજુ જે લોકો વચ્ચે હું રહું છું, તેમની મુસીબતમાં ભાગીદાર ન બનુ તો ખાલી મોમિનીનનો અમીર કહેવરાવવું શા ખપનુ ? મને ખાલી અમીર કહેવરાવવાથી થોડો સંતોષ થવાનો હતો ? હું સારા સારા ભોજન સમારંભમાં ભાગ લેવા માટે અને સ્વાદિષ્ટ મિષ્ટાનો ને મેવા મીઠાઈ જમવા માટે પેદા થયો નથી. બાન્ધેલા ઢોરનું ધ્યાન સારા ઘાસમાં જ રહે છે અથવા છુટા ઢોરનુ કામ જ્યા ત્યાંથી ચરવુ ને પેટ ભરવાનુ હોય છે એવી પશુવૃત્તિ ધરાવનાર હું ખાઉધરો પશુ નથી પણ ઇન્સાન છું. માલિકે મને મારી ખાઉધરા વૃત્તિને બહેકાવવા જન્મ આપ્યો નથી પણ તેની સાચી ઓળખ કરવા જન્મ આપ્યો છે. ઇન્સાનને માટે ખાવું પીવું ને પેટ ભરવું એટલુંજ બસ નથી, પણ એથી ઘણાં ઊંચા કામ તેને કરવાનાં હોય છે.

જે લોકોએ સ્વેચ્છાથી ગરીબી વેઠીને, તંગી વેઠીને ઇશ્વર પ્રત્યેના ફરજ અદા કરી અને રાતના ઊંઘવાથી દૂર રહ્યા તેમને લાખલાખ ધન્યવાદ ! દિવસભરની મહેનતને અંતે જ્યારે આંખમાં સાચી ઊંઘ આવી ત્યારે જેઓ હાથનું ઓશીકું ભોંય પથારી કરીને સૂતા એ લોકોને ધન્યવાદ છે. કયામતની બીકથી જેઓની આંખ ઉજાગરો કરે છે, એટલે કે સતત જાગૃત રહી ઇશ્વરથી ડરીને જેઓ ચાલે છે અને મોઢેથી એના નામના જેઓ જાપ જપે છે એ લોકો ધન્ય છે !

અય હુનેફના ફરઝંદ, તમે ખુદાથી હમેશાં બીતા રહેજો ! અને મન ઉપર સયમ રાખી મિષ્ટાનો અને સ્વાદિષ્ટ ભોજનોથી દૂર રહેજો તો જ તમે જહન્નમથી છૂટી શકશો.

---

૧૯૩૦ મા કરાચીમા ભરાયેલી હિંદી મહાસભાના દિવસો હતા. રોજ વહેલી સવારે મહાસભાના ઉઘાડા વિશાળ મંડપમા ગાંધીજી પ્રાર્થના માટે પધારતા, પરોઢિયે પાંચ વાગ્યે પણ ભકિતરસ ભોગી જનતાની ઠઠ ખૂબ જામતી. અમે સાત–આઠ કવિ–લેખકો એ પ્રાર્થનામાં નિયમિત હાજરી આપતા. પ્રાર્થના થયા પછી મહાત્માજી સવારના સાત સુધીમા થોડુંક ઊંઘી લેતા.

એક દિવસ પ્રાર્થના પછી ગાંધીજીને એમની પર્ણકુટિમાં મળવાનું અમને મન થયું. પ્રાર્થના પૂરી થયા પછી અમે કુટિરમાં પહોંચી ગયા. કુટિરને જમણે ખૂણે બાપુજી જરાક આડે પડખે થયા હતા. થોડેક છેટે મીરાબહેન કાંઇક વાંચી રહ્યા હતા. આવે ટાણે મહાત્માજીને મળવા દેવાની મનાઇ હતી છતા અમે સાતે જણ ચુપચુપ લાઇનબંધ બેસી ગયા.

મીરાંબહેને હસતાં હસતાં અર્ધજાગ્રત બાપુજીને કહ્યું, 'જુઓ તો ખરા, અત્યારમાં કોણ આવ્યું છે?'

બાપુજી બેઠા થયા ને અમને જોઈ હસી પડયા, 'તમને કવિઓને ઊંઘ આવતી હોય તેમ લાગતું નથી.'

'પહેલાં આવતી હતી, હવે ઊડી ગઇ છે' મે કહ્યું ને ફરી બધા હસ્યા

'મને એક કલાક સૂવા દીધો હોત તો ઠીક હતું.' બાપુજીએ કહ્યું.

'ત્યારે સૂઇ જાઓ, અમે જઇએ છીએ.'

'ના હવે દૂરથી આવ્યા છો તો બેસો. કહો હમણા શું ચાલે છે ?'

'બાપુજી મેં આપના વિષે એક કવિતા લખી છે તે વંચાવવા લઇ આવ્યો છું.' છેક છેવાડે બેઠેલા એક કવિએ કાંઈક હિંમતથી ને કાંઈક ઉતાવળથી એક કાગળ ગાંધીજી સામે મૂકયો.

ગાંધીજીએ થોડીક પ્રસન્નતાથી અને થોડીક વેદનાથી પેલા કવિ સામે જોયું. 'તમારી કવિતા મને કેટલો પ્રસન્ન કરશે તે હું કહી શકું નહિ, એના કરતા તમને રેંટિયો કાંતતા જોઉં તો હું પ્રસન્ન થાઉં.'

–ઇન્દુલાલ ગાંધી

# ઇશ્વરનાં દર્શન

રેહાના તૈયબજી

મસુરીમાં એક મિત્ર અમને મળવા આવ્યા. હરિકૃપાથી એ દિવસે હું એકલી જ ઘરમાં હતી, બાકી ઘરનાં બધાં ફરવા નીકળી ગયાં હતાં. સરસ સતસંગ થયો. ઉમદા સ્વભાવના માણસ હતા. હિન્દી હતા. વાતવાતમાં એમણે કહ્યું: 'બહેન, મારે માટે હિન્દુ મુસ્લિમ સહુ એક જ છે, હું કાંઇ ફેર જોતો નથી. સૌનાં હૃદય તો એક જ છે. મારે ઘણા મુસ્લિમ મિત્રો છે. મને મળવા કે હુલ્લડના વખતમાં પણ કાંઇ જાતની તકલીફ પડી નથી. એકવાર અમારા શહેરમાં હિન્દુ–મુસ્લિમ હુલ્લડ ફાટી નીકળ્યું. લોકો આવીને મને સલાહ આપવા લાગ્યા કે ઘર બદલી નાખો નહીં તો પસ્તાશો. મેં તેઓને કહ્યું કે, 'ભાઇ, મારી એક બાજુ મસ્જિદ છે અને બીજી બાજુ મંદિર છે, મારે વળી ડરવાનું હોય! મારા જેવો સુરક્ષિત બીજો કોણ હશે! અને હું ત્યાં જ રહ્યો, મને કાંઇ ન થયું!'

પછી કહે, 'બહેન, મારામાં શ્રદ્ધાનો છાંટો નથી! હું તો ઘણો યે શ્રદ્ધાળુ બનવા ચાહું છું પણ શું કરું? શ્રદ્ધા એમ થોડી જ આવે છે! મને મારી માની ખૂબ ઇર્ષા આવે છે એની શ્રદ્ધા અજબ છે! અને વળી કેન્સરના અસાધ્ય રોગથી પિડાય છે પણ એક ઉંહકારો ય નથી કરતી! હું એનો સગો દીકરો છું તો પણ મારે આશરે પણ એ રહેવા માગતી નથી! આ ઉમરે પણ પોતે થઇ શકે તે કામ કરી પેટ પૂરતું મેળવી લે છે. એક દિવસ અમારા એક નોકરને અછબડા નીકળ્યા. અમે એની ઓલીમાં છોકરાની તબિયત જોવા ગયા. એ જમીન પર પડ્યો હતો અને ખૂબ બિમાર હતો. મા એની પાસે જઇને બેસી ગઇ અને પેલા છોકરાનું માથું પોતાની ગોદમાં લઇ લીધું! અમે બોલી ઊઠ્યા, 'મા, આ શું કરે છે? આ તો ચેપી રોગ છે!'

માએ અત્યંત શાંતિથી જવાબ આપ્યો. 'દીકરા તું મારો દીકરો છે તેમ આ પણ એક માનો દીકરો છે, એની મા અહીં નથી તો હું એની પાસે આ ઓલીમાં રહીશ. જ્યારે તદ્દન સારું થઇ જશે અને કોઇને ચેપ લાગવાનો ભય નહીં રહે ત્યારે હું નાહી લઇશ. જાવ દીકરા, હવે તમે તમારે ઘેર જાવ, તમને નાનાં નાનાં બાળબચ્ચાં છે...'

એ આદમી કરોડપતિ છે, શું એવા ધનવાનોને પણ સ્વર્ગમાં જગા નહીં મળે?

હાલ જ્યાં સોફિયા કોલેજ છે, તે સમરસેટ હાઉસ (મુંબઇ)માં મારા દાદા બદરૂદીન તૈયબજીનું ઘર હતું. ખૂબ જ મોટું અને વળી એની સાથે બીજા ઘરો પણ સંકળાયેલાં હતાં. ખાસું મોટું કુટુમ્બ રહેતું હતું. એ વખતે દાદા સાહેબની શહેરના મોટા માણસોમાં ગણત્રી થતી હતી જાહોજલાલી પણ ભારે હતી. એક વાર ત્યાં કોઇનાં લગ્ન થવાનાં હતાં. અસંખ્ય મહેમાનોમાં એક બુઝર્ગ દંપતી પણ હતું, એમની સાથે એમની માંદી છોકરી પણ હતી. લગ્નની તૈયારી ધામધૂમથી ચાલતી હતી. સાથે માંદી છોકરીનો ઇલાજ પણ ચાલતો હતો. જેમજેમ લગ્નનો દિવસ નજીક આવતો ગયો તેમતેમ ગડબડ, દોડધામ અને તૈયારીઓ જોરશોરથી ચાલવા લાગી. આખરે લગ્નનો દિવસ પણ આવી લાગ્યો. સાંજ પડી નિકાહની ઘડી નજીક હતી મહેમાનોની ભીડ વધવા લાગી. ઘરનાં બધા બનીઠનીને મહેમાનોનું સ્વાગત કરવામાં રોકાયાં.

અને માળ પર માંદી છોકરી ગુજરી ગઇ!

એના ઘરડાં માબાપ પર ત્યારે શી ગુજરી હશે એ તો કોને ખબર? કલ્પના પણ કેમ કરી શકાય? નીચે ઢોલ–વાજાંનો શોરબકોર, ઘોડાગાડીઓની ધમાલ, નોકરોની ધમાચકડી, 'સલામ આલેકુમ' અને 'મુબારક સલામ'ની આપ–લેનો ગણગણાટ ઉપર વૃદ્ધ દંપતીના ઓરડામાં એક શાંત, અત્યંત શાંત, બિલકુલ શાંત ખામોશી...

મા–બાપે છોકરીનું શરીર ચાદરથી ઢાંકી દીધું. આંખો બંધ કરી દીધી અને ઓરડો વાસી દીધો. અને પછી હસતે ચહેરે બંને નીચે ઊતર્યાં. અને

સૌની સાથે હળ્યા મળ્યા નાનાઓને આશીર્વાદ આપ્યા, મોટાઓને મુબારકબાદ. દરેક ક્રિયામાં હાજર રહ્યા. કોઈને ખબર ન પડવા દીધી કે કંઈ અશુભ બન્યું છે.

લગ્નની ધામધુમ તો આખી રાત ચાલતી રહી. એ વૃદ્ધ મા-બાપ પુત્રીનું દુઃખ વિસારી રાતભર બીજાની ખુશીમાં પોતાની ખુશી મનાવતા રહ્યા.

સવારે જ્યારે બધું પતી ગયું ત્યારે શાંતિથી પોતાની પુત્રીના મરણની ખબર કરી.

સૌએ પોતાનું દુઃખ પ્રગટ કર્યું તે અત્યંત સ્વસ્થતાથી 'જે અલ્લાહે આપ્યું હતું તે તેણે લઈ લીધું !' કહી સાંત્વન મેળવ્યું.'

—'સુનિયે કાકાસાહેબ'

*

અમારો વાદવિવાદ શરૂ થયો. મેં કહ્યુંઃ 'તમે કોઈ વિષય બતાવો. હું એ પર લખી દઈશ.' મારે એક લેખ આપવાનો હતો. કાન્તિએ જવાબ આપ્યોઃ 'ના, તમે પોતે જ કોઈ વિષય પસંદ કરો.'

'પસંદગી તો સંપાદકની હોય.' મેં દૃઢતાથી જવાબ આપ્યો.

કાંતિએ એટલી જ દૃઢતાથી કહ્યું, 'ત્યારે તો વિષય તમે જ પસંદ કરો એ મારો મત છે.'

હું હાર્યો. એ જ ક્ષણે મને ઉપનિષદની એક સુંદર વાર્તા યાદ આવી.

દિવોદાસનો પુત્ર પ્રતર્દન એક બળવાન ક્ષત્રિય રાજા હતો. સંસારના આર્ત લોકોને એ મદદ કરતો. પરંતુ જરૂર પડતાં દેવોના રાજા ઇન્દ્રને પણ એ મદદ કરતો. એક વખત કોઈ એક ધર્મયુદ્ધમાં પોતાનું પૌરુષ પ્રગટ કરીને એણે ઇન્દ્રને રાજી કર્યો, સંતુષ્ટ ઇન્દ્રે એનું બહુમાન કરવાના હેતુથી પોતાના ભવ્ય પ્રાસાદમાં નોતર્યો. દેવરાજે પ્રતર્દનનું દબદબાભર્યું સ્વાગત કર્યું અને કહ્યું કે, 'તને વરદાન આપું છું, જે ઇચ્છા હોય તે માગી લે.'

પ્રતર્દને કહ્યુ, 'મનુષ્યને માટે જે હિતાવહ છે તે હું માગું છું.'

ઇન્દ્રે કહ્યું: 'વરદાન કોઈ બીજો પસંદ કરતો હશે શું ? વરદાનનો અર્થ જ એ છે કે પોતાની પસંદગીનું. પોતે શું ચાહે છે એ બીજો શું જાણે ? એટલે માણસે પોતે જ માગી લેવું જોઈએ. એ જ ઉચિત છે.'

પ્રતર્દન આટલાથી થોડો હાર માનવાનો હતો ! એણે ઇન્દ્રને કહ્યું: 'મેં માન્યું છે કે આપ સત્ય-પ્રતિજ્ઞ છો. આપ મને 'વર' આપનાર છો. 'વર'નો અર્થ છે શ્રેષ્ઠ ! જે સહુથી શ્રેષ્ઠ છે એ જ મને આપવા માટે આપ બંધાયેલા છો. માણસ માટે સહુથી શ્રેષ્ઠ શું છે એ ભલા હું શું જાણું ! અગર હું જે માગું એ જ તમે આપો તો એ 'અવર' (એટલે ઓછું) આપ્યું એમ ગણાશે. આપે તો મને વરદાન આપવા કહ્યું છે.' સત્યરૂપી ઇન્દ્ર એનાથી બંધાયા. ઉપનિષદકાર કહે છે. સત્ય હિ ઇન્દ્ર

આખરે ઇન્દ્રને જ વરદાન પસંદ કરવું પડ્યુ. ઇન્દ્રે કહ્યુંઃ 'હે, પ્રતર્દન ! તું મને ઓળખ મને સત્યને ઓળખવું એ જ માણસ માટે હિતકર છે. જે સત્યને વળગી રહે છે એને પાપ લાગતું નથી. એને કદી પશ્ચાત્તાપ થતો નથી'

–કાકા કાલેલકર

---

એક ભાઈએ અડસઠ તીર્થની યાત્રા કરી–મને તો ખબર પણ નથી કે કેટલા તીર્થ છે-એમની સાથે ભોજન કરવા માટે એક રસોયો પણ હતો. યાત્રા કરીને જ્યારે એ લોકો ઘરે પાછા ફર્યા તે દિવસે રસોયાએ બટાટાનું શાક કર્યું. પેલા ભાઈએ ખાવું શરૂ કર્યું. બટાટામાંથી એવી તો દુર્ગંધ આવતી હતી કે ખાઈ ન શકાય. પેલા ભાઈએ રસોયાને પૂછ્યું: "અરે, આ શું છે ! આમાં ખરાબ વાસ કેમ આવે છે ?" રસોયાએ જવાબ આપ્યો કે, "આ તો મેં બટાટાનું શાક બનાવ્યુ છે, જેને મેં અડસઠ તીર્થમાં સ્નાન કરાવ્યું છે." અગર આટઆટલાં તીર્થની યાત્રા કર્યા પછી બટાટાની હાલત ખરાબ થઈ હોય તો પેલા ભાઈની દશા કેવી થઈ હશે ! ભાઈઓ, આ નર્યો દંભ છે ! –વિનોબા



# જ્યારે અંતરની ઉમેદ જાગે છે

[એક આપકમી વિદ્યાથીંના પત્રો]

(૩)

મુ૦ શ્રી બાબુભાઇ, ૧૦-૯-'૫૪

નમસ્તે,

પ્રત્યુત્તર મળ્યે બે અઠવાડિયા થઈ ગયાં. સાચે જ સમયને અભાવે હું લખી શક્યો નથી. દિલગીર.

છેલ્લાં કેટલાંક સપ્તાહથી હું બે પાળી કરતો હતો. એક સવારે આઠથી સાંજે સાત સુધી. બીજું સાંજે સાડા સાતથી રાત્રે સાડા દશ સુધી. આવું ન કરું તો અહીંનું ખર્ચ શે પોષાય? વળી અત્યારે કોલેજોમાં રજાઓ હોવાથી કામ કરવાની તક છે. કોલેજ ઉઘડ્યા પછી એક જ કામ થશે.

સ્કોલરશીપની વ્યવસ્થા કર્યા બદલ જેટલો આભાર માનું તેટલો ઓછો છે. સાથે સાથે સ્કોલરશીપ આપનારને પણ કેમ ભુલાય? તેઓશ્રીનો પણ સહૃદય આભાર માનું છું.

હજી નાણાં શ્રી ચામનભાઈ પાસેથી લઈ આવ્યો નથી. તેઓ તમારા પત્રની અપેક્ષા રાખે છે. તેમને પત્ર લખશો એટલે તરત જ મને મળી જશે.

બીજું, મારા પિતાજી રૂ. ૧૦૦૦] મને મોકલવા લખે છે. મેં તેમને તે નાણા તમારે ત્યાં મોકલવા લખ્યું છે. તમે શ્રી ચામનભાઇને લખશો એટલે તે પણ મળી જશે. એમ એક વરસની સારી વ્યવસ્થા થઈ જશે.

એ સિવાય બીજી નવાજૂની હવામાન સિવાય શી હોય શકે? આજકાલ સખત ગરમી લાગે છે. એની પાછળ પાછળ ઠંડી અને વરસાદ દોડયાં આવે એટલે રાહત રહે છે. ટેમ્પરેચર ૬૦ 'F થી ૭૦ 'F જેટલું રહે છે. ખુલ્લા આકાશ નીચે સૂર્યકિરણોનો લહાવો લેવા બધા બહાર નીકળે ત્યાં તો મેઘજીભાઇની સવારી આવી પહોંચે અને ભીંજવી દે. ગરમીથી ત્રાસી ઉઘાડા થઈ રહ્યા હોઇએ ત્યાં ઠંડીનું મોજું ફરી વળે તો ઓઢયે જ છૂટકો.

આજના દિવસો સત્તર અઢાર કલાક લાંબા ચાલે છે. એવો પણ સમય આવશે જ્યારે રાત્રિનું સામ્રાજ્ય અત્યારના દિવસ જેટલું લાંબુ થઇ જશે.

આવા ડામાડોળ હવામાનમાં માનસિક અને શારીરિક સ્થિતિ ડામાડોળ ન થાય તેટલી તકેદારી રાખવી જરૂરી છે. છેલ્લા દશ માસથી એકધારી નાવ ચાલ્યા કરે છે ઇશ્વરકૃપાથી એમ જ ચાલ્યા કરશે એવું નિઃશંક લાગે છે. હજી દુધિયું જીવન ચાલે છે. 'બ્રેડ બટર ને દૂધ, શરીર કરે મજબૂત' એવું સૂત્ર મારા પર અજમાવ્યું છે. અર્ધી આની જેટલીય નિષ્ફળતા જણાતી નથી.

સર્વેને યાદ-વંદન. અરવિંદના પ્રણામ.

(૪)

મુ૦ શ્રી બાબુભાઈ, ૧૬-૯-'૫૪

નમસ્તે.

ગત સપ્તાહમાં ચેક મળી ગયો, આભાર. એ રીતે શિષ્યવૃત્તિ આપનાર બિરાદરનો પણ આભાર.

એક વરસની ફી અને પુસ્તકો માટે લગભગ બસ થઇ જશે. બીજી બાજુ નોકરી ચાલુ છે એટલે પેટિયાની ચિંતા કરવા જેવું નથી. થોડામાંથી થોડું બચાવવા પ્રયાસ કરું છું. એમ કરતાં થોડાં નાણાં ભેગાં થાય તો આવતા વરસમાં ઉમેરો થાય.

કોલેજ તા. ૨૦ મી થી શરુ થાય છે, સમયની એંચ. ન. પરે માટે મેં ચાલુ અઠવાડિયાથી નોકરીના સમયમાં કાપ મૂકી દીધો છે. થોડા પૈસા ઓછા મળશે. (૭ શિ. રોજ ઓછા મળશે) પણ અભ્યાસ વધુ થશે. વિદ્યા અને લક્ષ્મી બેની ખેંચતાણ ચાલે છે. એમાં ગરીબ ગાય જેવી વિદ્યાનો પક્ષ લીધે જ છૂટકો. લક્ષ્મી તો આજ છે અને કાલ નથી. ત્યારે એ વિદ્યા જિંદગીભર મને તેવા સંજોગોમાં દગો નહિ દે તેની ખાત્રી છે. કોઇકોઈ વખત લક્ષ્મી

એવી ભીંસ દે છે કે અકળાઈ જવાય. પણ વિદ્યા ત્યારે સહારો દે છે. આશ્વાસન આપે છે. અકળામણમાંથી ઉગારે છે.

આજે હવે મારું કમાણીનું ધોરણ ૮ થી ૧૦ પાઉન્ડ અઠવાડિયાના ગણાય તેટલું છે. પણ અભ્યાસ કરવાનો હોવાથી તેનો મોહ છોડયે જ છૂટકો.

ખાસ નવાઝૂનીમાં હવામાન બદલાયું છે. ટેમ્પરેચર ૬૦°F ની આસપાસ રહેવા લાગ્યું છે. પાનખર શરૂ થાય છે. દોઢ બે માસમાં ઝાડના ઠુંઠાં જોવા મળશે. ફરી ઉનાળો આવે અને પાન ફૂટે ત્યારે ખરાં. આમ ઠંડી પછી ગરમી–ઉનાળા પછી શિયાળો–રાતની પાછળ દિ' અને સુખ પછી દુઃખ એવાં કેટલાય અવળાં-સવળાં દ્વંદ્વ ચાલ્યા જ કરે છે. કુદરતના આ અવિરત સંગ્રામમાથી કોણ બચી શકે છે. મોટામોટા પહાડો અને સાગરો, અને તેથીય મોટા સૂર્ય-ચંદ્ર અને તારલાય એમાંથી બચી નથી શકતા, તો પછી આ સાડાત્રણ હાથના ટચૂકડા પામર માનવીનો શો હિસાબ ?

ખેર, જે થાય તે ઈશ્વરકૃપા.

બધાને યાદ વંદન. અરવિંદના પ્રણામ.

*

સરદાર કાયદાનો અભ્યાસ કરતા ત્યારે એક મિત્રની સાથે અભ્યાસ માટે તૈયારી કરવા બે મહિના બાકરોલ રહેલા. તે દરમ્યાન એમને બગલમાં કાર્બાંકલાડી થઈ. ગામડામાં બીજા ઉપાયો તો શા થઈ શકે ? કોઈકે એમને સલાહ આપી કે ગામના વાળંદ પાસે નસ્તર મૂકાવી દો. સરદારે તે વાળંદને બોલાવ્યો. વાળંદે લોખંડનો સળિયો ધગધગતો કરીને કાર્બાંકલાડી પર ચાંપ્યો. પણ અંદરનું પરુ કાઢી નાખવાની હિંમત ન ચાલી. સરદારથી આ સહન ન થયું એમણે તો વાળંદના હાથમાંથી 'આમ જોયા શું કરે છે ? લાવ, તારાથી ન થાય તો હુ જ ડામું.' કહીને સળિયો લઈને પોતાના હાથે જ બેસી દીધો. અને ચારે તરફ ફેરવી બધું પરુ કાઢી નાખ્યું. આવી હતી સરદારની સહનશક્તિ અને ધીરજ !

*

વિલાયતમાં સરદાર બેરીસ્ટરીનો અભ્યાસ કરતા ત્યારનો આ પ્રસંગ છે. એક અંગ્રેજ બાઈને ત્યાં સરદાર રહેતા હતા. ૧૯૧૧ના મે મહિનામાં એક દિવસ નહાતી વેળા સરદારને ચક્કર આવ્યા. પછી તો સખ્ત તાવ આવ્યો. અને પગમાં વાળાનું દર્દ જણાયું. એક નર્સિંગ હોમમાં દાખલ થયા. ત્યાં ઓપરેશન કરાવ્યું. ડૉકટરને વાળાના દર્દની ખબર નહીં એટલે વાળો પૂરેપૂરો બહાર નીકળ્યો નહીં. ડૉકટરે બીજી વાર ઓપરેશન કર્યું. તેથી તો દર્દ ઊલટું વધ્યું અને ઉપરથી ધનુર થયું. સ્થિતિ ગંભીર થઈ ગઈ. પેલો ડૉકટર તો કહે કે જીવ બચાવવો હોય તો એક રસ્તો છે, પગ કપાવી નાખો. સરદારને તો હિન્દુસ્તાન આવી બેરીસ્ટરી કરવી હતી. એમ લંગડા લંગડા બેરીસ્ટરી થાય નહીં. એક બીજા ડૉકટર પાસે તપાસ કરાવી તેણે કહ્યું કે ઓપરેશન તો કરવું જ પડે. પણ તે સફળ તો જ થાય જો કલોરોફોર્મ ન લો તો. સરદારે તો હા પાડી. 'મારે કલોરોફોર્મની કશી જરૂર નથી. ગમે તેટલી પીડા કે દુખ થાય તે હું સહન કરી શકું એમ છું.' અને પેલા ડૉકટરે ઓપરેશન કર્યું. ઓપરેશન પૂરું થયું ત્યાં સુધી સરદારે એક ઉંહકારો પણ ન કર્યો ! સર્જન અને એના મદદનીશો બોલી ઊઠ્યા : 'આવો દરદી અમને પહેલી જ વાર મળ્યો છે.'

કેવી ગજબની સહનશક્તિ !

*

ફૂલની માળા આપવાનો આપણા દેશનો ખાસ રિવાજ છે. એમાં દરેક ફૂલ અલગ અલગ રહે છે અને તેમની અંદર એક દોરો પરોવાયેલો રહે છે. એ આપણા સમાજની રચના છે. દરેક વ્યક્તિને પોતાના વિકાસ માટે પૂરેપૂરો મોકો અને એકતાને માટે પ્રેમનો દોરો. ક્લગીમાં એથી જુદું હોય છે એમાં ફૂલોને એકઠા કરીને બાંધી દેવામાં આવે છે એ પણ એક સમાજરચના છે. -વિનોબા

# દાનવીર ફઝલ

બરામિકા વંશનો નાશ થયો તે પછીની આ વાત છે. એક દિવસ ખલીફા હારૂન રશીદ શિકાર માટે પોતાના રસાલા સહિત જતા હતા ત્યાં રસ્તામાં બરામિકાના ખંડેરો એમની નજરે પડયા.

સામાન્ય રીતે લોકોને એવી ટેવ હોય છે કે કોઇ પડતર ઐતિહાસિક સ્થળોની મુલાકાત લે છે ત્યારે ત્યાં કંઇ ને કંઈ ચીતરામણ કરી આવે છે. પેલાં ખંડેરોમાં એક ઠેકાણે ભીંત પર કેટલાક શે'ર લખ્યા હતા તે ખલીફાએ જોયા, વાંચ્યા. એનો ભાવ આમ હતો :

'હે ઘર! તેં તારામાં વસનારને એવી રીતે વિખેરીને બરબાદ કર્યા કે તે ફરીથી ફરી એકઠા થઇ ન શકયાં.

મેં અહીં એવાં લોકોને જોયાં હતાં કે જેના એક એક કામ પર લોકોના લાભહાનિનો આધાર હતો.

તને હવે જે જુએ છે તે ચીસ પાડે છે.

જેમની છાયામાં જીવન વ્યતિત થતાં એ લોકો ચાલ્યા ગયા. અને હવે એવા લોકો બાકી રહી ગયા છે કે જેમના જીવવાનો કશો અર્થ નથી.'

ખલીફાના હૃદય પર આ શે'રોએ ઘણી અસર કરી. તેમની સાથે સફર કરતા અલ્લામા અસમઇને તેમણે પૂછયું: 'તમે બરામિકા ખાનદાન વિષે કંઇ જાણો છો?'

અસમઇએ કહ્યું: 'જીવતદાન બક્ષો તો કહુ!' હારૂને ખાત્રી આપી. પછી અસમઇએ પોતાની નજરે જોયેલી હકીકત કહી 'હું એક દિવસ ફઝલ બિન યહ્યા સાથે શિકારે જતો હતો. રસ્તે અમે પડાવ કર્યો. એવામાં અમારી પાસે એક બદ્દુ ઊંટ પર સવાર થઇ આવી પહોંચ્યો. ફઝલે તેને જોતાં જ મને કહ્યું: 'આ માણસ મને શોધતો આવ્યો લાગે છે.' અને હતું તેમ જ. પેલા ઊંટસ્વારે તંબુઓની કતાર ભેદીને અમારી પાસે આવી નમન કર્યું. ફઝલે તેને બેસવાનો ઇશારો કર્યો અને પૂછયું: 'કયાંથી આવો છો?'

'હું કઝાઆ કબીલામાંથી આવું છું'. તેણે કહ્યું.

'અહીંથી તમારું વતન કેટલું દૂર?'

'લગભગ બે હજાર ચારસો માઇલ.'

'એટલે દૂરથી, કપરો રસ્તો વટાવી અહીં આવવાનું કારણ?'

'અહીંના બુઝુર્ગોની નેકનામી ને ઉદારતાની ખ્યાતિ મને અહીં ખેંચી લાવી.'

'એ બુઝુર્ગો કોણ?'

'બરામિકા'

'એ તો એક ખાનદાનનું, કબીલાનું, નામ છે, તમે એમાંથી કોની ખ્યાતિ સાંભળી અહીં આવ્યા?'

'ફઝલની, તે યહયાનો પુત્ર અને ખાલિદનો પૌત્ર થાય.'

'તમે સાચું કહો છો. પણ તે તો મહાન અને પ્રતિભાશાળી માણસ છે. જ્યારે તે આમ સભામાં બેસે છે ત્યારે વિદ્વાનો, સાહિત્યકારો, કવિઓ અને કુળ-નિષ્ણાતો તેની આસપાસ હોય છે. તમે કયા વર્ગમાં છો? આલિમ છો કે અદિબ?'

'ના રે હું તો મામુલી માણસ છું.'

'તો પછી એમને મળવા માટે કોઇનો ભલામણ પત્ર લાવ્યા છો ખરા?'

'ના.'

'એ તો ભારે આશ્ચર્યની વાત! સીધેસીધા તમે એમને મળશો શી રીતે!'

'મારી કશી લાગવગ તો નથી પણ મેં એમને માટે એ શે'ર લખ્યા છે તે એમને સંભળાવીશ. મને ખાત્રી છે કે એ શે'ર મારી સાચી સિફારસ કરશે.'

'વારૂ તે શે'ર મને જ સંભળાવો. મને ગમશે તો હું તમને મળવાની સલાહ આપીશ. નહીં તો અહીંથી જ વતન પાછા ફરવા કહીશ.'

'તમારી ઇચ્છા છે તો સાંભળો.'

'તમે જોયું? સખાવતની પરંપરા ઠેઠ આદમથી ચાલી આવે છે અને તે ફઝલ સુધી પહોંચી છે.

'કોઇ બાળકને જો ભૂખ લાગે છે અને તેની માતા ફઝલનું નામ લે તો તે બાળક શાંત થઇ જાય.'

'સુબ્હાનઅલ્લાહ! સરસ શે'રો છે. પણ ધારો કે એ શે'ર સાંભળી કોઈ એમ કહે કે આ શે'ર તો બીજા શાયરના છે અને તે ફઝલ પાસેથી ઈનામ મેળવી ચૂકયો છે, તો તમે શું કરશો?'

'તો હું આ શે'રો સંભળાવીશ.

'આદમે પ્રાણ ત્યાગતી વખતે વસિયત કરી હતી કે મારા બાળકોનો ખ્યાલ રાખજે. તેં તેની વસિયતનું પાલન કર્યું, અને આદમની સંતતિ ભૂખમરાથી સુરક્ષિત રહી.'

'ખરેખર, આ ઉત્તમ પ્રકૃતિના શે'ર છે. પણ ધારો કે ફઝલ તમારી કસોટી કરવા કહે કે, આ શે'ર તમે લોકો પાસેથી સાંભળીને મને કહ્યા છે તો પછી શું કરશો?'

'ત્યારે હું ચૂપ થોડો રહેવાનો હતો? તરત આ શે'ર સંભળાવીશ

અગર ભલાઈને કહેવામાં આવે કે તું ભલા માણસને કંઈક કહે તો તે બુલંદ સ્વરે તે પુકારશે હે ફઝલ! જો તારી સખાવત રેતી ખર્ચવા લાગી જશે તો તે રેતી પણ સખાવતને કારણે એક દિવસ પૂરી થઈ જશે.'

'પણ ટીકાકારો તો દર પ્રકારે ટીકા કરશે તો તમે શું કહેશો?'

'ત્યારે હું આ શે'ર સંભળાવીશ

'માણસ બે પ્રકારના હોય છે મુસ્તાક અને ફૈયાઝ. મુસ્તાક તો હું છું અને ફૈયાઝ તો છે ફઝલ. પરંતુ બેમાં તફાવત એટલો જ છે કે મારા જેવા તો દુનિયામાં ઘણા મળશે પણ ફઝલ જેવો કોઈ નહીં મળે.'

ફઝલ આ શે'ર સાંભળી શરમાયો. એને ભય હતો કે બદ્દુ કંઈ વિશેષ ન કહે એટલે તેણે કહ્યું. 'મને નથી લાગતું કે ફઝલ તમારી આવી આકરી કસોટી કરે. પણ મારે તમારા બીજા શે'રો સાંભળવા છે તો સંભળાવો.'

'ત્યારે સાંભળો

'કોઈએ ફઝલની દાનવીરતાની ટીકા કરી ત્યારે મેં કહ્યું, નિંદા શું નદીને નુકસાન કરી શકે છે?

શું તું ફઝલને દાન કરતો અટકાવીશ? વાદળથી કોઈ વરસાદને થોભાવી શકે છે?

ઉજ્જડ નગરમાં વરસાદ વરસે એવી રીતે ફઝલની બક્ષિસો નગરમાં થાય છે.

લોકો ચારે તરફથી ફઝલ પાસે કદરની આશાએ ચાલ્યા આવે છે. અને તેમને કંઈ ને કંઈ મળી જ જાય છે.'

ફઝલ બદ્દુના ઉપરના શે'ર સાંભળીને પોતાનું હસવું ખાળી ન શકયા પછી કહ્યું 'હે આરબ, તે ફઝલ હું પોતે જ છું. તારે જે જોઈતુ હોય તે મારી પાસે માગી લે.'

'તમે મારી મજાક તો નથી કરતા ને?'

'ના. સાચું જ કહું છું. તારે જોઈતું હોય તે સંકોચ વિના માગ'

'મારે દશ હજાર દિરમની જરૂર છે.'

તારી માગણી કબૂલ રાખવામાં આવે છે અને તરત જ બદ્દુને દશ હજાર દિરમ આપવાનો હુકમ કર્યો આટલી મોટી રકમ એક અજાણ્યા બદ્દુને આપી દેવી ખજાનચીને ઠીક લાગી નહી. તેણે ફઝલને કહ્યું 'આ દાન નથી પણ નાણા વેડફાય છે અહીં તહીંથી તફડાવેલા શે'ર સંભળાવનારને આવું મોટું ઇનામ ન અપાય

'લાંબી મજલ ખેડીને આવેલા ઈનામના હકદારને મારાથી વંચિત ન રખાય.' ફઝલે કહ્યું.

ખજાનચીએ જોયું કે આમ તો ફઝલને રોકી શકાય તેમ નથી ત્યારે તેણે એક યુકિત કરી કહ્યું: 'હું આપને એક તીર આપું છું તે તમે આ બદ્દુ પર છોડજો. જો તે તીરને એ શે'રની ઢાલથી રોકી શકે તો તેને ઇનામ આપજો નહીંતર થોડી વાટખર્ચી આપી વિદાય કરજો'

ફઝલ ખજાનચીનું કહેવું માન્ય રાખવા વિચારતો હતો ત્યાં બદ્દુએ શે'ર સંભળાવ્યો: તારા ધનુષ્યની કમાન બુઝુર્ગી, દુશ્મની અને સખાવતની કમાન છે. અને તારું તીર ઈજ્જતનું તીર છે, તેનાથી તું મારી ગરીબી પર નિશાન લગાવ!

બદ્દુનો આ શે'ર સાંભળી ફઝલ એટલો ખુશ થયો કે તેને બદ્દુને બીજા એક લાખ દિરમ આપવાનો હુકમ કર્યો. બદ્દુ ઇનામ લઈને વિદાય થયો. જતી વખતે એની આંખમાં આંસુ હતાં એ જોઈ ફઝલે

તેને પૂછ્યુ: 'તું રડે છે શા માટે ?' શું હજી કોઇ ઇચ્છા બાકી રહી છે ?'

બદૂએ જવાબ આપવાને બદલે બે શે'ર સંભળાવ્યા.

'હું એટલા માટે રડું છું કે તમારા જેવા દાનવીરને મૃત્યુ જ્યારે છીનવી લઈ જશે ત્યારે અમારા જેવાની કદર કોણ કરશે ?

કોઇ ચીજ વસ્તુ ગુમ થાય, ઘોડા કે ઊંટ મરી જાય તેને મુસીબત નથી કહેતા મુસીબત તેને કહે છે કે જે મહાન માણસના મૃત્યુથી, તેનાથી પોષાતી એક દુનિયા મરી જાય.'

જ્યારે અંસમઇ બરામિકાનો આ આખો કિસ્સો ખલીફા હારૂન રશીદને સંભળાવીને મૂંગા રહ્યા ત્યારે ખલીફાથી બોલાઇ જવાયું: 'બરામિકા ખાનદાન ખરેખર કદરદાન અને દાનવીર હતું. અફસોસ મેં એ સૌને કતલ કરાવી નાખ્યાં.'

★

# ઈશ્વરનું નિર્માણ

પચ્ચીસ વર્ષ પહેલાંની આ વાત છે. સવારે ટહેલવા નીકળ્યો હતો. એક દેવળ આગળથી હું પસાર થતો હતો. ત્યાં મારે કાને પાદરીની પ્રાર્થનાના શબ્દો પડયા. એ ઇશુને પ્રાર્થના કરતો હતો: 'હે પરમેશ્વર! અમારા દુશ્મનોનો નાશ કર! વિધર્મીઓ માટે નર્કનાં દ્વાર ખોલી નાખો! અમારા દેશને સુખ સમૃદ્ધિથી છલકાવી દો! અમારા સમ્રાટને જગતમાં વિશ્વવિજયી બનાવો!'

આજે પચ્ચીસ વર્ષ પછી પણ આ જ મતલબનાં પ્રાર્થના પ્રવચનો આપણાં દેવળોમાં કરવામાં આવે છે! મારાં હૃદયમાં એ સાંભળીને વિદ્રોહની ભાવના આંધીની પેઠે જાગે છે. આ ભગવાન તે કેવોક છે? મારો આત્મા એવા ભગવાનને નમવાની સાફ સાફ ના પાડે છે, એવા ભગવાનની ઘૃણા કરે છે! એ ભગવાન ભૂત દયાનું કે પ્રેમનું પ્રતીક નથી. આ તો હિંસાનો, રક્તપાતનો ઈશ્વર છે! જે એ વિભાગો પાડી શયતાનનું હાસ્ય વેરે છે! એ ઈશ્વરના રાજ્યમાં ચેતનાનો પોકાર અર્થહીન થઇ ગયો છે, કરુણા અને પ્રેમ પોતાનો ઉદ્દેશ ભૂલી ગયા છે, આસ્થા પ્રવંચનામાં પલટાઇ ગઇ છે, અને ધર્મ વ્યક્તિગત સ્વાર્થનું સાધન બની ગયો છે.

છેલ્લાં પચ્ચીસ વર્ષથી હું આ ઈશ્વરની ઘૃણા કરું છું, અને મારી કલ્પનામાં એક એવો ઈશ્વર સર્જું છું કે જે મનુષ્યને અપાર ગૌરવ અને મહિમાના પ્રત્યેક કાર્યને પૂરું કરી આપે. તેમાં મદદ કરે, એવા ઈશ્વરની શોધમાં મેં બધાં જૂનાં-નવાં જીવનદર્શનો વાંચી નાખ્યાં પણ મને ક્યાંય પણ સંપૂર્ણ સંતોષ થાય-સાંત્વન મળે એવું દેખાયું નહીં. હા હિન્દુઓનાં વેદાંત વાંચવા પછી મને થોડી આશા બંધાઇ છે ખરી, એણે મારી કલ્પનાના ઈશ્વરને બરાબર રૂપ આપ્યું છે. હિન્દુદર્શન પોકાર કરીને કહે છે કે, 'મને ઘૃણાથી મુક્ત કરો, મને અજાતશત્રુ બનાવો, અને જ્યારે ભાવનાની આંધી ફેલાઇ રહી હોય ત્યારે મને એવી ચંચળ પ્રજ્ઞા આપો કે, જેથી હું સૌને સમજી શકું અને ચાહી શકું....'

આ શાબ્દિક પ્રાર્થનાનો અર્થ સમજાવતા ઉપનિષદ આગળ કહે છે, 'અહીં', ત્યાં બધે જ, આનંદનું માત્ર એક જ સાધન છે અને તે સૃજન. સૃજનની સામે બધાં સુખ માત્ર છાયા જેવાં છે. ચાહે એ સૃજન શરીરના રૂપમાં હો યા આત્માના રૂપમાં હો. સૃજન આપણને આ શરીરના બંધનમાંથી મુક્ત કરે છે. અને જીવનની ઠોકરો ખવડાવીને દેવ બનાવવા માગે છે. કેમ કે એ સૃજન શિલ્પી છે. એક એવો શિલ્પી કે જેની સામે સર્વભક્ષી કાળ પણ પોતાની હાર કબૂલી છે

–રોમાં રોલાં

# મીંઢોળબંધાઓનું રણ

અનવર આગેવાન

સાંજનો વખત હતો. સંધ્યાની કસુંબલતા કાજળઘેરી બની રહી હતી. સુમસામ દેખાતી સીમડી વચ્ચે સરકતો ઉજ્જડ ને ભેંકાર રસ્તો પાણીના રેલા જેવો વહેતો હતો. એવે ટાણે એક ચારણ ઘોડેસ્વાર પોતાના બાપદાદાનું લેણું પતાવી વેરાન વગડાની વાટ કાપતો ઝપાટાબંધ પસાર થઇ રહ્યો હતો. એની રાંગમાં જાતવંતી ઘોડી રમી રહી હતી. કેડમાં ચાર સોની ચોરસી ઝુલતી પડી છે. પાસે રૂપિયા બે હજારની બે કોથળીઓ છે. આમ પોતાની પાસે જોખમ હોવાથી મનમાં વિચારે છે કે, જો કોઈ ગામડું આડું આવે તો રાતવાસો રહી જઉં ! કોને ખબર છે રાતનો સમય રહ્યો ને વળી એકને પડે...!

ઘોડેસ્વાર દૂર દૂર નજર ફેંકતો ચકરવકર જોતો વેગે જઇ રહ્યો છે. એટલામાં થોડેક દૂર જટાજુથ વનરાજી વચ્ચે દિવાની તેજબત્તી ઝબૂકતી દેખાઇ. એ જોતાં જ મનને થોડી ધરપત થઇ. માણકીને એણે એડી મારી વહેતી મૂકી. પવનવેગે માણકી પલકારામાં તો ગામને ઝાંપે આવી પહોંચી. ગામને ઝાંપે તોતીંગ દરવાજો હતો. આખો ય દરવાજો ઝાકમઝોળ જ્યોતે ઝળહળતો હતો. આ જોઇ ઘોડેસ્વાર જુવાન થોડી વાર તો ખમચાયો. પણ જોખમના ભયે એને રાત રહેવું હતું, એટલે વધુ વિચાર કરે તે પહેલા દરવાજામાં દાખલ થયો.

બજારમાં જુવે છે તો ચારેકોર દીવડા...ને .. દીવડા ! ઝાકમઝોળ જયોતનો તેજપુંજ. ઝળહળાટ સિવાય જાણે બધું જ સુનકાર કોઇ માણસને નામે નજરે જ ન ચડે. તો ય એ તો માણકીને રમાડતો જ બજાર વચાળે ચાલ્યો આવે છે બજાર લગભગ ખલાસ થવા આવી. એ છેડે એક નાનકડી ડેલી ઉઘાડી દેખી તરત જુવાને ઘોડી થંભાવી. ત્યાં તો એક ગૌરવર્ણી ડોશી આછા મલીરમાં ઓપતી, હાથમા બજરનો દાબડો લઇ આગળ આવી

ઘોડેસ્વારે પૂછ્યું "માડી ! રાતવાસો રે'વો છે. વટેમાર્ગુ છું, આજની રાત પડ્યો રહેવા દેશો ?"

"બેટા આવ, આજની રાત રે'વી છે એમાં શું ?"

ડોશીએ વળતો જવાબ પ્રસન્ન ચિત્તે વાળ્યો. એથી ઘોડેસ્વારે ઘોડા પરથી ઉતરીને ખડકીમાં પગ મૂક્યો. ફળિયામાં આવતાં ડોશીએ કહ્યું : "દીકરા ઘોડીને સામા ફરજામાં બાંધી દે !"

ડોશીએ તો ફળિયા વચાળે ઢોલીયો ઢાળ્યો. ઉપર ભાતીગળ ધડકી પાથરી. માથે બધક બાલોચ્યુ બિછાવ્યું. જુવાનને બેસાડ્યો પાસે ચમકતો પીત્તળનો લોટો ભરીને મૂક્યો. પાણીનો લોટો હાથમા લેતા જુવાને ધીરેથી પૂછ્યુ "માડી જાતે કેવાં છો?"

"દીકરા છીએ તો બામણ. તું કેવો છે ?" માડીએ સહેજ નમ્રભાવે પૂછ્યું.

"માડી હું ય છઉં તો ચારણ"

"વાહ, તંઇ તો દેવી પુતર ! ભલે આવ્યો દીકરા ! ચારણનો દીકરો મારે ત્યાં કયાંથી ?.. દીકરા, કાંઇ જરજોખમ હોય તો કે'જે વખત છે. હોય તો લાવ. પટારામા મેલી દઉ સવારે ઊઠે તંઇ લઈ લેજે '

થોડી વાર તો ચારણ કંઇ બોલ્યો નહીં. પણ મનમા તો થયું કે, ડોસી એકલી છે ને વળી સુખી લાગે છે. એમ વિચારી ચારણે ઘાડીનું પલાણ ઉતારી હજાર-હજારની બે કોથળીઓ ખડીયામાંથી કાઢીને ડોસીને સાચવવા આપી. ડોસી લઇને પટારામા મૂકી આવી. ને ચારણ પાસે બેઠી.

"દીકરા, હું તો સાવ ભૂલી જ ગઇ ! વાળુ તો કયાંથી કર્યું હશે ! હાલ્ય રોટલો ને દૂધ છે. વાળુ કરી લે !" આમ આગ્રહ કરીને ડોસીએ ચારણને દૂધ રોટલાનું વાળુ કરાવ્યુ. ઘોડીના જોગાણ માટે પાવડો ભરી લીને છમ બાજરો નીર્યો

આખા દિવસનો થાકીનો લોથ થઇ ગયેલો ચારણ મીજીકશા પણ પૂછપરછ કર્યા વગર વાળુ પાણી કરીને ઢોલીયા પર આડે પડખે થયો. સૂતા સૂતા મનમાં વિચાર આવ્યો કે ગામ કેવું રળિયામણું છે. પણ જાણે એકે ય માણસ ન રહેતું હોય તેમ કશી બોલચાલ સંભળાતી નથી આનું શું કારણ હશે ? આમ વિચારમા ને વિચારમાં થાકેલો ચારણ તો સુઇ ગયો.

સવાર પડયું. સુરજનાં કરડાં કિરણો તતેલા ચારણુની કાયાને કરડવા લાગ્યા તાપથી ચામડી ચટપટવા લાગી ચારણ આળસ મરડીને બેઠો થયો. જુએ છે તો પોતે વેરાન પ્રદેશમા ઉજજડ ટેકરા માથે આળોટતો પડયો હતો! પેલી ડોશી, ઘર કે ફરજો કશું જ નહોતું. બધું જ ગાયબ! ઘોડી એક નાની બોરડીના થડ સાથે બાધી હતી ધણી જાગ્યો જાણી ઘોડીએ હાવળ નાખી ધણીને માન આપતી હોય તેમ પોતાનો આગલો પગ જમીન પર ઠોકવા મડી ચારણને અચબાનો પાર રહ્યો નહી ઘડીભર તો એને થયુ કે હુ જાગું છું કે ઊંઘુ છું? તની ખાત્રી કરવા પોતાની આગળી કરડી જોઇને સફાળો ઉભો થઇ ગયો પોતા પાસેની ચીજો સભાળવા લાગ્યો. જોયુ તો અંગ પર એ સી ને વીંટી હતી પણ નહોતી હજાર-હજારની બે કોથળીઓ! આસપાસ જોયુ તો કોઇ દેખાયુ નહી. આશ્ચર્ય ને ભય વચ્ચે ઝોલા ખાતો ચારણ ઝટપટ સામદો થાતો. ઘોડી પર સ્વાર થઇ રવાના થયો ઘોડીને મારી મૂકી. પથ મ ડયો કાપવા લગભગ બપોર થવા આવ્યા એવે સમયે એક ગામને ઝાંપે આવી પહોંચ્યો ગામને પાદર આવી પૂછયું. ' ભાઈ અહી કોઇ ચારણનુ ખોરડુ છે કે? '

ગામઝાંપે ઊભેલા એક જુવાને જવાબ વાળ્યો 'હા' એમ કહીને ઠેકાણુ બતાવતા કહ્યુ. " ગામના ચોનાથી ઊગમણી દિશાએ સીધી ગેરીમા વળજો. બે ડેલી મૂકીને ત્રીજી ડેલી તે ચારણની" આમ પૂછનો ઘોડેસ્વાર ચારણની ડેલીએ ગયો.

નાની સરખા ડેલી છે ડેલીની એક બાજુ ઓટલા પર એક ચારણ હોકો પીતો બેઠો હતો. ત્યા જ તેણે આગંતુક જુવાન દીઠો જોતાં જ ચહેરા પરથી પારખી ગયો કે એ તો ચારણનો દીકરો. એથી તે તરત જ ઊભો થઇને સામો ચાલ્યો. જુવાને ઘોડા પરથી ઉતરીને પુછયું "ચારણનું આ જ ખોરડું?'

હા, આ જ" એમ કહીને આગંતુકને બાથ ભીડી ને લઈ ગમ ણમાં બાંધી જુવાનને પોતાની પાસે બેસાર્યો. પછીનો સંગ ભરી તેની આગળ ધર્યો

હોકો ગગડાવતાં પેલા ચારણે આગંતુકને પુછયુ ક્યા રેવા મરવા' ' આવ્યુ છુ તો આમ આથે રથી" એમ કહીને ચારણે એક ઊંડો નિસાસો નાખ્યો.

ઘરધણી તરત આગંતુક ચારણના મોઢાના ભાવો કળી ગયો. ખરલમાં અફીણની કટકી નાખતા બોલ્યો " કહો. મોટું શે'ર-પાટણ ભાળીને રાતવાસો રહ્યા લાગો છો? પણ ના, કઇ મથુ તો નથી ને!"

" તમને કેમ ખબર પડી?" આશ્ચર્ય પામતા જુવાને આતુરતાથી પૂછયુ

" જો છાતી ન ધડકે તો વાત મ ડું!" અફીણને ગરણીમા રેડતા ઘરધણીએ કહ્યુ

થડકવાનુ હોય જ નહી જો થડકયો હોત તો મવારમા ઊંરતો વેત ફાટી પડયો હોત પણ થઇ છે બહુ બૂરી! રૂપિયા બે હજારની બે થેલીનો કયાય પત્તા ન લાગ્યો. ઉપાય ખરો?'

"જુવાન થઇ ભારે કહેવાય! ' એમ કહી અંજલિમા કસુંબો લઇ તેને પાયો અને પોતે પણ લીધો. ઉપર ડુંગા કર્યા. સોપારી વાતરી મોમા નાખી હોકાની નળી મોઢામાં લેતા ચારણે વાત શરૂ કરી

"જુવાન જો બીશ નહી હો!

એ ગામ નથી પણ ત્યા તો એવો દેખાવ કાયમ રાતે નવા દિવસોમા થાય છે. જો તુ પાછો આવતા આમે મહિનાની આ જ તિથિએ આવી પહોંચે ને એ જ જગ્યાએ જા તો તને તારા રૂપિયા પાછા મળી જાય ત્યા જતાં, રાતે તને ફરી એવું જ ગામ દેખાશે. પણ જો તું જા ને રાતોરાત પાછો ફરે તો જ કામ આવે. રાતે પાછા ફરતા તારી પાછળ હજારો ભૂતાવળ દોડે તો પણ તારે બીવુ નહી અને પાછુ વાળી જોવુ પણ નહી. આટલી હિમ્મત હોય તો ભાર નથી એ ભૂતાવળોનો કે તને અડી શકે! પણ બીવરાવી નાખ્યો કે તારા હાડકા પણ ચાવી જાય"

" પણ મૃ ત્યુ-કોઇ આમ હતું કે શું? એ વિના આમ રમુ જાગે નહી!" આ વિશે વધુ જાણવાની ઇચ્છાથી જુવાને વાત આગળ વધારી

'જુવાન, એ હતીતાનો ગીઓ કહેવાય છે ગુજરાતમાથી બાજ બેલવાળો કોઇ કારણ સર નાસી અ વેના તે રે' અહીં' સુધી આવ્યા એ ગાળામા ગીઓ વસાવીને એ રહ્યા. પણ જ્યારે બોખડાજી ગે'હીલને ' વહાણ લૂંટવા બદલ દ ડ દેવા સુત્રે જતા હતો તે દિ' આ ગામને પાદર કોમ હગામ ગોરીને

પાણીયારીની છેડતી કરી, ગામના નાયક મહેતાને આ વાતની ખબર પડી. મહેતાએ તત્કાળ ઝંપલાવ્યું ! અને સવા મણ જનોયું ઊતારી દીધી. ને લોહીની નદીઓ વહેવડાવી. કૈંક આશાભર્યા ને કૈંક મીંઢોળબંધા જુવાનો ખપી ગયા. એ વખતે ગામમાં બીજી કોમની જાનું પણ આવેલી. તેણે પણ આ બ્રાહ્મણોનું વહેતું ખૂન જોઈ ઝંપલાવ્યું. અને એ પણ માર્યા ગયા. ત્યાર બાદ એ ઉજજડ થઈ ગયું. આ બધા અવગતે જનારાનું રણ આજ પણ જાગે છે. બીજું કંઈ નથી.

હજી પણ એ હડીલાનો ટીંબો કહેવાય છે. કારણ કે હડીલો મહેતો તેનો નાયક હતો."

આમ અથથી ઇતિ સુધીનો તમામ ઇતિહાસ યજમાન ચારણે કહી સંભળાવ્યો. જુવાનની બનતી આસતો સ્વાગતા કરી અને એક દહાડો રોકી બીજે દિવસે વિદાય કર્યો.

આ વાતને બરાબર એક વરસ વીતી ગયું. અને બીજા વરસની એ જ આસો મહિનાની તિથિએ ચારણ જુવાન માણકી ઘોડીને લઈ રવાના થયો. ભેટમાં જમૈયો, કમરે તલવાર, હાથમાં ભાલો લઈ સજ્જ થઈ ચારણ જુવાન પેલા ચારણને ત્યાં આવ્યો. કસુંબો લીધો, બપોરા કર્યા. સાંજ પડી એટલે બે હજારની થેલી રૂપી કન્યા લાડીને પરણવા તલપાપડ બનેલો જુવાન મોતને માંડવે જવા તૈયાર થયો. જતાં જતાં યજમાન ચારણે કહ્યું.

"જુવાન...જોજે હો ! જાનનું જોખમ છે. જીવતાં હશું તો ફરી મેળવશું. બે હજાર જતાં કરી દે.'

"એ શું બોલ્યા ! મરદને મોતનો ડર હોય ? હવે મારે પૈસાની લાલચ નથી, પણ મારે તો ભેદ જાણવો છે." એટલું કહી એણે માણકીને એડી મારી મૂકી. પેલો ચારણ તો જોઈ જ રહ્યો.

સંધ્યાની સજ્જા ઊડી ગઈ છે, અંધકાર જાગી રહ્યો છે, દિવડે વાટ-ચડતી સગે બળી રહી છે. એવે સમે એક વરસ પછી એ જ તિથિએ પેલા ગામને ઝાંપે આવી પહોંચ્યો.

માણકીને નચાવતો પેલી ડોસીની ડેલીએ આવી ઊભો. ડોસીને ઉંબરમાં જ બેઠેલા જોઈ જુવાને ઘોડી પર બેઠા બેઠા જ સાદ કર્યો "માડી ! પેલા રૂપિયાની કોથળીયું આલજો."

"હા બાપ. એક વરસ સુધી રાખી મૂકી. મેં ધાર્યું કે તું ભૂલી ગયો. ઠીક થયું બાપ. લે !" કહીને ડોસીએ ઘરમાંથી બે કોથળિયો લાવી આપી. એને ખડિયામાં નાખી જુવાને, માડીને રામ રામ કરીને 'જય ચંડી' નું નામ લઈને માણકીને રવાલ ચાલે મારી મૂકી. એની પાછળ ધમસાણ શહેરની શેરીઓ ગાજી ઊઠી-હાહાકાર મચી ગયો' મારો મારો દોડો દોડો ઊભો રે'જે !'ના ગગનભેદી અવાજ વાતાવરણને ધ્રુજાવી રહ્યા ને ચારણ જુવાન હેમખેમ બે હજારની થેલી લઈને ઘેર પાછો ફર્યો.*

---

*અમરેલી પંથકમાં 'હડીલાનો ટીંબો' તરીકે ઓળખાતો આ ટીંબો આજેય મોજૂદ છે. અગાઉ ત્યાં ગામ વસેલું હોવું જોઈએ. કારણ કે ગામના અવશેષ જેવાં ખંડિયેરો હજી જોવા મળે છે.–લેખક

---

અનુક્રમણિકા .. १२ ફેબ્રુઆરી ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

થાય છે. ને, 'મને પણ બીજાં પ્રાણીઓ જેવી લાંબી પૂછડી હોય તો કેવું સારું' એમ વિચારે છે ત્યાં પીંજરામાં પૂરાયેલા બાવાજીને એ છોડાવે છે, બાવાજી તેને બદલામાં મનગમતા પૂછડાં લગાડી આપવાનું કહે છે. અને પછી જે બને છે તે બધું રમુજી છે. અંતે સસુને પોતાની ટૂંકી પૂછડી જ ગમે છે!

**હલ્લુની ભવાઈ:** લે૦ ભાનુશંકર જોષી. સસલાની હોટલ, હલ્લુની ભવાઇ, સહિયારી ખેતી, ગધુજીની અકકલ, ખરીદી અને શિયાળ પટેલ, વાર્તાઓ આ ચોપડીમાં છે. એકંદરે બધી રસાળ છે.

**રાજાની મીની:** લે૦ 'પરમાલ' અને જીવરામ જોષી. એક વાદીગર પાસેથી મેળવેલી બિલાડી પર ઘેલા થયેલા રાજાની બિલાડી–પ્રેમની રમુજી લાંબી વાર્તા છે. તે સિવાય, ગાયનઘેલો રાજા, બુદ્ધિ ચડે કે કળા? અને આપબળ વિદ્યા એ ત્રણ નાની વાર્તાઓ છે.

**પરીકથા ગુચ્છ:** આ ગુચ્છની સાતે ચોપડીઓમાં સળંગ તેમજ લઘુ પરીકથાઓ અપાઇ છે. બાળ સહજ કલ્પનાને વેગ આપે ને જગાવે એવા ચમત્કાર અને કૌતુકપ્રધાન, મુખ્યત્વે રાજારાણી ને રાજકુમારનાં પાત્રો આસપાસ ગૂંથાયેલ છે આપણા રાજ્યતંત્રમાંથી રાજારાણી–રાજકુમાર હવે અદૃશ્ય થયાં છે ત્યારે હવે નવા પાત્રોની આસપાસ નવા યુગની જીવનભાવનાને અનુરૂપ પરીકથાઓ યોજાય તો કેવું સારું! રચિયા અને ચીને એવા મફળ પ્રયોગો કર્યા છે જ. દરેક ચોપડીનુ મૂલ્ય બાર આના છે.

**સુગંધી મૃગ:** લે૦ કુમુદચંદ્ર મહેતા. આ સળંગ લાંબી વાર્તા છે. એક સાધુ પાસે સુગંધી મૃગ હોય છે તેની આસપાસ પ્રસંગોની ગૂથણી કરીને વાર્તાનુ આલેખન થયું છે.

**વાંદરમુખી** સં૦ નટવરલાલ માલવી. આ ચોપડીમાં વાંદરમુખી, હરિદાસ, કાનફાકણી, ત્રણ પરીકથાઓ અપાઇ છે.

**ફૂલનગરની રાણી** લે૦ ભાનુશંકર જોષી રાજારાણીની આસપાસ પ્રસંગોની ગૂંથણી કરી, રહસ્ય, ભેદતત્ત્વ સાહસ, ચમત્કાર આદિ તત્ત્વોથી વાર્તા રસપૂર્ણ બની છે.

**ગોપાળદેવ** ગોપાળદેવ અને તેના મિત્રોની ચાળીસ પાનાની વાર્તા સાથે 'ધોકો' નામની લઘુ વાર્તા પણ અપાઈ છે.

**દૈત્યપુરીનો જમાઈ** સં૦ નટવરલાલ માલવી. આ ચોપડીમાં દૈત્યપુરીનો જમાઇ અને રેણુકા એમ બે સાધારણ લાંબી વાર્તાઓ છે.

**પરીની દોસ્તી:** સં૦ નટવરલાલ માલવી. આ ચોપડીમા પરીની ભેટ, પરીની દોસ્તી, ગુલપરી, અને બટમોગરો એમ ચાર પરીકથાઓ અપાઈ છે.

**સોનાનો દેવ** આ ચોપડીમા સોનાનો દેવ, હિમબાલા, અને કયા પુણ્યે રાજ્ય મળ્યું? એ ત્રણ પરીકથાઓ અપાઇ છે.

**શૂરો શાર્દુળજાંગ** સ. નટવરલાલ માલવી જુદા જુદા લેખકોએ લખેલ ઐતિહાસિક બનાવો અને પાત્રો આસપાસ ગૂંથેલ આઠ વાર્તાઓ રુચિર વાચન સાથે જાણવાજોગ માહિતી પણ આપે છે.

**ઈતર પ્રકાશનો:–બાંધ ગઠરિયાં** લે૦ ચંદ્રવદન મહેતા. ભા ૧–૨ મૂ૦ બે ભાગનુ સાત રૂપિયા.

જાણીતા લેખક શ્રી ચંદ્રવદન મહેતાની આ આપકથા 'કુમાર' માસિકમા પ્રગટ થતી હતી ને થાય છે. તે ગ્રંથરૂપે ગાંડીવ તરફથી બે ભાગમાં બહાર પડી છે.

**હિસાતરી:** લે૦ ડાહ્યાભાઇ પટેલ બાર આઠ સો મૂ૦ સવા બે રૂપિયા. સામાજિક નવલકથા, અવલોકન હવે પછી.

—૨૦ અ૦



રજી૦ નં૦ બી૦ ૫૨૫૫



# ઇચ્છા

*

એક દિવસ મુજ નેણ બિડાશે, નહિ દેખું ધરતીને.
ત્યાર પછી યે આ જ રીતે બસ રાત ફરી ઢળવાની;
જાગ્રત જગ પર પ્રભાત ઊગશે, ગુંજારવ પણ થાશે,
ઘેર ઘેર સુખમાં ને દુઃખમાં વેળા યે વહી જાશે.

યાદ કરીને એને આજે નિખિલ વિશ્વને નીરખું,
જે કંઈ મારી નજરે પડતું તુચ્છ કશું યે તે ના;
આજ મને આ ધરતી પરનું સઘળું દુર્લભ લાગે,
અલ્પ સ્થાન ને અલ્પ પ્રાણ પણ તુચ્છ મને ના લાગે.

જે ન મળ્યું ને મળ્યું મને તે સર્વ ભલે ને જાતું,
કેવળ તુચ્છ ગણી મેં જેને ચહ્યું નથી તે માગું!

ગુરુદેવ

અનુ૦ —અનિલ


[ વાર્ષિક લવાજમ રૂપિયા ૬ · પરદેશમાં રૂપિયા ૮ ]

# ધારાવાપ

વર્ષ ૮ :: અંક ૨

"હિન્દ વિખૂટું નીકળશે તો એશિયાનો અંત આવશે. બહુ જ યથાર્થ રીતે હિન્દને અનેક ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓના સમન્વયની ભૂમિ તરીકે ઓળખવામાં આવ્યું છે. એશિયા, આફ્રિકા અગર બીજા કોઈ પણ ખંડમાં વસતી ધરાવતી એ કોઈ શોષિત તેમ જ કચડાયેલી પ્રજા ને માટે હિન્દ આશારૂપ થાઓ અને હંમેશાં તેવું રહો."

—ગાંધીજી



સંપાદક : નવીન ગાંધી

રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ



# ઇચ્છા

*

એક દિવસ મુજ નેણ બિડાશે, નહિ દેખું ધરતીને,
ત્યાર પછી યે આ જ રીતે બસ રાત ફરી ઢળવાની;
જાગ્રત જગ પર પ્રભાત ઊગશે, ગુંજારવ પણ થાશે.
ઘેર ઘેર સુખમાં ને દુઃખમાં વેળા યે વહી જાશે.

યાદ કરીને એને આજે નિખિલ વિશ્વને નીરખું,
જે કંઈ મારી નજરે પડતું તુચ્છ કશું યે તે ના;
આજ મને આ ધરતી પરનું સઘળું દુર્લભ લાગે,
અલ્પ સ્થાન ને અલ્પ પ્રાણ પણ તુચ્છ મને ના લાગે.

જે ન મળ્યું ને મળ્યું મને તે સર્વ ભલે ને જાતું,
કેવળ તુચ્છ ગણી મેં જેને ચહ્યું નથી તે માગું !

ગુરુદેવ — અનુ૦ —અનિલ

# ગ્રંથાવલોકન

## ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના પ્રકાશનો

**સસ્મરણો:** લે૦ ગણેશ વાસુદેવ માવળકર, પૃ૦ ૨૪૦, મૂ૦ બે રૂપિયા દાદાસાહેબે આ પુસ્તકની યોજના ગાધીજીના એમના પર આવેલા પત્રોની આસપાસ, જે જે પ્રસગો અગે એ પત્રો લખાયેલા તેની ઝીણી વિગત સાથે, સસ્મરણના રૂપમા કરી છે

ગાધીજીએ અમદાવાદ આશ્રમ સ્થાપી વસવાટ કર્યો ત્યારથી તે પ્રાદેશીક વિદ્યાપીઠ અગે બાપુજી સાથેની ચર્ચા સુધીના પ્રસગો આ પુસ્તકમા ગૂથી લેવાયા છે

એકે એક પ્રસગ આલેખતા તેની પૂર્વભૂમિકા પૂરી ઝીણવટથી અને કાળજીપૂર્વક અપાઈ છે તેથી પ્રસગો સમજવા બહુ સરળ થઈ પડે છે

મુખ્યત્વે તો આ લેખકનુ આત્મકથન છે એટલે લેખકને જે કહેવાનુ છે તે માટે જ લખાયુ છે, છતા આમા પ્રસગગૂથણી એવી થઈ છે કે, લેખકના ચારિત્ર સાથે તત્કાલિન રાજકારણ અને ગાધીજીની જીવનભાવનાનુ ચિત્ર બહુ સુરખ ઊઠ્યુ છે તે દૃષ્ટિએ આ પુસ્તક ઉપયોગી છે

ટ્રસ્ટના દસ્તાવેજો અને કોપીરાઈટ અગે ગાધીજીની દૃષ્ટિ શી હતી તે, સત્યાગ્રહ આશ્રમ નવજીવન ટ્રસ્ટ વગેરેના દસ્તાવેજો અને એમના લખાણો અગે ઊભો થયેલ કોપીરાઈટનો પ્રશ્ન, એ પ્રસગોના આલેખનમાથી જાણવા મળે છે કસ્તુરબા ટ્રસ્ટનો પ્રસગ પણ અગત્યનો છે

દાદાસાહેબે શરૂઆતમા ગુજરાતના રાજકારણમા—અને હવે તો પાર્લામેન્ટના સ્પીકરપદે છે તેથી રાષ્ટ્રના—ગણનાપાત્ર ફાળો આપ્યો છે એ સુવિદિત છે તેથી આ આત્મકથનમા જાહેર જીવનના અનેક પ્રશ્નો અને પ્રસગો તથા ગાધીજીની જીવનભાવના ગૂથાઈ ગયા છે

કેટલાક જાહેર પ્રશ્નો અગે ગાધીજીનુ દૃષ્ટિબિન્દુ જાણવા આ પુસ્તક સારુ સાધન છે તે સાથે હિન્દની આઝાદીની લડતના યુગના, મુખ્યત્વે ગુજરાતના રાજકારણના અભ્યાસ માટે ય ઉપયોગી છે

પુસ્તકમા કથારસ ઓછો છે, પણ વિગતોની ઝીણવટ ઘણી છે અતિશયોક્તિ રહીત સયમી અને સ્વસ્થ આલેખન, એ આ પુસ્તકની તરી આવતી વિશિષ્ટતા છે

અમે આ પુસ્તકને આવકારીએ છીએ

**ખેડા સત્યાગ્રહ.** લે૦ શકરલાલ દ્વારકાદાસ પરીખ, પૃ૦ ૩૧૪, મૂ૦ ત્રણ રૂપિયા

૧૯૧૭–૧૮મા લડાયેલી ખેડાની નાકરની ઐતિહાસિક લડતના વિગતે લખાયેલા પુસ્તકની આ બીજી આવૃત્તિ છે

કેટલાય સમયથી મૂળ પુસ્ત મળતુ ન હોવાથી આ બીજી આવૃત્તિ પ્રગટ થઈ તે સારુ જ થયુ છે

ગાધીજીએ આફ્રિકાથી આવ્યા પછી હિન્દના રાજકારણમા પ્રવેશ કર્યો, અને ચપારણ્ય અને ખેડાની લડતો લડી, ને આઝાદીની લડતમા એક નવો ચીલો પાડ્યો પ્રજાશક્તિને જગાડી સાવી અનેક લડત બાદ હિન્દને આઝાદી મળી એ આઝાદીજગનુ ‘ખેડાની લડત’ એક યશસ્વી પ્રકરણ છે તેમા ગાધીજી સાથે સરદાર વલ્લભભાઈ અને ગુજરાતના સગઠિયા ખેડૂતની તસ્વીર આબાદ ઉપસી આવી છે

**વિચાર માધુરી** (ભાગ ૨) લે૦ આચાર્ય આનદશકર ધ્રુવ પૃ૦ ૮૯૧ મૂ૦ સે રૂપિયા સમર્થ વિચારક આચાર્ય આનદશકર ધ્રુવના, મુખ્યત્વે એમના તત્રીપદે ચાલતા ‘વસત માસિકમા પ્રગટ થયેલા જુદા જુદા વિષયો પરના નાના મોટા લખાણોનો આ સગ્રહ છે આવા કેટલાક લખાણો પહેલા ભાગમા પ્રગટ થયા છે બાકી લખાણો ભાગ બીજામા સઘરાયા છે

આચાર્યશ્રીની વિશાળ દૃષ્ટિ અને ઊંડા અભ્યાસના પરિપાક સમા આ વિચારપ્રેરક લખાણો અભ્યાસી વાચકોને ગમશે જ ઉચ્ચ અભ્યાસના વિદ્યાર્થીઓને તો ખાસ માર્ગદર્શક નીવડશે



# કિશોરલાલભાઈના પત્રો

સમર્થ વિચારક અને ગાંધી વિચારધારાના અનન્ય મીમાંસક શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળાએ એક જિજ્ઞાસુ રચનાત્મક કાર્યકર શ્રી મણિભાઈ પર જુદા જુદા વિષય પર લખેલા તે તે વિષય પર ઉજ્જવળ પ્રકાશ પાથરતા ને પ્રેરતા કેટલાક મહત્ત્વના પત્રો, અન્ય જીજ્ઞાસુઓને પણ એટલા જ ઉપયોગી હોઈ આ અંકથી 'પ્યારા બાપુ'માં આપવા શરૂ કરીએ છીએ. આશા છે કે વાચકોને ગમશે અને ઉપયોગી નીવડશે.

શ્રી કિશોરલાલભાઈ સતત માંદગી અને કામમાં ગૂંથાયેલા હોવા છતાં અદનામાં અદના માણસને પણ તેના પત્રનો સંતોષકારક જવાબ આપતા. એમાંનાં કેટલાંક લખાણો તો કાયમી ઉપયોગી હોવાનાં જ. એમનું એ વેરવિખેર પડેલું કીમતી પત્રસાહિત્ય ગ્રંથસ્થ થાય એ ઇચ્છવા યોગ્ય છે. તે કામ દેખીતી રીતે જ, શ્રી કિશોરલાલભાઈનાં અન્ય પુસ્તકોની પ્રકાશક નવજીવન સંસ્થાનું છે. આશા રાખીએ કે સંસ્થા એ કામ, ઝડપથી ઉપાડી લે.

દરમ્યાનં, એવા કીમતી પત્રો—જે જાહેર ઉપયોગના હોય કોઈ ભાઈ પાસે હોય તો અમારા પર મોકલી આપશે તો યોગ્ય લાગતા 'પ્યારા બાપુ' માં પ્રગટ કરીશું.

અહીં આપેલા પત્રમાં બ્રહ્મચર્ય વિશે શ્રી મશરૂવાળાએ ટૂંકમાં ઘણું કહી નાખ્યું છે —સં૦

**સ્નેહી શ્રી મણિભાઈ,** વર્ધા તા૦ ૫–૧૦–'૩૫

બ્રહ્મચર્ય અંગેની તમારી માગણી સમજ્યો છું. આજે મારી એ વિષય પર કલમ ચાલતી નથી. જ્યારે અંદરથી પ્રેરણા થશે ત્યારે લખી શકીશ. આજે મને એ વિષય પર લખવાનો અધિકાર અનુભવાતો નથી

એક વાત કહી શકું. કામવાસના, કેવળ વિચાર-બુદ્ધિથી સારાસાર સમજાયાથી નિર્મૂળ નથી થઈ શકતી. ઘણાને માટે એનો કેવળ મર્યાદિત સંયમ જ શકય છે. સંપૂર્ણ સંયમ શકય નથી. એટલે જો મન વિવાહિત જીવનની માગણી કર્યા જ કરે તો સંયમી વિવાહિત જીવન સ્વીકારવામાં શરમ ન માનવી જોઈએ.

બીજું, જ્યાં સુધી જીવનમાં કાંઈક પણ પ્રાપ્ત કરવાની અભિલાષા રહી છે, ત્યાં સુધી કામનું બીજ રહેલું છે. જે પોતાની અભિલાષા સિદ્ધ કરી શકતો નથી, તે પોતાનાં બાળકો દ્વારા એને સિદ્ધ થયેલી જોવાની આશા સેવે છે. એટલે કે પોતાની અપૂર્ણ અભિલાષાનું બીજ પાછળ મૂકી જવાનું ઇચ્છે છે. એથી કામવાસનાને વશમાં રાખવાનો એક ઉપાય એ છે કે પોતાની જીવનની અભિલાષા જે હોય તેને પાર પાડવા રાતદિવસ મહેનત કરવી. પોતાની અભિલાષામાં જે એકાગ્ર થાય તે કામવાસનાને વધારે સહેલાઈથી વશ રાખી શકે છે.

જો બ્રહ્મચર્ય છતાં તેજ નથી આવતું, શરીર સુધરતું નથી, તો અયોગ્ય માર્ગે વિર્યનાશ થતો હોવાનો સંભવ છે, અથવા કોઈ બીજો રોગ છે. અથવા બળવાન વિષયેચ્છા હોવા છતા અતિ પ્રયત્નથી બ્રહ્મચર્ય પાળે છે, એવાને માટે કેટલીક વાર વિચાર દ્વારા જ શરીર સુધરે છે

બ્રહ્મચર્ય અને અહિંસાનો સંબંધ ઘટાવી શકાય. પણ એમ બધાના પરસ્પર સંબંધ ઘટાવવાની શી જરુર છે? સ્વતંત્રપણે ઠીક લાગે તો તેટલુ બસ નથી?

કિશોરલાલના વ૦ મા૦

# ફાગણુ કે દિન ચાર

ક્ષણભંગૂર જીવનનો બોધ મીરાં—'ફાગણુ કે દિન ચાર...' જેવાં ચિત્તમાં જડાઈ જાય એવા પ્રેરક પદમાં આપી દે છે.

હોળીખેલનનો એનો ઉપદેશ પણ કેવો છે! એણે બોધેલું હોલીખેલન તો જીવનભર ચાલે એવું દિવ્ય સાથેનું છે.



લાકડાં—છાણાં—અડાયાં વેચવા આવેલા કણબીના ગાડામાંથી ચોરીને કે ધાક ધમકીથી પડાવી લીધેલાં બળતણુ હોળીચકલે ખડકીને હોળી પ્રગટાવી, બિભત્સતાની છાંટવાળા સ્થૂળ રસનાં હોળીગીતો, ફટાણાં ગાઈ, કે ગારાના લોંદા રાહદારી પર ફેંકીને, ગંદું પાણી છાંટીને, કે નનામીઓ કાઢીને હોળી ઉજવતા આપણા લોકોને આ દિવ્ય હોલીખેલનનો રસાનંદ સમજાય તો..... .

કરતાલ અને પખવાજ વિના જ અનહદની ઝંકાર વાગે છે, રાગ સૂર વિના જ રોમેરોમથી રણકાર ઊઠે છે, શીલ-સંતોષની કેસર ઘોળી, પ્રેમની પીચકારી ભરી છે. દિવ્ય ગુલાલથી વાદળ લાલ થયું છે ને રંગ વરસી રહ્યો છે, ઘૂંઘટના પટ ખુલી ગયા છે, હવે લોકલાજ મેલી દે, પ્રભુ પ્રીતમને ચિત્ત ધારી, હોળી ખેલ .. પછી અવસર નહીં રહે. કેમ કે, 'ફાગણુ કે દિન ચાર' જ છે....

*

ફાગણુ કે દિન ચાર, હોલી ખેલ મના રે.

બીન કરતાલ બજત પખવાજ હે, અનહદ કી ઝંકાર.
હોલી૦

બીન સૂર રાગ છતીશ આલાપે, રોમરોમ રણુકાર.
હોલી૦

શીલ સંતોષ કી કેસર ઘોલી, પ્રેમ કી ભરી પિચકાર.
હોલી૦

ઉડત ગુલાલ લાલ ભયે બાદલ, બરસત રંગ અપાર.
હોલી૦

ઘૂંઘટ કે પટ ખુલ ગયે સબ, લોકલાજ તજ ડાર.
હોલી૦

હોલી ખેલે પ્રીતમ પ્યારી, સો પ્રિતમ ચિત્ત ધાર.
હોલી૦

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણુકમલ બલિહાર.
હોલી૦

# મારા ચારિત્ર્યગુરુ બાપુ

રેહાના તૈયબજી

અલ્લાહની કૃપાથી મને કેટકેટલા સાધુ સંતોનું સાંનિધ્ય અને આશીર્વાદ મળ્યા છે! કોઇ ભક્ત, કોઇ જ્ઞાની, કોઇ તપસ્વી, કોઇ સિદ્ધસ્વામી .. પરંતુ કોઈનાથી મને પૂરેપૂરો સંતોષ પ્રાપ્ત થયો નહી. કેમ કે, કોઈનીય તરફથી મને ચારિત્ર્યસુધારની પ્રેરણા મળી નહી. કોઇ બીજાને પણ એમના તરફથી ચારિત્ર્યસુધારની પ્રેરણા મળી હોય એવું પણ મેં જોયું નથી. એ બધા પરથી થોડા દિવસમાં જ મારું મન ઊઠી ગયું. ભાવનાઓ, આવેશો સિદ્ધિઓ ચમત્કારો, જ્ઞાનોપદેશની રેલમછેલ, રોજરોજના ઉત્સવ! પરંતુ વ્યવહાર આધ્યાત્મિકતા ધરેલુ ઈશ્વરી શક્તિ, રોજરોજની સૌજન્યતાનું નામો નિશાન નહી! મે વર્ષો સુધી જોયુ છે કે ગુરુ બેઠા બેઠા મોટી મોટી આધ્યાત્મિક વાતો કરે છે અને ચેનાઓ સામે બેસીને હિચકીઓ ખાઇ ખાઇને ઝમે છે, અને માથું નમાવે છે અને ઓહ આહ! વાહ! ના ઊંડા ઊંડા ગરમ ગરમ નિસાસા મૂકે છે! આખ નાક લૂછતા લૂછતાં ગુણગાન કરે છે અને અંદર અંદર લડે છે! એકબીજાની ચુગલી ચાડી કરે છે, એકબીજાનાં ગળ કાપે છે અને ગુરુજી એ બિચારા પર મુડદા પર ગીધ બેઠા હોય તેમ તેમને માથે ચોંટીને બેઠા હોય છે! દરેકની એવી ઈચ્છા હોય છે કે ગુરુને, આપણા બાપનો માલ બનાવીને રાખી મૂકીએ!

આવા તોફાનમાં વહાલા બાપુજીનો મારા જીવન ક્ષિતિજે ઉદય થયો.

પહેલા પહેલાં તો હુ એમને થોડી થોડી મળતી રહી. કોઇ કોઇ વાર અમદાવાદ મળવા જતી, કદી અહી તહી, સભાઓમાં, સ્ટેશન પર મુલાકાત થઇ જતી. સંબંધ સાથે ધીરે ધીરે સ્નેહ વધતો ગયો, સાથે સાથે, 'મીઠું ખાશો નહી' 'મસાલો ખશો નહીં' 'મિઠાઈ ખાશો નહી' વગેરે શિખામણો પણ મળતી ગઇ! એ સાંભળી સાંભળીને હું કેઈ વાર હસતી, કોઈ વાર ચિડાતી કોઈવાર ગભરાઇ



જતી! કોઈવાર આશ્રમજીવનની કઠણાઇઓ સાંભળી વ્યાકુળ થઈ જતી કોઇવાર છોકરાઓ માટેના આકરા વ્રત નિયમો જાણી દુખી થઈ જતી આને આ ખાવા નથી દેતા ફલાણાને તે ખાવા નથી દેતા દુનિયા કરતા જુદી જ જીવનરીત શીખવાય છે આગળ જતા એમનુ શુ થશે? અને બિચારા બા! આવુ જીવન એમનાથી કેમ બરદાસ્ત થતુ હશે? આવી આવી ચર્ચા અમારા ઘરમાં ચાલ્યા કરતી અમે લોકો બાપુની તરફ ખેંચાતા જતા હતા અને સાથે આશ્રમી જીવનના રીતરિવાજના આગ્રહથી પરેશાન થતા હતાં' આમ વરસો સુધી ચાલ્યુ

બાપુ સાબરમતી આવ્યા અને અમે કયારેક કયારેક ત્યાં જઈ તેમને મળતાં જે દિવસે જતા તે દિવસની સાયં પ્રાર્થનામાં મારે ભજન ગાવાનુ જ!

જેમજેમ બાપુ સાથે અમારો સંપર્ક વધતો ગયો તેમતેમ તે પિતાજી અને મારા કૌટુંબિક સલાહકાર બનતા ગયા. પિતાજી એમને મનની વાત કરતા, હુ પણ બાપુને મારા મનની વાતો કહેતી માનસિક સંઘર્ષને કારણે હું હમેશા દુઃખી રહેતી બાપુજીએ મને આશ્રમમાં આવીને રહેવાનુ પ્રેમભર્યું આમંત્રણ આપ્યું! હુ લલચાઇ! પણ બીમાર મજબુર શ્રમજીવી સમાજમાં જઇને શુ કરે? કોઇ પણ કામ દાયેજાને કરવું મારે માટે અશક્ય હતુ! અત્યારે પણ લગભગ

એવુ જ છે પણ ત્યારે તો હુ બહુ માંદી રહેતી મોટે ભાગે પથારીવશ રહેતી મે બાપુજીને લખ્યુ બાપુજી, હુ ત્યાં આવીને શુ કરીશ? મારાથી કોઈ કામ નહી થાય વળતી ટપાલે એમનો જવાબ આવ્યો તારે કોઈ કામ કરવાની જરુર નથી તુ અહી આવીને બેસે એટલુ જ બસ છે

એ વાંચીને મારી આખમા આંસુ આવી ગયાં. નિરપેક્ષ પ્રેમનો મને એ પહેલો પાઠ મળ્યો

પણ હું ન ગઇ ત્યાં રહી અને ત્યાંની કડક શિસ્તનુ પાલન ન કરવુ એ મને વ્યાજબી લાગ્યુ નહી

પરતુ બાપુના જવાબે મારુ હૃદય જીતી લીધુ

એક દિવસ પિતાજી અને હુ ત્રણ દિવસ માટે સાબરમતી આશ્રમમા જઇને રહ્યા અમે દાખલ થતા ત સાથે બાપુના હુકમ છૂટવા લાગ્યા એ ફલાણા ભઈ અબ્બાસ સાહેબ માટે કમોદનો જલદી બદો બસ્ત કરો! ફલાણા ભાઇ એમની અને રેહાનાની વ્યવસ્થા કરે—આજરાતે ટ્રેનમા અમુક યુરોપિયન મહે માન આવવાના છે એમને માટે ફલાણો ફલાણો બદોબસ્ત કરજો એ લોકો આપણા ખોરાકથી ટેવા યેલા નથી માટે અમુક અમુક વાની બનાવજો વિ' અમને એક સરસ ઓરડો મળ્યો અમારી બાજુમા એક ખુશમિજાજ યુગલ રહેતુ હતુ તે માબાપની જેમ તેમ અમારી દેખરેખ રાખતુ હતુ

જમવા માટે દૂર ભોજનગૃહમાં જવાનુ હતુ! અમે ત્યા પહોચ્યાં તો એક લાબા ઓરડામા ભીતોને અડીને પગતો બેઠી હતી

પિતાજીને સામે પગતે નાખી આપવામા આવ્યો ત્યારે બાપુજી પ્રવેશદ્વારની નજીક બેઠા હતા એમની એક બાજુ કૃપાલાની બેઠા હતા એમની સાથે બાપુ ધ્યાનથી કોઇ ઊંડી ચર્ચા કરતા હતા જમણી બાજુ પર જગા ખાલી હતી ત્યા મને ઇશારાથી બેસાડી પની ફરવા માંડી હવે જુઓ મઝા! ભાખરી આવી ગભીર વાતચીતની વચમા બાપુના શબ્દો સભળાયા રેહાના આ ભાખરી ન લેતી (રે રે! મ રી ખાસ પ્યારી ચીજ!) પચશે નહી રેહાના બેનને તનુરની રોટી આપજો એની પાચનશક્તિ મદ છે રેહના દળ ન લતી ભરે પડશે તરે

માટે કઢી સારી રહેશે ભાત નહી, ખીચડી લેવી હોય તો લેજે!' મે એમની સલાહ માની લીધી!

બાપુજી ફરી કૃપાલાની સાથે વાતચીતમાં ગૂથાઇ ગયા! વળી વચમાં બાપુના શબ્દો સભળાયા 'અરે ફલાણા ફલાણા! તમને કબજિયાત છે ને? આ ચીજ ન લેશો! ફલાણુ નો! ફલાણા ભાઇ તમને ઝાડાની ફરિયાદ છે ને? તમે ફલાણી ચીજની પરેજી પાળો.

ખાવાના સમય દરમ્યાન બાપુજી કૃપાલાની સાથે ગભીર વાતચીતમાં ગૂથયેલા રહ્યા તે સાથે પગતમા બેઠેલા દરેક જમનારના પેટ બારીક તાવ વિ નો પણ ખ્યાલ રાખતા હતા!

*

મીઠાનો સત્યાગ્રહ નક્કી થયો હતો બાપુજી ડાંડીકૂચની તૈયારીઓ પૂરી કરી બીજે દિવસે જ નીકળવાના હતા

બાપુજીને મળવા માટે માતા પિતા મારી ભત્રીજી, અને હુ—અમે સાબરમતી જવા ઊપડયાં

ટ્રેનમા બેસતાંની સાથે જ કાન પર છાપાના ફેરિયાની બૂમ સભળાઈ સરદાર વલ્લભભાઇની ધરપકડ! સરદાર વલ્લભભાઇની ધરપકડ! પિતાજીએ તરત અખબાર ખરીદી લીધુ અને કેટલાંય સ્ટેશનો સુધી ચુપચુપ બેસી રહ્યા.

આણદ સ્ટેશને નડિયાદના કાર્યકર ફૂલચદભાઇ અમારા ડબ્બામા આવ્યા એમણે પિતાજીને કહ્યુ અબ્બાસ સહેબ! સરદારની ધરપકડ થઇ છે અમે આજે સાંજે નડિયાદમાં વિરોધસભા ભરવાના છીએ તમે અમદાવાદથી કયારે પાછા ફરશો?

હુ સાંજે જ પાછો ફરીશ કેમ કે હુ તો બાપુજીને મળવા માટે જ અમદાવાદ જાઉ છુ પિતાજીએ કહ્યુ

તમે ચોક્કસ સાંજે પાછા ફરશો?

હા. કેમ?

તો પછી તમે જ સાંજની સભાના પ્રમુખ બનો ખુશીથી

પરતુ જો જો ચોક્કસ તમારે જ પ્રમુખ થવાનુ વિચાર ન બદલશો નહી તો અમે લટકી પડીશુ

ના ના હુ જરૂર આવીશ

વાત નક્કી થઈ ગઈ

સાબરમતી આશ્રમ, બાપુજીનો ઓરડો. દેશનેતાઓ, પ્રાંત પ્રાંતના કાર્યકરો અને મુલાકાતીઓથી ખીચોખીચ ભરેલો હતો. બાપુજી સૌની વચમાં સૂતર કાંતતા, સૌની વાત સાંભળતા, કદી . ટૂંકો જવાબ આપતા બેઠા હતા.

અમે બેઠા, મળ્યા.

એકાએક મહાદેવભાઇએ પિતાજીને પૂછ્યું: 'આપ સાંજની સભામાં હાજર રહેશો ને ?'

પિતાજી બોલ્યા' 'હું ! ના, હું તો–'

મહાદેવભાઇએ વચ્ચે જ વાત કાપતાં કહ્યું. 'તમારે તો રહેવુ જ જોઇએ અબ્બાસ સાહેબ ! સરદારની ધરપકડ થઈ છે, સાંજે વિરાટ સભા થશે. અમારે કોઇ મુસ્લિમની જરૂર હતી અને ઇશ્વરે આપને મોકલી આપ્યા !'

ફૂલચંદભાઇ પાસે જ બેઠા હતા તે બોલી ઊઠ્યા આપ કેવી રીતે અહીં રોકાઇ શકો અબ્બાસજી ? આપે વચન આપ્યુ છે ! આપ તો અમારી સભાના પ્રમુખ છો !'

મહાદેવભાઈ દૃઢતાથી ફૂલચંદભાઇને કહેવા લાગ્યા 'અહી તો અખિલ ભારતીય સભા છે ભાઇ ! અબ્બાસ સાહેબ વિના કેમ ચલે ?'

'અમારી સભા ભલે નાની રહી, પણ અમારે માટ તો તે મોટી છે, અમે અબ્બાસજીને નહીં છોડીએ.' ફૂલચંદભાઇએ પણ એટલી જ દૃઢતાથી જવાબ આપ્યો.

પિતાજીની હાલત સૂડી વચ્ચે સોપારી જેવી હતી. મહાદેવભાઇ અને ફૂલચંદભાઇ સામે એમણે જોયું. બન્ને મક્કમ હતા. પિતાજીએ કહ્યુ, 'મારી તો કંઇ સમજમાં આવતું નથી કે શું કરવુ ! હુ બાપુને પૂછું છું, એ કહેશે તેમ કરીશ.'

પિતાજીએ બાપુજીને વાત કહી નિર્ણય માગ્યો.

બાપુજીએ સૂતર કાંતતાં કાંતતાં પૂછ્યું: 'તમે વચન આપ્યું છે ?'

'હા આપ્યું તો છે.'

'જાવ !'

બસ ! નિર્ણય થઈ ગયો ! પિતાજીએ કહ્યું. 'ફૂલચંદ ! હું આવીશ !'

ફૂલચંદભાઇ સાવ પીગળી ગયા ને કહ્યું: 'ના ના અબ્બાસજી ! મહાદેવભાઇની વાત સાચી છે. આપની હાજરીની અહીં વધારે જરૂર છે. અમે આપને વચનમુક્ત કરીએ છીએ'

હુ શું બયાન કરુ ? એ આખા બનાવની મારા પર ખૂબ ઘેરી અસર થઇ છે અહીં અખિલ ભારતીય સભા, ત્યાં નાનીશી સભા ! પરંતુ 'વચન આપ્યુ છે ? જાવ !

આ વાક્ય એનુ આખુ રહસ્ય, મારા અંતરના ઊંડાણમા ઊતરી ગયા

આ સારુ કે પેલું ? એવો પ્રશ્ન જ્યારે જ્યારે મને થયો છે ત્યારે ત્યારે આ નાનકડા વાક્યે મને માર્ગદર્શન આપ્યુ છે.

એકવાર તો એવુ થયુ કે વચનપાલનથી મારો અને મારા પિતાજીનો પ્રાણ ભયમાં મૂકાતો હતો. પણ 'વચન આપ્યુ છે ? જાવ !' આ વાક્યની યાદ આવી અને વચન પાળ્યુ.

ઇશ્વરનો અભાર, કંઇ જ ન થયુ !

કસોટીના એવા દરેક પ્રસંગે વચન આપ્યુ છે ? જાવ !' એ મહામંત્રે માર્ગદર્શન આપ્યુ છે અને એક વાર પણ દગો નથી દીધો.

*

આપણે કોઇ ઘરમાં પ્રવેશ કરવો હોય તો એના બારણામાથી પ્રવેશ કરીએ છીએ, એની ભીંતમાંથી પ્રવેશ કરવાનો યત્ન નથી કરતા. એ જ રીતે આપણે માણસના હૃદયમા પણ એના દરવાજામાંથી પ્રવેશ કરવાનો છે. દરેક માણસના હૃદયમાં પણ એના સદ્ગુણો એના બારણાં જેવા હોય છે, એના દુર્ગુણો એની ભીંત જેવા હોય છે. જો હૃદયપ્રવેશ કરવો હોય તો માણસના સદ્ગુણો મારફત જ કરવો જોઇએ. અંદર પ્રવેશ કર્યા પછી એને એના દુર્ગુણો પણ બતાવી શકશો, પણ પહેલાં પ્રવેશ તો સદ્ગુણો મારફત જ કરવો પડશે. મનુષ્યના હૃદયમાં એને વિષે આદરભાવ રાખીને એના ગુણોની મારફત જશો તો તમને પ્રેમ ભરી ભરીને મળશે.' –વિનોબા

# ભવભૂતિ

—અંબેરાવ પવાર

આજે જે મહા કવિને આપણે 'ભવભૂતિ'ને નામે ઓળખીએ છીએ, તેમનું ખરું નામ તો 'શ્રી કંઠ છે. ભવભૂતિ તો તેમનું ઉપનામ (તખલ્લુસ) છે.

એ ઉપનામ માટે એવી આખ્યાયિકા છે, કે શંકર શ્રીકંઠ પર પ્રસન્ન થઇ સાધુરૂપે મળ્યા તેમણે પોતાની પાસે રાખેલી ભસ્મ (ભૂતિ) શ્રીકંઠને પ્રસાદ રૂપે આપી શંકર (ભવ) તરફથી ભસ્મ (ભૂતિ) મળી તે ઉપરથી શ્રીકંઠનું નામ ભવભૂતિ પડ્યું.

વિદર્ભ દેશના ભંડારા જિલ્લામાં આવેલા પદ્મપુરના તે વતની હતા. એમના પૂર્વજો પણ પદ્મપુરના જ. તેઓ સોમયાગ કરનારા, પંચાગ્નિ રાખનારા બ્રહ્મજ્ઞાની વિદ્વાન હતા. ભવભૂતિએ ગુરુ 'જ્ઞાનનિધિ' પાસેથી વેદ-વેદાંગની વિદ્યા મેળવી હતી.

ભવભૂતિએ પોતાની પૂર્વે થઇ ગયેલા કાલિદાસ આદિ કવિઓના રચેલા સંસ્કૃત સાહિત્યોનો પણ અભ્યાસ કરેલો પરંતુ તેમની પ્રિયતા નાટક તરફ વધારે ઢળેલી. તેમણે કાવ્યો કે મહાકાવ્યો રચવાને બદલે મુખ્યત્વે નાટકો જ રચ્યાં.

કાલિદાસની જેમ તેમને રાજ્યાશ્રય નહોતો, તેથી તે રાજકવિને બદલે પ્રથમ લોકકવિ તરીકે પ્રખ્યાતિ પામ્યા તેમણે લખેલાં નાટકો લોકસમૂહ આગળ ભજવ્યા. પ્રથમ 'મહા વીર ચરિત' નાટક રચ્યું. પછી 'માલતી માધવ' અને છેલ્લે ઉત્તરરામચરિત' રચ્યું.

વિદર્ભ દેશમાં કાલપ્રિયનાથનું પ્રસિદ્ધ દહેરું હતુ. તે માટે કોઇ કહે છે, કે તે શંકરનું દહેરું હતું અને કોઇ કહે છે, કે તે સૂર્યનું દહેરું હતું અને ત્યાં પ્રતિવર્ષે મોટી જાત્રા ભરાતી. તે વેળા વિદર્ભ દેશ ઉપરાંત તેની આસપાસના મુલકોમાંથી પણ જાત્રાળુઓ આવતા. તે વખતે ભવભૂતિ પોતાના નાટકો ભજવી બતાવતા. લોકોને તે ખૂબ ગમી ગએલા. અને તેથી ભવભૂતિની કીર્તિ ચોમેર પ્રસરેલી.

તે વેળા કનોજમાં સમ્રાટ યશોવર્મા રાજ કરતો હતો. તેને કાને ભવભૂતિની ખ્યાતિ પહોંચી. યશોવર્માએ તેમનાં નાટકો જોઇ ભવભૂતિને રાજ્યાશ્રય આપ્યો. તે પછી તે લોકકવિ મટી રાજકવિ થયા.

મહા વીર ચરિતમાં રામ તારુણ્યાવસ્થાથી માંડી રાવણવધ કરી અયોધ્યા ગયા ત્યાં સુધીનો રામાયણનો કથાભાગ છે. રામ એ આદર્શ વીર હતા. તેથી તે નાટકનું નામ મહા વીર ચરિત રાખ્યું હતું.

બીજું નાટક તે માલતી માધવ. એ કવિકલ્પિત પણ લોકજીવનમાંથી રચેલું છે. તેમાં માલતી અને માધવની પ્રણય કથા છે. અનેક સંકટોમાંથી પાર પડી એ પ્રણયી યુગલ વિવાહબદ્ધ થાય છે.

ઉત્તરરામચરિતમાં રામ વગેરે અયોધ્યામાં આવ્યા પછીના રામાયણના ભાગથી માંડી અંત સુધીનો ભાગ બતાવ્યો છે. તેના અંતમાં ગર્ભનાટક (અંતર નાટક) રચી શોક પર્યવસાયીને બદલે આનંદ પર્યવસાયી નાટક રચવામાં કવિએ કમાલ કરી છે. તે માટે કહેવાય છેઃ-

"ઉત્તરે રામ ચરિતે ભવભૂતિર્વિશિષ્યતે"

મહાકવિ કાલિદાસ અને મહાકવિ ભવભૂતિ સમકાલિન ન હતા. છતાં એ સમકાલીન હતા. એમ ગણી એક આખ્યાયિકા રચાઇ છે, તે આ પ્રમાણેઃ-

ભવભૂતિએ ઉત્તરરામચરિત રચ્યું અને તે કાલિદાસ આગળ જઇ વાંચી બતાવ્યું. તે વેળા કાલિદાસ સોગટાબાજી રમતા હતા. ભવભૂતિએ નાટક વાંચતાં વાંચતાં જ્યારે- અવિદિ તગતયામા રાત્રિ રેવં વ્યરંસીત્ ( એ પ્રમાણે કાલનું ભાન પણ રહેવા ન દેનારી રાત્રિ ગઇ) એ પ્રમાણે વાંચ્યું, એટલે તરત જ દાવમાં લક્ષ રાખવા છતાં કાલિદાસે કહ્યું. "ભાઇ, એવં પરનું અનુસ્વાર કાઢી એવ કરો."

આમ એક અનુસ્વાર કાઢી નાખવાથી તે પંક્તિનો અર્થ ઉત્તમ-સરસ-થયો. એટલે કે "રાત્રિ જ માત્ર ગઈ. તેમની વાતો તો અધૂરી જ રહી !"

આ આખ્યાયિકાનો હેતુ માત્ર અનુસ્વારનો દુરુપયોગ કરવાથી અર્થ કેટલો બદલાઇ જાય છે. તે બતાવવા પૂરતો જ છે. ભવભૂતિએ તો એવ નો જ ઉપયોગ કર્યો હતો.

# શાલવનની શોભા

રતિલાલ-અનિલ

*

લગભગ બે હજાર વર્ષ પહેલાની આ વાત છે ભગવાન શાક્યમુનિનો એ જમાનો હતો



વજ્જિયોના દેશની જાણે બધી જ સૌન્દર્યસમૃદ્ધિ ત્યા ભેગી થઈ હોય એવુ શાલવન શોભતુ હતુ શાલવૃક્ષની એકસરખી કતારોએ મનોહર દૃશ્ય ઊભુ કર્યુ હતુ શાલવૃક્ષની સૌરભથી આખુ વન મહેકી ઊઠ્યુ હતુ અજવાળી રાત્રે ધવલ જ્યોત્સ્નામા આખુ વન નહાઈ રહ્યુ હતુ આ પવિત્ર વાતાવરણમા ભગવાન બુદ્ધના મહાન શિષ્યો, આનદ, સારિપુત્ર, મહામોગલ્લાન, મહાકાશ્યપ અનિરુદ્ધ અને રેવત અહી ધ્યાન ધરતા વિહાર કરતા હતા

ધ્યાનમા ફરતા ફરતા આજના પવિત્ર અને સોહામણા સમયે આનદના હૃદયમા ધર્મસેનાપતિ સારિપુત્ર પાસે કઈક સત્યોપદેશ સાભળવા ની સત્સગ કરવાની ઈચ્છા થઈ પોતાના કેટલાક સાથી ભિક્ષુઓને લઈને સારિપુત્ર વિહરતા હતા તે દિશામા પ્રયાણ કર્યુ

સારિપુત્ર તો પરમ જ્ઞાની હતા દૂરથી ભિક્ષુઓ સાથે આનદને આવતા જોઈ તેમની ઈચ્છા તે જાણી ગયા

સારિપુત્રે આનદનુ સ્વાગત કરતા કહ્યુ 'આયુષ્યમાન આનદ, પધારો! ભગવાનના સેવકનુ સ્વાગત! ભગવાન પાસે રહેનાર શિષ્યગણનુ સ્વાગત!'

અને પછી પરસ્પર સત્સગ ચાલ્યો

સારિપુત્ર કહે, 'આયુષ્યમાન આનદ! ગોસિગ શાલવન કેટલુ સુદર અને સોહામણુ છે! કેટલી સુદર છે આ ચાદની રાત! શાલવૃક્ષો ચારે

ગ્યો છે, જીવનમા એનુ આચરણ કર્યુ છે અને બીજાઓના સસમેલ દૂર કરવા માટે તેનો ઉપદેશ કર્યો છે હે આયુષ્યમાન સારિપુત્ર! એવા ભિક્ષુથી આ ગોસિગ શાલવન શોભે છે'

ધર્મસેનાપતિ સારિપુત્રે આનદના વચન સાભળ્યા પછી રેવત તરફ નજર કરી અમૃતમયી વાણીમા કહ્યુ 'આયુષ્યમાન રેવત! આનદે તો પોતાનો અભિપ્રાય કહ્યો હવે તમે કહો!'

રેવતે કહ્યુ 'જે ભિક્ષુ ધ્યાનરત છે, અધ્યાત્મ શાતિ જેનામા ભરી છે, જેણે વિદર્શનાની ભાવના કરી છે, શાત એકાન્ત સ્થાનમા રહી પોતાનુ ધ્યાન વધાર્યુ છે. મારે મતે, આયુષ્યમાન સારિપુત્ર! તેનાથી આ ગોસિંગ શાલવન શોભશે!'

એની ધર્મસંબંધી કથા ચાલે તો એવા ભિક્ષુઓથી આ શાલવન શોભશે!'

આમ બધાં પોતાના અભિપ્રાયો કહી રહ્યા. એટલે સહુ એક સાથે બોલી ઊઠયા: 'આયુષ્યમાન સારિપુત્ર! અમે સહુએ તો અમારા વિચારો જણાવી દીધા. હવે કૃપા કરી આપ પણ આપના વિચાર પ્રગટ કરો!'

સારિપુત્રે પોતાના સંપૂર્ણ જીવનાનુભવ વાણીમાં પ્રગટ કરતાં પ્રેમમય વાણીમાં કહ્યું: 'જે ભિક્ષુ ચિત્તને વશમાં રાખે છે, તે પોતે ચિત્તને વશ નથી થતો, એ જે ધ્યાન પ્રાપ્ત કરીને પૂર્વાન્હમાં વિહરવા માગે છે એ જ ધ્યાનથી પૂર્વાન્હમાં વિહરે છે, મધ્યાનમાં, સંધ્યાસમયે, રાત્રિકાળે કોઈ પણ સમયે, એ જે ધ્યાનથી વિહરવા માગે છે તે જ ધ્યાનથી જે વિહરે છે, જેમ કોઈ રાજા અથવા પ્રધાન પાસે અનેક દુશાલા હોય અને ચાહે ત્યારે પહેરી શકે એ રીતે, જે પોતાના મન પર ધારે ત્યારે કાબૂ મેળવી લે એવા ભિક્ષુથી હે આયુષ્યમાનો! આ ગોસિંગ શાલવન શોભશે!'

અને પછી જરા થોભીને કહ્યું: 'આપણે સહુએ પોતપોતાના વિચારો તો કહી દીધા. હવે આપણે શાસ્તા ભગવાન પાસે જઈએ. ભગવાન જે ઉપદેશ આપશે તેને ધારણ કરીશું!'

અને સહુ ઉપદેશ ઝીલવા ભગવાન શાસ્તા તરફ ચાલ્યા. સહુએ ભગવાનને પ્રણામ કરી પોતાના સત્સંગનો સાર કહીને ઉપદેશ માટે પ્રાર્થના કરી.

ભગવાન સર્વ પર પોતાની પ્રેમળ નજર ફેરવી ભિક્ષુઓના વિચારોની પ્રશંસા કરતા બોલ્યા: 'હે ભિક્ષુઓ! તમારા સહુનું કહેવું સુંદર છે, હવે હું કહું તે સાંભળો....'

શિષ્યો એમનો સંદેશ ઝીલવા એકધ્યાન થઈ ગયા.

ભગવાન કરુણા અને વાત્સલ્ય વરસાવતાં બોલ્યા: 'ભિક્ષા લઈ પાછા ફરી, ભોજનથી પરવારી, જે ભિક્ષુ આસન જમાવી, શરીરને સીધું રાખી સ્મૃતિને નજર સમક્ષ રાખી આ સંકલ્પ કરે છે: જ્યાં સુધી મારા ચિત્તનો મળ દૂર નહીં થાય ત્યાં સુધી હું મારું આસન છોડીશ નહીં! —હે ભિક્ષુઓ! એવા ભિક્ષુથી આ શાલવન શોભશે!'

*

એક મુસલમાન સાધુ હતો. તેના શરીરમા બાણુ પેઠું. તે બાણુને લીધે તેને ખૂબ વેદના થતી હતી. બાણુ કાઢવા જાય તો હાથ લગાડતાંની સાથે વેદના વધારે થતી. આમ એ બાણુ કાઢવાનું પણ બને એમ નહોતું. આજે નીકળી છે તેવી બેભાન કરવાની ક્લોરોફૉર્મ જેવી દવા પણ તે વખતે નહોતી. મોટો સવાલ ઊભો થયો. તે સાધુ વિશે જે લોકોને માહિતી હતી તેમાંના કેટલાક જણે આગળ આવીને કહ્યું, 'અત્યારે બાણુ કાઢવાનું રહેવા દો. આ સાધુ પ્રાર્થનામાં બેસશે એટલે પછી તે બાણુ કાઢીશું.' સાંજે પ્રાર્થનાનો સમય થયો. સાધુ પ્રાર્થનામાં બેઠો. એક પળમાં તેના ચિત્તની એવી એકાગ્રતા થઈ કે પેઠું બાણુ તેના શરીરમાંથી ખેંચી કાઢયુ તો યે તેનુ ભાન સરખું ન થયુ.

*

નાગપુર ઝંડા સત્યાગ્રહ દરમ્યાન વિનોબાની ધરપકડ કરીને સરકારે એમને અકોલા જેલમાં પૂર્યા હતા. પાછળથી જેલર સાથે એમને મીઠો સંબંધ બંધાયો હતો. સરદારે લડત એવી દક્ષતાથી ચલાવી કે આખરે સરકારને નમતું આપવું પડયું અને જન્માષ્ટમીને દિવસ એ સત્યાગ્રહ અંગે પકડાયેલા બધા કેદીઓને છોડી મૂકવાનો હુકમ કર્યો. જેલરને જેવો હુકમ મળ્યો કે એણે વિનોબાને-'સવારે છોડી મૂકવાના છે' એવી ખબર આપી.

વિનોબાએ તે વખતે પોતાના સૂતેલા સાથીદારને ઊઠાડતા કહ્યું: 'રઘુ! ઊઠ! કૃષ્ણજન્મ પછી કંસના કેદખાનામાં રહેવાનું નથી!' કેટલું સૂચક કથન!

# મહેરબાની

ભાઇ વશુ

દુનિયાના ઈતિહાસમાં જગવિજેતા સમ્રાટ સિકંદર જેવો અન્ય યોદ્ધો પૂર્વે થયો ન હતો.

ગ્રીસના પાટનગર એથેન્સમાં સિકંદરની ભવ્ય વિજયયાત્રા પસાર થઇ રહી હતી. સિકંદર તેના શણગારેલા રથમાં બેઠો હતો. આઠ તેજસ્વી અશ્વો એને ખેંચી રહ્યા હતા. રથ આગળ સિપાઇઓના અશ્વો હારબંધ ચાલતા હતા.

નગરના નરનારીઓ, બાળકો, સર્વે જગવિજેતાનાં દર્શનાર્થે હર્ષભેર ઉમટ્યાં હતાં.

રથ નગરના ચોકમાં આવ્યો. પળભર થોભ્યો. એકાએક સિકંદરની નજર ટોળાની ઉપર થઇને એક ગલીને નાકે પીપને અઢેલીને સુતેલા અર્ધનગ્ન વૃદ્ધ પર પડી. એ વૃદ્ધ અર્ધ જાગૃત અવસ્થામાં હતો.

સિકંદર તેને જોઇ વિચાર-વમળમાં ફસાયો.

'મારી વિજયયાત્રા જોવા આટલી મેદની ઉમટી છે, આસપાસ આટલો બધો જયઘોષ થાય છે છતાં આટલે મોડે સુધી એ આમ કેમ પડી રહ્યો હશે?

"રથ ત્યાં લો" તેનો સત્તાવાહક અવાજ થયો.

આજ્ઞાનું પાલન થયું. રથ થોડે દૂર ઊભો રાખીને સિકંદરે સૈનિક દ્વારા પૂછાવ્યુ કે તે કોણ છે?

સૈનિકે પૂછી આવીને જવાબ આપ્યો, "સમ્રાટ, તે તો આપના જ નગરનો ફિલસૂફ ડાયોજીનીસ છે. આખો દિવસ પીપ પીઠ પર લઇ ફર્યા કરે છે. અને રાત્રે ગમે ત્યાં આ રીતે સૂઈ રહે છે."

"ડાયોજીનીસ?!" તેનું નામ અને ખ્યાતિ સિકંદરે સાંભળ્યાં હતાં. "એ ફિલસૂફ વૃદ્ધ છે અને અશક્ત પણ છે આટલી મેદનીમાં ધક્કામુક્કી કરી તેની સિકંદરને જોવાની શક્તિ પણ નથી ને ઇચ્છા પણ નથી." સિકંદર આ બધું પલમાત્રમાં સમજી ગયો. "ખરે, મારે જ તેમનાં દર્શન કરવા જવું જોઇએ." એકદમ તે રથમાંથી ઊતરી જાણે કોઇ પથ્થરની મૂર્તિ ન હોય તેમ હસતો ગીર્દી વટાવી તેની પાસે જઇ ઊભો, અને નમ્રતાપૂર્વક કહ્યું:

"ફિલસૂફ, ઓ ફિલસૂફ!"

"કોણ છે તું?" અર્ધખુલ્લી આંખે જ વૃદ્ધે જવાબ આપ્યો.

"જી... જી... હું જગવિજેતા સિકંદર, આપની સામે આવ્યો છું. આપને જેની જરૂર હોય તે માંગો ધન.... વૈભવ.... વિલાસ...."

'તું જ પોતે સિકંદર! વાહ..!! તું જગવિજેતા બનીને આવ્યો. રાજન્ ધન્યવાદ, મને તારા દર્શનથી અનહદ આનંદ થાય છે. તારી પાસે ફક્ત મહેરબાની જ માગવાનું મન થાય છે."

"કહો કહો ફિલસૂફ, શું જોઇએ આપને?" સિકંદરની ઉત્સુકતા વધી ગઇ.

"સમ્રાટ, એટલું જ કે હું અત્યારે સૂર્યસ્નાન કરી તેની ઉષ્મામાં રાચું છું, તેમાં તેં વચ્ચે ઊભા રહી ભંગ પાડ્યો છે. માટે તું જરાક આઘો ખસી ઊભો રહે જેથી હું ફરીથી મજા માણી શકું." ફિલસૂફે ધીમે રહીને કહ્યું

જગવિજેતા અવાક્ થઇ ગયો. તેણે નમન કર્યું અને રથ તરફ પ્રયાણ કર્યું. ફિલસૂફને તેના નમનની પડી નહોતી. રથમાં બેસતાં સિકંદરે કહ્યું. "જો હું સિકંદર ન હોત તો હું 'ડાયોજીનીસ' બનવાનું જ પસંદ કરત." અને હાથ ઊંચા કરી રથને ગમન કરવા સૂચવ્યું. ને રથ આગળ ઊપડ્યો.

*

## દેશપ્રેમ કે પુત્રપ્રેમ?

રાજા રૂઠે તો પ્રજાને હેરાન કરે, પણ પ્રજા રૂઠે તો પછી રાજાને રહેવા દે ખરી?

આ વાત બે હજાર વર્ષો પૂર્વેની છે રોમની પ્રજાથી જ્યારે તેના છેલ્લા બાદશાહ ટાર્કીવનની ક્રૂરતા સહન ન થઇ ત્યારે તેણે તેને દેશવટો આપવા નિશ્ચય કર્યો. રાતોરાત તેના મહેલ પર હલ્લો કર્યો પણ નસીબજોગે તે પાછલે બારણેથી છૂપા વેશે ભાગી છૂટયો.

પ્રજા રાજા માગે, પણ સરમુખત્યારીવાળો નહીં.

પ્રજાએ પછી રાજ્યના આગેવાન અને કીર્તિવાન અધિકારીઓમાંથી બેની નિમણૂંક કરી તેમા એક બ્રૂટસ નામનો અધિકારી હતો.

આ બાજુ પેલો ફિચકારો જૂલ્મી નાસી છૂટી બાજુના બીજા પ્રદેશમા ગુપ્ત રીતે રહ્યો

રાજ્યમાં ટીકાકારો, દેશદ્રોહીઓ, સ્વાર્થીઓ અને ખટપટીઓ ઘણા હોય છે એવા રોમમાં પણ હતા.

પેલા અધિકારી બ્રુટસને ટીટસ અને ટીબેરીયસ એમ બે પુત્રો હતા એ બન્ને દેશદ્રોહી નીવડયા

એક વખત અગત્યની બાબતની છૂપી માહિતી તેમણે ટાકીનનને પહોચાડી આ ગુપ્ત વાતચીત તેમના ઘરનો ગુલામ મોટા થાભના પાછળ રહી સાભળી ગયો

તેણે શહેરના અમલદારને વાત કરી અને તે લશ્કર લ‌ ડાવના નારોને પકડયા ને સહીવાળા કાગળિયા હાથ કર્યા તે બન્ને પર કામ ચલાવવામા આવ્યુ

જાહેર પ્રજા સમક્ષ ન્યાય અપાતો બ્રૂટસે બુદ્ધિ ચાતુર્યભર્યા પ્રશ્નેથી ગૂચરી તમની પાસેથી બધી વાત કઢાવી કાગળો પરની સહી અને બીજા સાક્ષી ઓથી તેઓ ગુનેગાર ઠર્યા બ્રૂટસના એક મિત્રની આખમા આસુ આવ્યા કારણ કે રોમમા દેશદ્રોહી માટે મોતની સજા અનિવાર્ય હતી 'પિતાને હાથે પુત્રને સજા ? ! ' તે સજા ફરમાવવામાં આવી કઇ ઇચ્છા હોય તે પૂછવામા આવ્યુ પણ તે ચૂપ રહ્યા.

એક બાજુ દેશપ્રેમ ને બીજી બાજુ પુત્રપ્રેમ !

પોતે જ ફરમાવેલી સજાથી પુત્રોનુ મૃત્યુ જોતા તે તૂટી પડતા હૃદયને પાષાણ જેવુ બનાવી ઊભો રહ્યો

સજા બાદ બન્નેના શબો પોતાને ઘેર આવ્યા ત્યારે તે છુ ની રીતે રડયો થોડા આસુ સારી લીધા ને બીજી બાજુ તે નિષ્પક્ષ રહી કર્તવ્યનિષ્ઠ બન્યો તે બન્ને તેનુ દુ ખ જરા હળવુ થયુ ' દેશને બચાવવો હોય તો આ ના કપૂતોને ટકાવવા કે ભગાડી મૂકવા કરતા મારી નાખવા બહેતર છે

એ ન્યાયમૂર્તિ બ્રૂટસના દાખે પ્રજામા જબરી અસર કરી કોઇ દિવસ કાયદા કાનૂનમા નહી માન નાર રોમ પ્રજા કાયદાની કનમે વળગી રહી અને રોમનું મહારાજ્ય ઉચ્ચ ગણાવા લાગ્યુ

---

કેશવ તાપસ પાચમો સાધુઓને લઇને એ સૌના ઉપદેશક થઇને હિમાલયમા રહેતા હતા એક બીજા તપસ્વી એમની પાસે ગયા અને પટ્ટશિષ્ય થઇને રહેવા લાગ્યા.

એકવાર કેશવ પોતાના બધા શિ યોને લઇને વારાણસી ગયા રાજાનુ નિમ ત્રણ મળતા રાજાના ઉદ્યાનમા ઊતર્યા કેશવે ચ તુર્માસ ત્યા જ કર્યા વર્ષાઋતુ વિત્યા પછી કેશવ તાપસે હિમાલય પાછા ફરવાની ઇચ્છા વ્યકત કરી રાજાએ કહ્યુ ભતે ! આપ હવે વૃદ્ધ થયા છો અમારી પ સે જ રહો તો શુ ખો ટુ ?

કેશવ તાપસે રાજાની વિનતિનો સ્વીકાર કરી પોતાના શિષ્યોને હિમાલય મેકલી પોતે ત્યા રહેતા લાગ્યા.

એ કાશીમા રહ્યા તો ખરા પણ પોતાના પટ્ટશિષ્યની એમને ખૂબ યાદ આવતી વિયોગ સ લતો ને તેથી ઊંઘ પણ આવતી નહી ઊંઘ ઊડી ગઇ તેથી અનિદ્રને કારણે એમને ભોજન પચતુ નહી અને અપચાન કારણે પેટનુ દર્દ થયુ રાજાએ કુશળ વૈદ્યોને બોલાવી ઉપચાર કરવ્યા પણ દર્દ મટયુ નહી

એક દિવસ કેશવ તાપસે રાજાને કહ્યુ 'રાજન્ ! તમે શુ ચાહો છો ? હુ મરુ તે કે જીવતો રહુ તે ?

ભતે ! હુ તો આપનુ દીર્ઘાયુ ઇચ્છુ છુ ! તો પછી મને હિમાલય મોકલી આપો !

રાજાએ કેશવ તાપસને તેના આગ્રહથી અનુચરો સાથે હિમાલય મોકલી આપ્યા

હિમાલય પહોચ્યા પછી પોતાના પ્રિય પટ્ટશિષ્યને મળવાથી કેશવ તાપસનું મન બહુ પ્રસન્ન થયુ શિષ્યે મીઠા મસાલા વિનાનો પાદડાનો ઉકાળો અને સાદી ખિચડીનો ખોરાક આપવા માડયો ધીરેધીરે તાપસનો પેટનો રોગ તદ્દન મટી ગયો થોડા દિવસ પછી કાશીના મહારાજાએ તાપસના કુશળ સમાચાર મેળવવા મ ત્રીને હિમાલય મોકલ્યા. તાપસને સાવ ત દુરસ્ત જોઇને મ ત્રીએ પૂછ્યુ 'વારાણસીમાં કુશળ વૈદ્યના ઉપચાર થતા હતા છતાં તમારી તબિયત સુધરી નહી અને અહી કેવી રીતે આપનો રોગ મટયો ?

મ ત્રી ! અહીના ઝાડપાન ય મીઠા ને સુસ્વાદુ છે ! ઉપરથી શિષ્યના મીઠા વચનો ' રોગ કેમ ન મટે !

વારાણસીના રાજભવનમા તો આપને સ્વાદુ શકિતદાયી ખોરાક અપાતો હતો અને અહી તો જ ગલના ઝાડપાન મળે છે એ તમને કેમ ગળે ઊતરે છે ?

મ ત્રી ! જે ભોજન સ્વત ત્રતાપૂર્વક મળે છે એ જ સર્વોત્તમ અને સ્વાદિષ્ટ હોય છે !

# પ્રેરક પ્રસંગો

કલ્કી

## ધર્મની સુવાસ

૧૯૨૮માં બાપુના સત્યાગ્રહઆશ્રમમાં આંતરરાષ્ટ્રીય બંધુત્વ મંડળની સભા મળી હતી તેમાં બાપુએ પ્રવચન કરતાં ધર્મપલટાની પ્રવૃત્તિને વખોડી કાઢીને કહ્યું કે, 'છૂપી રીતે પણ ન માનશો કે પારકા ધર્મનો તમારા ધર્મને સ્વીકારે' એ કેટલાક ખ્રિસ્તીઓને ન ગમ્યું એ સામે દલીલ કરતા એક બહેને ખ્રિસ્તી ધર્મપ્રચારનો બચાવ કરી બાપુને સામે પ્રશ્ન પૂછ્યો 'તમે ખદ્દી અને સ્વદેશીનો પ્રચાર કેમ કરો છો?

જેમ હું આરોગ્યના નિયમોનો પ્રચાર કરું છું તેમ આનો પણ કરું છું બાપુએ કહ્યું

ત્યારે ધર્મનો પ્રચાર પણ એ રીતે ન થાય?

બાપુએ આનો વિસ્તારથી જવાબ આપ્યો ને તેમાં ખ્રિસ્તીધર્મની સુવાસ ફેલાવવી હોય તે માટે કોઈને વટલાવવાની જરૂર નથી એ સમજાવતા દાખલો આપ્યો મારે તમને ગુલાબનું પુષ્પ આપવું છે એ આપવામાં તો હાથ લંબાવવો પડે છે પણ, મારે એની સુગંધ જ તમને આપવી હોય તો? ગુલાબ તો સુગંધ આપોઆપ વેર્યા કરે છે।

## પાડોશીધર્મ

હઝરત ગોસનો એક પાડોશી હતો તે દરરોજ નમાજ વખતે ખૂબ વાજાં વગાડે અવાજ કરે, શોરબકોર મચાવે હઝરત સાહેબના મુરીદો ચિડાય અને અનેક વાર ફરિયાદ કરે હઝરત સાહેબ હંમેશા કહે 'આપણે શા સારુ એના ઉપર ધ્યાન આપીએ' આપણે નમાજમાં ચિત્ત રાખીએ કે એના શોરબકોર ઉપર ધ્યાન આપીએ? આમ દરરોજ શોરગુલ થતો હતો અને હઝરત સાહેબ ખામોશી રાખતા હતા એક દિવસ શોરબકોર ન સંભળાયો હઝરત સાહેબે પૂછ્યું, આજે કેમ પેલાનો અવાજ સંભળાયો નહી?

મુરીદોએ કહ્યું, 'એના ઉપર કેસ ચાલે છે

તરત હઝરત સાહેબ નીકળી પડયા, હાકેમની પાસે ગયા અને કહ્યું 'આ મારો પાડોશી છે અને મારે એની લાજ રાખવી જોઈએ જો એણે એવો ગુનો કર્યો હોય કે જે માફ કરવાથી બીજાને નુકશાન નહી થાય તો એને છોડી દેવાની મહેરબાની કરો. પણ જો એવો ગુનો કર્યો હોય કે જેને માટે થોડો દંડ લઈને એને છોડી દઈ શકાતો હોય તો એને છોડી દેવાની મહેરબાની કરો, પૈસા હું ભરી દઈશ.

હઝરતની વિનંતિથી હાકેમે પાડોશીને છોડી મૂક્યો

આ બનાવની પેલા પાડોશી પર ખૂબ અસર થઈ પોતાના કૃત્યની એને શરમ ઊપજી અને જેમ વિચારતો ગયો તેમ હઝરત ગોસની ઉદારતા અને પોતાની અલ્પતાનું તેને ભાન થતુ ગયું અને બધી અવળચંડાઈ તેણે છોડી દીધી

## ઈશ્વરની કૃપા વરસી

ઉત્તર પ્રદેશમાં પદયાત્રા કરતા વિનોબા સૈયદરાજા ગામમાં આવી પહોંચ્યા હતા. ત્યાં મોટી સભા થઈ હજારોની મેદની એમની અમૃતવાણી સાંભળવા એકઠી થઈ હતી ને સંપૂર્ણ શાંતિ જાળવીને બેઠી હતી વિનોબા બોલવાનું શરૂ કરતા હતા ત્યાં તો આકાશમાં વાદળાં ઘેરાયાં અને પછી તો મોર ગોર જેવાં ફોરાં પડવા ન ગયાં સભામાં એકી સાથે ટપોટપ છત્રી ઉઘડવા લાગી વરસાદથી ડરીને કોઈ સભા છોડી ગયું નહી તેમ અવ્યવસ્થા પણ થઈ નહી

વરસાદ પડતો હતો છતાં વિનોબા તો ઉઘાડે ડિલે જ બેઠા હતા સભામાં છત્રીએ ઉઘડેલી જોઈને વિનોબાએ કહ્યું ભાઈઓ! ઈશ્વરની કૃપા વરસી રહી છે એની આડે છત્રી ન ધરો. જુઓ હું ઉઘાડો બેઠો છું તેમ તમે પણ ઉઘાડા બેસો મારી ઉપર ઈશ્વરની કૃપા વરસી રહી છે તમે પણ ઝીલી લ્યો

અને સભામાં જાણે ચમત્કાર થયો ટપોટપ છત્રીઓ બંધ થવા લાગી!

વીસ મિનિટ સુધી ઈશ્વરની કૃપા વરસી અને પંદરેક હજાર માણસોએ ઝીલી! પછી વરસાદ બંધ થતાં વિનોબાએ પ્રવચન શરૂ કરતાં કહ્યું ઈશ્વરે આપણી કસોટી કરી અને પાર ઊતર્યા આઝાદી પછી આપણી એ રીતે કસોટી થઈ રહી છે ધીરજ રાખીશું અને ત્યાગનો માર્ગ સ્વીકારીશું તો એમાંથી પસાર થઈશું

# હઝરત અલીની નિર્ભયતા

—કાંતિલાલ શાહ

હઝરત અલી ઘણા વીર પુરુષ હતા. ડર શું છે એ તે એ કદિ જાણતા જ નહોતા અને દુશ્મનને કદી પીઠ બતાવતા નહિ

એક વખત સૈયદ ઇબ્ન કૈયુસે હઝરત અલીને લડાઇમા જવાની તૈયારી કરતા જોયા. અલી બખ્તર વગેરે ન પહેરતાં સાધારણ કપડામા સજ્જ થતા હતા એ જોઇ તેને ખૂબ જ નવાઇ લાગી અને તે પૂછવા લાગ્યા, અરે આ શું જનાબ ? આ કંઇ લડાઇમાં જવાના ઢંગ છે ?

"નથી બખ્તર પહેર્યું નથી ટોપ મૂક્યો અને એમ ને એમ સાદા વેશમા લડાઇ શી રીતે લડશો ? લડાઇમા આવું જોખમ ખેડશો નહિ આપની જિંદગી ઇસ્લામને માટે ઘણી કિમ્મતી વસ્તુ છે એને ગમે તેમ ફેંકી દેવાનો આપને અધિકાર નથી માનો કે અચાનક આપને એકાદ તીર લાગી ગયું અથવા તો તલવારનો ઝટકો લાગી ગયો અથવા ભાલો શરીર વીંધીને સોંસરો નીકળી ગયો તો શું થાય ? ભલે આપને ખાતર નહિ તો પણ ઇસ્લામને ખાતર આપની જિંદગીની સંભાળ લેવી જોઇએ આવા વખતે આપનું મૃત્યુ એ તો ઇસ્લામનું મૃત્યુ જ થયું ગણાશે.

હઝરત અલીએ જવાબ આપ્યો. બખ્તર પહેરવાનો શો અર્થ છે ? હું ગમે તેટલા રક્ષણના સાધન રાખું અને તેનો ઉપયોગ કરું તો પણ મોતથી થોડો બચવાનો છું ? એના પંજામાંથી છૂટીને ક્યાં નાસી જઇશ ? મારા મૃત્યુની તિથિ વાર, ઘડી અને પળ બધું ખુદાના દરબારમા નક્કી થઇ ચૂક્યું છે જ્યારે એ ઘડી પળ આવશે ત્યારે મોત મને બોલાવી લેશે પછી એનો હુકમ મારાથી પાછો ઠેલી શકાશે નહિ એ વખતે બખ્તર પહેર્યું હશે તો જવું પડશે અને નહિ પહેર્યું હોય તો પણ જવું પડશે એમાથી કોઇ ચીજ મને બચાવી શકશે નહિ અને એ ઘડી પળ ન આવે ત્યાં સુધી હું સલામત છું એટલે મને કોઇનો ડર નથી "

આટલું કહીને એ લડાઇમાં ગયા અને બહાદુરીથી લડી ઘણા શત્રુઓનો પરાજય કર્યો અને જંગ જીતી સહીસલામત ઘેર પાછા આવ્યા.

હઝરત અલી ઘણીવાર લડાઇમા જતા ત્યારે ઘોડા ઉપર બેસવાને બદલે ઊંટ ઉપર સવારી કરતા. આ જોઇ એક વખત એક માણસે તેમને પૂછ્યું,

'જનાબ અલી સામાન્ય રીતે આપ હમેશા ઊંટ ઉપર જ સવારી કરતા જોવામા આવો છો ને ઘોડા ઉપર બેસતા નથી. આનું કારણ શું ? શું આપને ઘોડા ઉપરથી પડી જવાનો ડર લાગે છે ? કે પછી બીજું કોઇ કારણ છે ? ઊંટ કરતા ઘોડો આપને વધારે ઝડપથી જ્યા જવું હોય ત્યાં લઇ જાય ઊંટ ઉપર મુસાફરી કરતાં કેટલી વાર લાગે !'

અલીએ કહ્યું, 'એ કારણે જ હું ઊંટ ઉપર બેસું છું ઘોડા ઉપર તો શરત રમવી હોય ત્યારે બેસાય અથવા ખૂબ કૂદાવવો હોય દોડાવવો હોય ત્યારે એના ઉપર સવારી થાય લડાઇમાંથી ભાગી જવું હોય ત્યારે પણ એ કામ આવે પણ લડાઇમા હું કદિ દુશ્મનને પીઠ બતાવતો નથી કે જીવ લઇને નાસી જતો નથી તેમ જીવ બચાવવા નાસી જતા સૈનિકનો દુશ્મન હોઉં તો પણ પીછો કરતો નથી તો પછી ઘોડાની મને શી જરૂર પડવાની છે ? ઘોડાની ઝડપી ચાલ કે દોડને કારણે જ હું તેનો ઉપયોગ કરતો નથી ને ઊંટ ઉપર સવારી કરવાનું જ વધારે પસંદ કરું છું. કારણ એની ગતિ પ્રમાણમા ધીમી છે એ ખૂબ તેજીથી નાસી જઇ શકતું નથી

"અને હું ખૂનખાર જંગમા લડતો હોઉં છું ત્યારે તે શાંતિથી ત્યાં ને ત્યાં જ રહે છે આથી મારી તાસીરને તે વધારેમા વધારે અનુકૂળ આવે છે'

અલીની નિર્ભયતા અને બહાદુરીભર્યો ઉત્તર સાંભળી પેલો માણસ દંગ થઇ ગયો.

---

નિર્જન દમા મસ્ત છે કેક સર્જન
નથી પૂછતા એ કદર કોણ કરશે ! અનિલ

## એક ઈશ્વરનાં સંતાન

કમલવદન દેવરૂપ

નમતો પહોર હતો. પ્રકૃતિએ ચારે કોર સુંદર આકર્ષણો વેર્યાં હતાં. અને એ આકર્ષણોમાં એકરૂપ થઈ, પોતાનાં કંઠમાંથી પ્રભુભજન સેરવતા સંત ફ્રાન્સિસ ગૂબિયોને રસ્તે ચાલ્યા જતા હતા.

ત્યાં, અચાનક જ પાછળથી કોઈએ તેમને બોલાવ્યા. તેમણે પાછળ જોયું, તો શ્વાસભેર દોડતો એક યુવાન તેમની તરફ આવતો હતો. તે થોભી ગયા. થોડી ક્ષણોમાં જ યુવાન આવી પહોંચ્યો. આવતાંવેંત જ તેણે પૂછી નાખ્યું, "આપ ગૂબિયો જાવ છો ને?"

સંત ફ્રાન્સિસે શાંતિથી કહ્યું, "હા."

"તો—" પેલા યુવાને કહ્યું, "આપ અત્યારે આગળ ન વધશો."

સંત ફ્રાન્સિસે આશ્ચર્યથી પૂછ્યું. "કેમ?"

યુવાન બોલ્યો, "અહીંથી થોડે જ દૂર, મહા વિકરાળ અને અતિ ભયંકર વરુઓનું ટોળું ઊભું છે, આપ ત્યાં જશો તો આપને......" તે આગળ બોલતો અટકી ગયો. તેના ચહેરા પર ભય અને ચિન્તાની રેખાઓ ઉપસી આવી. તે જોઈ ફ્રાન્સિસ ખડખડાટ હસી પડ્યા.

પછી, પ્રેમથી તેમણે યુવાનના ખભે હાથ મૂક્યો અને ધીમેથી કહ્યું, "ભલા યુવાન! વરુ તો પાપી હોય તેને જ કરડે છે. પવિત્રને તે કંઈ જ કરતાં નથી. તું, પશુઓમાં પણ માનવના જેવા જ ગુણો છુપાયેલા છે, એ કેમ ભૂલી જાય છે! ભલા! પ્રેમની પ્રભુતા કોને અસર નથી કરતી?...હવે તો હું એ રસ્તે જવાનો જ."

અને અનેક વિનવણી છતાંય સંત ફ્રાન્સિસે આગળ ડગ ભર્યાં. કુતૂહલથી પ્રેરાઈને પેલો યુવાન પણ પાછળ ગયો.

થોડે જ દૂર વરુઓનું ટોળું બેઠું હતું, સહેજ પણ ગભરાયા વિના આગળ વધીને ફ્રાન્સિસે ટોળાને કહ્યું, "પ્યારાં વરુઓ! આવો આપણે ભેગાં મળીને સુખદુ:ખની વાતો કરીએ, ચાલ્યાં આવો. આપણે એક જ ઈશ્વરનાં સંતાન છીએ.'

વરુનું ટોળું થોડીવાર સંત ફ્રાન્સિસ સામે તાકી રહ્યું. પછી જાદુઈ અસરની જેમ હાલ્યું, બધાં વરુ ઊભાં થયાં. બકરાં ભરવાડની નજીક સરે તેમ ફ્રાન્સિસની નજીક સર્યાં. વર્ષો જૂની ઓળખાણ હોય તેમ પોતાનાં શરીર ફ્રાન્સિસના શરીર સાથે ઘસવા લાગ્યાં. ફ્રાન્સિસે પણ હેતથી દરેક પર પોતાનો પ્રેમઝરતો હાથ ફેરવ્યો. પશુની પશુતા વિલીન થઈ ગઈ. સૌ નાચવા ને કૂદવા લાગ્યાં. ફ્રાન્સિસે પણ તેમાં સાથ પૂરાવ્યો. પેલો યુવાન સ્તબ્ધ બનીને એ પ્રેમ—નૃત્ય નીરખી રહ્યો.

*

* ચંદ્ર બની કોઈના જીવન-ગગનને ઉજાળી ન શકો તો કંઈ નહિ, કિન્તુ રાહુ બની કોઈના જીવન-ચંદ્રને ગ્રસો તો નહિ જ!

* ટોચે બિરાજનારને પલકારામાં તળેટીમાં ધકેલી દેવા કોઈ સમર્થ હોય તો અહંકારની આંધી!

* હું પથ્થર બનવાનું પણ પસંદ કરું—તું એનો શિલ્પી બને તો!

* તું પ્રસન્ન થઈ માગવાનું કહીશ, ત્યારે તારા હાથમાંના સુદર્શનચક્ર કરતાં હું તો શતદલ પદ્મ બનવાનું જ પસંદ કરીશ.

* મીઠાશ મેં માગી નથી, મેં તો જીવનમાં સદા ખાટાશ જ વાંછી છે—મનના કાટનો નાશ કરતી ખાટાશ!

* તેજનું તરણું વાંછ્યું હતું, તિમિરનો ડુંગર નહિ!

* 'તમે ઈશ્વરના અસ્તિત્વમાં માનો છો?' મને પૂછવામાં આવ્યું.—'બેશક ફૂલમાં રહેલી ફોરમના અસ્તિત્વ અંગે મને રજમાત્ર પણ શક નથી.' મેં જવાબ આપ્યો. —નાથાલાલ દવાણી



# સ્નેહસંસ્કૃતિ

ભગવતીકુમાર શર્મા

અમારી શેરીમાં એક કૂતરી છે. તેને છ બચ્ચાં છે. પૂરતું ખાવાનું મળતું નથી એટલે તે સુકાઇને લાકડા જેવી થઇ ગઇ છે. હાડકાં-પાંસળાં દેખાય છે. છતાં...પેલાં છ બચ્ચાંઓને કાળજી-પૂર્વક ધવડાવે છે. બચ્ચાંઓ જળોની જેમ તેને વળગી પડે છે તો ય તે ભસતી નથી. બસ, કોઇ શાંત તપસ્વીની જેમ માતૃત્વનું કર્તવ્ય બજાવ્યે જાય છે.

આ પ્રેરક દૃશ્ય જોઇને મને હમેશાં ગોપીની જ યાદ આવી છે. ગોપી અમારે ત્યાં કામ કરવા આવે છે. ચહેરા ઉપર-સુકાયેલા ચહેરા ઉપર-ફિક્કું તો ય મીઠું સ્મિત, ભીનો છતાંય તેજસ્વી વાન-એ તેજ તો જીવન પ્રત્યેની અખૂટ શ્રદ્ધામાંથી જ આવ્યું હશે ને! કપાળમાં મોટો ચાંદલો અને 'બહેન! વાસણ પથ્યાં કે?'નો વિશિષ્ટ રણકો સાંભળતાં જ ગોપીની કલ્પનાછબી સંપૂર્ણ થાય!

અમારે ત્યાં તે વર્ષોથી કામ કરે છે, પરંતુ કદી કોઇ પણ ચીજ તેણે આઘીપાછી કરી હોય એમ મને યાદ નથી-યાદ નથી શું? હું એવી કલ્પના પણ ન કરી શકું. મેં એને સત્તર થીંગડાંવાળું લુગડું પહેરતાં અનેક વાર જોઇ છે, પરંતુ કદીય વિશાખાનું-મારી પત્નીનું-ઊતરેલું લુગડું તેણે માગ્યું નથી. વિશાખાનાં રંગબેરંગી વસ્ત્રો જોઇને તેણે કદી આંખમાં ઇર્ષ્યાના ઓછાયા આવવા લાગ્યા નથી. જીવનનાં શરીર પર એ શ્રદ્ધાનાં જરિયાન વસ્ત્રો ઓઢતી, એ શું ઓછાં હતાં!

એ ગોપીને છ બાળકો હતાં-છે. એના બેદરકાર અને રખડુ પતિની એ એકમાત્ર ભેટ! જિંદગીભર જેને દુ:ખો જ મળ્યાં છે એને આ અડધો ડઝન બાળકો ય મળ્યાં હતાં, જેમાં સુખ જોવું કે દુ:ખ એ દિલની દૃઢતા પર અવલંબતું હતું. જરૂર, આજના હિસાબે તેના જેવી અકિંચન સ્ત્રી માટે એ બાલવણઝાર ભયંકર-ધગધગતા રણમાં લઇ જનારી નીવડે, પણ ગોપીના હૈયાના ઝરણે એ રણને પણ ઉપવન બનાવી દીધું હતું.

ઉપવન એટલે શું? કળીઓ, પુષ્પો, સુગંધો, બુલબુલોનાં ગીતો...! આ બધું? ના, ઉપવન એટલે પાનખરને પણ સહન કરવાની, હસતે મુખે આવકારવાની પ્રેરણા દેતી જીવનશ્રદ્ધાનું જીવંત પ્રતીક! ગોપીનું જીવન આવું ઉપવન હતું; જ્યાં ફૂલોમાં આગ હતી, કળીઓમાં ઝેર હતું, વસંતમાં વિષ હતું-છતાં સુગંધ હતી સૌરભ હતી-પ્રેમની!

ઘણીવાર મારી પત્ની વિશાખા તેને કહેતી:

"ગોપી! તને આ બાળકો અને આવા ધણીથી જરાય કંટાળો નથી આવતો?"

ત્યારે ગોપી જવાબ દેવાને બદલે એક એવું સ્મિત કરતી જેથી વિશાખાને પ્રશ્ન પૂછવા બદલ

પશ્ચાત્તાપ જ થાય ! એ સ્મિતમાં હતી જીવનનાં રુદન પીંજવાની શક્તિ !

એકવાર મારે ત્યાં મારો મિત્ર જયંત તેની પત્ની શીલા સાથે થોડા દિવસ ગાળવા માટે આવ્યો. અમે બંન્ને જૂના મિત્રો, એટલે મળીએ ત્યારે ખૂબ આનંદ અનુભવીએ એ સ્વાભાવિક હતું, પણ આ વખતે મેં જોયું કે જયંત અને શીલાનાં મુખ ઉપર ગમગીની પથરાઇ હતી. મને તેમની આ વ્યથાનું કારણ સમજાયું નહિ.

એક દિવસ હું અને જયંત ફરવા ગયા ત્યારે મેં તેને તે વિષે પૂછ્યું. થોડી આનાકાની કર્યા પછી તેણે કહ્યું,

"બહુ નાજુક પ્રશ્ન ઊભો થયો છે."

"એમ !"

"હા, તું જાણે છે ને કે હું ભારતીય સંસ્કૃતિમા જ પૂર્ણ શ્રદ્ધા ધરાવું છુ ?"

"હા."

"ભારતીય સંસ્કૃતિ એટલે પૂ. બાપુજીના સિદ્ધાંતો એ ય ખરું ને ?" "જરૂર."

'બાપુએ બ્રહ્મચર્યની હિમાયત કરી છે. અને માત્ર સંતતિ-પ્રાપ્તિ માટે જ પતિ-પત્નીનો સબંધ વ્યાજબી ગણાવ્યો છે એ ય ખરું ને ?"

'હા'

'અહીં જ મતભેદ ઊભો થયો છે. બાપુએ જે કહ્યું છે તે હું યોગ્ય માનું છું. શીલા નથી માનતી. એને બાળકો નથી જોઇતાં અને સાથે બ્રહ્મચર્ય પણ નથી જોઇતું. એ તો ગર્ભનિરોધનાં સાધનો દ્વારા સંતતિનિયમન ઇચ્છે છે !'

જયંતના ચહેરા પર મુંઝવણની રેખાઓ હું સ્પષ્ટ જોઈ શકતો હતો.

તરત જ મારી નજર સમક્ષ ગોપીની જીવંત મૂર્તિ ચમકી ગઇ. વિરોધાભાસનું એક અદ્ભૂત દૃશ્ય રચાઇ ગયું. ગોપી અને શીલા ! પૂર્વ અને પશ્ચિમ ! સત્ય અને અસત્ય ! સાચું શિક્ષણ ઊછેરતેહનું, મમતાનું, શ્રદ્ધાનું-જે ગોપીની જિંદગીના અણુઅણુએ પચાવ્યું હતું.

તરત જ મે જયંતને ગોપીના સમગ્ર જીવનની વાત કહી, ત્યારે તે બોલી ઊઠયો, "હું એને-ભારતી નારીને-જોવા માટે આતુર થઇ ગયો છુ. શીલા જેવી શિક્ષિત સ્ત્રી કરતાં ગોપીનું સ્થાન ઘણું ઊંચું છે."

અને પછી તો આખે રસ્તે તેણે એ જ વાતો કરી.

અમે ઘેર આવ્યા, ત્યારે ગોપી ઊભી હતી. મને જોઇને કહે, "ભાઇ ! જુઓને, બહેન મને એ દિવસની રજા નથી આપતાં."

"તારે રજાને શું કરવી છે ?"

"ઓ ભાઇ ! મારો છોકરો ખૂબ માંદો છે." કહેતાં તેની આંખો ભીની થઇ ગઇ હતી.

"પણ અમારે ત્યાં મહેમાન આવ્યા છે..." મારી પત્ની બોલી. મેં તેને વચમાંથી અટકાવીને કહ્યું, "કાંઇ વાંધો નહિ, ગોપી ! જા તારે જેટલા દિવસ ઘેર રહેવું હોય એટલા દિવસ રહેજે."

અને તે ખુશ થઇને ચાલી ગઈ

મારી ય આંખોમાં ઝળઝળિયાં હતા. ૭ છોકરાં હોવા છતાં બિમાર પડેલા બાળક માટે તીવ્ર વેદના અનુભવતી એ સ્ત્રીને સાક્ષાત વાત્સલ્યમૂર્તિ જ કહેવાય ને ! અને મને ખાત્રી છે કે જો મે તેને રજા ન આપી હોત તો તે જરૂર નોકરી સુદ્ધા છોડી દેત ! એક દૃષ્ટિએ તો તેના એકાદ બાળકનું મૃત્યુ ગરીબ જીવન માટે આશીર્વાદરૂપ નીવડે, ભાર ઓછો થાય, પણ...ભારત, સંસ્કૃતિ, બાપુજી, શ્રદ્ધા...!

અને શીલા ! ? હા.

ગોપીની જીવનકથની મેં શીલાને સંભળાવી. વચ્ચે વચ્ચે જયંત ગોપીની પ્રશસા કર્યે જતો હતો. મેં જોયુ કે શીલા ઉપર કાંઇક અસર થતી હતી ખરી ! ખરેખર, જ્યારે વાત પૂરી થઈ ત્યારે શીલાની આંખોમાં આંસુ હતાં. શીલા રડતી હતી-અસત્યની ઓળખથી, સત્યના જ્ઞાનથી

જયંત હસતો હતો-ભારતીય સંસ્કૃતિના-બાપુના સિદ્ધાંતોના વિજયથી !

હુ સ્થિતપ્રજ્ઞ હતો-મારું અંતર ગોપીને નમતું હતું. પશ્ચિમ પૂર્વમા આવીને પૂર્વમય થઇ ગયું હતું પશ્ચિમમાં ડૂબેલો સૂરજ વળી પૂર્વમાં આવીને પ્રકાશતો હતો..... સમસ્ત વિશ્વની સંસ્કૃતિ વ્યક્તિગત જીવનમાં એક બની હતી.

પૂ. બાપુનું પણ એ જ સ્વપ્નું હતુ ને ? -સ્નેહસંસ્કૃતિ ફેલાવવાનું !

# લૂલું પ્રારબ્ધ

અંજુમ વાલોડી

જૂના કાળની એક વાત છે એક માણસ હતો તેને પ્રારબ્ધમા એટલી અખૂટ શ્રદ્ધા હતી કે ન પૂછો વાત એક દિવસે બેઠા બેઠા તેને વિચાર આવ્યો કે મનુષ્યના પ્રારબ્ધમા જે થવાનુ નિર્માયુ હોય છે તે જ થાય છે મનુષ્ય લાખ પ્રયત્ન કરે તો ય તેના ભાગ્યમા નહિ નિર્માયેલી વસ્તુ પ્રાપ્ત કરી શકતો નથી, અને જે વસ્તુ તેના ભાગ્યમા હોય તે કોઈ પણ પ્રકારે તેને મળીને જ રહે છે માટે, કોઈ પણ વસ્તુ માટે મનુષ્યે મહેનત કરવાની કશી યે જરૂર નથી!

એ વિચાર પછી તેણે કશી યે મહેનત ન કરવાનો નિર્ણય કરી લીધો થોડી વાર પછી તેને ભૂખ લાગી એટલે તે સીધો ઊપડ્યો એક બાગમા અને ત્યા જઈને દ્રાક્ષથી લચી પડેલા એક દ્રાક્ષ વૃક્ષની નીચે પોતાનુ મો ખુલ્લુ નાખીને સૂતો, કે જેથી દ્રાક્ષ સીધી તેના મોમા આવીને પડે

આમ ને આમ ઘણી વાર સુધી તે સૂતો રહ્યો, પરન્તુ એકે ય દ્રાક્ષ આવીને તેના મોમા પડી નહિ પછી, ભાગ્યસજોગે, દ્રાક્ષનુ એક ઝૂમખુ વૃક્ષ ઉપરથી નીચે પડ્યુ, પરતુ તે સીધુ તેના મોમા નહિ પડતા, તેની છાતી ઉપર પડ્યુ છતા ય પેલા પ્રારબ્ધવાદીએ એ દ્રાક્ષને ત્યાથી ઉઠાવી પોતાના મોમા મૂકવાની તસ્દી લેવાનુ પણ યોગ્ય ધાર્યું નહિ તેને હજુ યે શ્રદ્ધા હતી કે દ્રાક્ષ સીધી તેના મોમા આવીને જરૂર પડશે!

આમ ને આમ સમય વીતતો ગયો અને તેની ભૂખ પણ વધતી ગઈ, પરતુ એક પણ દ્રાક્ષ તેના મોમા પડી નહિ અસહ્ય ભૂખને કારણે તેનો આત્મા બેચેન થઈ રહ્યો હતો એટલામા એક ઘોડેસ્વાર ત્યાથી પસાર થતો હતો તે પેલાની નજરે પડ્યો એટલે તેણે લાચારીએ પેલા ઘોડેસ્વારને બૂમ પાડી "અલ્યા, ભાઈ ઘોડેસ્વાર! જરા અહી આવજે"

કોઈ દુખી માણસ હશે એમ ધારીને પેલો ઘોડેસ્વાર તેની નજીક ગયો, અને જાણે તેની દયા ખાતો ન હોય તેમ બોલ્યો, "બોલ, ભાઈ! શુ કામ છે?"

પેલા પ્રારબ્ધવાદીએ પહેલા પોતાનો હાથ પોતાની છાતી તરફ વાળ્યો અને ત્યા પડેલા દ્રાક્ષના ઝૂમખા પ્રતિ ઈશારો કર્યો અને પછી પોતાના મો નજીક હાથ લઈ જતા કહ્યુ "ભાઈ આ દ્રાક્ષના ઝૂમખાને મારા મોમા મૂકી આપ મને ઘણી જ ભૂખ લાગી છે"

ઘોડેસ્વારે વિચાર્યું કે, આ માણસ લૂલો નથી એના હાથ બરોબર કામ આપી શકે એવા છે એટલે તેણે પૂછ્યુ "ભલા માણસ! તારા હાથ તો સલામત છે પછી તુ તારે હાથે જ એ દ્રાક્ષને તારા મોમા શા માટે નથી મૂકતો?"

પેલા પ્રારબ્ધવાદીએ કહ્યુ "મને શ્રદ્ધા છે કે, જો એ દ્રાક્ષ ખાવાનુ મારા ભાગ્યમા હશે તો હુ કશો ય શ્રમ નહિ કરુ તો ય એ દ્રાક્ષ મારા મોમા આવીને પડશે!"

આ જવાબ સાભળતા જ પેલા ઘોડેસ્વારનો મિજાજ હાથથી ગયો, અને તેણે પેલા પ્રારબ્ધવાદીને જોરથી એક લાત મારીને કહ્યુ "આળસના ભડાર! તારા લૂલા પ્રારબ્ધને છાતી સાથે ચાપીને પડ્યો પડ્યો ભૂખે મરી જા"

•

એક દિવસ એક ભાઈએ વિનોબાને કહ્યુ ગાંધીજીએ પોતાને હાથે અનાજ સાફ કરી દળી જોડા સીવી ટૂકમા જાતમહેનત કરીને શ્રમની પ્રતિષ્ઠા વધારી છે

વિનોબા કહે ના એમ નહી શ્રમની પ્રતિષ્ઠા કોઈ મહાત્માએ વધારી નથી પણ ખુદ શ્રમની જ એટલી પ્રતિષ્ઠા છે કે એણે મહાત્માને પ્રતિષ્ઠા આપી આજે ભારતમાં ગોપાલની જે પ્રતિષ્ઠા છે તે એના ગોપાલનને કારણે જ છે!

# મૃત્યુનું કારણ

*

ઘોર જંગલમાં એક ગૌતમી નામની વૃદ્ધ બ્રાહ્મણી તપસ્યા કરતી હતી. એકાન્ત સ્થળે આવેલા પોતાના સુંદર આશ્રમમાં એ સાધના કરતી.

એના એકના એક પુત્રને સાપે ડંશ દીધો. અને તેથી પુત્ર મરણ પામ્યો. જે સાપે પુત્રને ડંશ દીધો હતો એ જ સાપને અર્જુનક નામના માણસે પકડ્યો અને તે ગૌતમી પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'દેવી આ દુષ્ટ સાપે તમારા પુત્રનો પ્રાણ લીધો છે. તમે કહો એ રીતે હું આ સાપનો પ્રાણ લઉં, કહો તો એને જીવતો બાળી નાખું, કહો તો એના કટકેકટકા કરી નાખું એને જીવતો તો ન જ છોડાય '

ગૌતમીએ કહ્યું. 'હજી તું બેસમજ છે તું આ સાપને છોડી દે એને મારવો નથી. થવાનું હતું તે થઈ ગયું, એને કોઈ ટાળી શકે તેમ ન હતું જે માણસ આ જાણે છે તે સાપની હત્યા કરીને શા માટે પાપ વહોરે? અને નર્કનો ભાગી બને?

અર્જુનક બોલ્યો 'દેવી! બીજાને સંકટમાં જોઈને વૃદ્ધ માણસો તમારી જેમ જ દુખી થાય છે પણ તમારું કહેવું સ્વસ્થ માણસને અસર ન કરે, હું તો ખિન્ન થયેલો છું, અને હું આ સાપનો જીવ લઈશ જ. તમે પણ પુત્રમરણનો શોક ભૂલી જશો!'

'એ સાચું છે કે મારા જેવી અવસ્થામાં રહેનારને શોક નથી થાય મારા બાળકનું મૃત્યુ સર્પદંશથી થવાનું હતું અને થયું. એટલે તું સાપને મારે એ હું નથી ઇચ્છતી તું સાપને ક્ષમા કરીને છોડી દે.

અર્જુનકે હઠ કરી 'શત્રુને મારવો જ જોઈએ.'

'અર્જુનક' શત્રુને પકડી તેને મારવાથી શો લાભ? એને મુક્ત ન કરવાથી કઈ કામના સિદ્ધ થઈ જવાની છે? એવું કયું કારણ છે કે હું સાપને ક્ષમા ન કરું? શા માટે હું મોક્ષના સાધનથી વંચિત રહું?' ગૌતમીએ સમજાવતાં કહ્યું

અર્જુનક તો તામસી હતો એણે ફરી દલીલ કરી 'સાપને છોડી મૂકશું તો તે તમારા પુત્રની પેઠે બીજા માણસને પણ કરડી તેનો પ્રાણ લેશે એકનો જીવ બચાવી અનેકના જીવને ભયમાં શા માટે મૂકવા! માટે તમે મને સાપને મારતા રોકો નહી.'

આમ, વારવાર કહેવા છતાં ગૌતમીએ સાપને મારવાની રજા આપી નહીં. ત્યારે બંધનથી પિડાતા સાપે માણસની વાણીમાં કહ્યું. 'અર્જુનક! ગૌતમીના પુત્રને હું ડસ્યો એમાં મારો દોષ નથી. હું તો પરાધીન છું. મૃત્યુએ મને પ્રેર્યો અને આજ્ઞા આપી એટલે હું એને ડંશ્યો. ક્રોધથી, અથવા મારી ઇચ્છાથી હું ડંશ્યો નથી આમ મૃત્યુ અપરાધી છે, હું નહી. માટે મને પ્રાણદંડ ન દો '

અર્જુનકે કહ્યું 'ભલે તું તારી ઇચ્છાથી નથી કરડ્યો. પણ બીજાને આધીન થઈને અપરાધ કર્યો છે, માટે તું દોષિત છે, તને પ્રાણદંડ દેવો જ જોઈએ.'

સર્પે કહ્યું 'જે રીતે માટીનું પાત્ર બનાવવામાં લાકડી અને પૈડું કારણભુત હોય છે. છતા તે કુંભારને આધીન હોય છે, એ રીતે હું પણ મૃત્યુને આધીન છું માટે મને દોષિત ઠેરવવો ઉચિત નથી '

અર્જુનક પોતાના મત પર મક્કમ હતો. એણે ફરી દલીલ કરી તું મૃત્યુનું કારણ કે કર્તા ભલે નહી હોય, પરંતુ બાળકનું મૃત્યુ થયું છે તારાથી જ, માટે તને દેહદંડ દેવો જ જોઈએ!

સાપે પણ ફરી દલીલ કરી 'યજ્ઞ કરાવનાર ઋત્વિજ જે રીતે ફળના ભાગી નથી, પણ યજમાનને જ એનું ફળ મળે છે એ જ રીતે આ મામલામાં અપરાધનું દોષભાગી મૃત્યુ જ છે.'

આમ ચર્ચા ચાલતી હતી ત્યાં મૃત્યુ આવી પહોંચ્યું એણે પોતાની નિર્દોષતા બતાવતાં કહ્યું 'મેં જે કાંઈ કર્યું છે તે કાળની પ્રેરણાથી એટલે ગૌતમીના બાળકના મૃત્યુનો દોષ મને કે આ સાપને નથી. જેવી રીતે હવા વાદળાઓને મન ફાવે ત્યા અહીંથી ત્યાં લઈ જાય છે એ જ રીતે હું પણ કાળને આધીન છું આખું વિશ્વ કાળને અનુસરે છે—સહુ કાળને આધીન છે. સંસારમાં જેટલી પ્રવૃત્તિ અને નિવૃત્તિ, તથા ધર્મ અને તેનાં ફળ છે, બધાં કાળને આધીન છે સાપ તું આ વાત જાણે છે, છતાં મને કેમ દોષિત ઠેરવે છે?'

આમ ચર્ચા ચાલતી હતી ત્યાં સ્વયં કાળ આવી પહોંચ્યો. અને કહેવા લાગ્યો 'હું આ સર્પ કે મૃત્યુ કોઈ પણ અપરાધી નથી, આ બાળકે જે કર્મ કર્યાં હતા તેનાથી જ તેનું મૃત્યુ થયું છે એના વિનાશનું કારણ એનાં કર્મો જ છે'

# સર્વોદય સંસ્કાર

રામનારાયણ ના. પાઠક

પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર છે. 'સાદું જીવન, ઉચ્ચ વિચાર' એ આર્ય સંસ્કૃતિનો પાયો છે. 'જીવનની જરૂરિયાતો વધારવાથી સુખી થવાય છે' એ પશ્ચિમના લોકોનું સામાન્ય સૂત્ર છે

'આ દેહ જગતની સેવા અર્થે મળ્યો છે, ભોગને અર્થે નહીં. પરાર્થે જીવન ગાળવાથી દુઃખમાત્રમાંથી મુક્ત થવાય છે' એ આર્યોનો આદર્શ છે. જગતની સર્વ સમૃદ્ધિ આપણા ભોગ અર્થે છે' એ સૂત્ર આધુનિક અર્થશાસ્ત્રીઓનું છે.

બસો વર્ષ પહેલાં, અંગ્રેજોનાં પગલાં આ દેશમાં નહોતાં થયાં ત્યારે, ભારતનું ગ્રામજીવન સાદું, ઉદ્યમી, પરગજુ ઈશ્વરપરાયણ, સ્વાશ્રયી અને નિર્ભય હતું. મોટા મોટાં સામ્રાજ્યો આ દેશમાં આવ્યાં અને ગયાં પણ ભારતની સંસ્કારિતાને ઊની આંચ ન આવી. મગધમાં નંદ રાજાનું રાજ્ય હોય કે ચંદ્રગુપ્ત મૌર્યનું; દિલ્હીમાં અનંગપાળ રાજા હોય કે પૃથ્વીરાજ ચૌહાણ. આપણું ગ્રામજીવન પોતાની સ્વાવલંબી ઢબે શાંતિપૂર્વક ચાલ્યું જતુ.

ખોરાક, પોશાક, રહેઠાણ શિક્ષણ, રક્ષણ, સ્વચ્છતા, આરોગ્ય દરેક બાબતમાં એ સ્વતંત્ર હતું. કરવેરા ઉઘરાવવા, અંદર અંદરના કજીઆ પતાવવા, એ તમામ કામ ગ્રામપંચાયત દ્વારા થતાં. રાજ્યની કશી ડખલ ન હતી.

ખેતી, ગોપાલન, એ મુખ્ય વ્યવસાય હતા. તેને અંગે જરૂરી વસ્તુ મેળવવા નાના નાના ગ્રામોદ્યોગો હતા. લુહાર, મોચી, દરજી, કુંભાર, કડિયા અને વણકર વગેરે વસવાયાં ખેડૂતો ઉપર નિર્ભર હતા. ખેડૂતો કારીગરોથી સ્વાધીન હતા.

ગ્રામજીવન પરસ્પરાવલંબી હતું. જીવનમાં મુખ્યત્વે પાંચ ચીજની જરૂર હતી. અન્ન, વસ્ત્ર, ને આશરો; શિક્ષણ અને પ્રભુનું નામ. પાચેય વસ્તુ ગામમાં જ મળી રહેતી. અંગ્રેજી રાજ્યે આપણને પાંચેય બાબતમાં પરાધીન બનાવી દીધા. એણે જોયું કે માત્ર રાજકીય રીતે હિંદને ગુલામ નહીં કરી શકાય; સાંસ્કૃતિક રીતે તેને જીતવું પડશે.

ગાંધીજી સને ૧૯૧૫માં આફ્રિકાથી સ્વદેશ પાછા આવ્યા. ત્યારે તેમણે આ વસ્તુ જોઈ લીધી.

'હિંદ બેવડી ગુલામી ભોગવતું હતું. એક અંગ્રેજી સલ્તનતની અને બીજી પાશ્ચાત્ય સુધારાની. એ બાજી ભેદવી કઠણ હતી. ત્રીસ વર્ષની આકરી ને લાંબી લડતને પરિણામે હિંદ રાજકીય ગુલામીમાંથી તો મુક્ત થયું, પણ સાંસ્કૃતિક ગુલામીની પકડ ઊલટી વધુ મજબૂત બની.

એમાંથી મુક્ત થવા માટે દરેક ભારતવાસીએ 'સાદું જીવન અને ઉચ્ચ વિચાર' એ આપણી આર્ય સંસ્કૃતિનું સૂત્ર જીવનમાં ઉતારવું જોઈએ. રાજ્યપલટો થવાથી પ્રજાને સુખ પ્રાપ્ત થતું નથી. રાજ્ય તો સગવડ આપી શકે. સુખ તો કેવળ સંતોષી જીવનમાં જ રહેલું છે. અને એવો આત્મસંતોષ ઈશ્વર ઉપરની શ્રદ્ધામાંથી જન્મે છે.

ભારત મુખ્યત્વે ગામડામાં વસે છે. આપણી સંસ્કૃતિ ગ્રામ સંસ્કૃતિ છે. અંગ્રેજોની નિશાળે ભણેલા આજના મોટા ભાગના રાજકર્તાઓ અને ઉચ્ચ અધિકારીઓ આપણાં ગામડાંને યુરોપ-અમેરીકા જેવાં સમૃદ્ધ, યંત્રોથી ધમધમતાં કરવા અને તેમ કરીને સુખી કરવા મથે છે.

તેઓ પૂરા પ્રમાણીક છે. તેમની ભાવના ઊંચી છે. તેઓ દેશભક્તિથી ભરેલા છે. પરંતુ તેમનુ લક્ષ્યબિંદુ પશ્ચિમની સંસ્કારિતા છે. પશ્ચિમના સુધારાના અનુકરણમાં વિનાશ છે. આ બાબતમાં આપણા પૂ. રાષ્ટ્રપિતાએ એક વાર્તાલાપમાં બહુ સ્પષ્ટ વિચારો રજૂ કર્યા છે. તેમનું જીવન એ જ જગતને માટે ઉપદેશ સમાન હતું. 'સાદું જીવન અને ઉચ્ચ વિચાર' એ સૂત્ર તેમના જીવનમાં મૂર્તિમંત થયું હતું.

આપણી સંસ્કૃતિના તેઓ સાચા પ્રતિનિધિ હતા. આજથી પંદરેક વર્ષ પહેલાંની વાત છે. એ વખતે ગાંધીજીનો મુકામ બારડોલીમાં હતો. શ્રી મોરીસ ફ્રીડમૅન વર્સો થયાં હિંદમાં આવી વસ્યા હતા. તેમણે 'ભારતાનંદ' એવું હિંદી નામ ધારણ કર્યું હતું. તેઓ બેંગલોરમાં આવેલા વીજળીના મોટા

# રવીન્દ્ર કણિકા

અનવર આગેવાન

### ભાર

ચકલીને મોર કહે છે 'અરે, મોર! તને જોઈને દયાથી મારુ દિલ દ્રવી ઊઠે છે!

મોર કહે 'એમ કેમ, ચકીરાણી?'

ચકલી કહે 'આ તારુ બેડોળ શરીર જેટલુ મોટુ તેથી ય વધુ મોટુ લપસીંદર તારુ પૂછડુ છે! હુ જો ને કેવી હળવી ફૂલ જેવી ફર્યા કરુ છુ! તારી પાછળ તો ભારનો જ ઉત્પાત ભારે!'

મોર કહે 'તુ શાને નકામી લેણાદેણા વગરની શોક કરે છે? એટલુ નક્કી જાણજે કે ગૌરવની પાછળ હમેશા ભાર હોય જ છે!'

*

### સ્પષ્ટભાષી

વનમા વસત ખીલી છે ફૂલ ફોર્યા છે જરા ય થોભ્યા વગર કોયલ દિનરાત ગીત ગાયા કરે છે એ જોઈ કાગડો કહે છે

'બીજો કોઈ ધધો મળતો લાગતો નથી એટલે વસતની ખુશામતના ગીત શરૂ કર્યા લાગે છે?'

ગીતને થોભાવી, આમ્રઘટામાથી બહાર નીકળી આવી કોયલ કહે છે 'મહાશય! ક્યાથી આવવુ થયુ?'

'હુ તો સ્પષ્ટભાષી કાગડો છુ'

કોયલ કહે 'ધન્ય છો તમે, નમસ્કાર તમને! સ્પષ્ટભાષા તમારે કઠે સુમારક રહો! મારે માટે માત્ર મિષ્ટ અને સત્યભાષા જ બસ છે'

*

### હાર–જીત

એક દિવસ ગધેલ મધમાખી ઉપર ખિજ વાઈ પડી, કોણ વધુ શક્તિશાળી એ વિષે એમને જબરો મતભેદ જાગ્યો ગધેલ કહે હજાર પ્રમાણ આપીને સિદ્ધ કરી શકુ કે તારા ડખ કરતા મારો ડખ ક્યાય ચઢે!'

મધમાખીએ નિરુત્તર બનીને આખે આસુ સાર્યા ત્યારે વનદેવીએ એને ધીરે રહી કાનમા કહ્યુ 'બાઈ, નિરુત્તર શાને થાય? આટલી વાત ચોક્કસ જાણજે ઝેરમા તુ હાર માને, પણ મધુમા તો જીત છે ને?'

*

### અધિકાર

વસત ઉપર સૌથી વધુ અધિકાર કોનો એ વિવાદમા જ બપોર થઈ ગયા બકુલ કહે 'સાભળો, ભાઈઓ! મારી સુગધથી વન ભરી દઉં છુ માટે મારો અધિકાર'

પલાશે સાભળી ડોકુ ધુણાવતા કહ્યુ 'રગથી જ મે દિશાઓ આવરી લીધી છે'

ગુલાબે જરા ખિજવાઈને જવાબ આપ્યો 'સુગધ અને શોભાથી તો વન ઉપર મે જ પ્રભાવ પાડ્યો છે'

અળુનો છોડ કહે 'સુગધ શોભને તે શુ ઘોળીને પીશો? મે તો ધરતીના પેટાળમા અહો જમાવ્યો છે માટીમા જ મે ઊંડા મૂળ ઘાલ્યા છે' પ્રત્યક્ષ પ્રમાણથી અળુની જ જીત થઈ!

*

### પ્રતાપનો તાપ

ગતદિવસ આસુડા ખાળતુ લીલુ લાકડુ એ જ વિચાર કર્યા કરે છે 'ઓહો! આ સળગતા લાકડાનુ તેજ કેટલુ બધુ છે! ઓશિયાળો અધકાર તો ખૂણે લપાઈને જાણે અદેખાઈથી મરી રહ્યો છે! આવુ અજવાળુ–તેજ મને ક્યારે સાપડશે?'

જલતો અગાર કહે છે 'અરે ભાઈ, લીલા લાકડા! ચેષ્ટાહીન વાસનાથી તુ અમસ્તો પીડાયા કરે છે અમને જે મરી–જળીને મળ્યુ છે, તે તને શુ એમ ને એમ ખોળામા ટપકી પડશે?'

લીલુ લાકડુ કહે 'એ આગમા કોણ બળે?'

અગાર કહે 'તો રહે ઊધઈ માટે!'

*

હોય રજકણ કાચનુ કે હોય મદિરનો કળશ,
સૂર્ય જેવો સર્વને ઝગમગનારો જોઈએ! –અનિલ

# જીવન-પૂણી

મધુકૂજ

એ કોઈ ચૂટણીમા નહોતા ચૂટાયા, એ કોઇ ગવર્મેન્ટ ડીપાર્ટમેન્ટમા મોટા હોદ્દેદાર નહોતા, જીવનમા ન તો કોઈ વાર એમણે પોતાની છબી પડાવી હતી કે ન તો કોઇ નવલ વાચી હતી એ મોટા નગરવાસી ન હતા એ તો હતા એક નાના શા ગામના રહેવાશી જે સ્થળનુ નામ કદી ઈતિહાસના પાને ના લખાયુ હોય એવા સ્થળે પોતાની જીવન પૂણી કાતતા હતા

એમનો દૈનિક કાર્યક્રમ સાદાઈ ભરેલો ને નવયો હતો સવારે પાચેક વાગે ઊઠવુ દાતે બાવડર ઘસવો કોદાળી લઇ ખેતરમા જવુ સૂર્યદાદા ઊગે એટલે ઘેર આવવુ સ્નાન કરવુ સ્નાન કર્યા બાદ ફળિયાની પાચસાત વૃદ્ધા પાસે ભાગવતનુ વાચન કરી ધાર્મિક રસપાન કરવુ બપોરે જમવાનો સમય થતા શાતિ પૂવક જમીને ગામચોરે જવુ ત્યા વડલાની શીતળ છાયામા દોઢેક કલાક સૂવુ વર્તમાન પત્ર વાચવુ સાજે ઘેર આવી છોકરાને ઉપદેશ ભરેલી વાતો કહેવી નવ વાગે પોઢી જવુ

એમને સૌ દાદા કહે દરરોજ સવારમા એ ખેતરે જાય ને ત્યાથી આવે ત્યારે તો એમની થેલી ભરેલી જ હોય—લાલ લાલ ટમેટાથી, ફૂણી ફૂણી કાકડીઓથી, મઝાના કોઠીમડાથી, કોઈક વાર તો પોપટા ય હોય લાલ ચણી બોર પણ ચૂટી લાવે ઘણી વખત તો સાઠા પણ લાવે કઈ ના મળે તો અને શાક લાવવાનુ શાના ભૂલે દાદા?

"દાદા આવવાની તૈયારીમા-ચાલ ઊઠવા દે, નહિ તો રહી જઈશ, આજે તો ટમેટા લાવ્યા હશે કાલે કેવા મઝાના બોર લાવ્યા હતા એમ વિચાર કરતુ ફળિયાનુ દરેક બાળક દાદા ખેતરથી આવે ત્યાર પહેલા તો ઊઠી જાય દાદા આવે એટલે ફળિયાના સૌ બાળકોની નજર ઝોળી પર જ હોય "મને મને " કરતા બધા ય વીટાઈ વળે દાદા જે લાવ્યા હોય તે વહેચી દે, ને ખાલી થેલી લઈ ઘેર આવે એમની પાસેની થેલી ખાલી થઈ ગયેલી જોઇને હુ કહુ, "દાદા, બધાને વહેચી દો છો, મારે તો કઇ જ નહિ ખાવાનુ-મને ભાવે જ ના કશુ "

દાદા કહે, " તે દાતણ કર્યું ?"

' ના '

' તો પછી તને કઈ ના મળે "

'હ હઅ " હુ રડવા માડુ

"સારુ ચાલ દાતણ કરી લે પછી આપુ

' થેલી તો ખાલી છે "

આ ગજવા ભરેલા છે ને 'દાદા ફૂલેલા ગજવા બતાવે હુ ઝટપટ દાતણ કરી લઉં ને જે કઈ લાવ્યા હોય તે હોશે હોશે ખાઉં

દાદા ખેતરે જતી વેળા કોદાળી લેતા જાય ગાડાવાટમા ખાડા ટેકરા હોય તો પૂરી ખોદી સરખા કરે કોઈ કોઈ વાર તો રસ્તામા એટલા બધા ટાચણ-ટિપ્પણ કરવાના આવે કે દાદાને ખેતર ગયા વગર ઘેર પાછુ ફરવુ પડતુ એમની કોદાળીને પણ બે ત્રણ મહીને લુહારનુ ઘર જોવાનુ મન થાય લુહાર પણ સમજી જાય જો બે ત્રણ મહીને કોદાળી તેને ત્યા ન અપાય તો એ પોતે દાદા પાસ આવે પૂછે ' કેમ આ વખતે પાણી નથી ઓસર્યુ કોદાળીનુ ? માદા બાદા તો ન'તા પડયા ને ?

ના એ કાઈ દિવસ માદા ના પડે એમનુ માથુ કોઈ દિવસ દુખ્યુ સાભળ્યુ નથી ઘુમડુ એમને ક્યારે ને કયે ઠેકાણે થયુ તેની મને ખબર નથી જ્યારે જૂઓ ત્યારે સાજા સમા નવરાશનો સમય રેંટિયો કાતવામા ગાળે એટલે એમના કપડા તો એમણે કાતેલા સુતરમાથી જ થઈ રહેતા

એક દિવસ એવુ બન્યુ-મારા મોટાભાઈ જગદીશ દોડતા દોડતા આ યા દાદા પાસે કહે

"દાદા, નાથુકાકા આજે બહારગામ ગયા છે હે દાદા, એમનુ પેલુ નવુ ઘર બધાય છે ને, તેનો ટેકો ખસેડી આવુ? તે દિવસ આપણુ ઢોર બાધવાનુ અડારુ એમણે જ તોડાવી નખાવ્યુ હતુ ને? "

"એમને ગમે તે એ કરે આપણે કોઈનુ બૂરુ ન કહીએ વેર, વેરથી નહિ, પ્રેમથી શમાવતા શીખીએ કયાથી વિચારો આવે છે તને ટેકો ખસેડી નાખવાના "

અને જગદીશનુ મોઢુ તો જોવા જેવુ થઈ ગયુ તે નીચા મોઢે ત્યાથી ચાલ્યો ગયો

એક વાર તો એક ચોરને પકડીને દાદા કહે, 'આના કરતા મજૂરી કરને ના મળે તો આવજે કાલથી અમારે ત્યા પકડાયો ને ચોરી કરતા તો જેલના સળિયા ગણવા પડશે, ને બૈરી છોકરા ભૂખે મરશે તે વધારામા." અને ખરેખર અમારા જ ગામનો તે ચોર બીજે દિવસથી અમારા ખેતરમા મજૂરી કરવા આવવા લાગ્યો ને હજુય મજૂરી કરીને તે તેનુ કુટુંબ પોષે છે

આ દાદાનુ અવસાન બહુ અનુકૂળ સજોગોમા થયુ હતુ જેની શરુઆત સારી તેનો અત પણ સારો એમના અવસાને ત્રણ વર્ષ વીત્યા. અવસાન પ્રસગે વર્તમાનપત્રોમા તેમની છબી કે નાની સરખી નોધ પણ નહોતી આવી પણ જીવન પૂણી એક મળગ તાતણે કાતી જાણનાર એ દાદાની મૂર્તિ મારા ચક્ષુ સામે તો જીવતી જાગતી જ શોભી રહી છે

*

## માતૃભકિત

ઇશ્વરચદ્ર વિદ્યાસાગરનુ નામ કોણે નથી સાભળ્યુ? એક વેળા તેમની માતાનો પત્ર તેમના પર આવ્યો તેમા લખ્યુ હતુ, 'એકદમ જલદી આવો ઇશ્વરચદ્ર તે વેળા કલકત્તામા સસ્કૃતની મહાવિદ્યાપીઠમા અધ્યાપક તરીકે કામ કરતા હતા તેમણે મુખ્ય પ્રિ સીપાલને છૂટી આપવા અરજી કરી પણ તે નામજુર થઇ આથી વિદ્યાસાગરે રાજીનામાનો પત્ર તેમની સમક્ષ રજૂ કર્યો

તેમા જણાવ્યુ હતુ કે 'હુ મારી માતાની લાગણીઓને દુભાવીને નોકરી ચાલુ રાખુ તે મને પોતાને હીણપતભર્યુ લાગે છે' સચાલક તો આશ્ચર્ય પામી ગયા તેમણે નમતુ જોખ્યુ ને રજા મજૂર થઇ

તેઓ બપોરનાજ મિદનાપુર–પોતાને વતન જવા ઊપડયા સાજ પડી ત્યારે તેઓ દામોદરને કાઠે ચાલતા આવી પહોચ્યા રાત્રે નદી પસાર કરવી મુશ્કેલ હતી આથી બીજે દિવસે જવાનુ નક્કી કર્યુ. પણ સવારે જયારે તે નદીકાઠે આવ્યા ત્યારે તેમણે નદીનુ રૌદ્ર સ્વરૂપ નિહાળ્યુ. માછીઓએ હોડીઓ ચલાવવી બધ કરી દીધી હતી તેમણે એક હોડીવાળાને ભારે રકમ આપવાનુ જણાવી પોતાને નદીપાર કરાવા કહ્યુ. પણ તે કે કોઇએ હિમત કરી નહી હવે શુ કરવુ? ઇશ્વરચદ્ર વિચારમા પડયા એ ક્ષણમા તો તેઓએ વિચાર કરી લીધો ને નદીમા ઝપલાવ્યુ કાઠે ઊભેલા સહુ બૂમો પાડવા લાગ્યા પણ તેમણે કોઈનુ કહેવુ ગણકાર્યુ નહિ સહુ પોકારવા લાગ્યા કે "બ્રાહ્મણ શા માટે આપઘાત કરવાને તૈયાર થયો છે?' પણ તેમણે પોતાની માતાના આશીર્વચનના બળથી રક્ષણ પામી ભર પૂર મોજાઓમા પણ પોતાનો માર્ગ કાઢયો, અને સપૂર્ણ સહીસલામતીથી નદીને બીજે કાઠે જઈ પહોચ્યા

ધન્ય હો તેમની માતૃભકિતને!

—કિશન વાઘેલા

*

જ્યારે ગર્વ થયો નિહાળી નિજના પુણ્યો તણા પર્વતો
ડેયુ શ્રાવણવાદળા સમ ફૂટ્યુ, લાગ્યુ તર્યો સાગરો
ત્યા નાનુ તરણુ પ્રવિષ્ટ કરતુ લાગ્યુ મને પાપનુ,
ઠેકાયા સહુ ડુગરો તરણુના ઓથે અભિમાનથી! - ભગવતીકુમાર શર્મા

## ધૂની વિનોબા

વિનોબાના માતુશ્રીને મહારાષ્ટ્રીય સત કવિઓના મધુરા પદો મોઢે જ્યારે કઇ કામ કરતા હોય ત્યારે ઘણી વાર કોઇ ને કોઈ સત કવિનુ પદ ભજન ગૂજતા જ હોય એ ભક્તિરસઘેલી રખુમાઈ રાધતી વખતે ભજનની લહેરમા કોઈ વખત રસોઈમા મીઠુ નાખવુ ભૂલી જતા જેવા મા ધૂની તેવા બેટા પણ ધૂની! માના મગજમા સતવાણી રમતી હોય તો બેટાના મનમા ગીતાના તત્ત્વજ્ઞાનનુ રટણ ચાલતુ હોય!

બધા જમવા બેઠા હોય વિનોબા તો કોઈ વિચારમા ડૂબેલા હોય અને માત્ર ભાણામાથી કોળિયો ઊપડતો હોય રસ કે સ્વાદમા શાકભાજી કેવા થયા છે તેની એને કશી ગતાગમ નહી આમ કોઈ વખત મીઠુ નાખવુ રહી ગયુ હોય ત્યારે ય વિનોબા તો મશગૂલ હોય પણ એમનો નાનો ભાઈ 'બાળુ' બિચારો મોઢુ વકાસી રડમસ ચહેરે જોઈ રહ્યો હોય અને વિનોબાની વિચારધારામા ખલેલ પડે ત્યારે ખબર પડે કે શાકમા મીઠુ નાખવુ રહી ગયુ છે! ત્યારે વિનોબા નાના બાળુને ઠપકો આપતા કહેતા 'અરે ભલા માણસ, ચપટી મીઠુ હોય તો યે શુ ને ન હોય તોયે શુ? એનાથી કયી સાધના નિષ્ફળ જવાની છે? એવી નાની બાબતમા શુ જીવ ઘાલવો'તો?'

# પ્યારાબાપુ


વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ નવુ વર્ષ ફેબ્રુઆરીથી શરૂ થઈ જાન્યુઆરીની આખરમા પૂરુ થાય છે વર્ષના પ્રથમ અકથી જ ગ્રાહક નોંધવામા આવે છે નમૂનાનો અક આઠ આના મળ્યેથી મોકલાય છે દર મહિનાની બારમી તારીખે અક પ્રગટ થાય છે તે મહિનાની તેરમી ચૌદમી તારીખે ગ્રાહકોને મળી જાય છે પોસ્ટની ગફલતથી વીસમી સુધી અક ન મળે તો સ્થાનિક પોસ્ટખાતામાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને લખવુ ગ્રાહક નબર અવશ્ય જણાવવો પ્યારાબાપુની ખાસ આવૃત્તિ રૂપાયતન માં જ તૈયાર થએલા રગીન હાથકાગળ પર મર્યાદિત સખ્યામા છપાય છે ખાસ આવૃત્તિનુ લવાજમ દેશમા રૂપિયા ૮ વિદેશમાં શિલિંગ ૧૬

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ


## અનુક્રમણિકા

૧૭ માર્ચ ૧૯૫૫




પ્રકાશક અને મુદ્રક ધીરજ ગાધી રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઇસ્લામ યુગ ખંડ બે લે૦ રત્નમણિરાવ ભીમરાવ પૃ૦ ૬૧૮, મૂ૦ પાંચ રૂપિયા

અગાઉ પ્રગટ થઈ ગયેલા આ જ નામના પુસ્તકનો આ બીજો ખંડ છે

પુસ્તકના અભ્યાસુ લેખકે આ બીજા ખંડમા અહમદશાહ બીજાથી લઈને મહમૂદ બેગડાના સમય સુધીના વિવિધ સાંસ્કૃતિક બળોના ઈતિહાસને આવરી લીધો છે

ડેમી સાઈઝના છસો ઉપરાંત પાનાના લાંબા વિસ્તારમા આલેખાયેલા ઈતિહાસમા લેખકે વિષયના ઊંડાણમા ઊતરી ઝીણવટથી વિગતો આપી છે

આ ઈતિહાસ માત્ર રાજાઓ અને લશ્કરની દોડાદોડ કે વિજયના વર્ણન માત્ર નથી, પણ સાંસ્કૃતિક બળો, સામાજિક બંધારણ, વિશિષ્ટ સંજોગો એ સૌનો સુમેળ આ પુસ્તકમા જોઈ શકાય છે ઈતિહાસ સાથે સંકળાયેલી લોકકથાઓ અને કહેવતોના આલેખનથી વાચન રસમય પણ બન્યુ છે

ગુજરાત વિદ્યાસભાએ અધ્યયન સંશોધન વિદ્યાભવન સ્થાપ્યુ, તેના ફળરૂપે જે કીમતી ગ્રંથો ગુજરાતને મળ્યા તેમા આ પુસ્તક એક કીમતી ઉમેરો કરે છે

**ગુજરાતી પર અરબી ફારસીની અસર.** (ભાગ ૧ લો) લે૦ છોટુભાઈ રણછોડજી નાયક પૃ૦ ૪૪૦, મૂ૦ સાડાચાર રૂપિયા આ પહેલો ભાગ પાંચ પ્રકરણોમા વહેચાયો છે પહેલા પ્રકરણમા ઈરાનના ઈતિહાસની રૂપરેખા છે, બીજામા ઈરાનના ભાષા લિપિ અને સાહિત્યનો ટૂંકો પરિચય છે, ત્રીજામા ઈરાન અને અરબસ્તાનની પ્રજાઓ ગુજરાતમા આવીને વસી તેની માહિતી છે એ પ્રજા ગુજરાતમા આવીને વસી તેને કારણે ઈરાની અરબી ભાષાના શબ્દો ગુજરાતીમા પ્રવેશ્યા, તે કેવી રીતે પ્રવેશ્યા વિ કારણોની ચર્ચા શબ્દાર્થ સાથે ચોથા પ્રકરણમા કરી છે પાંચમા પ્રકરણમા ફારસી ભાષાની ગુજરાતી પર થયેલી અસરની શબ્દોના દાખલા અર્થ અને વ્યાકરણ સહિત આપીને વિસ્તૃત ચર્ચા કરી છે

ગુજરાતી ભાષા પર સંસ્કૃત પ્રાકૃત અને પ્રાંતીય ભાષાઓની અસર અંગે ઠીક ઠીક શોધ ખોળ થઈ છે, પણ અન્ય ભાષાઓની અસર અંગે ખાસ સંશોધન થયું નથી તે દિશામા લેખકનો આ પ્રયાસ પ્રશંસનીય છે

માત્ર શબ્દો જ નહી પણ વ્યાકરણ અને સાહિત્ય પર, હિન્દમા મુસ્લિમ રાજ્યકર્તાઓના કાળમા રાજભાષાને પદે રહી ફારસીએ શી અસર કરી તે બતાવવાનો લેખકે પ્રયાસ કર્યો છે

ગુજરાતી ભાષાના જીજ્ઞાસુ વિદ્યાર્થી અને અધ્યાપકોને આ ગ્રંથ વિશેષ ઉપયોગી નીવડશે

**સંગમ** સૌરાષ્ટ્ર હરિજન સેવક સંઘનુ પાક્ષિક તંત્રી જયસુખલાલ શાહ, સંપાદક મકરન્દ દવે, વાર્ષિક લવાજમ ત્રણ રૂપિયા છુટક નકલ બે આના છે લા બે માસથી ઉપરનુ પાક્ષિક પ્રગટ થાય છે અને તેમા હરિજનોની પ્રવૃત્તિ તથા પ્રશ્નોની છણાવટ સાથે ઉપયોગી સાહિત્ય પ્રગટ થાય છે અમે આ પાક્ષિકની સફળતા ઈચ્છીએ છીએ — ર૦ અ૦

**મારો ચીનનો પ્રવાસ** લે૦ રવિશંકર મહારાજ પ્ર૦ ગાવર્ધન કુબેરદાસની કંપની અમદાવાદ મૂ૦ સવા રૂપિયો પૃ૦ ૧૪૦

પૂજ્ય રવિશંકર મહારાજ ૧૯૫૨ની સાલમા ચીનમા ભરાયેલી શાંતિ પરિષદમા ગયા હતા નૂતન ચીન વિષે જાણવાનુ આપણને સહેજે મન થાય જ છે એમા પૂ રવિશંકર મહારાજ જેવી ઉદાત્ત વ્યક્તિના અનુભવો આપણને ચીન વિષે જાણવા મળે એ એક અપૂર્વ લહાવો છે આ પુસ્તિકામા સરળ અને પ્રવાહી શૈલીમા પૂ મહારાજે ચીનના પોતાના અનુભવો વર્ણવ્યા છે સૌ વિદ્યાર્થીઓએ આ વાચવુ જોઈએ એવી અમારી ખાસ ભલામણ છે — મ૦ ૨૦

# ગ્રંથાવલોકન

**ગુજરાતની વાર્તા-સમૃદ્ધિ:** ધૂમકેતુની વાર્તાઓ, રામનારાયણ વિ. પાઠકની વાર્તાઓ, ઝવેરચંદ મેઘાણીની વાર્તાઓ, સુન્દરમ્‌ની વાર્તાઓ, પન્નાલાલ પટેલની વાર્તાઓ, ચુનીલાલ મડિયાની વાર્તાઓ, ઇશ્વર પેટલીકરની વાર્તાઓ. મૂલ્ય: દરેકનું પોણા બે રૂપિયા, પ્રકાશક: લોકમિલાપ કાર્યાલય, પોષ્ટ બોક્ષ નંબર ૩૪, ભાવનગર.

આઝાદીપ્રાપ્તિ પછી દેશમાં પ્રાથમિક કેળવણી અને પ્રૌઢશિક્ષણનુ કામ શરૂ થયુ છે તેને પરિણામે ઊભા થયેલા એક વિશાળ નવા વાચક વર્ગની રૂચિને અનુલક્ષીને તેને ગમે, રસ પડે અને કોઠે પડી જાય તેવી, ગુજરાતના જાણીતા વાર્તા લેખકોની ટૂંકી વાર્તાઓ, સવાસો દોઢસો પાનાની મર્યાદામા સમાય એટલી, મુખ્યત્વે તો ગામડા ગામની ને ભોળા ગામડિયા ને શ્રમજીવીઓના જીવનની આસપાસ ગૂંથાયેલી, ઉપરના સાતેય વાર્તાસંગ્રહમા અપાઈ છે

કુલ બારેક હજાર પાનાઓમા છપાયેલી આઠસોક વાર્તાઓમાથી હજારેક પાનાના વાચન જેટલી વાર્તાઓ તારવી કાઢવી એ સહેલુ નથી, એટલે સંપાદકો (નાનક મેઘાણી· મહેન્દ્ર મેઘાણી) એ સ્વીકાર્યું છે તેમ, પસંદગી અંગે રૂચિભેદ રહેવાનો જ. વાર્તાશ્રેણીમા અપાયેલી બધી વાર્તાઓ, તે તે લેખકની શ્રેષ્ઠ વાર્તાઓ છે એમ ન કહી શકાય; છતા તે સારી વાર્તાઓ તો છે જ

સંપાદકોનો પક્ષપાત, ગ્રામ્યજીવનને આલેખતી વાર્તાઓ તરફ સવિશેષ છે તે ચોકખુ છે. એટલુ ખરું કે એ બધી વાર્તાઓ જેમને માટે પસંદ થઈ છે તેમને એ ગમશે; સરળ લાગશે, અને 'સામાન્ય માણસ'ની માનવતાની સાહિત્યમા થયેલી પ્રતિષ્ઠાથી આનંદ પણ પામશે

"વીસમી સદીની મુખ્યત્વે બીજી પચીસી દરમિયાન ગુજરાતમાં નવલિકાઓનો એક સુંદર ફાલ ઊતરી ગયો આજે છપાઈ રહેલી વાર્તાઓની સરખામણીમા એકંદરે એ ગઈ પચીસીની નવલિકાઓ અનેક રીતે ઘણી સમૃદ્ધ જણાય છે (એ કાળના સિદ્ધહસ્ત નવલિકાકારોની આજકાલની કૃતિઓમા પણ તેમના ભૂતકાળના સર્જનો જેટલુ તેજ દેખાતુ નથી)'

સંપાદકોના આ મત સાથે સંમત થઈ શકાય આનો ખુલાસો એ છે કે, ગાંધીજીએ તે કાળે સ્વદેશભકિતનાં પૂર વહાવી પ્રજાનુ સ્વમાન જાગ્રત કરી જે નવી હવા ફેલાવી હતી, નવું ચેતન પ્રગટાવ્યુ હતું, સામાન્ય માણસ પ્રત્યે જે આદર જન્માવ્યો હતો, 'કોશિયો પણ સમજી શકે એવું સાહિત્ય આપો', એવા ગાંધીજીએ આગ્રહ કર્યો હતો તેનુ જ એ ફળ છે. આજે એવુ રહ્યું નથી, પરિણામે એ ચીલે વાર્તાકારો વળેલા તો છે. પણ આગલી ધગશ કે નિષ્ઠા હવે રહ્યા નથી પન્નાલાલને આમાથી મુકત રાખવા જોઈએ

એ સાચું છે કે સુન્દરમે જેટલી વાર્તાઓ આપી છે તેમા સારી વાર્તાઓનુ પ્રમાણ વિશેષ છે

'માને ખોળે' વાર્તા લઈએ મહીસાગર આસપાસના લોકજીવન ઉપર આપણે ત્યા સારી એવી વાર્તાઓ લખાઈ છે, તે તો પાછળથી લખાઈ—તેમાની સારામા સારી વાર્તાની સરસાઈ કરે તેવી એ વાર્તા છે

એકંદરે આ સાતેય વાર્તાસંગ્રહોમા દીપતી વાર્તાકલા આનંદ ને આદર જન્માવે છે—તેમાની માનવતા સમભાવ જન્માવે છે છતા એટલુ કહી શકાય કે એ બધી વાર્તાઓમા આલેખાયેલા માનવજીવનથી યે વિશાળ જીવન હજી બાકી છે; અને તેને સ્પર્શતી વાર્તાઓ પણ લખાયેલી છે. સંપાદકો પરપ્રાન્તિય વાર્તાઓના સંગ્રહ હવે પછી આપવા ઇચ્છે છે તે ભલે આપે, પણ તે પહેલા એવી વાર્તાઓ—શહેરના મધ્યમવર્ગની પ્રસન્ન કે કરુણરસિક દાંપત્યની અને બીજા

## કિશોરલાલભાઈના પત્રો

ભાઈશ્રી મણિલાલ, વર્ધા ૮-૭-૩૯

તમારો તા ૪ નો કાગળ મળ્યો છે

જો પૂર્ણતાનો અર્થ અમુક દિશાઓમાંથી પૂર્ણતા એમ કરીએ તો તેમા ભૂતકાળમા કોઈએ ન મેળવી હોય તેટલી પાર ગતતા અથવા પારમિતા પ્રાપ્ત કરવાનો આદર્શ રાખી શકાય, અને યોગ્ય પુરુષાર્થ અને અનુકુળતાઓ મળે તો પ્રાપ્ત કરવાની આશા પણ રાખી શકાય આ રીતે જ્ઞાન અને સાત્વિક ચારિત્રની અતિ ઉચ્ચ કોટિએ પહોચેલા પુરુષો થઈ ગયા છે અને થશે પણ આમ ઘણી ઉચ્ચ કક્ષાએ પહો ચ્યા છતા, એ કરતા વધારે ઉચ્ચ કક્ષા કલ્પવી અશકય નથી બુદ્ધ, મહાવીર, ઈશુ, રામ, કૃષ્ણ વગેરે આપણને આપણી જુદી જુદી શ્રદ્ધાઓ અને વૃત્તિ પ્રમાણે ઘણા પૂર્ણ લાગે છે, છતા એ બધા કરતા-વધારે પૂર્ણ પુરુષો થવાની આશા ન હોય તો એમ કહેવુ પડે કે હવે જગતનો ક્રમ ઉતરી ગયો છે અથવા ચડી શકે એમ નથી. વળી આ બધાની પૂર્ણતા સરખી જ હોય, તો એક-બીજામા કયાઈ ભેદ કરવાનો આપણને માગ ન મળે પણ આપણે જાણીએ છીએ કે એ બધામા આપણે પૂર્ણતાના ભેદો ખોળી શકીએ છીએ આનો અર્થ જ એ દરેકની પૂર્ણતા કોઇ મર્યાદિત ક્ષેત્રમા જ છે મર્યા દિત ક્ષેત્રની પૂર્ણતા એટલે જ બીજી બાજુથી વિચારીએ તો અપૂર્ણતા

અહિંસાની પૂર્ણતા કરવા મથો તો તમારે અહિંસા દ્વારા જેટલુ સિદ્ધ કરી શકાય તેટ લાથી જ સતોષ માનવો જોઈએ અને અપરિ ગ્રહની પૂર્ણતા કરવા મથો તો તે દ્વારા તેણે હિંસાથી કે પરિગ્રહથી જે સિદ્ધ કરી શકાય એમ હોય તેનો લોભ છોડવો જોઈએ તમે અપરિગ્રહી પણ રહેવા ઈચ્છો, અને ગરજુ માણસ દ્રવ્ય માગે તો તેને પાછો ન કાઢવાની શકિત પણ ઇચ્છો તો તે બની શકે ?

એટલે પૂર્ણતાનો આદર્શ રાખવાનો છે, પણ વિવેકપૂર્વક રાખવાનો છે સાત્વિકગુણો સાત્વિક ચારિત્ર અને તેમા ય અમુક અમુક ગુણોનો આદર્શ રાખો તો ઠીક છે પણ આજે કેટલાક લોકો પૂર્ણતાનો આદર્શ જુદી રીતે સમજે છે માણસ અત્યત ભોગી પણ હોય-ભોગમા યે સામાન્ય માણસ કરતા ઘણો વિલાસી હોય-અને અત્યત સયમી, ત્યાગી, બ્રહ્મચારી પણ હોય, અત્યત ક્ષમાવાન પણ હોય અને ક્રોધી પણ હોય અહિંસક પણ હોય ને દાદ પણ હોય તે પૂર્ણ કહેવાય એવો આદર્શ કેટલાક માને છે આ માન્યતામા ભૂલ રહેલી છે એમ કહેવાનો મારો આશય છે કૃષ્ણના કેટલાક ભક્તોએ કૃષ્ણમા આવી પૂર્ણતા માની છે

બીજુ પોતાના પુરુષાર્થ કરતા બહુ મોટો આદર્શ કલ્પવાથી સિદ્ધિ મળવાને બદલે નિરાશા મળે છે હુ દરરોજ બબ્બે દડ બેઠક કરવાનો નિયમ લઉ તો કદાચ આ તબિયતે પણ કરી શકુ, પણ બે દડ બેઠક તે કાંઈ વ્યાયામ છે? કોઈને વાત કહુ તો હસવુ આવે તેથી રોજ સો-બસ્સોનો નિયમ લઉ તો ? બબ્બેનો નિયમ લઉ તો સભવ છે કે અનુકુળતાએ ૨૦ ૨૫ સુધી વધી પણ શકુ પણ પહેલેથી જ સો કરવાનો પ્રયત્ન કરુ તો સારી તબીયતમા શરૂ કર્યો હોય તો યે બે ત્રણ દિવસમા એક દડ બેઠક કરવાની યે શક્તિ ખોઇને પથારીમા પડુ

એમ એક ઊંચી મર્યાદાને પહોચવાનો આદર્શ રાખ્યો હોય, તો યે પોતાનુ કૌવત તપાસી તેની ગતિ નક્કી કરીએ, અને એક ડગલા આદર્શથી પહેલો સતોષ પકડીએ તો પ્રગતિ થવાનો વધારે સભવ છે ગરીબ માણસ પાચ જ રૂપિયા કમાતો હોય, અને તે કેવળ મહિને બબ્બે પૈસા બચાવવાનો વિચાર રાખે તો કાડમારી યે ન ભોગવે અને વીસ વર્ષે આઠ દશ

[અનુસધાન ૭૨ મે પાને]

# યાચના

ભગવતીકુમાર શર્મા

હે સત્યસુંદર !

'જીવનભર હુ સત્યનુ સપૂર્ણ આચરણ કરીશ' એવો ગર્વભર્યો દાવો તો હુ નહિ કરુ, સત્યાચરણ માટેની વિશિષ્ટ શક્તિ પણ હુ નહિ યાચુ તો મને લાગા કરજે હુ તો માગુ છુ અસત્યનો સ્વીકાર કરી લેવાનુ દૃઢ મનોબળ ! હુ ભૂલો કરુ તે કરતા તેને છુપાવુ એ જ મારી દૃષ્ટિએ અનીચ્છનીય છે અને એટલે જ મારે તો મારા અસત્યાચરણનુ સ્પષ્ટ દર્શન કરાવતી નજર જોઈએ છે, તુ એ મને આપી શકશે ને ?

તારાથી આ સૃષ્ટિનો બધો વ્યવહાર ક્યા અજાણ્યો છે ? અહી અસત્યનુ સામ્રાજ્ય કેવુ નિર્બન્ધપણે છવાયુ છે એ તુ સારી રીતે જાણે છે, અને એટલે જ 'હુ સત્યવાદી છુ' એવી સ્પષ્ટ આત્મવચના હુ નથી કરવા માગતો હુ તો કહીશ કે 'હા, હુ માનવી છુ' – આ વાસ્તવિક ધરતીનો માનવી છુ મે ભૂલો કરી છે, સત્યને ફગાવ્યુ છે, પાપને પડછાયે ચઢયો છુ ' હુ તો બસ, આટલુ જ કહીશ પણ હે દેવ ! તને શુ નથી લાગતુ કે જીવનની આ સ્વીકૃતિ મને તારી વધુ પાસે લઈ જશે ?

અહી ચોમેર ગાઢ અધકાર છવાયો છે, અને તે હોય 'હુ કદીય અધકારને પડખે ચઢયો નથી' એમ કહુ તો એ તુ કદીય માનશે ? નહિ જ ! એટલે જ તો હુ મારા અધકારથી લજ્જા નથી અનુભવતો, કારણ કે મને તારી પ્રેમજ્યોતિમા વિશ્વાસ છે તારા ઉજ્જ્વલ પ્રકાશને હુ ત્યારે જ પામી શકીશ, જ્યારે હુ મારા પ્રકાશનો (જે વાસ્તવમા તો અધકાર જ છે) મર્ચ્યો દૂર કરીશ તુ તો તેજનો પુંજ છે ત્યા પછી તારી સમક્ષ હુ મારા પ્રકાશની બડાઈ હાકુ એ કેવુ હાસ્યાસ્પદ ચિહ્ન છે !

માટે જ હે સત્ય સુદર–સત્યપ્રકાશ ! હુ તારા ચરણમા મારા અધકારને ઠાલવી દઉં છુ એક જ આશાએ કે મારા આ એકરારથી તુ રીઝશે અને મને તારી નિર્મળ પ્રેમજ્યોતિના ઉજ્જ્વલ વર્તુળમા સમાવી લેશે

## સત્યનુ સ્વરૂપ

સત્ય એ શુ છે, એ કેવી વસ્તુ છે, એના આકાર–રુપ કેવા છે, એની મને કદી કોઈએ જાણ કરી નથી, અને એ જ કારણે શરૂઆતમા તો સત્ય ઉપરની મારી શ્રદ્ધા અલ્પ હતી પણ પછી મે જીવન જીવવા માડયુ, આખો ઉઘાડી રાખી, તો મને ચારે તરફ સત્યનો જ પ્રભાવ જણાયો

સત્ય એ જ પ્રેમ, પ્રેમ એ જ પ્રભાવ !

આ સૂત્ર મને સમજાયુ અને મને સત્યના દર્શન થયા સત્ય તો કોઈનેય ન દેખાતા પેલા સુરભિત મલયાનિલ જેવુ છે, જે મન અને આત્માને પ્રસન્ન–પ્રફુલ્લ બનાવી જાય છે જેમ આકાશમાથી વર્ષાની અમૃતધારા વરસે છે, તેમ હૃદયના કોઈ અજ્ઞાત ખૂણામા સત્ય ધબકતુ હોય છે, અને સુધા સરવાણીઓ વહાવતુ હોય છે, એના વહનનુ મૂળ શોધી શકાતુ નથી સત્ય તો પેલા ઉપવનમા પ્રગટતી નવવસત સમુ છે, જે પુષ્પોને નૂતન પ્રાણ આપે છે ! છતા કોઈએ વસતને જોઈ નથી માત્ર એના પ્રભાવને જ સહુ પિછાને છે

હુ એક કવિ પાસે ગયો તેણે મને એક કારુણ્યભર્યુ ગીત સભળાવ્યુ ગીતમા ગૂથાએલ કથાના કારુણ્યથી મારુ હૃદય ભરાઈ આવ્યુ, મારી આખો છલકી ઊઠી ગીતકથાના પાત્રો સાથે મારે કોઈ સબધ ન હતો – તેઓ કાલ્પનિક હતા છતા ! આ હતો માનવહૃદય વચ્ચેના એક સૂત્રનો પ્રભાવ – જે સૂત્ર સત્ય અને પ્રેમના તાણાવાણાથી વણાયુ છે ! જગતમા સત્ય છે, પ્રેમ છે એનુ એ જ એક સબળ દૃષ્ટાત છે કે માનવ માનવનુ દુખ નિહાળી દ્રવિત થાય છે–આર્દ્ર થાય છે

માનવહૃદય છીપ જેવુ છે, એમા જ્યારે ભાવનાનુ – સ્નેહનુ સ્વાતિબિંદુ ઢળે છે, ત્યારે જ સત્યનુ પાણીદાર મોતી બધાય છે અને પછી એ મોતી જ હૃદયને શોભા અર્પે છે

# ગુરુદેવ

રેહાના તૈયબજી

મિસિસ જહાંગીર પીટિટને ત્યાં શાનદાર ઉપવન સમારંભ હતો.

શહેરના જાણીતા નાગરિકો આવ્યા હતા. સહુ બાપુજી અને રવીન્દ્રનાથ ટાગોરની રાહ જોઈ રહ્યા હતા. એવામાં ગાંધી ગુરુ આવી પહોંચ્યા. બધા જ દરવાજા તરફ તેમને લેવા ધસી ગયા. હું દૂર એક છેડે ઊભી હતી, જ્યાંથી એ આખો દેખાવ બરાબર નજરે પડતો હતો.

બાપુજી અને કવિશ્રી ગાડીમાંથી ઊતરી અને દરવાજામાંથી થઈને અંદર દાખલ થયા અને સાહેબ સલામતનો ગુંજારવ થવા લાગ્યો.

એવામાં બાપુની તેજ નજર ફરતી ફરતી મારા પર પડી. એક ક્ષણ તો એ આખી સભાનું મધ્યબિન્દુ બન્યા હતા. ત્યાં બીજી જ ક્ષણે ઝટઝટ મારી તરફ આવવા માટે પગલાં ઉપાડ્યાં. મને કંઈ સમજ ન પડી, હું સમજી કે એમને મારી તરફ કંઈ કામ હશે. પણ એ તો મારી પાસે જ આવ્યા અને મને 'કેમ રેહાના?' કહીને વહાલ કર્યું અને પૂછ્યું: મને મળવા કેમ ન આવી?

આવીશ બાપુજી.

ક્યારે આવશે?

'ક્યારે આવું?

કાલે સવારે!'

ભલા, આ મીઠા પ્રસંગ પછી કોણ રંગમાં નહીં આવે? તે દિવસે સાંજે એ ઉપવન સમારંભમાં મેં મારી સમસ્ત પ્રાણશક્તિથી, પ્રેમથી મનભરીને ગાયું.

એક સુંદર મહેફિલ, ખુશ્બૂદાર ફૂલો, મોસમ, રાગ અને ગાન! પછી શું બાકી રહે?

કવિશ્રીને મારું ગાવું ગમ્યું. એમણે કૃપા કરીને બધું પતી ગયા પછી મારી સાથે વાતચીત કરી. એમાં એક વાત તો ખાસ યાદ રહી ગઈ છે જેની મને પાછળથી વડોદરામાં પ્રતીતિ થઈ હતી—કવિશ્રીએ કહ્યું 'હું ગાવાનો ઘણો શોખીન છું. મારી આદત છે કે હું જ્યાં જાઉં છું ત્યાં કોઈ સરસ ગાયકની પહેલાં ભાળ મેળવું છું, અને તેને સાંભળું છું. મને જેનું ગાન ગમી જાય છે તેને હું કદી ભૂલતો નથી. જ્યારે જ્યારે મારે ફરી એ સ્થળે જવાનું થાય છે ત્યારે ત્યારે હું તે ગાયકને મળી તેનું સંગીત ફરી સાંભળીને આનંદ પામું છું.'

આ વાતને કેટલાક મહિના વીતી ગયા. કવિશ્રી વડોદરા આવવાના હતા. ધૂમધામ મચી ગઈ. કેટલાક લોકોએ કવિને ખાસ આમંત્રણ આપ્યું અને ભારે તૈયારીઓ કરી એ સમારંભમાં કોઈક કારણસર એના પ્રયોજકોએ જાણીજોઈને અમારા ખાનદાનમાં કોઈને ય આમંત્રણ આપ્યું નહીં. આથી અમારા મિત્રોને ઘણું આશ્ચર્ય થયું. ખેર હશે!

કવિશ્રીનું વડોદરા સ્ટેશને સુંદર સ્વાગત થયું.

જે એમને સ્ટેશને લેવા ગયેલા તેમણે પાછળથી અમને કહ્યું 'ટાગોરે ટ્રેનમાંથી ઊતરતાંની સાથે જ પહેલો પ્રશ્ન કર્યો 'અહીં રેહાના તૈયબજી રહે છે ને?'

અમે કહ્યું: હા.

'હું એનું સંગીત સાંભળીશ' ટાગોરે કહ્યું.

'જરૂર' અમે કહ્યું.

રાતના નવેકનો સુમાર હશે. અમે જમી પરવારીને પિતાજીના ઓરડામાં બેઠા હતા. એવામાં નીચે મોટરનો અવાજ સંભળાયો. ડાકએ ડાક મારી. હું ઝડપથી નીચે ઊતરી. મોટરમાંથી એક સાહેબ ઊતર્યા અને પૂછ્યું કુમારી તૈયબજી છે?

'હું પોતે જ કુમારી તૈયબજી.'

તો ચાલો.'

ક્યાં?' મેં અચંબાથી પૂછ્યું.

પેલા સાહેબે પેલા સમારંભમાં આવવા કહ્યું.

'પણ અમને આમંત્રણ નથી હું કઈરીતે આવી શકુ !' મે કહ્યુ

'પણ ટાગોરે ખાસ યાદ કરીને તમને બોલાવ્યા છે !' પેના ભાઈએ દ્રવિત થતા કહ્યુ

'એમની એ મહેરબાની ! પણ મને ખેદ છે કે હું નહી આવી શકુ કેમ કે ઘરમા કોઈને આમંત્રણ નથી આપ ટાગોરને મારો આભાર અને મારી ક્ષમા યાચના કહેશો' તે ભાઈ ગયા

પાછળથી તે સમારંભમા જનારાઓએ અમને કહ્યુ કે ટાગોર સમારંભમા પ્રવેશતા જ આખી સભા પર નજર ફેરવી પછી પૂછ્યુ 'અહી રેહાના તૈયબજી કેમ દેખાતી નથી? એમને આમંત્રણ નથી? એની હાજરી અહી હોવી જ જોઇએ ! મોટર મોકલીને એને જલદી બોલાવી મંગાવો !'

બીજે દિવસે બપોરે ટાગોરે અમારી સાથે ભોજન લીધુ અને અમારા દિલ જીતી લીધા ! એમણે પોતે ખૂબ ગાયુ અને મારી પાસે પણ ખૂબ ગવડાવ્યુ ! શુ એમનો અવાજ ! બસ સાભળ્યા જ કરીએ ! અમે જ્યારે એમના અવાજની તારીફ કરી ત્યારે ટાગોરે એ સબંધે એક હૃદયસ્પર્શી વાત કહી મારો અવાજ તો મધુ જ મોટો અને ભારે હતો ! પણ એક વાર મને સખ્ત ખાસી થઈ હતી, તે દરમ્યાન મારા મિત્રોએ ખબ આગ્રહ કરીને એક મોટા હોલમા એક મોટી સભામા ગવડાવ્યુ ત્યાંથી હું મારો સુંદર અવાજ હમેશાને માટે ગુમાવી બેઠો છુ !

## વૈષ્ણવોને

વૈષ્ણવસમાજને ચૈતન્ય મહાપ્રભુ માટે આદર છે તેમાં હું પણ સામેલ છુ છતાં હુ કોઇ પણ વ્યકિતને પરિપૂર્ણ માનતો નથી, આમ છતાં મારા મનમા ચૈતન્ય મહાપ્રભુ પ્રત્યે અત્યંત આદર છે, હુ મારી જાતને એમના પગની રજ સમજુ છુ ભારતમા જે ગુરુપરંપરા ચાલી એમાં એ માન્યતા ચાલી કે પોતપોતાના સંપ્રદાયના ગુરુ દરેક રીતે પરિપૂર્ણ છે અને ઇશ્વર જ હતા આ ભકિતની ભાષા છે વિવેકની ભાષામાં તો એમ જ કહી શકાય કે દુનિયામા જે કંઇ જીવનવિચાર પ્રગટ થાય છે એમા એના એક-એક પાસાનો જ વિકાસ થાય છે અગર જો ભગવાન બુદ્ધ જ પરિપૂર્ણ હતા તો પછી ચૈતન્ય મહાપ્રભુની જરૂર જ ન હતી સમાજમાં હમેશાં વિચારનો ઉત્તરોત્તર વિકાસ થતો રહે છે એ દૃષ્ટિએ મારી બુદ્ધિ કોઇ પણ વ્યકિતને પરિપૂર્ણ માનવા તૈયાર નથી છતા એક ભકત અને શિષ્યના દાવે હુ મારા ગુરુ અને મારી માતાને પરિપૂર્ણ માનવાને તૈયાર છુ

પરંતુ જ્યા આખા સમાજના કલ્યાણનો પ્રશ્ન હોય છે જ્યાં કોઇ એક ગુણ યા વિચારને સામે રાખવાથી અર્થ સરતો નથી એક જ ગુણના વિકાસથી આખા સમાજમાં એકાંગીતા આવી જાય છે ઉપનિષદે મા બ્રહ્મજ્ઞાનીને પૂર્ણ અને શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે અને વૈષ્ણવોએ કહ્યુ છે કે ભગવદ્ભકત જ પૂર્ણ હોય છે પરંતુ તે સાથે ઉપનિષદે એમ પણ કહ્યુ છે કે બ્રહ્મજ્ઞાનીમા જે ક્રિયાશીલ છે એ જ શ્રેષ્ઠ છે એટલે કે જ્ઞાનયોગી પણ જો કર્મયોગી ન બને તો તે અપૂર્ણ છે એવી જ રીતે ક્રિયાશીલ પુરુષ પણ ભકિત વિના અપૂર્ણ રહેશે કેમકે અહંકાર અને આસકિત આવી શકે છે મધ્યયુગમા જ્યારે દેશમાં અનેક જાતના ભેદભાવ હતા અશ્લીલતા હતી ત્યારે આસકત માણસને ભકિતની પ્રેરણા આપવી ઊંચ નીચનો ભાવ રાખનારને સમદૃષ્ટિ દેવી એ ચૈતન્ય મહાપ્રભુનુ મહાન કાર્ય છે હિંદુસ્તાન પર એમનો એ ઉપકાર છે પૂર્વજોએ જે કમાણી કરી આપી હેય એમાં વધારો કરવો જે ક્ષતિ રહી ગઇ હોય તે નીવારી વિકાસ કરવો એ આપણુ કર્તવ્ય છે જ્યારે આપણે સમાજજીવનની વાત કરીએ છીએ ત્યારે આપણે અનેક ગુણોનો સમન્વય કરવો જોઇશે એક જ ગુણની પ્રકર્ષતાથી વ્યકિતનં કામ ચ લશે સમાજનુ કામ નહી ચાલે —વિનોબા

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે



[એક આપકમીં વિદ્યાર્થીના પત્રો]

લંડન
તા. ૨૦-૭-'૫૫

પૂ૦ શિવાભાઈ,

તમારા બંને પત્ર મળ્યા હું પ્રત્યુત્તર આપવા માટે લાંબા સમયથી તૈયારી કરું છું પણ સમયને અભાવે પત્ર પૂરો થતો નથી આ વખતે મોડું થવાનું કારણ હું અહીંના સમાજ-જીવન પર લખવાનો વિચાર કરતો હતો તથા તેની નોંધ પરથી પત્ર લખવો હતો આ રહ્યું અહીંનું આજ સુધી જોયેલું અને જાણેલું વિલાયતી જીવન

આ જીવન ઊંચા ગણાતા વર્ગના લોકોનું નહીં પણ મજૂર વર્ગનું છે એટલી સ્પષ્ટતા કરવી જરૂરી છે આજકાલ કરતા છેલ્લા બાર મહિનાથી હું રોજ મજૂર લોકો વચ્ચે રહું છું મજૂરી કરું છું અને તક મળ્યે આમતેમ નજર નાખી નોંધ કરું છું તેમાથી આ પત્રનું સર્જન થાય છે

જીવન ધોરણ અને સ્થિતિ. આ દેશનું જીવન ધોરણ આપણા દેશ કરતા લગભગ ચાર ગણું ગણાય સામાન્ય રીતે ૬૦થી૧૦૦ રૂપિયા જેટલી અઠવાડિક કમાણી થાય છે પરંતુ ખર્ચનું પાસું પણ તેટલું જ ભરખક છે અડધું ખર્ચ ખાવા પીવાનું અને અડધું ખર્ચ નાટક સીનેમા ભાડું અને દારૂમા થાય છે શુક્રવારે મળેલો પગાર સોમવારનું મોઢું જોવા પામતો નથી અહીંના લોકો મજાકમા કેટલીક વાર કહેતા હોય છે– Friday plenty money Monday no money આમા ૯૦ ટકા સત્ય છે આમ એક દરે મજૂર વર્ગ પૈસા બચાવી શકતો નથી જેની આવક વીસ-પચ્ચીસ પાઉન્ડ (અઠવાડિક) હોય તે જરા સારી સ્થિતિનો માણસ ગણાય

આમાથી સવાલ એ ઊભો થાય છે કે એ લોકો નાટક-સીનેમા દારૂ, અને સીગરેટ પાછળ શા માટે ધૂમ ખર્ચ કરે છે? એમની ગરીબીનું મુખ્ય કારણ તો તે જ છે છતા કેમ છોડતા નથી? વળી કેળવણીનું પ્રમાણ ૯૫ ટકાની આસપાસ છે આમ હોવા છતાય લોકો નમ જતા કેમ નથી? ઉપરના પ્રશ્નો સામે મારો જવાબ નીચે મુજબ છે

આ લોકોની કેળવણીનું પ્રમાણ ૯૫ ટકા છે એનો અર્થ એમને સાચી કેળવણી મળી નથી એમને માત્ર અક્ષરજ્ઞાન મળ્યું છે પૈસા નહીં બચાવવાનું બીજું કારણ એમને આવતી કાલની ચિંતા નથી કામ ન મળે તો સરકાર ઘેર બેસી ખવડાવે છે પોતાની પ્રજાને ભૂખી રાખવી એને સરકાર ગુનો ગણે છે સરકાર પોતાની જવાબદારી પ્રત્યે સો એ સો ટકા જાગ્રત છે લોકોને છોકરા છોકરી પરણાવવામા કે એવામા પાઈનું ખર્ચ થતું નથી સૌ સૌનું ફોડી લે છે જેને પરણવું હોય તે થોડા ઘણા પૈસા ભેગા કરી શકે તો કરે છે આમ એકનો ભાર બીજાને માથે નહિ હોવાથી લોકો ચિંતા મુકત છે એમ કહું તો ખોટું નથી

પણ આવું જીવન બનાવવામા કુદરતનો જેટલો ફાળો છે તેટલો કોઈનો નથી અહીંનું હવામાન બારે માસ ઠંડું અને ભેજવાળું રહે છે એટલું જ નહિ, વરસમા ઉનાળાના ત્રણ માસ બાદ કરતા બાકીના દિવસોમા હવા માન ખૂબ ઠંડું ધુમ્મસ પ્રકાશ ગુ અને માનસિક બેચેની પેદા કરે તેવું હોય છે નવરા બેસી રહેનારને ઠંડી લાગે અને આખો દિવસ પથારીમા પડી રહેવું ગમે નહિ બકાર કરવા

જવાય તેવુ હોય જ નહિ તો શુ કરવુ ? અભ્યાસ કરે પણ શાનો કરે ? કારખાનાના ધમધમતા વાતાવરણમાથી આવનારનુ મગજ કેટલુ કામ કરે એનો મને સારો અનુભવ થાય છે આમ લોકો મારામારી, ખૂન, લૂટ વિગેરેને લગતા પ્રકાશનો પર પડાપડી કરે, અને મગજને સદા તેજ અને આક્રમક રાખે એમ ન કરે તો એમને ચેન જ ન પડે ને ? પણ રોજ કેટલુ વાચવુ, શુ વાચવુ એ પણ પ્રશ્ન ત્યારે ખીલે ત્તો સીનેમાનો અને ત્યાથી છૂટેલો ઘોડો દારૂના પીઠામા જાય ત્યારે દિલને ટાઢક વળે !

દુ ખની વાત આપણા બિરાદરોની છે તે એ જ કે 'In Rome we should be Romans' દેશ તેવો વેશ' પરિણામે તેઓ મવાયા અગ્રેજ થઇ જાય છે અને અગ્રેજો જે નથી કરતા તે પણ કરતા થઈ જાય છે

આ દેશની પ્રજા ભલે દારૂ ખૂબ પીતી હોય પણ આપણે ત્યાના દારૂડિયા જેવા ચેન ચાળા કરતા ભાગ્યે જ જોવા મળે સોળ વર સની નીચેના બાળકોને દારૂ કે સીગરેટ પીવાની મનાઈ છે તેનો અમલ માબાપ પણ કરે વળી એવુ પણ નથી કે બધાને દારૂ પીધા વિના ન ચાલે મે એવા કેટલાય દાખલા જોયા જેમા સામે ધરેલી શરાબની પ્યાલીને હાથ પણ નથી લગાડયો કેટલાય માણસો એવા છે કે જિદગીમા દારૂ કે સીગરેટને હાથ નથી લગાડયો અને એવા માણસો સુખી છે એમ છાપામા આવેલા સમાચાર પરથી જાણવા મળે છે

હવે સમાજની અદર ઊતરીએ સામાન્ય લોકો ફાવતા ચાલતા ગાળો બોલતા હોય છે આપણા સુરતી લાલાઓના પિતરાઈ હોય તેવા છે અહી હુ જેટલા સુરતી લાલાઓને મળ્યો તે બધા જ સુભાષિતો સિવાય વાત જ નથી કરતા ભાગ્યે જ કોઈ એ દેવની કૃપાને પાત્ર ન હોય અહી સ્ત્રીઓ અને બાળકો પણ ગાળો બોલે છે

મિત્રો અદર અદર એકબીજાનુ ખાધેલુ ખાય, પીધેલુ પાય જાણ પીએ અને એ રીતે મારી જેવી ભ્રાતૃભાવના (?) ખીલવતા જણાય છે

અહી સ્ત્રી પુરુષ સ્વાત ત્ર્ય સો એ સો ટકા છે એમ મે ત્યા સાભળેલુ પણ અગત જીવ નમા પરત ત્રતાનો પાર નથી સ્ત્રીની રજા સિવાય પુરુષથી કયાય જવાય નહિ અને પુરુષની રજા વિના સ્ત્રીથી એક ડગલુ ય ભરાય નહી અને જો બેમાથી કોઈકે એકનુ ન માન્યુ તો કજિયાના મૂળ ન ખાઈ ચૂકયા સમ જવા ભયકર અદેખાઈ એ આ સમાજ જીવ નનો ખોફનાક શત્રુ છે દ્વેષમાથી છુટાછેડા અને ખૂન થવાના પ્રસગો ડગલે પગલે બને છે પણ દ્વેષનો મોટો ફાયદો એ છે કે તેનાથી બને જણ જીવનનો મોટો ભાગ સાથે ખાય પીએ છે જ્યા જાય ત્યા બને સાથે જ આમ એક બીજા પ્રત્યે અતિશય વફાદાર રહે અગર વફા દાર હોવાનો વેશ ભજવવો પડે છે

સામાન્ય રીતે સ્ત્રી પુરુષ બને કમાય છે ઘરખર્ચમા બને વહેચીને ચાલે છે ઉપરથી વધતા પૈસા પોતપોતાના ખિસ્સામા રાખે છે એનુ શુ થયુ કે શુ નહિ તે કોઈ કોઈને પૂછતુ નથી પૂછાય પણ નહિ ! એવી અગત બાબતમા માથુ મારવુ એ ઝઘડાનુ મૂળ ગણાય છે

ધર્મની બાબતમા સામાન્ય રીતે એવી માન્યતા છે કે 'ઇશુ એ જ એક પ્રભુનો પુત્ર છે તેથી તેમનો જ ધર્મ દુનિયામા શ્રેષ્ઠ છે' આમા ચર્ચાને સ્થાન નથી, કારણ કે દરેક પોતાના ધર્મને શ્રેષ્ઠ માને છે

જો કે, મે પોતે નિર્ણય કર્યો છે કે માર હિન્દુધર્મી તરીકે નથી ગણાવુ અલગ અલગ ધર્મોએ જેટલા પ્રાણ લીધા છે, તેટલા વિશ્વ યુદ્ધો સિવાય કશા યે લીધા નહિ હોય

એટલે મારો ધર્મ તે 'માનવ ધર્મ' માણ સને માણસ તરીકે સ્વીકારવો હિન્દુ મુસલ માન કે એવા પૃથક મતના છે એથી માન વનો ઉદ્ધાર થવાનો હોય એ વુ મારે ગળે

ઉતરતુ નથી, અરે આ તો હુ આડી વાત પર ઉતરી પડયો.

રાજકારણમા સામાન્ય માણસને રસ નથી. રાજકારણ એટલે એમને મન એટમ બોમ્બના ભડાકા સભળાય છે યુદ્ધથી ત્રાસેલી પ્રજા છે તેથી જ ચર્ચીલ જેવા આજે શાતિની વાતો કરે છે કોમ્યુનિષ્ટ નામ સાભળતા જ લોકો કેમ જાણે ત્રાસી જાય છે એમા લોકોનો વાક નથી કોમ્યુનિઝમ શુ છે એની એમને ખબર નથી સરકારી પ્રચારે એવા ભમાવી દીધા છે કે કોમ્યુનિષ્ટ શબ્દ પણ તેમનાથી સહન થતો નથી લોકો એટલુ જ માગે છે કે 'અમારા અમત ચમનમા ખલેલ ન પડે એવી સરકાર અમારે જોઇએ પછી તે ગમે તે હોય

આજે તો આટલુ જ ગમ કરુ છુ વધુ ફરી વાર

મારા પત્રો છપાય છે તેને લીધે મારા પર કેટલાય અજાણ્યા બિરાદરોના પત્રો આવે છે તેઓ મને ઘણુ ઘણુ પૂછી નાખે છે

એક ભાઈ લખે છે કે તેઓ સેવાદળના સૈનિક છે ગ્રામસેવાની એમને ખૂબ ધગશ છે એમની ઈચ્છા વધુ અભ્યાસ માટે અહી આવવાની છે વધારામા તેઓ લખે છે કે સેવાદળનો પોષાક તેમને ચાલી રહેશે એ રીતે ખાદીનુ વ્રત સચવાશે વિગેરે વિગેરે

મારે આવા બધા જ ભાઈઓને ટૂકમા અહી જવાબ આપવો રહ્યો જેથી અગત પૂછવા લખવાનુ ન રહે

એક વાત આ દેશનુ હવામાન ત્યા બેઠે કલ્પનામા નહિ આવે હુ એમ લખુ કે અહી ટેમ્પ૦ ૪૦° F થી ૫૦° F કે તેથી ય ઓછુ રહે છે તો તેનો ખ્યાલ નહિ જ આવે કદાચ હિમાલય પર પદર હજાર ફૂટ સુધી કે તેથી ઉપર ગયેલાને થોડો ખ્યાલ આવે ખરો ઠડી અને વર્ષા એ બને મેતાજ બાદશાહ છે મિનિટે મિનિટે હવામાન ફેરવાય છે એટલે જ કહેવત પડી છે કે, 'Don't trust three 'W' Woman Weather and Wine

અહી તો અચ્છા અચ્છા ચમરબધીના ય હાજા ગગડાવી નાખે તેવી ઠડી પડે છે એટલે ટૂકી ચડ્ડી પહેરીને આવવાનુ ગાડુ ન કાઢવુ

બીજી વાત અહી ગ્રામસેવકનુ તો કામ જ નહિ, સિવાય કે ટેકનિકલ શિક્ષણ લેવુ હોય નાણા કોથળી સાવધાન કર્યા વિના અહી પગ મૂકનાર પસ્તાય તેવુ છે

ત્રીજી વાત ચોવીસ વરસથી નાની ઉમ્મરવાળા જો નોકરી કરી ભણે તો તેનુ ભણવુ અધૂરુ રહી જશે કારણ કે, અહીના કાયદા મુજબ અહીનુ લૂણ ખાનારે National Service મા લશ્કરી તાલીમ ફરજિયાત લેવી પડે છે આમ ભણવાનુ ભણવાને ઠેકાણે રહી જશે અને 'લેઈટ ગઈ' ગણવુ પડશે

ચોથી વાત આજે આ દેશમા ત્રણ લાખ બેકાર માણસો છે જેની ટેકનિકલ બાજુ મજબૂત હોય એકાદ ઈજનેરી વિદ્યામા પારગત હોય તો જ નોકરી મળવાની શકયતા તેમા વળી કાળી ચામડીને દેખે ત્યાથી No Vacancy કરી તેના પર Sorry એમ ઘા પર મીઠુ ભભરાવી વિદાય આપે છે

આ બધુ હુ કોઈને નિરાશ કરવા કે નાહિમ્મત કરવા નથી લખતો મીઠુ મરચુ ભભરાવીને પણ નથી કહેતો પણ જેવુ છે તેવુ નગ્ન સત્ય જણાવુ છુ આવશે તો તેના સાહસનુ અભિનદન આપીશ

યાહોમ કરી પડો, ફત્તહ છે આગે' એ સ્વપ્નમા હુ પોતે માનુ છુ પરતુ ફત્તહ'ની આશા વિના કૂદી પડશો અને હાર થશે તો નિરાશા નહિ આવે નિરાશ થયેલો માણસ ગમે તેવો શકિતશાળી હોવા છતાય ફરી ફરીને ઊભો થાય એ સવાલ હોય છે એટલે જ બુદ્ધિશકિતની મર્યાદા મુજબ પગલુ ભરાય તો સારુ પરિણામ આવે

અને છેલ્લી વાત સગાવહાલા, મિત્રો માબાપ વિગેરેની માયા મમતા અભેરાઈ પર ચઢાવી દેવાની તાકાત ખૂબ જ જરૂરની છે

[અનુસધાન ૭૨ મે પાને]

# શાહીમેં ફકીરી

અન્જુમ વાલોડી

ખલીફા હઝરત અબુ બકર સિદ્દીક મક્કાના એક શ્રીમંત વેપારી હતા પરંતુ તેઓ હઝરત મોહંમદ પેગમ્બર સાહેબના મિશનમા જોડાઈ ગયા અને પોતાની બધી દોલત એ મિશન માટે અર્પણ કરી દીધી પરિણામે, જ્યારે મક્કાથી હિજરત કરીને મદીના ગયા ત્યારે પોતાના ગુજરાન માટે કપડાની ફેરી ફરવી પડતી હતી

પેગમ્બર સાહેબનુ મૃત્યુ થતા તેમના પ્રથમ ખલીફા (પ્રતિનિધિ) તરીકે હઝરત અબુ બકરની વરણી થઈ ખલીફા બન્યા પછી પણ એમણે પોતાના ગુજરાન માટે કપડાની ફેરી ફરવાનુ ચાલુ જ રાખ્યુ ખિલાફતના કાર્યથી પરવારી, ખાસ કરીને સાંજના સમયે એ ફેરી ફરવા નીકળતા એમના સાથીઓને જ્યારે એ વાતની જાણ થઈ ત્યારે તેઓ એકઠા થઈને એમની પાસે ગયા, અને કહ્યુ

'ખિલાફતના કાર્યની જે જવાબદારી તમારા શિરે છે તે એટલી ગભીર છે કે, એની સાથે સાથે બીજુ કોઈ અગત કામ થઈ શકે એમ નથી અને જો તમે એમ કરશો તો ખિલાફતના કાર્યોમા પૂરતુ ધ્યાન દઈ શકશો નહિ એટલા માટે તમારે આ કપડાની ફેરી ફરવાનુ કામ તજી દેવુ જોઈએ અને તમારા ગુજરાન માટે તમારે બેતુલમાલ–શાહી ખજાનામાથી જોઈતી રકમ ઉપાડી લેવી જોઈએ '

અને આખરે ખલીફા હઝરત અબુ બકરને તેમના સાથીઓના આગ્રહને વશ થવુ પડ્યુ પછી તેમણે પોતાના ઘરખર્ચનો અદાજ કાઢી રોજના માત્ર બે દિર્હમ (દિર્હમ લગભગ ચાર આની ભાર ચાદીની કિંમતનો સિક્કો) લેવાનુ નક્કી કર્યુ એ મહેનતાણુ એટલુ ઓછુ પડતુ હતુ કે, કોઈ દિવસ એમના ઘરમા સારી વાનગી પણ બની શકતી નહિ

એક દિવસે એમના પત્નીએ કહ્યુ કે "ઘણા દિવસથી બાળકોએ કોઈ મિષ્ટ વાનગી ચાખી નથી, અને રોજની જે કાઈ રકમ આવે છે તેમાથી એ બની શકે એમ નથી માટે એકાદ દિવસે બેતુલમાલમાથી થોડી વધુ રકમ લઈ આવો તો હુ બાળકોને કોઈ મિષ્ટ વાનગી બનાવી આપુ "

ખલીફાએ કહ્યુ "એમ તો નહિ બને હા, જો થઈ શકે તો એમ કરો કે રોજની મળતી રકમમાથી જ થોડી થોડી રકમ રોજ બચાવ્યા કરો અને પૂરતી રકમ થઈ જાય ત્યારે બાળકોને કોઈ મિષ્ટ વાનગી બનાવી આપજો '

અને નેક પત્નીએ એ પ્રમાણે જ કર્યુ થોડા દિવસો પછી તેમના ઘરમા મિષ્ટ વાનગી બની અને તે ખલીફાની થાળીમા પીરસાઈ ખલીફાએ પૂછ્યુ કે, એ ક્યાથી આવી ?

તેમના પત્નીએ કહ્યુ "તમારા કહ્યા પ્રમાણે રોજ થોડા થોડા પૈસા બચાવીને આજે મે એ વાનગી બનાવી છે "

આ સાભળી ખલીફા બહુ ખુશ થયા અને પત્નીની ઘણી પ્રશસા કરી

પરંતુ બીજા દિવસથી તેમણે એમ કહીને રોજનો માત્ર દોઢ દિર્હમ લેવા માડ્યો કે, એટલામા પણ અમારુ ગુજરાન થઈ શકે છે।

હઝરત અબુ બકર લગભગ બે વર્ષ સુધી ખલીફા રહ્યા, અને એ બધો સમય એમણે એવી જ ગરીબાઈ પૂર્વક પોતાનુ તેમ જ પોતાના સ્ત્રી–બાળકોનુ ભરણ પોષણ કર્યુ

એટલુ જ નહિ, પરંતુ જ્યારે એમની મૃત્યુ વેળા નજીક આવી લાગી ત્યારે એમણે પોતાના તે બધા સાથીઓને, જેમણે બેતુલમાલમાથી મહેનતાણુ લેવાનો એમને આગ્રહ કર્યો હતો, બોલાવ્યા, અને તેમને કહ્યુ

'તે વખતે હુ તમારા આગ્રહને વશ થઇ ગયો હતો, પરંતુ એ બદલ મારુ દિલ દુખી રહ્યુ છે માટે હુ ઈચ્છુ છુ કે, હવે મારુ ઘર વેચીને તે બધી રકમ વસૂલ કરી લેવામા આવે જે મારા ગુજરાન માટે આ બે વર્ષોમા મને બેતુલમાલમાથી મળતી રહી છે–વળી, મારા કફન માટે પણ નવુ કપડુ લાવવામા નહિ આવે, બલ્કે, મારા આ જૂના વસ્ત્રો સાથે જ મને દફનાવી દેજો કારણ કે, મરેલાઓ કરતા જીવતાઓને જ કપડાની વધારે જરૂર છે।'

# દીનબંધુ એન્ડ્રૂઝ

ગુરુદયાન મલ્લિક

આજથી પંદર વર્ષ પહેલા આ જ મહીનાની પાચમી તારીખે, દીનબંધુ એન્ડ્રૂઝે પોતાનો દેહ મૂક્યો બધા જાણે છે તેમ, તેઓ મહાત્મા ગાંધીજીના એક આત્મિક સહોદર હતા બંને વચ્ચે અગાધ પ્રેમ અને વિશ્વાસ હતો દીનબંધુ અહિંસાના એક એલચી હતા અને સેવકોના સરદાર હતા જ્યા જ્યા એમને હિંસાની દુર્ગંધ આવતી ત્યાથી એને દૂર કરવા માટે તેઓ ખૂબ પ્રયત્ન કરતા અને જ્યા જ્યા એમને કોઈ વ્યક્તિ કે જાત પીડિત દેખાતી ત્યા સેવા માટે તરત હાજર થઈ જતા એમની સેવાનુ ક્ષેત્ર આખી દુનિયા હતી એમના પ્રેમનુ પાત્ર સમસ્ત માનવ સમાજ હતો એવા માણસને કોણ ન વધાવે? અને એમની સ્મૃતિ તાજી રાખવી એ કોણ પોતાનુ કર્તવ્ય ન સમજે? ગૌરવ ન સમજે?

પણ અતિશય દુ:ખની વાત છે કે દીનબંધુએ જે ભારતવર્ષની લગભગ પાત્રીસ વર્ષ સુધી નિ:સ્વાર્થભાવે સેવા કરી તેને માટે એ દેશ કંઈ જ કર્યું નથી ઊલટું એમ લાગે છે કે આપણે દીનબંધુને સાવ ભૂલી જ ગયા છીએ એમની પુણ્યતિથિ પણ યોગ્ય રીતે ઊજવાતી નથી એમના પુસ્તકોનો અભ્યાસ પણ થતો નથી એમનો ઉજ્જ્વળ આદર્શ પણ કોઈ બીજાઓ સમક્ષ મૂકતુ નથી

આ અકૃતજ્ઞતા આપણા દેશ માટે શુ એક કલંક સમાન નથી?

આજે આપણી વચ્ચે દીનબંધુ જેવી વ્યક્તિઓની અત્યંત જરૂર છે માત્ર જુદા જુદા ધર્મના અનુયાયીઓ વચ્ચે જ ભ્રાતૃભાવ વધારવાની અગત્યતા નથી પરન્તુ દેશદેશ વચ્ચે પણ પ્રેમસંબંધ બાંધવાની જરૂર છે આજે જો દીનબંધુ જીવતા હોત તો તેઓ કેટલીય વાર દક્ષિણ આફ્રિકા જઈ આવ્યા હોત અને ત્યાની સરકાર અને આપણા દેશના લોકો વચ્ચે સમજૂતિ કરાવવાના પ્રયત્નો કર્યા હોત અથવા જે લોકો આપણા દેશના નાના નાના ભાગલા પાડવામા પ્રવૃત્ત છે તેમને સમજાવવા તેઓએ પ્રયાસ કર્યા હોત અને કહ્યુ હોત, ભાઈઓ તમારા પોતાના પ્રાન્ત કરતા ભારતદેશ અનેકઘણો વિશાળ છે, અને એના કરતા માનવસમાજ વધારે વિશાળ છે તમે જુદાઈનુ ઝેર ફેલાવવાનુ મૂકી દો, હજી તો સાત જ વર્ષ થયા છે તમે જોયુ છે કે એવુ ઝેર ફેલાવવાથી દેશના ભાગલા થયા છે શુ તમે ભારતમાતાના હજાર હજાર ટુકડા કરવા ઈચ્છો છો? એવુ કરશો તો તે પ્રભુની ઈચ્છાની વિરુદ્ધ હશે પ્રભુની ઈચ્છા સદાસર્વદા એકતાની દિશામા જ હોય છે તે માટે માનવસમાજ પણ તમને શ્રાપ આપશે

તો દીનબંધુની સ્મૃતિ તાજી રાખવી હોય તો આપણને એમને પગલે ચાલવુ પડશે હજ કોઈ પ્રકારની ભેદભાવની ગંદકી આપણામાથી કાઢી નાખવી પડશે કેમ કે પ્રેમમા કોઈ પણ જાતની અસ્પૃશ્યતા ન હોવી જોઈએ વિશેષ કરીને યુવકોમા અને વિદ્યાર્થીઓમા ભેદભાવનો રોગ ન હોવો જોઈએ કેમ કે દીનબંધુ યુવકોને ખૂબ જ ચાહતા હતા

ભેદભાવ એ મહારોગ છે જેમ એક કબીરે ગાયુ છે

જીસને પ્યારા મન ના અપનાયા
ઉસને જીવન કા કુછ ભી ન સમજા
ભેદભાવ હૈ ઈક કાલા નાગ
વહ તો હૈ નરક કી આગ
જો ભી હૈ ભેદભાવ સે રહિત
વહ સદા રહતા પ્રભુ કે સહિત

સર્વ દુન્યવી સુખોનો ત્યાગ કરી એણે જંગલમાં એક વૃક્ષ નીચે ઝૂંપડી બનાવી આંગણું વાળીઝૂડીને સ્વચ્છ કર્યું હતું

કાદાબર હાથ ખૂંચી જાય એવા ગાદી તકિયા સુંવાળ, પાણી માગતા દૂધ હાજર કરતા દસ હાથ, ગરમી લાગતા ચારે બાજુ ચાલતા પંખા અને અનેકવિધ મિષ્ટ વાનગીભર્યો ભોજનથાળ, એ સૌનો એમણે એકાએક ત્યાગ કર્યો ભવ્ય ત્યાગ કર્યો

જંગલનો તાપ તડકો, ભૂખતરસ, કઠણ ભૂમિશયન, કંદમૂળ, ફળ પાન વિગેરે અમિષ ભોજનને અપનાવનાર રાજા ભર્તૃહરિએ તપ આદરવા જંગલમાં નિવાસ કર્યો એક જીર્ણ કંથા ગોદડી તેમને મળી ગઈ હતી

આમ ને આમ છ મહિના વહી ગયા. એવામાં તેમની જર્જરિત જીર્ણ ગોદડી સાવ ફાટી ગઈ. ભર્તૃહરિને થયું કે, 'લાવ આને જરા સાંધી દઉં, જેથી બીજા છ એક મહિના નીકળી જાય' એમ વિચારી તેમણે એક પાતળા પથ્થરને ઘસીને ચીપ જેવો બનાવ્યો વડના રેષાઓને કાપી પાતળા ને સુંવાળા બનાવ્યા હવે પ્રશ્ન એ ઊભો થયો કે, 'પથ્થરની ચીપમાં છિદ્ર કેવી રીતે પાડવું?' એમ વિચારતા તે માટે સાધન ખોળવા નીકળ્યા તે દરમ્યાન વ્યોમ વિહારે નીકળેલા ઉમા મહેશની દૃષ્ટિ ભર્તૃહરિ પર પડી ઉમાને તેમના પ્રત્યે સહાનુભૂતિ જાગી 'ચાલો દેવ, આપણે આ પુરુષને—જે કંઈક શોધી રહ્યો છે તેને મદદ કરીએ

'દેવી, જવા દો! એને મદદ કરવાનો કંઈ અર્થ નથી આ તો મહાન ત્યાગી રાજા ભર્તૃહરિ છે એને કશાની જરૂર નથી!' મહેશે ઉમાને હસતા જવાબ આપ્યો

'ના, ચાલો તમે નહીં આવો તો હું એકલી જઈશ' અને ઉમાની હઠને સ્વીકારી ઉમા-મહેશ પૃથ્વી પર ઊતર્યા ને ભર્તૃહરિ સામે ઊભા રહ્યા ને દર્શન દીધા

'પધારો! આપ કોણ છો?' ભર્તૃહરિએ ઉમા મહેશને આવકાર્યા

'રાજા! અમે ઉમા મહેશ છીએ' ઉમા, ભર્તૃહરિ પોતાને ઓળખતો ય નથી એ જાણી મનમાં સમસમી ઊઠ્યા —'અમે આપની ઈચ્છા પૂર્ણ કરવા આવ્યા છીએ જે જોઈએ તે માગ, વૈભવ, વિલાસ, સુખ, સિદ્ધિ'

'ઓહ! ઉમા મહેશ!! મારે આંગણે પધારી આપે મારું આંગણું પાવન કર્યું દર્શન દઈને મને કૃતાર્થ કર્યો' એટલું કહીને ભર્તૃહરિએ દંડવત્ પ્રણામ કર્યા

'દેવ, આપ આપવા રાજી છો તો હું માત્ર એટલું જ માગું છું કે આ પથ્થરની ચીપમાં મને છિદ્ર પાડી આપો જેથી હું મારી જીર્ણ કંથા સાંધી નાખું

'તથાસ્તુ!' કહીને ઉમા મહેશ આકાશ વ્યોમવિહારે ઊપડ્યા ઉમા તો ભોંઠા પડી ગયા!

'જો દેવી! મેં નહોતું કહ્યું કે તેને કશાની જરૂર નથી?'

ઉમા કશું બોલ્યા નહીં

•

મહાભારત જેવું હિંસક લડાઈનું વર્ણન નથી તેવું હોત તો એના નિત્યપાઠ ન થાત પણ વ્યાસ ભગવાને ધર્મ સમજાવવા માટે લડાઈનું તો એક રૂપક લીધું હતું ક્યારે ક્યારે મોટા સજ્જનોના પણ વિરોધ કરવો પડે તો આદરપૂર્વક કરી શકાય તે ધર્મ આ દાખલાથી સમજાવ્યો પ્રહ્લાદે એના બાપનો વિરોધ કર્યો એ બહુ નવાઈની વાત નથી કેમકે તેનો બાપ તો અસુર હતો જ, પ્રહ્લાદે અહિંસાથી પ્રતિકાર કર્યો એ મહત્ત્વનું છે પણ મને તો શુકદેવ અને વ્યાસ મુનિની કથા વધારે મહત્ત્વની લાગે છે વ્યાસ ભગવાન તો જ્ઞાની હતા, તોયે તેમને આસક્તિ થઈ — દીકરો ઘેર રહે પણ શુકદેવ ઘર છોડીને ભાગ્યા શુકદેવે વ્યાસ જેવા બાપનો વિરોધ કરી પ્રહ્લાદ કરતાં પણ વધારે સાહસ દાખવ્યું — વિનોબા

### 'ખ્રિસ્તી બન'

બાપુજી પાસે એક બ્રાહ્મણના દીકરાએ આવીને કહ્યુ 'દીનબંધુ એન્ડ્રૂઝની ચોપડીઓ વાચીને મને ખ્રિસ્તી થવાનુ મન થઈ આવ્યુ છે '

બાપુએ તેને સામે પૂછ્યુ 'તારા પૂર્વજોનો ધર્મ ખોટો છે એમ તને લાગે છે?'

પેલા છોકરાએ જવાબમા કહ્યુ 'ના '

' બાયબલને જગતનો મહાન ધર્મગ્રંથ માનવામા ને ખ્રિસ્તને મહાન ધર્મગુરુ માનવામા તને કઈ અડચણ ખરી?' બાપુએ પૂછ્યુ

'ના' છોકરાએ જવાબ આપ્યો

પેલા છોકરાને શિખામણ આપતા પછી કહ્યુ 'દીનબંધુએ એમની ચોપડીઓ દ્વારા હિંદીઓને બાયબલ લઈને ખ્રિસ્તી બનવાનુ કહ્યુ નથી તે એમના લખવાનો ખોટો અર્થ કર્યો છે

ધારો કે કોઈ ખ્રિસ્તી મારી પાસે આવે ને કહે કે ભાગવત વાચીને હુ મુગ્ધ થઈ ગયો છુ ને તેથી મારે હિન્દુ બનવુ છે તો હુ તો એને કહુ કે, 'ના, ભાગવત જે શીખવે છે તે જ બાયબલ પણ શીખવે છે હજી તે એ શોધવાનો પ્રયત્ન નથી કર્યો એ શોધવાનો પ્રયત્ન કર અને સારો ખ્રિસ્તી બન '

### હઝરત મહમદ

હઝરત મહમદ બેઠા હતા એવામા ત્યા એક ભિખારીએ આવી તેમની સામે હાથ ધર્યો હઝરત મહમદે તેની તરફ જોયુ ભિખારીનુ શરીર સારુ હતુ, તે સશક્ત અને યુવાન વયનો હતો હઝરત મહમદે ભિખારી પ્રત્યે સહાનુભૂતિ બતાવતા પ્રેમથી તેને પૂછ્યુ, 'ભાઈ, તુ એ કહીશ કે તારી પાસે શુ શુ છે, અને શુ શુ નથી?'

' મારી પાસે બે વાસણ અને એક ફાટેલી ચટાઈ સિવાય કઈ નથી ' ભિખારીએ કહ્યુ

હઝરત મહમદે એ સાભળી કહ્યુ ' હુ તને મદદ કરીશ, પણ તુ મારુ કહ્યુ માનશે?'

ભિખારીએ હા પાડી હઝરત મહમદ તેને લઈને બજારમા ગયા અને ભિખારીના બને વાસણ વેચીને એક કુહાડી અને થોડો લોટ ખરીદ્યો એ બને ચીજ ભિખારીને આપતા હઝરત મહમદે કહ્યુ, ' આ લોટની રોટી બનાવીને તુ આજે ખાજે અને કાલથી જગલમા જઈને આ કુહાડીથી લાકડા કાપજે અને તે બજારમા વેચીને ગૌરવથી મહેનતની કમાઈ ખાજે '

ભિખારીએ હઝરત મહમદના કહેવા પ્રમાણે કરવા માડ્યુ થોડા દિવસ પછી એને લાગવા માડ્યુ કે હઝરત મહમદની સાચી શિખામણ ખરેખર એક વરદાન હતુ

### વિનોબાનુ બીજગણિત

ભૂદાન આદોલનની શરૂઆતનો સમય હતો તેલગાણાએ ચિંધેલા માર્ગે વિનોબા પ્રયાણ કરતા હતા ૧૯૫૨મા વિનોબા યોજનાપચ સાથે બીજી પચવર્ષીય યોજના અગે પોતાનુ દૃષ્ટિબિન્દુ સમજાવી દિલ્હીથી ઉત્તરપ્રદેશની પદયાત્રા કરતા નીકળ્યા એપ્રિલમા સેવાપુરીમા સંમેલન થયુ ત્યા સુધીમા વિનોબાને ૪૯૩૬ દાતાઓ તરફથી કુલ્લે ૧,૦૨,૩૬૧ એકર જમીન દાનમા મળી તે પર ટીકા કરતા સમાજવાદી નેતા રામમનોહર લોહિયાએ ગણત્રી કરીને કહ્યુ કે વિનોબા, તમને આટલા દિવસમા જે જમીન મળી તે પરથી હિસાબ કરીએ તો ભમિહીનોનો સવાલ ઉકેલતા ત્રણસો વર્ષ થશે!'

વિનોબા પણ ગણિતશાસ્ત્રી, એમણે ઠડા પેટે જવાબ આપ્યો 'ત્રિરાશી પ્રમાણે તો પાચસો વર્ષ લાગશે પણ તમે ત્રણસો કહ્યા એનો અર્થ એ થયો કે તમે પણ ભૂદાન માટે કામ કરશો અને તેથી બસો વર્ષ ઓછા લાગશે આ દાખલો ત્રિરાશીનો નહી, બીજગણિતનો છે બધા જ ભૂદાનને કામે લાગે તો માત્ર પાચ વર્ષમા ક્રાતિ થઈ જાય!'

# હઝરત અલીની વિદ્વત્તા

કાંતિલાલ શાહ

હઝરત અલી જેવા શૂરવીર હતા એવી જ એમની વિદ્વત્તા હતી. એમના ડહાપણનો પાર નહોતો. એમની વિદ્વત્તાની ખ્યાતિ સાંભળીને એક વખત દશ ભણેલા ગણેલા મોટા વિદ્વાનો એમની પરીક્ષા કરવા આવ્યા

તેમણે હઝરત અલીને કહ્યું, 'જનાબ અલી, આપની વિદ્વત્તા અને ડહાપણ વિષે ખૂબ સાંભળ્યુ છે, પણ અમને એનો પરિચય નથી આથી અમને સૌને થયુ કે ચાલો આપણે એમનું પારખુ તો કરીએ.' હઝરત અલીએ કહ્યુ 'ભાઇ મારામા તમે ધારો છો એવી વિદ્વત્તા છે નહિ છતાં તમે જે કંઇ પૂછશો તેનો યથાયોગ્ય ઉત્તર આપવા મારાથી બનતી કોશિષ કરીશ.

વિદ્વાનોએ કહ્યુ, જુઓ, અમે બધા આપને અમુક સવાલો પૂછીશુ પ્રત્યેક સવાલના જવાબ જુદી જુદી રીતે આપને આપવાના રહેશે'

અલી કહે 'સવાલો એક એક અને જવાબો જૂદા જુદા?

વિદ્વાનોએ કહ્યુ જી હા, અમને દશે ય જણને પ્રત્યેક સવાલના એક એક સવાલના એવા દશ જુદા જવાબ આપને આપવાના રહેશે'

અલી કહે બહુ સારુ ત્યારે પૂછો સવાલ હુ આપ સૌને અલ્લા મને સુઝાડશે એવા જવાબ આપીશ

આથી દશેય વિદ્વાનોએ તેમની આગળ એક સવાલ મૂક્યો.

'વિદ્યા અને લક્ષ્મી, એ બેમાથી વધારે સારુ શુ? આ સવાલના આપ અમારામાથી દરેકને જુદો જવાબ આપો'

અલી સૌથી પહેલાં પ્રથમ વિદ્વાન તરફ ફર્યા ને બોલ્યા, પૈસો એ તો બેરોદાનો (જૂના વખતના રાજાઓનો) વારસો છે જ્યારે વિદ્યા એ પેગંબરનો વારસો છે માટે વિદ્યા એ મોટી ચીજ છે'

એ પછી બીજા વિદ્વાન તરફ ફરીને તેમણે કહ્યુ, 'પૈસાની તમારે હમેશાં સંભાળ અને સાચવણ રાખવી પડે છે, અને તેના રક્ષણ માટે કાયમ ચિંતા અને તકેદારી રાખવી પડે છે. જયારે વિદ્યાની તમારે સંભાળ કે સાચવણ રાખવી પડતી નથી. પણ વિદ્યા પોતે જ તમારી સંભાળ ને સાચવણ રાખે છે માટે વિદ્યા એ લક્ષ્મી કરતાં વધારે ચડિયાતી છે'

પછી ત્રીજા વિદ્વાનને ઉદ્દેશીને કહ્યુ, પૈસો જેમ જેમ ખરચો તેમ તેમ તે ઓછો થતો જાય છે, જ્યારે વિદ્યા જેમ જેમ ખરચો તેમ તે વધતી જાય છે, માટે વિદ્યા એ લક્ષ્મી કરતા વધારે મોટી વસ્તુ છે'

ચોથા માણસને તેમણે આમ કહ્યુ 'પૈસાદારને ઘણા મિત્રો હોય છે પૈસાદાર પ્રત્યે ઘણા લોકોને મનમા ધૂંધવાટ અને ઘણા હોય છે જ્યારે વિદ્યાવાન પ્રત્યે પ્રેમ અને માન હોય છે માટે વિદ્યા લક્ષ્મી કરતા ચડિયાતી છે'

પાચમાં માણસને તેમણે આમ જવાબ આપ્યો.

'પૈસાદાર માણસને લોકો સામાન્ય રીતે લોભી કહે છે જ્યારે ધનવાનને સૌ ઉદાર અને સત્કારી ગણે છે માટે વિદ્યા એ લક્ષ્મી કરતા વધારે ઉત્તમ વસ્તુ છે

પછી છઠ્ઠા વિદ્વાનને જવાબ આપતાં તેમણે કહ્યુ ધન તો ચોર ચોરી જઈ શકે છે લૂટારા લૂંટી જાય છે પણ વિદ્યાનુ તેમ થઇ શકતુ નથી માટે વિદ્યા ચડિયાતી છે.'

સાતમા વિદ્વાનને તેમણે જવાબ આપ્યો ધન વખત જતાં કટાઇ જાય છે, ઘસઇ જાય છે ને આખર ખોટુ થઇ જાય છે પણ વિદ્યાને કાળ કંઇ કરી શકતો નથી વિદ્યા કટાતી નથી ઘસાતી નથી. જેમ જેમ વપરાય તેમ તમ તે વધારે તિક્ષ્ણ બને છે. જેમ એને વખત જાય તેમ તે વધારે તેજસ્વી બને છે માટે વિદ્યા વધારે ઉત્તમ વસ્તુ છે'

આઠમા વિદ્વાનને જવાબ આપતા કહ્યુ, પૈસો એ મર્યાદિત વસ્તુ છે ગમે તેટલા લાખ કરોડ કે અબજો રૂપિયા હોય તો પણ તેને એક મર્યાદા છે. તમે તે ગણી શકો છો, તેનો હિસાબ રાખી શકો છો પણ વિદ્યાનુ તેવું નથી એ પોતે અમર્યાદિત છે

તેને કોઇ સીમા નથી માટે વિદ્યા લક્ષ્મી કરતા વધારે ચડિયાતી છે '

નવમા વિદ્વાનને તેમણે કહ્યુ, 'ધનનો મોહ માણસના હાથ કાળા કરે છે મન કાળુ કરે છે હૃદયપટ ઉપર અંધકાર પાથરી દે છે જ્યારે વિદ્યાની ઉપાસના એના હૃદયમંદિરને અજવાળે છે અને એના હાથ ઉજળા બનાવે છે માટે વિદ્યા એ ચડિયાતી વસ્તુ છે '

પછી છેલ્લા વિદ્વાન તરફ ફરીને એ બોલ્યા વિદ્યા એ લક્ષ્મી કરતાં વધારે ચડિયાતી ચીજ છે કારણ લક્ષ્મીના મદથી ફેરોહા અને નીમરોદ જેવા રાજાઓ છકી ગયા ને ઈશ્વર સાથે સરસાઈ કરવાની ધૃષ્ટતા કરવા લાગ્યા પરિણામે એમની અવનતિ થઇ અને દુનિયામાં તેઓ ધૂળ ચાટતા થઈ ગયા જ્યારે બીજી બાજુ આપણા પવિત્ર પયગંબરો વિદ્યાની ઉપાસના કરીને નમ્ર બન્યા અને એને કારણે જ ખુદાતાલાને કહી શક્યા કે હે ખુદાતાલા! અમે અજ્ઞાની છીએ, અપૂર્ણ છીએ આપને અમારે જેટલા સમજવા જોઇએ તેટલા સમજી શકતા નથી. આપનો પાર અમે પામી શકતા નથી અને એથી આપની બંદગી જે રીતે કરવી જોઇએ તે રીતે કરી શકતા નથી આ રીતે હૃદયને નમ્ર બનાવનાર અને અંતઃકરણને નિર્મળ બનાવનાર વિદ્યામદથી છકાવનાર લક્ષ્મી કરતા અનંતગણી મોટી છે ચડિયાતી છે અને મેળવવા યોગ્ય છે માટે ધન પાછળ ન પડતા વિદ્યાની ઉપાસના કરો '

આ પ્રકારના જવાબ સાંભળીને દસેય વિદ્વાનો મોમાં આંગળાં નાખી ગયા અલીની વિદ્વત્તા અંતઃકરણની નિર્મળતા અને બહુશ્રુત જ્ઞાન જોઈ તેઓ આશ્ચર્યથી અવાક બની ગયા તેમનુ અંતર અલી જેવા પાક અને વિદ્વાન પુરુષ આગળ નમી પડ્યુ. હવે વધારે પ્રશ્ન પૂછી હઝરત અલીની વિદ્વત્તાની પરીક્ષા કરવાની જરૂર લાગી નહિ તેઓ સૌ અલીને પગે પડ્યા. ને તેમને સલામ ભરી એમનો આભાર માની ઘર ભણી ચાલતા થયા

૪

એક સાધુ મહાત્મા યાત્રાએ નીકળ્યા હતા. રસ્તામાં એક ફળબાગ આવ્યો કોઇએ પહેલાથી જ ત્યાંથી ફળ તોડી લીધા હતાં, પણ સંજોગવસાત માળીની નજર પેલા મહાત્મા ત્યાં પહોંચ્યા ત્યારે જ પડી માળીએ તો મહાત્માને જ ચોર સમજી મારવા માંડ્યા મહાત્માએ તો શાંતિથી માર સહન કર્યો માળી પ્રત્યે એમને જરા પણ ગુસ્સો ન થયો એમની સહનશીલતા અને સાધુતા જોઇને અનેક દેવતા તેમની સહાય માટે દોડી આવ્યા

એ સાધુ મહાત્માને એક ચેલો હતો. તે પાછળ હતો તે ત્યાં આવી પહોંચ્યો એણે પહેલા તો બાગમાંથી ફળફૂલ તોડ્યા અને ગુરુનુ અપમાન કરવા માટે માળી સાથે લડવા લાગ્યો એ જોઇને મહાત્માને સહાય કરવા આવેલા દેવતાઓ ત્યાંથી ચાલ્યા ગયા

એમને જતા જોઇને મહાત્માએ પૂછ્યુ 'તમે અહીં શા માટે આવ્યા હતા અને પાછા કેમ ચાલ્યા જાઓ છો ?'

'અમે તો તમને સાધુ સમજીને તમને સંકટમાં જોઇને સહાય કરવા આવ્યા હતા..'

'તો પછી ચાલ્યા કેમ જાવ છો ? શુ મારી સાધુતા પર તમને સંદેહ ગયો ?

'ના. તમે તો સાચા સાધુ છો. પણ તમે એક અસાધુ અને અસહનશીલ માણસને ચેલો બનાવી રાખ્યો છે એટલે અમે તમને શી મદદ કરીએ!' એટલુ કહી દેવતાઓ ચાલ્યા ગયા.

---

બાવળની ડાળીને આંબાની ડાળ કહે છે 'અરે બેન ચૂલામાં બળીને તુ રાખ શાને થાય છે ? તારુ ભાગ્ય, સખી! કેટલુ કઠોર છે!'

બાવળની ડાળી બોલી 'મને જરાય એનો ઓરતો નથી કે દુઃખ નથી તુ જીવીને સહન થાય છે રસાળ શાખા' તો હુ મારી જાતને ભસ્મ કરીને સાજી થઉ છુ, —ટાગોર

# ભગવાન બુદ્ધનો પ્રેરક ઉપદેશ

મુકુલભાઈ

એક વાર ભગવાન બુદ્ધ પોતાના શિષ્યોને ઉપદેશ આપતા બોલ્યા

"ભિક્ષુઓ, સામો માણસ તમને કંઈ કહે તેના પાંચ પ્રકારો હશે

૧ કાળે કહે અથવા અકાળે કહે,

૨ સત્ય કહે અથવા અસત્ય કહે,

૩ મધુર વાણી કહે અથવા કઠોર વાણી કહે

૪ કામની વાત કહે અથવા નકામી વાત કહે,

૫ મિત્રભાવે કહે અથવા દ્વેષભાવે કહે,

આમાંથી સામો માણસ કોઈ પણ પ્રકારે કહે ત્યારે તમારું મન ઉશ્કેરાઈ નહીં જાય તમારી જીભ કટુ વચન ન ઉચ્ચારે અને તમે દ્વેષ વિનાના રહીને સૌ પ્રાણી માત્ર તરફ અનુકંપાએ જોઈને સૌના મિત્ર બનીને રહો સામા માણસને તમારા પ્રેમથી નવરાવી દો—એવું તમારે આચરવું જોઈએ

અને આ શાના જેવું છે? કોઈ માણસ કોદાળી અને સૂંડલો લઈને આવે અને કહે કે આ પૃથ્વીને હું અપૃથ્વી કરીશ એમ કહીને તે જ્યાં ત્યાં ખોદે માટી જ્યાં ત્યાં નાખે અને એમ માને કે પૃથ્વીનો નાશ થતો જાય છે પરંતુ એ રીતે પૃથ્વીનો નાશ થઈ શકે ખરો કે?

ભિક્ષુઓ બોલ્યા ના ભગવન્! પૃથ્વી તો ગંભીર અને અપ્રમેય છે માણસ ખોદી ખોદીને થાકે તો પણ પૃથ્વી અપૃથ્વી ન જ થાય '

બુદ્ધ ભગવાન કહે એ જ પ્રમાણે હે ભિક્ષુઓ! સામો માણસ ગમે તેમ બોલે કે વર્તે તો પણ તમારે પૃથ્વી જેટલી ક્ષમા રાખવી પૃથ્વી જેમ બધું સહન કરી લે છે તેમ તમારે બધા આઘાતો સહન કરવા એટલે તમારા ઉપર તેની કશી અસર થશે નહિ

"વળી આ શાના જેવું છે? કોઈ માણસ રંગ વગેરે બધી સામગ્રી લઈને આવે અને કહે કે, હું આકાશ ઉપર ચિત્ર દોરીશ.' તો શું એ આકાશ ઉપર ચિત્ર દોરી શકશે ખરો?"

ભિક્ષુઓએ જવાબ આપ્યો ના, ભગવન્ માણસ ભલે કેટલોય પ્રયત્ન કરે, તો યે આકાશ ઉપર ચિત્ર દોરી શકશે નહિ '

એટલે ભગવાન બુદ્ધ બોલ્યા 'એ જ પ્રમાણે હે ભિક્ષુઓ! સામો માણસ ગમે તેમ કરે, તો પણ તમારે શત્રુમિત્ર વગેરે બધા જ સમાઈ જાય એવું આકાશ જેવું વિશાળ હૃદય રાખવું એટલે તમારો જય થશે

વળી આ શાના જેવું છે એ સમજ્યા? કોઈ માણસ સળગતું તણખલું લઈને આવે અને કહે કે હું સળગતા તણખલા વડે ગંગા નદીને આગ લગાડી બાળી મૂકીશ. તો શું તે એ પ્રમાણે કરી શકશે ખરો?

ભિક્ષુઓ કહે ના ભગવન્! ગંગા નદી તો સાગર જેવી ગંભીર છે તેને જરાય આંચ ન આવે

એ સાંભળી બુદ્ધ ભગવાન બોલ્યા એ જ પ્રમાણે ભિક્ષુઓ! સામો માણસ ગમે તેમ વર્તે તો પણ તમારે ગંગાનદીની જેમ ગંભીર બની બધું સહન કરી લેવું એટલે સામો માણસ તમને કશું નુકશાન કરી શકશે નહિ

' વળી હે ભિક્ષુઓ! ભેવડા હાથાવાળી કરવત વડે કાપીને લોકો તમારા શરીરના ટુકડે ટુકડા કરી નાખે ત્યારે તમારા મનમાં જરા સરખો પણ ગુસ્સો પેદા થાય તો તમે મારા શિષ્ય નહિ આવ સમયે તમને દુઃખ દેનાર ઉપર પ્રેમ રાખતાં તમારે શીખવું જોઈએ એમાં જ તમારું સુખ અને કલ્યાણ રહેલું છે

ચકોરી ધ્રૂસકે ધ્રૂસકે રડે છે 'ઓ પૂર્ણચંદ્ર, પંડિતની વાત સાંભળીને મારો જીવ અધ્ધર થઈ ગયો છે તે કહે છે કે, 'તમે એક દિવસ નાશ પામશો મહાપ્રલયને વખતે તમે જ ઓલવાઈ જનાર છો! હાય સુધાકર! એમ થશે તો મારું શું થશે?'

ચંદ્ર કહે 'પંડિતને ઘેર જા પ્રિયે, ને પૂછી આવ કે તારું આયુષ્ય કેટલું છે?'—ટાગોર

# બોરનો કીડો

કાંતિલાલ શાહ

જૂના વખતમાં એક સાધુ રહે. સાધુ વનમાં રહીને તપ કરે. એક સુંદર ઝરણાને કાંઠે પર્ણકુટિ બનાવી આખો દિવસ જપ તપ પૂજા અર્ચના, પઠન પાઠન કર્યા કરે. સાધુને ચાર શિષ્યો હતા તે ગુરુની સેવા કરે. સાધુ પણ દિલ રેડીને પોતાના શિષ્યોને બધા પ્રકારની વિદ્યા ભણાવે આમ કરતાં કરતાં ઘણાં વરસ વીતી ગયા, ત્યારે સાધુને થયુ કે ચાલ કાશીની યાત્રા કરી આવું. આથી શિષ્યોને એકઠા કરી તેણે કહ્યું.

'હું કાશીની જાત્રા કરવા જાઉં છું તમે આપણી પર્ણકુટિ સાચવજો નિયત કર્મ કરતા રહેજો જપ તપમાં પૂરુ મન લગાડજો. સત્ય બોલજો ધર્મનું આચરણ કરજો અને સ્વાધ્યાયમાં આળસ કરતા નહિ.

આમ શિષ્યોને શિખામણના બોલ કહીને તે કાશીએ ચાલ્યા ચાલતાં ચાલતાં તેમણે અનેક તીરથ કર્યાં. કાશીમાં જઈ વિશ્વનાથજીનાં દર્શન કર્યાં અને મનની ઇચ્છા પૂરી કરી ફરી પોતાની પર્ણકુટિમાં પાછા ફર્યાં કાશીમાં થોડા દિવસ રહ્યા એ દરમ્યાન સાધુને એક વખત સુંદર બોર ખાવાનો સુયોગ સાંપડ્યો એક તો મોટા બોર ને તે વળી કાશીના, પછી એની મીઠાશનું પૂછવું જ શું ?

સાધુએ ખૂબ પ્રેમથી કાશીનાં મીઠાં બોર ખાધાં. સાધુને થયું કે લાવ થોડાં બોર સાથે લેતો જાઉં, આમ વિચારી તેણે થોડાં બોર સાથે લીધાં. પર્ણકુટિમાં શિષ્યોને થોડાં બોર આપ્યાં. થોડાં પોતે ચાખ્યાં. બોર તો ખલાસ થયાં, પણ સ્વાદ દાઢમાં રહી ગયો ગુરુને થયું કે આવાં બોર અહીં મારી પર્ણકુટિ પાસે જ ઉતરતાં હોય તો કેવું સારું ! ઇચ્છા થતાં જ તેને અમલમાં મૂકવાનો નિર્ણય કર્યો ને પર્ણકુટિથી પાંચ હાથ છેટે તેણે ખાડો ખોદી ઠળિયો નાખ્યો બોરડી વાવી, ધીમે ધીમે એમાંથી કોંટા ફૂટવા રોપ નીકળ્યો ને દિવસે દિવસે રોપ મોટો થવા લાગ્યો. પુત્રના વધવાથી માબાપને જેટલો આનંદ થાય તેટલો આનંદ બોરડીને દિન પ્રતિદિન વધતી જોઈ સાધુને થયો આમ કરતાં કરતાં બીજા દશ બાર વર્ષ વીતી ગયા, એટલે બોરડીનું ઝાડ વધીને ખૂબ જ મોટુ થયુ શિયાળો આવ્યો ને બોરડી ઉપર ફૂલ બેઠાં ને ફૂલમાંથી ફળ થવા માંડ્યાં ધીમે ધીમે કાચાં બોર વધતાં મોટાં ઠળિયાવાળાં ને અણીદાર થવા લાગ્યા. ને એનો કાચી કેરી જેવો રંગ પીળાશ પકડતો ગયો બોરડીએ તો જાણે રૂપ કાઢ્યું

ટાઢ જેમ પડતી ગઈ તેમ બોર પાકવાની અણી ઉપર આવ્યાં સાધુએ શિષ્યોને કહી રાખ્યું કે કોઈએ કાચાં બોર તોડવાં નહિ. બોરડીનાં બોર બરાબર પાકી જશે ત્યારે ભગવાનને ધરાવીને પછી સૌ સાથે ખાશું '

આમ ગુરુની સૂચના થતાં સૌ શિષ્યોએ એને માથે ચડાવેલી એટલે બોરડી ઉપરથી કોઈએ એક પણ બોર તોડ્યું નહિ ગુરુ તો રોજ રોજ પરિપક્વ થતાં જતાં આ બોરને જોયા કરે ને મનમાં આનંદ માણ્યા કરે

એમાં થવા કાળ છે ને કે વનનાં કંદમૂળમાં કોઈ ઝેરી મૂળિયું ખાવામાં આવી જતાં સાધુ માંદા પડ્યા ને પથારીવશ થયા એક તો વૃદ્ધાવસ્થા, તેમાં માંદગી. ગુરુની તબિયત લથડતી ચાલી તેની આંખે લાલ પીળાં દેખાવા માંડ્યાં. અંતકાળ સમીપ જણાયો. હવે પોતે ફરીને બેઠા નહિ થાય એવી એમને ખાત્રી થઈ ગઈ આથી તેમણે પોતાના શિષ્યોને એકદમ બોલાવ્યા શિષ્યો બધાં કામ પડતાં મૂકી દોડતા દોડતા ગુરુજીની પથારી આગળ એકઠા થયા ગુરુએ તેમને છેલ્લી શિખામણ આપી સૌને આશીર્વાદ આપ્યા ને કહ્યું જુઓ હવે મારો અંતકાળ સમીપ છે જ્યારે આ જર્જરિત જૂના ખોળિયા જેવા દેહમાંથી મારો પ્રાણ ચાલ્યો જશે ત્યારે આકાશમાં દુંદુભિ વાગશે ને અંતરિક્ષમાંથી દેવો પુષ્પવૃષ્ટિ કરશે કારણ, મને કોઈ પણ પ્રકારની વાસના રહી નથી

મોહ માયા ને મમતા એ બાળીને ખાખ કરી નાખી છે. આમ થાય ત્યારે જાણજો કે મારો મોક્ષ થયો છે. કારણ, તમે તો જાણો છો કે જે જીવાત્માના મોહનો ક્ષય થાય તેનો ખચિત મોક્ષ થાય છે. તેને જન્મ મરણનો ફેરો પછી રહેતો નથી...'આટલું કહેતાં કહેતાં તેની વાણી બંધ પડી ગઇ ને મરણનાં લક્ષણો પ્રગટ થવા લાગ્યાં.

એમના શિષ્યોને થયુ કે હમણાં જીવ ઊડી જશે. ને હંસલો પિંજરને છોડીને ચાલી નીકળશે. પણ કોણ જાણે કેમ ગુરુજીનો જીવ જતો નથી. છેલ્લી ઘડીએ ગુરુજીને કંઇક મૂંઝવણ થતી હોય એમ દેખાયુ

વાત એમ હતી કે ગુરુજી પર્ણકુટિમાં પથારીમાં પડયા હતા. એ મરણ પથારીએ પડયા પડયા તેમની નજર ઓરડી ઉપરના એક પાકા બોર ઉપર પડી. મનમાં થયુ કે કાશીથી છેક બોર લાવ્યો ઓરડી પાછળ આટલી મહેનત કરી પણ બોર હજી ખાધુ નથી છેલ્લી ઘડીએ મનની વાસના પેલું મોટુ બોર લટકતુ હતું તેમાં ભરાઇ.

આશા ત્યાં વાસા ને સુરતા ત્યાં મુકામ' એ કહેવત પ્રમાણે ગુરુજીની સુરતા બોરમાં ભરાઇ. આ બાજુ પ્રાણુપખેરુ ઊડી ગયુ ને ગુરુજીની આંખ ઓરડીના એ પાકા બોર ઉપર ફાટી રહી છેલ્લી ઘડીએ જે જીભ ઉપર રામ નામ રમવું જોઇએ તે જીભના લોચા વળવા લાગ્યા ને ઘટઘટમાં ઇશ્વરનુ ધ્યાન લાગવું જોઇએ ત્યા બોર બોરના પડધા પડયા. આથી એમના પ્રાણ ગયા ને વાસના બોરમા ભરાઈ ગઇ. મોક્ષ, મોક્ષને ઠેકાણે રહ્યો ને ગુરુજી મરીને અવગતિયા થઇ બોરમા કીડા રૂપે અવતર્યા.

આ બાજુ શિષ્યોએ એકઠા થઇ ગુરુજીની નાડી તપાસી જોયુ તો નાડી બંધ ગુરુજી અવસાન પામ્યા જોઇ સૌએ એમને ભોંયપથારીએ લીધા. અને પછી એમની અંતિમ વિધિ પણ પતાવી દીધી.

બીજે દિવસે ખબર પડતા બહારગામથી વડો શિષ્ય આવી પહોંચ્યો. તેણે બીજા શિષ્યો પાસેથી ગુરુની હકીકત સાંભળી.

વડા શિષ્યે બધાને પૂછ્યુ, 'ગુરુજીની અંતિમ ક્ષણ શાન્તિમાં પસાર થઇ હતી?'

સૌએ કહ્યુ, 'હા'

'એ અવસાન પામ્યા ત્યારે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ હતી?'

શિષ્યોએ કહ્યુ 'ના'

'અને દુંદુભિનો ગડગડાટ સંભળાયો હતો?'

'ના!'

વડા શિષ્યને થયુ કે નક્કી ગુરુજીના મોક્ષમાં કંઇ અંતરાય આવ્યો હશે એમ ન હોય તો પુષ્પવૃષ્ટિ થાય જ અને દુંદુભિનો નાદ પણ સંભળાય. એમણે જ કહ્યુ હતું કે હું મરીશ ત્યારે આકાશ માંથી પુષ્પવૃષ્ટિ થશે ને ત્યાંથી દુંદુભિ સંભળાશે.

ત્યારે એમ કેમ બન્યું હશે? ગુરુજી તો મહાન જ્ઞાની હતા મોહનો તેમણે ક્ષય કર્યો હતો. ખૂબ વિચાર કર્યા છતા જ્યારે તેને કાંઇ સમજણ પડી નહિ ત્યારે ફરી તેણે શિષ્યોને પૂછ્યુ,

"એમના મરણની છેલ્લી ઘડીએ તેઓ ક્યાં સૂતા હતા એમની પથારી ક્યા રાખી હતી?"

શિષ્યે એ કહ્યુ "બરાબર આ પર્ણકુટિના બારણા પાસે જ."

વડા શિષ્યે એ જ રીતે પથારી પથરાવી ત્યા ગુરુજીની પેઠે પથારી પર સૂઇ પોતે ચારે તરફ જોવા લાગ્યો તેને થયુ કે ગુરુજીનું મન છેલ્લી ઘડીએ વળી ક્યા ભમતું હશે? આ રીતે ચારે તરફ આંખ ફેરવતાં જ એની દૃષ્ટિ બોર પર પડી ઓરડી પર એ બોર બહુ જ સુંદર રીતે પાકી ગયુ હતુ. એનો રંગ પીળો મટી થોડો લાલાશ પકડ જતો હતો, શિષ્યને થયુ, નક્કી ગુરુજીની વૃત્તિ બોરમા જઇ ભરાણી હશે

તુરત જ તેણે બેઠા થઇ શિષ્યોને કહ્યુ, "પેલુ બોર તોડીને અહીં લઇ આવો.'

શિષ્યો ઓરડી પાસે ગયા અને વાસ વતી એ બોર પાડી વડા શિષ્ય પાસે લઇ આવ્યા.

વડા શિષ્યે બોર તોડીને અંદર જોયું તો એના ગર્ભમા એક કીડો!

વડા શિષ્યે કહ્યુ, 'આ જ આપણા ગુરુ.'

બધા શિષ્યો આશ્ચર્યથી સ્તબ્ધ બની એ સાથે બોલી ઊઠયા, 'એ કેમ બન્યું?"

વડા શિષ્યે કહ્યું, "ગુરુજી મહાન જ્ઞાની હતા

સમતાવાળા હતા, નિર્મોહી હતા. વૃત્તિઓને એમણે વાળી લીધી હતી. પણ પેલા જડભરત મુનિનું મન જેમ મૃગલામાં પરોવાયું તેમ ગુરુજીનું મન છેક છેલ્લી ઘડીએ આ બોરમાં પરોવાયું અને એથી તેમનો મોક્ષ ન થતાં બોરમાં કીડો બનીને રહ્યા.

"હવે એમણે બોર ચાખી લીધું છે. એથી એમનો દેહાન્ત કરાવી તેને ગંગાજીમાં પધરાવીએ એટલે જરૂર એમનો મોક્ષ થશે."

વડા શિષ્યના કહ્યા મુજબ અન્ય શિષ્યોએ કર્યું અને ગુરુજીનો દેહાન્ત કરાવી તેને ગંગાજીમાં પધરાવ્યા. એવો જ ઉપર દુંદુભિનો ગડગડાટ સંભળાયો અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.

વડા ચેલાએ કહ્યું, "જોયું ને હવે ગુરુજીનો મોક્ષ થયો.

"ગુરુજીએ જીવતાં તો આપણને ખૂબ શીખવ્યું પણ મરતી વખતે પણ આ બોધપાઠ આપી ગયા છે કે જીવન આખું તપ કરો, નિર્મોહ થઈને રહો, છેવટની ઘડીએ પણ જો વૃત્તિમાં ફરક કરશો અને આ દૈહિક ચીજની વાસના મનમાં રાખશો તો કાંઠે આવેલું નાવ ડૂબી જશે. અને વાસનાના બંધનમાં જીવ ફસાઈ જશે. માટે દરેક મનુષ્યે અંતઃકરણની વૃત્તિ સાફ રાખવી કમળ પત્ર પરથી જેમ પાણી દડી જાય તેમ એના ઉપરથી વાસના દડી જવી જોઈએ વાસનાનો અંતિમ ક્ષય એનું નામ જ મુક્તિ."

*

## મૃત્યુનો ભય

એક દિવસ એકનાથ મહારાજ પાસે એક માણસ આવીને કહેવા લાગ્યો, 'મહારાજ, આપનું જીવન અત્યંત શાંત અને મધુર છે પરન્તુ મારું જીવન ખૂબ જ અશાંત છે. એનું શું કારણ?'

એકનાથ મહારાજે કહ્યું, 'ભાઈ, તું એ બધી વાત જવા દે. પણ તારું મૃત્યુ આજથી આઠમે દિવસે થવાનું છે. માટે તું એની ફીકર કરે.'

એકનાથ મહારાજનું કહેવું સાંભળી પેલો માણસ ગભરાયો. અને એવી જ હાલતમાં ઘરે પહોંચ્યો. અને સગા-સ્નેહી કુટુંબીઓ અને પાડોશીઓને મળીને 'ભાઈ, મારો કંઈ દોષ થયો હોય, તો મને માફ કરશો' એવી દરેક પાસે ક્ષમાયાચના કરી. અને પછી ધર્મધ્યાનમાં લાગી ગયો. એમ ને એમ આઠ દિવસ પૂરા થઈ ગયા. તે એકનાથ મહારાજ પાસે ગયો.

એકનાથ મહારાજને પેલા માણસે પૂછ્યું 'મહારાજ, કહો હવે મારા મૃત્યુને કેટલી વાર છે?'

'એ તો એક ઈશ્વરને જ ખબર છે'–એકનાથે કહ્યું–'પણ એ તો કહે કે તારું આ અઠવાડિયું કેવું ગયું?'

'મારી સામે તો મૃત્યુ નાચતું હતું. એટલે મેં કોઈ ખરાબ કામ આ અઠવાડિયામાં કર્યું નથી, કોઈનું ખરાબ વચન મેં સાંભળ્યું નથી.'

એકનાથ મહારાજે તેને બોધ આપતાં કહ્યું, 'ભાઈ, જેવી રીતે તારી સામે અઠવાડિયા સુધી મૃત્યુ નાચતું રહ્યું, તે જોઈને તેં એક ખરાબ કામ કર્યું નહીં, એવી જ રીતે મૃત્યુ હમેશા મહાપુરુષોની નજર સામે જ હોય છે. એટલે તેઓ હમેશા શાંત રહે છે તારે જો શાંતિ જોઈતી હોય તો તું મૃત્યુને હમેશાં નજર સમક્ષ રાખ.'

*

આજકાલના યુદ્ધોમાં એક ભારે ખતરનાક વાત છે. કુદરતનો જે નિયમ વૈજ્ઞાનિક ગણાય છે, તેની વિરુદ્ધ આ યુદ્ધો હોય છે કુદરતનો નિયમ છે કે 'લાયકમાં લાયક હોય તે બચે' પણ આ વૈજ્ઞાનિક રીતે લડાતાં હિંસાખોર યુદ્ધોમાં તો બહુ મોટા પાયા પર યુવાનોનો જ ભોગ આપવામાં આવે છે જે સૌથી વધુ લાયક હોય છે તે જ વધેરાય છે, અને જે વધુમાં વધુ નાલાયક હોય છે તે ઘેર બેઠા રહે છે અને બચી જાય છે. આ વાત તો સૃષ્ટિના નિયમ વિરુદ્ધની થઈ.

–વિનોબા

# સચ્ચાઈનું ઈનામ

*

એક દિવસ ખલીફા હજરત ઉમર દરબારમા બેસી ન્યાય કરતા હતા એવામા બે માણસો એક યુવાનને પકડીને દરબારમા આવ્યા, અને ખલીફાને કહ્યુ ‘હજરત અમારો ન્યાય કરજો આ માણસે અમારા પિતાનુ ખુન કર્યું છે

ખલીફાએ આરોપી સામે દૃષ્ટિ કરી કહ્યુ ‘આ બાબતમા તારે જે કહેવુ હોય તે કહે!’

પેલા આરોપી યુવાને ખલીફાને સલામ કરી કહેવા લાગ્યો ‘વાત એમ છે કે મારી પાસે બે ઊંટ હતા તે મને બહુ વહાલા હતા આજે એ બે ઊંટને લઈને આ ભાઈના બાગ આગળથી પસાર થતો હતો ત્યારે એક ઊંટ એક વૃક્ષની ડાળ તોડી પાડી અને ખાઇ ગયુ આ ભાઈના પિતાએ એ જોયુ એમને ખૂબ જ ગુસ્સો આવ્યો એમણે એક ભારી પથ્થર ઉઠાવીને મારા ઊંટને માર્યો ઊંટને એ પથ્થર એવો તો જોરથી મર્મસ્થાને લાગ્યો કે તેનાથી ઊંટ બિચારુ મરી ગયુ

મારુ વહાલુ ઊંટ મરી ગયુ એથી મને પણ ખૂબ જ ગુસ્સો આવ્યો હુ મારી જાતને કાબૂમા રાખી શક્યો નહી અને મે પણ એક પથ્થર ઉઠાવી આ ભાઈના પિતાને માર્યો અને તેથી તે પથ્થરના મારથી મરી ગયા એટલામા તો આ બે માણસોએ મને પકડી લીધો અને અહી લઈ આવ્યા

ખલીફાએ પેલા યુવાનનો એકરાર સાંભળીને કહ્યુ ‘જ્યારે તે તારા પર મુકાયેલા આરોપનો સ્વીકાર કરી લીધો છે ત્યારે તને સજા થવી જ જોઈએ ’

‘તમારો હુકમ શિર આંખો પર! પરતુ મારી એક અરજ છે મારા એક નાનો ભાઈ છે મારા પિતાએ થોડાક રૂપિયા અનામત રાખ્યા છે જેનાથી એ શિક્ષણ લઈ શકે અગર જો મને મોતની સજા કરવામા આવશે તો એ રૂપિયા નકામા જશે અને મારા ભાઈનુ ભાવિ બગડશે એટલા માટે મને ત્રણ દિવસની મુદત આપો જેથી હુ મારા ભાઈ માટે રૂપિયાનો બંદોબસ્ત કરી શકુ ’

ખલીફાએ કહ્યુ ‘તને ત્રણ દિવસ માટે છોડુ તો ખરો, પણ તુ ત્રણ દિવસ પછી પાછો આવશે એનો જામીન કોણ થશે?’

આરોપી યુવાને દરબારીઓ પર નજર નાખી છેવટે એક દરબારી પર નજર ઠેરવીને કહ્યુ ‘આ ભાઈ મારા જામીન થશે ’

એ દરબારી હજરત અબૂજર જે બહાદુરી હમદર્દી માટે મશહૂર હતા ખલીફાએ એમને પૂછ્યુ ‘તમે આરોપીના જામીન થાવ છો?’

હજરત અબૂજરે હા પાડી એટલે પેલા યુવાનને ત્રણ દિવસ માટે છૂટો કર્યો

આ વાતને ત્રણ દિવસ થઈ ગયા પણ પેલો યુવાન પાછો ન ફર્યો

ખલીફાએ હુકમ કર્યો કે અબૂજરને ગિરફતાર કરો ’ અને અબૂજરને પકડવામા આવ્યા અને પેલા યુવાનને બદલે તેમને ફાંસી દેવાનો ફેંસલો કરવામા આવ્યો

ખલીફા અબૂજરને ખૂબ ચાહતા હતા એમને દુ ખ થયુ પણ ન્યાય તે ન્યાય એમા અંગત લાગણીને સ્થાન ન હતુ એમણે પૂછ્યુ અબૂજર! શુ તમે આરોપી યુવાનને ઓળખતા હતા કે એમના જામીન થયા?

ના મે પરમ દિવસે જ પ્રથમવાર તેને જોયો એ પહેલા એને ક્યાય જોયો સુદ્ધા નથી પણ એને મારી તરફ જોયુ અને ઈશારો કર્યો એટલે હુ જામીન થયો એનુ દિલ તોડવુ મને ઠીક લાગ્યુ નહી

હજી આમ વાત ચાલતી હતી ત્યા પેલા યુવાન હાંફતો દોડતો ત્યા આવી પહોચ્યો અને ખલીફાને કહેવા લાગ્યો હુ આવી ગયો છુ આપ સજાનો અમલ કરો

એ યુવાનની પ્રામાણિકતા અને સચ્ચાઈ જોઈને એની સજા ખલીફાએ માફ કરવાની શિફારશ કરી પેલા આરોપ મૂકનાર બે ભાઈઓએ પણ તેમની સાથે સહમત થતા કહ્યુ ‘અમે અમારા પિતાના ખૂન માટે યુવાનને માફી આપીએ છીએ સૌની સંમતિથી ખલીફાએ પેલા યુવાનને છોડી મૂક્યો

# બાજીખાં



હા, બાજીખા મુસલમાન હોવા છતાં ય હિંદુ કુટુંબોમાં દૂધમાં સાકર ભળે તેમ, ભળી ગયા હતા કહેવાય છે કે, ૨૦-૨૫ વર્ષની ઉમરના હતા ત્યારના એ આ ગામમાં રહેવા આવેલા હતા. શરૂમાં તો એકલા જ રહેતા પણ ત્રણેક વર્ષ પછી વતનમાં જઈને એમની બીબીને પણ લઈ આવ્યા હતા. ગામલોકોને ત્યાં મજૂરી કરી એ બંને જણ એમના પેટિયાં ભરતા.

બાજીખાનું એ ચિંતુ કામ પડે તો એમને ક્યાં શોધવા જવા ખબર છે? ચરખાશ્રમમાં પોલિસ પટેલના ઓફિસરૂમમાં, ગ્રામ પુસ્તકાલયના ઓટલાના એક છેડે બેઠેલા કે પછી કોઈ મોટા સ્નેહી —ગામના બધા જ માણસો એમના સ્નેહી બની ગયા હતા— ના ખાટલા પાસે મોસમ પીતો રસ કાઢતા. બસ, આ ચાર જગાએ ના મળે તો એમનું નામ બાજીખાં નહિ.

હું નાનો હતો ત્યારે ભણતરનાં મૂળિયાં માંગી ગળથૂથીમાંથી જ બાજીખાએ ચોપેલા "મોતનિયા અફીણ થવાનો ય કે સિપાહડો? સિપાહડો થવું હોય તો નવે કૂદે—શરીર મજબૂત બનાવવા—ને અફીણ થવું હોય તો તો ચોપાનિયાં ચૂંથવા પડે દીકરા!'

અને હું છેક બાળપોથીમાં હતો ત્યારે નિશાળે જવાનું મને અઘરૂં લાગે. બાજીખાને —બાળકોને જોવાની મજા પડે એવી લાંબી દાઢીવાળા બાજીખાને— ખબર પડે એટલે એ આવે અને અને... પીપરમીટના બે-ત્રણ કકડાથી મને નિશાળે જવા લલચાવે. આ ડોસાને શું લોભ હશે મને આમ નિશાળે જતો કરવામાં?

તે વેળાના પીપરમીટના એ ત્રણ કકડા મારે માટે મણી હીરાના પણ મા નિવડશે એવું મેં તે વખતે નહોતું કહ્યું—આજે તો પ્રત્યક્ષ જોઉં છું એમનો માગ ભણતરમાંના ને અફિણાળાને હું ક્યે ભવે ભૂલી શકીશ?

મા-બાપની ખબર લીધા વગર બાજીખાન ના ચાલે. યો પેટાવેન જગુભાઈ દાર આ સ્થાર મોમ મી મગાવી ની મે પીરખા- પીરખા એમના દીકરાનું નામ આજે એ અમારા ગામની પ્રાથમિક શાળામાં મુખ્યશિક્ષક છે પિતાની ગરીબાઈ હોવા છતાં ય જાત મહેનતથી ને પોતાની કુનેહથી એ મુખ્ય શિક્ષક સુધીના હોદ્દે પહોંચ્યા હતા. બાજીખા જેવા પિતાનું સંતાન પણ એમના જેવું જ હોય ને! —સાથે એમનો તાવ હવે નરમ પડતો જાય છે ને? આજે કેમ કંઈ કાલર્તા કરતા?

અને હા સૂતરના તાતણાને એમના દેહ સાથે બહુ પ્રીત એ પોતે જાતે કાંતેલા સૂતરમાંથી વણેલા કપડા જ પહેરે એટલું જ નહિ, ગામમાં જે ચરખા અને હાથશાળનું અસ્તિત્વ હોય તો તે એમના— એ સૂતરના તાતણા ભેગા કરી કરી બાંધેલા ઝુમખા જેવી દાઢીવાળા બાજીખાના જ — પ્રતાપે.

એકવાર એમને ત્યાં એમના દીકરા પીરખાનો લગ્ન પ્રસંગ હતો ત્યારે.

ગામની નિશાળના દરેક વિદ્યાર્થીને એ ડોસાએ એક એક તકલી—સૂતર કાંતવા મ ટેની તકલી—વહેંચી!

અને લગ્નની મોસમ ચાલુ હોય ત્યારે બાજીખા ગામમાં જ રહે અગત્યનું કામ હોય તો પણ ગામ છોડવા તે ભાગ્યે જ તૈયાર થાય જ્ઞાતિથી કોઈને ત્યાં લગ્ન પ્રસંગ મચવાય એમાં એ રાજી વાદવિવાદ કે માગમાગી ઉપસ્થિત થાય ત્યારે બંને પક્ષના આગેવાનોને સમજાવવા બાજીખા મગજનું દહીં કરે છેવટ બંને પક્ષનું માન સચવાય એવો ઉકેલ લાવી મતભેદનું નિરાકરણ કરી મનમાં મલકાતા મલકાતા દાઢી પર હાથ પસવારતા એ એમની પર્ણકુટિમાં જાય

વળી પાણી ખેંચવાના દોરડા-કાથીની દોરડીના— ભાંગવાનું કામ તો બાજીખાનું જ ગામમાં એકેએક ઘર જઈને પૂછો કે તમારૂં પાણી ભરવાનું દોરડું કોણે ભાંગ્યું? તો તમને આજ જવાબ મળે, ' બાજીખા એ એમના વગર બીજું કોણ ભાંગે?' આ ઉપરાંત બળદને ધમ્મવનો હાંથિયે વીંઝી બળદના અછોડા —આ બધું ય ભાંગવા- ગૂંથવાનું કામ એ બહુ માગી પેઠે કરી જાણતા ને ગામલોકોને એમની આ આવડતનો લાભ પણ આપતા. આવા હતા એ બાજીખા

[૫૬મા પાનાનુ ચાલુ]

નહિ તો અહી આવ્યા પછી બધુ માભરી આવતા હુ અનો પાર નહિ રહે કારણ કે, અહી મિત્રો કરવા એ સહેલુ નથી વળી ખર્ચાળ પણ છે દોઢ વર્ષમા મે હજી ય મિત્રો બનાવ્યા નથી જો કે મને એની પડી નથી મારી પાસે વાચવા વિચારવાનુ એટલુ હોય છે કે, ફલાણા ભાઈ ઢીકણા ભાઇ, હાહા હીહી, વિગેરેનો મારી પાસે સમય જ નથી તમને જાણીને નવાઈ થશે કે મારી ઉમ્મરમા ભાગ્યે જ ચાર છ સીનેમાની મુલાકાત લીધી હશે પણ અહી આવ્યા પછી મજૂર થયા પછી કોઈ વખત ભૂખ થાકુ, કટાળુ ત્યારે ક્યાય ન જતા સૂઈ જવુ કે એકાદ સારા પીકચરમા જવુ એ જ કાર્યક્રમ હોય છે અહી બે જાતના ચિત્ર આવે છે, એક પ્રેમના પ્રેમવીના અને બીજા કુદરત પરના જેને જેમા રસ હોય તેમા જાય આપણા હિદી ચિત્રો પણ આવે છે પણ હુ એ જોવા જતો નથી એક વખત 'આવારા જોઈ આવ્યા પછી કાથ ધોઈનાખ્યા કે હવે પછી એવા પીકચર જોવા જવુ નહિ

અહી આવનાર માટે મે પૂરી માહિતી આપી દીધી ગણાય લગભગ હજાર રૂપિયા ભાડ઼, પાચસો રૂપિયા કપડા વિગેરે, અને તેટલા જ બીજા રૂપિયા હાથ પર લેતા આવવુ જરૂરી છે સુતરાવ નોકરી–પાર્ટટાઈમ ચાલશે એવી ગાઢી ગણતરી ન કરવી

આમ આ પત્રનો એક ટપ્પો પૂરો કરુ છુ સમય મળ્યે બીજો પત્ર લખતો રહીશ અને પૂરો થયે રવાના કરીશ

મારી ત્રિમાસિક પરિક્ષાનુ પરિણામ ૬૫ ટકા આવ્યુ છે અહી ૫૦ ટકાથી ઓછા ગુણ અ વનારને નાપાસ કરવામા આવે છે

હુ ધારુ છુ કે ઘણા સમયની અનિયમિતતાનો આ પત્રથી બદલો વળી ગયેલો ગણાય બાકી હશે તે પાછળના પત્રમા ભરપાઈ કરી દઈશ સૌને યાદ–વદન

અરવિંદના પ્રણામ

---

[૪૦ મા પાનાનુ ચાલુ]

રૂપિયા તો જાએ જ પણ એકદમ બસો પાચસો રૂપિયા કમાવા લોભ કરે, અથવા પહેલે જ વર્ષે ૭૫ રૂપિયા બચાવવા માટે અઢી ત્રણ રૂપિયામા જ ચલાવવા માડે તો હાડમારી ભોગવે કે દેવાળુ કાઢે અને એવો પછડાય કે સામુ દેવુ ઊભુ રહે

આજે ઘણાને આવો લોભ થાય છે જેમ કમાવામા તેમ પૂર્ણતા પ્રાપ્ત કરવામા તેમને ચેતવવા હુ કહુ છુ કે જગતમા પૂર્ણતા એટલે સર્વ બાજુની પૂર્ણતા અથવા અમુક સમ હદથી વધારે ઊચી મર્યાદા છે જ નહિ એવી પૂર્ણતા જેવી વસ્તુ નથી અમર્યાદ વિશ્વમા કોઈપણ દિશામા આગળ જવાને મર્યાદા હોય જ નહિ માટે છેડે પહોચવાનો વિચાર ન કરો પણ દિશા નક્કી કરો તે દિશામા આગળ ચાલ્યા કરવાનો જ વિચાર રાખો આશા છે કે આથી સતોષ થશે

કિશોરલાલના વદેમાતરમ

---

અનુક્રમણિકા

૧૭ એપ્રિલ ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી ૩પાયતન મુદ્રણાલય જૂનાગઢ

પ્રશ્નો આવેખતી—ના સંગ્રહ આપે એવું ઇચ્છીએ

તે માટે માત્ર નામી વાર્તાકારો પર જ પસંદગી ન ઢળે એ પણ ઇચ્છવા યોગ્ય છે

વળી કોઈ એકાદ વાર્તાકારની વાર્તાનો સંગ્રહ આપવા સાથે એકથી વધારે લેખકોની એવી વાર્તાઓ પણ એકત્ર કરી આપી શકાય

સંપાદકોના આ સનિષ્ઠ પ્રયાસને અમે આવકારીએ છીએ

**વિનોબા ભાવે:** લે૦ યદુનાથ થત્તે અનુ૦ તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક, પ્ર૦ ચિત્રશાળા પ્રેસ ૧૦૨૬, સદાશિવ પૂના ૨, મૂ૦ સવા રૂપિયો

પૂજ્ય વિનોબાનું આ સંક્ષિપ્ત જીવનચરિત, એકંદરે એમની જીવનયાત્રાનો આછો ખ્યાલ આપી રહે છે સંત વિનોબાનું જીવન એ એક અખંડ સાધના છે, ધ્યેયપ્રાપ્તિ માટેની ઉગ્ર તપશ્ચર્યા છે, સત્યશોધનના આકરા પ્રયોગોની પરંપરા છે એમના જીવનમાંથી અખૂટ પ્રેરણા મળે એવું ઘણું છે, એ દૃષ્ટિએ આ ચોપડી ઉપયોગી છે

પ્રકાશન સચિત્ર છે—ચિત્રકાર એકેના સંગ્રહ ચિત્રોથી ભરિયામણું બન્યું છે—સારા કાગળ પર મોટા ટાઈપમાં સુઘડ છપાયેલું હોઈને એનું વાચન સરળ નીવડશે એમાં ક્ષતિ કરાવનાર હોય તો કાચો અનુવાદ કે, કેટલાક શબ્દ પ્રયોગો તો ખરેખર વિચિત્ર છે ગાંધીજી અને વિનોબા માટે માનાર્થે બહુવચન વપરાય તે યોગ્ય જ છે, અને તેમ થયું પણ છે, છતાં તે સાથે તરત એકવચનના પ્રયોગો થયા છે તે તો બહુ ખૂંચે છે

**રતી અને મોતી.** ગીત—સંગ્રહ કર્તા કિસ્મત કુરેશી પ્ર૦ ઉમર આદમભાઈ કુરેશી, કાઝીવાડ ભાવનગર, મૂ૦ એક રૂપિયો, પૃ૦ ૮૦

જુદા જુદા વિષય પરના કુલ ૭૦ગીતોનો આ સંગ્રહ છે કવિ સંગ્રહ વિશે કહે છે રેતીમાં ભેગાં થયાં છે મોતી, ઓ નજરુવાળા! વીણી લે ગોતી ગોતી ' અને એટલું કહી શકાય કે રત્ન દૃષ્ટિવાળા પારખને આમાંથી થોડાંય મોતી મળી રહેશે

આ સંગ્રહમાંનાં ઘણાં ખરાં ગીતો રેડિયો પર ગવાયાં છે—ગવાય છે—એટલે એ દૃષ્ટિએ પણ આ સંગ્રહના પ્રકાશન પાછળ રહેલી જણાય છે —૨૦સ૦

**રવિશંકર મહારાજ** (સંક્ષિપ્ત જીવન ચરિત્ર) મૂળ લેખક બબલભાઈ મહેતા, સંક્ષેપ કરનાર હેમાઈભાઈ પટેલ પ્ર૦ બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ, કિં૦ એક રૂપિયો પૃ૦ ૧૬૭

પૂ રવિશંકર મહારાજ એ ગુજરાતની એક વંદનીય વિભૂતિ છે એમના પ્રેરણાદાયી જીવનનું અનુશીલન કરવું એ જીવનની ધન્ય ઘડી છે

પૂ મહારાજના જીવન અંગે આપણે ત્યાં સારા પ્રમાણમાં લખાયું છે સ્વ શ્રી ઝવેરચંદ મેઘાણીનું 'માણસાઈના દીવા' એ પુસ્તક તો અજોડ છે એવું જ બીજું ગણનાપાત્ર પુસ્તક શ્રી બબલભાઈ મહેતાનું 'રવિશંકર મહારાજ' છે એ મૂળ પુસ્તક આખું વસ્તિક છે પરંતુ સાર સાર ના રૂપ આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાનો પ્રવાહ આપણે ત્યાં વહેતો થયો છે એટલે આ પુસ્તકના સંક્ષિપ્ત રૂપ પ્રસિદ્ધ થાય છે એ પુસ્તકના સંક્ષેપકાર સ્વ શ્રી હેમાઈભાઈ છે એ એક નોંધપાત્ર ઘટના છે તેમણે ખૂબ કાળજી રાખીને મૂળ પુસ્તકની ખૂબી લુપ્ત ન થાય એ રીતે આખા પુસ્તકની રચના કરી છે વિદ્યાર્થીઓ આ પુસ્તક જરૂર વાંચે અને તે ઉપર મનન કરે એવી આશા રાખીને સ્વાગત કરીએ છીએ —મ૦ક૦



## મળી રહો–

*

મારા ઘરમા નથી હવે તે, નથી હવે તે ઘરમા,
જાઉં અને પાછો આવું છુ, નથી જ શોધી જડતી.

નાથ હે, મારું ઘર નાનકડું, ત્યાથી જે ખોવાયે
ભાળ નથી મળતી એની ને નથી એ શોધ્યું જડતુ
તારું ઘર હે નાથ ! અનત છે; વિશ્વરૂપે પથરાયુ
તારા ઘરમા તને શોધવા આવ્યો છુ ત્યાં આજે.
તારા સાધ્યગગનની નીચે આવીને ઊભો છુ,
અશ્રુપૂર્ણ નયનથી તારા મુખને હુ નીરખું છું

કોઈ પણ સુખ, કોઈ પણ સુખ, કે કોઇ પણ આશા,
કે કોઈ પણ તૃષા કદી પણ જ્યાથી નવ ખોવાતી
ત્યા મારા પીડિત અંતરને લઈને હું આવ્યો છું.

નથી રહ્યો જે મારા ઘરમા અનુપ એ અમૃતરમ,
મગી રહો તેનો ખોયેલો સ્પર્શ મને દુનિયામાં!

ગુરુદેવ

અનુ૰ —અનિલ

# ગ્રંથાવલોકન

**શચી પૌલોમી:** લે૦ રમણલાલ વ૦ દેસાઈ, મૂ૦ સાડા પાચ રૂપિયા; પૃ૦, ૪૧૯ **તેજરેખા:** લે૦ પીતાંબર પટેલ: મૂ૦ સાડા પાચ રૂપિયા, પૃ૦ ૩૯૭ **અભિસારિકા:** લે૦ ઈશ્વર પેટલીકર, મૂ૦ ચાર રૂપિયા, પૃ૦ ૩૦૦ ત્રણેય પુસ્તકના પ્રકાશક આર આર શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨

**સચી પાલોમી:** લેખકના જ શબ્દોમા કહીએ તો ભારતીય સસ્કૃતિના જટિલ સગમ સ્થાનોને ઓળખવાની પ્રવૃત્તિમાથી, લેખકની અગાઉ લખાયેલી નવલકથાઓ પેઠે આ નવલકથાનુ સર્જન થયુ છે આ કથા વેદકાલિન છે તે કાળના સુર-અસુર-આર્યોના ઘર્ષણોને લેખકે કથાવિષય બનાવ્યો છે

પુલોમા અસુરની દીકરી શચી, એ આ વાર્તાની નાયિકા છે એ મહત્ત્વાકાક્ષી છે, પ્રતાપી છે, એ કુમારી છે, એને વરવુ તો છે પણ પોતાની કક્ષાના પુરુષ સાથે-એટલુ એને ગૌરવ વા અભિમાન છે.

પુલોમા તો અસુરશ્રેષ્ઠ છે, એની એ દીકરી, એટલે અસુરોમા તો પોતાથી શ્રેષ્ઠ એવી વ્યક્તિ એને ક્યાથી મળે? વૃત્ર મૂળે તો બ્રાહ્મણ પણ પછી અસુર બનેલો, બળવાન, પરાક્રમી અને પ્રતાપી ખરો, પણ પોતાનો તો આશ્રિત જ ને? એને કેમ વરાય? નહુષ-હા, નહુષ આર્ય કૈક ધ્યાન ખેચે ખરો, પણ એ વળી દેવોને દેવભાગ આપતો અડિયો! એ કયી રીતે આકર્ષે? ઈન્દ્ર? હા, ઈન્દ્ર જ એક બરોબરિયો કહેવાય-એ સમોવડિયો ખરો! અને વૃત્રને પણ આ સત્ય સમજાય છે અને એ રાત્રે અને દિવસે કશાય શસ્ત્રથી ન મરાય એવુ અભય વરદાન શિવ પાસેથી લઈ આવે છે-અસુરો આર્યો અને દેવો સાથે બાઝે છે એનુ ખરુ કારણ આ શચી જ છે-અભયદાન પામેલા વૃત્રને, ઈન્દ્રને મારી પોતાને ઈન્દ્ર બનવુ છે, દાસ મટી સમોવડિયો થવુ છે અને એમ કરી શચીને વરવુ છે-પણ ઈન્દ્ર મરતો નથી, ઊલટુ, છેવટે ઈન્દ્રના વજ્રથી એનો જ નાશ થાય છે અને એ પોતે જ મૃત્યુપથારી પર પડ્યો પડ્યો શચી અને ઈન્દ્રનો હસ્તમેળાપ કરાવી આપે છે

મુખ્ય કથાવસ્તુ તો આટલુ જ છે અને ચારસો પાનાના વિશાળ ફલક પર આલેખાયુ છે

લેખકે અત્યત આછાપાતળા આધારો પરથી અનુમાનો કરી મોટે ભાગે હવામાથી કથાનુ વસ્તુ મેળવ્યુ છે-તેની યથાર્થતા પર તો કોઈ સમર્થ અભ્યાસી જ પ્રકાશ પાડી શકે

મુન્શીએ ઐતિહાસિક અને પૌરાણિક નવલોનો જે ચીલો પાડ્યો એ ચીલે ચાલીને ઘણી નવલકથાઓ રચાઈ છે તેમા આ એક ઉમેરો કરે ?

# આરાધના

બેઠો થા, જાગ ને
આંખ ખોલીને જો. તારા
કર્તવ્યનું પાલન કર.

બાપુના
આશીર્વાદ



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

ભાઈશ્રી મણિલાલ વર્ધા ૨-૬-'૩૬

તમારો તા ૫ મી ના કાગળનો જવાબ આપતા વિલંબ થયો છે, તે માટે માફ કરશો

હરિજન મંદિરોની બાબતમા મારો અંગત મત નીચે મુજબ છે

(૧) હરિજનો માટે ખાસ મંદિરો બાંધવા નહિ, પણ સવર્ણોના મંદિરો ખુલ્લા મૂકાવવા જ પ્રયત્ન કરવો

(૨) હરિજનોની પોતાની માગણી વિના મૂર્તિવાળા મંદિરો બાંધવા નહિ, પણ હરિજનોના લત્તામા સવાર સાંજ ઉપાસના, કથા ભજન, કીર્તન વગેરે કરવા તે માટે એકાદ નાનું મકાન ઊભું કરવું પડે અને તેને મંદિર કરવુ હોય તો ભલે તેમા ભલે જોઈએ તો સંતપુરુષો, મહાપુરુષો વગેરેના ચિત્રો ટાંગવામા આવે પણ ત્યા નૈવેદ્ય વગેરેની ખટપટ ન હોય માત્ર કથા કીર્તન દીવો વગેરે જ હોય

(૩) હરિજનોની મૂર્તિવાળા મંદિરની માગણી જ હોય તો તેવુ મંદિર હરિજનો જાતે જ બંધાવે પોતે પૈસા કાઢે અથવા પોતાની મેળે ઉઘરાવે તેમા આપણે સક્રિય ભાગ લેવો નહિ એમા મૂર્તિ એમને ઇષ્ટ હોય તે પધરાવે સલાહ માગે તો રામલક્ષ્મણ સીતા લક્ષ્મીનારાયણ નરનારાયણ આદિ વૈષ્ણવ મૂર્તિઓ, અથવા તીર્થંકર અથવા સૂર્યનારાયણની મૂર્તિમાથી પસંદ કરવા સલાહ આપવી એકલી માતાઓની મૂર્તિઓ માટે સલાહ ન આપવી પણ આવી મૂર્તિઓ સ્થાપવાને ઉત્તેજન ન આપવુ

કાગળ ઉતાવળમા લખુ છુ વધારે પૂછવુ પડે તો પાછુ પૂછશો આગ કરશો

કિશોરલાલ મશરૂવાળાના વ મા

ભાઈશ્રી મણિલાલ વર્ધા ૧-૭-'૩૬

તમારો કાર્ડ મળ્યો હતો દૂધ વિના ચલાવવાના અખતરાની બાબતમા હ બધુમા મારા લેખો આવ્યા છે એનો વિચાર કર્યો હશે જ

બોલ બોલ કરવુ એ એક છેડો છે મૌન રાખવુ એ બીજો છેડો છે મિતભાષી રહેવુ એ સારુ છે

મૌન રાખવુ જ હોય તો કોઈના સંબંધમા જ ન આવવુ જોઈએ લખી કે ઇશારાથી વાતો કર્યા કરવી અને વાચિક મૌન રાખવુ એમા માલ નથી સિવાય કે મોઢુ બોલતા થાકી ન જાય એટલા માટે મૌન હોય

મૌન એટલે એકાંતવાસ અથવા વ્યવહાર ત્યાગ એ જ કિશોરલાલ

ભાઈશ્રી મણિલાલ વર્ધા ૨૩-૧૦-'૩૬

*તમારો કાગળ તથા અહેવાલ મળ્યા છે*

તાદાત્મ્ય સાધવુ એટલે વધારેમા વધાર માનસિક સમભાવ-એકરૂપતા સિદ્ધ કરવો. શરીર પર એનુ કેટલે અંશ પરિણામ ઊઠે એ નક્કી ન કહેવાય કોઈક વાર રામકૃષ્ણ પરમહંસ કે જ્ઞાનેશ્વરનો મનાય છે તેવો અનુભવ થવો શક્ય છે, હમેશા એવો ભાગ્યે જ થાય એમને પણ હમેશા એવો થયાનુ કોઈએ જણાવ્યુ નથી

કુશળ હશો કિશોરલાલના વ મા

ભાઈશ્રી મણિલાલ વર્ધા ૯-૧-'૩૭

તમારો કાગળ મળ્યો હતો પૂજ્ય બાપુજીને મે તે મોકલી આપ્યો છે

મારો મત એ છે કે ભંગીઓ પંસે મહાજન જે શરત કરાવવા ઇચ્છે છે તે વાજબી નથી, તેમ કરાવવાનો અધિકાર નથી, અને લાંબી દૃષ્ટિએ જોઈએ તો તે વહેવારુ પણ નથી

મહાજન સિવાય બીજાઓ દાન આપે તો તે લઈ કૂવા બંધાવી આપવામા હુ હરકત જોતો નથી

બકરા અને કૂવાની વચ્ચે કશો સંબંધ જોડવો ઘટતો નથી એવી હિસાબંધ કરાવવી શક્ય હોય તો પે તે જુદી જ રીતે કરાવવી ઘટે એ જ કુશળ હશો કિશોરલાલના વ મા

# મૃત્યુભય

મધરાત વીતી ગઈ હતી છતાં ભજનની રમઝટ એવી ને એવી જ જામેલી હતી એકનાથજીને ઘેરીને બેઠેલી ભક્તમંડળીનો ઉત્સાહ હજી તાજો હતો બધા એકતાન થઈને તન્મયતાથી હરિનામનું રટણ કરતા હતા

એકનાથની તો વાત જ જુદી હતી એ તો એવા રસલીન થઈ ગયા હતા કે એમને પોતાના દેહનું ને આસપાસ બેઠેલી ભક્તમંડળીનું યે ભાન નહોતું રહ્યું

દરરોજ હરિકીર્તન અને હરિકથા કરવાનો એકનાથનો નિયમ હતો દૂર દૂરથી આવતા ભોળા ગામડિયાઓ એમના મધુર કંઠમાંથી સરતી અમૃત સરખી ભજનવાણીમાં લીન થઈ જતા—તેનું પાન કરીને કૃતાર્થ થતા

એકનાથનું સાન્નિધ્ય સૌને પરમ શાંતિ અને પ્રેરણા દેતું

આમ તે દિવસે ભજનની રમઝટ જામી હતી, સહુ હરિકીર્તનમાં લીન હતા એવામાં એક સુંદર લાવણ્યમયી નારી ત્યાં આવી પહોંચી તેની હાજરીથી થોડીવારમાં જ ભજનિકોની રસસમાધિ તૂટી શાંતિભંગ થયો મંડળીમાંના બ્રાહ્મણો સુંદરીનો અનાદર કરતા ત્રાસપૂર્વક બોલી ઊઠ્યા 'છી! છી! આઘી જા! આઘી જા!' કેટલાક તો અત્યંત ક્રોધિત થઈને કહેવા લાગ્યા 'અહીં જો તેં પગ મૂક્યો તો જોવા જેવી થશે ' આમ ભજનમાં ભંગ પડ્યો

એકનાથની સમાધિ તૂટી નીરવતાનો ભંગ કરતી એક બ્રાહ્મણની ત્રાડ સંભળાઈ 'મહારાજ! આ સ્ત્રી પાપી છે પતિતા છે'

'પતિતા!' મંડળીમાંના કેટલાક માણસો જાણે વીંછી કરડ્યો હોય એમ બોલી ઊઠ્યા

એકનાથ એક મધુરું સ્મિત ફરકાવતા સમાજનોના તિરસ્કારની બિલકુલ અસર અનુભવ્યા વિના બોલ્યા 'બહેન, હરિનામ બોલો! પ્રભુના પ્યારાઓ! તમે શું ભૂલી ગયા કે જે પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કરે છે, તેની જાત જ બદલાઈ જાય છે, હરિભક્તિ અને પ્રભુભજનનો એવો પરમ મહિમા છે કેમ કે તે સાંભળનાર પણ હરિભક્ત બની જાય છે, અને તેના હૃદયમાં પ્રભુ વસે છે'

એકનાથની પ્રેરક અમીવાણી સાંભળીને સુંદરીને શાંતિ વળી, સંતોષ થયો થોડા સંકોચ સાથે તે ભજનમંડળીમાં બેસી ગઈ

એકનાથ બોલ્યા

દૂતા યદિ સ્મરતૌ તૌ રામનામાક્ષર દ્વયમ્,
તદા નમે હણુની યૌ તયોર્નારાયણ પ્રભુ.

'તમને ખબર છે કે આ કોનું વચન છે? આ શ્લોક યમરાજે જીવન્તી નામની પતિતાનો પ્રાણ લેવા ગયેલા યમદૂતો—જે વિષ્ણુદૂતોના ભયથી પતિતાનો પ્રાણ લીધા વિના જ પાછા ફરેલા તેમને સંભળાવ્યો હતો એ પતિતા અંતસમયે પક્ષીને રામનામ શીખવતી હતી—એ બહાને એણે રામનામ લીધું હતું

મૃત્યકાલે દ્વિજશ્રેષ્ઠ રામેતિ નામય સ્મરન્,
સપાપાત્માપિ પરમ્ મોક્ષમાપ્નોતિ જૈમિને.

વ્યાસજીએ જૈમિનીને કહ્યું હતું કે 'રામ નામ લેવાથી પાપાત્માનો પણ મોક્ષ થાય છે'

ભક્તમંડળી શાંત હતી, પતિતા ય શાંત હતી પણ એની મુગ્ધ આંખમાંથી અવિરત અશ્રુધારા વહેતી હતી

આ બનાવ બન્યા પછી થોડા દિવસ પછી એકનાથજી ગોદાવરીમાં સ્નાન કરીને પાછા ફરતા હતા સાથે બ્રાહ્મણભક્તો પણ હરિસ્મરણ કરતા કરતા આવતા હતા પૈઠણના સીપેશ્વર મહાદેવનું મંદિર નજીક જ હતું એવામાં કોઈનો સાદ સંભળાયો 'આ ગરીબની ઝૂંપડીમાં નહીં પધારો મહારાજ?'

એકનાથે સામે ઊભી સ્ત્રી તરફ દૃષ્ટિ કરી તો

પેલી પતિતા એમને પ્રાર્થના કરતી હતી.

'શા માટે નહીં' બહેન? બધે જ પ્રભુનો વાસ છે, દરેક ઘર પ્રભુનું મંદિર છે.' એટલું કહીને એકનાથ તો પેલી પતિતાના ઘરમાં પધાર્યા. સાથેના બ્રાહ્મણો તો અચંબાથી જોઈ જ રહ્યા!

નિર્મળ હૃદય પ્રેમાશ્રુના પૂરથી વધારે નિર્મળ બન્યું. પતિતા એકનાથના ચરણે પડી· 'મહારાજ, મને બચાવો–મારો ઉદ્ધાર કરો!'

'ઊઠો પુત્રી! તારી રક્ષા કરવા માટે, ઈશ્વરે તારા હૃદયમાં વાસ કર્યો છે. માણસ જ્યારે મૃત્યુને સાવ ભૂલી જાય છે, મૃત્યુભય વિસારી દે છે, ત્યારે જ એ પાપપંથે વળે છે જે હમેશાં મૃત્યુને સામે રાખે છે તેનું જીવન નિષ્પાપ થઈ જાય છે, મૃત્યુને હમેશાં સ્મરણમાં રાખવું એ જ એક પાપથી બચવાને માર્ગ છે. પુત્રી! તું હમેશાં 'રામકૃષ્ણ હરિ'ને નામજપ કરતી રહે. એ જ આ સંસારમાંથી તને તારશે.' એકનાથ પાસેથી નામ-મંત્ર પામીને પતિતા સદાને માટે પવિત્ર થઈ ગઈ ધૂળની રજ અનિલનો નંગાથ મળતા આકાશે ચઢી ગઈ

એક માણસ હતો તેને પોતાનું ઘર અમંગળ લાગ્યુ એટલે તે એક ગામડે જઈને રહ્યો. તે ગામમાં પણ તેણે ગંદવાડ જોયો એટલે તે જંગલમા ગયો. ત્યા જઈ એક આંબા નીચે બેઠો. ઉપરથી એક પંખી તેના માથા પર ચરકયું એટલે આ જંગલ પણ અમંગળ છે એમ કહીને તે નદીમા જઈને ઊભો રહ્યો નદીમા મોટા માછલા નાના માછલાંને ખાતા હતા એ જોઈને તો તેને ધ્રુજારી જ ચડી ગઇ. આખી સૃષ્ટિ જ અમંગળ છે, અહીંથી મર્યા વગર હવે છૂટકો નથી એવુ મનમા નકકી કરી પાણીમાંથી બહાર નીકળી તેણે હોળી સળગાવી. ત્યાથી એક ગૃહસ્થ જતા હતા તેમણે કહ્યુ, 'અલ્યા જીવ કેમ આપે છે ?' પેલાએ કહ્યુ. 'આ દુનિયા અમંગળ છે તેથી.' પેલા ગૃહસ્થે કહ્યુ 'તારુ આ ગંદવાડથી ભરેલુ શરીર, આ ચરબી, એ બધું અહીં બાળવા માંડશે એટલે કેટલી બધી બદબો છૂટશે! અમે અહીં નજીક જ રહીએ છીએ. અમારે કયા જવુ? એક વાળ બળે છે તો કેટલી બધી દુર્ગંધ ફેલાય છે! તારી તો જેટલી હશે તેટલી બધી ચરબી બળશે! અહીં કેટલી દુર્ગંધ મારશે તેનો તો કંઈ વિચાર કર!" પેલા માણસે થાકીને, ત્રાસીને કહ્યુ, "આ દુનિયામા જીવવાની સગવડ નથી ને મરવાની પણ સગવડ નથી કરવુ કેમ?"

સારાંશ કે અમંગળ અમંગળ કહીને બધુ કરશો તો ચાલવાનુ નથી એક પેલુ નાનુ કર્મ ટાળવા જશો તો બીજું મોટુ બોચી પર આવીને બેસશે કર્મ સ્વરૂપત દેખાવમાં બહારથી છોડયે છૂટતું નથી. જે કર્મો પ્રવાહપતિત, કુદરતી રીતે આપમેળે આવી મળ્યાં છે તે કર્મોની વિરુદ્ધ જવામાં કોઈ પોતાની શક્તિ વાપરવા જશે. પ્રવાહની સામે કોઇ જવા માગશે તો આખરે થાકી જશે ને પ્રવાહ સાથે ઘસડાઈ જશે. પ્રવાહને અનુકૂળ હોય તેવી ક્રિયા કરતા રહીને તેણે તરણોપાય શોધવો જોઇએ તેથી મન પર ચડેલો લેપ ઓછો થતો જશે અને ચિત્ત શુદ્ધ થતું જશે. આગળ ઉપર ક્રિયાઓ આપોઆપ ખરી પડતી જશે. કર્મનો ત્યાગ ન થતાં ક્રિયા ખરી જશે કર્મ કરી છૂટે એમ નથી ક્રિયા ખરી પડશે

–વિનોબા



# શરમ ઢાંકી

રણછોડ આનાનથા

•

કહેવાય છે કે એક વાર કવિવર્ય રવીન્દ્રનાથ ટાગોર જાપાન ગયેલા તે વખતે તેમણે ત્યાની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ સાથે જોવાલાયક નામીચા સ્થળોની મુલાકાત લીધી, શિષ્ટ મહાનુભાવોને મળ્યા, પોતાના વિચારો તથા કાવ્યગાનનુ ત્યાની સત્કાર અને કલાપારખુ પ્રજાને રસપાન કરાવ્યુ

તે દિવસો દરમ્યાનની એક સૌમ્ય સાજે ત્યાના વિચક્ષણો અને વિદ્વાનો સાથે કવિવર ટાગોર જાપાનના પ્રકૃતિ સૌંદર્યની કુદરતી હારયાળી નિહાળતા ફરતા હતા દૂર દૂર પહાડો ક્ષિતિજમા ડોકિયા કરતા હતા દરિયાના ઘેરા વારી કાંઠાની રેતીને મોજા દ્વારા ભીંજવી રહ્યા હતા સૂર્યની શાત કિરણાવલી ઉદધિ બારેથી આટોપી જવા છેલ્વા તરગો નગી જલધિમા પ્રભાશના ઓઘા રચતી હતી

એક રમ્ય સ્થળે આ ટોળુ એકાએક અટકી પડ્યુ, ટોળામાના એક જાપાની વિદ્વાને કવિવરને કહ્યુ "આ લીલા ઘાસમા જે બે કબરો દેખાય છે, તે આ દેશના વીર પુરુષોની છે, આ વીર પુરુષો અહી પોતાના બાહુ પરાક્રમની યશગાથા બતાવતા બતાવતા આમરણાત કૂસ્તી લડ્યા હતા"

આવી રીતે બે મહાકાય બળવાન જાપાનીઓ કૂસ્તી માટે મૃત્યુ પામ્યાની કથા ત્યાના એક વિદ્વાન પાસેથી કવિવર ટાગોરે સાભળી

કવિવર તેના મથનમા ડૂબ્યા હતા ત્યા જ, ત્યાના એક મહાનુભાવે ટાગોરને કહ્યુ "તમે ભારતના પ્રથમ પકિતના કવિરાજ છો, તો અમારા દેશના આ બે વીર પુરુષોની શૌર્યકવિતા ન કરી શકો?"

ગુરુવર્ય રવીન્દ્રનાથ શાતિથી બોલ્યા "એમા શુ કવિતા કરુ !" "કેમ! આવા વીર પુરુષો આવી રીતે મૃત્યુને વરે તે ખરેખર ચીર-સ્મરણીય પ્રસગ ગણાય તો અમારો આગ્રહ છે કે, તમો તે બે વીર વિષે કઈક કવિતા રચો'

કવિવર તે વીરો બાબતની કવિતાના આત્મ-મથનમા લીન થયા

બીજે દિવસે ત્યાના સજ્જનો અને શિષ્ટ અગ્રણી નાગરિકોએ કવિતા બાબત કવિવરને પૂછપરછ કરી ટાગોરે તે વિશે રચેલી કવિતા કહી સભળાવી "બે મૂર્ખ જાપાની કપૂતોએ ભાતૃભાવ-બધુત્વની ભાવના ભૂલી જઈ, આપસ-આપસમા ઝઘડીને અહી લોહી રેડ્યુ, પુત્રોના આવી ઘેલછા છુપાવવા માતા વસુધરાએ કબરોની આજુબાજુ મોટુ લીલુ ઘાસ ઊગાડી તેમની આ રીતે શરમ ઢાકી"

કાવ્યાર્થ સાભળી જાપાની મહાનુભાવો મત્રમુગ્ધ થઈ ગયા

•

ભલે મૃળજળો પર મળે મૃગજળો પણ,<br>
મીઠા નિર્ઝરોની તૃષા કોણ છોડે?<br>
ભલે કટકો હાથમા રક્ત કાઢે,<br>
ફૂલોની મીઠી કલ્પના કોણ છોડે? —ભગવતીકુમાર શર્મા

મને લાગે છે કે આપણે દુનિયામાં ઈશુની આજ્ઞાઓને અનુસરીને જીવન ગુજારી શકીએ. અને ખરી રીતે માનવીઓ જ્યારે 'એક-બીજાને ચાહો'ની તેની આજ્ઞા પાળશે ત્યારે જ દુનિયામાં મહાસુખનો જન્મ થશે.

મને લાગે છે કે માનવી માનવી વચ્ચેના બધા ઝઘડા ધાર્મિક છે. દરેક સામાજિક અનિષ્ટ એ નૈતિક દોષમાંથી જ ઉત્પન્ન થાય છે.

મને લાગે છે કે, ઈશ્વરની ઈચ્છાનુસાર દુનિયામા આપણે જીવી શકીએ અને સ્વર્ગમા જેમ ઈશ્વરની ઈચ્છાનુસાર બધુ થાય છે તેમ આ મૃત્યુલોકમાં થાય તો, દરેક માણસ પોતાની સાથેના માણસો પર પ્રેમ રાખશે. અને પોતે જેમ બીજાની પાસેથી વર્તાવની આશા રાખે છે તે રીતે, બીજાની સાથે વતશે. મને લાગે છે કે સૌના ભલામા દરેકનુ ભલુ રહેલુ છે

મને લાગે છે કે, આપણા વિશ્વપ્રેમ કરતા થઈએ તે માટે ઈશ્વરે આપણને પેદા કર્યા છે. મને લાગે છે કે ફૂલના રંગમા અને તેની ખુશબોમા જેમ સૂર્યનુ અસ્તિત્વ છે તેમ મારામા ઈશ્વર રહેલો છે મારા અધકારમા પ્રકાશનુ અસ્તિત્વ છે અને મારા મૌનમા અવાજનુ અસ્તિત્વ છે.

મને લાગે છે કે, માણસને સત્યનો પ્રકાશ હજી પૂરો લાધ્યો નથી તેના આછા કિરણો જ માણસને મળ્યાં છે. પ્રેમ જ્યારે આ પૃથ્વી પર ઊતરશે ત્યારે પૃથ્વી પર ઈશ્વરનુ રાજ્ય બરાબર સ્થપાશે. અને તે રાજ્યના આધાર સ્તભો, સ્વતત્રતા, સત્ય, બધુભાવ, અને સેવા ભાવ હશે. મને લાગે છે કે, કોઈ સત્કાર્યનો અંત આવવાનો નથી. માણસે શુભ કાર્યનાં જે જે સ્વપ્નાં સેવ્યાં છે અને જે જે આશાઓ અને ઇચ્છાઓ રાખી છે તે હમેશાં જીવંત રહેશે.

મારા પોતાનામાં અમર ઇચ્છાઓ ભરેલી છે. એટલે આત્માની અમરતામાં હું માનું છું. મને લાગે છે કે મરણ પછીની સ્થિતિ આપણા પોતાના હેતુઓ, વિચારો અને કાર્યોમાંથી ઊભી થાય છે. હુ ધારું છું કે, બીજા જન્મમાં આજે મને જે ઇન્દ્રિયોની ખામી છે તે ઇન્દ્રિયો મળશે અને મારા ઘરમા, પ્રિય ચહેરાઓ અને ફૂલોના રગ અને તેનુ સગીત જોવા મળશે મારુ ઘર તે બધાથી શોભતુ હશે.

આવી મારામા શ્રદ્ધા ન હોય, તો મારુ જીવન નકામું થઈ જાય અધકારમાં એક અધસ્તભ જેવી હુ થઈ જાઉં. કેટલાક પ્રેક્ષકો જેઓને કુદરતે બધી ઇન્દ્રિયોની બક્ષિસ આપેલી છે. તેઓ મારી દયા ખાય છે. પણ એનું કારણ એ છે કે, મારા જીવનનો સોમેરી ખંડ તેઓ જોઈ શકતા નથી મારા જીવનમા મને આનદ આવે છે. તેમને મારો જીવન પંથ અંધકારમય લાગે પણ, મારા હૃદયમા જાદુઈ દીવો છે. શ્રદ્ધા એ મજબૂત આધ્યાત્મિક દીવાદાંડીરૂપ છે. તે શ્રદ્ધા જીવનપથમા પ્રકાશ ફેલાવે છે વચ્ચે વચ્ચે અશુભ શકાઓના મનમા પડછાયો પડે છે છતાય, ચમત્કારી ભૂમિ તરફ હું ભય વિના પ્રયાણ કરુ છુ તે ભૂમિમાં ફૂલ હમેશા તાજાં હોય છે, ત્યા અખંડ આનદ હોય છે; ત્યા બુલબુલ મજા આપે છે અને ગાય છે; ત્યા ઈશ્વરના સાન્નિધ્યમા જીવન અને મરણના ભેદ વીસરી જવાય છે

દુનિયામા જ્યા સુધી જુવાની છે ત્યા સુધી સંસ્કૃતિનુ ચક્ર પાછુ મુકાવાનુ નથી. જુવાનો કદાચ મિજાજી હશે પણ તેઓ નક્કી આગળ ને આગળ વધશે ગરીબાઈ, દુઃખ, અજ્ઞાન, લડાઇઓ, બેહૂદાપણુ, અને ગુલામીના દુષ્ટ બળોની સામે જમાનાઓથી ચાલતા યુદ્ધમા યુવાનો સ્થિરપણે ફાવ્યા છે. આ તેમની હોશિયારીને લીધે હું કદી ય અધીરી થઈને નવા જમાનાની પ્રજાથી ભાગતી નથી આપણી મુક્તિ તેમની મારફત જ થવાની છે. – હે૦ કે૦

કોઈ ને કોઈ ધાર્મિક પ્રસંગે મારે નેપાલ જવું પડે છે એક વાર એક ઉત્સવ પ્રસંગે ત્યાં ગયો આનંદકુટિ નેપાલનો સુપ્રસિદ્ધ બૌદ્ધ વિહાર છે, પણ ઉત્સવ હોવાથી ત્યાં જગા ન હતી એટલે મને ત્યાંને બદલે એથી ઊંચે આવેલા આશ્રમ જેવા એક ઘરમાં ઉતારો મળ્યો એનું નામ મેં પરમાનંદકુટિ પાડયું ત્યાંની જ આ વાત છે એ ઘરમાં એક યોગીરાજ રહેતા હતા એમને ચાર પુત્ર હતા અર્વાચીન શિક્ષણમાં તેમને શ્રદ્ધા ન હતી એટલે પોતાના પુત્રોને એ માત્ર સંસ્કૃતનું જ જ્ઞાન આપતા બાકી સંસ્કારી, સુશીલ અને આરોગ્યવાન હતા

એક દિવસ મને એક મજાક સૂઝી મેં એ યોગીરાજને વિનંતિ કરી કે મારા તરફથી તમારા એક પુત્રને આ પ્રશ્ન પૂછો ‘અગર પાંચ રૂપિયાની કિમ્મતની ઘડિયાળમાં ચાર વાગ્યા હોય તો દસ રૂપિયાની ઘડિયાળમાં કેટલા વાગે?’ એમણે એ પ્રશ્ન પોતાના વિશેષ સમજુ પુત્રને પૂછયો પુત્રે જવાબ આપ્યો ‘આઠ!’

ચારે પુત્રોનું આયુષ્ય તેરચૌદથી અઢાર સુધીનું તું મેં એમના પિતાને કહ્યું ‘જુઓ, છોકરાઓને માત્ર સંસ્કૃત ભણાવવાનું જ આ પરિણામ છે એમને ઈતિહાસ, ભૂગોળ, ગણિત આદિનું પણ શિક્ષણ આપો’

હું જ્યારે ફરી નેપાલ ગયો ત્યારે આનંદકુટિમાં મને ઉતારો મળ્યો સમાચાર જાણવા માટે હું પરમાનંદકુટિમાં ગયો યોગીરાજ ન હતા, પણ બે ઓરડામાં છોકરાઓ અલગ અલગ મેલેરિયાથી પીડાતા પડયા હતા ઊંઘ નહોતી આવતી, માથું દુખતું હતું, આંખો બળતી હતી. ટાઢ વાઇને તાવ આવતો હતો મેલેરિયાના બધા લક્ષણ દેખાતા હતા મેં પહેલી તપાસ મચ્છરદાનીની કરી

ખરી રીતે બધા મચ્છરો મેલેરિયાના હોતા નથી અને જે હોય છે તે આપણા કમજોર શરીરને માંડ જ અસર કરે છે,

પિતાની ગેરહાજરીમાં પુત્રોનો ઇલાજ કરવાનો મેં નિશ્ચય કર્યો

પ્રવાસમાં હું ગરમ પાણીનો શેક કરવાની કોથળી અને એનિમાના સાધન સાથે રાખું છું એક છોકરાને સહેજ ગરમ પાણીની એનિમા આપી એનું પેટ તદ્દન સાફ થઈ ગયું માથાનું દર્દ પણ જતું રહ્યું કેટલાય દિવસો પછી તેણે તે રાત્રે આરામની નીંદ લીધી

બીજે દિવસે બીજા છોકરાના પેટ પર ભીની માટી મૂકી રાત્રે બંનેને એનિમા આપી

લગભગ દરેક રોગ વિશે મારો એ મત હોય છે કે તે શારીરિક સાથે માનસિક પણ હોય છે માટે દર્દીની શારીરિક ચિકિત્સા સાથે માનસિક ચિકિત્સા પણ થવી જોઇએ નેપાલ તો જંતરમંતરનું ઘર મેં જંતરમંતર શૈલીનો એક નકશો તૈયાર કર્યો અને છોકરાને કહ્યું કે તાવ આવે તે પહેલાં એના પર નજર રાખજે, એટલે તાવ નહીં આવે

સમય થયા પછી મેં તપાસ કરી તો જણાયું કે તાવ આવ્યો હતો

મેં પૂછયું ‘તમે ઊંઘી તો નહોતા ગયા ને?’

‘હા, ઊંઘ આવી ગઈ હતી’

મને મોકો મળી ગયો મેં કહ્યું ‘બસ એટલે જ તાવ આવ્યો’

મેં વિચાર કર્યો કે હજી શરીરશુદ્ધિની જરૂર છે એ દિવસે રાત્રે ફરી એનિમા આપી અને પેટ પર માટી મૂકાવી બંને ભાઈ સાથે સૂતા જેથી મને દેખરેખ રાખવામાં સરળતા થઈ પેલું જંતર દીવાલ પર ચીટકાવ્યું હતું, અને ઊંઘ્યા વિના બંનેએ રાતભર જોયા કર્યું હતું હું એની કિમ્મત ઓછી કેમ કરું! ખરી વાત તો એ હતી કે, શરીરશુદ્ધિથી તાવ નીકળી ગયો હતો એમના સગા વહાલા કોઈ નિકટ હતું નહીં, એટલે સાબુચોખા કે દૂધ આપનારું કોઈ હતું નહીં એટલે ઉપવાસ થયા અને તાવ ન પર્ણ ગયો

# ગુરુદેવનો કૂતરો

— હજારીપ્રસાદ દ્વિવેદી

રજાઓ પડી હતી, આશ્રમના ઘણા ખરા માણસો બહાર ગયા હતા એક દિવસ હું બાળબચ્ચાંને લઈને શ્રીનિકેતન જઈ પહોંચ્યો એ વખતે ગુરુદેવ ત્યાં વસતા હતા, અને કેટલાક દિવસોથી અમે મળ્યા ન હતા

ગુરુદેવ ઉલ્લાસમાં હતા એકલા જ રહેતા હતા શાંતિનિકેતન જેટલી ધમાલ અહીં ન હતી જ્યારે અમે ઉપર ગયા ત્યારે ગુરુદેવ બહાર એક ખુરસી પર ચુપચાપ બેઠાબેઠા આથમતા સૂર્યને ધ્યાનથી જોતા હતા

અમને જોઈને સ્મિત કર્યું છોકરાઓ સાથે વહાલ કર્યું, કુશળ સમાચાર પૂછ્યા અને મૌન રહ્યા બરાબર એ જ વખતે એમનો કૂતરો ધીરે ધીરે ઉપર આવ્યો અને એમની પાસે ઊભો રહીને પૂછડી પટપટાવવા લાગ્યો ગુરુદેવે એના શરીર પર વહાલથી હાથ ફેરવી તેને પસવાર્યો કૂતરો આંખ મીંચીને રોમ રોમથી એ અવર્ણનીય સ્નેહરસનો અનુભવ કરવા લાગ્યો

ગુરુદેવે અમારી તરફ જોઈને કહ્યું તમે જોયુંને, આ આવી ગયો તે! એને શી રીતે ખબર પડી કે હું શ્રીનિકેતનમાં છું? ખરે ખર, આશ્ચર્ય છે! અને જુઓ, એના ચહેરા પર કેટલી તૃપ્તિ જણાય છે!'

અમે એ કૂતરાના આનંદને જોવા લાગ્યા કોઈએ પણ કૂતરાને શ્રીનિકેતનનો રસ્તો બતાવ્યો ન હતો કોઈએ એણે એ પણ કહ્યું ન હતું કે તારા સ્નેહદાતા શાંતિનિકેતનથી બે માઈલ દૂર ગયા છે!

એ જ કૂતરાને ઉદ્દેશીને ગુરુદેવે એક કવિતા લખી હતી તેનો ભાવ આ પ્રમાણે છે

'પ્રતિ દિન, પ્રતિ પ્રાતઃકાલ, એ ભક્ત કૂતરો જ્યાં સુધી હું એના શરીરે સ્પર્શ કરીને એની હાજરીનો સ્વીકાર ન કરું ત્યાં સુધી શાંત ચિત્તે બેસી રહે છે

'મારો સ્પર્શ થતાં જ, એટલી સ્વીકૃતિ મળતાં જ, એના અંગેઅંગમાં આનંદનો પ્રવાહ વહે છે આ વાચાહીન પ્રાણીલોકમાં એ જ એક જીવ સારા-નરસાનો ભેદ કરીને સંપૂર્ણ માનવને જોઈ શકે છે, જેને પ્રાણ અર્પણ કરી શકાય એવા આનંદને જોઈ શકે છે જેમાં અહેતુક પ્રેમ ઢાળી શકાય છે, જેની ચેતના અસીમ ચૈતન્યલોકમાં રસ્તો બતાવી શકે છે હું એ મૂગા હૃદયનું પ્રાણમય આત્મનિવેદન જોઉં છું જેમાં એ પોતાની દીનતા બતાવ્યા કરે છે ત્યારે હું વિચારી નથી શકતો કે, એણે પોતાના સહજ બોધથી માનવ સ્વરૂપમાં કયા મૂલ્યનો આવિષ્કાર કર્યો છે એની ભાષાહીન દૃષ્ટિની કરુણ વ્યાકુળતા જે કંઈ સમજે છે એ સમજાતી નથી, અને મને આ સૃષ્ટિમાં મનુષ્યનો સાચો પરિચય આપી દે છે

આ પ્રકારે કવિની મર્મભેદી દૃષ્ટિએ એ વાચાહીન પ્રાણીની ભીતરમાં, મનુષ્ય મનુષ્યની અંદર વર્ષોના પરિચય પછી પણ જોઈ શકાતું નથી એ વિશાળ માનવસત્ય જોયું

જ્યારે ગુરુદેવનું અવસાન થયું અને એમની ચિતાભસ્મ કલકત્તાના આશ્રમમાં લાવવામાં આવી ત્યારે પણ કોઈ અજાણી પ્રેરણાથી એ કૂતરો આશ્રમના દ્વાર પર આવ્યો અને ચિતભસ્મ સાથે અન્ય આશ્રમવાસીઓની સાથે શાંત-ગંભીર ભાવે ઉત્તરાયણ સુધી ગયો આચાર્ય ક્ષિતિમોહન સેન સૌથી આગળ હતા એમણે મને કહ્યું કે, 'કૂતરો ચિતાભસ્મના કલશની પાસે થોડા સમય સુધી ચુપચાપ ઉદાસ ભાવે બેસી રહ્યો હતો

•

સહન કરનારની ધીરજ અજબ શક્તિ ધરાવે છે

સિતમ કરનારને એ કેટલો બેચેન બનાવે છે! અનિલ

# નીડરતા

કિશન વાઘેલા

સ્વામી વિવેકાનંદના બાળપણનો એક પ્રસંગ છે તેઓ ખૂબ જ હિંમતવાળા, સાહસિક અને નીડર હતા એક વેળા કલકત્તાના બંદરે કોઈ મોટી મનવાર આવી હશે હજારો સ્ત્રી–પુરુષો તે મનવાર જોવાને ઉમટ્યા હતા સ્વામી વિવેકાનંદ તે વેળા નરેન્દ્રના નામે ઓળખાતા હતા તેમને અને તેમના મિત્રોને તે મનવાર જોવાની ઈચ્છા થઈ પણ તે મનવાર જોવા માટે પાસ મેળવવો પડતો હતો અને તે પણ એક અંગ્રેજ અમલદાર પાસે જવાનું હતું આથી કોઈ તૈયાર થાય જ નહિ મનવાર જોવાની ઈચ્છા ખરી પણ પાસ મેળવ્યા સિવાય જવાય પણ શી રીતે?

આખરે નરેન્દ્ર તે માટે કબૂલ થયો. તે વેળા તે ભાગ્યે જ અગિયાર વર્ષનો હશે! તે સાહેબને બંગલે સીધો જ ગયો પણ તેને કોઈ અંદર પેસવા ન દે ને!

'તું બાળક છે અને મનવાર જોવાને બિલકુલ લાયક નથી' આમ કહી એક સિપાહીએ તેને ધક્કો મારી બહાર કાઢી મૂક્યો નરેન્દ્ર ખિજાયો પણ આથી મનવાર જોવાની તેની ઈચ્છા તીવ્ર બની અને તેણે પાસ મેળવવો જ એમ દૃઢ નિશ્ચય કર્યો

તેણે હિંમત કરી યુક્તિ ખોળી કાઢી

બંગલાની પાછળ એક સાંકડો દાદર હતો ત્યાં થઈને સાહેબ પાસે જવું બિલકુલ સહેલું હતું સિપાહીઓની નજર ચૂકાવી નરેન્દ્ર ધીમે રહી દાદર ચડી ગયો અને સાહેબ પાસે પહોંચી ગયો. તેણે સાહેબ પાસે અતિ નમ્રતાથી અરજ કરી અને પાસ મેળવ્યો

સાહેબ પહેલા તો બે ક્ષણ તેની સામે જોઈ રહ્યા તેમણે પૂછ્યું, 'તને અહીં કોણે આવવા દીધો?'

નરેન્દ્રે સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું તેની હિંમત જોઈ સાહેબે તરત જ પાસ લખી આપ્યો. તે લઈ નરેન્દ્ર ખુશ થતો થતો પાછલે બારણેથી ન ભાગતા આગલા દરવાજેથી બહાર નીકળ્યો. સિપાઈઓ તેને જોઈ આશ્ચર્ય પામ્યા

પેલો ધક્કો મારનાર સિપાઈ બબડવા લાગ્યો 'આ હરામખોર, ક્યાંથી ઘૂસી ગયો હતો?' અને નરેન્દ્ર સામે આંખો કાઢવા લાગ્યો.

પણ નરેન્દ્ર કાંઈ ગાંજ્યો જાય? તેણે કહ્યું, 'મને જાદુ આવડે છે' અને તે ગર્વથી છાતી ફુલાવી તેની સામે ડોળા કાઢતો કાઢતો છેક તેને ઘસાઈને ચાલ્યો ગયો

બધા જ સિપાઈઓ શેહ ખાઈ ગયા!

•

વિનોબા સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમાં હતા એક દિવસે સવારે વિનોબા સાબરમતી નદીમાં નાહવા પડ્યા. એવામાં એમના પગ નીચેની રેતી સરી જવા લાગી અને તેઓ તણાવા લાગ્યા 'બચાવો બચાવો'ની બૂમ પાડવાને બદલે એમણે જોરથી કહ્યું, 'બાપુજીને મારા પ્રણામ કહેજો કે વિનોબા તણાઈ ગયા અને કહેજો કે આત્મા અમર છે.'

સાંભળનારે તો બૂમબૂમ કરી મૂકી અને લોકો દોડી આવ્યા. સહુ કાંઠે કાંઠે દોડી દૂર નદીના પટમાં એક ખડક ઊભો હતો ત્યાં જઈને જોયું તો વિનોબા તે ખડક પર બેસીને 'આત્મા અમર છે! આત્મા અમર છે!' એવો પાઠ ભણતા હતા બચાવવા આવેલા તો થોડીવાર છોભીલા પડીને જોઈ રહ્યા

વિનોબા હસ્યા અને નદી ઓળંગી પાછા નિત્યક્રમમાં લાગી ગયા!

•

જ્યાં અવાજો જ થયા કરતા હોય, કોઈનો વિચાર ન હોય કોઈની મર્યાદા નહીં હોય, તે રાક્ષસી પ્રવૃત્તિ

–ગાંધીજી

# ફિલ્મી રાગોમાં ઈશ્વરભજન!

અનિલ

મીરા, કબીર, સુરદાસ, નાનક અને એવા અનેક સંત કવિઓની અમર વાણીમા હજી એવી ને એટલી જ પ્રેરણા અને મીઠાશ ભરી પડી છે, તે અગાઉ ક્યારે ય ન હતી તેટલી સહજ આજે ઉપલબ્ધ છે અને ગુજરાત સૌરાષ્ટ્રને ઘર આગણે થઈ ગયેલા, પ્રીતમ, દયારામ, નરસિંહ મહેતા જેવા ભક્તકવિઓના પદો ય અખૂટ પ્રેરણા આપતા પડ્યા છે આમ છતા આજે, આજની ફેશનેબલ ભજન મંડળીઓમા નવુ તુત દાખલ થયુ છે કેમ જાણે ઉપર જણાવી તે સમૃદ્ધિ ઓછી પડતી હોય તેમ ભજનમંડળીઓ, ગરબા મંડળોમાના મોટા ગણાતા ભાઈઓ જે ફિલ્મ અત્યંત લોકપ્રિય થઈ હોય, તેમાનુ જે ગીત શેરી ગલીઓમા બાળકો–યુવાનોના ગળામા ટાણે કટાણે ગુંજતું, ફુત્કારતુ હોય, તેના ખીબામા તે જ રાગ ઢાળમા અને મળતા શબ્દોમા, ભજન જોડી કાઢે છે, અને પછી હારમોનિયમના તીખા સુરો સાથે ભારે લહેકા સાથે ગવાય છે! અનુભૂતિના કશાય સ્પર્શ વિનાની એ ઠાલી શબ્દાવલિમા પ્રેરણા અને ભક્તિરસ તો શેનો હોય? પણ છેવટે પોતાની નામ છાપ આવે પોતાની ભજનમંડળી 'લેટેસ્ટ' લાગે એટલા માટે ફિલ્મોના છેલ્લામા છેલ્લા મરકીની જેમ ઝડપે ફેલાતા ચેપી ફિલ્મી ગીતોની નકલ થાય છે

એક પ્રશ્ન ઉદ્દભવે છે એ ફિલ્મી ધૂનોમા ગવાતા ભજનો (!) પદો (!) ગાતી અને સાભળતી વખતે ગાનાર ને સાભળનારના મનમા કઈ લાગણી જન્મે છે? તેની દૃષ્ટિ સમક્ષ કયુ ચિત્ર ખડુ થાય છે? ઈશ્વર કે તેની લીલા કે, સસારની અસારતા અને નશ્વર દેહ કે ફાની જગતનુ નહીં પણ રફી અહમદ અને લતા મંગેશકરનુ જ રટણુ સ્મરણ થતુ હશે!

આવા ઈશ્વર ભજનનો શો અર્થ છે વારુ? ગરબામંડળો ને રામમંડળીઓમા પણ આ રોગ પેઠો છે

એવા ભજનો, ગરબા ટકે છે કેટલા દિ'? કોઈ નવી ફિલ્મનુ ચેપી ગીત ઘવયુ બની લોકોના ગળામા રઝળે નહી ત્યા સુધી!

નવુ ચેપી ફિલ્મીગીત આવ્યુ ને તેના ઢાળમા વળી પેલા શબ્દસ્વામીઓ (!) 'નવુ ભજન' બેસાડવા મંડી પડે છે

વળી એ નવુ ભજન માત્ર ગાઈ મ ભગાવ્યે ચાલે? નાનકડી ચોપડી પ્રગટ થાય છે, અને તે ભજનની નીચે પૂર્વજોના પુણ્યસ્મરણ જેવુ પેલા ફિલ્મી ગીતનુ ત્યા સ્મરણ થાય છે

ભજનનો રાગ સમજાવવા માટે ભજનની ઉપર પેલા છાકટા ફિલ્મી ગીતની ધ્રુવપંક્તિ છાપીને રાગની સમજુતિ આપવામા આવે છે!

આપણો ભક્તિરસ તો જાણે ઠીક, આપણી રસવૃત્તિ પણ શુ આટલી બધી છીછરી થઈ ગઈ છે? રામને આપણે જોવા છે પણ ફિલ્મી નટ પ્રેમ અદીબના સ્વરૂપે? રામને ગાવા છે, પણ લતા મંગેશકર અને રફી અહમદના રાગમા? આપણે આપણી છીછરી વૃત્તિઓને બહેલાવવી જ હોય તો તે માટે ઈશ્વર ભજનનું આવરણ ભલા વીંટાળવાની શી જરૂર છે?

મુસ્લિમભાઈઓ કવ્વાલીઓ ગાય છે તેમા ય આ દુષણ ભારોભાર જોવા મળ્યુ આપણા કરતા ત્યા વળી વધારે અનુકુળતા છે કેમ કે, આજના ઘણા ખરા ચેપી ફિલ્મીગીતો ઉર્દૂ શાયરોએ અરબી ફારસી છંદોમા લખેલા હોય છે અને શાયરી પણ એ જ છંદોમા થતી હોય છે, એટલે કેટલાક ફન્માસુ શાયરો કવ્વાલોની માગણી મુજબ પેલા જ છંદમા પયગમ્બર કે ખ્વાજા સાહેબની તારીફમા શાનમા પેલા ફિલ્મી ગીતના ખીબામા નાઅત વિગેરે પદ્યરચના કરી આપે છે અને કવ્વાલો ફિલ્મી ધૂનોમા ગળા ફાડે છે!

આ બધુ જોતા એમ જ લાગે છે કે આપણે રસવૃત્તિ ગુમાવી છે, વિવેક ખોયો છે

# સત્યનો જય

ચીનની આ વાત છે.

એક વાર ચૂની સેનાએ સુંગની રાજધાની પર ઘેરો નાખ્યો. પણ સુંગની સેનાએ તેનો એટલી બહાદુરીથી સામનો કર્યો કે ચૂની સેનાને લાંબા સમય સુધી મોરચા પર રહેવું પડ્યું. અને ધીરેધીરે અનાજ ખૂટવા લાગ્યું. અંતે એવી પરિસ્થિતિ ઊભી થઇ કે જો આમ ચાલ્યું તો એક અઠવાડિયામાં જ ઘેરો ઉઠાવી લેવો પડશે.

દુશ્મનની સેનાની શી સ્થિતિ છે તે જાણવા માટે ચૂના બાદશાહે પોતાના એક વિશ્વાસુ ગુપ્તચરને નગરનો કોટ ચઢીને નગરમા ઘૂસી જવાનું ફરમાન કર્યું. એ ગુપ્તચર કોટ વટાવીને હજી ઊતરતો હતો ત્યાં જ, સંજોગવશાત સુંગના એક અફસર સાથે મુલાકાત થઇ ગઇ.

પેલા ગુપ્તચરે તેને પૂછયું: 'તમારી સેનાના શા હાલ છે!'

'બહુ ખરાબ!' સુંગના અફસરે કહ્યું. 'અમારો અનાજનો જથ્થો કયારનો પૂરો થઇ ગયો છે, ભૂખે મરીએ છીએ, હવે તો માણસને મારી ખાવાની વેળા આવી પડી છે.'

ચૂના ગુપ્તચરને આ હકીકત સાંભળી ઘણું દુઃખ થયું. તેણે સુંગના અફસરને કહ્યું: 'દોસ્ત! હવે યાતનાનો જલ્દી અંત આવશે કેમ કે, અમારી પાસે પણ હવે માત્ર એક અઠવાડિયું ચાલે એટલો જ અનાજનો જથ્થો છે. તમે સાત દિવસ હજી મોરચો ટકાવી રાખશો તો અમારે નિરૂપાયે ઘેરો તોડી નાખવો પડશે.'

અને પછી બંને છૂટા પડયા. ચૂનો ગુપ્તચર આગળ જવાને બદલે પાછો ફર્યો.

બાદશાહે પૂછયું: 'કેમ, સુંગના લશ્કરની શી હાલત છે?'

'ઘણી ખરાબ હાલત છે. આમ તો લશ્કર બહાદુર અને કસાયેલું છે, પણ એ લોકોનો અનાજનો પુરવઠો કયારનો ખૂટી ગયો છે. હમણા જેમતેમ કરીને ચલાવે છે અને ટકી રહ્યું છે.'

'ત્યારે તો હવે જીત હાથવેંતમાં જ છે. હવે તો આપણે એવી સખત ભીંસ દેવી જોઈએ કે દુશ્મન એક અઠવાડિયામાં જ શરણે થઈ જાય.' બાદશાહે ખુશ થતાં કહ્યું.

'પણ હજુર!'- ગુપ્તચરે બાદશાહને કહ્યું, 'મેં સુંગના અફસરને કહી દીધું છે કે અમારી પાસે માત્ર એક અઠવાડિયું ચાલે એટલું જ અનાજ છે. એટલે એ લોકો એક અઠવાડિયું ગમેતેમ કરીને પણ ટકી રહેશે.'

'એ તો તેં ભારે મુર્ખાઈ કરી! દુશ્મનને આપણી સાચી હકીકત કહી શકાય ખરી?' બાદશાહે ગુસ્સે થઈને કહ્યું.

'પણ મહારાજ!'- ગુપ્તચરે પોતાની વાત સમજાવતાં કહ્યું, 'જ્યારે સુંગ જેવા નાના રાજ્યનો એક સિપાહી સત્ય બોલી શકે છે કહી શકે છે- તો પછી ચૂ જેવા મહારાજ્યના સિપાહીએ તો ખરેખર સત્યવાદી બનવું જોઈએ! મને નથી લાગતું કે મેં સાચી હકીકત કહેવામાં કંઈ ખોટું કર્યું છે.'

બાદશાહ ગુપ્તચરની દલીલથી ઘણો રાજી થયો. એને સત્ય સમજાયું.

બાદશાહે લશ્કરને તરત મોરચા પરથી હટી જવાનો આદેશ આપ્યો.

---

વિનોબા તેલંગાણાનો પ્રવાસ કરતા હતા. એ પ્રદેશ દંડકારણ્ય નામે પણ ઓળખાય છે. અહીં પૂર્વે રામે રાક્ષસોથી પીડિત પ્રદેશને, તપસ્વીઓને ભયમુક્ત કર્યા હતા. રામભક્ત વિનોબાએ જોયું કે આ પ્રદેશના કંગાલ લોકો સરકારને જેટલું મહેસુલ આપતા હતા તેનાથી સોળ ગણો તો આબકારી કર ચૂકવતા હતા. લોકો ખૂબ જ મેદીનો દારૂ પીતા. વિનોબાએ પૂછયું: 'કેટલું ભયંકર! લોકો કેમ કરીને જીવે છે?' એક ગામડિયાએ નગ્ન જવાબ આપ્યો: 'મહારાજ! રામના જમાનામાં રાક્ષસો કયાં નહોતા જીવતા?'

# સત્યાગ્રહધર્મ

રતિલાલ-અનિલ

•

ગાંધીજીનો અસહકાર પ્રતિસ્પર્ધી પ્રત્યે પણ પ્રેમભાવ રાખવા કહેતો દ્વેષથી કશુ કરવું નહી, પણ સત્યનો આગ્રહ રાખવો, બાજી ખુલ્લી રાખવી, કશુ છુપાવવું નહી આ અસહકારના નિયમો હતા

ગાંધીજીની યુદ્ધનીતિ પરંપરાથી ચાલી આવેલી યુદ્ધનીતિથી જુદી હતી એમા છળ-કપટ કે દાવપેચ ને ગુપ્તતા જેવુ કશુ નહી સ્વાધીનતા એમને મન ધર્મ હતો અને અસહકાર તે માટેનુ ધર્મયુદ્ધ હતુ એટલે સાધ્યની પ્રાપ્તિ માટે સાધનની યોગ્યતાનો ગાંધીજી આગ્રહ રાખતા

એથી વિરૂદ્ધ જ્યાર જ્યારે કઇ બન્યુ ત્યારે ત્યારે તેને ગાંધીજીએ વખોડી કાઢ્યુ હતુ એ સુવિદિત છે

આવો એક પ્રસગ છે અસહકાર જોર શોરથી ચાલતો હતો સરકારે તેને તોડી પાડવા માટે ધરપકડો કરી કરીને જેલો ભરવા માડી પણ લોકોનો જુસ્સો તેથી ઘટવાને બદલે ઊલટો વધ્યો ! લોકોને પાણી બતાવવાનુ શૂર ચઢ્યુ !

જેલો ભરાવા માડી અને જગા ખૂટી ! સરકારે બીજી દમનનીતિ આદરી, દડ અને જપ્તીઓ શરૂ કરી. લોકો તો એ દમનનીતિને પહોચી વળવાને માર્ગો શોધવા લાગ્યા !

એ અરસામા અત્યારના ભૂદાન ચળવળના જાણીતા કાર્યકર્તા અને ચિંતક દાદા ધર્માધિકારીને પકડ્યા, ત્યારે દાદા ધર્માધિકારી મધ્ય પ્રદેશના આગળ-પડતા કોંગ્રેસી કાર્યકર્તા હતા

દાદાને આરોપીના પીંજરામા ખડા કરવામા આવ્યા દાદાને લાગ્યું કે સજા તો નહી થાય પણ દડ તો થશે જ તે વખતે એમના ખિસ્સામા સોનાની ચેઇનવાળુ કીમતી ઘડિયાળ



હતુ એમણે વિચાર્યું કે વળી એને સરકારના હાથમા શા માટે જવા દઉં ? કઈ તો કરવુ જોઇએ

એમની નજર ત્યા આગળ હાજર એક વકીલ પર પડી તે દાદાના ઓળખીતા હતા દાદાએ વકીલને પાસે બોલાવીને પેલુ સોનાની ચેઇનવાળુ ઘડિયાળ, ચેઇન સાથે આપી દીધુ ! હવે ભલે દડ થાય !

પાછળથી ગાંધીજીને આ કિસ્સાની જાણ થઈ એમને તો દુ ખ થયુ આ ઠીક નથી થયુ એમ તેમને લાગ્યુ ગાંધીજીએ દાદાને તેડી મગાવ્યા અને ઠપકો આપતા કહ્યુ 'દાદા! આ તો ચોરી કહેવાય ! તમને ખબર હતી કે આ જપ્તીમા જવાની વસ્તુ છે, પછી એને છુપાવાય ખરી ? જાવ સામે ચાલીને દડ ભરી આવો !

દાદાને વિશેષ કહેવુ પડે ? એમણે બાપુની વાતનો મરમ પકડી લીધો

ગાંધીજીનુ યુદ્ધ અંગ્રેજ શાસકો સામે હતુ ખરુ, પણ તે સત્ય અને પ્રેમનુ યુદ્ધ હતુ એમા છળકપટ ને ગુપ્તતાને સ્થાન જ ન હતુ કોઇને દુશ્મન માનવો નહી, અને છતા સાચી વાતનો આગ્રહ રાખવો અને તે માટે સર્વસ્વનુ બલિદાન આપવુ પડે તો આપવુ એ ગાંધીજીનો સત્યાગ્રહધર્મ હતો

•

મનુષ્ય મનુષ્ય વચ્ચે ન્યાય કરનાર તો એક્લો ઈશ્વર જ છે. - ગાંધીજી

બે હજાર વર્ષો પહેલાંની આ વાત છે. રોમન પ્રજાએ પદભ્રષ્ટક રેલો છેલ્લો જુલ્મી બાદશાહ ટાર્કિવન પાસેના પ્રદેશમાં ગુપ્ત રીતે રહેતો હતો. એ રાજ્ય માટે ખૂબ ખટપટ કરતો. એને પોર્સેના નામનો મિત્ર હતો, જે ઇટસ્કન લોકોનો રાજા હતો. એણે આ ટાર્કિવનના કહેવાથી તકને ઝડપી રાજાવિહાણા પ્રદેશને ઘેરો ઘાલ્યો. ઘેરો લાંબા સમય સુધી ચાલ્યો.

શરૂઆતમાં તો રોમન પ્રજાએ ખૂબ સહન કર્યું. પણ લાંબા સમયથી ઘેરો ચાલુ હોવાને કારણે અનાજપાણી ખૂટવાથી પ્રજા ત્રાસી ગઈ.

એક દિવસે એક રોમન બચ્ચો ઘેરાને વીધીને રાજાનું ખૂન કરવા ધસ્યો. પણ એક સરદાર તેની સામે થયો. પણ તે સરદાર પેલા રોમનના હાથે મરાયો. આમ છતાં આખરે પેલો રોમન પકડાયો. તેણે છુટવા માટે ખૂબ પ્રયાસ કર્યો. આમ હોંસાતોંસીમાં તેઓ રાજાના દરબાર પાસે આવી પહોંચ્યા.

પોર્સેના તે વખતે દરબારમાં હતો. તેણે આ ધાંધલ સાંભળી બન્નેને અંદર બોલાવ્યા. પેલા માણસનું નામ મ્યુટીઅસ હતું. રાજાએ તેને પૂછ્યું : 'તેં સરદારનું ખૂન શા માટે કર્યું?'

'હું તેને મારવા નહોતો ઇચ્છતો, હું તો તને મારવા, તારો નાશ કરવા માટે આવ્યો હતો. દિલગીર છું કે મારા માર્ગમાં આડે આવવાથી મેં ક્રોધમાં એને મારી નાખ્યો.'

'તને અહીં એકલા આવતાં ડર ન લાગ્યો?'

'ના. રોમન બચ્ચો ડરપોક નથી હોતો. એને મૃત્યુની બીક નથી હોતી.'

'એ તો કહો એટલું જ. બાકી ઘેરાથી તમારી ધીરજ ખૂટી લાગે છે; તમારી સહનશીલતાનો અંત આવ્યો જણાય છે.'

'ના. અમે ધીરજ ખોઈ નથી'

'એની ખાત્રી શી?'

'અરે પ્રત્યક્ષ પ્રમાણ આપું. લાવો એક સળગતી મશાલ'

'જોઉં તારી ધીરજ!' એમ કહી પોર્સેનાએ તેને સળગતી મશાલ મંગાવી આપી.

રોમને તો મશાલ હાથમાં લઈ બીજો હાથ સળગતી મશાલ પર ધરી દીધો!

રાજા, દરબારીઓ અને સિપાહીઓ તો આશ્ચર્યથી જોઈ જ રહ્યા!

'ચર....ર....ર....ર' ચામડી બળવા લાગી. માંસ બળવા લાગ્યું, લોહી પણ બળવા લાગ્યું. આમ ને આમ બે ત્રણ પળ વહી ગઈ. હજી તે એમ જ સ્થિરતાથી મશાલ ધરીને ઊભો હતો. છતાં એના મોંઢા પર વિષાદ કે દુઃખનું એકે ય ચિહ્ન ન હતું, આંખમાં આંસુ ન હતાં. ઊલટું, દૃઢતા અને વીરત્વ એના ચહેરા પર દીપી ઊઠ્યાં હતાં.

વીર જ વીરને ઓળખી શકે છે; તેની કદર કરી શકે છે. પોર્સેના વીર હતો, મ્યુટીઅસની અજબ ધીરજ અને સહનશીલતા, સ્વદેશભક્તિ અને દેશાભિમાન જોઈને તેનું પાષાણ હૃદય પીગળી ગયું. 'બસ, બસ વીર! બસ કર!' કહેતો તે ઊઠ્યો અને રોમનના હાથમાંથી મશાલ લઈને આઘે ફેંકી દીધી. અને તેને ભેટી પડ્યો. 'શાબાશ વીર, લઈ જા તારી તલવાર અને જા સ્વતંત્રપણે વિહર.'

'બસ આટલામાં પીગળી ગયા?' મ્યુટીઅસે તલવાર હાથમાં લેતાં કહ્યું—'મારા જેવા વીરો, અને વિરાંગનાઓથી આખું રોમ ભરેલું છે. દેશ પર આવી પડેલી આફતને દૂર કરવા મેં શપથ લીધા છે, તે માટે તમારો પ્રાણ લેવા મેં સંકલ્પ કીધો છે. તમે એમાંથી બચ્યા છો એમ ન માનશો.'

પોર્સેના તો સાંભળી જ રહ્યો. તેણે મ્યુટીઅસને માનભરી વિદાય આપી.

'આવા વીરોથી ભરેલા સંપીલા દેશ સાથે વેર રાખવું એ તો નાશને નોતરવા જેવું છે' એમ વિચારીને પોર્સેના ઘેરો ઉઠાવીને ચાલ્યો. ગયો ને રોમનોનો વિજય થયો

# પંઢરપુર

રતિલાલ-અનિલ

૧૯૪૭મા જ્યારે સાને ગુરુજીએ પંઢરપુરના વિખ્યાત વિઠ્ઠલ મંદિરમાં હરિજન-મંદિર-પ્રવેશ માટે ઉપવાસ આરંભ્યા ત્યારે એ કારણે એ મંદિર લોકબત્રીસીએ ચઢ્યું. આમ પણ એ તીર્થ સદીઓથી જાણીતું છે જ.

પંઢરપુર મહારાષ્ટ્રનું કાશી કહેવાય છે

આપણે ત્યા જેમ દર પૂનમે ડાકોરની યાત્રાએ ઘણા શ્રદ્ધાળુ ભક્તો જાય છે તેમ, મહારાષ્ટ્રમા, વિઠ્ઠલભક્તો દર અગિયારશે પંઢરપુરની યાત્રાએ જાય છે ખાસ કરીને કાર્તિકી અને અષાઢી એકાદશીઓ અત્યંત પવિત્ર ગણાય છે, તે દિવસોએ મહારાષ્ટ્રના ઠેકઠેકાણેથી વિઠ્ઠલભક્તો પંઢરપુર આવે છે

આપણે ત્યા કાર્તિકી અગિયારશને દિવસે ગિરનારની પરકમ્મા શરૂ થાય છે એ તો સહુને વિદિત હશે. ભવેશ્વર-દૂધેશ્વર આસપાસ દસમની રાત્રે હજારો યાત્રીઓ પડાવ નાખીને પડ્યા હોય છે અને અગિયારસની વહેલી સવારે ભજનો ગાતા-ગવડાવતા રામધૂન મચાવતા ફીડીહારે પરકમ્મા આરંભે છે. ગિરનારની સંપૂર્ણ પરકમ્મા કરતા યાત્રીઓ વચ્ચે મુકામ કરે છે પંઢરપુરની યાત્રાએ જતા યાત્રીઓના કૂચ પણ આને થોડી મળતી આવે છે

અગિયારશે પંઢરપુરની યાત્રાએ જનારા પોતપોતાના ગામેથી મંડળીરૂપે પગપાળા જ ભજનો ગાતાગાતા આગળ વધે છે આવી યાત્રાને 'વારી' કહે છે અને એવા યાત્રાળુઓ 'વારકરી' કહેવાય છે જેમ પરકમ્માએ જનારા હરેક ન્યાતના હોય છે તેમ આ વારકરીઓમા એકેએક જ્ઞાતિના ગરીબ-શ્રીમંત, ઉજળી વરણ, પછાત વરણ અને અસ્પૃશ્યો પણ હોય છે

ભજનો ગાતા ગાતા વચ્ચે વચ્ચે 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ'નો નામજપ-જયઘોષ કરતા આગળ વધે છે બગબગ અગિયારશે પંઢરપુર પહોંચી જવાય એ રીતે અગાઉથી પોતપોતાના સ્થળેથી વારકરીઓ ઊપડે છે. ખભે ભગવા રંગની નાની પતાકા, એક કામળો, લોટો અને પહેરેલાં કપડાં આટલું સાહિત્ય વારકરી પાસે હોય છે. વારકરીઓનો સંઘ અમુક સ્થળેથી ઊપડી અમુક નક્કી કરેલા સ્થળે થોભે છે અને વિરામ કરે છે રાત્રે આરામ લઈ ફરી સવારે કૂચ કરે છે. જે ગામે વારકરીઓનો સંઘ થોભે છે ત્યાંના ગામલોકો એમની સરભરા કરે છે મોટે ભાગે ગામના ચોરાની આસપાસ સંઘ પડાવ નાખે છે રોટલા અને મીઠું-મરચું ગામ તરફથી મળી જાય તે આરોગી લે છે

લગભગ છસ્સો વરસથી આ ક્રમ વણથંભ્યો ચાલ્યો આવે છે

આગળ કહ્યુ તેમ વારકરીઓના સંઘમા મહારાષ્ટ્રની પછાત જાતિ, મહારો ખાસ હોય છે, પણ ૧૯૪૭ સુધી તો તેઓને મંદિરમા પ્રવેશવાની મનાઈ હતી, મંદિરના પગથિયા આગળથી જ તેઓ દર્શન કરી લેતા હવે તો, સાને ગુરુજીની તપશ્ચર્યાના ફળથી એ અન્યાય મટી ગયો છે

આમ, પંઢરપુર એ મહારાષ્ટ્રના ભાગવત પંથીઓનુ બહુ પવિત્ર અને જાણીતું તીર્થ છે

આપણા કૃષ્ણ તે જ મહારાષ્ટ્રના પંઢરીનાથ, પાંડુરંગ, વિઠ્ઠલ, વિઠોબા પંઢરપુર કૃષ્ણભક્તોનુ હંમેશનુ ધામ રહ્યુ છે મહારાષ્ટ્રના સંતોએ એની મહત્તા વધારી છે નામદેવ જ્ઞાનેશ્વર આદિ સંતોએ ભક્ત પુંડલીકનો યશ ગાયો છે એ ભક્તે જ આ પવિત્ર ધામની સ્થાપના કરી, પણ તેને વિષે કોઈ ચોક્કસ ઐતિહાસિક પ્રમાણ મળતુ નથી પણ બધા ભક્તો વિશે બન્યુ છે તેમ પુંડલીક વિશે પણ દંતકથાઓ પ્રચલિત છે એમાં ભક્ત અને ભગવાન પ્રત્યેની ભાવિકોની અપાર શ્રદ્ધા અને

સ્નેહ વ્યકત થાય છે આમેય એ દંતકથા કે વ્યાખ્યાન એમાની અતિશયોક્તિ બાદ કરતા એક સુંદર રૂપક છે તે આ પ્રમાણે છે

ભીમાશંકર પર્વતમાથી નીકળીને ભીમા નદી બસો માઈલ દૂર રાયચૂર પાસે કૃષ્ણા નદીને જઈ મળે છે એ નદી પંઢરપુર પાસેથી ચંદ્રાકારે વળાંક લઈને પસાર થાય છે તથી એનુ નામ ચંદ્રભાગા પડ્યુ એ ચંદ્રભાગા નદીને કિનારે એક ગામમા પુંડલીક નામનો બ્રાહ્મણ યુવાન રહેતો હતો પહેલાથી જ એ યુવાન પોતાની સ્ત્રી પર અત્યંત આસકત હતો અને સ્ત્રીના મોહમા પોતાના મા બાપ પ્રત્યેનો પૂજ્યભાવ પણ વીસરી બેઠો હતો અને તેમની ઉપેક્ષા કરવા લાગ્યો હતો

એક વાર એક યજ્ઞમા ભાગ લેવા માટે એ પોતાની પત્ની સાથે ઘોડેસ્વાર થઈને જતો હતો અને માતપિતા પગે ચાલીને આવતા હતા! એવામા રસ્તે જતા કુકકુટ મુનિના આશ્રમ પાસે ગંગા, યમુના અને સરસ્વતીએ પુંડનીકને દર્શન દીધા ત્યારથી એની નારી આસક્તિ અને મોહ ઊતરી ગયા માતા પિતાની ઉપેક્ષા કરવા બદલ તેને શરમ ઊપજી, એમ થયે આગના વર્તાવનુ પાપ ધોઈ નાખવા તેણે મા બાપની સેવા કરવાનુ ડોર વ્રત લીધુ ઈશ્વરના રૂપમા એ ભક્તિનિષ્ઠા સાથે તે હમેશા મા બાપની સેવા કરવા લાગ્યો એવામા બનવા કાળ તે શ્રી કૃષ્ણથી રીસાઈને રુકિમણીએ ત્યા વનવાસ કર્યો હતો રુકિમણી તો શ્રી કૃષ્ણની રાગણી! શ્રી કૃષ્ણ પોતે રુકિમણીને મનાવવા આવ્યા શ્રી કૃષ્ણ આવતા હતા ત્યા વચ્ચે ભકતરાજ પુંડલીક તેમને મળી ગયા મા બાપની સેવામા મગ્ન પુંડલીકને ભગવાનને કેમ આવકાર આપવો તેની શી ગતાગમ હોય? તેણે એક પથ્થર બતાવ્યો અને તે પર ભગવાનને બેસવા કહ્યુ ભગવાન તો એ પથ્થર પર બેઠા!

ભગવાને પુંડનીકને વરદાન માગવા કહ્યુ પણ ભકત તો વરદાન માગવાનુ સાવ ભૂલી ગયા! બસ ત્યારથી શ્રી કૃષ્ણ પેલા પથ્થર પર જ છે! રુકિમણી બિચારા તેમનાથી યુગોથી થોડે દૂર રહ્યા તે રહ્યા નારી સુલભ અભિમાન છોડી કૃષ્ણ પાસે તે ન આવ્યા તે ન જ આવ્યા અને આ તરફ કૃષ્ણ, ભકત વરદાન માગે એ આપવા, પેના પથ્થર પર જ બેઠા રહ્યા છે!

બસ ત્યારથી એક તરફ શ્રી કૃષ્ણ છે, વાયવ્ય દિશા તરફ રીસાયેલા રુકિમણી છે અને સામે ભકતરાજ પુંડલીક!

આ કથાનુસાર જ પંઢરપુરના મંદિરની યોજના છે દેવ પ્રતિષ્ઠાના નિયમ પ્રમાણે તો દેવતાની સાથે તેમના અર્ધાંગના પણ હોવા જોઈએ પણ પંઢરપુરના મંદિરમા તો એકલા વિઠ્ઠલ કૃષ્ણ જ છે રખુમાઈ–રુકિમણીનુ મંદિર જુદુ છે, ભકતકવિ ચાંગદેવે પુંડલીકનુ મંદિર પણ બનાવ્યુ, તે સામે છે અને આ તીર્થની વિશિષ્ટતા એ છે કે દર્શનાર્થે આવનાર સૌથી પ્રથમ પુંડલીકના દર્શન કરે છે અને ત્યાર પછી જ વિઠ્ઠલ અને રખુમાઈના દર્શન કરે છે!

(સંકલિત)

❦

એક વાર એક ભાઈ બાપુને મળવા આવ્યા એ થોડા ફળ લાવ્યા હતા તેમા થોડાં ચીકુ પણ હતા બાપુને ખબર હતી કે મહાદેવભાઈને ચીકુ ગમે છે પણ તે વખતે એ હાજર ન હતા એટલે બાપુએ બે સારાં મોટાં ચીકુ પસંદ કરી અને એક ભાઈને આપીને કહ્યુ જાવો આ મહાદેવને આપી આવો

એ ભાઈ તરત જ મહાદેવભાઈની પાસે ગયા અને તેમને ચીકુ આપ્યાં, ચીકુ જોઈને મહાદેવભાઈ રાજી થયા પણ જ્યારે એમને ખબર પડી કે ચીકુ ખાસ બાપુએ મોકલ્યાં છે ત્યારે ગદ્ગદ્ થઈ ગયા એમની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયા

બાપુ પોતાની કેટલી સાર સંભાળ રાખે છે તે વિચારમાં મહાદેવભાઈ ડૂબી ગયા.

અરે બાપ ! ખુદા ખેર કરે ! તમે સાંભળ્યું ? એક યોગી અમુક દિવસ જમીનમાં દટાઇને માજા નરવા બહાર નીકળ્યા !

તોબા ! તોબા શા માટે ? તોબા એટલા માટે કે લોકો એ મદારીના ખેલથી આકર્ષાઇને ખરો રાહ ભૂલી જાય છે, શકિતના પ્રભાવથી અંજાઈને ભકિતનો મહિમા ભૂલી જાય છે, અને સિદ્ધ પુરુષની સિદ્ધિ પર વારી જઈને ભગવાનના વંદનીય મહિમાને ભૂલી જાય છે એનું શું ? હું ચમત્કારોના અસ્તિત્વમાં નથી માનતી એવુ નથી. પરન્તુ હું ચમત્કારોને નથી માનતી, એની આધ્યાત્મિકતાનો ઈન્કાર કરું છુ; અને જે ચમત્કાર બતાવીને ભોળા જગતની આંખો ચકિત કરી નાખે છે, તેને હું સાચો મર્દ માનતી નથી

આપણા દેશમાં સાચા આધ્યાત્મરસિકોએ રિદ્ધિ–સિદ્ધિને હમેશા તુચ્છ માની છે બીજાની તો મને ખબર નથી, પણ ઈસ્લામે તો સિદ્ધિ ઓને માત્ર તુચ્છ જ નહી, ખતરનાક પણ માની છે.

લાંબા સમય સુધી હુ આ તિરસ્કારને સમજી ન શકી, પણ મને જેમજેમ અનુભવ થતો ગયો, ચમત્કારના પ્રદર્શનો જોતી ગઈ, ત્યારે મને સમજાયુ કે સાચી સાધનામા ચમત્કારને કોઈ સ્થાન નથી. ચમત્કાર બતાવનાર કદિ સાચો સાધક ન થઈ શકે એવું નથી; પણ વર્ષોના અનુભવ પછી ચોકક્સ નિર્ણય પર આવી છું કે જે ચમત્કારો બતાવે છે તે સાચા સાધક રહી શકતા નથી

નાનપણથી જ મારા જીવનમા કેટલાક એવા લોકો આવ્યા જેમને અમુક અમુક સિદ્ધિ વરેલી હતી. મારા એક બુઝુર્ગ અને આદર પાત્ર સિદ્ધિસ્વામી મિત્રની શકિતનો વરસો સુધી મને અનુભવ થતો રહ્યો. એ સૂક્ષ્મ દ્રષ્ટા અને સૂક્ષ્મ શ્રોતા છે, કયારેક જોષી પણ બની જાય છે; ઘણા લોકોને પોતાની શકિતથી મદદ કરે છે, પણ એ પોતાને મદદ કરી શકતા નથી, સાધનામાં યે પ્રગતિ કરી શકતા નથી એક તરફ એમના જીવનમા પળેપળે, ઘડી ઘડીએ અજબ જેવી ચીજો જણાતી; બીજી તરફ એમનું જ્ઞાન પણ વધતું નહીં, અને ભકિત પણ વધે નહીં. એ હમેશાંનાં દુઃખી, અસંતુષ્ઠ અને માંદા ! એમના જીવન પરથી મને બહુ કીમતી બોધપાઠ મળ્યો કે સિદ્ધિઓથી જીવન સાર્થક થતું નથી.

નાનપણથી જ સિદ્ધિ માટે મારી કોશિષ ચાલુ હતી અને સાથે ઉપેક્ષા પણ ચાલુ ! એ મારા આગલા જન્મોની સાધના અને અનુભવોનુ જ ફળ હતુ. નાનપણમા ઈસા અલૈહ સલામના ચમત્કારો સાંભળી અને વાચીને હું અત્યંત પ્રભાવિત થઈ હતી (મારા માતા પિતા એનાથી ગભરાઈ ગયાં હતા !) જેમજેમ હુ સમજુ થતી ગઈ, ભારતનું આધ્યાત્મિક સાહિત્ય વાચતી ગઈ તેમતેમ સિદ્ધિ અને ચમત્કાર રૂહાની બાગનાં ભાજીપાલા બનતા ગયાં. વધ વધતાં પીરો અને સાધુઓથી લોકોનાં જીવન પર થતી ભયાનક અસર જોવા–સમજવા લાગી

એક ખાનદાન કુટુમ્બ પૈસાની લાલચમા એક પીરના ઉંબર ઘસવા લાગ્યું. શરૂઆતમા તો તે પૈસેટકે સુખી થયુ, પછી એ આખુ કુટુમ્બ જ્યારે પીરની અસરમા આવી ગયું, તો પેલા બદમાશે પોતાની શકિતની બીજી બાજુનો પરચો બતાવવા માંડ્યો શ્રાપ અને બરબાદીનો ડર બતાવીને એણે કુટુમ્બને રીતસર લૂંટવા જ માંડ્યું ! પીરની વધતી જતી માંગને પહોંચી વળવા કુટુમ્બના પુરુષો જુગાર રમવા લાગ્યા પત્નીઓનાં ઘરેણાં વેચવા લાગ્યા, આમ ને આમ અંતે એ કુટુમ્બ બરબાદ થઈ ગયું. હું તેમને મળી ત્યારે તેમની આવી હાલત હતી. સૌથી ખરાબ તો એ હતું કે એ લોકો દીન

સાથે દુનિયાને પણ ગુમાવી બેઠા હતા. પ્રાર્થના, સાધના, અને વિશ્વાસ જાણે ઊડી ગયા હતા એ લોકોએ જે પૈસા ગુમાવ્યા તેથી નહી એટલી હુ એ લોકોએ ગુમાવેલી આધ્યાત્મિકતાથી ગભરાઈ હતી

કેટલાક લોકો પીરની દરગાહ પર જાય છે, સકામ ઉપાસનામા મગ્ન થઈ જાય છે, ફળ પણ મેળવે છે, કોઈ ધન, કોઈ સતાન કોઇ ધધો તો કોઈ દુશ્મનોથી સરક્ષણ પામે છે કોઈ કોઈ પીરની ઉપાસનાથી આગળ વધીને ઇશ્વિરમહિમા તરફ વળે છે, લિખાનીમાથી ભક્ત બને છે પરન્તુ મોટે ભાગે લોકો પીર-પરસ્તીથી આગળ વધતા નથી-તે એટલે સુધી કે 'ખુદા હાફિઝ' ને બદલે કેટલાક લોકોને 'ખ્વાજા હાફિઝ' કહેતા સાભળ્યા છે! બધે જ આવી પરિસ્થિતિ જણાય છે

એક મિત્રને તેની લાબી ને આકરી તપશ્ચર્યા પછી, તેના ફલસ્વરૂપ શ્રી કૃષ્ણના દર્શન થયા (એમના કહ્યા પ્રમાણે) મે રોમાચ અનુભવ્યા અત્યત ઉત્કટતાથી મે પૂછયુ 'પછી શુ થયુ ?'

કઈક સાદાઈ અને લાપરવાહીથી એમણે જવાબ આપ્યો 'બસ ત્રણ વાર કહ્યુ કે, 'હટી જા! હટી જા! હટી જા!' અને પછી અદશ્ય થઈ ગયા એ બનાવ પર મને વિચાર કરતા લાગ્યુ કે હુ સટ્ટો રમુ છુ તેની ચેતવણી હતી ચેતીને હુ સટ્ટામાથી ખસી ગયો અને બચી ગયો જે સટ્ટો રમ્યા તેમને ભારે નુકસાની ખમવી પડી ઈશ્વરની કેવી કૃપા!'

હુ તો અવાક થઈ ગઈ!

વિશ્વ આખાનો સ્વામી પ્રગટ થાય છે અને સાધકને કોઇ ભાવ થતો નથી જ્ઞાન થતુ નથી ચિત્ત પર કે જીવન પર કોઇ મૌલિક અસર થતી નથી! હુ બેચેન થઈ ગઈ કઈક કહુ કે ન કહુ? આખરે હિમ્મત કરીને એ ભાઈને મે પૂછી જ નાખ્યુ 'તમે સાચેસાચ કહો છો એ શ્રી કૃષ્ણ પોતે જ હતા ?

તો પછી બીજા કોણ હોય બહેન? નીલ વર્ણ, ગળામા માળા, અને પીતાબર ધારણ કર્યા હતા'

'શુ શ્રી કૃષ્ણમા એનાથી કશુ વિશેષ નથી? તમે જે ચીજો જોઈ, એ તો હરકોઈ વિભૂતિ ધારણ કરી શકે છે પરન્તુ તમે એ વિચારી શકો છો કે જગતગુરુ, પતિતપાવન, દીનબધુ, વિશ્વતારક કૃષ્ણ પ્રગટ થવાની તકલીફ ઉઠાવે છે, અને સટ્ટામાથી ખસી જવાની જ માત્ર ચેતવણી આપે છે? તમે એ પરમતત્ત્વના દર્શન કર્યા અને તમને કઈ જ ન થયુ? તમારો પ્રાણ કેવી રીતે ટક્યો? તમારો સ્વભાવ, સમસ્ત જિદગી બદલાઈ કેમ ન ગઇ?'

એ ભાઈ વાસ્તવમા મોટા અને સાચા સાધક હતા મારા કહેવાનો મર્મ સમજી ગયા ભ્રમ દૂર થઈ ગયો

આવા પ્રકારના તાત્રિક તાબા-પીત્તળને અસલ સોનુ સમજીને ઘણા લોકો સાચો રસ્તો ભૂલી જાય છે મને અત્યત ખેદ અને આશ્ચર્ય થાય છે કે દેશમા આટઆટલા જ્ઞાની, મહાનુભાવ સાધુ-સતોના શિક્ષણ અને ઉપદેશ પછી પણ આવુ કેમ બને છે? મને લાગે છે કે આપણા ધર્મગુરુઓ થોડા સમય માટે 'બ્રહ્મ'ની વાત છોડીને 'ભ્રમ'ની વાતો લોકોને કહે સમજાવે તો ભોળી જનતાને વધારે લાભ થશે

એક ઉમદા વ્યક્તિને સગ્ગ સ્વપ્નો આવતા હતા મદિર, મૂર્તિ, અને પૂજાના! જાત જાતના દર્શન! એ મને કહે 'ભગવાને મને દગો દીધો! મે જિંદગીભર પૂજાપાઠ કર્યા, સેવા કરી, મારુ માનવુ હતુ કે ઈશ્વર મારી ઇચ્છા વિરૂદ્ધ કઇ નહી કરે, પણ એણે મારી માને જ ઊંચકી લીધી!

હુ તો મૂગી જ રહી પ્રભુ જેવા પ્રભુ જેના નોકર હોય એની સામે સામુલી માણસ શુ બોલે? આવી ભક્તિથી હુ બહુ ડરુ છુ!

પોતાના પૂજાપાઠની, રોજા-નમાજની શુ એટલી ભારે કીમત છે કે એના બદલામા પ્રભુ ઈશ્વરને ગુલામી કરવી પડે?

મે ચમત્કાર પણ જોયા છે

# કસોટી

રમણ દ. સુપાકર

•

જ્યારે ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીમાં જેતવનમાં રહેતા હતા, ત્યારે ત્યાં પ્રસેનજિત નામે રાજા રાજ્ય કરતો હતો. તે ભગવાન બુદ્ધ ઉપર અનન્ય ભાવ રાખતો. તેને મન ભગવાન બુદ્ધ સાક્ષાત્ ભગવાન જ હતા; અને જેઓ સાક્ષાત્ દયાના અવતાર જેવા હોય, તેઓ ભગવાન જ મનાય તેમાં શી નવાઈ?

એ નગરીમાં ધીમે ધીમે બુદ્ધના ઉપાસકો વધવા લાગ્યા. એમના ભિક્ષુઓને રાયરંક, આબાલ-વૃદ્ધ તરફથી આદરમાન મળવા લાગ્યું. તેઓને અન્નવસ્ત્રનો તોટો ન હતો. તેઓને માટે સુંદર વિહારો બંધાવા લાગ્યા.

જેમ ઉપાસકો વધવા લાગ્યા, તેમ ઈર્ષ્યાળુઓ પણ વધવા લાગ્યા. બીજા સંપ્રદાયના સાધુઓને, ભગવાન બુદ્ધ અને તેમના ભિક્ષુઓ, આંખમાં કણાની જેમ ખૂંચવા લાગ્યા. તેઓનો ઇર્ષ્યાગ્નિ ભભૂકી ઊઠયો. બુદ્ધની વધતી જતી લોકપ્રિયતાથી તેઓને પોતાના સંપ્રદાયનું અસ્તિત્વ જોખમાતું લાગ્યું. આમાં એક પંથ વૈરાગીઓનો હતો. તેઓએ કોઈ પણ ઉપાયે બુદ્ધ અને તેમના ભિક્ષુઓને ફજેત કરવાનું નક્કી કર્યું. તેમણે વિચાર્યું, એ લોકો ફજેત થશે એટલે નગર છોડી ચાલ્યા જશે.

એ પંથમાં સુંદરી નામે એક સ્ત્રી વેરાગણ બની જોડાઈ હતી. તે થોડા સમયથી, ભગવાન બુદ્ધની પવિત્રતાથી આકર્ષાઈ તેમના વિહારમાં જતી હતી. આથી વૈરાગીઓએ એક કાંકરે બે પક્ષી મારવાનો વિચાર કર્યો.

તેઓએ એક ષડયંત્ર રચ્યું. જેમાં સુંદરીને મારી નાંખવી અને તેના ખૂનના આરોપી તરીકે બુદ્ધના ભિક્ષુઓને ઠેરવવા.

તેઓએ કેટલાક ગુંડાઓને બોલાવ્યા. તેમની રહીસહી વિવેકબુદ્ધિ પણ જાગૃત ન થાય તે માટે તેઓને દારૂ પાયો. તેમની આંખો ભૂકે-



ચૂકે ય નીતિના પ્રકાશ-તરફ ન ખેંચાય તે માટે તેમની સામે રૂપિયાનો ચળકાટ પાથરી દીધો. અને તેમની પાસે સુંદરીનું ખૂન કરાવ્યું. તેનું શબ જેતવનના વિહાર પાછળના જ ઊંડા ખાડામાં ફેંકાવ્યું.

બીજે દિવસે નગરમાં વાત વહેતી હતી કે સુંદરીનું ખૂન થયું છે. આમ કરવામાં મોટો ફાળો—અરે આખો ફાળો પેલા વૈરાગીઓનો જ હતો.

આ વાત ફેલાતી ફેલાતી રાજાને કાને આવી તેણે તરત જ તપાસ શરૂ કરાવી; તરત જ વૈરાગીઓને બોલાવ્યા, અને હકીકત પૂછી

જેઓ કાળા કામના કરનારા છે તેઓ કદી સાચુ બોલે? તેઓએ બધી ગોળ ગોળ વાતો કરી આખરે રાજાએ તેમને પૂછયુ, 'આપણા નગરમા તમને કોના ઉપર શક આવે છે?'

તરત જ પેલા નકસાધુઓએ તક ઝડપી લીધી તેમણે કહ્યુ, 'અમને બુદ્ધ અને તેમના ભિક્ષુઓ પર વહેમ છે '

આ સાભળી રાજાને વીજળી સરખો આચકો લાગ્યો તેનુ ચાલે તો તે જ ઘડીએ તે પેલા વૈરાગીઓના મસ્તક ધડથી જુદા કરાવે પણ ન્યાય આગળ તે લાચાર હતો

તેણે આગળ પૂછયુ, 'શા ઉપરથી કહો છો? તમારી પાસે કઈ આધાર છે?'

પાપીઓ પાસે આધારની કઈ તાણ હોય? તેમણે તરત જ કહ્યુ, 'હા, છેલ્લા કેટલાક દિવસથી સુદરી એ લોકોના વિહારમા જતી હતી અને રોજ રાત્રે પણ તે તરફ જતી હતી

'પણ આટલાથી ખૂનની ઘટના કેવી રીતે બને?' રાજાએ પ્રશ્ન કર્યો 'મહારાજ,' એક આગેવાનની જીભમાથી મધઝરતો લાગતો છતા હળાહળ ઝેરભર્યો રણકો બહાર પડયો, 'ક્ષમા કરો તો કહુ'

'બોલો, ન્યાયને ખાતર તમે નિર્ભય છો'

'કારણ તો જાણેએમ છે' બીજા આગેવાને વાતનો તતુ પકડતા કહ્યુ, 'શાક્ય પુત્રનો સુદરી સાથેનો સબધ સારો ન હતો'

'કોની વાત કરો છો, ભગવાન બુદ્ધની?' પ્રસેનજિતે બૂમ પાડી ઊઠતા કહ્યુ

'હા હા, એ જ ભગવાનની' બીજાએ અટ્ટહાસ્ય કરતા કહ્યુ તેણે દાઢમાથી કહ્યુ, 'ભગવાન વગર ભક્તોનો ઉદ્ધાર પણ કોણ કરે? અને તેથી જ એ ભગવાનના શિષ્યોએ ભગવાનની મહત્તાને લોપભેગી થતી અટકાવવા કદાચ સુદરીને મારીને ક્યાક ફેંકી દીધી હશે'

રાજાનુ મુખ ઝાખુ પડી ગયુ જે વાતની તેને સ્વપ્ને ય કલ્પના ન હતી તે તેની સામે આમ વાસ્તવિક જેવા રૂપે ઊભી હતી છતા તેનો આત્મા આ વાત કબૂલ કરતો ન હતો

તેણે તરત જ નગરરક્ષકોને બોલાવ્યા અને પેલા વૈરાગીઓ સાથે મળી આ ઘટના વિષે તપાસ કરવા આજ્ઞા આપી

નગરરક્ષકો વૈરાગીઓ સાથે જેતવનમા આવ્યા તપાસ આરભી દુષ્ટોની યોજના પ્રમાણે એક ખાડામાથી સુદરીની લાશ મળી દભી વૈરાગીઓએ આક્રદ આરભ્યુ તેઓ સુદરીના શબને આખા નગરના ખૂણેખૂણે ફેરવવા લાગ્યા

એ જોવા લોકોના ટોળેટોળા એકઠા થતા હતા, તેમને સબોધીને તેઓ રુદનભર્યા અવાજે કહેવા લાગ્યા, 'આખો ખોલીને નિહાળો આ તમારા બૌદ્ધભિક્ષુઓનુ કર્મ અને નિકાળો તમારા ભગવાનને'

સૂર્ય ગ્રહણમા ઘેરાયો

આખા શહેરમા હાહાકાર મચી ગયો થોડાક શ્રદ્ધાવાન લોકો સિવાયના બીજા બુદ્ધનો અને ભિક્ષુઓનો ઉઘાડેછોગે તિરસ્કાર કરવા લાગ્યા આમા રાજા પણ શુ કરે? તેણે દાર્શનિક પૂરાવાના અભાવે બુદ્ધ અને તેમના શિષ્યોને નિર્દોષ જાહેર કર્યા

આવડો મોટો અન્યાય થવા છતા પણ ભગવાન બુદ્ધ મૌન જાળવી, દુશ્મનો પ્રત્યે અપાર કરુણા વર્ષાવતા, બેસી રહ્યા જ્યારે તેમને લાગ્યુ કે અતિશય નિંદાથી ભિક્ષુઓ ડરી ગયા છે, ત્યારે માત્ર એટલુ જ કહ્યુ, 'જૂઠા આળથી ડરવાની કઈ જ જરૂર નથી સત્ય વસ્તુ તો ગ્રહણમુક્ત થએલા સૂર્યની માફક આપોઆપ પ્રકાશી ઊઠશે સત્ય કદી યે છૂપુ રહેતુ નથી'

દિવસો વીત્યા એક દિવસ એક પીઠામા સુદરીના ખૂનીઓ એકઠા થયા બધાએ ખૂબ દારૂ પીધો પછી પૈસા વહેચવા બેઠા તેમાથી લડવા લાગ્યા 'જા જા મને વધારે પ પ પૈસા જોઈએ કારણ કે સુદરીને તો હુ

હુ ખભા ઉપર ઊંચકીને નઈ ગયો હતો. તે બહુ ભારી હતી '

પ પ પણ એ જી જીવતી હોત તો તુ તુ એને કેમ કરીને લઈ જાત ?" નશામા ભાન ભૂલેલા બીજાએ આગળ ચલાવ્યુ, તેનુ ગ ગળુ દબાવીને તો મે મે મારી નાખી હતી મ મ મને ઘણા પૈસા મળવા જોઈએ '

બધા નશામા બેહોશ હતા રાજાના જાસૂસોએ આ વાત સાભળી તેમણે રાજાને બધી વાત કહી રાજા હર્ષથી નાચી ઊઠયો તેનાથી ભગવાન બુદ્ધ ઉપરનો આરોપ મટ્યો જતો ન હતો. તેણે તરત જ પેલા ખૂનીઓને પકડી મગાવ્યા

તેઓએ ગુનો કબૂલ કર્યો, અને ક્ષમા માગી આથી રાજાએ ભગવાન બુદ્ધની સલાહથી, ફરી આવુ કાળુ કૃત્ય ન કરવાની કબૂલાત લઈ, છોડી મૂક્યા તથા વૈરાગીઓને પણ તેમના ગુનાની માફી આપી

શ્રાવસ્તી નગરીમા ઘેરઘેર આ વાત પ્રસરી ગઈ વૈરાગીઓ ફજેત થયા ભગવાન બુદ્ધ તરફ લોકોનો આદરભાવ અનેક ગણો વધી ગયો

જાણે ગ્રહણમુક્ત થયેલો સૂર્ય પૂરા જોશથી પ્રકાશવા લાગ્યો.

## ભગવો ફેંટો

જે અરસામા સ્વામી વિવેકાનદ લડનમા માન મેળવતા હતા તે જ અરસામા ભારત હિતૈષી બિપિનચદ્ર પાલ પણ લડનમા હતા તેમને કોઈ યુરોપિયન બાઈએ સ્વામી તરીકે ઓળખી રમૂજી ગૂચવણ ઊભી કરી હતી

વાત એમ હતી કે, બિપિનચદ્ર પાલ લડનના દક્ષિણ ભાગમા પોતાના મિત્રને મળવા માટે જતા હતા પણ પોતે રસ્તામા ભૂલા પડયા અને કયા જવુ તેનો વિચાર કરતા એક ખૂણામા ઊભા રહ્યા એટલામા એક જેન્ટલ લેડી (સભ્ય સ્ત્રી) એક બાળકને લઈને ત્યા આવી તેમને ગૂચવણમા પડેલા જોઈ તે બહેન બોલ્યા 'સાહેબ, આપને કયા જવુ તેની ગૂચવણમા પડયા છો કે શુ? ચાલો હુ તમને રસ્તો બતાવુ ' એમ તેણે રસ્તો બતાવવા આગળ ચાલવા માડયુ રસ્તામા તે બોલ્યે જતી હતી 'ગ્લાડ' વર્તમાન પત્રો ઉપરથી હુ તમને જાણતી હતી કે તમે લડનમા પધારવાના છો પાલને આશ્ચર્ય થયુ કારણ કોઈ વર્તમાન પત્રમા તેમનો ઉલ્લેખ નહોતો પેલા બહેન આગળ કહેવા લાગ્યા 'હુ તમને જોઈને જ મારા પુત્રને કહેતી હતી કે, જો પેલા ભગવા ફેંટાવાળા જ, આપણે વર્તમાન પત્રોમા જેમનો ઉલ્લેખ થયેલો જોઈએ છીએ તે છે પાલને તો કઈ જ સમજણ ન પડી કે આ બહેન કોની વાત કરે છે

તેમણે કહ્યુ 'બહેન આપ ભૂલતા હો એમ લાગે છે જેને વિષે આપ વાત કરો છો તે હુ નથી ' પણ પેલા બહેન તો કહેવા લાગ્યા 'વાહ મે આપને અગાઉ જોયેલા નહિ એટલે કઈ ભૂલમા પડી જતી હોઈશ? આ તમારો ભગવો ફેંટો જ તમને ઓળખવામા મદદરૂપ થઈ પડે તેમ છે ' તે વેળા બિપિનચદ્ર પાલે માથે ફેંટો વીટયો હતો તેઓ સમજી ગયા કે બહેન સ્વામી વિવેકાનદની વાત કરે છે, અને પોતાને જ સ્વામીજી માને છે પણ તેઓ જવાની ઉતાવળમા હોવાથી કઇ પણ સ્પષ્ટતા કર્યા વિના જ છૂટા પડી ચાલતા થયા

ધન્ય છે એ ભગવા ફેંટાને! સ્વામીશ્રીને જોયા જ ન હોવા છતા તેમના પ્રત્યે કેવા સધો પૂજ્યભાવ હતો?

—કિશન વાધેલા

# રવીન્દ્ર કણિકા

અનવર આગેવાન

### દાનરિક્તા

વરસી ગયેલુ વાદળુ, વર્ષ વીત્યા બાદ આકાશને એક ખૂણે પડી રહેલું હતુ વર્ષાથી ભરાયેલુ સરોવર તેની દશા જોઈને આખો દિવસ મલકાયા કરે અને કહે 'અરે શ્રીહીન! જાતને ગુમાવીને તું કયા સતાઈ રહે છે? મને જો ને! હુ કેવુ હમેશા જળભર્યું, સાવધાન અને સુગભીર રહુ છુ! જરા હાલતું ય નથી!'

વાદળુ કહે 'અરે ભાઈ! ગૌરવ ન કર તારી પૂર્ણતા તો મારું ગૌરવ છે'

*

### બનાવટી હીરો

બનાવટી હીરો ગર્વથી કહેવા લાગ્યો 'અરે, જરા જુઓ તો ખરા! હુ કેવો મોટો છુ!'

એ સાભળીને ખરીદનાર બોલ્યો 'એ-લે જ મને શકા પડે છે કે, તુ સાચો હીરો નથી!'

*

### શક્તિની સીમા

નારદ આવીને કહે 'હે ધરણી! માણસો તારુ જ અન્ન ખાઈને તારી નિંદા કરે છે તને માટી કહે છે, તને ધૂળ તરીકે ઓળખે છે, તને જડ અને સ્થૂળ પણ કહે છે અરે, એ અકૃતજ્ઞો તને મલિન-ગદીગોબરી કહીને પણ નિંદે છે તુ એમને અન્ન-જળ આપતી બધ થઈ જા એમના મો સુકાવા દે એ લોકો પણ જાણે કે ધૂળમાટીની શી કિમ્મત હોય છે!'

ધરણી હસીને કહે છે 'છો ને બોલે, હુ શુ એમના જેવી છુ કે વેર લઉં? તેઓ નિંદા કરશે તેથી મને કઈ ડાઘ લાગવાનો નથી પણ હું વેર લઉં ને તેઓ મરી જાય તો મને બહુ દુ ખ થાય! પારાવારનો ઓરતો રહે!'

*

### ભિક્ષા અને ઉપાર્જન

'હે ધરતી! તુ આટલી બધી કૃપણ છે? કેટલી મહેનત કરીએ છીએ ત્યારે અમે ધાન્ય પામીએ છીએ! તારે આપવું જ હોય તો પ્રસન્ન થઈને હસી-હસીને આપ ને? વગર મફતનો અમારા માથાનો પસીનો છેક પગ સુધી ઉતરાવે છે! વગર ખેડયે ધાન્ય આપી દેવામા તારુ શુ જાય છે?'

આ સાભળી મદ હસીને ધરતી કહે છે 'એમ કરુ તો મારું ગૌરવ તો જરાક વધે પણ તારુ ગૌરવ તદ્દન જતુ રહે!

*

### ઝોળી અને થેલી

એક દિવસ ભિક્ષાની ઝોળીએ રુપિયાની થેલીને કહ્યુ 'અરે, તુ કેમ ભૂલી ગઈ કે, આપણે એક જ કુટુબની છીએ?'

થેલીએ કહ્યુ 'ભૂલી તો તુ ગઈ છો, બહેન! જે કઈ મારી પાસે હતુ, તે તમામ તારી જ ઝોળીમા ચાલ્યુ ગયુ-હુ તે શુ ભૂલીશ ભલા?'

*

### પ્રભાતના ચદ્ર

સૂર્ય ઊગતા જ એનો મહિમા આથમી જશે, એવુ જાણવા છતા પ્રભાતનો ચન્દ્રમા શાંત મુખ બની કહે છે 'અસ્ત સિન્ધુને કિનારે ઊભો ઊભો પ્રતિક્ષા કરી રહ્યો છુ કે, સૂર્ય ઉદય થયે એને પ્રણામ તો કરતો જાઉં!

### પ્રેમ-પત્ર

સૂર્યને રાત્રિએ કહ્યુ 'ચન્દ્રમા સાથે તમે મને રોજ પ્રેમ પત્ર પાઠવ્યા કરો છો, પણ હુ તમારા એ પત્રોનો પ્રત્યુત્તર હમેશા લીલા ઘાસ પર આસુઓના રૂપમા મૂકી જાઉં છુ

*

શ્રદ્ધા ને સાધનાથી જીવન સાર પામશે,
શકા જ ફક્ત પામશે તર્કો કરી કરી —અનિલ

બિછાના પર પડયો પડયો લેખક ધીરે ધીરે કલમ ચલાવતો હતો. કમજોરીને કારણે લખવામા ખૂબ મુશ્કેલી પડતી હતી તો પણ એણે લખ્યા જ કર્યું અને અંતમા એની નાનકડી નવલ પૂરી થઈ ગઈ

નવલ પ્રકાશક પાસે ઘણી મોડી પહોચી એની નકલ કરી લેવા જેટલો સમય ન હતો એટલે પ્રકાશકે એને સીધી જ પ્રેસમા મોકલી આપી

જે પેકેટમા પેલી નાની નવલની હસ્તપ્રત હતી તેમા બીજી નવલકથાઓની હસ્તપ્રત પણ હતી

પ્રેસમાથી કંપોઝ થઈને મેટરના પ્રૂફ આવી ગયા પ્રકાશકે જોયુ તો પ્રૂફ પેલી મોટી નવલકથાઓના હતા નાની નવલના પ્રૂફ હતા જ નહી પ્રકાશકે ખાસ ભાર દઈને પ્રેસ વાળાને કહ્યુ કે મે પેલી નાની નવલની હસ્ત પ્રત મોકલી જ હતી ત્યારે પ્રેસવાળાએ તપાસ આદરી પેકેટમા પેલી નાની નવલની હાથ નકલ આવી તો હતી પણ પેકેટ ખોલનારે તેને રદ્દી કાગળ સમજીને રદ્દી કાગળના ઢગ વામા નાખી દીધી હતી

પ્રકાશક તો એ સાભળીને શૂનમૂન બની ગયો! એણે મૃત્યુને બિછાને પડેલા લેખકને વચન આપ્યો હતો કે તમારી નવલ અવશ્ય [illegible] ગીશ હવે શુ થાય? પ્રકાશકના આગ્ર ધી પ્રેસમા રદ્દી કાગળો પડી રહેતા હતા ત્યા તપાસ કરાવી ત્યા પણ હાથનકલ ન મળી એટલે [illegible] કાગળના ગોદામમા તપાસ કરાવી કાગળના ગજમાથી થોડા હાથે લખેલા કાગળો શોધી કઢવા એ નહેલુ ન હતુ તો પણ એક એક કાગળને ઉકલાવીને હસ્તપ્રતની શોધ કરી પણ તે ન મળી

પ્રેસના મેનેજરને એ વખતે જ યાદ આવ્યુ કે કોઈ કોઈ વાર પ્રેસના રદ્દી કાગળ શહેરની એક કાગળની મિલમા મોકલવામા આવે છે, કાગળની મિલમા માણસો મોકલીને તપાસ કરાવી ત્રણ દિવસની શોધખોળ પછી પણ ત્યા પેલી હસ્તપ્રત ન મળી પણ એ મિલના માણસોએ પેલા હસ્તપ્રત શોધનારાઓને કહ્યુ કે, 'આ મિલમાના કેટલાક રદ્દી કાગળ હાલમા જ શહેરની એક બીજી કાગળની મિલમા મોક લ્યા છે તો કદાચ ત્યા પેલી હસ્તપ્રત મળી આવે માટે ત્યા તપાસ કરો '

બીજી મિલમા તપાસ કરતા જણાયુ કે પહેલી મિલમાથી જે કાગળો આવ્યા હતા તે હમણા જ કાગળનો માવો બનાવતા મશી નમા મોકલાયા છે મશીન ચાલુ છે અને કાગ ળનો અર્ધો જથ્થો તો ખલાસ થઈ પણ ગયો છે અને તે તેજાબમા ધોવાઈને નવુ સ્વરૂપ ધારણ કરતો હતો તો પણ કદાચ પેલી હાથ પ્રત મળી આવે એ આશાએ શોધનારા પેલા રદ્દી કાગળના એક ઢગલા આગળ બેસી ગયા જ્યાથી કાગળ તેજાબના પીપમા પ્રવેશ કરતા હતા જોતા જોતા ત્યા પેલી હસ્તપ્રતના કેટ લાક કાગળ મળી આવ્યા! પૂરો કલાક સતત શોધ કર્યા પછી પેલી હસ્તપ્રતના બધા કાગળો મળી આવ્યા!

એ નવલકથા 'વાર્ક વિથ ફાધર' આખરે પ્રગટ થઈ આજે એની ગણના આધુનિક શ્રેષ્ઠ નવલકથાઓમા થાય છે પેલો મરણપથારીએ પડેલો લેખક તે ક્લેરેન્સ ડે

આપણા રાત્રનુ ઘડી ઘડીનુ જીવન સાદુ દેખાય છે ખરુ પણ તે સાદુ નથી તેમા ઊંડો અર્થ સમાયેલો છે આખુ યે જીવન એક મહાન યજ્ઞકર્મ છે તમારી જે ઊંઘ તે પણ એક સમાધિ છે સર્વ ભોગ ઈશ્વરને અર્પણ કરી પછી જે નિદ્રા આવતી હોય તે તે સમાધિ નથી તો બીજુ શુ છે? વિનોબા

દ્રાવિડ પ્રાતમા અવ્વાઈ માઈ નામે મીરાબાઈ જેવી કોઈ મહા તેજસ્વી ભક્તાણી થઈ ગઈ તે નિત્ય વિષ્ણુમન્દિરમા બેઠી રહેતી કોઈ વાર તેની પીઠ મૂર્તિની તરફ હોય તો કોઈ વાર તે પોતાના લાબા પગ બરાબર મૂર્તિની સામે પસારીને બેસે કોઈ ભાવિક પણ બાળભક્ત એક વેળા ત્યા દર્શને આવી ચડ્યો અવ્વાઈ માઈનો ઈશ્વર સાથેનો ગાઢ સબધ આ ભક્ત નહોતો જાણતો તેથી રાતી આખ કરીને તેણે તો અવ્વાઈ માઈને થોડી ગાળો સભળાવી!

અવ્વાઈ માઈ તો ખડખડ હસી ઊઠચા તેના હાસ્યથી મદિર ગાજી ઊઠ્યુ પછી મા પેલા ભક્તને સબોધીને બોલ્યા, "આવ દીકરા 'અહી' બેસ બાપુ! તુ ક્યાથી આવ્યો? તે મને તીખુ કહ્યુ, પણ એક વાત મને કહે, હુ તો ઘરડી થઈ, પણ મને તો એકેય જગ્યા એવી ન મળી કે જ્યા ભગવાન ન હોય જ્યા પગ પસારુ ત્યા તે સામો ને સામો જ હવે તુ કોઈ એવી જગ્યા બતાવે કે તે ત્યા નથી, તો તો જરૂર તે દિશામા પગ પસારુ"

પેલો બાળભક્ત તો વિનયી હતો અજ્ઞાનને લીધે અવ્વાઈ માઈને ઓળખી શકયો ન હતો એ તો ગભરાયો આખે તો મોતી સરખા આસુ પડયા ને માના અગૂઠા ઉપર ટપકવા માડ્યા માએ પગ ખેચી લીધા પેલાએ પકડી લીધા, " મા, હુ ભૂલ્યો, મા, માફ કરો, મને ઉગારો" અવ્વાઈએ પગ ખેચી લીધા ને તેના મોટા હાથ વડે તેને પકડીને ચાપ્યો, બક્કીઓ ભરી ને વળી ખડખડ હસીને બોલી ઊઠી, "જા જા, વળી માફ તે શુ કરવાનુ હોય? તુ તો મારો દીકરો છે મારે તગ જેવા ઘણા દીકરાઓ છે હો! તુ ડાહ્યો દીકરો કે તારા મનમા કઇક શકા આવી કે તરત મને તે કહી દીધી જા શ્રીરગ ભગવાન તારી રક્ષા કરશે પણ માને સભારજે હો બેટા!'

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૮ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

'પ્યારા બાપુ' કાર્યાલય રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ૧૭ મે ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

તેજરેખા વિજય નામનો ઊગતો લેખક અમદાવાદ ભણીને ત્યા પ્રેમમા નાસીપાસ થતા નોકરી શોધવા મુંબઈ આવે છે ત્યાથી તેજરેખાની શરૂઆત થાય છે એ નિરાશાની અંતિમ કક્ષાએ પહોચ્યો ત્યારે આશાકિરણ જેવો એક અરજીનો જવાબ આવતા એ ત્યા જાય છે અને ખાનગી હાઈસ્કૂલમા તેને નોકરી મળી જાય છે

વાર્તા આગળ વધે છે શિક્ષણના ક્ષેત્રમા ચાલતો નર્યો વેપાર, બીજાની મહેનતે પોતે ખાટી જવાની વૃત્તિ, ખાનગી શાળાનો કારભાર તે સાથે મુંબઈવાસીઓની રહેણીકરણી, ચાલીનુ રાજકારણ, વિલાસી બીજવરને પરણેલી નાની ઉમરની પત્નીનો અસંતોષ, આવુ આવુ ઘણ વાર્તાના પ્રવાહમા તણાતુ આવે છે

વિજય નોકરી કરે છે તે હાઈસ્કૂલ, પરેલમા કાસમઅલીની ચાલનુ એનુ રહેઠાણ, ત્યાની વિવિધ અને વિચિત્ર પાત્રસૃષ્ટિ, ત્યાનુ રાજકારણ હાઈસ્કૂલનો હેડમાસ્તર, રજન શેઠાણી અને ચંદુલાલ શેઠ, અરવિંદ અને સુધા મતવાણી લલકારતા રહેતા મહાવીરપ્રસાદ અને વાર્તાની નાયિકા માલતી દેશપાંડે, અને શ્રીરેખા આટના પાત્રો અને વાતાવરણ વાર્તામા મુખ્ય છે

વિજય લેખક છે તો માલતી પણ લેખિકા છે, કાસમઅલીની ચાલમા જ બને રહે છે અને નળ પર પાણી ભરતી વેળા બને ભેગા થાય છે, અને છેવટે એમનો પ્રેમ લગ્નમા પરિણમે છે

નવલકથાઓમા સામાન્ય રીતે આવતી પાત્રો અને પ્રસગોની ગૂથણી આમા છે અને લેખકને કહેવુ છે તે સરળતાથી કહ્યુ છે લેખકે પોતે જ એક ઠેકાણે કહ્યુ છે બધે અધકાર છે એમ કેમ કહી શકાય? અહી દેહ વેચતી રગીલી છે તો શિયળ ખાતર મુંબઈ છોડતી ભાગીરથી પણ છે અધરમની કમાણી કરનાર વિઠોબા છે તો ઘડપણમા મજૂરી કરનાર આજી બાઈ પણ છે કાળાબજાર કરનાર દામજીભાઈ છે તો સદાચારી મહાવીરજી પણ છે અને આ સમારમા એવા તો કેટલાય જણ હશે કે જેઓ બીજાની ખાતર દેહને નીચોવી રહ્યા હશે, આ ઝઝાવાત વચ્ચે પણ માનવતાનો દીવડો જલતો રાખનાર જીવ પણ હશે '

અધકારમા દેખાતી આ તેજરેખા, એ જ આ નવલકથાનો મુખ્ય ધ્વનિ છે, પણ લાબા સમય સુધી ચિત્તમા તેના પડઘા પડયા કરે એવો બળવાન કે સચોટ નથી

મુંબઈગરા જીવનની હવે તો સાભળી સાભળીને અરૂચિ પેદા કરતી વાતો કોઈ નવીનતા ન હોય તો, રસ જન્માવતી નથી

વિશ્વમા અસદ તત્ત્વો સાથે સારા તત્ત્વો પણ છે માણસાઈ મરી પરવારી નથી, લેખકને એ કહેવુ છે અને તે તેજરેખા ના પાત્રો દ્વારા તેમણે પોતાની રીતે સરળતાથી કહ્યુ છે

અભિસારિકા કુલ બાવીસ ટૂકી વાર્તાના આ સગ્રહમા લેખકના અગાઉ પ્રગટ થયેલ સાતામ રડ 'શનિવારની રાતે' માની દસ વાતાઓ પણ આવી જાય છે

નાના નાના ઘરગથ્થુ પ્રસગો બનાવો, સામાન્ય લાગતી ઘટનાઓને પણ પેટીકર વાર્તાનુ વસ્તુ બનાવે છે વાર્તાકારની દૃષ્ટિએ કૃતિએ ઉચ્ચ કક્ષાની બને તેના પ્રયત્ન કરતા પોતાને જે કઈ કહેવુ છે તે સરળતાથી કહી દેવુ એ પેટીકરને વધારે ફાવતુ જણાય છે સર્જ થતા જે કઈ ચમત્કાર-ક્રમ કૃતિ આવતી હોય તો ઠીક એવુ એમનુ વલણ જણાય છે સગ્રહમા સાધારણ વાર્તાઓ સારા પ્રમાણમા છે તે છતા આટલી વાર્તાઓ વિશેષ ધ્યાન ખેચે છે શિવમાર્તંડ નિવાડીનુ પાણી, ધરતીકપ ટૂકુ પડયુ, નતી નગરીમા સમ્માની પાટી વગેરે સગ્રહનુ નામ જેના પરથી પડયુ છે તે એક ભૂત પ્રેમની વાર્તા છે, અને તે સાવસાથ ની હોય તેવી તન્મયતાથી લેખકે આલેખી છે એકદરે વાર્તાસગ્રહ વાચનીય છે   ન૦ અ૦



## મૌનને

*

મૌન! નહીં બોલે તો મૌને ભરી લઈશ હું હૈયું,
સહી લઈશ હું, પડી રહીશ હું, સ્તબ્ધ થઈને આંહી.
જેમ પડી રે' છે નિત રાત્રિ, અવનત શિરે ધૈર્ય ધરીને,
સ્થિર નયન શાં ઝગમગતાં એ તારાઓ પેટાવી.

પ્રભાત થશે, વળી જશે અંધાર રાતનો ઘેરો,
ત્યારે તારી સુવર્ણધારની વહેશે આ ગગનેથી.
મુજ પંખીના માળે ત્યારે ગીત નહીં શું જાગે?
ને તારા એ તાને મારી વન્યલતા નહિ ઝૂલે?

ગુરુદેવ — અનુ૦ —અનિલ



બધા ધર્મોના આત્મા એક છે, પણ તે અનેક આકૃતિઓમાં મૂર્તિમાન ” —ગાંધીજી

# કિશોરલાલભાઈના પત્રો



•

ભાઈશ્રી મણિલાલ, વર્ધા ૧૫–૧૦–૩૭

તમારા કાગળની કોરી બાજૂનો તમને જવાબ આપવામા સદુપયોગ કરી લઉં છુ એથી બે લાભ થશે અને તમારો કાગળ તમારે સંઘરી રાખવો હોય તો પાછો મળશે

એક ગુરુની ભક્તિ એકેશ્વર ભકિતની આવશ્યકતામાથી ઉત્પન્ન થઈ છે હિંદુધર્મમા અનેક દેવદેવીઓની ઉપાસના એકસામટી ચાલે છે મુમુક્ષુને માટે એ લાયક છે એમાથી અનેક દેવદેવીઓનો નિષેધ ન કરતા છતા કોઈ એકને વધારે મહત્ત્વ આપનારા સંપ્રદાયો નીકળ્યા જતે દહાડે એ સંપ્રદાય સ્થાપનાર પણ ઈશ્વર મનાયા આમ એકેશ્વર ભકિતમા પાછા અનેકેશ્વર થયા

મુમુક્ષુ આ જોઈ મૂઝાઈ જાય તેને વેદાતી ગુરુઓએ અહં બ્રહ્માસ્મિ, તત્ત્વમસિ વગેરેનો બોધ આપી મૂઝવણ ટાળી એ ગુરુ એમને માર્ગદર્શક થયા એમણે જ દેવદેવીઓની કાલ્પનિકતા સમજાવી આથી દેવદેવી કરતા એ ગુરુ વિષે જ એમની શ્રદ્ધા થઈ અને પોતે પણ બ્રહ્મરૂપ છે તો ગુરુ તો હોય જ એમા શુ આશ્ચર્ય ? એ ન્યાયે ગુરુને પરબ્રહ્મ–સ્વરૂપે પૂજતો થયો પણ અહં બ્રહ્માસ્મિનો બોધ આપવાનો દિવસ જતા, શાકભાજી કરતા યે સસ્તો અને સહેલો થઈ પડયો કારણ કે એને કેવળ બુદ્ધિનો અને વાણીનો વિષય બનાવ્યો આથી એનો ઉપદેશ આપનારમા ઘણા વચા વિશારદ જ હોય છે પણ શિષ્ય તો એની વાચાવિશારદતામાથી ય મૂઝવણમાથી છૂટે એટલે એના પ્રત્યે કૃતજ્ઞતાબુદ્ધિથી જુએ સાચા સદ્‌ગુરુ પોતાની પરબ્રહ્મ તરીકે ભકિત કરવા શિષ્યને પ્રેરણા કરે નહિ

એક રીતે અનેક ગુરુને માટે અવકાશ છે એક રીતે નથી જ્યા જ્યાથી જે ગુણ શીખી શકાય ત્યાથી શીખવો જોઈએ અને તેથી શિખવનાર આપણો ગુરુ જ થાય આ રીતે દત્તાત્રેયે ૨૪ ગુરુ કર્યા હત અને એ કઈ બહુ મોટી સંખ્યા નથી

પણ જે આપણા જીવનની કોઈક એવી મૂઝવણ ટાળી નાખે કે જેથી ત્યાર પછી આપણો માર્ગ આપણને સ્પષ્ટ થઈ જાય, અને આપણને આપણી મેળે જ સૂઝવા માડે તે ગુરુ પ્રત્યે આપણને વધારે ભક્તિ લાગ્યા વિના નહિ રહે એવુ તો જીવનમા એક બે વાર જ બને ઘણ ખરુ એ જ ગુરુ બીજીવાર પણ કામ લાગે આથી એવા ગુરુ તો એક જ હોવાનો સંભવ છે કોઈ વાર બે પણ થાય

આ વિષે જીવનશોધનમા ભકિત ખડમા વધુ વિસ્તારથી જોશો

એ જ કુશળ હશો લી કિશોરલાલના ૨૦ મા૦

તીર્થંકર, બુદ્ધ, કેવળી બ્રહ્મજ્ઞાની વગેરેને શરીરશ્રમનો સિદ્ધાન્ત લાગુ પડે છે કે નહિ તે ચર્ચા નકામી છે આપણે એમાના કોઈ નથી, એટલે આપણને લાગુ પડે છે એટલુ બસ કે, તીર્થંકરો બુદ્ધો પોતાનો ધર્મ ઠરાવી લે ૨૪૦૦ વર્ષ પર તીર્થંકર કે બુદ્ધે જે ઠરાવ્યુ હોય તે આજના તીર્થંકર કે બુદ્ધ માનશે જ એમ ન કહેવાય કારણ તેઓ કોઈ બીજાને અનુસરનારા હોતા નથી મહાવીર કે બુદ્ધના અભિપ્રાયોને એ પોતાને માટે બંધનકારક ગણતા નથી જૂના તીર્થંકરે કે બુદ્ધે આમ કેમ ન કહ્યુ એમ પૂછવુ નકામુ છે તેમણે પોસ્ટથી અને તારથી સંદેશા મોકલવાનુ યે કયા સૂઝાડયુ હતુ ? એ જમાનો જુદો હતો

# મહાનતા



વાતાવરણમા શોક છવાઈ ગયો હતો, કેટલાક ગમગીન બની ગયા હતા તો કેટલાક ક્રોધથી ધ્રૂજતા હતા વચ્ચે વેરાઈનુ એક નાનકડુ ખાબોચીયુ ભરાઇ ગયુ હતુ બીજી તરફ એનાથી સહેજ દૂર હઝરત મહમદને ઓઝામા લઈ હકીમો પાટો બાધી રહ્યા હતા તેમની પીઠ પરેના ઘામાથી હજુયે લોહી ટપકતુ હતુ !

થોડે જ દૂર, એક તરફ ઘા કરનારને પકડીને મહમદના માણસો ઊભા હતા તેના પણ હોશકોશ ઊડી ગયા હતા મૃત્યુનુ કારમુ ચક્ર તેને માથે ભમતુ હોય તેમ તેનુ શરીર ભયથી ધ્રૂજતુ હતુ તેની આખો ફાટી ગઈ હતી ભયથી તે આમતેમ જોતો હતો દીવાસ્વપ્નની જેમ તેની નજર સામે બનાવો પસાર થતા હતા

પોતે એક માન ગણાતા કુટુબોમા ઉછર્યો હતો દિવસો આનદથી પસાર થતા હતા અરે, પોતાની શાદી પણ થોડા જ દિવસો પહેલા થઈ હતી જીવન સરળતાથી પસાર થતુ હતુ ત્યા તો ધર્મના પ્રશ્ને કેર વર્તાવ્યો ને હઝરત મહમદ સામેના યુદ્ધમા એના માતાપિતા ભાઈભાડુ, સબધીઓ અને એની સ્ત્રી કપાઇ મુઆ પોતે એકલો પડી ગયો નિરાધાર બની ગયો ધર્મ પ્રત્યે એને તિરસ્કાર જન્મ્યો સાથે સાથે તેના હૃદયમા હઝરત પ્રત્યેના વેરનો અગ્નિ પણ ભભૂક્યો કપટ કરીને તેણે હઝરતનો ધર્મ સ્વીકાર્યો અને વિશ્વાસ સપાદન કરી તે હઝરતનો અગરક્ષક પણ બની ગયો આમ છતાય ક્યારેય એવુ એકાત કે તક મળતી ન હતી કે પોતે વેરનુ શમન કરી શકે હઝરતને પૂરા કરી શકે વેરની ધૂનમા ને ધૂનમા તે યોગ્ય સમયની રાહ જોઈ રહ્યો

આખરે એક દિવસ એવો સમય હાથ લાગ્યો હઝરત મહમદ પોતાના નિયમ પ્રમાણે નમાઝ પઢતા હતા તેમની પીઠ તેના તરફ હતી તેનુ વેર ભભૂક્યુ તેણે તલવાર ખેચી મહમદની પીઠ પર જોરથી ઝીકી અને જીવ બચાવવા ઝડપથી નાઠો

પણ થોડુ જ નાઠો હશે ત્યા પાછળથી મહમદના માણસોએ આવીને તેને પકડયો અને મહમદ પાસે લઈ જવા ઘસડયો. મહમદ સામે ઊભો પણ કર્યો

હવે હવે શુ મહમદ તેને જીવતો જવા દેશે ? ન્યાય કરવામા સપૂર્ણ પણે નિષ્પક્ષપાતી મહમદ શુ તેને જતો કરશે ? મહમદ કદાપિ તેમ ન જ કરે ! તો તો શુ તેનુ મોત સામે જ ઊભુ હતુ ? તેની સામે મરક મરક હસતુ હતુ ! તેના શરીરમાથી ભયની ધ્રુજારીઓ પસાર થઈ ગઈ તેના માથામા જાણે કાટકા વાગ્યા વિચારોમા તે ફસાયો

એકાએક એક સ્વસ્થ સ્વર સભળાયો, "આમ આવ મારી પાસે આવીને બેસ" તે ચમકી ઊઠયો. મહમદ શુ તેને બોલાવતા હતા? મહમદની સામે તેણે જોયુ હા, તે તેને જ બોલાવતા હતા તે ભય પામી ગયો મહમદ તેને શુ ન કરે ? તે ઊભો રહ્યો

"સાભળતો નથી ? ચાલ આગળ વધ" બીજો એક ભયકર અવાજ આવ્યો તેને પકડીને ઊભો રહેનાર ગુસ્સે થઈ બોલતો હતો

ધડકતે દિલે તે આગળ વધ્યો મહમદ પાસે જઇને બેસી ગયો

"આ પાણી પી લે" એ પળ પછી મહમદે કહ્યુ તેના ગભરાટનો પાર ન રહ્યો પ્યાલામા ઝેર હોય તો ? તેનો હાથ પાછો ખેચાયો મૂઝવણની રેખાઓ તેના ચહેરા પર ઉપસી આવી મહમદે તે જોયુ સહેજ હસ્યા

"ગભરાઈશ નહિ દોસ્ત ! એમા ઝેરનુ

ટીપુ પણ નાખેલુ નથી ચાલ, લઈ લે હુ પણ તરસ્યો છુ તારા ગયા પછી મેં પાણી પીધુ નથી મને તારે તરસ્યો રાખવો છે ?"

તેણે હાથ લંબાવ્યો મહમદ શુ સાચુ બોલતા હશે ? તેમણે પાણી નહિ જ પીધુ હોય ? તેમના અવાજમા તીખાશ કેમ જણાતી નથી ? આખો મીચીને તેણે પ્યાલો ઊપાડયો હોઠે અડકાડયો, ખલાસ કર્યો અને નીચે મૂકયો તેને પણ તરસ લાગી જ હતી ! તેને શાતિ વળી

પણ એકાએક જ તે ઊભો થઈ ગયો લથ ડતે શરીરે હાથમા એક નાગી તલવાર પક ડીને મહમદ ઊભા થવા પ્રયત્ન કરતા હતા તેને ઝાટકો નહિ મારે તેની ખાત્રી શી ? તે પાછળ હઠયો ત્યા જ વળી ફરીથી મહમદનો અવાજ સભળાયો,

"દોસ્ત ! તારે મહમદનુ ખૂન કરવુ હતુ ને ? તો લે આ તલવાર મહમદ તારી સામે ઊભો છે, માર એક ઝાટકો અને એનુ અસ્તિત્વ મિટાવી દે બીક લાગે છે ? જા, હુ ખાત્રી આપુ છુ કે અહી ઊભેલામાનો કોઇ પણ તને નહિ મારે ચાલ જલદી કર ઘા વાગવાને કારણે હુ બહુવાર ઊભો નહિ રહી શકુ ચાલ"

તેમણે તેના પગ આગળ તલવાર ફેંકી

તેની આખે અધારા વળ્યા આવા દેવતાઇ પુરુષને મારવા તે શુ તયાર થયો હતો ? તેની આખમા આસુ ઊભરાયા તેના હૃદયમાથી ડૂસકા આવ્યા તેની વેરવૃત્તિ શમી ગઈ દોડીને તે મહમદના પગમા આળોટી પડયો મહમદ તેને માથે હાથ ફેરવી રહ્યા !

×

નવખડમા એકચક્રી રાજ્ય કરનાર રાજેશ્વરે અપાર વૈભવ ભોગ અને સત્તાને તરણા સમાન ગણી તેનો ત્યાગ કર્યો પરમ નિગ્રહી તપસ્વી રૂપે ૧૦૦ વર્ષના આયુષ્ય સુધી આત્મતત્ત્વની શોધ કરી પરતુ નિરાશા સિવાય કઇ જ પ્રાપ્ત થયુ નહી

એક દિવસ ભૂખથી અત્યત પિડાતો એ ભાતના એક ખેતરના ખળા પર ગયો ખેડૂત તેને જોઈ અત્યત પ્રસન્ન થયો તેણે આવકાર આપતા કહ્યુ 'આવો ભિક્ષુ ! લો ભાત રાધો અર્ધો મને આપજો અને બાકીનો તમે ખાજો'

રાજેશ્વરે ભાત રાધ્યો અર્ધો ખેડૂતને આપ્યો અને બાકીનો પોતે ખાધો

થાક લાગ્યો હતો એટલે જમીને ત્યા જ એક ઝાડની શિતલ છાયામા શરીર લબાવ્યુ આખ માડ મળી ત્યા તો એક વિરાટ પુરૂષે આવી તેમને દર્શન દીધા એમના અગે અગમાથી તેજ નીતરતુ હતુ એમનુ શરીર જાણે ધરતી અને આકાશને આવરી લેતુ હતુ ! સહેજ આછુ હસીને, સ્મિત કરીને, તેમણે રાજાને કહ્યુ "રાજન્ ! હુ કર્મ છુ – આ સૃષ્ટિનુ પરમ તત્ત્વ એકલી તપશ્ચર્યામા તુ મને ખોઇ બેઠો હતો, આજે શ્રમની અર્ચના કરીને તુ મને પામ્યો છે સૌથી પ્રથમ તુ મને–કર્મને ઓળખ તારી અદર તુ સાક્ષાત્કાર કર પૂજાની આ વિધિ એ જ પરમ તપ છે, સાચી પ્રભુ ભક્તિ છે, શ્રમ છે

"જે માણસના પળપળના શ્રમથી વિકસી ન હોય જે શ્વાસનુ મૂલ્ય બનીને આત્મામા સમાઈ ન જાય, જે પરસેવાના ટીપાથી પોતનો અભિષેક ન કરે એ શુ ઉપાસના છે ? ઊઠ ! કર્મેન્દ્રિઓ દ્વારા આત્મને આલોકિત કર !'

આટલુ કહી એ વિરાટ વિભૂતિ અદૃશ્ય થઇ

આવા દિવ્ય જ્ઞાનનો પ્રકાશ પામીને અજ્ઞાન મુક્ત થયેલ રાજેશ્વર પછી, ભગવાન તથાગતની પેઠે વિશ્વ પર વિચરવા લાગ્યો

–પોલ નોગુચી

નગરના કોલાહલથી દૂર વાસની ઝૂંપડી બનાવી અને ત્યાં જઈને એ તો બેઠા

મોટે ભાગે મૌન રહેતા અને ક્યારેક આખો ય બંધ રાખતા

છતા એ નિર્જન સ્થાન ધીરે ધીરે લોકોથી ભરાવા લાગ્યુ

લોકો પોતાના અનેક પ્રશ્નો અને ગાથાઓ લઈને જતા

એ જેટલા તપસાધનામા રત થતા એટલા જ વેગથી એમના અંતરમાથી કરુણા સ્રોત વહેતો

અને વધારેમા વધારે લોકો એમની ઝૂપડીની આસપાસ ભેગા થતા

અને કેટલાક તો ત્યાં જ વસવાટ કરતા

એ બધાને છોડીને રાષ્ટ્રના સ્નેહાળ વૃદ્ધ પિતાને, સુખ શાંતિ કોઇ નિર્જન સ્થાનમા ન જ મળતે !

સૈકાઓથી દૂર અંધારા ખૂણામા દબાઇને એ પડ્યા હતા શાંતિથી શ્વાસ પણ લઇ શકતા ન હતા

એમને માટે ધરતી ન હતી આકાશ પણ ન હતુ !

આ પ્રાચીન દેશના વાસીઓના હાથ પગમા જજીરો પડી હતી કોઈની સાકળ લોખંડની હતી કોઈની સાકળ સુવર્ણની હતી

મહાત્મા એ અંધારા ઘરમા પ્રવેશ્યા

એમણે મોટી મોટી દીવાલો તોડી પાડી, બારીઓ ખોલી, ઝરૂખા બનાવ્યા

અને ઘરનો ખૂણેખૂણો પ્રકાશ અને સુગંધથી ભરી દીધો

તેઓ અંદર અને બહારથી ભયમુક્ત થયા

હવે ધરતી પણ તેમની હતી, આકાશ પણ તેમનુ હતુ

તો પછી એ મુક્ત દેશના નિવાસીઓ એ મહાત્માના ચરણે શા માટે વારવાર શિષ ન ઝુકાવે ?

*

ચારે તરફ દૂર દૂર સુધી અંધકાર છવાયો હતો એવામા એ સોનેરી સીડી પરથી ઊતર્યા

અને એમણે પોતાના શીતલ દીવાનો પ્રકાશ બધે પાથરી દીધો

અંધકારમા જે શોધતા ફરતા હતા એ માર્ગભૂલેલાઓએ એકબીજાને તો ઓળખ્યા જ, સાથે પોતાને પણ ઓળખ્યા

મહાત્માએ એમને પ્રકાશ બતાવ્યો અને ઉદય પણ બતાવ્યો

એટલા માટે તો એ શ્રદ્ધાળુઓ એમની પાદ પૂજા કરે છે અને એમના પુણ્યોત્સવ પર દેવતાઓ પણ ફૂલ વરસાવે છે

*

એ અદ્‌ભૂત ચમત્કાર હતો

આવાહન કર્યા વિના જ એ આવી પહોચ્યા !

ત્યા આસન પણ ન હતુ અર્ઘ્ય પણ ન હતો ચંદન પણ ન હતુ, પુષ્પો ય ન હતા

સારુ થયુ કે એમને એવી પૂજન સામગ્રીની અપેક્ષા પણ ન હતી

એમણે પોતે જ શંખનાદ કર્યો અને મૂર્છા પામેનારાઓને જગાડ્યા

પ્રકાશ કિરણો વેરતા એ મહાત્માએ કહ્યુ

આર્યશીનને આચરણમા ઉતારો એ જ મારુ પૂજન !

જીવમાત્રની પૂજા કરો એ જ મારા પ્રત્યેની તમારી શ્રદ્ધાજંલિ !

આજે એવી હાલત છે કે ધર્મકાર્ય એટલે રામનવમી જન્માષ્ટમી શિવરાત્રિ વગેરેના ઓચ્છવો ચાર પાચ તહેવાર ઊજવ્યા કે હિંદુધર્મ થઇ ગયો પૂરો કરવાને નામે મીંડુ રાષ્ટ્રધર્મવાળાની પણ તેવી જ હાલત છે ૨૬ મી જાન્યુઆરી ૧૫ મી ઓગસ્ટ, ૨ જી ઓક્ટોબર ઊજવી કે રાષ્ટ્રધર્મનુ પાલન થઇ ગયુ ! —વિનોબા

# ઔપનિષદિક શિક્ષણક્રમ

કાકા કાલેલકર

છાંદોગ્ય ઉપનિષદની સત્યકામ જાબાલની કથા તો બધા જાણે છે જ્યારે એ શિક્ષણ મેળવવા ગુરુ પાસે ગયો ત્યારે ગુરુએ એનુ ગોત્ર પૂછયુ સત્યવાદી શિષ્યે જવાબ આપતા કહ્યુ; 'જ્યારે મારી માને પણ મારા ગોત્રની ખબર નથી તો પછી મને તો ક્યાથી ખબર હોય ?' આવો સ્પષ્ટ અને સાચો જવાબ આપનાર બ્રાહ્મણ જ હોય, એમ માની ગુરુએ તેને યજ્ઞોપવિતની દીક્ષા આપી અને આશ્રમની ખેતી સોપી દીધી સત્યકામે પશુ, પક્ષી અને અગ્નિ પાસેથી બધુ જ્ઞાન મેળવ્યુ ગુરુએ એના જ્ઞાનની કસોટી કરીને બ્રહ્મવેત્તાની પદવી આપી

બ્રહ્મચારી કમલપુત્ર ઉપકોસલ, આચાર્ય સત્યકામ જાબાલ પાસે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે બાર વર્ષ રહ્યો એણે ગુરુના અગ્નિની સેવા કરી બાર વર્ષ પછી ગુરુએ દરેક વિદ્યાર્થીને પાસ કરીને ઘરે પાછા ફરવાની રજા આપી પણ ઉપકોસલને રજા મળી નહી એ બિચારો સિફારસની આશાએ ગુરુ પત્નિ પાસે ગયો ગુરુ પત્નિએ આશ્ચર્યથી કહ્યુ, 'બિચારા બ્રહ્મચારીએ બાર વર્ષ સુધી અગ્નિની ખુબ સેવા કરી છે હવે એને બ્રહ્મજ્ઞાન આપો આટલી સેવા કર્યા પછી પણ જો આપ એને જ્ઞાન નહી આપો તો અગ્નિ નારાજ થશે

આચાર્યે કશો જવાબ આપ્યો નહી ક્યાક જવા માટે એ બહાર નીકળી પડયા

આ તરફ પેલા દુ:ખી બ્રહ્મચારીએ ઉપવાસ શરૂ કર્યા એને આચાર્ય પત્નિએ પૂછયુ, 'બેટા શા માટે ખાતો નથી? મારુ કહેવુ માની થોડુ ખાઈ લે !'

'માણસને ઘણી ઈચ્છાઓ હોય છે એવી જ એક ઈચ્છાની વ્યાધિથી હુ પિડાઉ છુ એટલે નથી ખાતો ' બ્રહ્મચારીએ કહ્યુ

એણે ફરી દૃઢતાથી, ધ્યાનપૂર્વક અગ્નિની ઉપાસના શરૂ કરી અંતે અગ્નિદેવ પ્રસન્ન થયા 'આ બ્રહ્મચારીએ મારી ઉત્તમ સેવા કરી છે માટે પ્રગટ થઈને એને જ્ઞાન આપુ ' એમ વિચારીને પ્રગટ થયા

પછી ગાર્હપત્ય-અગ્નિ, અન્વાહાર્યપચન-અગ્નિ, અને આહવનીય-અગ્નિએ પ્રગટ થઈ પોતાનુ વ્યાપક સ્વરૂપ બતાવી આ વિશ્વમા જે તત્વ છે એનુ જ્ઞાન આપ્યુ દુનિયામા અનંતત્વ જ સુખ છે, એ બતાવી અંતે કહ્યુ, 'મે તને આત્મવિદ્યા બતાવી આગળનો માર્ગ ગુરુગમ્ય છે આચાર્ય એ તને બતાવશે '

આચાર્ય સત્યકામ જ્યારે ઘરે પહોચ્યા ત્યારે ઉપકોસલને જોતા જ તેમને લાગ્યુ - છોકરો બદલાઈ ગયો છે પહેલા જેવો એ હવે નથી રહ્યો આચાર્યે તેને પૂછયુ, 'અરે ! તને તો જ્ઞાન પ્રાપ્ત થયુ લાગે છે ! કોણે આપ્યુ ?'

શિષ્યે ત્રણે અગ્નિના પ્રાગટ્ય અને સાક્ષાત્કારની વાત વિગતે કહી

ગુરુજી સંતોષ પામીને કહેવા લાગ્યા, 'અગ્નિએ તને સર્વ લોકનુ જ્ઞાન આપી દીધુ છે હવે હુ તને બ્રહ્મજ્ઞાન આપુ છુ '

ગુરુ પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી કૃતાર્થ થઈ શિષ્યે વિદાય લીધી

યુનાનમા વિદ્યાર્થીને પ્રથમ પદાર્થવિજ્ઞાન શીખવ્યા પછી દર્શન-તત્વજ્ઞાન શીખવતા પછી ભૌતિક શાસ્ત્ર સત્યકામ જાબાલ અને એના શિષ્ય ઉપકોસલની કથાથી ઔપનિષદિક શિક્ષણનો પણ એ જ ક્રમ માલૂમ પડે છે પ્રથમ ઢોર, પશુ, પક્ષી, અગ્નિ આદિનુ લૌકિક જ્ઞાન પોતાના પ્રયત્નથી, નિરીક્ષણ પરિક્ષણથી અને પ્રયોગ દ્વારા પાસ કર્યા પછી જ ગુરુ ઔપનિષદિક વિદ્યા-બ્રહ્મજ્ઞાન આપતા

સહન કરનાર કંઈ હિમ્મત ન હારે
અનિલ મે એટલે કારુણ્ય ગાયુ !

# સાબરમતીનાં સંભારણાં — વિનોબા

ગાંધીજીનું આખું જીવન જ જરા જુઓને! બિહારના લોકો કહે છે કે ગાંધી તો અમારા છે બંગાળના લોકો પણ એવું જ કહે છે ઉડીસાના પણ એમ જ કહી રહ્યા છે, અને છતાં તો એ ગૂજરાતી. ગૂજરાતની સેવા ગૂજરાતી મારફતે કરવાની ઈચ્છાથી તો એ અમદાવાદ શહેર પસંદ કરીને અમદાવાદની નજીકમાં જ રહ્યા હતા એ સ્થાનને એક બાજુ સ્મશાન લાગેલું હતું અને પેલી બાજુ જેલ હતી સામી બાજુ મિલોની કતાર ખડી હતી એવે સ્થળે એમનો આશ્રમ હતો એ વખતે અમે લોકો આશ્રમમાં બેઠા બેઠા ચર્ચા કરતા કદી કદી આવી જ ખુલ્લી હવામાં અમે નાસ્તો કરવા બેસી પડતા ત્યારે સામે નદીને પેલે કાંઠે સ્મશાનમાં બેચાર લાશ બળી રહી હોય અને આ બાજુ અમે રોટલા ખાતા હોઈએ એવો તાલ જામતો એ અમને ખૂબ ગમતું એકવાર એ વિશે પ્રાર્થનામાં હું બોલ્યો આમ રોજ તો પ્રાર્થનામાં હું બોલતો જ હતો પણ તે દિવસે મેં કહ્યું કે બુદ્ધ ભગવાને આપણને આ જ કહ્યું છે એમને કોઈએ પૂછ્યું કે ખાવા માટેનું ઉત્તમ સ્થાન કયું? તો કહે "સ્મશાન"! આમનો જવાબ આપી પાડ્યો એમણે! કહેવાનું તાત્પર્ય એટલું કે ખાતી વખતે એ યાદ રાખવું જોઈએ કે આ બધાની ગતિ તો પેલી સામે છે તે જ છે નજરની સામે સ્મશાન હોય ત્યારે જે કાંઈ ખવાશે તે જાણે પ્રયોગશાળામાં કોઈ પ્રયોગ ચાલતો હોય તેમ માપીતોલી ખવાશે ભોજન એ વિજ્ઞાનનો પ્રયોગ બનશે ભૂખ હોય તેટલું જ ખવાશે.

આવા બધા અનુભવ થતા સામે સ્મશાન હતું તેમ પડખે જ જેલ હતી, તો બાપુ કદી કદી કહેતા કે આપણું ઘર પણ નજીક જ છે એ જેલ તો એ દિવસોમાં અમારું ધામ મનાતી હતી તેય આમ નજીક હતી, અને સામે પેલી મિલો હતી રોજ સવારને પહોર એનો ધુમાડો નીકળતો જાણે કે ધૂમ્રપાન ચાલ્યું! એ બતાવીને કહેતા કે આની સામે આપણે ટક્કર લેવાની છે એટલે આપણી એ શત્રુ-સેના ત્યાં જ સામે ખડી છે સ્મશાનના દૃશ્યથી પરલોકના ચિંતન માટે સદા જાગૃતિ રહે તેવું હતું જેના નહીં દેશ વિનાના કે આપણે કાંઈ ગૂજરાતી નથી, આપણે તો પેલા દેશના છીએ અને ત્યાંથી આપણને ગૂજરાતમાં મોકલ્યા છે તેથી ગૂજરાતી કહેવાયા છીએ બાકી આપણો અસલ દેશ તો બીજો છે એ દેશના આપણે નિવાસી છીએ એટલું યાદ રાખીને કામ કરવું છે, કષ્ટ સહન કરવા છે સમાજ તરફથી ખૂબ તકલીફ આપણને પડશે, તેમ છતાં સમાજને પ્રેમ કરવો છે એ બતાવવા માટે જેલ પણ નજીક જ છે અને આપણે જેની સામે મોરચો માંડ્યો છે તે યંત્ર-સેના પણ સામે ઊભી છે

---

મને ખાતરી છે કે ગૂજરાતમાં એક એવી શક્તિ છે જેનું એને ભાન નથી ભાન ન હોવું તેય એક સારું લક્ષણ કહેવાય છે જ્ઞાન હોય અને તેનું ભાન ન હોય તેવી અવસ્થાને તત્ત્વજ્ઞાનમાં વધુ ઊંચી અવસ્થા માનવામાં આવે છે પણ ગૂજરાતીઓની આ અવસ્થા એ જ્ઞાનીઓ જેવી વધુ ઊંચી અવસ્થા નથી, જેમાં જ્ઞાન હોય છતાંયે ભાન ન હોય આજની એની અવસ્થા તો આત્મવિશ્વાસની ન્યૂનતા (ઓછાપણું) જ દર્શાવે છે શક્તિ હોવા છતાં આત્મવિશ્વાસને અભાવે એનું ભાનેય ન હોય એ નબળું ચિહ્ન છે પૂર્ણ આત્મવિશ્વાસ હોય બધા વાના હોય અને તેમ છતાં એનું ભાન ન હોય ત્યારે એ નિરહંકારીપણું બની જાય છે સાચી આત્મનિષ્ઠા એ તો અત્યંત શક્તિશાળી વસ્તુ છે એવી તાકાત તો ગૂજરાતમાં નથી જે છે તે છે ખૂબ શક્તિ, મળ્યું ખૂબ છે સંસ્કાર ઘણો ઘણો સાંપડ્યો છે જાયદાદ જબરી છે, વારસો ગંજાવર છે પણ એની ખબર જ નથી અને તેથી આત્મવિશ્વાસ નથી —વિનોબા

# બે કાચબા

કાશીનગરમાં ગંગાકાંઠે મયંગતીર નામે એક ધરો હતો. આસપાસ અનેક જાતનાં સુંદર ને સુવાસિત પુષ્પો ઊગતાં. એ સ્થળ બહુ રમણિય હતું. એ ધરામા જાતજાતનાં જળચર પ્રાણીઓ રહેતાં. કોઈના ભય વિના તેઓ ધરામાં સુખેથી યથેચ્છ જલક્રીડા કરતા

એ ધરાની પાસે એક વન હતુ તેમાં બે લુચ્ચાં શિયાળ રહેતા હતા. શિયાળ રાત્રે પોતાના શિકાર માટે ફરવા નીકળતા. એમ એક દિવસ રાત્રે એ બે શિયાળ શિકારની શોધમાં પેલા ધરા પાસે આવી પહોંચ્યા. રાત્રિની નીરવતા ચારેકોર પથરાઈ હતી—જળ પણ જંપી ગયા હતા અને શાંતિ પથરાઈ હતી. એવામા ધરામાંથી બે કાચબા બહાર આવ્યા ખોરાકની શોધમા આમતેમ ફરવા લાગ્યા પેલા બે લુચ્ચા શિયાળો આવ્યા હતા તેમણે એ બે કાચબાને જોયા. તે તો હરખાઈ ગયા. શિકાર હાથવેંતમા છે એ તેમની ચકોર આંખોએ જોઈ લીધુ

બન્ને શિયાળોએ મોકો જોઈને કાચબાની દિશામા આગળ વધવા માંડયું શિયાળોનો આછો પગરવ સાભળીને બન્ને કાચબા ભયભીત થઇ ગયા. કોઈ શિકાર માટે આવે છે એની ગંધ તેમને આવી ગઈ. તરત જ તેઓ જ્યા હતાં ત્યાં ને ત્યાં થંભી જઈને પોતાના પાંચે અંગ—બેહાથ, બેપગ, ને ડોક—પોતાની ઢાલ નીચે ઢાંકી દીધાં! અને જાણે કશો જીવ નથી એમ સાવ અચેતન પડી રહ્યા

પેલાં લુચ્ચા શિયાળો [illegible] આવ્યા અને કાચબાઓની ઢાલ પર નિષ્ઠુર થઇ પ્રહાર કરવા લાગ્યા તેમને બચકાં ભર્યા, નહોર માર્યા, પણ કશુ પરિણામ આવ્યું નહીં. કેમ કે કાચબની ઢાલ તો અભેદ્ય! એને શી અસર થાય? કાચબાઓને કશી ઈજા થઈ નહીં એટલે શિયાળો પાછાં ફર્યા.

પણ શિયાળ એમ હતાશ થાય ખરાં! શિકાર વિના પાછા ફરે ખરાં? શિયાળ તો લુચ્ચું પ્રાણી. એ તો થોડે દૂર જઇને સંતાયા ને કાચબો પોતાના અંગો બહાર કાઢે કે તરત તરાપ મારવાને તત્પર ઊભા

શિયાળો ગયાં જાણીને એક કાચબાએ પોતાના અંગો ધીરે ધીરે બહાર કાઢવા માંડયા જેવો તેણે પગ બહાર કાઢયો કે તરત જ એક શિયાળે તરાપ મારી તેનો પગ કરડી ખાધો પછી તો તેનાં પાંચે અંગો કરડી ખાધા કાચબાને મારી નાખ્યો

પેલો બીજો કાચબો તો જેમનો તેમ પડયો હતો. શિયાળોને તો એને પણ પૂરો કરવો હતો. એટલે એ પોતાના અંગો ઢાલની બહાર કાઢે તેની રાહ જોતાં બન્ને શિયાળો દૂર સંતાઇને ઊભા. પણ પેલો કાચબો તો સાવ અચેતન થઇને પડી રહ્યો શિયાળોની ધીરજ અંતે ખૂટી અને હતાશ થઇને ચાલ્યા ગયાં. એમના ગયા પછી ડાહ્યા કાચબાએ પોતાના સંકોરેલા અંગો ઢાલની બહાર કાઢયા અને સાવચેતીથી ધરામાં ચાલ્યો ગયો.

આ દૃષ્ટાંત શું સૂચવે છે? એ બોધ આપે છે કે જે પોતાની પંચેન્દ્રિઓ વશમાં ન રાખતા સ્વચ્છંદ કરે છે તેનો પેલા મૂઢ કાચબાની પેઠે નાશ થાય છે અને જે માણસ ડાહ્યા કાચબા પેઠે સંયમ રાખી પાંચે ઇન્દ્રિઓને વશમા રાખે છે તેને કાળ કંઈ કરી શકતો નથી

*

- કોઈ પણ માણસ પોતાની સંમતિ વિના માન કે આબરૂ ગુમાવતો નથી"
- સ્ત્રી પુરુષના કરતાં પુનિત છે એમાં તો શંકા નથી જ
- સ્ત્રીને અબલા કહેવી એ એની બદનક્ષી છે

—ગાંધીજી

# જીવનપલટો

અંજુમ વાલોડી

હઝરત ખ્વાજા હસન બસરીએ પોતાની કારકિર્દીની શરૂઆત એક ઝવેરી તરીકે કરી હતી. એક વખતે એમને રોમ જવાનું થયું. ત્યાં એમણે રોમના વજીરને ત્યાં મુકામ રાખ્યો હતો. ત્યાંના નિવાસ દરમ્યાન એક દિવસે વજીર તેમને એક જંગલમાં લઈ ગયો, જ્યાં એમને એક વિચિત્ર દૃશ્ય જોવા મળ્યું

ત્યાં રોમના શહેનશાહનો એક તંબુ ઊભો કરાયો હતો અને તેની ફરતે સૈનિકો ઊભા હતા. પછી, ધીમે સાદે તે સૈનિકો કશુંક બોલ્યા અને પછી વિખેરાઈ ગયા, પછી કેટલાક વૃદ્ધજનો પેલા તંબુ નજીક ગયા અને કશુંક બોલીને તેઓ પણ ત્યાંથી ખસી ગયા. અંતે શહેનશાહ ત્યાં આવ્યો અને થોડી વાર લગી તંબુમાં ભરાઈ રહ્યો, અને પછી બધાની જેમ કાંઈક બોલીને તે પણ રસ્તે પડયો.

હઝરત હસન બસરી વિસ્મયતાપૂર્વક એ બધો તમાશો ભાળી રહ્યા. જે કાંઈ ત્યાં જોયું તેમાંનું કશું યે તેમને સમજાયું નહિ. આખરે વજીરે તેમને સમજ પાડતાં કહ્યું :

"અહીં શહેનશાહનો પુત્ર અનંત નિદ્રામાં પોઢ્યો છે. પ્રતિ વર્ષે તેની મૃત્યુતિથિએ બધા અહીં આવે છે અને સદ્‌ગતને સંબોધન કરે છે.

સૈનિકો કહે છે : "હે શાહજાદા! અગર લડાઈથી મોતને ટાળી શકાતું હોત તો હમેશાં લડતા રહીને અમે તને બચાવી લીધો હોત. પણ મોત ખુદાના હુકમથી આવે છે, અને તેની સામે લડવું અશક્ય છે."

વૃદ્ધજનો અને અનુભવી હકીમો કહે છે: "હિકમત અને અનુભવ જો મોતની બાબતમાં કામ આવી શકતાં હોત અને દુવા અથવા દવાથી એને આવતું અટકાવી શકાતું હોત તો હે શાહજાદા! મોતને આવતું અટકાવી દીધું હોત."

શહેનશાહ કહે છે : "હે બેટા! તને ઉગારી લેવાના શક્ય એવા દરેક પ્રયત્ન કરવામાં અમે કશી યે કચાશ બાકી નથી રાખી, પરંતુ ખુદાની મરજી વિરૂદ્ધ કરી કરીને કોઈ કરી પણ શું શકે છે? મારી તને સલામ છે."

એ બધી વાતોની હઝરત હસન બસરીના દિલ ઉપર બહુ ભારે અસર થઈ. એ પછીથી એમણે દુનિયાની બધી માયા તજી દીધી અને જીવનનો એવો રાહ અખત્યાર કરી લીધો જેણે એમને દુનિયામાં અમર બનાવી દીધા.

•

હજરત ઉમર બિન અબ્દુલ અઝીઝની ખલીફા તરીકે નિમણૂક થતાં તેમણે ખ્વાજા હસન બસરી પર પોતાને માર્ગદર્શન આપવાની અને પોતાના કાર્ય પર નજર રાખવા કોઈ નિરીક્ષક મોકલવાની માગણી કરી

એના જવાબમાં ખ્વાજા સાહેબે લખી મોકલ્યુઃ "તમે ઈચ્છો છો તેવા પ્રકારનો કોઈ માણસ તમારે ત્યાં રહેવા તૈયાર થશે નહિ, અને જે તૈયાર થશે તે હમેશાં તમારી હામાં હા મેળવતો રહેશે. અને એવા માણસની સોબત નકામી છે. તમે કેવી પ્રકૃતિના માણસ છો એ હું બરાબર જાણું છું અને તેથી હું તમને એટલુ જ કહું છું કે, આજે ખુદાથી જે નથી ડરતો તેને કાલે ડરાવવામાં આવશે. વળી, જે ખુદાથી શરમાય છે તેનાથી દુનિયા શરમાય છે અને બેશરમને માટે દુનિયા ભયનું કારણ બની રહે છે.

"હે અમીરુલ મો'મિનીન! ખુદાથી મદદ ચાહો. તે તમને કોઈના મોહતાજ બનવા દેશે નહિ. ખરેખર, એક બહુ જ ગંભીર જવાબદારી તમે માથે લીધી છે. લોકો સહાય શોધતાં તમારી પાસે આવશે, તેમને તમારા જેવા જ ઈન્સાન સમજજો અને તેવા સંજોગોમાં તમે બીજાઓ કનેથી જેવા વર્તનની આશા રાખવાનું પસંદ કરો તેવું જ વર્તન તેમના પ્રત્યે રાખવજો"

# ચંપાનું ફૂલ

કાંતિલાલ મ૦ જોષી

વિશ્વવિખ્યાત કવિવર ટાગોરે સુંદર બાલ કાવ્યો પણ લખ્યા છે બાલમાનસના સુંદર ચિત્રો જગતના માનવીને આનંદ સાથે અનોખી સૃષ્ટિમા લઈ જાય છે એ પરીઓનો દેશ હોય છે, કલકલ કરતા ઝરણા વહેતા જાય છે, કોયલ કલશોર કરી રહી હોય છે, વડના ઝાડ શોભતા હોય છે ત્યા રાજમહેલનુ ઐશ્વર્ય હોય છે, માતાનો ભર્યો ભર્યો પ્રેમ હોય છે, વાદળ, મોજા ચાંદની અને પવન જેવા કુદરતી સત્ત્વોની નિરંતર રમત ચાલતી હોય છે અને બાળક તેમા આનંદસહિત ખેલતો હોય છે આ બાળકને પણ ઈચ્છાઓ અને મનોરથો હોય છે પણ એ દુન્યવી દૂષણોથી મુક્ત પ્રેમસભર આહ્લાદક અને મનોહારિ કલ્પનાઓથી યુક્ત હોય છે, બગીચામા ચંપાના ફૂલની સુકોમળતા અને સૌન્દર્ય જોઈ અંદરથી બાળકનો મનોરથ સળવળાટ કરી કહે છે, ' હુ ચંપાનુ ફૂલ હોઉ તો! કેવી મઝા!'

અહી ચંપાનુ ફૂલ બનવા ઈચ્છતા બાળકના મનોભાવ ચીતરી કવિએ બાળક અને માતા વચ્ચે વહેતી પ્રેમની અમૃતધારાનુ સુભગ દર્શન કરાવ્યુ છે ચંપાના વૃક્ષ તળેથી પ્રાર્થના કરવા જતી માતા, અને બપોરે બારીમા બેસી રામાયણ વાચતી માતાના કવિત્વયુક્ત શબ્દચિત્રો આહ્લાદક છે કવિએ બાળક અને માતા વચ્ચે વહેતી પ્રેમની અમૃતધારાનુ સુંદર દર્શન કરાવ્યું છે

'તોફાની, અત્યાર સુધી ક્યા હતો?' એવો પ્રશ્ન કરતી માતાની પ્રેમવાણી કાવ્યના અંતને રૂચિર બનાવે છે બાલમાનસનુ અવલોકન કરતી કવિની સુક્ષ્મ દૃષ્ટિ, ઉપરાંત બાલભાવના ચિત્રણમા રહેલી મનોહારિતાને સ્વાભાવિકતા વધુ ઓપ આપે છે

### ચંપાનુ ફૂલ

ગમ્મતની ખાતર માતા! ધાર કે હું ચંપાનું ફૂલ બની પેલા વૃક્ષની ડાળી ઉપર ઊગુ તો! પછી નવા તાજા ખીલેલા પાંદડા-સાથે હસતુ અને નર્તન કરતુ પવનમા ઝુ઼ંચા કરુ! માતા, તુ મને ઓળખી શકશે?

તુ મને સાદ કરશે, ' બચુ! ઓ બચુ! તુ ક્યા છે?"

હું શરમથી મારી આંખડીઓ ઉઘાડીશ અને તારુ કામ જોયા કરીશ

ચોગાનમા પ્રાર્થના કરવા માટે સ્નાન કર્યા પછી ખભા ઉપર પથરાયેલા ભીના વાળ સહિત તુ જ્યારે ચંપાની શીળી છાયામાથી પસાર થઈશ ત્યારે ફૂલમાથી આવતી ફોરમની તને ખબર પડશે પણ એ ફોરમ મારામાથી આવે છે એ ખબર તને નહિ પડે

બપોરના ભોજન પછી તુ જ્યારે બારીમા રામાયણ વાચતી બેઠી હશે અને ચંપાવૃક્ષનો પડછાયો તારા કેશ અને ખોળા ઉપર પડતો હશે ત્યારે પુસ્તકનુ જે પાન વાચતી હશે તેના જ ઉપર હુ મારો નાનો પડછાયો પાડીશ

પણ તુ ધારી શકીશ કે એ તારા નાનકડા બાળકનો પડછાયો છે?

સાયંકાળના વખતે સળગતો દીવો લઈ જ્યારે તુ ગાય દોહવા જશે ત્યારે એકદમ પૃથ્વી ઉપર પડીને હુ ફરીથી તારો બાળ બની જઈશ, અને તારી આગળ સુંદર વાતની માગણી કરીશ

તુ બૂમ પાડીશ, ' તોફાની અત્યાર સુધી ક્યા હતો?'

"માતા, એ હુ તને નહિ કહુ'

આમ આપણે બન્ને વાતચીત કરીશુ

*

ફૂલ રોળાયુ કળી સામે અનિલ,
એ કથા કહેતુ ગયુ અંજામની!

# માયાનો મોહ

સ્વામી પ્રણવાનંદ

અવંતિકાના એક મોક્ષેચ્છુ વાણિયાને ત્યાં એક કર્મકાંડી બ્રાહ્મણ ગીતાપાઠ કરવા જતો ત્યાં શિપ્રા તટ પર એક ઘડિયાલ પડેલું મળ્યું બ્રાહ્મણને જોતાં જ ઘડિયાળે કહ્યું 'પંડિતજી, ગીતાપાઠ તમે શેઠજીને પછી સંભળાવજો પહેલાં મને વાંચી સંભળાવો ભેટ પણ હું જ તમને પહેલાં આપીશ '

બ્રાહ્મણે જોયું કે ઘડિયાળે સાચા મોતીનો એક મૂલ્યવાન હાર ભેટમાં ધર્યો છે

સમ પછી તો બ્રાહ્મણ દરરોજ પહેલાં પેલા ઘડિયાલ પાસે બેસી ગીતાપાઠ કરી જતો અને પછી પેલા વાણિયાને ત્યાં જતો એમ કરતાં કરતાં આખી ગીતા પૂરી થઈ ગઈ પેલા ઘડિયાળે પૂર્ણાહુતિ વેળા બ્રાહ્મણને મોતીથી ભરેલો એક ઘડો દક્ષિણામાં આપ્યો અને બ્રાહ્મણને કહ્યું કે, 'જો તમે મને ત્રિવેણીમાં મૂકી આવ તો હું તમને મોતીથી ભરેલા બીજા પાંચ ઘડા આપીશ '

બ્રાહ્મણે હા પાડી એ તો ઘડિયાળ ઉપાડીને ત્રિવેણી પહોંચ્યો કેટલાક દિવસ પ્રવાસ કર્યા પછી બ્રાહ્મણ ત્રિવેણી ઘાટ પર પહોંચ્યો ઘડિયાળે વચન આપ્યા મુજબ બ્રાહ્મણને મોતીથી ભરેલા પાંચ ઘડા આપ્યા બ્રાહ્મણ તો રાજીરાજી થતો પાંચે ઘડા લઈને પાછો વળવા લાગ્યો તે જોઈને ઘડિયાળ વ્યંગમાં હસવા લાગ્યું

બ્રાહ્મણે ઘડિયાળને હસવાનું કારણ પૂછ્યું તો ઘડિયાળે કહ્યું કે, 'તમે અવંતિકા જઈને મનોહર ધોબીના ગધેડાને એનું કારણ પૂછજો એ જવાબ દેશે '

બ્રાહ્મણ તો અવંતિકા આવ્યો અને મનોહર ધોબીના ગધેડાને ઘડિયાળના હસવાનું કારણ પૂછ્યું

ગધેડો કહેવા લાગ્યો 'પૂર્વજન્મમાં હું કોશલ નરેશનો પરિચારક હતો એક દિવસ રાજા ત્રિવેણીમાં સ્નાન કરવા ગયા ત્રિવેણીના દર્શનથી એમને એટલો બધો આનંદ થયો કે રાજપાટ છોડીને શેષજીવન ઈશ્વરભજનમાં જ વિતાવવાનું નક્કી કર્યું મહારાજાનું મારા પર ઘણું હેત મહારાજાએ મને કહ્યું 'તારી જો ઈચ્છા હોય તો તું મારી સાથે ત્રિવેણીમાં જ રહે તારી ઉંમર પણ હવે તો સો લગભગ થવા આવી છે અને જો ન રહેવું હોય તો હજાર મુદ્રા લઈને કોશલ જા

'હું તો મૂઢ હતો ધનનો મોહ ન છૂટ્યો કોશલ એક હજાર મુદ્રા લઈને પાછો વળ્યો તમે પણ મારા જેવી જ ભૂલ કરી ઘડપણમાં ઘડિયાળ જેવા જડ પામર જીવે પણ આત્મ શાંતિ માટે વ્યવસ્થા કરી લીધી પણ તમે તો મનુષ્ય, અને એ મનુષ્યોમાં પણ શ્રેષ્ઠ મનુષ્ય વૃદ્ધ બ્રાહ્મણ થઈને ધનની તૃષ્ણામાં હજી ઘરઘર ભટકો છો; તમારી એ મંદમતિ જોઈને ઘડિયાળ હસતું હતું !'— બ્રાહ્મણને ઘડિયાળના હાસ્યનું કારણ સમજાઈ ગયું

શ્રમ વિનાની સંસ્કારિતા, કે શ્રમના ફળરૂપે ન મળેલી સંસ્કારિતા કશા કામની નથી રોમન લોકોએ વિલાસની ટેવ પાડી ને પાયમાલ થઈ ગયા આખો દિવસ માત્ર લખવા, વાંચવા કે ભાષણો કરવાથી માણસ મનનો વિકાસ કરી શકતો નથી મેં જે વાચન કર્યું છે તે જેલમાં મળેલા ફુરસદના વખતમાં કર્યું છે, ને મને એનાથી લાભ થયો છે કેમ કે એ બધું વાચન ગમે તેમ નહીં પણ કંઈક નિશ્ચિત હેતુથી કરેલું અને મેં દિવસો ને મહિના લગી રોજના આઠ આઠ કલાક કામ કર્યું છે છતાં હું નથી માનતો કે મારું મગજ ખવાઈ ગયું છે હું ઘણી વાર રોજના ચાળીસ માઈલ ચાલ્યો છું છતાં મેં મગજની જડતા નથી અનુભવી

—ગાંધીજી

# બે પ્રસંગો

## માંસાહાર

ગાંધીજીને ખ્રિસ્તી ધર્મ તરફ ખેંચવા મથનાર એક પાદરીએ એમને દર રવિવારે પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપી રાખ્યું હતું. ગાંધીજીએ એનો સ્વીકાર કર્યો. જમવાના ટેબલ ઉપર મિશનરીનાં કુટુમ્બીઓ માંસાહારની વસ્તુઓ ખાતાં, ગાંધીજીનો આહાર ચુસ્ત 'વર્જેલો' રહેતો. ('માંસાહારી લોકોના ટેબલ ઉપર તમે કેમ જમો છો?' એમ એમને પૂછનાર ત્યાં કોઈ ન હતું.) આહારના પુણ્યપાપ વિષે વાત ન છેડવા જેટલો વિવેક ગાંધીજી પાસે હતો. પણ મિશનરીનાં બાળકો પૂછવા લાગ્યાં કે, અમુક વાનીઓ ગાંધીજી કેમ નથી ખાતા? માતપિતાને કહેવું પડ્યું કે 'એમના ધર્મમાં એ પાપ ગણાય છે.'

શા માટે પાપ ગણતા હશે?

તેઓ માને છે કે પશુપક્ષીઓને આત્મા છે, સુખદુઃખની લાગણી છે. પ્રાણીઓને મારવામાં ક્રૂરતા છે. પાપ છે.

વાત તો સાચી લાગે છે. તો આપણે કેમ એ વસ્તુને પાપ નથી ગણતા?

'આપણે માનીએ છીએ કે પશુપક્ષી આદિ મનુષ્યેતર પ્રાણીઓને આત્મા નથી હોતો.'

તે કોણ જાણે. પણ એમને મારવામાં ક્રૂરતા તો છે જ. મારતી વખતે તેઓ નાશભાગ કરે છે, જોરથી રુએ છે, એટલું તો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. આવતી કાલથી અમે એ વસ્તુઓ નથી ખાવાનાં.

નહીં ખાવો તો નબળાં પડશો.

ત્યારે મિ. ગાંધી કેમ નબળા પડતા નથી?

અંતે પાદરીએ ગાંધીજીની માફી માગી અને રવિવારનું જમવાનું આમંત્રણ પાછું ખેંચી લીધું.

કાકા કાલેલકર

## મૃત્યુની સામે

ચંપારણ્યનો સત્યાગ્રહ તો સહુને યાદ હશે. ત્યાંના ખેડૂતની હાલત ગોરા વેપારીઓએ એવી તો ખરાબ કરી દીધેલી કે બાપુ જાતે ત્યાં જઈને આખી પરિસ્થિતિનું તોલન કરીને, અન્યાય સામે લડત માંડી ગળીનો ડાઘ ધોવાનો બાપુએ નિર્ધાર કર્યો. ગોરાઓને તો આ બધું વસમું લાગ્યું, લાગે જ ને? શોષણની મૂડી આવતી અટકતી હતી. એ તો ધૂંવાપૂંવા થઈ ગયા. સરકાર તો એમને પક્ષે હોય. છતાં બાપુની પ્રતિભા એવી હતી, એમની તાકાત એવી હતી કે ગોરાઓને ભય લાગ્યો કે આપણે હારવાના! ને અંતે થયું પણ તેમ જ.

જ્યારે સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે એક ઝનૂની ગોરાએ નિર્ધાર કર્યો કે જો ગાંધી મને ક્યાંક એકલદોકલ મળી જાય તો એને ગોળીથી ઠાર કરું!'

બાપુને આની ખબર પડી. બીજે દિવસે વહેલી સવારે સાથીદારો જ્યારે ઊંઘતા હતા ત્યારે એકલા પેલા ગોરાને ત્યાં ગયા અને બારણાં ખખડાવ્યાં.

પેલો ગોરો વિચારવા લાગ્યો કે વળી આ કોણ વહેલી સવારમાં આવ્યું!

એ તો આંખ ચોળતો ઊઠ્યો. બારણાં ખોલી જોયું તો પોતે જેને ઠાર કરવા માગતો હતો તે જ માણસ પોતાની સામે ઊભો હતો!

ગોરો વિચારમાં હતો ત્યાં બાપુએ તેને કહ્યું: 'હું ગાંધી છું. તમે મને મારવાની પ્રતિજ્ઞા લીધી છે ને? તમારી પ્રતિજ્ઞાનો ભંગ ન થાય તે માટે તમને એકાંતમાં મળવા આવ્યો છું. તમારી પ્રતિજ્ઞા પૂરી કરી લો!'

ગોરો તો સ્તબ્ધ થઈ ગયો! આવી નીડરતા! એ શું ગોળી ચલાવતો હતો! એ વાત બાજુએ રહી અને એ તો બાપુનો મિત્ર બની ગયો!

રતિલાલ આનંદ

# તેજબિંદુ

લલિત શાસ્ત્રી

### ભોગી અને ત્યાગી

એક સુંદર પુષ્પ પર રોજ એક ભ્રમર નિયમિત રીતે રસ પીવા આવતો એક માખી પણ એવી જ રીતે નિયમિત ત્યા આવતી પણ ભ્રમરના આવતા પહેલા ત્યાથી ચાલી જતી સંજોગવશાત્ એક દિવસ ભ્રમરે માખીને જોઈ લીધી ભ્રમરને જોઈ માખી ઊડી ગઈ ભ્રમરે મુખ મચકોડી પુષ્પને કહ્યુ 'આવા ક્ષુદ્ર જંતુને તુ શા માટે તારા રસનું પાન કરવા દે છે? શુ મારો પ્રેમ તારે માટે બસ નથી?'

પુષ્પે વ્યંગમિશ્રિત હાસ્ય કરતા કહ્યુ, 'તમારા પ્રત્યે મને અનહદ પ્રેમ છે, પણ સાચા અર્થમા કહુ તો તમે ભોગી છો, કારણ કે તમે મારામાથી જે રસ ગ્રહણ કરો છો તે કોઈને આપતા નથી જ્યારે મધુમક્ષિકા ત્યાગી છે, કેમકે તે બીજા માટે મધુસંગ્રહ કરે છે'

ભ્રમરને તે દિવસે રસ નીરસ લાગ્યો પણ બીજે દિવસે તે ફરીથી પોતાના સ્વભાવ પ્રમાણે નિજાનંદ માટે જ રસનુ પાન કરવા લાગ્યો

ભોગીએ ભોગ ન છોડયો ત્યાગીએ ત્યાગ ન છોડયો

*

### કોણ મૂર્ખ?

એક વાર પંડિતોની સભા આગળથી એક શિયાળ પસાર થતુ હતુ બધા એને એકીટશે જોવા લાગ્યા શાસ્ત્રીજીએ કહ્યુ કે, એનુ મોઢુ કૂતરા જેવુ છે માટે તે કૂતરાની યોનિનુ હોવુ જોઈએ પંડિતજીએ ઉગ્ર વિરોધ કરતા કહ્યુ, 'એનું પુચ્છ (પૂછડું) બિલાડા જેવુ છે માટે એ ચોક્કસ બિલાડો જ છે–'

આ સાભળીને શર્માજી ધૂધવાઈ ઊઠયા એની ચાલ તો હિંસક પ્રાણી જેવી છે માટે એ જંગલનુ પ્રાણી હોવુ જોઈએ

બીજા પંડિતો પોતાનો અભિપ્રાય આપે તે પહેલા જ ત્યાથી પસાર થતા એક સામાન્ય માનવીએ કહ્યુ, 'એ તો શિયાળ હતુ'

ત્યારે 'મૂર્ખ,' 'પાજી,' 'અલ્પજ્ઞાની,' વગેરે શબ્દો પંડિત સમાજમાથી નીકળી પડ્યા

મૂર્ખ કોણ હતું એ કહેવાની જરૂર નથી

*

### સાચુ દેવત્વ!

એક વાર એક જ્ઞાનીએ એક માનવીને કહ્યુ, "અરે, આ જડ દુનિયામા તુ શા માટે તારા ચેતનને વેડફે છે! અહી તારો કોઈ વિકાસ નથી તું તારા માનવચૈતન્યના વાઘા ઉતારી નાખ–ચાલ હુ તને દેવત્વની સિદ્ધિ અપાવુ"

ત્યારે માનવીએ કહ્યુ "ભાઈ! મને મારી આ કક્ષાથી સંતોષ છે જે દિવસે હુ મારા આ નાનાશા માનવચૈતન્યને ત્યાગીશ તે દિવસે દેવત્વનો પ્રકાશ મારાથી ઘણો દૂર ચાલ્યો ગયો હશે એ પણ એટલી જ સત્ય હકીકત છે જે નાના પદને સાચવી શકતો નથી શકતો તે મહાન સિદ્ધિ ક્યાથી પામી શકે!"

માનવે માનવ જ રહેવામા ગૌરવ માન્યુ

*

### પુરુષાર્થનુ શ્રેય

એક વાર એક મનુષ્ય સમુદ્રકાંઠે જઈને ઊભો–'રે સમુદ્ર! તુ આ જગતનો ત્રણ ચતુર્થાંશ ભાગ પચાવીને બેઠો છે તારી પાસે અખૂટ સમૃદ્ધિ છે છતા તુ શુ મને થોડા કીમતી મોતીઓ પણ નથી આપી શકતો? તારા ભયંકર મોજાઓ મારા પગને પખાળી રહ્યા છે મને તારી બીક લાગે છે–'

સમુદ્રે ગર્જના સાથે કહ્યુ મારી ક્યા ના છે? આવ મને ભેટ અને મારા અનંત ઊંડાણમાથી તારાથી જેટલુ લેવાય તેટલુ લે પરિશ્રમ વિના કોઈ સિદ્ધિ નથી એ તુ માનવી થઈને પણ નથી જાણતો?–તારા પુરુષાર્થમા જ આપણા બન્નેનુ શ્રેય છે



# શરણાગતની સહાયે

વિશ્વામિત્રને રામના વચન પર વિશ્વાસ હતો. એ શાંત થયા અને વિદાય થયા.

એમના ગયા બાદ રામ પોતે રથમાં બેસી શકુન્તની શોધમાં નીકળ્યા. નારદજીને આ વાતની ખબર પડી. એમનો સ્વભાવ કૌતુકપ્રિય રહ્યો એટલે કંઈ નવાજૂની કર્યા વિના રહે ખરા? એ તો પહોંચ્યા રાજા શકુન્ત પાસે. શકુન્તને કહ્યું કે તેં વિશ્વામિત્રનું અપમાન કર્યું છે, અને સ્વયં રામ તે માટે તને દંડ દેવા માટે આવી રહ્યા છે. માટે જીવ બચાવવો હોય તો જલદી અહીંથી ભાગ.

'પણ, ક્યાં ભાગું? મુનિરાજ!' શકુન્તે પૂછ્યું.

'સમય ઝાઝો નથી. અને નજીકમાં કોઈ બીજું સ્થળ નથી. માટે અંજનીના ઘરે જા. એને હનુમાન જેવો બલિષ્ઠ પુત્ર છે, જરૂર તારું રક્ષણ કરશે.'

વધારે વિચારવાનો સમય જ ન હતો. એ તો દોડ્યો સીધો અંજનીની કુટિરે. 'અંજની માતા! મારું રક્ષણ કરો. મને બચાવો. હું ભયમાં છું, દુશ્મન મારી પાછળ પડ્યો છે.'

'દીકરા! મારી કુટિરમાં ચાલ્યો આવ. હું તને અભયદાન આપું છું. અહીં તું નિર્ભય છે. મારો પરાક્રમી પુત્ર તારું રક્ષણ કરવા પૂરતો છે.'

શકુન્તને નિરાંત થઈ. અંજની માતાએ હનુમાનને બોલાવી દ્વાર પર ચોકી કરવા ઊભા રાખ્યા.

થોડી જ વારમાં રામનો વિશાળ રથ પૂર ઝડપે ત્યાં આવી પહોંચ્યો. અંજની કે હનુમાનને ખબર ન હતી કે શકુન્તની પાછળ કોણ પડયું છે.

કલહપ્રિય નારદે જ રામને ખબર આપી હતી કે શકુન્તે અંજનીની કુટિરમાં આશ્રય લીધો છે.

અંજની ને હનુમાન તો ભારે ધર્મસંકટમાં

નામરાજ્યના સમયની આ વાત છે. શકુન્ત નામનો એક નાનો રાજા હતો. તે એક દિવસ મહર્ષિઓના તપોવનમાં ગયો. દરેક મહર્ષિને નમીને તેમનો ચરણસ્પર્શ કર્યો. સંજોગવશાત્ તે વિશ્વામિત્રને નમસ્કાર કરવાનું ભૂલી ગયો.

વિશ્વામિત્રને એથી ઘણું જ ખોટું લાગ્યું. આમ તો તે દુર્વાસાની પેઠે કોપાયમાન થઈ જતા. તેમાં આ બનાવ બનતાં એમના કોપનો પાર રહ્યો નહીં. એમને એમાં પોતાનું હાડોહાડ અપમાન લાગ્યું. કેમ કે, વિશ્વામિત્ર પોતાને મહર્ષિ માનતા હતા.

વિશ્વામિત્ર તો રામ પાસે આ અન્યાયનો ન્યાય માગવા ગયા. રામને આખી બિના કહી સંભળાવી. રામને પણ શકુન્તની ધૃષ્ટતા ખૂંચી. અન્ય મહર્ષિઓની સામે વિશ્વામિત્રનો આવો જુદો અનાદર એ બહુ અપમાનજનક કહેવાય.

રામે વિશ્વામિત્રને આશ્વાસન આપ્યું કે હું આ બાબતમાં જાતે જ યોગ્ય કરીશ. શકુન્તનું મસ્તક આપના ચરણમાં ઢળશે જ.

આવી પડયા! હવે શુ થાય? રામ જેવા રામ શકુન્તની પાછળ પડયા છે, તે તો હનુમાનના સ્વામી થાય! તેમનો સામનો કરવો? પણ શરણે આવેલાનુ રક્ષણ કરવુ એ આપણો ધર્મ છે

અજનીમાતાએ હનુમાનને કહ્યુ 'બેટા, મે શકુન્તને અભયદાન આપ્યુ છે, મારુ વચન નિષ્ફળ ન જવુ જોઇએ હુ જાણુ છુ કે રામ સાથેનો આપણો સબધ કેવો છે છતા ધર્મ તે ધર્મ, ફરજ તે ફરજ, એનુ પાલન થવુ જ જોઇએ આવા પ્રસગે લાગણીને વચ્ચે આવવા દેવી ન જોઈએ'

હનુમાને અજનીમાતાને પ્રણામ કરી પોતાની વિશાળ ગદા લઇને હિમાલય પેઠે ધસી આવતા રામનો સામનો કરવા અડગ ખડા થઈ ગયા

રામ કુટિર પાસે આવી પહોચ્યા હનુમાને એમને અતરથી વદન કર્યા, પણ હાથ જોડીને પ્રણામ કર્યા નહી રામને આશ્ચર્ય થયુ જરા ખોટુ પણ લાગ્યુ એમણે સહેજ ગુસ્સામા હનુમાનને પૂછ્યુ 'હનુમાન! મારા પરમ ભક્ત, અનન્ય ઉપાસક સેવક થઈને તે મારી સાથે દુશ્મનાવટ કરનારને આશરો આપ્યો? તુ શકુન્તને મારે હવાલે કર નહી તો મારે નિરુપાયે બળનો ઉપયોગ કરવો પડશે '

'શ્રી રામ! આપ, મારે ત્યા અત્યારે સ્વામીના રૂપમા નહી પણ શત્રુરૂપે પધાર્યા છો કહો, હુ તમારી આજ્ઞા શા માટે પાળુ? સ્વામીની આજ્ઞાનુ મે કદી પણ ઉલ્લઘન કર્યુ નથી શત્રુની આજ્ઞા એ આજ્ઞા નથી, હુકમ છે, અને શત્રુનો હુકમ માનવો એ કાયરનુ કામ છે, આપ તો જાણો જ છો કે હુ ગમે તે હોઇશ, કાયર તો નથી જ એટલે આપના કહેવાથી હુ શકુન્તને સોપી દઉ એવી ખોટી આશા આપ ન રાખશો '

રાવણ સરખા બળવાન અસુરને પરાસ્ત કરનાર, વકા વિજેતા શ્રી રામને, હનુમાનના શબ્દો સાભળી, અગેઅગે ક્રોધ વ્યાપી ગયો

'હનુમાન તુ દુ સાહસ કરે છે' રામ બોલ્યા

'કર્તવ્યપાલનમા મને સાહસ કે ભય જણાતા નથી' હનુમાને કહ્યુ

રામે ધનુષ્ય હાથમા લીધુ ભાથામાથી તીર કાઢી ચઢાવ્યુ રથને આગળ લીધો હનુમાન પણ પોતાની ગદા લઈ આગળ વધ્યા ઘોર યુદ્ધ શરૂ થયુ

રામબાણને હનુમાન ગદાથી વારવા લાગ્યા એમનો સિહનાદ ચારે તરફ ગાજી રહ્યો સાજ સુધી આમ ચાલ્યુ રામ હનુમાનને હટાવી શક્યા નહી

સૂરજ ઢળ્યો અને હનુમાનની ગદાના પ્રહારે રામને ચોટ વાગી રામ પડયા પડતા પડતા રામે હનુમાનના પરાક્રમની પ્રશસા કરી હુ હાર્યો, તુ જીત્યો

હનુમાન તત્કાળ રામના ચરણોમા ઢળી પડયા અને ગદ્ગદ્ કઠે કહેવા લાગ્યા 'ભગવાન' ભક્તને મન તો ભગવાન જ સર્વ કઇ છે, આપ પણ મારુ સર્વસ્વ છો જો મારા પર આપની કૃપા વરસી ન હોત તો હુ મારા કર્તવ્યપાલનમા શી રીતે અડગ રહી શક્યો હોત? હુ તમારા આદર્શ પ્રમાણે જ વર્ત્યો છુ મારી જીતનુ શ્રેય આપને જ ઘટે છે'

રામ પ્રસન્ન થયા બોલ્યા 'તે મારી અધભક્તિ કરતા કર્તવ્યપાલનને શ્રેષ્ઠ ગણી શરણાગતની રક્ષા કરી તે સારુ જ કર્યુ છે'

હનુમાને કુટિરમાથી શકુન્તને બોલાવ્યો રામના ચરણોમા ઢાળી કહ્યુ 'શકુન્ત! તને રામનો ભય છે? એ તો 'નિર્બળના બળ રામ' છે! એમનો ડર હોય? રામના ચરણમા તો પરમશાતિ છે, હવે તને કશો ભય નથી'

એવામા વિશ્વામિત્ર ત્યા આવી પહોચ્યા હનુમાને તરત દડવત્ પ્રણામ કર્યા શકુન્તે પણ તેમ કર્યુ વિશ્વામિત્રના અનાદરનો કોઈ પ્રશ્ન રહ્યો નહી

વિશ્વામિત્રે શકુન્તને ઉદારતાથી ક્ષમા આપી

*

# એંશી વર્ષ પહેલાં

કાંતિલાલ શાહ

એંશી વરસ પહેલાનો જમાનો અને એંશી વરસ પહેલાનું જીવન! કેવો હતો એ જમાનો અને કેવા હતા એ દિવસો?

વહેલી સવારે બાળક અમૃતલાલ (ઠક્કર બાપા) અને એમના ભાઈબહેનો ઉપરના માળે સૂતા હોય ત્યારે સામેના ઘરેથી કરસન મેરાઈ પ્રભાતિયા ગાવાનું શરૂ કરે અને પછી શૌચાદિથી પરવારી દાતણપાણી કરી કામે લાગે એ વખતે ઘરના મોટેરાઓ ઊઠે વિઠ્ઠલબાપા (ઠક્કર બાપાના પિતા) ઊઠીને પ્રભાતિયા ગાય મૂળીમા (ઠક્કર બાપાના માતા) પણ ઊઠી કામ મો ધોઈ પ્રાત કર્મથી પરવારી વાસી કામ અજવાળે, દળણું દળે અજવારી કાઢે પાણી ભરી લાવે અને સવારના બીજા કામ પતાવી હવેલીએ દર્શન કરવા જાય એટલા વખતમા બાળકો જાગે અને દાતણપાણી કરી નિશાળે જવા તૈયાર થાય

સવારનું અજવાળું થતા દરજી ભગત કરસન મેરાઈ ઘરની બહાર સંચો કાઢી ઓટલા ઉપર ગોઠવે અને એનું સીવણકામ ચાલુ થાય વહેલી સવારથી મોડી સાંજ સુધી એનો સંચાનો ઘરઘરાટ ચાલુ રહે

વિઠ્ઠલબાપા પોતે આમ તો ધર્મપ્રેમી અને શ્રદ્ધાળુ જીવ ભગવાનના દર્શન કરવા રોજ હવેલીએ જાય ઘેર પણ ઠાકોરજીની મૂર્તિ ખરી, છતા ધર્મની બાબતમા પણ એમના ખ્યાલો જુદા હતા ઘણી વાર બહુ જ વહેલી સવારે કરસન ભગત રાગડો તાણી શેરી આખીને જગાડતા હોય, તો એને ધમકાવી તેની ખબર લઈ નાખતા ધર્મનું આચરણ પણ બીજા લોકોને અગવડ ન પડે, એમના જીવનમા ખલેલ ન પહોંચાડે એ રીતે થવુ જોઈએ એવી તેમની માન્યતા ખરી આ માન્યતાને લઈને ઘણી વાર એ દરજી કરસન ભગતને ઠપકો આપી કહેતા કે, "આટલી વહેલી સવારે જ્યારે બધા જીવ જંપી ગયા હોય ત્યારે મોટેથી ભજન ગાઈ એમની નિંદરમા ખલેલ પહોંચાડવાથી પાપ લાગે એટલે કા તો તમે જરા મોડા ઊઠવાનું રાખો અથવા પ્રભાતિયા ધીમે રહીને ગાઓ ધીમે ગાવાથી ઈશ્વર કંઈ તમારું ભજન નહીં સાંભળે?'

દરજી કરસન ભગત પછી આ ફળિયામા સૌથી વધારે ધ્યાન ખેંચનાર વ્યક્તિ પાની કાકી હતા એ બિચારી બાઈ નાની ઉંમરમા વિધવા બની હતી એને એકનો એક દીકરો હતો દીકરાને ઉછેરી મોટો કરી તેણે પરણાવ્યો હતો અને ઘેર વહુ લાવી તેણે નિરાંતનો દમ ખેંચ્યો હતો ભગવાને આટલે વખતે ફરી પાછા સુખના દિવસ દેખાડયા એમ માની મનમા હરખાતા હતા પણ એનુ સુખ લાંબો સમય ટક્યુ નહીં દીકરો ક્ષયની બીમારીમા સપડાયો ને થોડા વખતમા ગુજરી ગયો વહુ ઘર છોડીને નાતરે ગઈ પાનીકાકી બિચારી એકલી રહી

ભોગજોગે પાછલી અવસ્થામા એને અંધાપો આવ્યો બિચારી આંધળી ડોશી રેંટિયો કાંતે કોઈ એને રૂ ની ભરીને પૂણી આપી જાય ને નવરી પડે ત્યારે બેઠીબેઠી કાંત્યા કરે અને એમાથી જે બે અઢી આના રોજી મળે તે વડે પોતાનુ ગુજરાન ચલાવે

પાની ડોશી આંધળા બન્યા ત્યારે ઘરમા બીજુ કોઈ મદદગાર ન હતુ પાની ડોશી આંધળા હોવા છતા, રાંધવુ ચીંધવુ, ઠામ વાસણ ઊટકવા વગેરે ઘરકામ પોતાને જાતે જ કરવુ પડતુ સવારમા ઊઠી વાસી કામકાજ પતાવી ચૂલો સંધરૂકી, ઠીકરાના પાત્રિયામા ખીચડીકઢી કે એવુ કંઈ રાંધી લેતા ઘણી વાર રાત પડે અને બધા સૂઈ જાય ત્યારે ચંદ્રમાના અજવાળામા બહાર ફળિયામા બેસીને પાડવા એ કાતતા જ હોય બાગ

અમૃતલાલને આ પાનીકાકી પ્રત્યે બહુ અનુરાગ હતો અને એના દુખી જીવન પ્રત્યે એના બાળહૃદયમા સહાનુભૂતિ અને દયાની લાગણી હતી એક ઠેકાણે યાદ કરતા લખે છે "મારી માતા ઘણી વાર આ આંધળી ડોશીને મદદ કરતી અને એને સૂતર પણ કાંતી આપતી એથી મને હૃદયમા ઘણો આનંદ થતો, ને બિચારા પાનીકાકી તરફ હૃદયમા સહાનુભૂતિની ભાવના પ્રગટ થતી પાનીકાકીને મદદ કરવાના આશયથી તેને એક બાજુ ખસેડી એનો રેંટિયો કાંતતી મારી માતાનુ ચિત્ર આજ પણ મારી આંખ સામે તરવરે છે"

અને સવારમા ફળિયુ વાળવા આવતો પેલો સુધરાઈનો ભંગી? અને રોજ માગવા આવતો પેલો ઢેડનો ગરોડો? એ બિચારા અસ્પૃશ્યો હતા અને એમને અમુક હદથી આગળ વધવાની મનાઈ હતી ઢેડનો ગરોડો રોજ રોટલા માગવા આવતો ને એ બિચારો નસાણી ફળિયાના છોકરાઓ જ્યા ઝાડે ફરવા બેસતા ત્યા ગદકીમા જઈને બેસતો બીડીના ફૂક લીન ટાઢ ઉડાડતો એને જોઈ બાળક અમૃતલાલને તેના પ્રત્યે દિલમા અનુકપા થતી થતુ કે આ બિચારાને આવી બગડેલી જમીન ઉપર કેવુ બેસવુ પડે છે એ કરતા ચોકખી જગ્યામા બેસે તો? એને બિચારાને ઠીક પડે આથી એક દિવસ માતા પાસે જઈને તેણે સિફારસ કરી કહ્યુ "આ બિચારા ગરોડાને ઝાડે ફરવાની જગ્યાએ બેસવુ પડે છે તે એને આપણા પથ્થરના ઓટલા ઉપર બેસાડીએ તો કેમ? એથી કાંઈ પથ્થર તો અભડાઈ જવાનો નથી ને'

પણ માતા એવી રજા કેમ આપે? તમને એના ખબર ન પડે એમનાથી ત્યા ન બેસાય એમ કહીને માતા બાળકને ચૂપ કરી દેતી પણ એના હૃદયમા આ સવાલ તો ઊભો થઈ જ ગયો હતો આમ છતા આભડછેડના સસ્કાર એના ઉપર પણ પૂરા જોરથી પડી ગયો હતો આ અગે ઠક્કરબાપા લખે છે ઢેઢ અને ગરોડા તો અસ્પૃશ્ય જ હોઈ શકે તેને કોઈ પણ રીતે જાણીબૂજીને અડાય જ નહી ભૂલથી પણ અડી જવાય તો નાહવુ પડે અને નાહવાનુ કદાચ ન બની શકે તો છાંટ તો લેવી જ પડે એવી છાપ મારા મન ઉપર એટલા જોરથી પાડવામા આવી હતી કે ન પૂછો વાત

આ ભંગી અને ગરોડા ઉપરાંત સવારમા માથે સૂડલી લઈને શુક્રવારિયા દાળિયા વેચવા આવતો ગીગો દાળિયાવાળો પણ વસાણી ફળિયામા છોકરાઓના જીવનમા આકર્ષણ જેવો બની ગયો હતો એનો બાપ હિન્દુ મટી ખોજો બની ગયો હશે એ બિચારો નાની ધોળી દાઢી રાખતો માથે લબડતા ચીંથરા વાળો લથડથથડ ફેંટો બાંધતો કમર નીચે મોટા ઘેરવાળુ સૂંથણુ પહેરતો અને ડિલ ઉપર ફાટેલુ પહેરણ અથવા ખભે ખેસ—એવા વેશથી દાળિયા, મમરા અને ગોળની સૂડલી માથે મૂકી રોજ ફળિયામા આવતો એ આવે એટલે શેરીના છોકરા એકઠા થાય ને ઘરમાથી પાઈ પૈસો જે કઈ મળે તે લઈ એની પાસેથી દાળિયા મમરા, શિંગ, ગોળ વગેરે ખાવાનુ લેતા ગીગો દાળિયાવાળો ઠીક ઠીક ઘરડો થયો હતો અને શરીરે અશક્ત થયો હતો આથી ઘણી વાર શેરીના છોકરા એને પજવતા કોઈ એનો ફેંટો ખેંચે કોઈ ફાટેલા પહેરણમાથી લીરો ખેંચે, કોઈ દાઢીના વાળ ખેંચી ચાલ્યા જાય આમ અનેક રીતે તેને હેરાન કરતા આમ થતુ ત્યારે બાળક અમૃતલાલના બા પાસે એ રાવ કરતો ને કહેતો મૂળીમા આ જોને તારા છોકરા પજવે છે' આથી મૂળીમા છોકરાઓને વઢતા અને એવા તોફાનમાથી વારતા આ પ્રસંગ ટાંકીને ઠક્કરબાપા લખે છે કે, ક્યા એ વખતના ગરીબ ખોજાઓ અને ક્યા આજના તાલેવંત અહંકારી અને આપણાથી વિખૂટા પડેલ ખોજાઓ! ×

× ઠક્કરબાપા' માથી પ્રાપ્તિસ્થાન નવજીવન

*

## પ્રવાસી

એ હું કબૂલી લઉં છું કે જીવનની આ ધર્મશાળામાં હું માત્ર રાતભરનો જ પ્રવાસી છું; સવારે હજી તો ઉષાનાં રંગભર્યાં સુવર્ણ કુસુમો માંડ વિકસશે, એની પાયલના ઝણકારો સંભળાશે ન સંભળાશે ત્યાં તો હું નવા પથ પર કદમ માંડી ધૂળના ગોટા ઉડાડતો કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ જઈશ. ઉષાના ઈશારે મારો કાફલો ઊપડી જશે એ સાચું છે, તોય મને જરા જેટલોય રંજ નથી એ પણ એટલું જ સાચું છે.

રાત ! એક રાતના બાર કલાકો—૭૨૦ મિનિટો ! રાતે કદીક ચન્દ્રનાં તેજકિરણો અંધારાના અણુએ અણુને વાળીઝૂડીને દૂર દૂર ફેંકી દે છે, રમવા નીકળી પડેલાં ભૂલકાંઓના કિલકિલાટની જેમ તારકમાલા ઝગમગતી હોય છે, કુમુદો વિકસે છે, ચકોરી ગુંજે છે, શાંતિના સુમધુર સૂરો સૃષ્ટિ ઉપર પથરાઈ જાય છે. સાગરમાં ભરતી આવે છે, કદીક બીજની બંકિમ આકૃતિ સર્જાય છે, અને કદીક રાત્રિના નયનમાં અમાસ કાજલરેખાનું યે અંજન આંજે છે !

આવી વિશિષ્ટ, ઝાઝે ભાગે પ્રકાશપ્રફુલ્લ રાત્રિ મને મળી છે. પછી હું અફસોસ શા માટે અનુભવું ?

એ સાચું છે કે મારો કોઈ સંગાથી નથી, હું અહીંથી પ્રભાતે પ્રયાણ કરીશ ત્યારે કોઈની આંખો ભીની નથી થવાની. પણ જેને કોઈ સાથ નથી હોતું, એને એ વ્યક્તિ પોતે સહાયરૂપ થાય છે અને ખુદ પ્રકૃત્તિ એને પ્રેમ કરે છે.

રાત્રિનો ઘૂંઘટ ઊઘડશે અને ઉષાનું ગુલાબી મુખડું ઝળહળશે, ત્યારે હું અહીંથી વિદાય થઈશ. અને તે વખતે એકેએક ફૂલોનાં મુખ આંસુથી ભીંજાઈ ગયાં હશે. હું આને જ મારા જીવનની સફળતા માનીશ—કોઈક તો મારા તરફ લાગણી બતાવે છે એ ખ્યાલે મારું જીવન મને સાર્થક લાગશે. પછી હું રંજ શા માટે અનુભવું ?

સાચું પૂછો તો મારી વિદાય વેળાએ કોઈ આંસુ સારે એ મને જરાય ગમતું નથી, અને એટલે જ તો હું ઉષાને કહી દઈશ, "તારાં કિરણોથી આ ફૂલોનાં આંસુ લૂછી નાખ અને એમને પહેલાંના જેવાં હસતાં બનાવી દે !" ઉષા મારી વાત માનશે અને પછી સહુ મને હસતે મુખડે વિદાય દેશે. આવા સુભગ દૃશ્યનો હું એક ભાગ બનીશ, તો પછી રાતનો રંજ હું કેવી રીતે રાખી શકું ? ઈચ્છું તોય !

આટલી ટૂંકી જિંદગીમાં શું થશે ? એની ચિન્તા કોઈએ કદી ન કરવી જોઈએ, માત્ર કર્તવ્યની બંસી બજાવીને સ્મિતમય મુખે વિદાય થઈ જવું જોઈએ અને નૂતન મંગલમાં વિલીન થઈ જવું જોઈએ. મૃત્યુથી ડરવું શા માટે ? એ તો રાત્રિ પછી પ્રગટતી નવલી ઉષા સમું સુઉજ્જવળ અને રંગભર્યું છે.

સમય, વાતાવરણ અને સંજોગોને મહત્ત્વ આપ્યા વિના માત્ર કર્તવ્યનું પૂરેપૂરું પાલન કરવું એ જ શું શ્રેષ્ઠ કર્તવ્ય નથી ? ગીતા પણ કહે છે: "કર્મણ્યેવાધિકારસ્તે !"

રાત વીતે છે. કાફલો ઊપડે છે. ઉષા આવે છે.

*

## સિદ્ધિની સૌરભ

સિદ્ધિ મૃગજળ જેવી છે એવું કહેનાર સાચા છે એમ હું ન માનું. સિદ્ધિ આકાશકુસુમવત છે એ વિધાન સાથે પણ હું સહમત ન થાઉં. હું તો માનું છું કે સિદ્ધિ તો સાગરના ઊંડાણમાં પડેલા પાણીદાર મોતી સરખી છે, જેને પ્રાપ્ત કરવી અઘરી ખરી, અશક્ય નથી જ !

સિદ્ધિ મળતી નથી એનું કારણ ઘણી વાર

એને જુદી અને ખોટી દૃષ્ટિથી જોવામા આવે છે અને તેને મેળવવા માટેના અનુચિત અને નિરર્થક પ્રયાનો કરવામા આવે છે સાચી દિશા માના પ્રયાસો કદી નિષ્ફળ નીવડતા જ નથી

સિદ્ધિને મૃગજળ જેવી ગણવી એ ફૂલને કાટા સ્વરૂપે જોવા જેવી વાત છે એ સાચુ છે કે કાટા ફૂલની ખૂબ નિકટ હોય છે, પણ અતે ફૂલ એ ફૂલ છે, ને કાટા એ કાટા છે એ જ રીતે ખોટા પ્રયત્નોમાથી સાપડતી નિરાશા અતે સિદ્ધિને સાવ અપ્રાપ્ય ગણતી થઈ જાય છે, અને અતે તેને મૃગજળ સમાન જ ગણે છે પણ એ કેટલુ ખોટુ છે! મૃગજળ છેતરે છે, સિદ્ધિનો આભાસ ઊભો કરે છે અને પછી ઊડી જાય છે, જ્યારે સિદ્ધિનુ એવુ નથી એ તો સ્થિર, સુસ્પષ્ટ અને અચલ ખડી રહી હોય છે, માત્ર એને પામવા માટેની સાચી દિશા જાણવી જ જરૂરી છે જેવી રીતે ફૂલની સૌરભ લેતા પહેલા કાટાનો કડવો અનુભવ કરવો પડે છે, એ રીત સિદ્ધિની પ્રાપ્તિ પહેલા અનેક કસોટીઓમાથી પાર ઊતરવુ પડે છે, એને માટે પાત્ર બનવુ પડે છે

માણસ પૂરી પાત્રતા ન મેળવે અને પછી પ્રયત્નો કર્યે જાય, પરિણામે મળતી નિરાશા માથી એ એવા તો વિધાનો ફેલાવે છે, જેથી એની પાછળ આવી રહેલી આખીય વણઝાર નિરુત્સાહી બની જાય છે

સિદ્ધિ આકાશકુસુમ સરખી છે એ પણ એટલુ જ અસત્ય છે સિદ્ધિને પ્રાપ્ત કરવા માટે આકાશમા જવાની—એટલે કે કલ્પનાનો અનુચિત સહારો લેવાની—જરાય જરૂર નથી એને માટે તો વાસ્તવિક ધરતી પર ચાલવાની આવશ્યકતા છે આકાશમા જેમ કુસુમો ખીલતા નથી, તેમ સિદ્ધિ પણ ગગનગામી કલ્પનાના બળે લભ્ય નથી બનતી ધરતી ઉપર ફૂલો ખીલે છે, એ ફૂલો સિદ્ધિના છે, પણ તે પહેલા પ્રયત્નોના પાણીના સિચનની જરૂર છે, અને તો જ ફૂલ ખીલે, સુગધ પ્રસરે, સૃષ્ટિ મઘમઘી ઊઠે

અને એટલે જ હે જીવનના જીવન! હુ પ્રયત્નોના પરસેવાનુ સિચન કરી શકુ અને તેમાથી સિદ્ધિના કુસુમોની સૌરભ ફેલાવી શકુ એ માટે તારી પાસે શકિત, પાત્રતા અને આશાવાદી નજરની યાચના કરુ છુ આપશે ને?

*

કેટલાક દેશભક્તોએ મળી વિચાર્યું કે ભારતની આઝાદી માટે પ્રવૃત્તિ કરવા માટે એકાદ મડળની સ્થાપના કરવી જોઈએ અને મડળ સ્થાપનાનુ નક્કી થયુ તે માટે મળનારી સભામા હાજરી આપવા માટે સુરેન્દ્રનાથ બેનરજી કપડાં પહેરીને તૈયાર થતા હતા

એમના પુત્રની હાલત તે વેળા ઘણી ગભીર હતી તેમનાં પત્નીએ કહ્યુ 'આજે સભામા તમે ન જાવ તો ન ચાલે?

'ન ચાલે' સુરેન્દ્રનાથે કહ્યુ.

'પણ જરા પુત્ર સામે તો જુઓ, બિચારો છેલ્લા શ્વાસ લે છે'

અને ખરેખર હતું પણ તેમ જ. આવા પ્રસગે ક્યા વત્સલ પિતાનુ હૈયુ હાથમા રહે? પણ પુત્રપ્રેમ કરતા દેશપ્રેમ સુરેન્દ્રનાથના મને વધારે ઉચ્ચ હતો એ તો જવા તૈયાર થયા. એટ લામાં પુત્રનો પ્રાણ ઊડી ગયો!

સુરેન્દ્રનાથના પત્ની બેભાન થઇ ગયા પણ સુરેન્દ્રનાથે તો સભામાં જવાને પગ ઊપાડયા કોઇએ કહ્યુ સુરેન્દ્રનાથ આવા પ્રસગે તમે ન જાવ તો નહિ ચાલે?'

સુરેન્દ્રબાબુએ કહ્યુ પુત્ર કરતાં મને મારા દેશનુ કામ વધારે વહાલુ છે! અને એ સભામા ગયા અને આજની હિન્દી મહાસભાની સ્થાપના તે દિવસે કરી અને પછી ઘરે આવ્યા

*

# તપસ્વી પોપટ

વિનય

શિકારી વીજળીવેગે દોડતો હતો મૃગો પણ જીવ લઈને છલાંગો મારતા તેની આગળ દોડતા હતા

કાશીનો એ નામખ્યાત શિકારી, આજે મૃગોની અજબ ગતિ ને દોડથી પરેશાન થઈ ગયો હતો કોઈ પણ પ્રાણીએ તેને આજ જેટલો થકવ્યો ન હતો

એનુ નિશાન અચૂક ગણાતુ એ જેને તાકીને તીર ફેંકતો તેને તે અચૂક વાગતુ પણ આજે એની એ કળા કામમા આવતી ન હતી

દોડતા દોડતા ગાઢ જગલ આવ્યુ હરણા તો તેમા ઝડપથી પ્રવેશી ગયા અને તેમા અદૃશ્ય થઈ ગયા

શિકારીએ ચારેકોર નજર કરી પણ હરણ દેખાયા નહી એણે કાન સરવા કર્યા પણ કઈ અવાજ સભળાયો નહી થોડો સમય આમ ગયો ત્યા તો ઝાડીમા છુપાયેલા હરણ ચોકડી ભરતા નાઠા

શિકારીએ તરત જ તેની પાછળ બાણ છોડયુ તે પાદડાઓને અને વેલાને વીધતુ હરણને વાગવાને બદલે એક પીપળાના ઝાડમા ખૂચી ગયુ

શિકારી હતાશ થઈ ગયો કયારેય આ રીતે એનુ નિશાન ખાલી ગયુ ન હતુ

પેલા બાણને કાતિલ વિષ પાયુ હતુ એટલે તેની તીવ્ર અસર પેલા ઝાડને તરત જ થઈ એના પાદડા પીળા પડવા લાગ્યા અને છેવટે ખરવા લાગ્યા ઝાડ પર બેઠેલા પક્ષીઓ આ અણધારી આવી પડેલી આફતથી ભયથી ઊડી ગયા જેણે એ ઝાડ પર માળા બાધ્યા હતા તે છોડીને તેમા રહેતા પક્ષીઓ નાશી છૂટયા

પાનખરમા ઝાડની જેવી હાલત થાય બરાબર તેમજ પેલા ઝેરની તીવ્ર અસરથી થયુ બાણનુ આવુ ભયકર પરિણામ જોઈને શિકારીને પણ ક્ષોભ થયો એનો આસુરીભાવ નરમ પડી ગયો ને હરણાની પાછળ જવાને બદલે તે પાછો ફર્યો

બધા પક્ષીઓ પીપળાના ઝાડ પરથી ઊડી ગયા એ પીપળામા માળો કરી રહેતો એક પોપટ ઊડી ગયો નહી એણે વિચાર્યુ કે જે ઝાડ પર મારો જન્મ થયો, મારો ઉછેર થયો, બાળપણ ગયુ, જેની સાથે પ્રીત બધાઈ ગઈ છે એવા આ સ્થાનને છોડીને હુ કેમ જાઉ? ભલે દેહ પડે પણ મારે આ પીપળો છોડવો નથી પીપળો અને હુ અમે તો સુખ દુ ખના સાથી, મારાથી એને છોડીને જવાય જ કેમ? એ તો અધર્મ કહેવાય!

પોપટ તો પોતાના સકલ્પને વળગી રહ્યો ભૂખ્યો ને તરસ્યો એ તો પીપળામા, પોતાના માળામા બેઠો રહ્યો પ્રાણ ભલે જાય પણ આ સ્થાન ન છોડુ એવા એના સકલ્પને ભૂખ તરસ છોડાવી શકયા નહી પોપટે તો તપ આદર્યુ

તપ ગમે તેવુ હોય, નાનુ કે મોટુ—ઈન્દ્રને એની તરત ખબર પડી જાય ઈન્દ્રને અચબો થયો કે આ પોપટ વળી આવુ આકરુ તપ શેને માટે કરે છે? એ જાણવા માટે ઈન્દ્રએ બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો અને પેલા પીપળા પાસે પોપટ આગળ જઈને ઊભા રહ્યા અને પૂછયુ 'પોપટ! આ ઝાડ તો કયારનુ સુકાઈ ગયુ, મરી ગયુ, છતા તુ કા હજી એને વળગી રહ્યો છે? કયાક બીજા લીલા ઝાડમા માળો કરતો હોય તો? અહી ભૂખે તરસે શા માટે મરે છે?'

પોપટનો અવાજ ક્ષીણ થઈ ગયો હતો એટલે એ બહુ ધીરેથી બોલ્યો 'ઈન્દ્ર દેવ! તમે તો સત્યપથે દોરનારા! તમે વેશપલ્ટો કરી આવ્યા છો એ મે તપોબળથી જોઈ લીધુ છે તો પછી મને કા આવો ઉપદેશ આપો છો?' ઈન્દ્ર તો પોપટને આશ્ચર્યથી જોઈ જ રહ્યા!

પોપટ કહેવા લાગ્યો, ' આ ઝાડે ટાઢ, તાપ અને વરસાદમાં મારું રક્ષણ કર્યું, અહીં હું જન્મ્યો, ઉછર્યો અને મોટો થયો. હવે આપત્તિના સમયમાં એને છોડી જાઉં એ તો કૃતઘ્નતા કહેવાય! તમને ખબર છે કે નાડીજંઘ નામના બગલાની હત્યા કરનાર કૃતઘ્નિ બ્રાહ્મણના મૃત દેહને ગીધોએ પણ અસ્પૃશ્ય ગણ્યો હતો. ભક્ષ કરવાનું તો દૂર રહ્યું પણ તેને અડ્યા પણ ન હતા. અગ્નિએ પણ એના દેહને બાળ્યો નહીં માટે મારાથી કૃતઘ્નતાનું પાપ થાય નહીં.' પોપટ વધુ બોલી શકયો નહીં.

ઇન્દ્રરાજ પોપટની આવી ધર્મવાણી સાંભળીને અત્યંત પ્રસન્ન થયા. બોલ્યાઃ ' પોપટ ! આવી ધર્મનિષ્ઠા તો મેં માનવોમાં પણ જોઈ નથી. નિ:સંદેહ તું કોઇ પુણ્યાત્મા જીવ છે. હું પ્રસન્ન થયો છુ. વર ગ્રહી–તું વર માગ.'

ઇન્દ્રવાણી સાંભળી પોપટના શરીરમા એક પ્રકારનું ચેતન આવ્યું. એણે કહ્યું: 'દેવ તમે પ્રસન્ન થયા છો તો મારી એક જ પ્રાર્થના છે, આ વૃક્ષ પહેલાં જેવું હતું તેવું જ લીલુંછમ બની જાય.'

'તે તને છાજે એવું જ માગ્યું. તેં તો તારા દયાભાવ અને ભકિતથી દેવોને ય શરમાવ્યા!' એટલું કહી ઇન્દ્રે વૃક્ષ પર અમૃત છાંટયું. ઝાડ તો જોતજોતામાં લીલુંછમ બની ગયુ. પોપટ ઊડીને ઇન્દ્રના ચરણે પડયો.

ઇન્દ્રે તેને આશીર્વાદ આપ્યાઃ 'તારા મૃત્યુ પછી તને સ્વર્ગવાસ મળશે.' ઇન્દ્ર અદ્દશ્ય થયા.

ખુશીનો માર્યો પોપટ પાંખો ફફડાવીને પ્રસન્નતાથી ફૂલાતો ઊડીને પીપળાની ઊંચામાં ઊંચી ડાળ પર જઇને બેઠો.

×

બે બ્રાહ્મણો સોનાના ઘડા કયાંકથી ચોરી લાવતા હતા તેને સિપાહીએ એ પકડયા અને ધર્મરાજા યુધિષ્ઠિર પાસે રજૂ કર્યા. યુધિષ્ઠિર તો પૂરા ધર્મિષ્ઠ. બ્રાહ્મણોએ ગુનો કરેલો એટલે તેનો ન્યાય શો કરવો! ચોરી માટે દંડ તો કરવો જ જોઈએ, પરંતુ ચોરી કરનારા સામાન્ય માણસો ન હતા. બ્રાહ્મણો એટલે ભૂદેવો–પૃથ્વી પરના દેવ. તે કાળમા એમની બહુ પ્રતિષ્ઠા. આખરે ધર્મરાજાએ એનો ન્યાય કરવાનું વિશ્વામિત્રને સોંપ્યું. વિશ્વામિત્રે આ કેસ સંબંધે ખૂબ વિચાર કરી ફેંસલો કર્યો કે બ્રાહ્મણોએ ચોરી કરી તે માટે યુધિષ્ઠિર જ દોષિત છે. એમણે નિર્ણય સંભળાવતા કહ્યુઃ ' શાસનની અવ્યવસ્થાને કારણે જ સુશિક્ષિત અને કુલીન લોકોને ચોરી કરી ગુજરાન કરવાની ફરજ પડે છે.'

વિશ્વામિત્રના આ ફેંસલા પછી બ્રાહ્મણોને છોડી મૂકવામાં આવ્યા. ને યુધિષ્ઠિરને વચન આપવું પડયું કે પોતે પોતાના રાજ્યમાં એવો પ્રબંધ કરશે કે જેથી કોઈને જીવવા માટે ચોરી જેવા અનિષ્ઠોનો આશરો ન લેવો પડે.

×

હિન્દીના વિદ્વાન લેખક આચાર્ય હજારીપ્રસાદે ગુરુદેવ ટાગોરની કવિતાઓ પર લેખમાળા શરૂ કરી હતી. જો કે એમાં થોડી ત્રુટિ તો હતી જ. પણ પ્રયત્ન સારો હતો. એ લેખોના કેટલાંક કટિંગ આચાર્ય ક્ષિતિમોહન સેને ગુરુદેવને આપ્યાં. ગુરુદેવ સમય કાઢી એ લખાણો જોઈ ગયા. થોડા દિવસ પછી હજારીપ્રસાદ એમને મળવા ગયા. ગુરુદેવે કહ્યું: ' તમે ઘણું સારું લખ્યું છે. તમે મારી કવિતા વાંચીને લખો છો એ સારુ છે ' પછી જરા વિનોદમાં આગળ કહેઃ 'મને એવા વિવેચકો મળ્યા છે કે જે કવિતા વાંચ્યા વિના જ એના વિશે લખે છે–હા, પણ એવા વાંચ્યા વિના લખાયેલાં વિવેચનો હોય છે સરસ હોં!' અને હસી પડયા.

# ખુદાના સોગંદ

સઆદત હસન 'મન્ટો'
અનુ૦ અંજુમ વાલોડી

એક તરફથી મુસલમાનો અને બીજી તરફથી હિન્દુઓની હિજરત ચાલુ હતી નિરાશ્રિતોની છાવણીઓ ચિકાર ભરાઈ ગઈ હતી ખોરાક અપૂરતો હતો, સ્વાસ્થ્ય અંગે કશો પ્રબંધ થઈ શક્યો નહોતો, બીમારીઓ પ્રસરી રહી હતી–પણ એ બધાનું ભાન કોઈને નહોતું

ઈસ્વીસન ઓગણીસસો અડતાલીસના માર્ચ માસની વાત છે. બંને પાડોશી દેશોમાં અપહરિત સ્ત્રી બાળકોને શોધી કાઢવાનું પુનિત કાર્ય સામાજિક કાર્યકરોએ ઉપાડી લીધું હતું, સેંકડો સ્ત્રી પુરુષો અને બાળકો માનવતાના એ કાર્યમાં હિસ્સો લઈ રહ્યા હતા. જ્યારે હું એ કાર્યકરોને તેમના કાર્યમાં પ્રવૃત્ત જોતો ત્યારે મને વિચિત્ર એવો આનંદ થતો. કારણ કે–ખુદ ઈન્સાન ઈન્સાનની બૂરાઈઓની બધી નિશાનીઓની મિટાવી દેવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, લૂટાયેલી યુવાનીઓને વધુ લૂંટમારથી બચાવી લેવા મથી રહ્યો હતો પણ શા માટે?

શું એટલા માટે કે, તેમના પાલવ ઉપર વધુ કાળા ડાઘ પડવા નહિ પામે? શું એટલા માટે કે તેઓ પોતાની લોહીથી ખરડાયેલી આંગળીઓ સાફ કરી લે અને પછી પોતાની મા બહેનો સાથે એક જ પાટલે જમવા બેસી જાય? શું એટલા માટે કે માનવતાનો સોય દોરો લઈ, જ્યાં સુધી બીજાઓ આંખો મીંચીને પડયા રહે ત્યાં સુધીમાં, પોતાના શીલના છિદ્રોને રફૂ કરી નાખે?

કાંઈ સમજાતું નહોતું આમ છતાં એ કાર્યકરોની કામગીરી પ્રશંસાપાત્ર હતી એમને સેંકડો મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હતો, હજારો મુસીબતોમાંથી પસાર થવું પડતું હતું યુવતીઓ અને બાળકોને ઉઠાવી જનારાઓ એક જ જગ્યાએ થોડા પડી રહેવાના હતા? તેઓ સવારે એક રસ્તામાં ધામો નાખતા તો સાંજે બીજામાં, આજે એક શહેરમાં તો કાલે બીજામાં–આમ તેમની ઉઠાતરીનો અંત આવતો જ નહોતો. વળી, ઘણા લોકો તો એ પુનિત કાર્યમાં સહકાર આપવા પણ તૈયાર નહોતા!

ચિત્રવિચિત્ર વાતો સાંભળવામાં આવતી હતી–એક કાર્યકરે મને વાત કરી કે, સહગનપૂરમાંથી મળી આવેલી બે અપહરિતાઓએ કરાચીમાં પોતાના મા બાપ પાસે જવાનો સાફ નન્નો સંભળાવી દીધો બીજા કાર્યકરે કહ્યું કે જ્યારે જાલંધરમાં અમે એક અપહરિતાને બળજબરીથી કબજે લીધી ત્યારે તેને હરી જનારા કુટુંબની દરેક વ્યક્તિએ તેને એવી શાનદાર વિદાય આપી જાણે તે તેમની વહુ જ છે અને લાંબી નફરે જઈ રહી છે! કેટલીયે યુવતીઓએ પોતાના મા બાપના ડરથી રસ્તામાં જ આત્મહત્યા કરી લીધી, કેટલીક અસહ્ય દુઃખ અને ત્રાસને કારણે પાગલ બની ગઈ હતી અને કેટલીક અપહરિતાઓ એવી પણ મળી આવી જેમને શરાબની લત પડી ગઈ હતી તરસ લાગતાં તે પાણીને બદલે શરાબ માંગતી અને શરાબ નહિ મળતા બીભત્સ ગાળો બકવા માંડતી હતી!

શોધી કઢાયેલી એ અપહરિતાઓ વિશે હું જ્યારે વિચાર કરતો ત્યારે મારી નજર સામે ભારેપગે થયેલ એ બહેનોનો વિચાર આવતો એમની સંતતિનું માલિક કોણ? હિન્દુસ્તાન કે પાકિસ્તાન? જેનો ભાર વહન બહેનો કરે છે એની કિમ્મત કોણ ચૂકવશે હિન્દુસ્તાન કે પાકિસ્તાન? આ બધું કુદરતની ખાતાવહીમાં નોંધાશે ખરું?

તુરતમાં શોધી કઢાયેલી અપહરિતાઓ આવ્યે જતી હતી, અને જે બહેનો અગાઉથી આવી હતી તે રવાના થતી હતી

મને વિચાર આવને એમને 'અપહરિતાઓ' શા માટે કહેવામા આવે છે? એમનુ અપહરણ કોણે કર્યુ? અપહરણ તો ગુલામી કાર્ય છે, જો સ્ત્રી-પુરુષ બન્નેની અનુમતિ હોય તો પરન્તુ આ કહેવાતા અપહરણમા તો એક અબલા નારીને બળજબરીથી પકડીને એક કોટડીમા પૂરી દેવામા આવે છે

પરન્તુ આવા વિચારો કરવાનો એ સમય હતો જ નહી તત્ત્વજ્ઞાન, ફિલ્સૂફી, તર્કશાસ્ત્ર એ સૌને અભરાઈ પર ચઢાવી દેવામા આવ્યા હતા ત્યારે અસહ્ય ગરમી પડતી હોવા છતા લોકો ઘરના બારી બારણા બધ કરીને સુતા હતા તેમ મે પણ મારા મગજના બારી બારણા બધ કરી દીધા હતા, જો કે ત્યારે જ મગજના બારી બારણા ખુલ્લા રાખવાની વિશેષ જરૂર હતી પણ મગજ એવુ તો બહેર મારી ગયુ હતુ કે કશી સૂઝ જ પડતી ન હતી

અપહરિતાઓની આવ જા ચાલુ જ હતી

અને પત્રકારો વાર્તાકારો અને કવિઓ પોતપોતાની કલમ લઈને ઊતરી પડયા હતા એ ક્ષેત્રમા વાર્તાઓ અને કાવ્યોનો એક રેલો હતો જે આગળ ને આગળ ધસ્યે જતો જતો હતો એક આગેવાન કાર્યકર મને મળ્યો, અને કહેવા લાગ્યો 'તમે કેમ ચૂપચાપ રહો છો આજકાલ?"

મે તેને કશો ઉત્તર દીધો નહિ તેણે મને એક દાસ્તાન સભળાવી

અપહરિતાઓની શોધમા અમે ધરતી ખૂદતા ફરીએ છીએ એક શહેરથી બીજે શહેર, એક ગામથી બીજે ગામ, પછી ત્રીજે ગામ, પછી ચોથે ગામ, ગલીએ ગલીએ, મહોલ્લે મહોલ્લે તમને ખબર નથી, અમારે કેટકેટલી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે પણ હુ તમને એક વાત સભળાવવા માગુ છુ સરહદની પેલે પાર અમે સેકડો વખત ફરી આવ્યા છીએ અને નવાઈની વાત તો એ છે કે દરેક વખતે મે એક વૃદ્ધાને જોઈ એક મુસલમાન વૃદ્ધાને આધેડ વયની હશે પહેલવહેલી મે તેને જાલધરમા જોઈ હતી પરેશાન હાલત, પાગલ દિમાગ, વેરાન વેરાન આખો, ધૂળભર્યા ફાટેલા કપડા તેને પોતાના તનનુ ભાન ન હતુ, ન મનનુ પરતુ તેની આખો કહી રહી હતી કે તે કોઈને શોધી રહી છે

મહેને મને કહ્યુ કે એ સ્ત્રી પાગલ થઈ ગઈ છે પતિયાળાની રહીશ છે એની એકની એક પુત્રી ગુમ થઈ ગઈ છે તેને શોધી કાઢવાના ઘણા પ્રયત્નો અમે કીધા, પણ વ્યર્થ કદાચ હુલ્લડોમા તે મારી ગઈ હશે પણ આ ડોશી નથી માનતી!

બીજી વખતે મે એ પાગલ વૃદ્ધાને સહરાનપુરમા એક બસ સ્ટેન્ડ નજીક જોઈ પહેલા કરતા તેની હાલત વધારે ખરાબ હતી તેના ઓષ્ઠો ઉપર મોટી મોટી પોપડીઓ બાઝી ગઈ હતી હુ તેની પાસે ગયો-હુ ઈચ્છતો હતો કે તે પોતાની પુત્રીને નકામી શોધતી ફરે નહિ, અને એટલે જ તો મે દિલ મજબૂત કરીને તેને કહી દીધુ "માઈ, તારી બેટીને તો કતલ કરી દેવામા આવી છે"

તેણે મારી તરફ જોયુ, "કતલ?-ના" તેના શબ્દમા લાખ ડી શ્રદ્ધા હતી, "તેને કોઇ કતલ કરી શકતુ નથી-મારી બેટીને કોઇ કતલ કરી શકે એમ નથી!" અને તે ચાલી ગઈ

અને હુ વિચારે ચડયો ગાડીને એ વાતની એટલી બધી શ્રદ્ધા શા માટે છે કે, તેની પુત્રી ઉપર કોઈ કિરપાણ નથી ઊઠી શકતી, કોઈ ધરિયુ તેની ગરદન ઉપર નથી પડી શકતુ! શુ તે અમર છે?-શુ એ ડોશીની મમતા અમર છે? ખેર મમતા તો અમર હોય જ છે ત્યારે શુ એ પોતાની મમતા શોધી રહી છે? શુ એણે તેની મમતાને ક્યાક ખોઈ દીધી છે?

ત્રીજા ફેરામા મે પાછી તેને જોઈ તે લગભગ નગ્ન અવસ્થામા હતી તેના શરીર ઉપર માત્ર થોડાક ચીથરા જ હતા મે તેને વસ્ત્રો આપવા માડયા, પણ તેણે લીધા નહિ મે તેને કહ્યુ "માઈ! હુ સાચુ કહુ છુ

તારી બેટી પતિયાળામા જ મારી ગઈ હતી "

"તુ જૂઠું કહે છે," તેની શ્રદ્ધા ગરજી ઊઠી

તેને સમજાવવાનો પ્રયત્ન કરતા મે કહ્યુ, "ના હુ સાચુ કહુ છુ—તમે બહુ શોક કરી લીધો તેનો, હવે ચાલો મારી સાથે—હુ તમને પાકિસ્તાન લઈ જઇશ."

તેણે મારી વાત માની નહિ, અને બબડવા લાગી બબડતા બબડતા તે એકદમ ચોકી ઊઠી, અને કહેવા લાગી "ના—મારી બેટીને કોઈ કતલ કરી શકે એમ નથી!

કેમ—? હુ પૂછી બેઠો

તે સુદર છે—" તેણે કહેવા માડ્યુ, 'એટલી સુદર કે કોઈ તેને કતલ કરી શકે જ નહિ—અરે તેને લપડાક પણ મારી શકે નહિ!

અને હુ વિચારવા લાગ્યો શુ ખરેખર તે એવી સુદર હતી?—દરેક માની આખે તેનુ સતાન સુદર જ હોય છે—પણ શક્ય છે કે તે એવી સુદર હોય—પરતુ આ તોફાનોમા કઈ સુદરતા ઇન્સાનના પાશવી પજામાથી છટકી જઈ શકી છે?—બનવા જોગ છે કે, એવા ખોટા ખ્યાલથી એ ગાડી પોતાની જાતને ધોખો દઈ રહી હોય—દુખમાથી છૂટવાના લાખો માર્ગો છે દુખ એક એવુ મધ્યબિંદુ છે જે પોતાની ફરતે લાખો, બલકે કરોડો માર્ગોની જાળ વણી નાખે છે

એ પછી પણ સરહદની પેલે પાર હુ ઘણી વખત જઈ આવ્યો, અને દરેક વખતે તે ગાડીને મે જોઈ હવે તો તે માત્ર હાડપિજર બનીને રહી ગઈ હતી તેની દૃષ્ટિ ઝાખી થઈ ગઈ હતી પડતી આખડતી તે ચાલતી હતી પણ તેની શોધનો હજુયે અત આવ્યો નહોતો તેની શ્રદ્ધા પહેલા જેવી જ અચળ હતી કે તેની બેટી જીવે છે, તેને કોઈ મારી શકતુ નથી!

બહેને મને કહ્યુ કે એની સાથે માથાકૂટ કરવી નકામી છે, એની બુદ્ધિ બહેર મારી ગઈ છે હવે એક માત્ર રસ્તો એ જ છે કે તમે એને પાકિસ્તાન લઈ જાવ અને કોઈ

[અનુસધાન ટાઈટલ પેજ ત્રીજુ]

★

# પ્યારા બાપુ


વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૦ લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

પ્યારા બાપુ કાર્યાલય રૂપાયતન, જૂનાગઢ


અનુક્રમણિકા

૧૨ જૂન ૧૯૫૫




પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

રજિ૦નં૦ બી૮૫૨૫૫



## ઊતરતી ગ્રીષ્મ

*

દિવસ લાંબા બને વિરહમાં ઝૂરતા પ્રેમીના દીર્ઘ નિઃશ્વાસ જેવા,
રાત લંબાય છે જેમ આઘે જતાં દીપથી આપણા શ્યામ ઓળા.

ભોમ ધૂળે ભરી ગ્રીષ્મ તાપે તપી, રુક્ષ કો યોગીના કેશ સરખી,
દિવસભર આભથી નેત્રને બાળતી પીતવરણી રહે આગ વરસી.

સર્વ આભૂષણો ત્યાગીને હોય શું કોઈ વૃદ્ધા ઊભી મ્લાન વેશે,
વિણ હરિયાળી આ ભોમકા એહવી શુષ્ક વેરાન ને શૂન્ય દીસે.

કૈંક આંધી દિશાઓ બધી ધૂંધળી, વાદળાં-ભારથી હો નમેલી,
વાયુને રોકતી, ખિન્ન વદને ઊભી હોય વર્ષાતણી રાહ જોતી.

માનવો, પક્ષીઓ, ઢોર-ઢાંખર સહુ આભ પ્રત્યે રહે મીટ માંડી,
શ્યામળાં મેઘને ન્યાળવા ચાહતી તરસતી સર્વની આંખ પ્યાસી.

ચેન દિવસે નહીં, નીંદ રાત્રે નહીં, હર પ્રહર ચિત્ત વ્યાકુળ કરતો,
અંગને ગાળતો સે'જ સે'વાય ના, ઊતરતી ગ્રીષ્મનો તાપ વસમો.

('ડમરો અને વૃલમી'માંથી) —રતિલાલ-અનિલ

રજિ૦નં૦ બી૮૫૨૫૫

## ઊતરતી ગ્રીષ્મ

*

દિવસ લાંબા બને વિરહમાં ઝૂરતા પ્રેમીના દીર્ઘ નિઃશ્વાસ જેવા,
રાત લઘુમય છે જેમ આઘે જતા દીપથી આપણા શ્યામ ઓળા.

ભોમ ધૂળે ભરી ગ્રીષ્મ તાપે તપી, રુક્ષ કો યોગીના કેશ સરખી,
દિવસભર આભથી નેત્રને બાળતી પીતવરણી રહે આગ વરસી.

સર્વ આભૂષણો ત્યાગીને હોય શું કોઈ વૃદ્ધા ઊભી મ્લાન વેશે,
વિણ હરિયાળી આ ભોમકા એહવી શુષ્ક વેરાન ને શૂન્ય દીસે.

કૈંક આંધી દિશાઓ બધી ધૂંધળી, વાદળા ભારથી હો નમેલી,
વાયુને રોકતી, ખિન્ન વદને ઊભી હોય વર્ષાતણી રાહ જોતી.

માનવો, પક્ષીઓ, ઢોર ઢાંખર સહુ આભ પ્રત્યે રહે મીટ માંડી,
શ્યામળા મેઘને ન્યાળવા ચાહતી તરસતી સર્વની આંખ પ્યાસી.

ચેન દિવસે નહીં, નીંદ રાત્રે નહીં, હર પ્રહર ચિત્ત વ્યાકુળ કરતો,
અંગને ગાળતો સે'જ સે'વાય ના, ઊતરતી ગ્રીષ્મનો તાપ વસમો.

(ડમરો અને તુલસી માંથી) —રતિલાલ અનિલ

# ગ્રંથાવલોકન

*

**આપ ગહરિયા** ભાગ ૧–૨ લે૦ ચન્દ્રવદન મહેતા, પ્ર૦ ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત મૂ૦ બન્ને ભાગના સાત રૂપિયા

જાણીતા કવિ નાટ્યકાર ચન્દ્રવદન મહેતાની આ આપકથા 'કુમાર'મા પ્રગટ થવા માડી ત્યારે તેણે વાચકોમા ઠીક રસ જગાવેલો

પ્રથમ ભાગમા વડોદરાના, ત્યાથી લેખક સૂરત ભણવા ગયા ને છેવ્ટે કોલેજ શિક્ષણ લેવા મુંબઇ ઊપડ્યા ત્યા સુધીના સસ્મરણો છે શરુઆતમા તે કાળની રેલ્વે આલમ આગે હુબ ચીતરી છે રેલ્વે મજૂરોની માનવતા ને વિશેષ તો વત્સલતાના એ શબ્દચિત્રો બહુ સુંદર ને સુરેખ છે તે પછી લેખક મામાને ત્યા સૂરત અભ્યાસ માટે જાય છે, ભણે છે ને મેટ્રીક કરે છે તે કાળના સસ્મરણો ખૂબ જ રસિક છે સૂરત શહેરની, સુરતી સ્વભાવની, તેની રસિકતા અને લાક્ષણિકતાની સુરેખ, ચિત્તમા દૃઢ અકાઇ જાય એવી છબી એમા ખેચાઈ છે

સૂરતનો રંગીન મિજાજ સમજવા એ બહુ ઉપયોગી નીવડશે, એક સૂરતી તરીકે તો આ લખનારને એ સસ્મરણો બહુ ગમ્યા છે

બીજા ભાગમા લેખક કોલેજમા દાખલ થાય છે ત્યાથી તે કોલેજ શિક્ષણ પૂરુ કરે છે તે દરમ્યાનના સસ્મરણો આલેખ્યા છે તેમા કોલેજ જીવન, હોસ્ટેલની નિરાળી દુનિયા કાવ્યલેખન, રંગભૂમિમા પ્રવેશ નાટ્યલેખન ને નટ તરીકે મળેલી સફળતા, ઇલા કાવ્યોની પ્રેરણામૂર્તિ પ્રિયવદા, વિવાહ, લગ્ન અને રેલ્વેની આલમ આ બધુ આલેખ્યુ છે પ્રથમ ભાગ પરલક્ષી વિશેષ છે, બીજો ભાગ સ્વલક્ષી વિશેષ છે, અને તે લેખકની વિકાસકથા બની રહે છે રંગભૂમિના અનુભવો અને રંગભૂમિ વિશેના લેખકના દૃઢ મતવ્યો આ ભાગમા જાણવા મળે છે

આ આપકથા આપણા અલ્પધન ગુજરાતી આપકથા સાહિત્યમા મહત્ત્વનો ઉમેરો કરે છે

લેખકની વિલક્ષણ પ્રકૃતિ છાપ તો એ વાચકના મન પર મૂકી જ જાય છે

લેખકની આખાબોલી કંઈક નાટકી પણ ખરી શૈલી અને જે જે વ્યક્તિના પરિચયમા તે આવેલા તેના આલેખેના સુરેખ લાક્ષણિક શબ્દચિત્રો જે જે સ્થળે લેખકને રહેવાનુ થયુ ત્યા ત્યાના, તાદાત્મ્ય સાધીને આત્મિયતા કેળવી લાગણીપૂર્વક કરેલા વાસ્તવિક વર્ણનો વિગેરે ગુણસપત્તિને કારણે આ આપકથા રસિક ને વાચનીય બની છે

**સ્થાનાગ સમવાયાગ** ત્રીજા અને ચોથા અગગ્રથનુ ગુજરાતી ભાષાતર સપાદક દલસુખ માલવણિયા, પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ ૧૪ મૂ૦ દશ રૂપિયા

શ્રી પૂજાભાઈ જૈન ગ્રથમાલામા આગમરૂપ પ્રાચીન જૈન અગ ગ્રથેનો છાયાનુવાદ પ્રસિદ્ધ કરવાનુ નક્કી થયેલુ તે મુજબ સ્થાનાગ અને સમવાયાગ એ બે અગ ગ્રથોનો આ ભેગો અનુવાદ છે

જૈન તત્ત્વાર્થ સગ્રહ જેના આ ગ્રથ વિશે મગનભાઇએ યોગ્ય જ કહ્યુ છે પ્રાચીન કાળથી ચાલતા આવેલા ધર્મ કે પથને સમજવા માટે તેના મૂળ આગમ તપાસવો આવશ્યક બને છે તે ઉપરાત અનેક મત મતાતરવાળા ધર્મોના પરસ્પર સમભાવયુક્ત સદ્ભાવ માટે પણ એક બીજાના તત્ત્વને મૂળ શુદ્ધરૂપે સમજવુ મદદરૂપ બને છે તે વખતે આ બે ગ્રથેનુ રૂપાન્તર પ્રાચીન જૈન ધર્મના મૂળ તત્ત્વોના અભ્યાસમા ઠીકઠીક ઉપયોગી નીવડશે, એવી આશા છે

માત્ર જૈનોને જ નહી, પણ સર્વધર્મોના અભ્યાસીઓને પણ આ મહાગ્રથ ઉપયોગી નીવડશે હજાર પાનાના આ વિશાળ ગ્રથના સપાદક દલસુખ માલવણિયાની જહેમત દેખાઇ આવે છે

ભાઈશ્રી મણિલાલ, વર્ધા ૩૦–૫–૩૮

તમારો ત્રૈમાસિક અહેવાલ મળ્યો. તમારો ગામડામાં બેસવાનો વિચાર ખોટો નથી. રવિશંકર ભાઈના સંપર્કમાં રહી શકાય એવું એકાદ ગામડું પસંદ કરો તો વધારે સારું.

ગામડામાં તમારો નિર્વાહ શી રીતે ચલાવવા ધારો છો?

કાંઈ જ ન સૂઝે ત્યાં સુધી કાંતવાનો વિચાર તો સારો જ છે; પણ સૂઝે એવાં બે કામો કરી શકો તો સારું. એક, ગ્રામસફાઈનું; બીજું, ખેડૂત સાથે મજૂરીનું. એ બન્ને કામ છ મહિના કે વર્ષ સારી રીતે ચલાવશો તો તમને પ્રજા પોતાના જેવો ગણશે. અને તમને સાથીઓ પણ મળશે. તે સાથે માંદાની સારવાર પણ કરી હશે, એટલે તમારા પ્રત્યે સૌની શ્રદ્ધા બધાશે. એટલે તમને અનેક કામોમાં સહકાર મેળવવો સહેલો થશે.

શહેરના કુસંસ્કારો ગામડામાં ચાલ્યા જ જશે એમ તો ખાત્રી ન અપાય. એ માટે તો સત્સંગ જ જોઈએ. ઉપાસના પણ જોઈએ જો લગ્નની જરૂર હોય તો તે કરવું જોઈએ

વધારે પૂછવું ઘટે તે પૂછાવશો એ જ

કિશોરલાલના વં મા

ભાઈશ્રી મણિલાલ વર્ધા ૩૧–૫–૩૯

તમારો અહેવાલ વાંચી રાજી થયો. પાલણપુર સેવા સંઘ પાણીની તંગી ઓછી કરવા માટે જે મહેનત લે છે, તેને માટે તે ધન્યવાદને પાત્ર છે તમે પણ બહુ સારી સેવા બજાવી રહ્યા છો.

આજને વર્ષે પાલણપુર સેવા સંઘ તરફથી સાર્વજનિક કૂવાઓ તથા હવાડાઓ કરાવવા તમારી સેવા ઇચ્છે છે, તથા તેમાં કેટલાક કૂવાઓ હરિજનો માટે હશે એમ તમે લખો છો. જે કૂવાઓ હરિજનો માટે નહિ હોય; તે વાપરવા માટે શું હરિજનોને બંધી હશે? આપણી દૃષ્ટિએ તે કૂવાઓને જ સાર્વજનિક નામ આપી શકાય, જે સર્વને માટે–હરિજનો મુદ્ધાં–ખુલ્લા હોય. કેવળ હરિજનોને જ બંધી હોય એવા કૂવા બંધાવી આપવા તમારા જેવા હરિજન સેવકનો ઉપયોગ થાય એ બરાબર લાગતું નથી. તેથી મારો અભિપ્રાય છે કે પા–મે સંઘના આગેવાનોને સમજાવવા જોઈએ કે કોઈ પણ સાર્વજનિક કૂવાનો ઉપયોગ કરવાની હરિજનોને મનાઈ ન હોવી જોઈએ હરિજનોના ખાસ કૂવાઓ જુદા હોય તો યે અને તેમ કબૂલ કરે તો એ કામ માથે લો તેમાં વાંધા જેવું નથી. એ ન કબૂલ કરે તો એ કેવળ હરિજનોના કૂવા, તથા જે કૂવા હરિજનો માટે ખુલ્લા રાખવાનું કબૂલ કરે તેટલાનું કામ માથે લેવું

આમાં પાલણપુર સેવા સંઘ પર રોષ કે બળાત્કારની વાત ન સમજવી પણ સાર્વજનિક સાધનોના ઉપયોગમાં કોઈ પણ માનવને પ્રતિબંધ હોવો એ અન્યાય છે એવો પ્રચાર કરનાર માણસ એક બાજુથી એવો પ્રચાર કરે અને બીજી બાજુથી એથી ઊલટી રીતે મદદ કરે તો તે દંભ થાય, માટે એ કામ કરાય? એ વિચારવાનું છે. એ તો જેમ એક ચર્ખાસંઘનો કાર્યકર્તા સાથેસાથે મિલના કાપડની ફેરી પણ કરે તેના જેવું છે

એ જ કુશળ હશો. સર્વ મિત્રોને વંદે માતરમ્.

કિશોરલાલના વં. મા.

*

બહુ સાહિત્ય બોલતો પણ તે પ્રમાણે કાર્ય નહિ કરનારો પ્રમાદી પુરુષ, પારકી ગાયો ગણતા ગોવાળની પેઠે, શ્રમણપણાનો ભાગીદાર થતો નથી

અહીંઆં કદી પણ વૈરથી વૈર શમતું નથી, અવૈરથી-પ્રેમથી શમે છે; એ સનાતન ધર્મ છે.

–ધમ્મપદ

૨૨ મે, '૪૩

આજે બાપુએ મીરાબહેનને શેતાન અને ભગવાનની વાત કરતા નીચે લખેલી વાત કહી

શેતાન કોઈ વ્યક્તિ નથી એ એક સિદ્ધાન્ત છે—સત્યનો અભાવ છે એ જ રીતે દૈવી શક્તિ સત્યનો સિદ્ધાંત છે એટલા માટે એ જીવન આપનારી છે, જીવન છે, બ્રહ્મ છે સત્યનો અભાવ મરેલી ચીજ છે, પણ જેમ કોઈ વખત શબમા પણ ચેતનનો ભાસ થાય છે તેમ આ પણ માણસને ભ્રમમા નાખે છે, માયાથી ભ્રમિત થયેલો માણસ આ મરેલી ચીજની પાછળ દોડે છે અને એ જ જીવનનો હેતુ છે એમ માને છે

શાસ્ત્ર કહે છે અને હું પણ માનુ છુ કે સતયુગમા પહોચતા પહેલા કળીયુગ અથવા શેતાનના યુગમાથી પસાર થવુ પડે છે આજે આપણે કળીયુગમાથી પસાર થઈએ છીએ એમા શકા નથી નવા યુગનુ પ્રભાત આપણે આ જીવનમા ભલે જોઈએ કે ન જોઈએ પણ સતયુગ આવ્યા વિના રહેવાનો નથી અને એને લાવવા માટે આપણે જીવીએ છીએ તથા જ મહેનત કરીએ છીએ એવી દૃઢ શ્રદ્ધા આપણે માટે પૂરતી છે

૩૦ મે '૪૩

મે (મીરાબહેને) બાપુને પૂછ્યુ કે, ઈશ્વર વિશે જે લોકોના વિચાર કાચા છે તેમને કેવી રીતે મદદ કરી શકાય? મારો એવો ખ્યાલ છે કે તેમને ધર્મની રૂઢિબદ્ધ વાતો ન કહેવી જોઈએ, એને બદલે સીધીસાદી ભાષામા પરમ આત્માની વાત કરવી અને જે આદર્શોને વિષે આપણે શ્રદ્ધા રાખતા હોઈએ તે પ્રમાણે આપણુ જીવન ઘડી તેમની આગળ જીવતુ જાગતુ દૃષ્ટાંત રજૂ કરવુ જોઈએ

બાપુએ જવાબ આપ્યો તારે પરમ આત્માની વાત કરવાની કશી જરૂર નથી મારો દૃઢ વિશ્વાસ છે કે સત્ય આપમેળે કામ કરે છે સત્ય જ પરમાત્મા છે તે હમેશા મોજૂદ હોય છે અને પ્રત્યેક જીવમા કાર્ય કરે છે એટલે માણસ એ લોકોના વચ્ચે પોતાનુ જીવન આદર્શ રાખે અને તેની જરૂર પ્રમાણે સેવા કરે લખવાવાચવાની અને સામાન્ય ગણિત જાણવાની પણ કિંમત છે એટલા માટે નિરક્ષર લોકોના જ્ઞાનની વૃદ્ધિ કરવી એ એક ખાસ સેવા છે એ સેવા કરવાનો ભણેલા ગણેલાઓનો ધર્મ છે બાકી, આપણા જીવનમા સચ્ચાઈ હોય તો એની અસર આપોઆપ એ લોકો પર થશે જે ઈશ્વર અથવા સત્યને શોધે તેને તે મળી જાય છે આપણે ઈશ્વર અથવા આપણી આસપાસના લોકોથી વધુ ઓળખતા હોઈએ આ બાબતમા કશુ ખાતરીપૂર્વક કહેવુ મુશ્કેલ છે તો આપણે તેમને વધુ આપી શકીએ, કેમ કે, તે મહેરે આપણી પાસેથી તેમને મળશે

૧૦ જૂન '૪૩

નિરક્ષર લોકોની સેવા કરતી વખતે તેમને જ્ઞાન આપવાનો હરેકનો ધર્મ છે જે માણસ વાચી નથી શકતો, લખી નથી શકતો, સરવાળા કે બાદ નથી કરી જાણતો તે ઘણી બાબતોમા અજ્ઞાન રહે છે પણ લખવાવાચવાના અને ગણિતના જ્ઞાનથી તે પોતાનો ઉત્તરોત્તર વિકાસ કરે એનો એ અર્થ થાય કે હુ તેને લખવાવાચવાનુ શીખવુ ત્યારે જ્ઞાન વધારવાની તેની ઇચ્છા તીવ્ર થાય એ રીતે મારે તેને શીખવવુ જોઇએ માળા ફેરવી અને મૂકી દીધી એવો મારે માટે સવાલ જ ન હોય એને લખતાવાચતા શીખવવામા તેનો સર્વાંગી વિકાસ સાધવાનો મારો આશય નથી મારા શીખવવાથી એની આર્થિક સ્થિતિ સુધરે તો ઘણી સારી વાત છે, પણ મારો મૂળ હેતુ એના આત્માનો વિકાસ કરવાનો તથા તેને

માટે તેને ભૌતિક સેવા કરી તેની પાસે પહોચવાનો છે. તેનું શરીર તેની આગળ છે, પણ તેનો આત્મા તે હજી ઓળખતો નથી રોજરોજ જેમજેમ તે મારી સેવા સ્વીકારતો જશે તેમ તેમ તેના મનમાં જિજ્ઞાસા જાગશે કે મારું પોતાનુ જીવન કેવું છે?

પછી તે મારા ભૌતિક જીવનની પાછળ કંઈક છે એ જોતો થશે તે વિચારશે કે, કોઈ કોઈ વાર હુ આખો બધ કરીને અને આસન લગાવીને શા માટે બેસું છું? આ જિજ્ઞાસાને વશ થઈને તે મને પૂછે કે આ બધાનો અર્થ શો? ત્યારે હુ તેને એ કહું એ જ્ઞાનની તેના પર શી અસર થશે એની ફિકર મારે કરવાની ન હોય. આત્માની બાબતમા દખલ કરવાનુ મારું કામ નથી હું કોઈ માણસની આગળ ઊભો રહું છું ત્યારે મારા હૃદયમાં ઈશ્વર જેટલા પ્રમાણમાં વિરાજમાન હશે તેટલા પ્રમાણમાં મારી સામેની વ્યક્તિમા પણ પ્રવેશ કરશે. મારો ધર્મ તે સ્વીકારે એવો મારો હેતુ નથી મારી મારફતે તે ઈશ્વરના દર્શન કરી શકે એ મારો હેતુ છે. ઈશ્વર મારા હૃદયમા વિરાજમાન હોય અને મારા રોજેરોજના, કાર્યોમા હુ ખરેખર તેને વ્યક્ત કરતો હોઉ તો જ એમ થઈ શકે

('બાપુની કારાવાસની કહાણી' માંથી)

*

એક પ્રતિષ્ઠિત હિન્દી ભાઈ વિલાયત જતા હતા ખાંડની અછતને કારણે સખ્ત સાપબંધી હતી ને તથા મર્યાદિત પ્રમાણમા જ સૌને ખાંડ મળતી એ ભાઈ પેટીઓ ભરીને સાથે ખાંડ ને મિઠાઈઓ લઈ ગયા

લંડન પહોચ્યા ને એક હોટેલમા ઊતર્યા સામાન હોટેલમા મૂકાવી નજીકના ઉપાહાર ગૃહમા ચા પીવા ગયા વેઈટર ચા લાવ્યો તે સાથે ખાંડની બે ટીકડીઓ પણ મૂકી ગયો પેલા હિન્દી ભાઈ તો ગળી ચાહ પીવાના શોખીન હતા એમણે વેઈટરને પૂછ્યુ, 'બસ આટલી જ ખાંડ?'

'જી હા સર અહીં એટલુ જ આપવાનો કાયદો છે' વેઈટરે કહ્યુ

'અરે ભાઈ, થોડી વધારે લાવી આપ'

'માફ કરજો સાહેબ, હુ લાચાર છુ'

પેલા હિન્દી ભાઈએ ગજવામાથી પૈસા કાઢવા માડ્યા અને કહેવા લાગ્યા 'હુ વધારાના પૈસા આપવા તૈયાર છુ, પણ તુ મને બીજી થોડી ખાંડ લાવી આપ!'

વેઈટર તો આકુળ વ્યાકુળ થઇ ગયો–આ ભાઈને શી રીતે સમજાવવા! ઉપરથી વળી લાંચ આપી લલચાવે છે!

નજીક જ એક અગ્રેજ બેઠો બેઠો ચાહ પીતો હતો તેણે આ રકઝક સાંભળી એનાથી એ સહન ન થયુ પોતાને મળેલી ખાંડની બે ટીકડીઓ લઇને હિન્દી ભાઈને આપતા કહ્યુ: 'લો આ ખાંડ!'

હિન્દીએ આશ્ચર્ય પામી પૂછ્યુ 'પણ તમે શુ કરશો?'

'હુ એક દિવસ ખાંડ વિના ચલાવી લઈશ પણ કૃપા કરી એક પ્રમાણિક માણસની નીતિ ન બગાડો.' અગ્રેજે નમ્રતાથી કહ્યુ

પેલા હિન્દી ભાઈ ઘણા શરમાયા. મળી હતી તેટલી જ ખાંડથી ચલાવી લીધુ. અને પછી પોતે જ્યાં ઊતર્યા હતા તે હોટલમા જઈ પોતે સાથે લાવ્યા હતા તે બધી ખાંડ અને મિઠાઈ આસપાસનાં બાળકોને વહેંચી દીધી!

*

બંગાળની ભૂમિ પણ શહીદોથી ભરી ભરી હતી

૧૯૨૯ના ઇતિહાસને સુવર્ણ પૃષ્ઠે ઝગઝળતા એ અસહકારના ગાળામાં રાજદ્વારી કાવતરાના આરોપસર જતીન્દ્ર નામની એક બંગાળી વ્યક્તિને પકડી લાહોરની જેલમાં રાખવામાં આવી એ વ્યક્તિ પ્રખર વિચારક હતી તેણે પોતાની સાથેના કેદીઓ અને જેલની બાબતોની માહિતી મેળવવા માંડી તે વખતમાં કેદીઓ પ્રત્યે જરાયે સારુ વર્તન દાખવવામાં આવતુ ન હતુ પચીસ રૂપરડી પગાર ખાતા સામાન્ય પોલીસથી માંડીને ન્યાયાધિશ સુધીના માણસો જરા જરા કારણસર અપમાન ગ્ત ખોરાક પણ જેવો તેવો–અધ બાફેલો ાંધ્યા–આપવામાં આવતો ને તેના પ્રમાણમાં કાળી મજૂરી કરાવવામાં આવતી કુદરતી હાજતો માટે પણ યોગ્ય વ્યવસ્થા નહોતી એક ઓરડીમાં સમય નહિ એટલા કેદીઓ કેટલીક વાર ઠાંસવામાં આવતા ને જે ઓરડીમાં તેઓને નાખવામાં આવતા તેની ભીંતો પર સેવાળ ને પોનાણમાં માકડ, ચાંચડ, વાંદા જેવી ઘણી નાની નાની જીવાતોનો પાર ન હતો આ બધુ જોતા તન તો કમકમાટી ઊપજી તેને થયુ કે જરૂર આ પ્રત્યે નગરનુ ધ્યાન દોરવુ જોઈએ ને આમા અવશ્ય ફેરફાર થવો જોઈએ બધાને એ જ અસ્ત્ર ન મૂકતા ગુનાઓ પ્રમાણે કેદીઓનુ વર્ગીકરણ હોવુ જોઈએ વગેરે ' એણે એને અમલમાં લાવવા એક કડક અરજી સરકાર પર લખી નાખી થોડા દિવસ પછી એ વખતની તુંડમીજાજી સરકારનો જવાબ આવ્યો કે, 'એવુ કશુ નહિ થાય તમને કોણ નોતરુ આપે છે કે તમે ગુના કરો હવે પછી આવી કોઈ પણ વાત કાઢનારને સખત શિક્ષા કરવામાં આવશે ' વગેરે

એ ચબરાક યુવાને ઘણી મથામણ કરી પણ કંઈ ન વળ્યુ તેને લાગ્યુ કે 'આમ અરજીઓ ને વિનંતિઓ કર્યે આ સરકાર નહિ માને એના માટે કોઈ અનેરો માર્ગ જ લેવો પડશે ' વિચાર કરતા એને પૂ બાપુજીની નીતિની પ્રેરણા થઈ અહિંસાનુ અમોઘ શસ્ત્ર વાપરતા જ સરકારના સર્વ હથિયારો હેઠા પડી આપણને સિદ્ધિ મળશે એ એને સ્પષ્ટ દેખાયુ ને એણે ઉપવાસ શરૂ કર્યા

અનાજ વગર એક ટંક પણ ન ચલાવે એવા આ યુવકે અનાજને બધાની નવાઈ વચ્ચે તિલાંજલિ આપી યુવાનની શક્તિ ક્ષીણ થતી ચાલી નૂર હણાતુ ચાલ્યુ ને આખરે શરીરમાં હાડચામ સિવાય કંઈ જ રહેવા ન પામ્યુ એના ગુલાબી ગાલમાં સોપારી સમાય એવડા ખાડા પડ્યા પણ એ વીરે લીધેલી ટેક ન છોડી તે ન જ છોડી

દસ નહિ, વીસ નહિ, પચાસ નહિ, બાસઠ બાસઠ દિવસ સુધી અવિરત ઉપવાસ કરતા એ વીર–વીરનો આત્મા–જેલના સંકુચિત વિસ્તારમાંથી સદાય માટે મુક્તિ મેળવી ગયો ત્યારે કાશ્મીરથી કન્યાકુમારી ને દ્વારકાથી આસામ સુધી અશ્રુ પ્રવાહ વહ્યો હતો

એ તો ન કરી શક્યો, પરંતુ દેહના દાન દેતે દેતે વિચારો વહેવડાવી પ્રત્યાઘાતી પક્ષના હૈયા પીગળાવતો ગયો ખુદ ન્યાયાધિશે એના અખૂટ ધૈર્યની પ્રશંસા કરી ને ને ત્યારથી જેલમાં કેદીઓના ત્રણ વિભાગ પડ્યા, જે આપણે વર્તમાન ભારતવર્ષમાં જોઈએ છીએ કેદીઓના જુલ્મ અને અગવડોની કંઈક અંશે કમી થઈ

એવા એ શહીદ વીરને જરૂર એક અંજલિ આપવી ઘટે !

*

ભલે સંસાર ખારો છે જીવન ખારુ નથી મારુ,
સરિતામાં સમંદર ક્ષાર કંઈ લાવી નથી શકતો ! —આનંદ

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે

(એક આપકર્મી વિદ્યાર્થીના પત્રો)



પૂ૦ શિવાભાઈ  લડન તા ૯-૪-૫૫

નમસ્તે મારો એક પત્ર ગયે મહિને મળી ચૂક્યો હશે તેનો પ્રત્યુત્તર મળતા પહેલા જ મારો બીજો પત્ર પણ અહીથી રવાના થાય છે. ગયા પત્રમા કેટલુક અઘટિત લાગે તેવુ પણ હતુ પરતુ તેમા એવુ ઈરાદાપૂર્વક લખવાનો વિચાર ન હતો મારા સામાન્ય નિયમ મુજબ હુ જેટલુ જાણુ તે મારે તમને જણાવવુ રહ્યુ છપાવવુ ન છપાવવુ એમા મારે કઈ જ કહેવાનુ નથી સર્વ હકક તમને સ્વાધીન છે એટલુ જ નહિ પણ મારા પત્રની ટીકા પણ તમારે કરવી ઘટે તો અચૂક કરવી મારે એટલુ જ કહેવાનુ કે હુ કોઈ પણ રીતે અહીની સારી બાજુ કે નરસી બાજુ જોવા જતો નથી અકસ્માત જેટલુ જાણી શકાય તેટલુ જ હુ જાણુ છુ ખરુ જોતા મારો ઈરાદો મારા અભ્યાસ ઉપરાત કશુ જ જોવા જાણવાનો નથી જે કઈ જાણવા મળે છે તે માત્ર ફેકટરીમા કામ કરતા કરતા વાતચીત દરમ્યાન મળે તે જ નામાન્ય રીતે ન બોલવુ પડે તો સારુ એવુ મારુ વલણ હોય છે કારણ કે હુ એક કર્મયોગ કરી રહ્યો છુ એવી મારા મનમા ભાવના જાગ્રત કરવાનો પ્રયત્ન કરુ છુ અને ગીતાની ભાષામા 'યોગ કર્મસુ કૌશલમ્' હોવાથી પૂરેપૂરી કુશળતા અને શક્ય તેટલી ઝડપથી મારુ કામ સવારે આઠથી સાજના છ સુધી સતત ચલાવ્યા કરુ છુ મારે આત્મશ્લાઘામા નહિ પડવુ જોઈએ પણ એટલુ કહ્યા વિના નથી રહેવાતુ કે એક વખતનો વાતોડિયો જીવ દિવસે દિવસે મૂક બનતો જાય છે જેમજેમ જીભ બધ થતી જાય છે તેમતેમ મન વાતોડિયુ થતુ જાય છે મન દરખાસ્ત મૂકે અને બુદ્ધિ એનો છેદ ઊડાડી દે કોઈ વખત ટેકો આપે અને કોઈ વખત પોતાની જ યોજના પ્રમાણે કામ લે આ પચ મહાભૂતોના મેદાન પર કોઈકોઈ વખત તો ભયકર યુદ્ધ ચાલે છે ગમે તે થાય પણ એ બધાની અસર મારા કામ પર ન થવી જોઈએ એના બે કારણો છે એક ભૌતિક અન બીજુ આધિભૌતિક (૧) કામમા ઘટાડો થાય કે બગડે તો બોસનો ઠપકો મળે અગર નોકરીમાથી પાણીચુ મળે (૨) કર્મયોગ જેને કહ્યો તેવા યોગમા ભગ ન પડવો જોઈએ યોગમા ભગ પડે તો સાધના પૂરી થાય નહિ અને તેનુ ફળ યોગસિદ્ધિ મળે નહિ મારી સિદ્ધિની ગણતરી એવી છે કે જીભની જેમ મન પણ ઈચ્છા મુજબ મૂક થઈ જાય તેવુ થવુ જોઈએ વળી આવો યોગ સાધના કરવાનો અવસર ફરી ફરી ક્યારે મળશે?

હવે પચ મહાભૂતોના મેદાન પરથી લડનના મેદાન પર આવુ છુ અહીના લોકો દુનિયામા કેળવાયેલા ટોચના ગણાતા લોકોમા થાય છે કારણ કે આ દેશ વિજ્ઞાનમા અને કેળવણીમા ખૂબ જ આગળ વધેલાઓમાનો એક છે આપણે ત્યા નાત જાતના ખૂબ જ ભેદભાવ છે એમા શકા નથી અહી એવુ હશે કે નહિ એવો પ્રશ્ન મને ઘણી વખત ત્યા હતો ત્યારે થતો હતો ત્યારે એવુ જાણવા મળેલુ કે અહી કોઈપણ જાતના ભેદભાવ વિનાની સુધરેલી દુનિયા વસે છે પણ 'કાગડા બધે જ કાળા' એ કહેવત મુજબ અહી પણ નજરે ચઢે તેવો એક ભેદભાવ અતિ પ્રચલિત છે આપણે ત્યા જેમ હિંદુ મુસલમાન એ દેખીતી

જુદાઈ છે તેમ અહી જ્યુ અને અગ્રેજ એવો મહાન જાતિભેદ છે બને પ્રજા સેકડો વર સોથી અહી સાથેજ વસે છે છતાય એકબીજા પ્રત્યે વાઘ અને બકરી જેવુ હેત રાખે છે જ્યુ લોકોના હાથમા મોટા ભાગના વેપાર ધધા છે અગ્રેજ પ્રજા તેમને ત્યા વેતરુ કરી ખાય છે વળી જ્યુમા મન આપણા મારવાડી વાણિયામા મામા માસીના હોય તેટલુ મળતાપણુ છે. ગમે તેમ હોય પણ બન્ન એક બીજાને અળખામણા લાગે છે

'જ્યુ' પ્રજાના કેટલાક તહેવારોમા આપણા તહેવારોની જેમ ઉપવાસ પારણા વિગેરે હોય છે અગ્રેજ તહેવારોમા ઉપવાસ જેવુ હજી સુધી જાણવા મળ્યુ નથી

ભૂત પલિત અને જાદુ મેલીવિદ્યામા આ લોકો પણ સારી રીતે માને છે અહી 'Indian rope trick' દોરીનો જાદુ ખૂબ જાણીતો છે એ શુ છે કેવો છે એ કોઈ જાણતુ નથી પણ એ હિદમા થતો એક જાદુ છે એમ આ લોકોનુ માનવું છે

અહીનો એક અગ્રેજી તહેવાર આપણી હોળી ધૂળેટી જેવો જ છે એનુ નામ 'ગાય ફોકસ' એની વાત આવી છે ઈ સ ૧૬૦૫ના નવેબરની પાચમી તારીખે પાર્લામેન્ટ ફૂકી મારવાનુ એક ભયકર કાવતરુ થયુ હતુ પણ તે પકડાઈ જવાથી નિષ્ફળ ગયેલુ ગાય ફોકસ નામના એક માણસને એના ગુના સર બાળી મૂકવામા આવેલો ત્યારથી દર વર્ષે નવેબરની પાચમી તારીખે પોળે પોળે એના પૂતળા બનાવી છોકરા એને બાળે છે એ દિવસ આવતા અગાઉ અઠવાડિયાથી છોકરાઓ પૂતળા તૈયાર કરી એને માટે પેની પેની આવતા જતા પાસેથી માગી પૈસા ભેગા કરે છે 'Penny for guy please' એ એમનુ વાકય સવારથી સાજ ગુજ્યા કરતુ હોય છે તા ૫ મી એ સાજે છોકરા એ પૈસામાથી ઉજાણી કરે છે અને પેલા પૂતળાને ખોળી ખોળી બાળે છે

તહેવારનુ ગમે તે મહત્ત્વ હોય પણ મે એક વસ્તુ જોઈ તે પ્રમાણિકતા નાના નાના છોકરા ભેગા થયેલા નાણાનો પ્રમાણિક હિસાબ રાખે છે એટલુ જ નહિ પણ એક વખત પેની મળ્યા પછી બીજે દિવસે તમે આપવા પ્રયત્ન કરો તો ધડ દઈને ના પાડી દેશે કહેશે, 'તમે તો એક વખત પેની આપેલી' જે દેશના નાના બાળકો જે આવતી કાલના નાગરિકો છે તે જ આટલા પ્રમાણિક હોય તે દેશ દુનિયામા આગળ કેમ ન હોય! આપણે ત્યા આવુ ક્યારે થશે? આપણે ત્યાની કોલેજમા ચાલતા ગોટાળા વિશે મે સાભળ્યુ છે કે જે સેક્રેટરી થાય તે સમૂહના નાણામાથી ગમે તેમ ઘાલમેલ કરી વરસ દિવસે પોતાના એક બે સૂટનો ખર્ચ અવશ્ય કાઢી લે કેળવણીની ગળથૂથીમાથી જ મારી ખાવાની વૃત્તિ જોર કરતી હોય તો આગળ જતા એનુ શુ થાય? કહેવત છે કે 'તીરથમા પાપ જાય' પણ આ તો તીરથમા જ પાપ થાય તે કેવી રીતે અને કયા જાય?

અહીનો બીજો સદ્દગુણ એ સત્ય બોલવુ એનો અર્થ એવો નથી કે અહી કોઈ જૂઠુ બોલે જ નહિ પણ મોટે ભાગ લોકો સત્ય વદતા હોય છે એમા શકાને સ્થાન નથી એટલુ જ નહિ પરતુ મે એવા લોકો જોયા જેને જુઠુ શી રીતે બોલવુ તે જ નથી આવડતુ ઊલટુ અસત્ય બોલતા ગભરામણ થાય અને એ ગભરામણમા જેવુ હોય તેવુ જ બોલી દે આનુ એક કારણ એ જાણવા મળ્યુ છે કે તેઓ માને છે કે સત્ય બોલવાથી ટૂકમા પતી જાય છે જ્યારે અસત્ય બોલવાથી ટટા ફિસાદ અને દુ ખ વધે છે. બીજી વાત સત્ય બોલવાથી શુ થશે એની એમને પરવા નથી સત્ય વદવાથી મિત્ર દુશ્મન થઈ જશે તો દેખા જાયગા એ એમનો સિદ્ધાત હોવાથી અસત્યના ઊડા પાણીમા તેઓ ઉતરતા નથી! અસત્ય બોલનારને તેઓ ધિક્કારે છે

આવી પ્રજા ખુવાર થાય છે દારૂમા, જુગારમા અને મોજશોખમા આ યત્રના દેશમા જુગાર પણ યત્રોથી રમાય છે જીતનારને ઈનામ

યત્રોથી જ મળે છે અને હરિફાઈ વ્યુહમા તો ઘેરે ઘેરથી નાણાનો ધોધ વહી જાય છે જો કે એકવીસ વરસની નીચેના માટે મનાઇ છે એ ઉપરાત સરકારી કાયદાઓ એમને રોકવા પ્રયત્ન કરે છે છતાય એ કાયદાઓ વ્યક્તિગત બાબતમા વધુ પડતા આડે આવતા નથી સ્વતત્રતા એ એમનો જન્મસિદ્ધ હકક છે હિંદ જેવો વિશાળ દેશ દોઢસો વરસ સુધી ગુલામ રહ્યો એ અહીના મજૂરને મન પણ આશ્ચર્યની વાત લાગે છે તેઓ કહે છે કે અમારાથી દોઢ કલાકની ગુલામી પણ સહન ન થાય તો તમે દોઢસો વરસ શી રીતે ગુલામ રહી શકયા! તમે ગુલામ રહ્યા તેમા અમારો દોષ જ વાક નહોતો તમારે વાકે જ તમે ગુલામ રહ્યા એવુ કેટલુય સાભળવાનુ મળે છે

લોકો ચર્ચીલને દેવાય તેટલી ગાળો દે છે અને એનુ રાજીનામુ એ લોકોને મન ઉત્સવનો દિવસ હોય તેવુ વાતાવરણ જણાતુ હતુ ' સાથે સાથે એના વારસદાર ઈડનને સારી રીતે વખાણે છે આવી છે અહીની ઊડતી વાતો

વધુ તમારા પ્રત્યુત્તર પછી

ત્યાથી મારા પિતાજી ગાડા નાણા મોકલવાના હતા તેમનો પત્ર આવી ગયો કે જે નાણા મને મોકલવા ઘરમા રાખેલા તે બધા જ થોડા ઘરેણા ગાઠા અને કપડા લત્તા સાથે ચોરાઈ ગયા છે મને લાગે છે કે જે થયુ તે સારુ જ થયુ કારણ કે '૪૭ મા ઘરનુ કઈ જ ન ખપે એવુ નકકી કરીને નીકળ્યા પછી લેવુ એ પાપ જ ગણાય કુદરતે ચોરને પ્રેરણા આપી મને વ્રત ભગના પાપમાથી બચાવ્યો તે બદલ કુદરતનો જેટલો ઉપકાર માનુ તેટલો ઓછો

શ્રી મગનભાઈની તબિયત સારી થઈ ગઈ હશે અમદાવાદ શ્રી ભાઇદાસ નિ ને યાદ વદન

સહુ કોઇને યાદ અરવિદના પ્રણામ

★

વર્ષો પહેલા ગુજરાતમા એક વાણિયાએ એક વિશાળ મદિર બાધવાની શરૂઆત કરી તે મદિરનુ બાધકામ જોવા એક રાજા આવ્યો તેને તે ગમ્યુ અને મદિર બધાવનાર વાણિયાને કહ્યુ 'આ મદિર બાધવામા હુ યે મદદરૂપ થવા ઈચ્છુ છુ બોલો હુ આ મદિર માટે શુ આપુ ?

પેલા વણીક શ્રેષ્ઠીએ રાજાની માગણી પર થોડો સમય વિચાર કરીને કહ્યુ 'રાજન્! આ મદિર બાધવા માટે પથ્થર ચૂનો, માટી ઈત્યાદિ સામાન ગાડાઓમા ભરાઈને આવે છે તો એવા ગાડાના પૈડામા પૂરવા માટેનુ તલ તમે આપજો

રાજાને તો વાણિયાના બોલ હાડોહાડ લાગ્યા આ વાણિયો શેખી કરે છે! એ પોતે આખુ મદિર બધાવે છે અને મારી કિમ્મત માત્ર ભાર વહનાર ગાડાના પૈડામા પૂરવાનુ તેલ આપવા જેટલી જ કરી!' તેણે કશુ કહ્યુ નહીં ને હા પાડી ચાલતો થયો

પેલા મદિરનુ બાધકામ તો વર્ષો સુધી ચાલ્યુ, રાજાને તો એવી કઇ કલ્પના નહી એને તો ગાડાના પૈડામા પૂરવાનુ તેલ પૂરુ પાડવાનુ યે છેવટે, એના ગજા બહારનુ લાગ્યુ અને ત્યારે જ માત્ર તેલની માગણી કરનાર પેલા વણીક શ્રેષ્ઠીનુ ડહાપણ તેને સમજાયુ

---

નીતિ અને ધર્મ એક જ અર્થના શબ્દો છે ધર્મશૂન્ય નીતિમય જીવન રેતી પર બાધેલા ઘર સમાન છે અને જાતિરહિત ધર્મ એ કથીર જેવો છે નીતિમા સત્ય, અહિસા, અને બ્રહ્મચર્યનો સમાવેશ થાય છે મનુષ્યજાતિએ કેળવેલો એકે એક ગુણ આ ત્રણ પ્રાથમિક ગુણો સાથે સબધ ધરાવે છે ને એમાથી જ ઊતરી આવેલો છે એમ કહી શકાય અહિસા અને બ્રહ્મચર્યની ઉત્પત્તિ પણ સત્યમાથી છે, ને સત્ય એ મારે મન પરમેશ્વર છે

—ગાધીજી

# આર્જવ

કાકા કાલેલકર

આર્જવનો મૂળ અર્થ છે સરળતા સસ્કૃતમા સીધાને ઋજુ કહે છે ઋજુ પરથી આર્જવ શબ્દ થયો છે દાવ-પેચ, ધૂર્તતા, અને કુટિલતા આર્જવના વિરોધી છે

આજકાલ આર્જવનો અર્થ નમ્રતા થઇ ગયો છે જે માણસ સીધો છે, છક્કો-પજો નથી જાણતો અથવા એ એને નથી ગમતુ એમા ઘમડનો છાટો નથી હોતો એ પરથી જ આર્જવનો અર્થ નમ્રતા થઇ ગયો છે

જેણે પોતાનો કોઈ સ્વાર્થ સિદ્ધ કરવો નથી એની બુદ્ધિ સરળ જ હોય છે જે અજાત શત્રુ છે, સૌનુ ભલુ ચાહે છે, એની પાસે પક્ષપાત નથી, એનો વ્યવહાર કુટિલ હોવાનુ કોઈ કારણ નથી

જે લોકો ઉચ્ચનીતિનો કોઈ ખાસ આગ્રહ નથી રાખતા, પણ સામાજિક વ્યવહારના ભાગ અનુભવી છે એ લોકો પણ અનુભવના આધારે કહે છે કે સરળતાથી જ જીવનમા સફળતા મળે છે અને ઉન્નતિ થાય છે

જે લોકો ધૂર્ત હોય છે, એ એમ માને છે કે ચાલબાજીથી લોકોને ઠગીએ તો સહેલાઈથી સ્વાર્થ સાધી શકાય અમુક અશે એ સાચુ છે, પણ ચાલબાજી છેવટ સુધી સાથ નથી આપતી એક જાણીતા અમેરિકને ઠીક કહ્યુ છે કે, તમે સૌને થોડા સમય સુધી ઠગી શકો, થોડા બુદ્ધુ લોકોને હમેશા ઠગી શકો છો, પણ દરેક લોકોને સદા માટે ઠગી શકો નહી '

આર્થીક વ્યવહારમા, સામાજિક સબધમા અને રાજનીતિમા સરળતાથી જ સફળતા મળે છે અને સતોષ અને શાતિ તો તેના વિના મળી શકતા જ નથી

પરતુ દુનિયાનો વ્યવહાર એટલો સરળ નથી, દુનિયામા એવા ઘણા માણસો પડયા છે જેમનો ધૂર્તતા પર જ વિશ્વાસ છે એવા લોકોથી બચવા માટે સાવધાન અને સતર્ક રહેવુ જરૂરી છે પોતાની તરફથી બિલકુલ સરળતા અને બીજાની કુટિલતા ઓળખવાની સાવધાની અને બુદ્ધિમતા બન્ને એક સાથે હોવી જોઇએ

જે સત્યનિષ્ઠ છે એનો અનુભવ છે કે તીવ્ર સત્યનિષ્ઠાની સામે અસત્ય ટકી રહી શકતુ નથી સરળ વ્યક્તિ સાથે કુટિલ વ્યવહાર થોડા જ સમયમા ઉઘાડો પડી જાય છે અને સત્યનિષ્ઠને સત્યનારાયણ દરેક હાલતમા બચાવી લે છે સરળતા અથવા આર્જવ એક આધ્યાત્મિક ગુણ છે એની પૂરી શક્તિ આજ સુધી કોઇએ ઓળખી નથી સત્યનિષ્ઠા અને સરળતા સાથે ઇશ્વરના આશીર્વાદ મળી જાય છે

★

રોલેટ એક્ટ સામે દેશભરમા આદોલન જાગ્યુ હતુ અને કેટલેક સ્થળે હિસક બનાવો પણ બન્યા હતા તે વખતે પોલીસો ગમે તે નિર્દોષને પકડીને કેસ કરતી નડિયાદના સ્ટેશને પાટા ઉખેડવા માટે એક ખેડૂતને પોલીસે પકડયો એના ઘરમા જપ્ત કરીને મુદ્દામાલ તરીકે ચાવીઓ ફેરવવાના પાના પોલીસે કબ્જે કર્યા વાત એમ હતી કે પના ખેડૂતે પોતાના ખેતરના કૂવા પર એન્જિન પપ મૂકેલા હતા તેના એ પાના હતા આ કેસમા સરદાર બચાવ પક્ષે હતા કેસ ચાલ્યો ત્યારે સરદારે પેલા પાનાઓ વડે રેલ્વેના પાટાની ચાકીઓ ફેરવવાનો આગ્રહ કર્યો જજે એ પ્રમાણે હુકમ કર્યો પણ એકે પાનુ પેલી પાટાની ચાકીને લાગે જ નહી ! કેસ કરનાર અધિકારીઓ તો કાપો તો લોહી ન નીકળે એવા ફિક્કા પડી ગયા ! સરદારની દીર્ઘ દૃષ્ટિથી પેલો ખેડૂત નિર્દોષ છૂટી ગયો

સદાય ગાનતાન અને સુગધીદાર પદાર્થોથી ભરેલા રહેતા મહેલનુ વાતાવરણ આજે ઉજ્જડ બન્યુ હતુ !

બહુ મોટા પણ નહિ અને બહુ નાના પણ નહિ એવા એક ઓરડામા નગરશઠ, દફ્તર નવેશો, સૂફીઓ અને અલ્લાના અવતાર સમા શેખસાહેબ ગભીર મુખે મૂઠ હતા એમની વચ્ચે એક સાદા બિછાના પર તકિયાને અઢેલીને એક પુરુષ બેઠો હતો ઈશ્વરની સાથે સબધ બાધવા મથતો હોય તેમ તેની વિશાળ આખો બિડાયેલી હતી તેનુ મસ્તક સહેજ નમેલુ હતુ તેના મુખમાથી બદગીના આછા આછા શબ્દો ઊઠતા હતા એના પર કાન્તિ પથરાયેલી હતી એના આખના પોપચા હેઠળથી આસુના રેલા નીકળતા હતા સૌની નજર તેના પર મડાઈ હતી સૌના મન વ્યાકુળ બન્યા હતા ચારે તરફ ભયકર શાન્તિ છવાઈ હતી.

એ હતો મુજફ્ફરશાહ અમદાવાદમા રહેલી ગાદીને શોભાવનાર ભલો બાદશાહ પ્રજાહિત એને હૈયે વસ્યુ હતુ પ્રજા એના અમલદર મિયાન સુખી હતી વેપાર–રોજગાર સારી રીતે ચાલતા હતા અનીતિનુ પ્રમાણ સહેજ ઘટ્યુ હતુ હિન્દુ અને મુસલમાનો ધર્મઝનૂન ભૂલીને એક બીજાને ભેટતા થયા હતા ત્યા તો કુદરત રૂઠી વર્ષાએ રીસામણા લીધા નદી અને નાળાએ પાણી શોષી લીધા લીલા છમ તરૂવરો સુકાઈને ઊભા હતા સૂકા વાયરા ફૂકાયા આકાશમાના વાદળ ક્યાય સતાઈ ગયા સૂર્યે વિશાળ આકાશમા આગ વરસાવતી ખેપો આરભી ને દાણોપાણી અનાજ ન પાક્યુ

દાણા દાણા માટે માનવીઓ ભટકવા લાગ્યા આખરે તેમણે હાડપીજરના સ્વાગ સજ્યા છેવટે જ્યારે તેમનાથી ન જ રહેવાયુ ત્યારે જુગ જુગ જૂની રૂઢી પ્રમાણે બાદશાહને ધા નાખી ઈશ્વરના ફિરસ્તા જેવા એ બાદશાહનુ કોમળ હૈયુ આ જોઈને કપી ઊઠ્યુ ધ્રૂજતે કઠે તેણે હુકમ કર્યો “ભડારો ખોલી નાખો”

તેના હુકમનુ તરત જ પાલન થયુ ભડારો ખોલવામા આવ્યા પણ ભડારો ખૂટ્યા ન ખૂટ્યા ને તેના તળિયા દેખાયા બાદશાહની ચિંતા વધી પડી પોતાની જનતાને ભૂખી જોઈ એણે પણ ઉપવાસ આદર્યા ગાનતાન છોડ્યા ને વફાદાર સેવકોને ચારે તરફ દોડાવ્યા પણ એ સઘળા નિષ્ફળ થઈને પાછા ફર્યા ચારે તરફ વેરાની અને મૃત્યુના તાડવ ખેલાતા હતા એક પણ ઉપાય હાથ ન ચડ્યા બાદશાહ નિરાશ થઈ ગયો

ઉપરા ઉપરી તેને પણ ભૂખના કડાકા થયા ઊંડા ઊંડા વિચારો કરી કરીને તેના કપાળ પર કરચલીઓ ઉપસી આવી ચોવીસે કલાક તેનુ ભલુ હૈયુ ઝખતુ હતુ, પોતાની નિર્દોષ જનતાને મુક્ત કરવાનો માર્ગ

આખરે તેને એક માર્ગ જડ્યો ને આનદની એક આછી લહરી તેના ચહેરા પર ફરકી રહી! તરત જ તેણે પોતાના દફ્તરનવેશો, સૂફીઓ શેખસાહેબ અને નગરશેઠને તેડાવ્યા. સઘળા તરત જ આવ્યા ને બાદશાહ આગ માથુ નમાવી ઊભા રહ્યા

‘મારા વહાલા રત્નો!’ બાદશાહ મીઠા સ્વરે બોલ્યો, ભૂખમરો નિવારવાનો એક ઉપાય હાથ લાગ્યો છે!”

હે? સહુ સાનદાશ્ચર્ય અનુભવતા તેની સામુ જોઈ રહ્યા, બોલો બાદશાહ બોલો!

બાદશાહે ગભીર, ધીમા, સ્પષ્ટ, છતાય મક્કમ અવાજે ઉપાય સૂચવ્યો

ને સહુ પર જાણે વજ્ર પડ્યુ સ્તબ્ધ બનીને તેઓ બાદશાહ સામે તાકી રહ્યા બાદશાહ ખડખડ હસી પડ્યો પછી ગભીર થઈ ને બોલ્યો, “હુ એ ઉપાયને અમલમા મૂકવાનો છુ’

દરબારીઓ કપી ઊઠ્યા તેમણે વિનતિ કરી, "બાદશાહ સલામત! આપ તો ફિરસ્તા છો આપનો દેહ અને આપનો આત્મા પવિત્ર છે ખોટા વિચારો છોડી દો "

બાદશાહ હસ્યો, "હુ કેમ કરીને આ મૂકી દઉ? મારી પ્રજા ભૂખે પીડાય છે મારે તેમને તેમાથી છોડાવવી રહી મને ઉપાય સૂઝયો છે મારે તને અનુસરવુ જ રહ્યુ "

"પણ હે બાદશાહ! જનતાને કાજે આપની આહુતિ તે હોય?"

"કેમ ના હોય? અલ્લા આગળ સહુ સરખા છે મારી પ્રજા મને વહાલી છે લાખોને બદલે એકના મૃત્યુથી જ બધુ સુધરતુ હોય તો ભલે એનો ભોગ અપાય એમા ચિંતા કરવા જેવુ કશુ જ નથી હુ મારી ફરજ બજાવીશ "

'પણ બાદશાહ! આપની બદગી '

'મને બદગી પર અપાર શ્રદ્ધા છે અલ્લાને કરેલી બદગી નિષ્ફળ ગયેલી જાણી નથી બદગીથી તો અલ્લાને પામી શકાય છે બદગી વખતે હુ અલ્લાને વિનવીશ, 'અલ્લા! ચાહે તો મારો જીવ લઈ લે પણ મારી દુખિયારી પ્રજાને બચાવ ' મને શ્રદ્ધા છે અલ્લા જરૂર મારી બદગી સાભળશે ને મારી પ્રજાને બચાવશે હવે કોઈ આગળ ન બોલશો તમામ બાદશાહનો આખરી હુકમ માનો '

સહુ ચુપ ઊભા રહ્યા બાદશાહે ઊઠીને સહુને નમસ્કાર કર્યા જમીન પર એક સાદુ બિછાનુ પાથર્યુ ઉપર એક તકીયો મૂકયો પછી છેવટની એક નજર સહુ પર નાખી તે અલ્લા સાથે તત સાધવા બેસી ગયો બદગી શરૂ કરી

સહુ એકી શ્વાસે તેની તરફ જોઈ રહ્યા હતા!

વાતાવરણ ધીરે ધીરે ઘટ્ટ બનતુ હતુ મુજફ્ફર શાહના ચહેરા પર તેજસ્વી પ્રકાશ વધતો જતો હતો ખુદાની બદગીનો ખ્યાલ આપતા તેના હોઠ અવિરત ઉઘાડવાસ થતા હતા તેની આખોમાથી આસુ વહેતા હતા, તેનુ શરીર આછા (ધીરે ધીરે) ઝોક લેતુ હતુ

થોડી ક્ષણો વહી ગઈ પછી એકાએક જ તે સ્થિર થયુ ન થયુ, ને તકીયા પર ઢળી પડ્યુ

આસુભરી આખે જોઈ રહેલા શેખસાહેબ અને સૂફીઓ 'અલ વિદાય' 'અલ વિદાય' પોકારી ઊઠ્યા મહાપરાણે ખાળી રાખેલો અશ્રુ પ્રવાહ એકી સાથે વહેવા લાગ્યો ધ્રૂસકા શરૂ થયા ને ઓરડામાનુ વાતાવરણ શોકમય બની ગયુ

બરાબર એ જ વખતે કાનના પડદા ચીરી નાખતો એક જબરજસ્ત કડાકો થયો કાળા ભમ્મર વાદળા ક્ષિતિજે ડોકાયા, ઊચે ચઢ્યા, મધ્યમા આવ્યા અને મોકળે મને વરસી પડ્યા

*

ઈ સ ૧૯૨૪ મા ગાધીજીએ મને સાબરમતી આશ્રમમા બોલાવ્યો હતો હુ તેમને મળવા ગયો તેમણે મને પૂછ્યુ

'હમણા શુ કરો છો? રેટિયો કાતો છો?'

રોજ નથી કાતતો, શ્રાવણ મહિનામા કાતુ છુ '

'રોજ કાતો તો?'

'શી રીતે? હુ સતત ગામડામા ફરતો ફરુ છુ '

કેટલા ગામડા ફરો છો?'

આશરે વીસેક ગામોમા ફરુ છુ '

'એ વીસેય ગામોમા રેટિયો મૂકી આપુ તો કાતો ખરા?'

ગાધીજીના આ શબ્દો સાભળી હુ તેમની સામે તાકી રહ્યો ખૂબ વિચાર કર્યો અને છેવટે રેટિયા પ્રત્યેની એમની ભક્તિની યથાર્થતા મને સમજાઈ આજે રોજ કાતુ છુ, ત્યારે ખૂબ રસ પડે છે એ રસનુ વર્ણન કરવુ અશક્ય છે — રવિશકર મહારાજ

# પોપટ અને ગરુડ

અનંત કાણેકર
અનુ૦ નાથાલાલ દત્તાણી

એક શિકારીએ એક પોપટ પાળીને રાખ્યો હતો. એક દિવસ એ ગરુડને પકડી લાવ્યો અને એને પણ પોપટની પાસેના જ પાંજરામાં બંધ કરી રાખ્યો.

ગરુડને જ્યારથી પાંજરામાં પૂરવામાં આવ્યું ત્યારથી જ એ એને તોડવાના ભરચક્ક પ્રયત્નમાં લાગી ગયું. એની ચાંચ લોહી–લોહાણ બની ગઈ, એની પાંખ પછાડતાં–પછાડતાં તૂટવા લાગી. છતાં પણ એ એના પ્રયત્નમાં નિત્ય નિરંતર મગ્ન જ રહ્યુ

'તું આ બધું શું કરી રહ્યુ છે?' પોપટે આશ્ચર્ય ગરુડને પૂછ્યુ.

'મારું સ્વાતંત્ર્ય પુનઃ પ્રાપ્ત કરવાના પ્રયત્ન' ગરુડે જવાબ આપ્યો.

'પરન્તુ આવા પ્રયત્નથી તો તુ સ્વયં જ મરી–મીટી જઈશ!' પોપટે સલાહ આપી, 'મૃત્યુ પછી તને એ સ્વાતંત્ર્ય શું કામમા આવશે?'

'સ્વાતંત્ર્ય જ તો મારું જીવન છે. ગરુડ બોલ્યુ અને પુન. પોતાના પ્રયત્નમાં લાગી ગયુ

'છિ:! તું કંઈ સમજતું જ નથી. મારી સામે જો, હું ય તે છેલ્લા દસ વર્ષથી મારું સ્વાતંત્ર્ય પુન: પ્રાપ્ત કરવા માટે મથી રહ્યો છું–પણ તારી પેઠે સુધ–બુધ ગુમાવીને નહિ! પહેલાં ભરપેટ શિકારીનું આપેલું ભોજન કરું છું, પછી નિયમપૂર્વક આરામથી પાંજરાને તોડવાના પ્રયાસમાં પાંચ–દસ મિનિટ વિતાવું છું....આજસુધીમાં મેં કદી આ નિયમમાં ચૂક થવા નથી દીધી .. .

ગરુડે ખીજાઈને કહ્યું, 'મને તારી ભાષા સમજમા નથી આવતી.' અને પછી પાંજરાના એક સળિયાને એવા જોરથી હલબલાવ્યો કે સળિયો મરડાઈને વચ્ચેથી ભાંગી ગયો. તુરત જ પોતાની ઘાયલ પાખોને સંભાળતુ એક ઝપાટે એ પાજરાની બહાર નીકળ્યું અને ગગનના મુક્ત આગણમા સ્વાતંત્ર્યનું ઉડ્ડયન કરી રહ્યુ ક્ષણભરમા જ એ પોપટની દ્રષ્ટિ-મર્યાદા વટાવી ગયુ

ચકિત બની પોપટ કેટલીક વાર સુધી તો આ બધુ જોતો રહ્યો, પછી પાજરામાં પડેલા પીછા અને ગજ્ઞ છાટણા નિહાળી એણે પોતાની જાતને કહ્યુ, આ રીતે પિંજર તોડીને જવાની કલ્પના જ એક મોટી મુર્ખાઈ છે. હુ પણ કેવો બેવકૂફ કે આટલા દિવસો નાહકના પિંજરને તોડવામા ગુમાવ્યા આજે મને મારી એ ભૂલ સમજાય છે શપથ લઉં છું કે ભવિષ્યમા આવુ ખોટ્ પગલુ કદી નહિ ભરુ!'

★

એક વાર આચાર્ય મહાવીર પ્રસાદ દ્વિવેદી પોતાના ખેતરે લટાર મારી ઘર તરફ વળતા હતા એવામાં એક ચીસ સંભળાઈ તેઓ થભી ગયા જોયુ તો એક હરિજન બહેનને સાપ કરડ્યો હતો દ્વિવેદીજી દોડ્યા અને ઝેર ઉપર ન ચઢે માટે ડંખ પર બાંધવા માટે દોરો કે કપડું શોધવા લાગ્યા પણ તેમાનુ ત્યા કઈ જ ન હોવાથી પોતાની જનોઈ કાઢી અને ડંખની ઉપર કસકસાવીને બાધી પછી ચપ્પુ લઈને ડંખ પર કાપ મૂકીને ઝેરી લોહી કાઢી નાખ્યું. સ્રીનો જીવ બચી ગયો

એટલી વારમાં ગામના ઘણા લોકો આવી પહોંચ્યા. તેમા ગામના પડિતો પણ હતા. તેઓ આચાર્યજીએ હરિજન બાઈને, આચાર્ય જેવા બ્રાહ્મણે–જનોઈ બાંધેલી જોઈને સ્તબ્ધ થઈ ગયા. અને ગુસ્સે થઈને કહેવા લાગ્યા''જુઓને આ તો ધર્મ રસાતળ ગયો. આ આચાર્યે બ્રાહ્મણ થઈને પોતાની જનોઈ એક હરિજનના પગે બાંધી! હરિ હરિ! ધર્મ રસાતળ ગયો'

# સેવ્ય કે સેવક ?

બાપુજી દક્ષિણ હિન્દની મુસાફરીએ નીકળ્યા હતા સાથમા મહાદેવભાઈ હતા ગાડી ધસમસતી આગળ વધતી જતી હતી લૂ વાતી હતી બન્નેને આગલી રાતના ઉજાગરા હતા

એકાએક પખો હાથમા લેતા મહાદેવભાઈએ કહ્યુ, "બાપુજી! હુ પખો નાખતો બેઠો છુ, તમને છેલ્લા ત્રણ દિવસથી આરામ મળ્યો નથી અત્યારે બે ઘડી સૂઈ જાઓ તો ?"

બાપુજીએ હા પાડી ને શરીર લબાવ્યુ, મહાદેવભાઈએ પખો નાખવો શરૂ કર્યો

પણ સતત ઉજાગરાને કારણે થોડીવાર પછી તેમના હાથમાથી પખો છૂટી ગયો અને પોતે જ આખ મિચી ગયા સમયનુ જરા પણ ભાન ન રહ્યુ પરન્તુ 'મહાત્મા ગાધીજીકી જય'ના નાદથી તે એકદમ બેઠા થઈ ગયા બહાર જોયુ તો તેમને જે સ્ટેશને થોભવાનુ હતુ તે સ્ટેશન આવી ગયુ હતુ, અને તેમની ખૂબ જ નજીક બાપુજી મદ મદ હસતા તેમને પખો નાખી રહ્યા હતા શરમથી તે નીચુ જોઈ ગયા બાપુજીને ધીમેથી પૂછ્યુ, "હુ બહુ વાર સૂતો નહિ ?"

"ના, ના ફક્ત અરધો કલાક જ ગયો છે વધારે સૂઈ રહે' બાપુજીનો ઉત્તર મળ્યો

તેમની શરમનો પાર ન રહ્યો રોવાનુ મન થઈ આવ્યુ મહા પરાણે બોલ્યા, 'ના, ના, બાપુજી! હવે તો નથી સૂવુ પણ મારા ગુનાની મને માફી આપો—મને માફ કરો

બાપુજી ખડખડ હસી પડ્યા પછી બોલ્યા "જો મહાદેવ! ઊંઘ તો તને ય શુ અને મનેય શુ, એ તો દરેકને આવે અને પવનની જરૂર પણ દરેકને સરખી જ હોય છે, તો તારે માફી શા માટે માગવી જોઈએ ? વળી, તુ મારી દરરોજ સેવા કરે છે, તો એક દિવસ પણ શુ હુ તારી સેવા ન કરી શકુ ? હુ આવો મોકો શુ કામ જતો કરુ ? મહાદેવભાઈ ગદ્ગદ થઈ ગયા

—કમલવદન જેઠવા

# ત્યાગ

મિથિલા નગરીનો રાજા નીમી જ્ઞાની છતાય યુદ્ધપ્રિય હતો તે એક બીજા રાજાના મુલક પર ચઢાઈ કરવા તૈયારી કરી રહ્યો હતો

એકવાર વિચાર કરતો તે પોતાના મહેલની અગાશીમા ઊભો હતો ત્યા એકાએક જ તેની નજર આકાશમા ગઈ આકાશમા એ વેળા સમળીઓનુ એક ટોળુ, ચિચિયારી કિકિયારીઓ પાડતુ આગળની એક સમળીની પાછળ ઊડતુ હતુ નીમીએ ધ્યાનથી જોયુ તો એ સમળીના મોમા માસનો એક લોચો હતો અને તે પડાવી લેવા પાછળનુ ટોળુ પ્રયત્ન કરતુ હતુ નીમી ધ્યાનથી તે જોઈ રહ્યો

એકાએક તેણે જોયુ કે પેલી સમળીએ માસનો લોચો ફેકી દીધો અને નિશ્ચિત બની ધીરેધીરે ઊડવા લાગી પણ જેવો તે લોચો છૂટ્યો કે તરત જ એક બીજી સમળીએ તે ઉઠાવ્યો અને ઝડપથી ઊડી બીજી જ પળે સમળીઓનુ ટોળુ તેની પાછળ પડ્યુ થોડી વારમા જ તેની પણ એ જ દશા થઈ તેણે લોચો છોડી દીધો

પણ જેવો એ લોચો છૂટ્યો તેવો જ એક ત્રીજી સમળીએ તે ઝડપી લીધો તરત જ આખુ ટોળુ તેના પર હુમલો કરી રહ્યુ તેણે પણ કટાળીને માસનો લોચો ફેકી દીધો પછી તો એ પ્રમાણેની પરપરા ચાલી!

નીમી આ બધુ હસતો હસતો જોઈ રહ્યો એકાએક તેના મનમા ડમરી ચઢી,

"ત્યાગ કર્યો તો આ ત્રણે સમળીઓ બચી નહિ તો ક્યારની ચાચો ખાઈ મરણ પામી હોત! હુ પણ ત્યાગ કરુ તો? અત્યારે મારુ રાજ્ય સમળીના મુખમાના માસના લોચા જેવુ છે અને આ સમળીઓની પેઠે બીજા રાજાઓ મારી પાછળ પડ્યા જ હશે! એટલે ત્યાગમા જ મજા છે, સુખ છે" એમ વિચારી તેણે યુદ્ધો ખેલી રાજ્યો પડાવવાની વૃત્તિને ગમાવી દીધી

—કમલવદન જેઠવા

# મન્ટો

સઆદત હસન મન્ટો
અનુ૦ અન્જુમ વાલોડી

ઉર્દૂના ખ્યાતનામ વિલક્ષણુ વાર્તાકાર 'મન્ટો'નુ તાજેતરમા જ અવસાન થયુ તેમના કેટલાક લખાણોએ સાહિત્યજગતમા ખૂબ જ ઉહાપોહ જગાવેલો અને સરકારે તે માટે તેમને એકથી વધુવાર જેલમા ય પૂરેલા ગૂજરાતમા મન્ટો વિષે જાણવાની આતુરતા છે જ ગયે અ ક એમની એક વાર્તા અમે આપી હતી અહી, મન્ટોએ પોતે જ લખેલ નિખાલસ સ્વપરિચય આપીએ છીએ

મન્ટો વિશે આજ લગીમા ઘણું ઘણુ લખાઈ અને કહેવાઈચૂકયુ છે–તેની તરફેણુમા ઓછુ અને વિરુદ્ધમા વધારે એ બધા લેખોને ધ્યાનમા લઈને કોઈ પણુ બુદ્ધિશાળી માણસ મન્ટો વિશે કોઈ સાચો અભિપ્રાય બાધી શકે એમ નથી હુ આ લખવા બેઠો છુ અને એ વાત મારા ધ્યાન બહાર નથી જ કે, મન્ટો વિશેના મારા વિચારો રજુ કરવાનુ કામ ઘણુ મુશ્કેલ છે પરતુ એક રીતે જોતા એ કામ સહેલુ પણુ છે, કારણુ કે, મન્ટો સાથે મારો ઘણો જ નજીકનો સ બ ધ રહ્યો છે સાચી વાત તો એ છે કે હુ મન્ટોની સાથે જ પેદા થયો છુ

મન્ટો વિશે જે કાઈ લખાઈચૂકયુ છે તેની સાથે મારો ખાસ વિરોધ નથી, છતા નિશ્ચિત પણે હુ માનુ છુ કે એ લેખોમા જે જે વાતો રજુ કરાઈ છે, તેને વાસ્તવિકતા સાથે કશો સ બ ધ નથી કેટલાક લોકો તેને સેતાન કહે છે અને કેટલાક જરા થોભજો, હુ જોઇ લઉ કે એ અભાગિયો સાભળી તો નથી રહ્યો ને–ના ના, મને યાદ આવ્યુ, આ તો તેનો પીવાનો સમય છે સાજે છ વાગ્યા પછી કડવુ શરબત પીવાની તેને ટેવ છે

અમે બ ને સાથે જ પેદા થયા હતા અને હુ ધારુ છુ કે, અમે બ ને સાથે જ મરીશુ પરતુ એ વાત પણુ અશકય તો નથી જ કે, સઆદત હસન મરી જાય અને છતા મન્ટો જીવતો રહી જાય એ સભાવના મને ઘણુ દુ ખ પહોચાડતી રહે છે, કારણુ કે, મન્ટો સાથે મત્રતા નિભાવી રાખવા માટે હું શકય એટલુ બધુ જ કરી છૂટયો છુ ન કરે નારાયણુ ને જો તે જીવતો રહી જાય અને હુ મરી જાઉ તો એનો અર્થ એવો થશે કે, ઈંડાનુ કોચલુ બાકી રહે અને તેમાની જરદી અને સફેદી નાશ પામે!

મન્ટોને હુ તેના જન્મકાળથી જ પિછાણુ છુ અમે બ ને એકી સાથે, એક જ સમયે ઈ સ ૧૯૧૨ ના મે મહિનાની અગિયારમી તારીખે જન્મ્યા હતા બહુ જ સાવધાની પૂર્વક તેણે હમેશા પોતાની જાતને સતાડી રાખવાનો પ્રયત્ન કર્યો છે, આમ છતા તેની દરેકે દરેક પ્રવૃત્તિનો અભ્યાસ હુ કરી શકયો છુ

લાબા લાબા લેખો લખીને વિવેચકો પોતે સવજ્ઞ હોવાનો પુરાવો પૂરો પાડે છે શોપનહોર, ફ્રોઈડ, સહગલ, નિત્શે માર્કસ, ઈત્યાદિના હવાલા આપે છે, અને છતા ય ખૂબીની વાત તો એ છે કે તેઓ વાસ્તવિકતાથી આઘા જ રહી જાય છે!

મન્ટોના પિતા ભગવાન તેમને માફ કરે બહુ જ કઠોર હૃદયના માણુસ હતા અને તેની માતા અત્યત સ્નેહસહિત હતી એક નિશાળિયા તરીકે મન્ટો ઘણો હોશિયાર છોકરો હતા અને તેથી જ તોફાની પણુ પોતાના માતા પિતાનુ આખરી સતાન હોવાને કારણે તેને એ બ નેનો પ્રેમ સાપડ્યો હતો પરતુ, ઈગ્લાડમા શિક્ષણુ લઈ રહેલા અને ઉમરમા તેના કરતા ઘણા મોટા તેના ત્રણુ સાવકા ભાઈઓ સાથે મુલાકાત કરવાનો કોઈ પ્રસ ગ મન્ટોને સાપડી શકયો ન હતો તે ઈચ્છતો હતો કે

તેઓ આવીને તેને મળે અને તેના પ્રત્યે મોટા ભાઈઓ જેવું વર્તન અને પ્રેમ દાખવે. તેની એ ઇચ્છા ત્યારે જ ફળી જ્યારે સાહિત્ય-જગત તેને મહાન વાર્તાકાર તરીકે સન્માની ચૂક્યું હતું.

હવે આપણે મન્ટોને એક વાર્તાકારના રૂપમાં જોઈએ. તે પહેલાં નંબરનો દગલબાજ છે. પહેલી વાર્તા તેણે "તમાશા" શિર્ષક હેઠળ લખી, જેનું વસ્તુ તેણે જલિયાનવાલા બાગના કરુણ પ્રસંગમાંથી ઉપાડયું હતું. એ વાર્તા સાથે તેણે પોતાનું ખરું નામ પ્રસિદ્ધ કરાવ્યું ન હતું, અને એ જ કારણે પોલીસની પકડમાંથી તે છટકી જઈ શકયો હતો.

એ પછી તેના ચંચળ મનમાં વધુ શિક્ષણ લેવાનો તરંગ ઊઠયો અને કોલેજમા દાખલ થઈ ગયો. અહીં એ વાત કહી દેવી જરૂરી છે કે, તેણે એ વખત નાપાસ થયા પછી જ ઈન્ટરની પરીક્ષા પસાર કરી હતી, તે પણ ત્રીજા વર્ગમાં જ. અને કદાચ, એ જાણીને તમને નવાઈ લાગશે કે, ઉર્દૂના પેપરમા જ તે નાપાસ થતો હતો.

અને હવે લોકો કહે છે કે, મન્ટો ઉર્દૂનો મહાન સાહિત્યકાર છે! લોકોની એ વાત હું સાંભળું છું ત્યારે મને હસવું આવે છે. કારણ કે, હુ જાણું રુ ક તેને ઉર્દૂ ભાષા નથી માવડતી. હાથમાં જાળ લઈ પતંગિયાં પાછળ ભમતા કાઇ શિકારીના જેમ મન્ટો શબ્દોની પાછળ ભમતો રહ છે. પણ એ પતંગિયાં નેના હાથમાં નથી આવતાં. એ જ કારણે તેની ભાષામાં સુંદર શબ્દોની અછત વરતાઈ આવે છે.

મન્ટો પહેલાં નંબરનો દગલબાજ છે એનો એક પુરાવો એ પણ છે કે તે ઘણી વાર કહ્યા કરે છે કે: હું વાર્તાનો વિચાર નથી કરતો, પણ વાર્તા પોતે જ મારો વિચાર કરે છે. એ પણ એક દગો જ છે. કારણ કે, હું જાણું છું કે જ્યારે તેને કોઈ વાર્તા લખવી હોય છે ત્યારે ઈંડું મૂકતાં પહેલાં મરઘીની જેવી હાલત થાય છે તેવી જ હાલત તેની પણ થઈ જાય છે. ફેર માત્ર એટલો છે કે મરઘીની જેમ કોઈ ખૂણામાં સંતાઈને તે ઈંડું નથી મૂકતો પણ બધાંની હાજરીમાં જ મૂકી દે છે. તેના મિત્રો બેઠા હોય છે, તેની ત્રણ બાળકીઓ ધીંગામસ્તી કરતી હોય છે અને તે પોતાની ખુરસી ઉપર બેઠો બેઠો ઈંડાં મૂકતો જાય છે. પછી એ ઈંડાં વાર્તાઓનું રૂપ ધારીને દુનિયા સમક્ષ રજુ થઈ જાય છે.

તેની પત્ની તેનાથી બિલકુલ કંટાળી ગઇ છે, અને વારે ઘડીએ તેને કહ્યા કરે છે કે: તમે આ વાર્તા-ફાર્તા લખવાનું છોડીને એકાદ દુકાન ખોલીને બેસી જાવ. પરંતુ મન્ટોના મગજમાં જે દુકાન ખુલી છે તેમાં ગાંધિયાણાની દુકાન કરતા વધારે માલ ખડકાયલો રહે છે.

હું આ લખી રહ્યો છું, અને મને ભય છે કે એને કારણે મન્ટો મારાથી નારાજ થઈ જશે. તેની દરેક વાત હું સહન કરી શકું છું, પણ તે ‼ નારાજી મારાથી સહી જાય એમ નથી. જ્યારે પણ તે ગુસ્સે થાય છે ત્યારે જાણે સેતાન જ બની જાય છે.

વાર્તા લખવાની બાબતમાં તે નખરા બહુ કરે છે; પણ મને ખાત્રી છે કે એમ કરીને ત દગો જ રમી રહ્યો હોય છે. એક વખતે તેણે કહ્યું હતું કે, તેના ખિસ્સામાં અસંખ્ય વાર્તાઓનું વસ્તુ પડી રહે છે. પણ વાસ્તવમાં એ વાત સત્યથી સાવ વેગળી છે. જ્યારે પણ તેને કોઈ વાર્તા લખવાનું મન થશે ત્યારે મોડી રાત સુધી તે એના અંગે વિચાર કરતો રહેશે-પણ તેને કશી સમજ પડશે નહિ. આથી સવારમાં પાંચ વાગતાં જ તે ઊઠી બેસશે અને સામયિકોમાંથી એકાદ વાર્તાનો રસ ચૂસવાનો ખ્યાલ કરશે-પણ એમાં ય તેને નિષ્ફળતા સાંપડશે. પછી સ્નાનગૃહમાં જઇને તે પોતાના તપી ગયેલા મગજને ઠંડું પાડવાનો પ્રયત્ન કરશે કે જેથી તે વિચાર કરવાને શક્તિમાન થઈ શકે-પરંતુ અહીંથી પણ તેને નિષ્ફળતા જ સાંપડશે. પછી ખીજવાઇને પોતાની પત્ની સાથે નકામો ઝઘડો કરવા મંડી પડશે-અને

# મન્ટો

સઆદત હુસન મન્ટો
અનુ૦ અન્જુમ વાલોડી

ઉર્દૂના ખ્યાતનામ વિલક્ષણ વાર્તાકાર ‘મન્ટો’નુ તાજેતરમા જ અવસાન થયુ તેમના કેટલાક લખાણોએ સાહિત્યજગતમા ખૂબ જ ઉહાપોહ જગાવેલો અને સગ કારે તે માટે તેમને એકથી વધુવાર જેલમા ય પૂરેલા ગૂજરાતમા મન્ટો વિષે જાણવાની આતુરતા છે જ. ગયે અકે એમની એક વાર્તા અમે આપી હતી અહી, મન્ટોએ પોતે જ લખેલ નિખાલસ સ્વપરિચય આપીએ છીએ

મન્ટો વિશે આજ લગીમા ઘણું ઘણુ લખાઈ અને કહેવાઈચૂકયુ છે–તેની તરફેણમા ઓછુ અને વિરુદ્ધમા વધારે. એ બધા લેખોને ધ્યાનમા લઈને કોઈ પણ બુદ્ધિશાળી માણસ મન્ટો વિશે કોઈ સાચો અભિપ્રાય બાધી શકે એમ નથી હુ આ લખવા બેઠો છુ, અને એ વાત મારા ધ્યાન બહાર નથી જ કે, મન્ટો વિશેના મારા વિચારો રજુ કરવાનુ કામ ઘાડુ મુશ્કેલ છે પરતુ એક રીતે જોતા એ કામ સહેલુ પણ છે, કારણ કે, મન્ટો સાથે મારો ઘણો જ નજીકનો સબધ રહ્યો છે સાચી વાત તો એ છે કે હુ મન્ટોની સાથે જ પેદા થયો છુ

મન્ટો વિશે જે કાઇ લખાઈચૂકયુ છે તેની સાથે મારો ખાસ વિરોધ નથી, છતા નિશ્ચિન પણે હુ માનુ છુ કે એ લેખોમા જે જે વાતો રજુ કરાઈ છે, તેને વાસ્તવિકતા સાથે કશો સબધ નથી કેટલાક લોકો તેને સેતાન કહે છે અને કેટલાક જરા થોભજો, હુ જોઇ લઉ કે એ અભાગિયો સાભળી તો નથી રહ્યો ને—ના, ના, મને યાદ આવ્યુ, આ તો તેનો પીવાનો સમય છે સાજે છ વાગ્યા પછી કડવુ શરબત પીવાની તેને ટેવ છે

અમે બને સાથે જ પેદા થયા હતા અને હુ ધારુ છુ કે, અમે બને સાથે જ મરીશુ પરતુ એ વાત પણ અશકય તો નથી જ કે, સઆદત હુસન મરી જાય અને છતા મન્ટો જીવતો રહી જાય એ સભાવના મને ઘણુ દુ:ખ પહોચાડતી રહે છે, કારણ કે, મન્ટો સાથે ના નિભાવી રાખવા માટે હુ શકય એટલુ બધુ જ કરી છૂટયો છુ ન કરે નારાયણ ને જો તે જીવતો રહી જાય અને હુ મરી જાઉ તો એનો અર્થ એવો થશે કે, ઈડાનુ કોચલુ બાકી રહે અને તેમાની જરદી અને સફેદી નાશ પામે!

મન્ટોને હુ તેના જન્મકાળથી જ પિછાણુ છુ અમે બને એકી સાથે, એક જ સમયે ઈ સ ૧૯૧૨ના મે મહિનાની અગિયારમી તારીખે જન્મ્યા હતા બહુ જ સાવધાની પૂર્વક તેણે હમેશા પોતાની જાતને સતાડી રાખવાનો પ્રયત્ન કર્યો છે, આમ છતા તેની દરેકે દરેક પ્રવૃત્તિનો અભ્યાસ હુ કરી શકયો છુ

લાબા લાબા લેખો લખીને વિવેચકો પોતે સર્વજ્ઞ હોવાનો પુરાવો પૂરો પાડે છે શોપનહોર, ફ્રોઈડ, સહગલ, નિત્શે, માર્કસ, ઈત્યાદિના હવાલા આપે છે, અને છતા ય ખૂબીની વાત તો એ છે કે, તેઓ વાસ્તવિકતાથી આઘા જ રહી જાય છે!

મન્ટોના પિતા, ભગવાન તેમને માફ કરે, બહુ જ કઠોર હૃદયના માણસ હતા અને તેની માતા અત્યત સ્નેહસદિલ હતી એક નિશાળિયા તરીકે મન્ટો ઘણો હોશિયાર છોકરો હતો અને તેટલો જ તોફાની પણ પોતાના માતા-પિતાનુ આખરી સતાન હોવાને કારણે તેને એ બનેનો પ્રેમ સાપડ્યો હતો પરતુ, ઈગ્લાડમા શિક્ષણ લઈ રહેલા અને ઉમરમા તેના કરતા ઘણા મોટા તેના ત્રણ સાવકા ભાઈઓ સાથે મુલાકાત કરવાનો કોઈ પ્રસગ મન્ટોને સાપડી શકયો ન હતો તે ઈચ્છતો હતો કે

અહીંથી પણ પરાજય પામીને તે સીધો બજારમા પાન લેવા ચાલ્યો જશે પાન, તેના ટેબલ ઉપર પડ્યુ રહેશે અને તો ય વાર્તાનુ કોઈ વસ્તુ તેના ધ્યાનમા આવશે નહિ આખરે એ બધાનો બદલો વાળવાની ભાવના સાથે તે હાથમા કલમ અગર પેન્સિલ લેશે અને કાગળને મથાળે ૭૮૬ લખી દેશે અને પછી જે કોઈ વાક્ય તેના ધ્યાનમા આવશે તે લખી દેશે, એમ વાર્તાની શરૂઆત કરી દેશે

"બાબુ ગોપીનાથ," 'ટોબાટેક સિંઘ," "હત્તક," "મમ્મી," વગેરે વાર્તાઓ તેણે એ જ પ્રમાણે લખી છે

નવાઈની વાત એ છે કે લોકો તેને અધર્મી અને અશ્લીલતા ચાહક માણસ સમજે છે લોકોના એ ખ્યાલને બિલકુલ જૂઠો તો હુ નહિ જ ઠેરવી શકુ કારણ કે, ઘણી વાર તે ગહુ નાજુક અને ગહન વિષયો ઉપર પણ પોતાની કલમ ચલાવવા માંડે છે, અને એવા શબ્દોનો ઉપયોગ કરે છે જેમના અંગે વિરોધ જાગવાની પૂરી સભવના હોય છે પણ હુ જાણુ છુ કે, કઈ પણ લખવાનુ શરૂ કરતા પહેલા કાગળને મથાળે તે ૭૮૬ જરૂર લખે છે જેનો અર્થ થાય છે બિસ્મિલ્લાહ (શરૂ કરુ છુ હુ અલ્લાહના નામથી) અને એ માણસ, જે ઘણુ ભાગે નાસ્તિક લાગે છે કાગળ ઉપર તો આસ્તિક બની જાય છે કાગળ ઉપરના એ આસ્તિક મન્ટોને કાગળની બદામના જેમ માત્ર આગળીઓથી જ તોડી શકાય એમ છે, પણ વાસ્તવમા લેખકના હથોડાથી પણ એ તૂટી શકે એવો નથી

હવે મન્ટોના અંગત જીવન વિશે હુ થોડુ કહીશ તે ચોર છે—જૂઠો છે—દગાબાજ છે અને લોકોને પોતાની તરફ આકર્ષી લેવાની તેનામા ગજબની શક્તિ છે

પોતાની પત્નીના ભોળપણનો લાભ લઈ તેણે સો સો રૂપિયાની નોટો તફડાવી છે એક દિવસ તેણે પોતાની પત્નીને આઠસો રૂપિયા આપ્યા અને પોતાની ચકોર આખે એ પૈસા પત્ની ક્યા મૂકે છે તે જોતો રહ્યો, અને બીજે જ દિવસે તેણે તેમાથી સો રૂપિયાની એક લીલી નોટ તફડાવી લીધી! અને જ્યારે તે બિચારીને પોતાને થયેલા એ નુકસાનની જાણ થઈ ત્યારે નોકરોને તે ઝાટવા લાગી

એમ તો મન્ટો વિશે કહેવાય છે કે, તે સત્યવાદી છે પણ એ વાત માનવા હુ તૈયાર નથી તે પહેલા નબરનો જૂઠો છે શરૂ શરૂમા તેનુ જૂઠાણુ તેના ઘરમા ચાલી જતુ હતુ, પણ પછીથી તેની પત્ની તેને બરાબર પિછાણી ગઈ એમ તો મન્ટો અમુક અમુક પ્રસગોએ જ જૂઠુ બોલે છે પણ હવે સુગીગત એ ઊભી થઈ છે કે તેના ઘરવાળાઓ એમ જ માનવા લાગ્યા છે કે તેની દરેકેદરેક વાત જૂઠી હોય છે

મન્ટોનુ વાચન બહુ જ મર્યાદિત છે તેણે કદીયે માર્ક્સનો અભ્યાસ નથી કર્યો, ફ્રોઈડનુ કોઈ પુસ્તક તેણે આજ દિન સુધીમા નથી જોયુ અને હેગલ તેમ જ હેવલોક એલિસના તો તેણે માત્ર નામો જ સાભળ્યા છે આમ છતા નવાઈની વાત એ છે કે, લોકો—મારી મતલબ છે વિવેચકો એમ જ કહેતા ફરે છે કે, મન્ટો ઉપર એ બધા વિચારકોનો પ્રભાવ પડ્યા છે! હુ જાણુ છુ ત્યા સુધી, મન્ટો કોઈ બીજાના વિચારોથી પ્રભાવિત થતો જ નથી તે એમ માને છે કે, સમજાવવાવાળા બધા 'ઉલ્લૂ' છે—દુનિયા, સમજાવી શકાય તેવી નથી એને તો જાતે જ સમજી લેવી જોઈએ

પોતાને સમજાવી સમજાવીને મન્ટો એક એવી 'સમજ' બની ગયો છે જે બુદ્ધિથી પર છે કેટલીક વાર તેની ઊટપટાગ વાતો સાભળીને મને હસવુ આવી જાય છે

છેવટે હુ તમને જણાવી દેવા માગુ છુ કે મન્ટો, જેના ઉપર અશ્લીલ લેખન અંગે કેટલાય મુકદ્દમા ચાલી ચૂક્યા છે એક પાવિત્ર્યચાહક માણસ છે

*

સનાતન રામ બ્રહ્મસ્વરૂપ છે સત્ય ને અહિંસાની મૂર્તિ છે —ગાંધીજી

# અનંગવિજયી

કિશન વાઘેલા

મગધની ગાદી પર ત્યારે ધનનંદ રાજા રાજ્ય કરતો હતો. તેનો મંત્રી શકટાલ, કલ્પક-મંત્રીનો વંશજ હતો. તેનો પુત્ર સ્થૂલિભદ્ર, મોહામણો અને વિદ્વાન હતો. ગજગણિકા કોશાના સૌન્દર્ય અને પ્રેમમાં મુગ્ધ થયો હતો. પિતાને છોડીને તે કોશાની રંગશાળામાં વિલાસ-વૈભવમાં ડૂબ્યો હતો.

એવામાં મગધનો હિતશત્રુ હોવાની શંકા જતા શકટાલે પોતાના પુત્ર શ્રીયકનું બલિદાન આપ્યું. આ બનાવે સ્થૂલિભદ્રની આંખ ઉઘાડી. માયાના પડળ ખોલ્યા. કોશાની રંગશાળા તેણે છોડી. મંત્રીપદ તો સ્વીકાર્યું નહીં પણ જૈન મુનિ સંભૂતિવિજયનું શરણું સ્વીકારી ધીરે ધીરે ઇન્દ્રિયો પર સંયમ કેળવ્યો. ગુરુદેવનો તેની પ્રત્યેનો પક્ષપાત પણ વધતો ગયો. તે બીજા શિષ્યોને ખૂંચતું. ઇર્ષ્યાની આગમાં બળી રહેલા તે શિષ્યોએ એક યુક્તિ શોધી કાઢી. તમણે ચાતુર્માસ ગાળવા ગુરુઆજ્ઞા માગી. એકે વ્યાઘ્રગુફાના દ્વાર આગળ ચાતુર્માસ ગાળવાની ઇચ્છા વ્યક્ત કરી, બીજાએ દૃષ્ટિ-વિષ નાગના સાન્નિધ્યમાં, ત્રીજાએ કૂવાના ભારવટ પર રહી તપશ્ચર્યા કરતા ઉપવાસ કરી ચાતુર્માસ ગાળવાની ઇચ્છા વ્યક્ત કરી.

તથાસ્તુ!' કહી ગુરુએ અનુમતિ આપી.

સ્થૂલભદ્રને શાંત જોઇને ગુરુએ પૂછ્યું

'ભદ્ર, તારી શી ઇચ્છા છે?'

ગુરુદેવ રજા આપો તો મગધ જાઉં!

કેમ બેટા, વૈરાગ ન ગમ્યો?'

'નહીં ગુરુજી, એવું નથી. મારે કોશાના ગૃહમાં પ્રલોભનો સામે ઝૂઝતા ચાતુર્માસ ગાળવા છે.'

'તથાસ્તુ' કહી ગુરુએ સ્થવિભદ્રને વિદાય આપી.

અને સ્થૂવિભદ્ર, વિષયના કીચડમાં ડૂબેલી કોશાને તારવાના ઉત્સાહમાં ઝડપભેર પાટલી પુત્રમાં, કોશાના રંગભવને આવી પહોંચ્યો. પણ ત્યાં તેણે શું જોયું? કોશા ગણિકા ખરી પણ તેણે માત્ર સ્થૂલિભદ્રને જ પોતાનો પતિ માન્યો હતો. એના વિયોગમાં એ ઝૂરતી હતી. રંગભવન સૂનો પડયો હતો, વિણાના ઝંકાર ત્યાં સંભળાતા નહોતા, નૃત્ય વાદનો ય નતા થતા. સ્થૂલિભદ્રની વિદાય પછી કોશા રોજ ઝરૂખે બેસી અનિમિષ નયને તેની રાહ જોતી. એન હંમેશા નિરાશા સાંપડતી. પણ આજે એણે સ્થૂલિભદ્રને આવતો જોયો અને એ ઉમંગ ભેર ઘરમાં આવી. આવતાવેંત સ્થૂલિભદ્રના ચરણસ્પર્શ કર્યા.

'કોશા! હું ચાતુર્માસ ગાળવા આવ્યો છું. તારી ચિત્રશાળા મને રહેવા માટે આપીશ?' સ્થૂલિભદ્રે પૂછયું.

'પ્રભુ! બધું આપનું જ છે. ખુશીથી રહો.' કોશાએ સહર્ષ કહ્યું અને સ્થૂલિભદ્રે રંગશાળામાં આસન જમાવ્યું.

કોશા અત્યંત વ્યાકુળ હતી. હજી કામ તેને બાળી રહ્યો હતો.

સાંજ પડી. કોશાનો આવાસ પહેલાની પેઠે ઝગમગી ઊઠયો. કોશાએ વિણા ઉપાડી. ધીરે ધીરે એના મૃદુ કંઠમાંથી સંગીતના મંજુલ સ્વરો લહેરાવા લાગ્યા. વાતાવરણ માદક બનતું ગયું. રાત જેમ જેમ જામતી ગઈ તેમ તેમ કોશા પોતાની પૂર્ણ કળા સંગીતમાં રેડી ગાતી ગઈ-સ્વયં સંગીતમય બની ગઈ-એને આસ્થા હતી, સ્થૂલિભદ્ર ચળશે, અને પહેલાના દિવસો ફરી જીવતા થશે-પણ એવું કશું જ ન બન્યું. તે તો શાંત ને સ્થિર જ રહ્યો-કોશા થાકી-કંટાળી પણ ખરી. એનું ગીત થંભ્યું.

'કોશા! વિષયના કીચડમાંથી તારે બહાર નીકળવું નથી શું?' સ્થૂલિભદ્રના આ સવાલનો કોશાએ કંઈ જ ઉત્તર ન આપ્યો. મૂંગી જ રહી. આખી રાત, કઠોરભૂમિ પર પડી રહી.

પછી તો એ રોજનો ક્રમ બની ગયો એક રાત, બીજી રાત, ત્રીજી રાત, ચોથી રાત અનેક રાત્રિઓ કોશાને તરસી રાખી, વિરહજવાળાને ઓર ભડકાવતી વહી ગઈ

આખરે તે થાકી તેણે છેલ્લો દાવ અજમાવવા નિશ્ચય કર્યો

ચિત્રશાળાને પૂરણહારમા શણગારવામા આવી અસખ્ય સુગધી-તેલ-દીવાઓ વાતાવરણમા સુવાસ અને પ્રકાશ પાથરતા ઝગમગી ઊઠ્યા હતા અને કોશા સ્વય રતિનો અવતાર હોય એમ લાગતી હતી

વિણાનો ઝકાર થયો અને એણે નૃત્ય આરભ્યુ નુપૂરઝકાર સાથે એના પગ ઊપડ્યા નૃત્ય ચગ્યુ પરાકાષ્ટાએ પહોચ્યુ અને પુષ્પધન્વાના તીરે ઘાયલ થઈને પડવાના આલ ય સાથે નૃત્ય થભ્યુ

'કોશા!'

'કોણ ભદ્ર?'–કોશાએ જમીન પરથી પોતાનુ મસ્તક ધીરે ધીરે ઉઠાવી સ્થૂલિભદ્ર સામે આખ મેળવતા ધીમે સ્વરે પૂછ્યુ શુ તમારુ પાષાણ હૃદય પીગળ્યુ?

'હા કોશા, મારુ હૃદય પીગળ્યુ છે અને મારી કરુણા ઉભરાય છે કોઈના ઉપભોગનુ રમકડુ બનવાના તને આટઆટલા કોડ છે? તેને તારુ સર્વસ્વ અર્પણ કરવા ઈચ્છે છે?

કોશાનુ હૃદય ભદ્રના પ્રશ્નથી વિંધાઈ ગયુ તેનુ સ્વમાન ઘવાયુ તેનામા સૂતેલુ સ્વત્વ જાગ્યુ તે ગણિકા હતી, પણ તે દેહવેચનારી હરગીઝ ન હતી

સ્થૂલભદ્રે તેને ઉપદેશ દેવા માડ્યો 'કોશા! દેહને ભૂલી આત્માને ઓળખ તારી તૃષા છિપાશે તારા વિકારો શાત થશે 'ભદ્રની અસ્ખલિત વક્તૃધારા વહે જ ગઈ અને કોશા મુગ્ધપણે સાભળતી તેમા તણાતી ગઈ તેને ભદ્રની ભાષા ગમી તે જાગ્રત થઈ પારદર્શક કપડાથી ઢાકેલા પોતાના અર્ધનગ્ન દેહની શરમ ઊપજી ઝડપથી તેણે અગો સકોચ્યા અને દેહન ઢાકવા મથી રહી

તેના ચહેરા પરની વિરહની જ્વાળા ધીરે ધીરે ઓસરતી ગઈ અન શાતિની દીપ્તિ પ્રકાશવા લાગી

કોશાએ ભદ્રને ભાવથી પ્રણામ કર્યા

કોશા હુ તને શ્રાવિકા બનાવીશ!' ભદ્રે કહ્યુ કોશાએ શિશ નમાવી આભાર વ્યક્ત કર્યો ને તે દિનથી કોશાએ વિલાસ-વૈભવ છોડ્યા અને ધીરેધીરે તે વૈરાગ્ય તરફ વળી

કોશાની ચિત્રશાળામા ચાતુર્માસ ગાળી અનગવિજયી સ્થૂલિભદ્ર પાછો ફર્યો

એનો કીર્તિસૂર્ય તપતો જ ગયો અને સ્થૂલિભદ્ર, ભદ્રબાહુસ્વામીની ગાદીના વારસ થયા ને જૈન સઘના યુગ પ્રધાન તરીકે નિયુક્ત થયા ધન્ય છે એ અનગવિજયીને!

★

## 'વહેચીને ખાજો'

પુરુષ અને પ્રકૃતિ જ્યારે પૃથ્વી પર આવ્યા ત્યારે તેમને કહેવામા આવ્યુ હતુ 'વહેચીને ખાજો' અને તેમ જ થયુ પણ પછી વિસ્તાર વધ્યો માનવીઓ વધ્યા એક વાર દુકાળ પડતા બધાને થોડા દિવસ ભૂખ્યા રહેવુ પડ્યુ ત્યારે એક માનવીએ વિચાર્યું આ બધા મૂર્ખ છે થોડુ સઘરી રાખ્યુ હોય તો!' અને તેણે નિત્ય થોડુ થોડુ અનાજ ચોરીછૂપીથી બચાવવા માડ્યુ

ફરીથી દુકાળ પડ્યો જેણે અનાજ સઘર્યું હતુ એ માનવીએ બીજાઓને બમણુ પાછુ આપવાની શરતે વેચ્યુ 'વહેચીને ખાજો'ની પ્રથાનો અત આવ્યો તે દિવસથી તે આજ સુધી 'વેચીને ખાજો'ની પ્રથા ચાલી આવે છે

કોઈ કહી શકતુ નથી કે એ પ્રથાનો અત ક્યારે આવશે? —લલિત શાસ્ત્રી

# શ્રદ્ધા-કણ

વિયોગી હરિ

*

એ પ્રશાંતાત્મા પ્રાર્થનાસ્થળ પર પ્રવચન કરી રહ્યા હતા.

એ એક દિવ્ય દૃશ્ય હતું!

હિમાલયની ગોદમાંથી જાણે અલકનંદા પુણ્યકણ વરસાવતી હોય અથવા આશ્રમનો પવન ચારે તરફ હવામાંનાં આહુતી દ્રવ્યમાંથી નીકળતી સુગંધીને વિખેરતો હોય.

અને એ પણ જોયું—

જાણે માનસ સરોવરમાં પાંખ ખોલી ધવલ હંસોની હાર ઊડતી જતી હોય.

પ્રાર્થનાભૂમિ પર એ પ્રશાંતાત્માની અસ્ખલિત વહેતી શારદવાણીમાંથી નિરંતર અમૃત ઝરતું હતું.

*

એ જ તો પુણ્ય પ્રભાત હતુ.

જ્યારે ઋષિઓએ મધુર સ્વરે આર્યશીલનું મંગલ ગીત ગાયું હતું.

એ જ પ્રભાતગાનના તાલ સ્વર સાંભળીને રાષ્ટ્રની સંસ્કૃતિએ આંખ ખોલી હતી.

કિન્તુ કાલાન્તરે આર્યશીલની અવહેલના થવા લાગી

જાણે અમૃત ભરેલા પાત્રમા છિદ્રો પડી ગયા અને તેમાથી અમૃત વહી ગયું.

સંસ્કૃતિનાં પોપચા ઢળ્યાં. પ્રથમ તો તે ઊંઘમાં પડી પણ પછી તો તે મૂર્ચ્છિત થઇ ગઇ.

મહાત્માજીથી આ જોયુ ન ગયું.

એમણે તપ દ્વારા આર્યશીલને આહ્‌વાન કર્યુ. અને પછી શીતલ કરુણા જલની અંજલિ છાંટી મૂર્ચ્છિત સંસ્કૃતિને ફરી જાગૃત કરી.

ઋષિઓએ ફરી એ જ મધુરસ્વરે મંગલ ગાન ગાયું.

*

કેવા જાગૃત હતા એ!

અહિંસાની જ્યોતિને એમણે એક ક્ષણ



પણ ક્ષીણ થવા દીધી નહીં.

સત્યના દીવામાં રોમ-રોમથી હમેશાં સ્નેહનું તેલ પૂરતા રહ્યા, અને હરેક શ્વાસને રામનામના રટણ સાથે જોડતા રહ્યા.

શરીરના તારેતારમાંથી એમણે પ્રેમનો સૂર કાઢયો.

કાળે એકાદ ક્ષણ પણ એમને અચેતન જોયા નહીં.

*

એ શિલ્પીએ તો ધાર વિનાના પુરાણા ઓજારોથી જ કામ કર્યું.

પથ્થરનો ટુકડો ખરબચડો હતો, ટાંકણું અને હથોડી પણ જૂનીપુરાણી હતી.

પરંતુ એમણે એવી સુંદર પ્રતિમા કંડારી કે એ જોઇને વિશ્વ અચબામાં પડી ગયુ.

એટલા માટે કે, એ શિલ્પીએ એ પ્રતિમામાં પોતાના પ્રાણને જ પ્રતિષ્ઠિત કર્યો હતો.

જ્યારે એમણે પ્રાણપ્રતિષ્ઠા કરી ત્યારે દેવ-પ્રતિમાથી યે અધિક સુંદર એ શિલ્પીના દેહ પર પુષ્પવૃષ્ટિ થઈ.

*

એમના અનેક અનુયાયી થયા.

અને એમનો જયકાર તો લાખો અને કરોડોએ કર્યો.

કોઈ ધીરેધીરે ચાલતા, અને કોઇ એમની

ધ્યાન, ક્ષમા, તેજ આદિ ગુણો છે, તુ ભોગી છે અને આસુરી લાલસાઓથી તારુ હૃદય કલુષિત છે એમના પિતા મારાથી શ્રેષ્ઠ છે અને સુધન્વાની માતા પણ તારી માતાથી શ્રેષ્ઠ છે એટલે, પુત્ર! તારા પ્રાણનો આ સુધન્વા જ સ્વામી છે ' એટલુ કહીને પ્રહ્લાદ શાત થયા ફરજ બજાવ્યાનો આનદ એમના ચહેરા પર દેખાઈ આવતો હતો

વિરોચનનુ મોઢુ પડી ગયુ સુધન્વાનો ચહેરો કમળ પેઠે ખીલી ઊઠયો પણ તે નિરભિમાની હતો તે પ્રહ્લાદના ચરણે પડ્યો 'પ્રહ્લાદજી! પુત્રપ્રેમ કરતા ધર્મને શ્રેષ્ઠ માની આપે સત્યનુ પાલન કર્યુ છે માટે આપનો પુત્ર શતાયુ થાવ! આપે ધર્મનુ રક્ષણ કર્યુ છે–ધર્મ તમારુ રક્ષણ કરો!'

કશ્યપજીએ સુધન્વાની પીઠ પર હાથ ફેરવી આશીર્વાદ આપ્યા

સુધન્વા કહેવા લાગ્યો 'કેશિનીને મે પ્રેમની દૃષ્ટિએ જોઈ જ નથી પિતાના આશ્રમમા તપમય જીવન ગુજારતી એ કુમારી તો મારી બહેન સમાન છે–પણ વિરોચનને અભિમાન થયુ–એના મનમા એમ કે પોતાના પિતા પુત્રસ્નેહને વશ થઈને ખોટુ બોલશે '

'સુધન્વા!' આર્ત સ્વરે વિરોચન બોલી ઊઠયો અને તેને સ્નેહથી ગળે વળગી પડ્યો ભેટ્યો એની આખમા પશ્ચાત્તાપના આસુ હતા

કશ્યપ અને પ્રહ્લાદ એ બન્નેનુ સ્નેહ ભર્યુ મિલન વત્સલતાથી જોઈ રહ્યા

*

વ્યવહાર અને ધર્મ જુદી જુદી વસ્તુ નથી વ્યવહારમા ધર્મ નકામો નીવડશે તો ત ધર્મની કશી કિંમત નથી ખૂણામા બેસી ગાયત્રી જપનારો માણસ અથવા મુનિ પોતાની સામે કોઈને બળી જતો અથવા મરણના મુખમા પડતો જુએ અથવા આર્તનાદ સાભળે, છતા બેઠો બેઠો ગાયત્રી જપ્યા કરે તો તે માણસને ધર્મનિષ્ઠ ન કહેવાય જડ કહેશુ   મહાદેવભાઈ

*

# પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઆર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની આઠમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

પ્યારા બાપુ કાર્યાલય રૂપાયતન જૂનાગઢ

અનુક્રમણિકા — ૧૨ જુલાઈ ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

શિતુ લે૦ ગોપાળ નીલકંઠ અનુ૦ ગોપાળ ગજાનન વિદ્વાંસ, પ્ર૦ આર આર શેઠનો કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, મૂ૦ સાડા ત્રણ રૂપિયા

કોંકણની હરિયાળી ભૂમિ પર આવેલ ગોકુલ જેવા વેલશી ગામના ભગવાનના માણસ જેવા આપ્પા ખોત ગામના આગેવાન એમના પત્ની મરતા પહેલા એક બાળકને જન્મ આપે છે આપ્પા, ખોટના દીકરાની જેમ તેને ઉછેરે છે એ તોફાની બને છે, એના તોફાનોનો કોઈ પાર નહી પૂરેપૂરો સાહસિક, ભયને તો ઓળખે જ નહી એનુ નામ વિસુ ખોતના નોકર ભીમાને એક દીકરી, શિતુ નવેક વર્ષની નાની ઉમ્મરે એના લગ્ન થયા ને થોડા દિવસમા એનો પતિ ગુજરી ગયો થોડા સમય પછી મોટી ઉમ્મરના કાનુ સાથે ફરી એના લગ્ન થાય છે એ પણ થોડા સમયમા જ ગુજરી જાય છે ભીમો એના શરીરે પથરો બાધી એ કાળ મુખીને કૂવામા નાખવા જાય છે આપ્પા તેને બચાવી પોતાને ત્યા જ દીકરી પેઠે ઉછેરે છે

વિસુના તોફાનો વધતા જ જાય છે એટલે આપ્પા એને મામાને ત્યા ભણવા મોકલે છે

સમય વહેતો જાય છે વિસુ વિના શિતુને શે ગમે ! વળી વિસુ શિતુને કાગળમા સભારતોય નથી ! શિતુની વેદના વધતી જાય છે

વિસુ મેટ્રિકની પરીક્ષા આપી પરિણામ જાણ્યા પછી વેલશી આવવા લખે છે, એવામા ગામમા વેળેશ્વર પાસેના કુડમાથી અગિયાર વર્ષે ગુપ્ત ગગા વહે છે ને બરાબર મેળો જામે છે પૂજા ભજન કીર્તન ને વેશ પણ ભજવાય છે આપ્પા વિસુને કાગળ લખી તેડાવે છે

વિસુ આવે છે પણ શિતુને એ બીજી જ નજરે જોવા માડે છે શિતુ ગભરાય છે એને વિસુની બીક લાગે છે એમ એક દિવસ રાત્રે વેળેશ્વર આગળથી નાટક જોઈને પાછા ફરતા આપ્પાને કાળો નાગ કરડે છે ને અવસાન પામે છે

વાર્તા ગજબનો પલટો લે છે વિસુ તો એ આઘાતથી પાગલ બની જાય છે, લોકલાજ મૂકી શિતુ એને સભાળી લે છે લોકોની જીભ ઝેર ઓકવા માડે છે ને વિસુની નજર પણ બદલાય છે, વિસુને શિતુ–એનો દેહ–જોઈએ છે

શિતુ વેલશી ગામને સામે –ખાડીને પાર– એની ફોઈને ત્યા ચાલી જાય છે

અહી વિસુની બદલાયેલી મનોદશાનો લાભ લઈ કુશા ગદ્રે, સોના નામની ઉખડેલ બાઈને લાવી ઘરે છે નિમકહલાલ નોકર ભાગુ તેને રોકવા મથે છે પણ કઈ વળતુ નથી ભાગુને લાગે છે કે વિસુને આ પાપમા પડતા શિતુ જ રોકી શકે અને તે તરત ખાડી પાર કરી શિતુને મળે છે વેલશી જવા માટે શિતુ ખાડી પાર કરવા પાણીમા પડે છે પણ ઓટના વળતા પાણી એનો પ્રાણ લઈ લે છે

વિસુને એની જાણ થતા પાગલ જેવો બની જાય છે શિતુને અગ્નિદાહ દઈને પશ્ચાત્તાપના દાહે બળતો એ શિતુએ પ્રાણ ખોયા હતા એ જ ખાડીમા મરવા પડે છે, પણ એ મરી શક્યો નહી ડશના ઝેરથી મરવા નાગને પકડયો પણ પછી છોડી દીધો બસ પછી એ પાગલની પેઠે બધે ગવાયો બની 'શિતુ, એ શિતુ !' કહેતો રઝળ્યા કરે છે

વાર્તાનુ સ્થૂળ ખોખુ આટલુ જ છે પણ પાત્રો અને પ્રસગોની ગૂથણી એટની કળાપૂર્ણ અને સાહજિક છે કે આખી નવલકથા એકી બેઠકે જરા પણ કટાળો અનુભવ્યા વિના રસથી વાચી જઈએ

કોકણનો ફળદ્રુપ કિનારો, એની વનસ્પતિ, એ સૌના વર્ણનો પણ એટલા જ રસભર છે પાત્રાલેખન બહુ સફળ છે આપ્પા ખોત, વિસુ અને શિતુ લાબા સમય સુધી ચિત્તમા જડાઈ રહે એવા યાદગાર પાત્રો છે

શિતુ તો શરદબાબુના કોઈ ચિરસ્મરણીય સ્ત્રી પાત્રની યાદ તાજી કરે છે મરાઠીની આ ઉત્તમ નવલકથાના સુવાચ્ય ગુજરાતી અનુવાદને અમે આવકારીએ છીએ ન૦ અ૦

રજિ૦નં૦ બી૦૨૨૪૫

# ઘવાવું?

પરાયાં તો નથી ગણતો હું કો'ને
ગણાતાં વિશ્વનજરે જે પરાયાં;
નથી એનુ મને દુઃખ કોઈ એવું
અને સુખ પણ નથી સ્નેહી સરીખું.

વણાયાં તો છીએ આ વિશ્વ જાળે
પરસ્પર એટલા તો સંકળાયાં;
છતાં નિર્લેપ-ભાવે આમ રહેતાં.

અને આ સ્નેહીઓ સાથી નિકટના
ગણાતા આપણા એ સર્વ કો'ના
સુખો તો હર્ષથી જીરવી શકાતાં
નથી રે કેમ સહેવાતા દુઃખો સૌ!

જીવનમાં જે સુખો એ સર્વ દે છે,
અધિક આઘાત એ પહોંચાડતા કાં?
સતત એના વ્યથાભારે જીવનમાં
સુખો વચ્ચે ય કાં નિત્ય ઘવાવું?

દુઃખી થાવું ન હો તો શું કરું હું?
ગણું ના વિશ્વમાં કો'ને ય મારાં?
અગર સુખને જ ભ્રમ માની લઈને
ગણી ને જ નિજનાં નિત ઘવાવું?-

રાજલાલ-આનંદ



# આરોગ્ય



વર્ષ-૮ અંક-૭

રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ

# ગ્રંથાવલોકન

★

**ઠક્કરબાપા** લે૦ કાન્તિલાલ શાહ, પ્રાપ્તિસ્થાન નવજીવન કાર્યાલય, અમદાવાદ, મૂ૦ ચાર રુપિયા

દીન દલિતોના બાપાનુ ચીવટથી, એમના જીવનની ને પ્રવૃત્તિની ઝીણી ઝીણી માહિતી ભેગી કરી સ્વસ્થ શૈલીમા લખાયેલુ આ પ્રમાણભૂત જીવનચરિત્ર છે

સામાન્ય સ્થિતિના પિતાના પુત્ર અમૃતલાલ ઠક્કરે અત્યત કરકસરથી અભ્યાસ કરી, ઈજનેર તરીકે ચીવટાઈથી, પ્રામાણિકતાથી બ્રિટીશ રાજ્ય અને દેશી રજવાડામા તથા આફ્રિકામા નોકરી કરી તે દરમ્યાન એ સહુ ચ પિતાને ગરીબી, ગદકી અને અજ્ઞાનતામા સબડતા ઉપેક્ષિત મજૂરો અને હરિજનોનુ દર્શન થયુ એ જોઈ એમનુ વત્સલ હૃદય દ્રવ્યુ અને એ સૌની સેવા કરવા માટે ઉપરીઓની અનેક વિનવણી છતા વિકાસની તકવાળી મોભાદાર ચાલુ નોકરી છોડીને એ સર્વન્ટ ઓફ ઈન્ડીઆ સોસાયટીમા જોડાયા અને પછી તો એમને માટે સેવાના ક્ષેત્રો એક પછી એક ખુલતા જ ગયા સૌરાષ્ટ્ર, પચમહાલ, અને ઓરિસાના દુકાળો, પછાતવર્ગ હરિજનો ભીલો વિગેરે, ૩૦–૩૨ની લડત, ખાદી પ્રવૃત્તિ, કાઠિયાવાડ રાજકીય પરિષદ, સ્મારક ફડો, આવુ તો ઘણુ, અન છેલ્વે છેલ્વે નિવૃત્તિમાય, ભાગલા પછી જાગેલા ભયકર રમખાણોને કારણે ઊભી થયેલ વિષમ વિકટ પરિસ્થતિને નિવારવા બાપુજી સાથે એમણે કરેલી નોઆખલીની યાત્રા, એમના જીવનની એકેએક ક્ષણ પરહિત માટે ખર્ચાઈ હતી તે દર્શાવી આપે છે

દેખીતી રીતે બાપાએ પછાતવર્ગ અત્યજો, ભીલો વિગેરેના ઉદ્ધાર માટે જે કઈ કર્યુ તે એમની ભારે અને અજોડ દેશસેવા છે પણ એમનુ કાર્યક્ષેત્ર એટલા પૂરતુ જ મર્યાદિત ન હતુ બાપાને રાજકારણમાયે ભાગ લેવા પડેલો ખરો પણ બાપા સ્વભાવે રાજકીય વ્યક્તિ ન હતા, પણ જીવનભરના મીશનરી હતા ભારતનો ખૂણેખૂણો એવા સેવકની રાહ જ જોતો હતો બાપુની ચકોર દૃષ્ટિએ એવા સેવક અછતા ન જ રહે ભારત સેવક મડળના બાપા સભ્ય હોવા છતા એમને પોતાની રાષ્ટ્રવ્યાપી જનકલ્યાણની પ્રવૃત્તિમા સાકળી લીધા

એવા બાપાનુ, ગભીરતાપૂર્વક લખાયેલુ વિસ્તૃત જીવનચરિત્ર સૌને પ્રેરક નીવડો

**સર્વોદય સમાજની ઝાખી:** લે૦ નરહરિ દ્વા૦ પરીખ, પ્ર૦ પરિક્ષિતલાલ લ૦ મજમૂદાર, હરિજન આશ્રમ, અમદાવાદ, ૧૩, મૂ૦ સવા રૂપિયો

ગાધીજીએ સર્વોદય સમાજની કલ્પના રજૂ કરી અને તે માટે કેટલાક રચનાત્મક કાર્યક્રમ સૂચવેલો અને ખાદી ગ્રામોદ્યોગ, નઈ તાલીમ જેવી કેટલીક પ્રવૃત્તિ શરૂ પણ કરેલી, પણ એ કલ્પનાને સપૂર્ણ મૂર્ત સ્વરૂપ આપવા લાબુ જીવી શક્યા નહી બાપુનો એ સર્વોદય કાર્યક્રમ અત્યારે વિનોબા ભૂદાન પ્રવૃત્તિ દ્વારા અને દેશની રચનાત્મક કાર્ય કરતી સસ્થાઓ અમુક અશે ચલાવી રહી છે એ પ્રવૃત્તિ ચલાવી રહેલા ભૂદાન સેવકો અને રચનાત્મક કાર્યકરો સમક્ષ ગાધીજીની સર્વોદય સમાજની કલ્પના શી હતી તે શ્રી નરહરિભાઈએ આ સવાસો પાનાની નાની ચોપડીમા વિગતે સ્પષ્ટતા અને સરળતાથી વર્ણવ્યુ છે

વિનોબાજી અત્યારે શાસનવિહીન સર્વોદય સમાજની વાત કરે છે, એ આ ચોપડી બહુ સ્પષ્ટતાથી સમજાવે છે જો કે આ ચોપડી સ્વતત્ર રીતે જ લખાયેલી છે સત્તાનુ વિકેન્દ્રીકરણ કરી સ્વાયત્ત, શ્રમનિષ્ઠ, સ્વાવલબી ગામડાનું આયોજન કરવુ એ સર્વોદય સમાજનો મુખ્ય પાયો જણાય છે

# કિશોરલાલભાઈના પત્રો



*

ભાઈશ્રી મણિલાલ, વર્ધા ૨–૪–૪૦

તમારો કાગળ ૫-૬ દિવસથી સામે પડ્યો છે. તમારું કામ અને શરીર સંતોષકારક છે. જાણી રાજી થયો. તમારા સવાલોના જવાબ નીચે મુજબ છે–

જીવનમાં ચિત્તશુદ્ધિ સદાચાર અને ઉચ્ચ ચારિત્ર વધારે મહત્ત્વનાં છે, એમાં શંકા નથી. તત્ત્વજ્ઞાન જેટલે અંશે ભાષાનો વિષય બને છે, તેટલે અંશે તે બુદ્ધિના ક્ષેત્રમાં આવે છે. અને બુદ્ધિ માથે માથે જુદી જાતની હોય છે. માટે જ મોટાનાં મોટા તીર્થંકરો, જ્ઞાનીઓ, પેગંબરો વગેરેના તત્ત્વજ્ઞાનના નિરૂપણમાં ફરક પડે છે, અને કોઇ બેના મત સરખા મળતા આવતા નથી આથી જ તત્ત્વજ્ઞાનમાં અનેક સંપ્રદાયો હોય છે.

તેના પ્રમાણમાં ચિત્તશુદ્ધિ સદાચાર-ચારિત્ર વગેરેની બાબતમાં મતભેદને અવકાશ ઓછો છે. પ્રમાણિકતા, દયા, સત્ય, અહિંસા, અવ્યભિચાર વગેરેની બાબતોમાં કોઈ પણ દેશ કે સંપ્રદાયના મહાપુરુષો કે અનુયાયીઓમાં તીવ્ર મતભેદ થતો નથી. કોઈ વિગતોમાં થાય ભલે.

આમ ચિત્તશુદ્ધિ સંપ્રદાયોથી પર, કેવળ મનુષ્યતાનો વિષય હોવાથી તત્ત્વજ્ઞાન કરતા એનું મૂલ્ય ક્યારે યે વધારે જ હોવાનુ.

છતાં, માણસ પોતાની બુદ્ધિને યે છોડી શકતો નથી. અને પોતાના ચિત્તશુદ્ધિના આદર્શને કોઈક તાત્ત્વિક ભૂમિકાથી યોગ્ય ઠરાવવા પ્રયત્ન કર્યા વિના રહી શકતો નથી–કારણ કે એમ ન કરે તો એને મૂંઝવણ થાય. આમ ચિત્તશુદ્ધિના સમર્થન માટે તત્ત્વજ્ઞાન ઉપયોગી થાય છે. એમાં દરેક માણસ પોતાના સંસ્કારો, શિક્ષણ વગેરેને અનુસરી તત્ત્વજ્ઞાનની કોઈક પદ્ધતિને સ્વીકારી લે છે.

એમાં સારો માર્ગ તો એ છે કે પોતાને રૂચે એવું તત્ત્વજ્ઞાન ભલે કોઈ સ્વીકારે, પણ તત્ત્વજ્ઞાનની બીજી પદ્ધતિઓ પણ હોઈ શકે છે, એમ વિચારી આગ્રહ રહિત વૃત્તિ રાખે.

તમે વિચારશો તો તમારા સવાલમાં જ તત્ત્વજિજ્ઞાસા રહેલી છે. જ્યાં પ્રશ્ન, શંકા ઉત્પન્ન થાય છે, ત્યાં બુદ્ધિ કામ કરે છે, એટલે તત્ત્વજ્ઞાનને માગે છે. માટે તત્ત્વજિજ્ઞાસાનું ખંડન પણ ન કરી શકાય.

બીજા પ્રશ્નોના મેં શું જવાબ આપ્યા હશે તે યાદ નથી. આજે ફરીથી આજની બુદ્ધિ પ્રમાણે આપું છું.

પ્રાપ્તિમાં આનંદ નથી જ અને પુરુષાર્થમાં આનંદ જ છે, એમ કહેવું પણ સાવ સાચું નથી વાત એ છે કે પ્રાપ્તિની આશાથી પુરુષાર્થમા સુખ હોય કે દુઃખ હોય, સંતોષ રહે છે. એ સંતોષને આનંદ કહો તો આશામાં આનંદ છે એમ કહેવાય.

પછી આવી પ્રાપ્તિમાં શરૂઆતમાં આનંદ જ છે; જો પ્રાપ્તિ ધારેલી રીતે થાય તો. પણ પ્રાપ્તિ મળ્યા પછી એ ધીમે ધીમે જૂની થતી જાય છે; અને એનાથી આગળની આશાઓ બંધાતી જાય છે માટે પ્રાપ્તિનો આનંદ ઘસાતો જાય છે, અને છેવટે નજીવો બની જાય છે. ઉપરાંત ઘણીવાર એવું બને છે કે એક વસ્તુ પ્રાપ્ત કરવા માટે પુરુષાર્થ કરતાં કરતા જ આપણી દૃષ્ટિ વધારે વ્યાપક બને છે, અને પહેલાં જેટલી પ્રાપ્ત સંતોષ આપત, તેથી

અનુસંધાન ૧૯૮ મા પાને

# ગુરુશરણ

કમલવદન દેવરૂપ

ચીનથી ભારત આવવા નીકળેલા એ વહાણના સઘળા ઉતારૂઓ કરતા શાંગતી અને તેના શિષ્યનો આનંદ અવર્ણનીય હતો. સદાય તેમના ચહેરા પર પ્રસન્નતા છવાયેલી રહેતી હતી. જુગજુગ જૂના સાથી હોય તેમ તેઓ વહાણના ઉતારૂઓ સાથે વર્તતા હતા અને આતુર આંખે શાંત બનીને પડેલા એ ખારા સમુદ્રનો પટ વીંધીને દૂર દૂર ક્ષિતિજ તરફ સ્મિતસહ જોઈ રહેતા હતા, જાણે તેમનાં નામ પુકારી એ તરફથી કોઈ તેમને બોલાવી રહ્યુ ન હોય! કદીક તેમનાં આચરણ પાગલ સમાં પણ બની જતાં હતાં.

તેમની આવી સ્થિતિ જોઈ સહુ કોઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ જતાં હતાં; એકબીજા તરફ તાકતાં હતાં; કદીક 'ફોગટ ઘેલછા' એમ બોલી આછું આછું હસી પણ લેતાં હતાં. પરંતુ એક દિવસ વહાણના નાખુદાએ જ્યારે તેમની સાચી ઓળખાણ આપી ત્યારે તેમનાં મુખ આશ્ચર્યથી પહોળાં થઈ ગયાં અને શાંગતી પ્રત્યે કદી નહિ અનુભવેલી એવી એક ભક્તિની લહરી તેમનાં હૃદયમાં વહી આવી.

શાંગતી બુદ્ધનો પરમ ઉપાસક હતો. બૌદ્ધધર્મ એ જ એને મન સાચો ધર્મ હતો. બુદ્ધનો ઉપદેશ અને બૌદ્ધધર્મનાં પુસ્તકો અમૂલ્ય અને પ્રચાર કરવાને યોગ્ય હતાં. બુદ્ધના આદર્શો તેણે પોતાના જીવનમાં ઉતાર્યા હતા. રાત્રિ દિવસ તે બુદ્ધનું રટણ કરતો હતો. અને કદીક સવાર થતામાં તો ઉઘાડે પગે અને ખભે ઝોળી ભેરવી તે આસપાસના પ્રદેશોમાં ઘૂમી વળતો હતો. રાત્રે લોકોને તે એકઠા કરતો, બુદ્ધનો ઉપદેશ સાદી અને સરળ ભાષામાં સમજાવતો અને જીવનમાં તેની અગત્યતા કેટલી છે તે સ્પષ્ટ કરતો. કદીક ધ્યાન ધરતાં તે એટલે ઊંડે ઊતરી પડતો કે તેને 'તેના દેહનું ભાન સુદ્ધાં રહેતું નહિ. માત્ર તે વખતે તેના ગળામાંથી આવતો બુદ્ધં શરણં ગચ્છામિ, ધમ્મં શરણં ગચ્છામિ, સંઘં શરણં ગચ્છામિ-નો અવાજ તેનું અસ્તિત્વ સાબિત કરતો. લોકોને પણ તેના પ્રત્યે અજબ શ્રદ્ધા હતી, ભક્તિ હતી. જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં તે પૂજાતો. એવામાં એક દિવસ તેને એક શિષ્ય મળ્યો. ને તેનાં કાર્યોમાં અજબ સ્ફૂર્તિ આવી. તેનો શિષ્ય અને તે એક બની રહ્યા

એકવાર શિષ્ય શાંગતી પાસે આવ્યો ત્યારે શાંગતી ધ્યાનમગ્ન બેઠો હતો. તેની આંખોમાંથી ખરખર આંસુ વહેતાં હતાં. તેના મુખમાંથી બુદ્ધના જાપ ઊઠતા હતા શિષ્ય પરિસ્થિતિ સમજી ગયો. આવા પ્રકારના વર્તનથી તે ટેવાયેલો હતો. શાંગતી માટે પાણી ભરી તે પણ ત્યાં જ બેસી ગયો.

ઘણીવાર પછી શાંગતીએ આંખ ઉઘાડી. તેના ચહેરા પર તેજ છલકતાં હતાં. તેના હોઠ હસું હસું થઈ રહ્યા હતા. અત્યંત આવેગથી તે શિષ્યને ભેટી પડયો.

"વત્સ! આજે મેં કોઈક નવી સૃષ્ટિ જોઈ. એ સૃષ્ટિમાં પરમસુંદર એવી એક ભૂમિ હતી. લોકો એને ધર્મભૂમિ તરીકે ઓળખતા હતા. ભગવાન તથાગતનાં પગલાં ત્યાં અંકિત હતાં. ઠેરઠેર બોધિવૃક્ષો ઊભાં હતાં. અનેક સાધુઓ આવ જા કરતા હતા. જ્ઞાનની પરબો ગામડે ગામડે મંડાઈ હતી. ઉપદેશ સાંભળવા લોકોનાં ટોળેટોળાં ઊભરાતાં હતાં. દેશે દેશના લોકો ત્યાં નજરે પડતા હતા. સત્ય અને અહિંસા લોકોનાં જીવનમાં વણાઈ ગએલાં લાગતાં હતાં. તને તે હું કેટલું કહું? એ લોકો સાચે જ પવિત્ર હતાં. એમનાં જીવન પણ ધન્ય હતા તું જાણે છે, એ ભૂમિ તે કઈ?"

શિષ્ય મૂઝાયો તેણે કહ્યુ "ના, ગુરુદેવ!"

"નથી જાણતો?" શાગતીને આછો ક્રોધ ચઢયો "ઓ મૂર્ખા! એ ભૂમિ તે બુદ્ધની પરમસુંદર ધર્મભૂમિ!"

શિષ્ય શાગતી તરફ તાકતો ઊભો રહ્યો એટલામા તો ઉછળતો અને તાળીઓ લેતો શાગતી બોલી ઉઠયો, "ને વત્સ! હવે હુ એ ભૂમિના દર્શને જવાનો જ. મને એ ભૂમિ પોકાર કરીને બોલાવે છે કેવી સુદર એ ભૂમિ? હુ ત્યા જવાનો હુ ત્યા જવાનો જ" તેની તાળીઓનો વેગ વધવા લાગ્યો

શિષ્ય પાગલની જેમ ગુરુદેવ તરફ તાકી રહ્યો ગુરુદેવનુ કયાક ફટકી તો નથી ગયુ ને? પણ તેને ગુરુદેવ પર વિશ્વાસ હતો છતાય ગુરુદેવને કોઇકની જરૂર તો હતી જ ને પોતે ગુરુદેવને પ્રાણ સમાન લેખતો હતો ઉછળતા ગુરુના તેણે હાથ પકડ્યા

"ગુરુદેવ! "

"કેમ? બોલ બોલ, અટકી કેમ ગયો?"

"ગુરુદેવ મને પણ ત્યા લઈ જજો હુ આપના વગર રહી નહિ શકુ "

ગુરુ નાચી ઊઠયા, "એમા તે પૂછવાનુ હોય? તુ જરૂર આવજે "

ને બીજા દીવસથી તેમણે ભારત આવવાની તૈયારી કરવા માડી એટલામા કોઈએ તેમને કહ્યુ, "એક વહાણ ભારત જાય છે, કહેતા હો તો સગવડ કરી આપુ " શાગતી એ જ ઝ ખતો હતો પેલા માણસ સાથે તે નાખુદાને મળી આવ્યો ને વહાણમા જવાનુ નકકી કર્યુ એ રાત્રે ગુરુ શિષ્યના આનદનો પાર ન રહ્યો

પણ ભાવિનો ગર્ભ કોણ જાણી શકયુ છે?

દરિયો શાત બનીને પડ્યો હતો વાવટા ખૂલ્યા હતા વહાણ સડસડાટ તરતુ જતુ હતુ સહુ પોતપોતાના કામમા મશગૂલ થઇ ગયા હતા શાગતી અને તેનો શિષ્ય પોતાની ટેવ પ્રમાણે દૂર દૂર ક્ષિતિજ તરફ જોતા ઊભા હતા ત્યા જ પિજરિયાની કારમી ચીસ સભળાઇ 'સમાલ, બેલી! સમાલ તુફાન! તુફાન! તુફાન! સમાલ, બેલી!'

સહુ ખલાસીઓ તરત જ પોતપોતાને કામે વળગી ગયા નાખુદાએ ઝડપ અને હોશિયારીથી આમતેમ ઘૂમતા ઉતારૂઓ અને ખલાસીઓને સૂચનાઓ આપવા માડી પણ તે સૂચનાઓનો સહેજ પણ અમલ થાય તે પહેલા તો પાછળથી આકાશને સ્પર્શ કરતા વજ્રકાય મોજા દેખાયા અને કોઇને કઈ સમજાય તે પહેલા જ વહાણને અથડાયા વહાણ મોજા સાથે ઊચે ચઢયુ અને પાછુ પાણીમા પટકાયુ ચારે દિશામા તરગમાળાઓ ઉછળી રહી શાત જણાતા સાગરે રૂદ્ર સ્વરૂપ ધારણ કર્યુ વહાણને દડાની જેમ આમતેમ ફેકવા માડયુ

ઉતારૂઓના ગભરાટનો પાર ન રહ્યો સમતુલા જાળવવી તેમને માટે મુશ્કેલ બની ગઇ રોકકળ શરુ થઈ ગઇ

પણ એ કશાની અસર ન થઇ, માત્ર શાગતી અને તેના શિષ્ય પર તે બનેના ચહેરા પર કાયમના જેવી જ શાતિ ફરકતી હતી તેમની આખોમા ગભરાટની લેશ પણ નિશાની ન હતી સદાય તેમને સહાયરૂપ થયેલા શ્લોકો તેમના હોઠ પર રમતા હતા!

એકાએક એક જબરજસ્ત કાટકો થયો વહાણ આખુ ધ્રૂજી ઊઠયુ ને બીજી જ પળે તેમા એક ગાબડુ પડયુ. પાણી ધસમસતુ અદર દાખલ થઈ ગયુ ઉતારૂઓ કારમી ચીસો પાડી ઊઠયા તે જ પળે નાખુદાએ હોડી ઉતારવાનો હુકમ કર્યો

અને તે જ પળે શાગતી ધ્યાનમગ્ન થઇ નીચે બેસી ગયો

છેવટે, ત્યા નાખુદો જ રહ્યો તેણે આજુ પાસ નજર ફેરવી ધ્યાનસ્થ શાગતી અને સ્વસ્થ શિષ્ય તેની નજરે પડયા દોડતા જઈ નાખુદાએ શાગતીને ઢ ઢોળ્યો

"ગુરુદેવ! ગુરુદેવ! ચાલો હોડીમા વહાણ ડૂબે છે"

"નાખુદા!" પાછળથી શિષ્ય બોલ્યો

"હવે ગુરુદેવને હેરાન ન કરશો. એ ધ્યાનસ્થ થયા છે. દુનિયાની કોઈ પણ ચીજ એમને જગાડી શકે તેમ નથી."

નાખુદા ઊભો થયો. વહાણમાં ગાબડા વાટે ધસી આવતા પ્રવાહ સામે તેણે આંગળી ચીંધી. ચિંતાતુર અવાજે બોલ્યો, "આ પ્રવાહ........"

"એ ભલે અંદર ધસી આવે."

"અને તમે? જલદી હોડીમાં કૂદી પડો." નાખુદાએ કહ્યું.

"ના. જ્યાં ગુરુદેવ ત્યાં તેમનો શિષ્ય. હું અંત સુધી ગુરુદેવ સાથે બેસીશ. તેમની સાથે જ જળસમાધિ લઈશ. હું અને ગુરુદેવ સાથે જ ભગવાન તથાગતની ભૂમિનાં દર્શને એક સાથે જ નીકળ્યા હતા. મારાથી એમને ન છોડાય. હવે તમે જલદીથી કૂદી જાવ, નાખુદા! વહાણ ઊંચકાય છે. હમણાં જ ડૂબશે. તમે જતા રહો."

"પણ તમને........"

"અમારી ચિંતા ન કરશો. જુઓ, ગુરુદેવ આગળ તેજોવર્તુળ રચાય છે; સામે જ જાણે ભગવાન તથાગત તેમને આવકાર આપતા ઊભા છે. અમે અહીં જ રહીશું. તમે જાવ."

એક વિષાદભરી નજર બંને સામે નાખી, નાખુદા છલંગ મારીને હોડીમાં કૂદી પડ્યો. શિષ્ય શાંગતીનાં ચરણ આગળ ધ્યાન ધરીને બેસી ગયો. બે પળ પછી ધીમો અવાજ ઊઠ્યો:

બુદ્ધં શરણં ગચ્છામિ!
ધમ્મં શરણં ગચ્છામિ!
સંઘં શરણં ગચ્છામિ!

ને થોડીવાર પછી શાંગતી અને તેના શિષ્યને પોતાની ગોદમાં જ રાખી ભગ્ન અવશેષ સમું એ વહાણ રૂદ્ર સાગરના ઉછળતા પેટાળમાં સમાઈ ગયું!

*

# માનવદેવ બાપુ

*

અહીં પૃથ્વી પાટે જગજન કરે હિંસક લીલા
ભૂલીને માનવ્ય પ્રકટ કરતા પાશવ પ્રથા.
ભમે સત્તાધીશો વ્યરથ વદતા નમ્રવચનો,
દમે દાઝેલાંને દલિત ચખથી મેહ વરસ્યો.

યુગે ગ્લાનિ નીર્ખી પ્રભુનયનથી બાષ્પ ઝરતાં
ઠરી પૃથ્વી ત્યારે જલશીકર ગાંધી બની ગયાં;
પ્રભા ત્યાં ફેલાઈ સુરભી પ્રસરી દિવ્ય પ્રભુની
ગઈ ખૂણે ખૂણે જગજન ઉરે શાંતિ પ્રલવી.

ઈશુબુદ્ધે ઠારી દુઃખિત મહી વાત્સલ્યજલથી,
અહિંસા ને સત્યે ઉરદધિ વલોવ્યાં તપ થકી;
લઈરત્નો અર્પી નિજ જનગણો રીઝવી દીધાં,
પીધા પ્રેમે પ્યાલા વિષ સભર પીયૂષ ગણતાં.

રહેલા જે શેષે મધુ સમ ગણી બાપુ પી ગયા,
મહાત્મા સૃષ્ટિમાં અમરપદ પામી સુર થયા.

પ્રચેતસ્

તેલગાણામા સામ્યવાદીઓએ ઊભી કરેલ વિષમ પરિસ્થિતિનો ઉકેલ કરવા વિનોબાજી ત્યા ગયા અને તેમાથી ભૂદાન પ્રવૃત્તિના શ્રીગણેશ મડાયા એ પ્રવૃત્તિ હવે તો આખા રાષ્ટ્રનુ ધ્યાન ખેચી રહી છે છેલ્લા સર્વોદય સમેલન પછી તો તે વિશેષ ઝડપી બનતી જણાય છે બે જ વર્ષમા ધારેલી જમીન પ્રાપ્ત કરવા માટે ઘણુાય રચનાત્મક કાર્યકરોએ પોતાની પ્રવૃત્તિ છોડી ભૂદાન આદોલનમા ઝૂકાવ્યુ છે

આ ભૂદાન પ્રવૃત્તિ વિનોબાજીને તેલગાણાનો અટપટો પ્રશ્ન ઉકેલતા અચાનક જ ઉદ્ભવી તે છતા જમીનનો પ્રશ્ન બીજી રીતે તે પહેલા ગાધીજીના મનમા ઊઠયો જ હતો

અનેકવિધ જવાબદારીવળા રાજકીય પ્રશ્નોમા ગૂથાયેલા હોવા છતા ગાધીજી રચનાત્મક કાર્યોનુ સતત ચિતન કરતા અને ઔદ્યોગિક ક્રાતિએ ફેલાવેલી યત્રજાળને ભેદીને અગાઉ હસ્તી ધરાવતા ગ્રામોદ્યોગો હાથ ઉદ્યોગો, ખાદી ખેતી–ગોસેવા વિગેરેને વિકસાવીને વધુમા વધુ માણસોને રોજી પૂરી પાડી બેકારી નિવારણ કરી વર્ગો પડતા અટકાવી આદર્શ અર્થવ્યવસ્થા સ્થાપી શકાય તે માટે સતત રસ્તા ખોજતા

યત્રોએ ફેલાવેલી બેકારી અને ગરીબી તથા તેને કારણે ભાગી પડેલા હાથ ઉદ્યોગો ગ્રામોદ્યોગોને પરિણામે ભાગી પડતા ગામડાઓને બચાવી લેવા ગાધીજીએ પ્રથમ રેટિયો સૂચવ્યો પછી ગ્રામોદ્યોગો સૂચવ્યા પણ એમને લાગ્યુ કે ગરીબીને બેકારીનો સપૂર્ણ ઉકેલ એમા નથી એ વિચારમાથી જમીનનો પ્રશ્ન એમના મનમા ઉદ્ભવ્યો એમના જ શબ્દો ટાકીએ 'માણસને માત્ર કપડા જ પેદા કરવાના હોય તો પોતે કાતીને તે જરૂર કરી શકે પરતુ હિસાબ કરતા જણાય છે કે, કપડા માણસોની જરૂરિયાતોનો એક નાનકડો ભાગ છે રેટિયા પર આખો દિવસ મહેનત કરવાથી મજૂરને પોતાની જરૂરિયાતો માટે મજૂરી પેટે પૂરતા પૈસા મળતા નથી '

વળી એક સ્થળે કહે છે 'એકલો રેટિયો અને ગ્રામોદ્યોગો એ બેથી આપણે કદાચ ગરીબીના સવાલનો ઉકેલ ન કરી શકીએ સાથે જમીનના પ્રશ્નનો ઉકેલ પણ કરવો પડશે જમીન વિશેનુ મારુ જ્ઞાન અધૂરુ છે કેવળ જાનવરો અને માણસોની મજૂરીથી આપણે જમીનમાથી કેટલી સપત્તિ પેદા કરી શકીએ એનો હિસાબ હજી આપણે નથી કાઢી શકયા

મગનલાલ હોત તો એમા ઘણુ થયુ હોત ખેતીની સાથે જ ગોસેવાનો સવાલ પણ છે'

આમ જેનો ઉકેલ વિનોબાજી પોતાની રીતે કરી રહ્યા છે એ જમીનના પ્રશ્નનો ઉકેલ ગાધીજીના ચિતનનો વિષય બન્યો હતો જ

ગાધીજી ૪૨મા આગાખાન મહેલમા એકવીશ માસ કેદ રહ્યા તે દરમ્યાન રેટિયો અને ગ્રામોદ્યોગો વિશે એમણે કરેલ ચિતનનો હેવાલ સુશીલા નય્યરની ડાયરીમા જોવા મળે છે એ પરથી સ્પષ્ટ જણાય છે કે રેટિયો અને ગ્રામોદ્યોગ પછી એમની નજર જમીનના પ્રશ્ન પર વળી હતી એમના જ શબ્દો જોઈએ

પહેલા આપણે એવા નિર્ણય પર આવ્યા કે એકલા રેટિયાથી કામ નહી પતે એની ગ્રામોદ્યોગોનો સાથ લીધે પણ એ સાથ લીધા છતા પે અનેક મુશ્કેલીઓ રહે છે હવે મે વિચાર્યુ છે કે જમીન સાથે રાખીએ તો કામ પર પડે માણસો અને જાનવરોની મજૂરીથી જમીનમાથી કેટલી નીપજ થઈ શકે એનો હિસાબ કાઢવાનો રહે છે આજે સત્તા આપણા હાથમા નથી જમીન કેવી રીતે હાથમા લેવી અને વહેચવી, એ વિશે આપણે કશુ જાણતા નથી એટલે છેવટે હુ કયા જઈ ઊભો રહીશ

એ હું આજે જાણતો નથી.'

'જમીન કેવી રીતે હાથમાં લેવી અને વહેંચવી' બાપુજીની એ મૂંઝવણનો વિનોબાજીને ખ્યાલ હતો કે કેમ અથવા ગાંધીજીના એ ચિંતન તરફ એમણે રેંટિયા બાબત જે તથ્ય શોધી કાઢવા પ્રયોગો ને સંશોધન કરેલું એવું લક્ષ જમીનના પ્રશ્ન વિશે અગાઉ ગયેલું કે કેમ તેની ખબર નથી, પણ એમણે ભૂદાન પ્રવૃત્તિ દ્વારા ગાંધીજીની, 'જમીન કેવી રીતે હાથમાં લેવી અને વહેંચવી' એ મૂંઝવણનો એમની રીતે ઉકેલ કરી રહ્યા છે.

'સત્તા હાથમાં નથી' એવી સ્થિતિમાં ગાંધીજીએ જમીનપ્રાપ્તિ ને વહેંચણીનો પ્રશ્ન વિચારેલો. આજે કોંગ્રેસ સત્તા પર છે છતાં તેની સત્તાની સહાય વિના જ જમીનપ્રાપ્તિ ને વહેંચણીની વિનોબાજીની પદ્ધતિ ખરેખર આશ્ચર્ય અને માન પેદા કરે છે. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો એ પ્રાપ્તિ ને વહેંચણી પછી 'માણસો અને જાનવરોની મજૂરીથી જમીનમાંથી કેટલી નીપજ થઈ શકે એનો હિસાબ કાઢવાનો રહે છે.'

આ કાર્યમાં ચાલુ ઘરેડની વિચારસરણીવાળા અર્થશાસ્ત્રીઓ મદદરૂપ નહીં થાય એવો મત ઉપર ટાંકેલ વાર્તાલાપ દરમ્યાન પ્યારેલાલને જવાબ આપતા ગાંધીજીએ વ્યક્ત કર્યો હતો. 'મગનલાલ હોત તો એમાં ઘણું થયું હોત' એવું ગાંધીજીએ કહ્યું હતું.

પણ ખાદીના પ્રશ્નને પોતાનો કરી વિનોબાજીએ જે પ્રયોગો કર્યા અને જે તારતમ્ય કાઢયું અને મજૂરીના ઓછામાં ઓછા અમુક દર, કાંતણ અને વણાઈ દ્વારા વસ્ત્ર સ્વાવલંબનનો ઉકેલ સૂચવ્યો તેમ કોઈ આ પ્રશ્નને પોતાનો કરી બેસી જાય તો બને.

વિનોબાજી એક એવી વિભૂતિ છે કે જેમ ભૂદાનમાંથી બીજાં દાનોની કલ્પના થઈ તેમ ગાંધીજીએ માણસો અને જાનવરોની મજૂરીથી જમીનમાંથી કેટલી નીપજ થઈ શકે તેનો હિસાબ કરવાની ઇચ્છા વ્યક્ત કરી હતી તેનો ય ઉકેલ અવશ્ય કરશે જ.

વળી ગાંધીજી જમીનના પ્રશ્ન સાથે ગોસેવાને પણ સાંકળે છે તે સાચું જ છે.

ભૂદાન પ્રવૃત્તિનાં અનેક દૂરગામી પરિણામો વખત જતાં જણાશે જ. તે સાથે ગાંધીજીની કલ્પનાને મૂર્ત પણ કરશે એ નિઃશંક છે. આ અર્થમાં આજે વિનોબા ભૂદાન પ્રવૃત્તિ દ્વારા ગાંધીજીનું સ્વપ્નું સાચું પાડી રહ્યા છે.

*

સંત ફ્રાંસિસ નામના એક વિખ્યાત ઇસાઈ સાધુ થઈ ગયા. તેમના આશ્રમમાં શ્રમ કર્યા વિના કોઈથી ખોરાક લઈ શકાય નહીં એવો કડક નિયમ હતો. એક દિવસની વાત છે, કેટલાક લોકો આશ્રમની મુલાકાતે આવ્યા. એમાનાં એકના હાથમાંથી ભૂલથી એક પૈસો જમીન પર પડી ગયો. એક શિષ્યે તે લઈને ઉપર મૂકી દીધો. સંત ફ્રાંસિસે તેને ખૂબ જ ઠપકો આપ્યો, અને દાંત વડે તેની પાસે તે પૈસો ઊંચકાવીને બહાર ફેંકાવી દીધો.

સંત ફ્રાંસિસના બીજા શિષ્યનું નામ હતું આઈલ્સ. એ લોકોને ઘરે પાણી ભરીને ભિક્ષા લેતો. એક વાર તો એણે એક શબ ઉઠાવીને પણ શ્રમ કરીને ખાવાના નિયમનું પાલન કર્યું. એક દિવસ તે કાર્ડિનલ–પોપના હાથ નીચેનો ધર્મગુરુ–ને ત્યાં મહેમાન થયો. કાર્ડિનલને ખબર હતી કે આઈલ્સ મહેનત કર્યા વિના ખાશે નહીં. એણે આઈલ્સને હસીને પૂછયું: 'આઈલ્સ! આજે તું શી રીતે ખાશે?' આઈલ્સે એનો કશો ઉત્તર આપ્યો નહીં. તે સીધો રસોડામાં ગયો ને આખું રસોડું બરાબર સાફ કરી નાખ્યું તે પછી જમ્યો. કાર્ડિનલને એની જાણ ન થઈ, પણ આઈલ્સે મહેનતનો જ રોટલો ખાધો.

*

માનવે કંઈક ક્રાન્તિઓ જોઈ,
એ હજી ઇન્કિલાબ માગે છે! –અનિલ

# ટોડરમલના દેવ



મોગલાઈના મધ્યાન્હમા એકતાના ઉપાસકોએ હિન્દુધર્મના મૂળમા અમૃત સિંચન કર્યું હતુ પોતાના ધર્મની સાચી અને સાધુદાયક બાબતને સમજીને અડગપણે ઇશ્વર સ્મરણમા જિંદગીના દિનો વ્યતિત કરતા હતા નાસ્તિકવાદ જાણે શૂન્યવત્ થઈ ગયો હતો ઘણાખરા હિન્દુઓ સસારમા રહીને પણ યોગી જેવુ વર્તન દાખવી પરધર્મીઓના ઝનૂની, ઘાતકી ને વટાળ સ્વભાવ માટે એક દૃષ્ટાતરૂપ બની જતા હતા મહાન અકબરના દરબારના મહેસુલી અને જમીનદારી ખાતાનો વજીર રાજા ટોડરમલ એવો એક ધર્મનિષ્ઠ માણસ હતો પ્રાત સમયે વહેલો ઊઠી શૌચાદિ નિત્યકર્મથી પરવારી તે બે ઘડી અવશ્ય દેવ સેવામા ગાળતો સાતવાર દડવત્ નમસ્કાર કરી, પદ્માસન વાળી નેત્રો બીડી એકાગ્ર ચિત્તે અખડ જાપ કરતો ને છેવટે જ્યારે નમસ્કાર કરતો ત્યારે તેની આખમાથી શ્રાવણભાદરવો વહેતા આ બધી_ક્રિયાઓ બાદ જ ભોજન લેવુ એ એનો નિયમ હતો પોતાને આવા મહાનપદે પહોચાડ્યા બદલ તે હૃદયમા પરમેશ્વરનો હમેશા આભાર માનતો હતો ને કાયમ સન્મતિ દેવા માટે આજીજી કરતો હતો તેની અજબ ધર્મનિષ્ઠા જોઈ દરબારના અન્ય રત્નો તાજુબ થઇ જતા

અકબરે આ વાત જાણી ત્યારે તેને ટોડરમલ પ્રત્યે ઘણુ માન ઊપજ્યુ સાથે સાથે થયુ કે 'ચાલને, પરિક્ષા તો કરુ હુ ખમા એ કેવોક એના દેવને ભજે છે' ને તે એને માટે અવસર શોધવા લાગ્યો

રાજા ટોડરમલ મહેસુલખાતાનો વજીર હોવા ઉપરાત રાજા માનસિહ અને ભગવાન સિહ જેવો પ્રખર લડવૈયો હતો અકબર કે તેના પુત્ર સલીમ સાથે તે કેટલીય વાર યુદ્ધમા જતો ને યુદ્ધની સફળતામા પોતાનો ફાળો નોધાવતો આવી રીતે એક વાર તે અકબર સાથે યુદ્ધમા ગયો હતો યુદ્ધમા તો ધમાલ ચાલતી હોય એટલે સરજામ અમુક જણ સાચવનારા હોય તે સાચવે દરેકને પોતાનો અલગ સામાન હોતો નથી આ તકનો લાભ લઈ અકબરે સૌ નિદ્રામા હતા ત્યારે રાજા ટોડરમલની વહાલી દેવ-પ્રતિમાને સરજામ માથી ઉઠાવી લીધી "બસ, હવે જોઈશુ એ એનો નિયમ કેવોક પાળે છે' રક્ષકો રાજાને શુ કહી શકે ?

બીજે દિવસે સૂર્યનારાયણે પોતાની યાત્રાનો અર્ધો પથ કાપી નાખ્યો નિયત સમયે સંજ્ઞા થતા યુદ્ધ બધ થયુ સૌ સ્વસ્થાને ગયા યુદ્ધની ઉતાવળમા ટોડરમલ બીચારો પોતાના પ્રભુને સવારે યાદ કરી શક્યો ન હતો આથી 'ભોજન આવે ત્યા સુધી પૂજા કરી લઉ' એ વિચારે તેણે પોતાનો પૂજાનો સામાન લીધો ને એક એક કરી બધી વસ્તુઓ પોતાની સામે મૂકવા લાગ્યો પણ "અરે, આ શુ ? પોતાના વહાલા દેવની મૂર્તિ ન મળે મૂર્તિ ગઇ ક્યા ?" તેને આશ્ચર્ય સાથે સહેજ ચિતા થઈ તેણે પૂજાનો બધો સામાન ફરી જોઈ નાખ્યો પૂજાનો સામાન જ્યા રાખ્યો હતો તેની આજુબાજુ જોયુ ત્યા ન મળતા પોતાનો બધો સામાન ચૂથીને અસ્તવ્યસ્ત કરી નાખ્યો આસપાસનાને પૂછી જોયુ, પરતુ બધુ જ વ્યર્થ ! પ્રભુની આજે ઉપવાસ કરાવવાની મરજી હશે એમ મન વાળ્યુ

આજ તેનાથી પૂજા ન થઇ શકી તેથી તેણે મનમા પ્રભુને યાદ કરવા માડયા થોડીવારે રસોડાનો માણસ ભોજનથાળ અને જળનુ પાત્ર મૂકવા આવ્યો "ભાઈ, તુ પાછુ લઈ જા ટોડરમલે કહ્યુ

"કેમ ? વજીરજી,'

"આજ મને ભૂખ નથી લાગી

માણસને સહેજ શકા તો પડી કે બીજુ

કંઈ કારણ હશે. પણ લાંબી પૂછપરછ કર્યા વિના તેણે કહ્યું, "તો આ જળ તો...."

"ના, તરસ પણ નથી લાગી." પોતાના પ્રભુ આજે ભૂખ્યા અને તરસ્યા કયાંક નાસી ગયા હતા, એના નિયમની પરીક્ષા કરતા હતા.

આખો દિવસ ટોડરમલે અન્નનો દાણો સરખો ય લીધો નહિ. અકબર તેની એકેએક ક્રિયા માણસો મરફતે જાણતો હતો. સાંજે જ્યારે બધાએ ભોજન લઈ લીધાં હતાં ત્યારે એક માણસે આવી ખબર આપી, "જહાંપનાહ, વજીરજીએ હજી સુધી ભોજન લીધું નથી" અકબરને થઈ ગયું "વાહ! હિન્દુઓની ધર્મભાવના! ધન્ય ટોડરમલ" તે ટોડરમલ પાસે આવ્યો.

"ટોડરમલ," અકબરે તેને બોલાવ્યો.

"જી, જહાંપનાહ" ટોડરમલ ઊભો થયો.

"હજી સુધી ભોજન લીધું નથી?"

"જી, ના, જહાંપનાહ."

"કેમ વારુ?"

"મારું હૃદય ખાલી પડી ગયું છે."

"શાથી? કહે તારું દુઃખ હું દૂર કરીશ."

"મારા પ્રભુ આજ કયાંક ચાલ્યા ગયા છે."

"ઓહો, હમણાં આપણે તપાસ કરીએ. ચાલો ભોજન લઈ લો."

"ના, જહાંપનાહ, એના વિના...."

તેની આવી અડગ નિષ્ઠા જોઈ અકબરથી ઝાઝો વખત ન રહેવાયું. તેણે તેના દેવને કાઢયા ને તેના હાથમા મૂકી દીધા. "આ જ તારા દેવ ને?"

"હા, જહાંપનાહ...." પોતાના દેવને દેખતાં તેને હર્ષનો ઉમળકો આવ્યો. તેણે મૂર્તિને છાતી સાથે ચાંપી દીધી. કેટલીય વાર સુધી તે એમ જ ઊભો રહ્યો. અકબર એના પ્રભુપ્રેમ પર વારી ગયો, "ધન્ય છે તને, ટોડરમલ, મે કસોટી કરવા તારા દેવને લઈ લીધા હતા. તું કસોટીમાં પસાર થયો છે."

ટોડરમલે પહેલાંની જેમ પ્રેમપૂર્વક દેવસેવા કરી ભોજન કર્યું.

*

મારા એક મિત્રના સસરા આફ્રિકા–નૈરોબીમાં રહે છે. એક દિવસ કામ અંગે પોતાની કારમાં નૈરોબીથી ઊપડ્યા. પાછલી સીટમાં સ્ત્રી અને તેનું બાળક, બેઠાં હતાં.

રસ્તો રાહદારી વિનાનો–પાકી સડકનો એટલે મોટર પૂરઝડપે જતી હતી. એવામાં ઓચિંતો એક રાહદારી રસ્તો ઓળંગવા બાજુએથી ઝડપથી ધસ્યો. એના મનમાં એમ કે કાર આવે તે પહેલાં હું રસ્તો ઓળંગી જાઉં. પણ કાર ઝડપથી એની નજીક પહોંચી ગઈ....ત્યાં મોટરને અત્યંત સાવધાનીથી બ્રેક મારીને રોકી લેવાઈ–ને પેલો રાહદારી સહેજમાં બચી ગયો. પણ મોટર ઓચિંતી બ્રેક મારીને અટકાવી દેવાને કારણે તેને સખ્ત આંચકો લાગ્યો. અને તેથી પાછળ બેઠેલી સ્ત્રી પાછળના નાના કાચ સાથે જોરથી ભટકાઈ–ને એના ભટકાવાથી કાચ તૂટી ગયો ને બાઈ ઊછળીને સડક પર પડી. જોરથી પછડાવાથી તે લોહીલુહાણ થઈ ગઈ ને થોડીવારમાં જ તેનું પ્રાણપંખેરું ઊડી ગયું.

વિધિની વિચિત્રતા તો જુઓ કે પેલી સ્ત્રી પાસે બેઠેલું તેનું બાળક કારના આંચકાથી આગલી સીટ પર ઊછળીને આવી પડયું!

આ આકસ્મિત ફેરફારથી તે રડવાને બદલે કિલકિલાટ કરતું હતું! —ભાઈ યશુ

*

મહાત્માજીએ હમેશાં આ શીખવ્યું: 'પ્રેમ તો શિરનો સોદો છે, સત્યનો વેપારી જ એ બજારમાં પગ મૂકી શકે.' સંતોએ આ જ ભાવની સાખીઓ કહી છે. એ સાંભળવામાં સારી-મીઠી લાગે છે પણ એ રસ્તે જાય કોણ? અને કોણ એ બજારમાં પ્રવેશે? પણ જે મહાત્માજીનો અનુયાયી થવા માગે છે, એને માટે આ સિવાય બીજો કોઈ માર્ગ જ નથી.

*

# લાલા ભગત

અનનર આગેવાન

*

માહ મહિનાની હાડ ગાળી નાખે એવી કળકળતી ટાઢ હતી કાળજા સોસરવો ઊતરી જાય એવો હિમાળુ પવન ફૂંકાતો હતો લાલજી પોતાની દુકાનમા કામળો ઓઢીને બેઠેલા સવારનો પહાર હતો સાધુની એક જમાત દુકાન પર આવી ચઢી શિયાળાના રોયણુ વાથી સાધુઓના અગ થરથર કપી રહ્યા હતા ધ્રૂજારી કચાય નહોતી માતી એવામા એક સાધુએ દુકાનમા પડેલી કામળાની થપ્પી જોઈન કહ્યુ "ભગત, આમાથી બે ચાર કામળા આ અભિયાગતને આલો તો ટાઢે ઠરતા બચીએ! ભગવાન તમારુ ભલુ કરશે"

થોડી વાર લાલાજીએ વિચાર તો કર્યો, પણ બીજી જ પળે ટાઢથી ઠીગરાતા દેહને જોતા એનુ હેયુ હાથી ઊઠ્યુ દિલમા દયા ભાવ પ્રગટ્યો ભગત-ભિખારીને આપવામા પૂણ્ય જ વહોરવાનુ છે ને, પિતા ગુસ્સે થશે, તે ઘડીએ જોયુ જાશે!

પૂણ્ય કરવામા વાટ શી? લાલાજીએ તો ધાબળાની સામટી થપ્પી જ સાધુ મડળીને આપી દીધી જમાત તો રાજીના રેડ થઇ ગઈ! આશીર્વાદની વર્ષા વહાવીને તે માર્ગે પડી

પિતની ગેરહાજરીમા લાલાએ સાધુડાને ધાબળા આપી દીધાનો ધજાગરો ગામને ચૌટે બધાયો પિતા બહારગામથી આવ્યા કોઈએ કહ્યુ "તમારા લાલિયાએ તો ભારે કરી, એને ભરોસે દુકાન મેલશો તો દિવાળુ કઢાવશે, શેઠ!"

બળવત શેઠ તો ઉતાવળા ઉતાવળા દુકાને આવ્યા અને જડતી લેવા માડી ધાબળા ન જોતા લાકડી ઉગામીને જ્યા પ્રહાર કરવા જાય છે, ત્યા ફરી પાછી નજર કામળા પર જઈ ચડી પિતાને અચરજ લાગી અસખ્ય કામળા ખડકાયેલા જોયા ઉગામેલો હાથ ભોઠો પડ્યો રોષની ઉફાણુ ઓસરી ગઈ અને પિતાએ પુત્રને ચરણે પડી ક્ષમા યાચી



લાલાજી ક્ષમાનુ તો મૂર્તિમાન સ્વરૂપ જ હતા એક વાર તેઓ પોતાની ભક્ત મડળી સહિત ભાવનગર મહારાજના પરોણા થયા હતા ભોજનશાળામા સૌ ભક્તજનો પ્રસાદ લઈ રહ્યા હતા એક જટાધારી સતે લાલાજીના હાથથી પ્રસાદી મેળવવાની ઇચ્છા વ્યક્ત કરી લાલાજીએ વિનયપૂર્વક ભોજન લેવાની પ્રાર્થના કરી, પણ જટાધારીએ ભોજન લેતા પહેલા વસ્ત્રની માગણી કરી

લાલાજીએ હાથ જોડતા કહ્યુ "દેવ, આપ ભોજન કરી લ્યો પછી વસ્ત્રનુ થઈ રહેશે!"

આ સાભળી જટાધારી આવેશમા આવી ગયા લાલાજી પર ચિમટાથી પ્રહાર કરતા કહ્યુ 'શિષ્યોની જમાત જમા કરીને સાધુ છેતરવા નીકળ્યો લાગે છે?" આમ કહીને જટાધારી તો ભોજન લીધા વગર જ રસ્તે વહેતા થયા લાલાજી આ સતની પાછળ દોડ્યા અને કહ્યુ "મહારાજ, આ શરીર પર વધુ ચીમટા ચોડતા જાઓ, આ અધમ એને ખપ જોગ છે'

આવા અનેક પરચા લોકમુખે આજે પણ સાભળવા મળે છે જો કે એ બધી લોકવાયકાઓમા અતિશયોક્તિ થોડાઘણા અશે હોવાનો સભવ છે, પણ લલા ભગત એક સિદ્ધ પુરુષ હતા, તે નિશક છે

લાલા ભક્તનો જન્મ સિધાવદર ગામમા સવત ૧૮૫૬ના ચૈત્ર સુદ નોમના રોજ એક

સમૃદ્ધ વૈશ્યકુળમાં થયો હતો. પિતાનું નામ બળવંત શાહ અને માતાનું નામ વીરૂબાઈ હતું. એમ કહેવાય છે કે તેઓ નરસિંહ મહેતાનો અવતાર હતા :

મુકુંદ સે મહેતા ભયા, ઔર મહેતા સે લાલા.

ભક્ત લાલાજી સંવત ૧૯૧૮માં સ્વધામ સિધાવ્યા.

માયલામાં એમની જગ્યા આજે પણ મોજુદ છે. ત્યાં ભગવાન શ્રી રામચંદ્રની મૂર્તિ બિરાજે છે. બાજુમાં જમણા હાથ તરફ લાલાજીની મૂર્તિ પ્રતિષ્ઠાપિત કરેલી છે. ડાબી બાજુના ખંડમાં ભગવાન શેષ નારાયણની મૂર્તિ છે. મંદિરના સભામંડપમાં લાલા ભગતના પરચાઓનાં ચિત્રો આલેખાયેલાં છે. અહીં અતિથિ-અભ્યાગતનો આદરસત્કાર કરવામાં આવે છે. સાધુ-ભક્તજનોને ત્રણ દિવસ રહેવાની છૂટ છે.

*

## ત્રણ પુતળીઓ

એક વાર રાજા ભોજ પાસે એક પુતળી બનાવનાર કારીગર આવ્યો. એણે પોતાની પાસેની ત્રણ પુતળી ભોજને બતાવી કહ્યું કે, 'આ પુતળીઓ લઈને હું દેશેદેશ ફર્યો છું પણ કોઈએ આ પુતળીઓની ખરી કિંમત કરી નથી તમે તેની સાચી કિંમત કરશો એ આશાએ હું આપની પાસે આવ્યો છું. તમારી સભામાં મોટા મોટા કળાકારો કળાપારખુઓ અને વિદ્વાનો છે તેઓ એનું મૂલ્ય આંકી શકશે.'

એમાં કયી મોટી વાત છે? એમ કહી રાજાએ પુતળીઓની દરબારમાં બેઠેલા ઝવેરીને કિંમત કરવા કહ્યું.

ઝવેરીએ ત્રણે પુતળીઓ ધ્યાનથી જોઈ. રૂપરંગમાં ત્રણે એકસરખી હતી. ઝવેરીએ ત્રણેની એકસરખી કિંમત કહી.

કારીગરે એ સાંભળી ડોકું ધુણાવ્યું. ભોજે ઝવેરીને કહ્યું કે તેં સાચી કિંમત કહી જણાતી નથી. પછી ભોજે કલાકારોને બોલાવી પુતળીઓની કિંમત કરાવી. એ લોકોએ પણ જોઈ તપાસીને ઝવેરી જેવો જ અભિપ્રાય આપ્યો. કારીગરે ફરી ડોકું ધુણાવ્યું. એ જોઈને ભોજે રાજકવિ કાલિદાસને બોલાવ્યા અને કિંમત કરવા કહ્યું.

કાલિદાસે પુતળીઓને ધ્યાનથી જોઇ. પછી એમણે એક દિવાસળી લીધી ને એક પુતળીના કાનમાં નાખી. તે સળી બીજા કાનમાંથી આરપાર નીકળી ગઈ. કાલિદાસે કહ્યું કે આ ત્રણ કોડી કિંમતની છે. પછી બીજી પુતળીના કાનમાં સળી નાખી તે તેના મોઢામાંથી બહાર નીકળી. કાલિદાસે કહ્યું કે આની કિંમત એક રૂપિયો છે. પછી ત્રીજી પુતળીના કાનમાં દિવાસળી નાખી તો તે તેના હૃદયમાં ઊતરીને સમાઈ ગઈ. કાલિદાસે કહ્યું કે આની કિંમત સવા લાખ રૂપિયા છે.'

ભોજે કાલિદાસને પૂછ્યું કે, 'આ ત્રણે પુતળી દેખાવમાં તો સાવ સરખી છે, તો પછી તેના મૂલ્યમાં આટલો બધો તફાવત શા માટે?'

કાલિદાસે ભોજને સમજાવતાં કહ્યું: 'પહેલી પુતળી એક કાને વાત સાંભળી બીજે કાનેથી કાઢી નાખે છે માટે તે ત્રણ કોડીની, જે માણસ ખરેખર એવી પ્રકૃત્તિનો હોય તો તે પણ ત્રણ કોડીનો, બીજી પુતળી કાનેથી સાંભળીને મોઢેથી કહી દે છે માટે તે એક રૂપિયાની, તેવાં માણસની કિંમત પણ એટલી જ, અને ત્રીજી પુતળી જે કંઈ સાંભળે છે તે હૃદયમાં ઉતારે છે માટે તે સવા લાખની, જે માણસની પ્રકૃતિ એવી છે તે પણ સવા લાખનો.'

ભોજરાજા કવિ કાલિદાસનો ખુલાસો સાંભળી ખુશ થયો. પુતળીવાળો પણ સાચો કદરદાન મળતા રાજી થયો.

### પાડોશી કોણ?

એક વાર ઈસુને કોઈએ પૂછ્યુ, "આપણા શાસ્ત્રમા કહ્યુ છે કે તમારા પાડોશીને તમે ખરા હૃદયથી, પૂરતી શક્તિથી અને પોતાના શરીરની જેમ જ ચાહજો તો આપણા પાડોશી કોણ? પાડોશીને પરખવા શી રીતે?"

ઈસુએ કહ્યુ, "જો સાભળ કોઈ એક ગામમા એક માણસ રહેતો હતો એક વાર તે યરુસલામથી જેરિકો જતો હતો ત્યારે રસ્તામા તેને કેટલાક દુષ્ટ માણસો મળ્યા તેમણે તેના લૂગડા ઉતારી લીધા તેનુ ધન છીનવી લીધુ અને ઉપરથી તન લોહીલૂહાણ કરી મૂકી દૂર ચાલ્યા ગયા પછી, પેલો માણસ તો ઘણી વાર સુધી યાતના સહેતો ત્યા પડી રહ્યો અને મદદ માટે જગતપિતાને વિનવણી કરી રહ્યો

"બરાબર એ જ વખતે એક યાચક અને 'લિવાઈટ' ત્યાથી નીકળ્યા તેમણે પેલા માણસને જોયો પરતુ તે બને સ્વાર્થી અને સકુચિત માનસવાળા હોવાથી 'બીજાની બાબતમા આપણને તે શુ લાગે વળગે? પોતાને પાપે જ દુખી થતો હશે આવા માણસથી તો આપણે દૂર જ સારા' એમ બોલી સહેજ ફટાઈને બને ચાલ્યા ગયા

થોડીવાર પછી ત્યા એક સમરૂની આવી ચઢ્યો પેલાને બૂમો પાડતો જોઈને તે તેની પાસે ગયો દયા લાવીને તેણે તેના ઘા ધોયા પાટા બાધ્યા, આશ્વાસન આપ્યુ અને પોતાના ખભા પર બેસાડીને તેને એક ધર્મશાળામા લઈ ગયો ધર્મશાળાના વ્યવસ્થાપકને તેણે કહ્યુ, 'આ માણસ હુ તમને સોપુ છુ તમે તેની માવજત કરજો બે દિવસ પછી પાછા વળતા તમારુ ખર્ચ ચૂકવીને હુ તેને લઈ જઈશ'

"હવે તુ જ બોલ! આ ત્રણમાથી તેનો પાડોશી કોણ?" પેલો બોલી ઊઠ્યો, "ખરી વખતે પેલાને મદદ કરનાર"

"તો બસ," ઈસુએ કહ્યુ, "એ પ્રમાણે તુ પણ તારા પાડોશી પરખજે"

### વિધવાની કોડી

દાન કરવાની એ પેટીમા એક વિધવાએ જ્યારે માત્ર એક કોડી જ નાખી ત્યારે ઈસુના એક શિષ્યથી હસ્યા કે મશ્કરી કર્યા સિવાય ન જ રહેવાયુ મશ્કરી કરતા કરતા તેણે ઈસુને પૂછ્યુ, "ઈશ્વરના દીકરા! શુ તમને એમ લાગતુ નથી કે આ વિધવાની એક કોડી દાનની પેટીમા પડેલા ધન કરતા યે વધારે છે?" એને એમ હતુ કે મહાન ઈસુ પણ તેની મશ્કરીમા સાથ આપશે પણ એની એ આશા પર બીજી જ પળે પાણી ફરી વળ્યા ઈસુએ નિશ્ચલ અવાજે જવાબ આપ્યો, 'હા વિધવાની આ એક કોડી દાનની પેટીમા પડેલા ધન કરતા યે વધારે છે"

શિષ્ય તરત જ ચિડાઈ ગયો તેણે પૂછ્યુ, 'તે કેવી રીતે તે જરા સમજાવશો?'

ઈસુએ કહ્યુ, "હા જો સાભળ! અહીયા જે જે લોકો દાન કરવા આવ્યા હતા તે તે દરેકના મોના ભાવ હુ વાચતો હતો કોઈક ગર્વથી તો કોઈ પોતે ધનિક' છે એમ બતાવવા તો કોઈ ફરજ સમજીને કે કોઈ જગતપિતાના દરબારમા સ્થાન મેળવવા તો કોઈ ફક્ત મને જ સારુ દેખાડવા એમ જુદા જુદા ઉદ્દેશથી દાન કરતા હતા પણ આ ડોશીએ તો પૂરા ભાવથી, પૂરતી શ્રદ્ધાથી, પોતાના પેટિયામાથી બચાવીને આ કોડી નાખી હતી માટે જ હુ તેની કોડીના દાનને સાચુ અને મહુથી મોટુ દાન માનુ છુ વળી પેટમાથી કાઢીને આપેલુ દાન મોટામા મોટુ છે સારી ભાવના ઉમેગતા તેની કિમત વધે છે, તે મહાદાન બને છે ડોસીનુ દાન આ પ્રકારનુ છે'

# ચાચાજીની વાતો

વિમળા પટેલ

ગુરુદયાલ મલ્લિકજીને હવે તો બધા જ 'ચાચાજી' તરીકે ઓળખે છે મલ્લિકજી જ્યા જ્યા સ્નેહી, મિત્રોને ત્યા જાય ત્યા ત્યા એમના શાન્તિનિકેતનના અને બીજા અનુભવો વિશે જાતજાતની પૃચ્છા થાય અને ચાચાજી વત્સલતાથી એક પછી એક પ્રેરક પ્રસગો, બોધક અનુભવો કહેતા જાય ચાચાજીના સમૃદ્ધ જીવનમા એવા તો ઘણા અનુભવો પડેલા છે ચાચાજી, બહેન વિમળા પટેલના ગુરુજી, એમની છત્રછાયા હેઠળ કેટલાક વર્ષ એમણે શાન્તિનિકેતનમા ગાળેલા

અત્યારે વિમળા બહેન હરિજન આશ્રમ –સાબરમતી– મા છે ચાચાજી જ્યારે જ્યારે ત્યા જાય ત્યારે સત્સગ ચાલે એ દરમ્યાન ચાચાજીએ કહેલી વાતોમાથી અહી ગાધીજી અને ગુરુદેવ સાથેના ચાચાજીના બે પ્રેરક પ્રસગો આપીએ છીએ

## બાપનો બોધપાઠ

"એ ય, ગુરુદયાલ પાછા આવો" (હુ પાછો આવ્યો) "પેલુ ફેકી દીધેલુ દાતણ પાછુ લાવો "(મનમા થયુ કે બાપુ ય ખરા! ફેકી દીધેલા દાતણની એમને શી જરૂર હશે?)

દૂર ફેકાયેલા દાતણને પાછુ લાવ્યો ને બાપુના હાથમા મૂક્યુ

'તમને ખબર છે દાતણ ક્યાથી આવે છે, કોણ આપે છે!' બાપુએ પૂછવા માડયુ

(મારા ટીખળી સ્વભાવને જવાબ તો જડેલો જ ને તે એ કે "ભગવાન" પણ મારે જાણી બુઝીને ઉલટો જ જવાબ આપવો હતો!)

"પેલુ દેખાય છે તે ઝાડ" મે જવાબ આપ્યો

"પણ એ ઝાડ કોણે બનાવ્યુ ?' બાપુએ હસતા હસતા પ્રશ્ન કર્યો

(માથુ ખજવાળી છેવટે તો મારી પાસે જવાબ હતો જ તે આપવો રહ્યો)

"ભગવાને "

'બસ તો પછી, એણે આપેલી અમૂલ્ય ચીજનો પૂરેપૂરો ઉપયોગ થવો ઘટે ને?' (હુ તો લજવાયો)

"ઠીક હવે પાણીની વાત કરીએ તમે ખાસ્સો અડધો કળશીઆ જેટલુ પાણી ઢોળી દીધુ પણ પાણી ક્યાથી આવે છે તે જાણો છો ને!" બાપુએ તો પૂરો પીછો પકડ્યો મારા કાન પકડવા લાગ્યા પણ હુ ય એવો નાનો મસ્તીખોર મે જવાબ આપ્યો

"સામેના નળમાથી"

"નળ કોણે બનાવ્યો, ને નળમાથી પાણી કેમ આવ્યુ?" બાપુએ ગભીરતાથી પૂછવા માડયુ

"માણસે નળ બનાવ્યો પાણી એ વાટે આવ્યુ!" મે મારી જવાબની રીત ચાલુ રાખી

"એ બધી વાત સાચી તમારી પણ પાણી જ કોણે બનાવ્યુ ?" બાપુ અકળાયા વગર હસતા જાય ને પૂછતા જાય

"કેમ વળી, વાદળમાથી" હુ બોલ્યો

"ભઈ તમારી બધી વાત ખરી પણ વાદળનો બનાવનાર કોણ?" બાપુનુ દાત વગરનુ બોખુ મોઢુ હસવા લાગ્યુ

છેવટે હુ હાર્યો "ભગવાને" મારુ માથુ મે ઝૂકાવ્યુ

'હા ત્યારે હવે બોલો ભગવાને જ્યારે આવી અત્યત જનઉપયોગી અને અમૂલ્ય ચીજ આપી છે તો પછી એનો આપણે પણ સમજીને આદરપૂર્વક તેમજ સપૂર્ણ જ્ઞાનથી ઉપયોગ કરવો જોઈએ ને? આપણે પૂરેપૂરો લાભ લેતા શીખીએ તો જ એ કિમતી દાનનો ઉપયોગ કરવા અધિકારી ગણાઈએ માટે એ જાતની દૃષ્ટિ કેળવવી ઘટે"

ગુરુદેવ મને કેમ મળ્યા?

હુ મુબઈની એક કોલેજમા ભણતો હતો તે વખતની વાત છે એક દિવસ એક મિત્રે મને ખબર આપી

"તમે 'બોમ્બે ક્રોનીકલ' જોયુ કે? એમા કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને (૮,૦૦૦ પાઉન્ડ) નોબેલ પ્રાઇઝ મળ્યુ છે તે ખબર આવ્યા છે, વાચ્યા?"

"હે જોવા દો!" તે વખતે જ મારા મનમા એ મહાપુરુષ વિષે કઇંક જાણવાનુ અને એના છત્ર તળે જઈ વસવાનુ દિલ જાગી ગયુ મનમા તમન્ના જાગી ગઇ

સમાચાર વાચ્યા મે કવિવરને પત્ર લખ્યો ને મારી સદ્દઈચ્છા વર્ણવી

થોડા દિવસો બાદ જવાબ આવ્યો તમારો અભ્યાસ પૂર્ણ કરો પહેલુ તમારુ એ કર્તવ્ય છે' બસ આ વાત હુ ખૂબ નિરાશ થયો મારા મનને સખ્ત આઘાત થયો પણ તરત જ તેને વાળી લીધુ સમજાવી લીધુ એમની (ગુરુદેવની) 'ના'મા ચોક્કસ કાઈ શુભ હેતુ હશે મારે માટેનુ શ્રેય હશે

એમ કરતા મારો અભ્યાસ પૂરો થઈ ગયો બી એ મા હુ ઉત્તીર્ણ થયો

('ચાચાજી, આપ તો બી એ ઓનર્સ છો ને?' મહુમા મારાથી પૂછાઇ ગયુ જવાબમા 'હા જી' કહીને આગળ ચલાવ્યુ )

ફરી પાછો પત્ર લખ્યો ને મે શાન્તિનિકેતન જવા માટે પરવાનગી મગાવી તરત જ જવાબ આવ્યો 'હા ઘણી ખુશીથી આવો'

પૂજ્ય પિતાજીની પરવાનગી મેળવી હુ શાન્તિનિકેતન ઉપડયો બોલપુર (સ્ટેશન) ઉતર્યો ચાલતો ચાલતો પૂછતો પૂછતો આશ્રમે પહોચ્યો ખભે સામાન પગે ચાલતો થાકી તો ગયો જ હતો ગુરુદેવની તપાસ કરી જવાબ મળ્યો 'બહારગામ, કલકત્તા છે' હુ મુઝાયો અધીરો થયો પણ એમ ચાલે કાઇ? હુ દીનબધુ એન્ડ્રુઝને મળ્યો એમણે મને ગુરુદેવની ખબર આપી અને મુલાકાત અપાવવાનુ માથે લીધુ હુ રાજી થયો ખૂબ રાજી થયો મારા હર્ષનો પાર ન રહ્યો

હુ શાન્તિનિકેતનમા રહી ગયો

થોડા દિવસો પછી ગુરુદેવ શાન્તિનિકેતન પાછા ફર્યા અમારી મુલાકાત થઇ

હુ અભીષ્ટ પામ્યો "હુ તમારો, તમે મારા બસ મારા હૃદયમાથી આ જ ઉદ્ગાર નરી પડયા હુ ધન્ય થયો ગુરુદેવે મને સ્વીકરી લીધો

(ગુરુદેવના પુણ્યતિથિને પ્રસગે)

---

એક ભાઈ અથાણા વેચવાનો ધધો કરતા હતા જાત જાતના અથાણા બનાવી સારે દામે વેચતા જુદે જુદે ઠેકાણે બનેલી જાતજાતની કાચની બરણીઓમા તે અથાણા રાખતા એક દિવસ બરણીઓ આપસમા લડવા લાગી આ કહે કે હુ ઊચી ને પેલી કહે કે હુ ઊચી એક કહે કે હુ કાશીની છુ, મારો જન્મ ધર્મક્ષેત્રમા થયો માટે સૌથી ઊચી હુ, બીજી કહે હુ પેરીસમા બની છુ, સુદરતા તો મારી જ, મારે સૌન્દર્યમા મને કોઈ ન પહોચે આમ દરેક આવી દલીલો કરીને લડવા લાગી

અથાણાનો વેપારી આ તકરાર સાભળતો હતો તે છેવટે કહેવા લાગ્યો 'તમારા રૂપ રગ ભલે નોખાનોખા છે ને જુદેજુદે સ્થળે બની છો, પણ તમારો દેહ જ નોખો છે, પણ અતર તો એક જ જાતનુ છે! દેહ ભલે સુદર રહ્યા પણ અદર શુ છે? મરચા મસાલા! અને એ જ તો જરૂરી ચીજ છે! તમારા રૂપ રગને શુ કરવા છે!' બરણીઓ તો ચૂપ જ થઈ ગઈ!

કદી નિજ અ પતાનુ અન્યમા કરશો નહી દર્શન,
અરીસો કઇ સૂરજમા નિજ પ્રતિબિબો નથી જોતો! –આનદ

# એપોલોનિયસ

ચમનલાલ

ત્યારે ભારતની ગાદી પર ભરત રાજા હતો અને તક્ષશિલા એની રાજ્યધાની હતી તક્ષશિલાની વિદ્યાપીઠની ત્યારે દૂર દૂર સુધી ખ્યાતિ હતી અને દૂર દૂર દેશવિદેશથી જિજ્ઞાસુઓ દર્શનશાસ્ત્ર અને યોગવિદ્યા શીખવા આવતા એપોલોનિયસ પણ એમ જ વિદ્યા પ્રાપ્તિ માટે તક્ષશિલા આવેલા

એપોલોનિયસની ખ્યાતિ યુનાનમા જ નહી પણ યુરોપભરમા એક આધ્યાત્મિક પુરુષ તરીકે હતી એ ઈસા મસીહના સમકાલીન હતા તે ઈસાથી ત્રણ વર્ષ ઉમરે મોટા હતા સો વર્ષ ઉપરનુ આયુષ્ય એમણે ભોગવ્યુ હતુ એમના જીવનકાળ દરમ્યાન રોમની ગાદીએ આઠ રાજાઓ આવ્યા એ બધા એપોલોનિયસના ભક્ત હતા

એપોલોનિયસ યુનાની દાર્શનિક પાઈથાગોરાસના શિષ્ય હતા એપોલોનિયસે મિસરમા સન્યાસીઓ સમક્ષ એકવાર પ્રવચન કરતા કહેલુ કે પાઈથાગોરાસે બધી વિદ્યા-જ્ઞાન-હિન્દુસ્તાનમાથી મેળવી છે

એમનો જન્મ તિયાનામા થયો હતો નાનપણથી જ દર્શનશાસ્ત્રોનો શોખ મદિરો અને સાર્વજનિક સભાઓમા જ્યા દર્શન શાસ્ત્રો વિશે પ્રવચનો થતા હોય ત્યા જિજ્ઞાસુ એપોલોનિયસ પહોચી જાય

સોળ વર્ષની ઉમરે એમણે પાઈથાગોરાસનુ શિષ્યપદ સ્વીકાર્યું માસ છોડ્યુ અને હિન્દના યોગીઓ પેઠે શાકાહારી રહી તપમય જીવન ગુજારવા માડ્યુ કયારેક દ્રાક્ષનો રસ પિતા પણ શરાબને અડતા ય નહી એ કહેતા કે શરાબથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે

એપોલોનિયસ ઉપાન પહેરતા નહી, ઉઘાડે પગે જ ફરતા ક્યારેક ઉનના કપડા પહેરતા તો ક્યારેક ચામડુ ઓઢતા લાબા કેશ રાખતા બાલબ્રહ્મચારી હતા ને પોતાને ભાગે આવેલી માલ મિલ્કત એમણે પોતાના ભાઈ અને ગુરુને આપી દીધી હતી

આપણે ત્યા મૌનવ્રત એ નવી વાત નથી પણ યુરોપમા તો માત્ર એપોલોનિયસ જ એક આધ્યાત્મિક પુરુષ થઈ ગયા જેમણે એકધારુ પાચ વર્ષ મૌનવ્રત પાળ્યુ !

કોઈએ એપોલોનિયસને પૂછ્યુ કે તમે તમારા વિચારો ગ્રથસ્થ કેમ કરતા નથી ? તો એમણે જવાબ આપ્યો કે હજી સુધી મે મૌન વ્રત લીધુ નથી.

યુરોપ, મિસર અને મધ્યપૂર્વના મોટા રાજાઓ પણ એપોલોનિયસની સલાહ લેવા આવતા એટલુ એમનુ માન હતુ, મોભો હતો

આટલાંટિકથી તે ગગા સુધી એમણે-મોટે ભાગે પગપાળા અને ક્યારેક ઊટ પર-પ્રવાસ કર્યો હતો જ્યા જ્યા એ જતા ત્યા ત્યા એમનુ સન્માન થતુ એ એક સફળ વક્તા હતા તેથી તો તે પ્રિય થઈ પડતા જ પણ વિશેષ તો એ જે કઈ કહેતા તે જ પ્રમાણે આચરણ કરતા તેનો સૌ પર ભારે પ્રભાવ પડતો

એપોલોનિયસને યોગવિદ્યા શીખવા એબીસિનિયા જવુ હતુ પણ કોઈકે તે માટે હિન્દુસ્તાન જવાની સલાહ આપી એટલે એ હિન્દુસ્તાન આવ્યા હતા એમની સાથે દામિસ નામનો એમનો શિષ્ય હતો એણે ડાયરી લખેલી તેને આધારે આ બધી હકીકતો આપણે જાણી શકીએ છીએ

દામિસ લખે છે 'જ્યારે અમે મેસાપોટામિયાની હદમા દાખલ થયા ત્યારે ત્યાના કસ્ટમ અધિકારીએ કહ્યુ કે, 'તમારી પાસે જે કંઈ સપત્તિ હોય તેની નોધ કરાવો' ત્યારે એપોલોનિયસે જવાબ આપ્યો, 'મારી પાસે સપત્તિમા આટલી ચીજો છે સરસ્વતી, વિવેક, ન્યાય, અને નિગ્રહ '

કસ્ટમ અધિકારી એ સાભળીને શરમાયો

અને નમસ્કાર કરી ક્ષમા માગી

હિન્દુસ્તાનથી પાછા ફર્યા બાદ એપોલો નિયસે રોમમા હિન્દુ દર્શનશાસ્ત્રોનો પ્રચાર કરવા માડયો એ અપરાધસર એમના પર કેસ થયો રાજાએ એમને પૂછ્યુ કે તમારી વકી લાત કોણ કરશે? ત્યારે એમણે જવાબ આપ્યો કે, 'સમય, દેવતાઓની કૃપા અને હિન્દુ દર્શનનો પ્રેમ–જે મને જીવાડે છે' રાજાને આ જવાબથી ઘણો સતોષ થયો અને એમને છોડી મૂક્યા ત્યારે એપોલોનિયસે રાજાને કહ્યુ 'હુ તારી બેડીથી બધાઇને અહી નથી આવ્યો પણ હિન્દુદર્શનના પ્રચાર માટે બેડી પહેરીને આવ્યો છુ' એટલુ કહીને એમણે યોગશક્તિથી બેડીઓ તોડી નાખી અને જોતજોતામા રોમથી સેકડો માઇલ દૂર એક શહેરમા જઇને યોગ વિદ્યા પર વ્યાખ્યાન આપવા લાગ્યા

એપોલોનિયસની દરેક વાતમા, દરેક વ્યાખ્યાનમા અને પ્રશ્નોત્તરમા હિન્દુ દર્શનની ઝલક દેખાતી એકવાર એમણે કહેલુ : જો મને કોઈ પૂછે કે તુ ગરીબ છે કે ધનવાન ? તો હુ તેને કહુ કે, હુ જગતનો સૌથી મોટો ધનવાન છુ, કેમ કે, જગતના ધનવાનો અને સમ્રાટોના ધન કરતાય વધારે, મારા હૃદયમા સતોષ ભર્યો છે

હિન્દુસ્તાનમા પ્રવાસ કરતા કરતા એપાલોનિયસ જ્યારે મિદિયા રાજ્યમા પ્રવેશ્યા ત્યારે ત્યાના એક અધિકારીએ એમને પૂછ્યુ કે અહી તમને કોણે મોકલ્યા છે, અને કયા જાવ છો? તો એપોલોનિયસે જવાબ આપ્યો કે, 'હુ મારી રાજીખુશીથી જ આવ્યો છુ અને તમારા જેવાને માણસ બનાવી શકાય કે કેમ તે તપાસવા આવ્યો છુ. પણ માણસ બનવાની તમારી ઇચ્છા જણાતી નથી'

આ જવાબથી પેલો અધિકારી અત્યત ગુસ્સે થઈ ગયો અને કહેવા લાગ્યો 'અમારા રાજ્યમા પ્રવેશવાની તારી હિમત જ કેમ થઈ?

'આખી દુનિયા મારી છે, ઇચ્છા થશે ત્યા હુ જઇશ,' એપોલોનિયસના આ જવાબથી અધિકારીનો ગુસ્સો વધ્યો

'સીધ જવાબ નહી આપો તો હુ તમારી દુર્દશા કરીશ'

'ઘણુ સારુ પણ જે કઈ કરે તે તારા હાથે જ કરજે કેમ કે તેથી મારી સાથે તારી પણ દુર્દશા થશે'

અધિકારી પર આ જવાબની અત્યત અસર થઈ ક્રોધ શમાવી એણે પૂછ્યું 'કૃપા કરી, ઈશ્વરના નામ પર, મને કહેશો કે તમે કોણ છો?'

'તે નમ્રતા અને પ્રેમથી પૂછ્યુ છે એટલે હુ તને જવાબ આપુ છુ મારુ નામ એપોલોનિયસ, યોગવિદ્યા શીખવા અહી આવ્યો છુ ભરત રાજાને પણ મારે મળવુ છે'

આ સાભળીને અધિકારી તો આશ્ચર્યથી જોઈ જ રહ્યો અને પોતાના વર્તન માટે ઘણો પસ્તાવો થયો એણે એપોલોનિયસની ક્ષમા માગી અને પ્રવાસ માટે દરેક જાતની સગવડ આપવા કહ્યુ અને રાજ્યનો ખજાનો પણ એમના ઉપયોગ માટે ખુલ્લો મૂક્યો પણ એપોલોનિયસને એ કશાની જરૂર ન હતી એ તો પગરસ્તે જ ચાલતા આગળ વધ્યા

એપોલોનિયસે હિમાલયમા યોગીઓના આશ્રમમા ચાર માસ ગાળી યોગવિદ્યાનો અભ્યાસ કરી સિદ્ધિ મેળવી હતી, તે તેમણે પોતાના ગુરુને લખેલા પત્ર પરથી જણાય છે

પ્રાચીન ભારતમા ઋષિઓ અને વિદ્વાનો પ્રત્યે કેટલો આદર હતો તે દામિસે લખેલા એક અનુભવ પરથી જણાય છે એ લખે છે 'જ્યારે અમે આચાર્યના આશ્રમમા ઊતર્યા ત્યારે ખબર આવી કે ત્યાના રાજા આચાર્યને મળવા આવે છે અમે જોયુ કે રાજાના સન્માન માટે કશી જ તૈયારી નથી અમને આશ્ચર્ય થયુ કે રાજા આવશે તો ઊતરશે કયા! એને માટે કશી અલાયદી વ્યવસ્થા જણાતી નથી' મે મારી શકા આચાર્યને જણાવી તો આચાર્યે કહ્યુ કે, રાજા આ આશ્રમમા, અમારી સાથે અમે રહીએ છીએ તેમ જ રહેશે એને માસ

નહી મળે અમે જે કઇ આહાર કરીએ છીએ તે જ એ પણ ખાશે અને જે કઈ મસલત કરવી હશે તે કરશે ' આમ અમે વાત કરતા હતા ત્યા જ રાજા આવી પહોચ્યો એની સાથે એનો ભાઈ અને પુત્ર હતો સૌએ મૂલ્ય વાન કપડા ને આભુષણો પહેર્યા હતા એપોલો નિયમે વિચાર્યું કે રાજાનો આદર કરવો જોઈએ– વિનય કરવો જોઈ એ, એવા વિચારથી એ ઊભા થવા જતા હતા ત્યા જ આચાર્યે એમનો મનસુબો સમજી જઇને એમના ખભે હાથ મૂકી બેસાડતા કહ્યુ કે, 'અમારા દેશમા તો રાજા આવીને ઋષિને પ્રણામ કરે, અને ઋષિ રાજાને આશીર્વાદ આપે એવો રિવાજ છે'

અને ખરેખર, રાજાએ આવી આચાર્યને પ્રણામ કર્યા અને આચાર્યે રાજાને આશીર્વાદ આપ્યા

આવો હતો પ્રાચીન કાળના ઋષિ મુનિ ઓનો પ્રતાપ અને મહિમા!

*

જ્યારે અમે જેલમા હતા, ત્યારે કયા પુસ્તકો અમને આપવા, કયા ન આપવા, તે સરકારી અધિકારી નક્કી કરતા કોઈ કોઈક રાજકીય પુસ્તકની માગણી કરે, તો કહે કે 'એ ગ્રથ ખતરનાક છે અમે તે આપી શકતા નથી' પણ હુ જે પુસ્તક માગતો તે સરકાર મને આપતી તે સમજતી કે તે એવુ નિરુપદ્રવી છે કે તેનાથી સરકારને કશુ નુકશાન થવાનુ નથી, અગ્રેજ સત્તાને કશુ જોખમ નથી તેથી મને ગીતા, ઉપ નિષદ, સતોના ચરિત્ર મળતા રહેતા પણ બેવકુફ અગ્રેજ સમજતા નહી કે, તેમના રાજ્યને જો વધારેમા વધારે કોઈ તરફથી જોખમ હોય તો તે આ ગ્રથો તરફથી હતુ ગજદ્વારી કેદીઓ જેલમા ગયા હતા તેમને હમેશા આ ગ્રથોએ હિંમત આપી હતી અને તે કારણે તેઓ અધિક તેજસ્વી બનીને બહાર આવ્યા હતા અને ગીતાનો આધાર ન હોત, તો ગાધી ન થાત, લોકમાન્ય તિળક ટકત નહી અને અરવિંદ ઘોષનુ કામ થાત નહી આ પ્રમાણે જીવનનો પાયો જે ગ્રથો પર છે તે ગ્રથો અધાર્મિક સમાજને માટે અને જુલ્મી લોકોને માટે વધારેમા વધારે જોખમકારક છે તે માટે તે સતોને સમાજે અત્યત પજવ્યા અત્યારે તો લોકો તેમની કીર્તિ ગાય છે, પરતુ જ્યારે તેઓ હતા, ત્યારે એમનો ઘણો વિરોધ કર્યો હતો કારણ કે તેઓ જે વાત કરતા તે સમાજને ઉખાડનારી હતી તેથી આપણા યુવાનોમા આ સદ્‌ગ્રથોનો પ્રચાર થાય એમ હુ ઈચ્છુ છુ તો યુવાનો આજની આ સમાજરચનાને આગ લગાડયા વિના નહી રહે અને તેઓ એવી ઠડી આગ લગાડશે કે, તેને ઠારવા માટે પાણીની જરૂર નહી રહે

–વિનોબા

*

વિનોબા એક મુસ્લિમ ભાઈ પાસે જમીન માગવા આવ્યા એ ભાઈ પાસે સારા પ્રમાણમા જમીન હતી વિનોબાએ પોતાની વાત સમજાવતા તેમને કહ્યુ 'હુ સામા ન્ય રીતે એમ માનુ છુ કે દરેક ઘરમા સરેરાશ પાચ ભાઈઓ હોય છે, તમે કેટલા ભાઈઓ છો એ હુ નથી જાણતો પણ તમે મને તમારી જમીનનો છઠ્ઠો ભાગ આપો'

'અમે પાચ જ ભાઈઓ છીએ! પણ અમે મુસલમાન છીએ અમારી મિલ્કતમા અમારી બહેનોનો પણ હક્ક છે અમારે બે બહેનો છે ' મુસ્લિમભાઈએ વિનોબાને જવાબ આપ્યો

વિનોબા એ મુસ્લિમ સામે જોઈ રહ્યા એમા એમને અલ્લાહના દર્શન થયા

'તો પછી મને તમારો ભાઈ ગણી આઠમો ભાગ આપો.' વિનોબાએ કહ્યુ મુસ્લિમ ભાઈએ તરત પોતાની જમીનનો આઠમો ભાગ ભૂદાનમા આપ્યો

# શ્રદ્ધા-કણ

વિયોગી હરિ

★

સત્યાગ્રહ એમનું બ્રહ્માસ્ત્ર બની ગયુ. જેના બળ પર સર્વોદય પોતાનો વિજયસ્થંભ રોપી શક્યો !

બીજાં શસ્ત્રોએ પણ વારંવાર લોકોદયનો દાવો કર્યો, પણ દરેક દાવાનો પાયો પોકળ માલૂમ પડ્યો.

અંદર દૃષ્ટિ કરીને જોયું તો જણાયુ કે જન-સંહારની ઉપયોગિતા સિદ્ધ કરવાની દાનતથીજ 'લોકોદય'નાં ભડકામણાં પોસ્ટરો એમણે જ્યાં ત્યાં ચીટકાવી દીધાં હતા !

*

કોને વિશ્વાસ હતો ? ને કોણ માનતુ હતુ કે એ ફૂલથી વજ્રના ચૂરેચૂરા કરી નાખશે !

એ પોતાના અચળ આસન પર નિશ્ચલ બેઠા હતા. અને સામે સત્યાગ્રહનો પ્રચંડ અગ્નિ સળગતો હતો.

પ્રતિપક્ષીઓએ જેટલાયે અસ્ત્રશસ્ત્રાનો એમના પર પ્રહાર કર્યો એ બધા સત્યાગ્રહના અગ્નિમાં બળી ગયાં.

બ્રહ્મર્ષિના તપોબળ આગળ એ ટકી ન શક્યાં.

એમના ફૂલના પ્રહારે વજ્રના ચૂરેચૂરા થઇ ગયા.

*

આંધળા તર્કનો કંપતો હાથ પકડીને પંડિતોએ ધર્મતત્ત્વને આમતેમ શોધ્યુ

શ્રુતિઓ પણ ત્યાં એકમતે સાક્ષી ન આપી શકી, અને આર્ષ પ્રમાણો પણ લગડાતા જણાયાં, અહીં સુધી તો ઠીક હતુ, પણ સત્ય શોધક મહાત્માજીએ જોયું કે કંઈ કેટલાય મોટામોટા ધુરંધરો ધર્મતત્ત્વનો આભાસ પકડીને બેઠા છે, અને એનો યોગક્ષેમ કામ, ક્રોધ અને લોભના અસ્ત્રબળથી કરવા માગે છે, ત્યારે એમના ઉદ્ધત અજ્ઞાન પર એમને દયા આવી



અને એમણે એ લોકોના વ્યામોહને ખખેરી નાખ્યો

મહાત્માજીના એ શુભ કૃત્યનો આભાર માનવો તો એક બાજુએ રહ્યો, ઊલટા એ લોકો ગુસ્સે થઇ ગયા ! અને દાત પીસી પીસીને કહેવા લાગ્યા 'આ માણસ તો ધર્મનો સર્વ-નાશ કરી રહ્યો છે !'

*

માનવીની દુર્બળ આંગળીઓએ એક ભેદ રેખા દોરી રાખી હતી–'સાધ્યનો રંગ શ્વેત હોય તો સાધનોનો રંગ કાળો, લાલ ગમે તે હોય તે ચાલે'

યુગગુરુએ કહ્યુ 'આ તમારી મિથ્યા દૃષ્ટિ છે.'

માણસ ઊપર જવા માગતો હતો પણ એ તો નીચે ને નીચે જ ઊતરતો જતો હતો !

એની દૃષ્ટિ તો ઉપર હતી પણ પગ તો લપસતા જતા હતા !

એટલા માટે તો મહાત્માજીએ વારંવાર કહ્યુ હતું 'સાધ્ય અને સાધન વચ્ચે તમે જે લાબી ભેદરેખા દોરી છે એને ભૂસી નાખો'

*

આશ્ચર્ય સાથે ખેદ પણ થયો.

યંત્રને વિરાટ માની લીધું અને એની પૂજા થવા લાગી !

એ જોઇને મહાત્માજીની મુખમુદ્રા ગંભીર થઈ ગઈ, એમણે દૃઢતાથી કહ્યું: 'આ ખોટું છે, અનુચિત છે. પૂજા તો માનવીની થવી જોઈએ, એના શ્રમની થવી જોઈએ. કેમ કે એ જ વિરાટ છે, એ જ ચિરંતન છે.'

*

મહાત્માજીને પૂછ્યું તો એમણે દૃઢતાથી કહ્યું: 'હા, ચરખાનો કાચો તાર જ રાષ્ટ્રના ભાગ્યનો તાણોવાણો બનશે.'

એ સાંભળી કવિનીકલ્પના હસી, વકીલની દલીલે આંખ આડા કાન કર્યા, અને રાજનેતાની પ્રતિભાએ પીઠ ફેરવી લીધી.

નિ:સંદેહ, ગ્રામ્યજનોએ એમના કહેવા પર વિશ્વાસ કર્યો. અને એમને અંધશ્રદ્ધાળુ કહેવામાં આવ્યા.

પણ મહાત્માજી તો સૂતરનો તાર ખેંચતા ખેંચતા આગળ ને આગળ વધતા ગયા.

કુતૂહલથી કવિ, વકીલ અને રાજનેતા પણ એમની પાછળ ગયા.

લો તે દિવસે હસવા જેવી અને અસંભવિત લાગતી બીના સાચી બનતી જણાઈ.

રાષ્ટ્રનો ભાગ્યોદય થયો, એ આઝાદ થયું.

પછી તો કવિએ મહાત્માજીની સ્તુતિ ગાઈ, વકીલની દલીલે પણ શિર ઝુકાવ્યું.

અને રાજનેતાની પ્રતિભાએ પણ અંતે હાર સ્વીકારી

*

એમણે લંગોટી ધારણ કરી અને રાજમુકુટ ચરણમાં આવી પડ્યો.

અકિંચનને એમણે છાતી સરસો ચાંપ્યો અને રાજલક્ષ્મી કંપી ઊઠી.

પરદેશીને એમણે કહ્યું: 'ભૂમિ છોડીને ચાલ્યા જાવ!' એ લોકો બ્રહ્મશ્રાપનો સામનો કરી ન શક્યા, એમને ભૂમિ છોડીને જવું જ પડ્યું. એમનાં અસ્ત્ર-શસ્ત્ર કંઈ કામ ન આવ્યાં.

કેવો અપૂર્વ, અદ્‌ભૂત ચમત્કાર!

*

મહાત્માજીએ વારવાર ચેતવણી આપી હતી: 'મેં જે કંઈ કહ્યું છે તે મારા અક્ષરોને માત્ર વળગી ન રહેતા, એનો સૂક્ષ્મ અર્થ જ ગ્રહણ કરજો. અને તે પણ સત્યના કાંટા પર તોલી-તોલીને.'

પણ એમની ચેતવણી પર ધ્યાન ન અપાયું. અનુયાયીઓ તો સ્થૂળ અક્ષરને જ વળગી રહ્યા!

પથ્થરને દેવતા ન બનાવતાં, દેવતાને જ પથ્થર બનાવવાનો અનુયાયીઓનો સદાનો સ્વભાવ રહ્યો છે શું?

*

બીજા દેશના લોકો સાથે મહાત્માજીના દેશવાસીઓ પણ કાચના ટુકડા એકઠા કરવાની દોડધામમાં સામેલ થાય એમાં કયી વિશેષતા છે?

એ સદ્‌ગુરુએ તો ઊંડા પાણીમાં પ્રવેશીને અસલી રત્ન શોધવાનું શિક્ષણ આપ્યું હતુ.

લોકો એ ભૂલી ન જાય!

*

પગલે પગલે મહાત્માજીના નામની દુહાઈ આપવામાં આવી.

અનુયાયીઓએ પોતાની બુદ્ધિને એટલી તો પાંગળી બનાવી દીધી કે આશરા વિના એક પગલું પણ આગળ વધી ન શકે.

મહાત્માજીનાં વચનોનાં અક્ષર, સ્વર અને માત્રાઓ સુદ્ધાં ગણવા લાગી!

વહેતાં નીરને એમણે બાંધી લીધાં.

મહાત્માજીએ જે પ્રકાશપંથે જીવનપર્યંત પગલાં પાડ્યાં હતાં, કદી થાક્યા ન હતા, હતાશ પણ ન થયા, અને અંતે પોતાના લક્ષ્ય પર પહોંચી ગયા—એ રસ્તે કોઈએ પગ ન મૂકયો!

*

મહાત્માજીનું સ્નેહ-ઝરણ તો નિરંતર વહ્યે જ જાય છે—સૌના હિત અને સુખ માટે.

કોઈ પણ એ ઝરણા પર ચાલ્યો જાય અને એ નિર્મળ નીરથી પોતાની તરસ છિપાવી લે. અને પોતાનો જીવન ઘટ પણ એનાથી ભરી લે.

પણ જોજો, એ ઘડામાં છિદ્ર તો નથી ને?

અનુ૦ અનિલ

# દૈવી નગરી

**અંજુમ વાલોડી**

અને પાગલની જેમ રોકકળ કરતો, છાતી કૂટતો બજારોમા તે ઘૂમવા લાગ્યો તેના માથાના અને દાઢીના વાળ વધી ગયા હતા, આખો ઊંડી ઊતરી ગઈ હતી અને તેના હમેશ આનંદી રહેતા વદન ઉપર વિષાદની ઘેરી રેખાઓ ઊપસી આવી હતી

"હાય! મારા કરમ ફૂટી ગયા હુ લૂંટાઈ ગયો! હાથે કરીને સ્વર્ગ જેવુ સ્વર્ગ છોડી હુ પાછો આ નર્કાગારમા આવી લાગ્યો! હાય, મારુ કિસ્મત!" એવા હૃદયવિદારક ચીત્કારો પાડતો તે ગલીકૂચીઓમા રઝળતો રહેતો

તેનુ આક્રંદ સાભળી લોકોના હૈયા દ્રવી ઊઠતા અને મિત્રોની આખો આસુઓથી છલકાઈ જતી પહેલા તો તે બહુ મઝાનો આદમી હતો, પછી આમ અચાનક તેને શુ થઈ ગયુ? કાઈ સમજાતુ નહોતુ તેને વિશે જાત જાતની વાતો વહેતી થઈ હતી પણ લોકોની એવી વાતો ઉપર ભરોસો શી રીતે રખાય?

આથી મે મારા મનમા જ નિર્ણય કરી લીધો કે, હવે તે આવશે તો હુ તેને સમજાવીશ, શાત પાડીશ અને તેનુ દુખ હળવુ કરવાનો પ્રયત્ન કરીશ. તેની દુર્દશા મારાથી દેખી જતી નહોતી હુ તેના વિચારોમા ડૂબ્યો હતો ત્યા મારા કર્ણપટે તેનો આર્તનાદ અથડાયો અને ફાળો ઊઠીને હુ તેની પાસે દોડી ગયો

"જગ્ગુ! આ તને શુ થયુ છે દોસ્ત? આ કેવી દશા થઈ ગઈ છે તારી?" ગદ્‌ગદિત કંઠે મેં કહ્યુ

"મને મારી એ દશામા જ રહેવા દે!" તેણે ભારે હતાશા સાથે કહ્યુ

"હવે ગાડો ન થા મારી સાથે ચાલ"

"ના હવે મારે ક્યાય નથી આવવુ હુ તો સજા ભોગવી રહ્યો છુ હાય, મારા કરમ ફૂટી ગયા અને હુ પાછો નરકમા ગબડી પડ્યો!"

"પણ આમ સ્રીઓની જેમ રોકકળ શા માટે કરે છે?"

"અરે! જે મે જોયુ છે તે તે પણ જોયુ હોત, જો મારી જેમ તુ પણ તે સ્વર્ગમાથી હાંકી કઢાયો હોત, તો મારા કરતા ય વધુ કકળાટ તુ કરત, આખા બ્રહ્માડને ગજાવી મૂકત"

"પણ એવુ તે શુ જોયુ તે?' મે પૂછ્યુ

"અહોભાગ્યની દુનિયા!" તેણે કહેવા માડ્યુ, "હુ તેમા રહ્યો છુ મે તેની મઝા ચાખી છે પણ મારાથી એક ભૂલ થઈ ગઈ—ભયકર અપરાધ થઈ ગયો મારાથી અને પરિણામે મારા તે સ્વર્ગમાથી મને કાઢી મૂકવામા આવ્યો! હાય, મારા દુર્ભાગ્ય!!"

અને જગ્ગુની એ વાત સાભળી મારાથી એક ઊંડો નિશ્વાસ નખાઈ ગયો

"ભગવાનને માટે મને જૂઠો ન સમજ" તેણે આર્જવતાભર્યા સ્વરે કહ્યુ, "હુ કાઈ પાગલ નથી થઈ ગયો!"

"પણ તારી વાત મને નથી સમજાતી!"

"ખરી વાત છે જે મે જોયુ છે એની તને કલ્પના પણ આવી શકે એમ નથી પછી મારી વાત તને સમજાય પણ શી રીતે? મને થયો છે એવો અનુભવ તને પણ થયો હોત તો આમ તુ મને ઠપકો દેવા નહી બેસતે'

"તારી તે દુનિયા ક્યા છે?" મે પૂછ્યુ

'નદી કિનારે પેલુ જિર્ણ શિવાલય તે જોયુ છે?"

"હા, જોયુ છે"

"ત્યા જા તે શિવાલયની પૂર્વ તરફની બારીમાથી બહાર જોતા તને એક નવી જ દુનિયાના દર્શન થશે!" અને પછી હાય પીટ કરતો તે ચાલ્યો ગયો

જગ્ગુ ચાલ્યો ગયો, અને મને ભારે મૂઝવણમા મૂકતો ગયો તેની વાત ઉપર મને વિશ્વાસ બેસતો જ નહોતો પેલા જિર્ણ શિવાલયમા તો હુ કેટલીયે વાર જઈ ચૂક્યો હતો

અને તેની પૂર્વ તરફની બારીમાંથી તો મે નજીકમાંથી વહેતી સરિતાનાં ઉછળતાં મોજાંનાં દર્શન કર્યાં હતાં. ત્યાં, જગ્ગુ કહે છે તેવી અલૌકિક નગરીનાં દર્શન મને નહોતાં થયાં. તો પછી શું જગ્ગુ જૂઠું કહેતો હતો? મને કશી સમજ પડતી નહોતી. જગ્ગુની એ વાતની ખાતરી કરી લેવા મારું દિલ વ્યાકુળ બની ગયું, અને પછી જાણે કોઈ દૈવી શક્તિ મને હડસેલીને લઈ જતી હોય તેમ હું પેલા શિવાલયને માર્ગે વળ્યો.

શિવાલયનાં પગથિયાં ચડતાં, જાણે હું કોઈ ભયાનક સ્થાને આવી લાગ્યો ન હોઉં એવું મને લાગવા માંડયું, અને પેલી બારી નજીક પહોંચતાં પહોંચતાં તો મારી આંખે અંધારાં આવી ગયાં. બારીનો ટેકો લઈ આંખો મીંચીને હું થોડી વાર સુધી ઊભો રહ્યો........પછી, જ્યારે મેં આંખો ખોલીને જોયું તો મારા આખા શરીરમાં એક ધીમો કંપ ફરી વળ્યો. હેરત પમાડે એવું અણકલ્પ્યું દૃશ્ય હું જોઈ રહ્યો હતો! મારી નજર સમક્ષ એક અલૌકિક નગરી હતી, જ્યાં દિવ્ય એવો સોનેરી પ્રકાશ રેલાઈ રહ્યો હતો, એક સ્વચ્છ, સુંદર ઝરણું વહી રહ્યું હતું અને તેને કિનારે કિનારે નાના નાનાં, પ્યારાં પ્યારાં મકાનો ઊભાં હતાં.

એવી ખૂબસૂરત દૈવી નગરીમાં પહોંચી જવા મારું દિલ વ્યાકુળ થઈ ગયું, અને હું પેલી બારીમાંથી ધીમે ધીમે નીચે ઊતરી પડ્યો. હવે હું તે દૈવી નગરીમાં ઊભો હતો અને મારું દિલ વિચિત્ર એવા આનંદમાં રાચી રહ્યું હતું.

પછી હું એ નગરીમાં ઘૂમવા લાગ્યો. લોકો પોતપોતાનાં કાર્યોમાં રત હતા. તેમના ચહેરાઓમાં મને લાગણીની સચ્ચાઈ અને હૃદયની ઉષ્માનાં દર્શન થયા. સ્વર્ગના દેવદૂતો જેવા એ લોકોની શાંત અને ગંભીર, છતાં મંદ મંદ મુસ્કુરાહટથી અંકાયેલી મુખમુદ્રાઓનું હું સાશ્ચર્ય નિરીક્ષણ કરી રહ્યો અને મારી નજીકમાં જ ઊભેલી બે વ્યક્તિઓનો વાતચીત સાંભળીને તો મારું આશ્ચર્ય ઓર વધી ગયું. તેમની વાતચીતમાં પ્રેમ હતો, નિખાલસતા હતી; ક્રોધ કપટ કે કટાક્ષનો અંશ સરખોય નહોતો! કેવાં સ્નેહભર્યાં પવિત્ર દિલો હતાં તેમનાં!

બજારમાં પહોંચીને તો હું સાવ અવાચક બની ગયો. ત્યાંની દરેકેદરેક ચીજ અણમૂલ કારીગરીના નમૂનારૂપ હતી. દુકાનોને બારી કે બારણાં જેવું કશું હતું જ નહીં....રખડપટ્ટી કરીને હું થાકી ગયો, અને મને ભૂખ લાગી એટલે એક પાંઉરોટીવાળાની દુકાને પહોંચી ગયો; અને પૈસા કાઢવા ખીસામાં હાથ નાખતાં હું ચમકી ઊઠયો. મારું ખીસું તદ્દન ખાલી હતું. સાથે પૈસા નહિ લાવવા બદલ હું અફસોસ કરી રહ્યો હતો એટલામાં એક માણસ આવ્યો તેણે પેલા પાંઉરોટીવાળાને કહ્યું: "પ્રભુ-કૃપાથી મને બે પાંઉરોટી આપો."

અને પાંઉરોટીવાળાએ પ્રસન્ન વદને "પ્રભુ કૃપાથી લઈ જાવ" કહેતાં તેને બે પાંઉરોટી આપી દીધી!

આ જોઈ મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પછી, તે માણસની પાછળ પાછળ હું ચાલવા લાગ્યો. તે એક દુગ્ધાલય નજીક જઈ ઊભો અને દુકાનદારને કહેવા લાગ્યો: "પ્રભુ કૃપાથી મને અર્ધો શેર માખણ આપો." અને ત્યાંથી માખણ લઈ તે પોતાના રસ્તે પડ્યો. મેં પણ તેની માફક જ કરવાનું વિચાર્યું અને હું સીધો પેલી પાંઉરોટીની દુકાને ગયો અને ડરતાં ડરતાં તેને કહ્યું: "પ્રભુ-કૃપાથી મને બે પાંઉરોટી આપો."

અને સહૃદયતાપૂર્વક "પ્રભુ-કૃપાથી લઈ જાવ" કહેતાં તેણે મારા હાથમાં બે પાંઉરોટી મૂકી દીધી. પાંઉરોટી લઈને હું પેલા દુગ્ધાલયમાં ગયો અને એ જ પ્રમાણે ત્યાંથી પાશેર માખણ લઈ હું સીધો નજીકના એક બગીચામાં જઈ બેઠો અને સૌન્દર્યનું રસપાન કરતો હું ખાવા લાગ્યો. ખાઈ પરવારીને હું પેલા બગીચામાં લટાર મારવા લાગ્યો. એ સમયે બગીચામાં

મારા સિવાય બીજુ કોઈ નહોતુ હરિયાળી, પુષ્પો, ઝરણુ, કિલ્લોલતા પખીડા–આહ, કેવા સુભગ દશ્યો હતા મારી નજર સામે!

ઝરણા પર જઈ મે હાથ–મો ધોયા અને ત્યા જ કિનારા પરની હરિયાળી ઉપર આડો પડ્યો, અને એ દૈવી નગરી વિશે વિચારવા લાગ્યો આ કેવી નગરી છે, જ્યા નાણાનુ ચલણ જ નથી! રૂપિયા, આના, પાઈની જરૂર જ નથી પડતી! રોકડ કે ઉધારનો ઝઘડો જ નથી!–અને લોકોનો બધો વ્યવહાર "પ્રભુ-કૃપા" ઉપર જ ચાલે છે!!!

થોડી વાર સુધી હુ ત્યા અર્ધનિદ્રિત દશામા પડ્યો રહ્યો પછી ઊઠીને એ દૈવી નગરીમા સહેલ કરવા નીકળી પડ્યો હુ ઘૂમી રહ્યો હતો અને મારુ હૃદય વિચિત્ર એવી મુગ્ધતા અનુભવી રહ્યુ હતુ એટલામા મારા કર્ણપટે જોર જોરથી થતો ઘટનાદ અથડાયો, અને મે જોયુ કે એ ઘટનાદ સાભળતા જ લોકો દુકાનો, કારખાનાઓ અને ઓફીસોમાથી બહાર નીકળી આવ્યા અને જે દિશામાથી ઘટનાદ આવતો હતો તે દિશામા જવા લાગ્યા તેમની પાછળ પાછળ હુ પણ ચાલવા લાગ્યો આખરે, એ લોકોની પાછળ પાછળ હુ પણ એક વિશાળ પ્રાર્થનાલયમા જઇ પહોચ્યો સહુની સાથે હુ પણ ત્યા પ્રાર્થનામા લીન થઈ ગયો એ વખતે, જિદગીમા પહેલી જ વાર મે પાવિત્ર્ય અને શાતિનો અનુભવ કર્યો થોડી વાર શાત પૂર્વક મૂક પ્રાર્થના થતી રહી અને પછી સૌ દયાળુ પ્રભુના ગુણગાન ગાવા લાગ્યા પછી પાછો ઘટનાદ થયો અને લોકો ત્યાથી વિખેરાઈને પોતપોતાના ઘરે, બગીચાઓમા અથવા જેમને જ્યા જવુ હતુ ત્યા જવા લાગ્યા–એ પ્રાર્થના પછી તેમને ધધા રોજગારમાથી છુટ્ટી મળી જતી હતી

પ્રાર્થનાલયના બહારના ચોકમા સ્વર્ગની અપ્સરાઓ જેવી કેટલીક સ્વરૂપવાન યુવતીઓ મારી નજરે પડી તેમણે સફેદ દૂધ જેવા વસ્ત્રો પરિધાન કર્યા હતા, તેમના કેશ કલાપોમા ચમેલીના અને ગળામા ગુલાબના પ્રફુલ્લ પુષ્પો મહેકી રહ્યા હતા અને તેમના હાથમા અમૃત ભર્યા કટોરા હતા લાલસામય દષ્ટિએ હુ એ સુદરીઓ તરફ તાકી જ રહ્યો તેમના હાથમા અમૃતના કટોરા જોઈ મને તૃષા લાગી અને નજીકમા ઊભેલી એક સુદરી તરફ મે કટોરા માટે હાથ લબાવી દીધો તેણે સકોચપૂર્ણ મારી તરફ જોયુ અને પછી શરમાઈને નીચુ જોઈ ગઈ પછી તેણે મારા હાથમા કટોરો મૂકી દીધો અમૃત પીને મે તેનો આભાર માન્યો અને ત્યાથી જવા માટે હજી તો મે બે ત્રણ પગલા જ ભર્યા હશે એટલામા એક માણસે મારે ખભે હાથ મૂકી કહ્યુ "તમે નવા જ આવ્યા લાગો છો!"

હા' મે કહ્યુ

"એ સુદરી હવે તમારી પત્ની બની ગઈ!'

હે? શુ? મારી પત્ની?"

હા તમારી પત્ની એ બધી ઉમરલાયક યુવતીઓ પ્રાર્થનાલયના બહારના ચોકમા દર રોજ સાજે આવીને ઊભી રહે છે જે માણસ જે યુવતીના હાથમાના કટોરામાનુ અમૃત પીએ તે તેનો પતિ બની જાય છે–અહીનો એ નિયમ છે'

અને બદલામા?' મે પૂછ્યુ

"બદલામા તે તમારી પાસેથી માત્ર સદ્ વર્તનની અપેક્ષા રાખે છે'

મારુ હૃદય ડોલી ઊઠયુ, અગેઅગ નાચી ઊઠ્યુ પેલી સુદરીને લઈને હુ ઝરણાને કાઠે ગયો અને ત્યા બેસીને અમે સૂર્યાસ્તના રગીન દશ્યો જોયા–સ્નેહભરી વાતો કરી અધારુ થતા મે સુદરીને પૂછ્યુ "હવે આપણે ક્યા જઈશુ?'

"આપણા નવા મકાનમા" તેણે કહ્યુ

અને અમે ત્યાથી ઊઠીને મકાન તરફ ગયા ત્યા એક જ ઘાટ આકારના અસખ્ય મકાનો હતા તે મકાનોના વ્યવસ્થાપકને મળીને સુદરીએ એક ખાલી મકાન અમારે માટે મેળવી લીધુ તે મકાન પાસે અમે આવી

પહોંચ્યાં. "હવે આજથી આ મકાન આપણુ થયું" સુંદરીએ મને કહ્યું.

"આપણું મકાન?"

"હા. અહીંનાં બધાં મકાનો નવપરણિતો માટે જ છે"

ત્યાં બારણામાં જ એક માણસે અમને આવકાર આપ્યો: "આવો, આવો. પ્રભુ-કૃપાથી સીધાં અંદર ચાલ્યાં આવો." અને અમને મકાન સોંપી તે ચાલ્યો ગયો. ખપજોગી હરેક ચીજ ત્યાં હતી. મોડે સુધી અમે વાતો કરી. પછી અમે ઊંઘી ગયાં.

વહેલી સવારમાં સુંદરી–મારી પત્નિ–એ મને જગાડ્યો.

"હમણાં સુવા દે."

"ના. કામે જવાનો સમય થઈ ગયો છે."

"મારે કશે કામે નથી જવું."

"એ નહીં ચાલે. ઈશ્વરની ધરતી પર રહેનારે કામ કરવું જ જોઈએ."

"પણ આજનો દિવસ કામે નહીં જાઉં તો આ નગરીને શી ખોટ જવાની છે?"

"બધાં જ આ પ્રમાણે વિચારે તો બધો વ્યવહાર અટકી પડે. આપણાં સુખ-શાંતિનો અંત આવી જાય. દરેકને સવારના આઠથી સાંજના પાંચ સુધી કામ કરવું જ જોઈએ. તે પછીના સમયમાં એશ-આરામની છૂટ છે."

"પણ હું શું કામ કરું?"

"ખેતી કરો, કપડાં વણો, લાકડાં કાપો–માણસને જેનાથી સુખ અને આરામ મળે એવું ગમે તે કામ કરો."

મારે કામ માટે બહાર જવું જ પડ્યુ. મને વિચાર આવ્યો: વેપાર કરું તો? અગાઉ હું વેપાર જ કરતો હતો. એકના એકવીશ કરવાની કળા મને આવડતી હતી. પણ એનો અહીં કશો ઉપયોગ ન હતો! અહીં તો બધું 'પ્રભુ કૃપા' પર જ નભતું હતું! નફો નુકસાન, લોભ લાલચ જેવી દુન્યવી માયાને સ્થાન જ ન હતુ! એવામાં એક કાચનું કારખાનું નજરે પડ્યું. હું તેમાં કામે લાગ્યો.

દિવસો જતા ગયા તેમતેમ મારું હૃદય નિર્મળ થતું ગયું, પણ હજી એ નગરીના મૂળ નિવાસીઓની કક્ષાએ હું નહોતો પહોંચ્યો. રોજ સવારે જોઈતી ચીજ-વસ્તુ ઘરે મોકલાવી આપતો. એક દિવસ સાંજે ઘરે જતાં રસ્તામાં કંદોઈની દુકાને મઘમઘતો હલવો જોઈ મોંમાં પાણી છૂટ્યું. મેં કંદોઇને કહ્યું: "ભાઈ, પ્રભુ કૃપાથી મને બશેર હલવો આપો."

કંદોઈએ મને તરત હલવો બાંધી આપ્યો. તે લઈને ઘરે ગયો. પત્નિને મેં કહ્યું: "જો તો, આજે હું બહુ સરસ હલવો લાવ્યો છું!"

"શા માટે લાવ્યા?" તે દુઃખી થતાં બોલી.

"મને ગમ્યો એટલે લઈ આવ્યો!"

"પણ આજને માટે ઘરે પૂરતો ખોરાક છે."

"તો કાંઈ નહીં. હલવો રાખી મૂક. કાલે કામ આવશે." મે સહજભાવે કહ્યું.

મારો એ જવાબ સાંભળતાં જ એ કંપી ગઈ. તેનું મોં સાવ લેવાઇ ગયું ને રડવા લાગી. "કાલને માટે....? હાય મારું ભાગ્ય ફૂટી ગયું! મારો સોહાગ લૂંટાઈ ગયો....!"

"અરે! પણ તને આ એકાએક શું થયું?"

"તમે આ શું કરી બેઠા!" તેણે હતાશ થઈ કહ્યું.

"પણ મેં એવો તે શો અપરાધ કર્યો?"

"તમે આવતીકાલની ચિંતા કરવા માંડી, ભગવાનની ભેટનો સંગ્રહ કરવા માંડ્યો. માણસે આજે મળેલી વસ્તુ જેટલી જ શ્રદ્ધા આવતી-કાલે મળનારી વસ્તુ માટે રાખવો જોઈએ. તમે ધર્મની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું—હાય હુ રડાર્ં ગઈ!"

"પણ એમાં તુ આટલી ગભરાય છે શા માટે? હું ભગવાનની ક્ષમા માગીશ, પશ્ચાત્તાપ કરીશ" મેં તેને દિલાસો આપતાં કહ્યું.

"ખાક પશ્ચાત્તાપ કરશો હવે તમે! તમારે પાપે અમારી વસતિના પાયા હચમચાવી મૂક્યા છે. અમારી ધાર્મિક લાગણીઓ અને શ્રદ્ધાને આવતીકાલની ચિંતા કરીને તમે ઘાયલ કરી દીધી છે...!"

એ સાભળીને હુ કપી ઊઠયો મને આવી કલ્પના ન હતી "હવે આ બાબતમા શુ થઈ શકે એમ છે?" મે તેને આજીજીપૂર્વક પૂછ્યુ

"હવે કઈ જ થઈ શકે એમ નથી જે થવાનુ હતુ તે થઇ ગયુ તમે મહા અપરાધ કર્યો છે એની સજા ભોગવ્યે જ છૂટકો"

"કઈ સજા?" —

આ નગરીમા આવ્યા તે પહેલા તમે ભોગવતા હતા તે હવે તમને આ દૈવી નગરીમાથી કાઢી મૂકવામા આવશે" એટલુ કહીને તે જોર જોરથી રડવા લાગી "હાય મારુ કિસ્મત !"

તેનુ આક્રદ સાભળીને મારા હોશ ઊડી ગયા બેહોશ થઈ હુ નીચે ઢળી પડ્યો જાગ્યો ત્યારે મારી જાતને પેલા શિવાલયમા પડેલી મે જોઈ દૈવી નગરી ખોવાઈ ગઈ હતી અને માથાના વાળ પીખતો હુ પોકારી ઊઠ્યો "હાય, મારુ કિસ્મત !"

"સવારના પહોરમા હાયવોય શાના કરો છો? આઠ થઇ ગયા છે, હજી ક્યારે ઊઠવુ છે? પેઢીએ જવાનુ મોડુ થશે" મે આખ ઉઘાડીને જોયુ તો મ ન ી પત્નિ-માયા-મને ઠપકો દેતી ઊભી હતી મારુ સ્વપ્નુ ભાગી ગયુ હતુ

(મિસરી વાર્તા પરથી)

*

(કિશોરલાલભાઈના પત્રો (પૃ ૧૪૬થી ચાલુ) વધારે મેળવવાની વાસના નિર્માણ થાય છે એ સ્વિતના પ્રાપ્તિ થવાની વખતે એના પરનો મોહ ઊતરી ગયેલો હોવાથી એનો આનદ રહેતો નથી દા ત પદર વર્ષ પર ડોમીનીયન સ્ટેટસ મળ્યુ હોત તો હિદુસ્તાન આનદ માનત પણ આજે મળે તો લઈ તો લેશે, પણ કટાણુ મોઢુ કરીને

બાપુ માત્ર શુષ્ક આદર્શવાદી તરીકે જ રહે એવી આપણે આશા ન કરવી જોઈએ એ ગૃહસ્થ છે એટલે કે મહા કુટુબી છે, વાત્સલ્યથી ભરેલા છે માવતર ઇચ્છ કે બાળક આદર્શ બને પણ ન બની શકે તેથી એ બાળક પરની મમતા ઓછી ન કરી શકે આદર્શ મૂક, તે માટે સસ્કાર પોષે પણ તેટલુ કરી તેના ભાવિમા ભ ગ પણ લે એ રીતે બાપુ પોતાના પુત્ર પુત્રી તુલ્ય તરુણ તરુણીઓના વિવાહમા ભાગ લે એમા એ જેમ કોઈ પણ માતાપિતા કરે તેમ કરે છે, અને એથી ઓછુ શુ કામ કરે?

પાલણપુર આવવાનો તો હવે ઝાઝો સભવ નથી પ્રવાસને માટે હવે ઇચ્છા યે નથી રહી-તબીયતે નથી

એ જ લી કિશોરલાલના વ મા

*

અનુક્રમણિકા

૧૨ ઓગસ્ટ ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક પીરેન ગાધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

કુલ વીસ પ્રકરણમા શ્રી નરહરિભાઈએ ટૂકમા અને અત્યત સરળતાથી સર્વોદય સમાજની સ્પષ્ટ ઝાખી આપી છે આ ચોપડી ભૂદાન અને રચનાત્મક પ્રવૃત્તિને વરેલા કાર્યકરોને ઉપયોગી અને માર્ગદર્શક નીવડશે તેમ જ રાષ્ટ્રીય વિચારસરણીને વરેલા વિદ્યાર્થી સંઘો—મડળોના અભ્યાસ વર્તુળો ના તો પાઠ્યપુસ્તક બની રહેશે

**વિચારદર્શન.** ભાગ પહેલો, લે૦ કેદારનાથ, સ૦ રમણીકલાલ મગનલાલ મોદી, પ્ર૦ નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ, મૂ૦ દોઢ રૂપિયો

શ્રી કિશોરલાલ મશરૂવાળા જેવા સમર્થ તત્ત્વચિતકે જેમને ગુરુપદે સ્થાપેલા તે પૂ૦ કેદારનાથજીના જુદા જુદા વિષય પરના લેખો અને પત્રોનો આ 'વિવેક અને સાધના' પછીનો બીજો સગ્રહ છે

ગુજરાત હવે તો પૂ૦ કેદારનાથજીના લખાણો અને વિચારોથી સારી પેઠે પરિચિત થઈ ચૂકયુ છે, એટલે આ પુસ્તક માટે ભલામણ કરવાની હોય નહી

ધર્મના મૂળ તત્ત્વોનુ સ્થાન વિધિ નિષેધો ને આચાર વિચારની જડતાએ લીધુ હતુ ને દેશ અધકારમા ઘેરાયો હતો ત્યારે બુદ્ધ ભગવાને ઈશ્વર ને મોક્ષ આદિના શાસ્ત્રાર્થો ને ચર્ચાને પડતા મૂકી માનવતાપરાયણ જીવનશુદ્ધિ પ્રેરતો ધર્મ બોધ્યો અને સારો એવો પ્રકાશ પાથર્યો

નવી પરપરાના આચાર્યો અને ગુરુઓનુ આ જ જીવનકાર્ય આજે હોવુ જોઈએ એવુ દેશકાળ અને માનવસમાજની હાલત જોતા જણાય છે

પૂ૦ કેદારનાથજી આવુ જ કાય કરી રહેલા છે એમ કહેવુ અસ્થાને નહી જ ગણાય આ પુસ્તકને અમે આવકારીએ છીએ

**ભૂદાન** દ્વિઅકી નાટક, લે૦ જયમલ્લ પરમાર, ગીતકાર મકરન્દ દવે, પ્ર૦ ભારતી સાહિત્ય સઘ લિ૦ અમદાવાદ, મૂ૦ બે રૂપિયા

વિનોબાના ભૂદાન સદેશને ઝીલતુ અને તે પ્રવૃત્તિ જે રીતે ઉદ્ભવી તેનો ચિતાર આપતુ આ દ્વિઅકી નાટક છે

આઝાદી પ્રાપ્તિ પછી ય આપણે કેટલાક પ્રશ્નો ઉકલવા રહ્યા છે તેને દરેક રાજકીય પક્ષ પોતપોતાની રીતે ઉકેલવા મથે છે, અથવા તો રાજકીય સિદ્ધિ મેળવવા માટે તેનો લાભ ઉઠાવે છે

ભૂમિહીનોનો પ્રશ્ન એવો જ એક પ્રશ્ન છે તેલગાણામા સામ્યવાદીઓએ તકનો લાભ લઈ જે હિંસક પ્રવૃત્તિ કરી હતી તે વાસ્તવમા તો પોતે જે રીતની રાજ્યવ્યવસ્થા સ્થાપવા માગતા હતા તેનો જ એક પ્રયોગ હતો પણ તે નિષ્ફળ નીવડ્યો અને જ્યા સામ્યવાદીઓ નિષ્ફળ ગયા ત્યા વિનોબાજી સફળ થયા તેલગાણા તો નિમિત્ત બન્યુ પછી તો ભૂદાન પ્રવૃત્તિ આખા દેશની મુખ્ય પ્રવૃત્તિ થઈ પડી છે

એક રીત આ નાટક એ પ્રવૃત્તિનો ઊગમ અને વિસ્તાર કલાત્મક રીતે વર્ણવે છે

ગુજરાતી રગભૂમિ પાસે સારા મૌલિક નાટકો ખાસ નથી જ, અને નવી રગભૂમિ મોટે ભાગે અનુવાદો કે રૂપાતરથી જ ગાડુ ગબડાવે છે ત્યારે યુગસદેશ ઝીલતા આવા ધ્યેયલક્ષી નાટકો આવકારદાયક ગણાય

નાટકના ગીતો [ મકરન્દ દવેએ લખ્યા છે તે પ્રસગને અનુરૂપ અને કાવ્યત્ત્વપૂર્ણ છે

**મનનીય** કાવ્ય સગ્રહ, લે૦ કાલિદાસ જાદવ, પ્ર૦ પી કે શાહ પ્રાપ્તિસ્થાન, ઓર્ડર બુક કપની એલિસ બ્રિજ અમદાવાદ, મૂ૦ સવા રૂપિયો — ૨૦ અ૦



## પ્રફુલ્લિત કર—

*

દિવસ ઢળ્યો હો, પંખીઓ પણ ગાતા હો નહિ ગાન,
થાકેલો વાયુ પણ જ્યારે લેશ ન વાયે ત્યારે
નિબિડ ઘનઅંધાર તળે ન ગંભીર રીતે ઢાંકી દે;
જે રીતે સ્વપ્નેથી ધીરે ઢાંકી છે ધરણીને,
જે રીતે આ બંધ થયેલી આંખોને ઢાંકી છે,
જે રીતે આ રાત્રિ કેરા શતદલને ઢાંક્યું છે.

આહાર્ય જેનું ભગ્ન પ્રાય, ફૂટી ધૂલિની રેખા,
મલિન થયાં છે વસ્ત્રાભૂષણ ધૂળે અને અપમાને,
તૂટું તૂટું થતી જેની શક્તિ ખૂટી ગઈ છે,
તેની વ્યથાને કરુણાઘન ગોપનતાથી ઢાંકી દે!
અંધાર સુધા જલ પાઈ પાઈ તૃપ્ત કરી દે તેને,
લજ્જા આપી કરી, પ્રફુલ્લિત કર તું નૂતન પ્રભાતે!

ગુરુદેવ — અનુ૦ અનિલ

# ગ્રંથાવલોકન

ડમરો અને તુલસી: (કાવ્યસંગ્રહ) લે૦ રતિલાલ-અનિલ, પ્ર૦ રતિલાલ-અનિલ; રૂપાયતન, જૂનાગઢ; પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; મૂ૦ બે રૂપિયા.

આ કાવ્યસંગ્રહ વાંચતાં જાણે ગરીબોના પ્રતિનિધિ રૂપે રતિલાલ-અનિલ નજર સમક્ષ તરી આવે છે

અનિલનાં કાવ્યોમાં ક્યાંય દ્વેષ કે રોષ નથી. પણ વાસ્તવિકતા છે. જે હૃદયના તારને હચમચાવે છે—તેનાં સ્વરમાં ડૂબી જવાની સહેજે ઇચ્છા થાય છે.

કવિની અડગતા અને સંકલ્પ તો જુઓ:

દ્વેષ-અગ્નિ છો બળે
તો ય શ્રદ્ધા ના ચળે,
સ્નેહને બદલે મને
ઠોકરો લાખો મળે
ગુંજતું રહેશે છતાં યે સ્નેહનું સંગીત!
વિશ્વની ઝેરી હવા
શ્વાસ મારો રુંધવા,
ચૂર કરવાને મને
ખૂબ એ મથશે છતાં
કંઠથી વહેતું રહેશે સ્નેહનું ગીત!

આવા પ્રેરક ઉદ્ગારો સંગ્રહમાં ઘણા જોવા મળે છે.

અને આ ગરીબાઈનું એક દૃશ્ય.

જીવનનો પરિતાપ સહેતાં નિહાળ્યાં
ગરીબોનાં બાળકને જ્યારે અનિલ, મેં
તરત યાદ આવી એ બેચેન કરતી
મને ગ્રીષ્મ ઋતુની તપતી સવારો!

આ સરખામણી કેવી વાસ્તવિક અને સ્વાભાવિક અને તેથી હૃદયસ્પર્શી છે!

ઈશ્વર વિશે પણ અનિલ વાસ્તવિક વિચારો દર્શાવે છે અને રુઢિચુસ્તોને તો તે ચમકાવી પણ મૂકે છતાં તે કેટલા પ્રતીતિજનક છે!:

આ તું વસી રહ્યો એ વાત સત્ય હોય તો,
પતનને કાજ હા, તું યે જવાબદાર છે!

ઈશ્વર દયાળુ અને સર્વવ્યાપી કહેવાય છે એનો આધાર લઈ અનિલ ઈશ્વરને કેવો સોંસરો પ્રશ્ન કરે છે!—

યાતનાઓ પણ જગતમાં જોઉં છું,
હે દયાળુ! તું ય સચરાચર નથી!

ઈશ્વરે માનવને સર્જ્યો પણ ઈશ્વરની આજે જે પ્રતિષ્ઠા છે તે તો માનવને કારણે જ છે એમ પણ આ કવિ કહે છે:

હોત હું ના, કોણ તુજને જાણતે?
તારી હસ્તી મારી હસ્તી પર નથી?

અને આ સ્વાનુભવ જુઓ, કવિ જગત સાથે કેવો અભેદ સાધે છે:

જીવન મારું જગતની સાથ એકાકાર લાગે છે,
મને દુઃખમાં દુઃખી, સુખમાં સુખી સંસાર લાગે છે.

પોતાની હાલત માટે કોઈના પર દોષ ન ઢાળતાં એ કેવી સહજતાથી પોતા પર લઈ લે છે!—

અનિલ. આ પાનખર શાને હમેશાં તારા ઉપવનમાં,
વસંત આવી નથી શકતી કે તુ લાવી નથી શકતો!

છતા કોઈ વાર મીઠા કટાક્ષ પણ કરી લે છે

વધે છે દર્દની ચીસો અમીરો સાંભળે ત્યારે
વધે છે ત્યાં વધુ આનંદનો ઘોંઘાટ, કોલાહલ!

હિંસ્ર હોય ના પશુ છતાં ગણાય તે પશુ,
માનવી પશુ બને છતાં ગણાય માનવી!

પથ્થરોનું શિલ્પ નીરખીને હસી ઊઠે છે દિલ,
કોઈનું પથ્થર હૃદય નીરખી રુદન થઈ જાય છે!

કંઈ પથ્થરને શિલ્પીના કરે
ઇન્સાન ઘડાયું છે જગમાં,
કંઈ ઇન્સાનોને પથ્થરનો
આકાર બનીને રહેવું છે!

કવિના આ હાસ્ય નીચે ખરી રીતે તો કરુણતા જ છુપાયેલી છે અને તે એમણે કહ્યું છે પણ ખરું:

(અનુ૦ કવરપેજ ત્રીજું)



# કિશોરલાલભાઈના પત્રો

*

ભાઈશ્રી મણિલાલ, સેવાગ્રામ તા. ૨–૧૧–૪૧

તમારો કાગળ મળ્યો. તમારી તબિયત ૧૩ ઉપવાસ સહન કરે એવી છે કે કેમ તે વિષે શંકા છે. પણ તમારા નિર્ણયમાંથી તમને કેમ ડગાવું? તમારા ઉપવાસ તમારી ધારણા મુજબ સફળ થાઓ એટલું જ ઈચ્છું. રોજ એનિમા લેજો. પાણી પીવાય તેટલું પીજો. તે સાથે સોડા કે મીઠું લેવાને હરકત નથી. ઉપવાસ છોડો ત્યારે બહુ સાવધાનીથી છોડજો. ઉતાવળે ખોરાક લેવા માંડશો નહિ. શરૂઆત ફળના રસથી કે લીંબુ અને મધના પાણીથી કરજો. પછી શાકના રસ અને દૂધ ધીમે ધીમે દાખલ કરજો. બીજાં કામોનો વિચાર છોડી ઈશ્વરના નામમાં જ એકાગ્ર થવા પ્રયત્ન કરજો. ઈશ્વર તમારી મુરાદ પાર પાડે. કિશોરલાલના વં૦ મા૦

*

ભાઈશ્રી મણિલાલ સેવાગ્રામ તા. ૫–૯–૪૧

ઘણે વખતે તમારો કાગળ વાંચી રાજી થયો. તમારી તબિયતના સમાચાર તો તમે લખ્યા જ નથી. આશા છે કે સારી રહેતી હશે. તમારી પ્રવૃત્તિઓ બરાબર ચાલી રહેલી છે. જે ધારો છો તે જ કરો છો–ખંતથી વળગી રહો છો. કામ કરતાં કરતા વિચાર કરો છો. જીવનની ઉન્નતિ રૂપી ફળ એ ધ્યેય છે, સેવા એનું સાધન છે. હરિજનો એનુ ક્ષેત્ર છે. કૂવા, નિશાળો, સફાઈ, દવા વિગેરે વિગેરે એ ક્ષેત્ર તથા સાધનને સાથે આણનારાં સયોજકો અથવા નિમિત્તો છે. એમા વિચાર પૂર્વક યોજના તે જ્ઞાનની ઉપાસના છે. હરિજનોનું હિત એ ભક્તિ છે. પોતાનો ઐહિક નિસ્વાર્થ એ નિષ્કામતા છે. તે દ્વારા જીવનનુ, સંસારનુ ચક્ર સરખું ચાલતું કરવું. અને માનવસમાજને આગળ વધારવો તે યજ્ઞ છે. એવા યજ્ઞ કરતાં કરતાં પોતાનું જીવન ખપી જવા દેવું. આગળની ચિંતા ન કરવી. અધૂરું રહેવાનો અસંતોષ કે પૂરું કરવાની લોલુપતા ન રાખવી. જ્યારે જીવનનો અંત આવે ત્યારે તે છોડવાની પૂરી તૈયારી રાખવી. ન પુનર્જન્મની આકાંક્ષા રાખવી, ન છોડવાની પૂરી તૈયારી રાખવી. આવી એ પ્રવૃત્તિ કરતાં કરતાં મનોદશા રાખવી. તેનુ નામ અનાસક્તિનો કર્મયોગ. આ સમજી શકાય એવું લાગે છે. ગીતામંથનના ત્રીજા અધ્યાયમાં કર્મયોગને વિસ્તાર પૂર્વક સમજાવ્યો છે તેને ફરીથી વાંચજો. નવી આવૃત્તિમાં તેને સ્પષ્ટ કરવાનું એક ચિત્ર પણ આપ્યુ છે. તે જોશો. અને પછી તે પર વધારે પ્રશ્ન પૂછવા હોય તે પૂછશો. ગીતામંથનમાંથી ઘણાખરા ખુલાસા મળી જવા જોઈએ. હાલ સેવાગ્રામમાં રહેવા આવ્યો છું. મહાદેવભાઈની વતી મારે પૂ. બાપુજીનું કામ જોવું પડે છે. તબિયત સાધારણ ઠીક છે ત્યાં સૌ મિત્રોને વંદેમાતરમ્

કિશોરલાલના વં૦ મા૦

*

* શ્રદ્ધા વિનાનું કર્મ એ અગાધ સમુદ્રને તળિયે પહોંચવાના પ્રયત્ન જેવું છે.

* પુરાણું એટલું પવિત્ર એ માનવામાં જેટલો દોષ છે તેટલો જ દોષ પુરાણું એટલું દોષિત એવું માનવામાં પણ જોઉં છું. — ગાંધીજી

# બંસીવાલા આજો મોરા દેશ

*



લોકનજરે મીરાં મંગળફેરા ફરી રાણા સાથે—ત્યારે ય કહેવાય છે કે તેના હાથમાં ગિરધરલાલની મૂર્તિ હતી—પણ એને પ્રીતિ તો કૃષ્ણ સાથે જ હતી. અને એ 'કૃષ્ણ પ્રીતિ પણ અસાધારણ છે. અને એ અસાધારણ કૃષ્ણ પ્રીતિ મીરાએ ઉત્કટતાથી, મુક્ત કંઠે ગાઈ છે.

મીરાંનાં કૃષ્ણ પ્રીતિનાં પદોમાં હૃદયની આરત તો ઉત્કટતાથી વ્યક્ત થઇ જ છે, પણ તેટલા માત્રથી જ એ પદો વરસોથી લોકજીભે નથી ચઢયાં, ખરું કારણ તો એ છે કે એમાં કાળના પ્રબળ પ્રવાહ સામે ટકી રહે તેવી મના તન કાવ્યમયતા છે.

કૃષ્ણને આમંત્રણ આપતી મીરાં, કૃષ્ણ વિનાની પોતાની વ્યાકુળ સ્થિતિ—લગની તો આ પદમાં વ્યક્ત કરે જ છે, પણ તે સાથે કૃષ્ણનું જે આછું વર્ણન તેણે કર્યું છે—'તોરી સામળી સૂરત હદ વેશ,' 'ઘુંઘરવાળા કેશ'—એ ય કેવું મનોહારી છે!

*

બંસીવાલા આજો મોરા દેશ;
આજો મોરા દેશ, હો બંસીવાલા આજો મોરા દેશ;
તોરી સામળી સૂરત હદ વેશ, બંસીવાલા આજો દેશ.

આવન આવન કહે ગયે, કર ગયે કોલ અનેક;
ગણતાં ગણતાં ઘસ ગઈ જીભા, હારી આંગળીઓની રેખ.
બંસીવાલા૦

એક બન ઢૂંઢી સકલ બન ઢૂંઢી, ઢૂંઢા સારો દેશ;
તોરે કારણ જોગન હોઉંગી, કરુંગી ભગવો વેશ.
બંસીવાલા૦

કાગદ નાહિ મારે સાહી નાહિ, કલમ નહિ લવલેશ;
પંખીનું પરમેશ નાહે, કીન સંગ લખું સંદેશ?
બંસીવાલા૦

મોર મુગટ શિર છત્ર બિરાજે, ઘુંઘરવાળા કેશ;
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, આવોને એણે વેશ.
બંસીવાલા૦

# ત્રેપન વરસ પહેલાં

લહરી

મહાત્મા ગાંધીજી ૧૯૦૨ના જૂનમાં કસ્તૂરબા અને પુત્રો સહિત ત્રીજીવાર દક્ષિણ આફ્રિકા નિવાસ માટે જતા હતા. મહાત્માજી મુસાફરી કરતા હતા તે સ્ટીમરમાં ઘણા ડેક પેસેન્જરો પણ મુસાફરી કરતા હતા. બોઅર–બ્રિટીશ યુદ્ધની સુલેહ થયા પછી હિન્દીઓને ત્યાં જવાની બે સ્ટીમર જેટલી જ છૂટ મળેલી; તે પૈકીની એ એક સ્ટીમર હતી. એ સ્ટીમરમાં મુસાફરી કરનાર એક ભાઈનું ૮૮ વર્ષની પાકટ ઉમ્મરે તાજેતરમાં જ તા. ૨૩–૬–'૫૫ના રોજ કેપ પ્રાન્તના ઇસ્ટ લંડન શહેરમા અવસાન થયુ તેમણે અવસાન પૂર્વે ગાંધીજીનો એક પ્રેરક પ્રસંગ પ્રગટ કર્યો હતો તે આમ છે:

'તે સમયે સ્ટીમરોમાં ડેકપેસેન્જરો માટે વીશી ન હતી. એટલે ડેક પર મુસાફરી કરનારા દસ-વીસની ટોળીમાં મુંબઈથી સીધુ–સામાન અને જરૂર પૂરતાં વાસણો લઈ લેતા ને સ્ટીમરમાં જાતે જ રાંધી લેતા. અમે મુસાફરી કરતા હતા તે સ્ટીમરમા ડેક પેસેન્જરોમાં પુરુષ વર્ગ જ હતો. જેમાં મુસલમાન ભાઈઓ પણ હતા. થોડીક કીચનો હતી, જેમાં બળતણ માટેના કોલસા સ્ટીમરના બંકરમાંથી ખેંચીને કાઢવા પડતા. પાણીના વપરાશમાં ખૂબ કરકસર કરવી પડતી. એક જ નળ હતો અને તેમાં માત્ર અમુક સમય સુધી જ પાણી આવતું, જે સાથે લઈ લીધેલા ઘાસતેલના ડબ્બામાં ભરી લેવું પડતું. આમ હોવાથી પાણી ભરવાની ઘણી ભીડ થતી. તે વખતે કેટલાક અધુસમજુ હિન્દુભાઈઓ બીજા પાણી ભરનારાઓને બળજબરીથી દૂર હડસેલીને પોતાની વીશી માટેનું પાણી પહેલાં ભરી લેવાની હઠ કરતા, તેથી ઘણીવાર તકરાર થતી.

ગાંધીજી સ્ટીમરમાં લટાર મારતા પાણીના નળ આગળથી પસાર થતા હતા ત્યારે તેમની નજરે એ દૃશ્ય પડયું. મહાત્માજી તરત નળ પાસે તકરાર ચાલતી હતી ત્યાં પહોંચ્યા અને સૌને શાંતિથી સમજાવતા સલાહ આપી: 'જેમજેમ તમે આવતા જાવ તેમતેમ એક પછી એક ખાલી ડબ્બાઓને એકસરખી હારમાં ગોઠવી દેવા જોઈએ, અને પછી વારાફરતી ભરવાથી બધાને સહેલાઈથી પાણી મળી શકશે.'

મહાત્માજીના આ શબ્દોની ત્યાં પછી માટે તકરાર કરતા ભાઈઓ પર જાદુઈ અસર થઈ. મહાત્માજીની સલાહ સૌએ સ્વીકારી અને તે પ્રમાણે તે દિવસથી 'કયુ'માં ઊભા રહીને દરેક પાણી ભરવા લાગ્યા. જેથી તકરારનું કોઈ કારણ રહ્યું નહી અને સૌએ સુખેથી મુસાફરી પૂરી કરી.'

*

એક વાર ભગવાન બુદ્ધને એમના પ્રિય શિષ્ય આનંદે પૂછ્યું: 'ભગવાન! જ્યારે બીજા આચાર્યો ઈશ્વર, સૃષ્ટિ, સ્વર્ગ, મોક્ષ આદિની ચર્ચા કરે છે ત્યારે આપ એ વિષયમાં કેમ કશું કહેતા નથી?'

'આનંદ!' બુદ્ધ ભગવાને પ્રશાંત ભાવે કહ્યુ: 'એક માણસ તીર વાગવાથી ઘાયલ થયો હોય એ વખતે તેની સારવાર કરનારા તેને પૂછે કે તીર કયાંથી આવ્યું? કોણે માર્યું? મારનાર કોણ હતું? તે વ્યક્તિ ગોરી હતી કે કાળી? તીર કોણે બનાવેલું? એ યોગ્ય છે? કે તે બધી પડપૂછ પડતી મૂકી એની મલમપટ્ટી કરે તે યોગ્ય છે?'

'એ વખતે તો જેમ બને તેમ જલદી પેલા ઘાયલની સારવાર કરવી જોઈએ.'

બુદ્ધ ભગવાને કહ્યું: 'બસ એ જ રીતે આનંદ! ઈશ્વર આદિની ચર્ચા કરવા કરતા તો માનવને દુઃખથી દૂર રાખવાનો પ્રયાસ કરવો વધારે સારો છે.'

# 'તૃષ્ણાનો અંત ——— અનિલ

કોશાંબી નગરીમાં વેદશાસ્ત્રોનો જ્ઞાતા પંડિત, કશ્યપ બ્રાહ્મણ રહેતો હતો. તેના પાંડિત્ય અને જ્ઞાનથી આકર્ષાઈ કોશાંબી નરેશે તેને રાજપુરોહિત નીમ્યો હતો. રાજા તેને ઘણું માન આપતો અને તેના હોદ્દાને છાજે એવી સગવડો પૂરી પાડતો. અનુચરો સહિત પાલખીમાં બેસીને પુરોહિત રાજદરબારે જતો અને પાલખીમાં જ બેસીને પાછો ફરતો.

એ કશ્યપ બ્રાહ્મણને જશા નામની સુશીલ પત્ની હતી ને કપિલ નામનો નાનો પુત્ર હતો.

એવામાં કશ્યપનું અવસાન થયું. કપિલ નાની ઉમ્મરનો અને પંડિત નહીં તેથી પુરોહિતની ખાલી પડેલી જગ્યા પર કોશાંબી નરેશે મરુક નામના એક બીજા બ્રાહ્મણની વરણી કરી. કશ્યપ જેવા ઠાઠમાઠથી પાલખીમાં બેસીને જતો તેવી જ રીતે, તેવા જ ઠાઠમાઠથી મરુક પણ પાલખીમાં બેસીને જતો. એને જતો જોઈને જશાને કશ્યપની યાદ તાજી થતી અને ઓછું આવી જતું. આમ એક દિવસ મરુકને પાલખીમાં બેસીને જતો જોઈને કશ્યપને સંભારીને જશા રડતી હતી તે કપિલ જોઈ ગયો. કપિલે માને આગ્રહ કરી રડવાનું કારણ પૂછ્યું. ત્યારે આંસુ લૂછતાં માએ કહ્યું: 'તું ઉમ્મરે કંઈક નાનો અને વિશેષ તો ખાસ ભણ્યો ન હોવાને કારણે તારા પિતાનું રાજપુરોહિત પદ તને મળ્યું નહી. તારા પિતાને સ્થાને નિમાયેલા મરુકને, તારા પિતાની જેમ જ ઠાઠમાઠથી પાલખીમાં બેસીને રાજદરબારે જતો જોઉં છું ત્યારે ત્યારે મને તારા પિતાની યાદ આવી જાય છે અને તેથી આંખમાં આંસુ આવી જાય છે; ઝાઝું ભણ્યો હોત તો તારા પિતાની જેમ તુ ય ઠાઠમાઠથી રાજદરબારે જતો હોત—એ જોઈને મારી આંખ કેવી ટાઢ થાત! પણ હવે શું થાય? તું કંઈક જ્ઞાન સંપાદન કરે તો વળી કોઈક દિવસ તારા પિતાના પદે આવી શકે.'

માતાની આ વાત સાંભળીને કપિલે વિદ્યાભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો.

કશ્યપનો, શ્રાવસ્તી નગરીમાં ઇન્દ્રદત્ત નામનો એક બ્રાહ્મણ મિત્ર રહેતો હતો. જશાએ તેને ત્યાં જઈ વિદ્યા સંપાદન કરવાની સલાહ આપી. માની સલાહ શિરોમાન્ય કરી કપિલ પગે ચાલતો શ્રાવસ્તી પહોંચ્યો. ઇન્દ્રદત્તને મળી પોતાના આગમનો હેતુ સમજાવ્યો. ઇન્દ્રદત્તે વિદ્યાદાન આપવાનું સહર્ષ સ્વીકાર્યું, પણ તે અત્યંત સાધારણ સ્થિતિનો હતો એટલે તેણે શ્રાવસ્તીના શાલિભદ્ર નામના શ્રીમંતને ત્યાં કપિલના રહેવા-જમવાનો પ્રબંધ કર્યો.

શાલિભદ્રને ત્યાં ઘણા નોકર ચાકર હતા. તેમાં એક યુવાન દાસી ભારે ચંચળ હતી. કપિલને તે જ નિત્ય ભોજન પીરસતી પીરસતાં પીરસતાં તે નિત્ય મર્માળો વિનોદ કરતી, કટાક્ષ કરતી—કપિલને એ ગમતું. એ પણ સામો જવાબ વાળતો. આમ ને આમ બંને એકબીજા પ્રત્યે આકર્ષાયાં; અને ધીરેધીરે બ નેનાં હૃદયમાં સ્નેહના અંકુર ફૂટ્યા.

વખત જતાં દાસી કપિલ પાસે જાતજાતનાં વસ્ત્રાભૂષણ માગતી, પણ તે તો ગરીબ હતો; એ બધું તે ક્યાથી આણી આપે? તે સાથે, તે દાસીનો સ્નેહ પણ તજી શકે એમ નહોતો. ત્યારે કરવું શું? એવી દ્વિધામાં પડ્યો હોવાથી બરાબર વિદ્યાભ્યાસ પણ કરી શકતો નહોતો.

એવામાં દાસીઓનો એક ઉત્સવ આવ્યો. તે પ્રસંગે દાસીએ કપિલ પાસે સારાં વસ્ત્રો અને અલંકારોની માગણી કરી. કપિલે સાચી વાત કહી પોતાની લાચારી દર્શાવી ત્યારે દાસીએ તેને ધનપ્રાપ્તિનો માર્ગ બતાવતાં કહ્યું: 'શ્રાવસ્તી નરેશ દરરોજ વહેલી સવારે સૌથી પ્રથમ જે યાચક તેની પાસે આવે તેને બે

માસા સોનાનુ દાન કરે છે, તો તમે વહેલા ઊઠી તેમની પાસે જાવ તો એ સોનામાથી વસ્ત્રાલકારો લાવી શકશો'

કપિલ તો, તેની મૂઝવણનો ઉકેલ જાણી રાજીરાજી થઈ ગયો અને તેણે દાસીને વચન આપ્યુ કે પોતે જરૂર કાલથી બે માસા સોનુ રાજા પાસે માગી લાવશે "

'ક્યારે સવાર પડે કે રાજા પાસે જઈને બે માસા ભાર સોનુ લઈ આવુ' એવા વિચારમા કપિલને ઊઘ જ ન આવી વળી શુકલ પક્ષ હોવાથી ચાદની ખીલી હતી તેથી મધરાતે તે ઊઠયો ને 'પરોઢ થવા આવ્યુ છે એમ સમજીને તેણે તો રાજાના મહેલ તરફ ચાલવા માડયુ ત્યા પહોચતા મહેલના ચોકીદારે તેને રોકયો અને પકડયો અને મધરાતે આમ ભટકવા માટે ચોકીએ લઇ જઈ બેસાડયો

સવારે ચોકીદારે કપિલને રાજા સમક્ષ રજૂ કર્યો અને બધો વૃતાત કહ્યો

રાજાએ કપિલને પૂછયુ કે તુ મધરાતે શા માટે નીકળ્યો હતો?

કપિલ ભોળો હતો એને માટે જિદગીમા આવો પ્રથમ જ પ્રસગ હતો એણે તો સાચે સાચુ કહી દીધુ 'હુ કૌશાબીથી અહી વિદ્યાભ્યાસ માટે આવ્યો છુ ને શાલિભદ્ર શેઠને ત્યા કેટલાક સમયથી રહુ છુ શેઠના ઘરની એક દાસી સાથે મારે માયા બધાઈ છે, ટુકમા દાસીઓનો ઉત્સવ આવે છે, તે માટે દાસીએ મારી પાસે વસ્ત્રાલકારો માગ્યા પણ હુ અકિચન છુ, એ બધુ કયાથી લાવુ? મે જાણ્યુ કે તમે રોજ સવારે પહેલા યાચકને બે માસા ભાર સોનુ આપો છો એથી ઉત્સાહમા, ભૂલથી મધરાતને પરોઢ સમજી આપની તરફ આવવા નીકળ્યો, ત્યા ચોકીદારે મને પકડ્યો મને એમ કે, થોડા દિવસ આપની પાસેથી બબ્બે માસા ભાર સોનુ મેળવી તે વેચીને સારા વસ્ત્રાલકારો દાસીને લઇ આપીશ'

શ્રાવસ્તી નરેશ એ ભોળા બ્રાહ્મણકુમારની સાચી હકીકત જાણી તેની દયા આવી તેણે કપિલને કહ્યુ 'બ્રાહ્મણપુત્ર, તારી મૂઝવણ જાણી જે જોઈતુ હોય તે નિ સકોચ માગ,

કપિલ, રાજાના આવા ઉદાર વચન સાભળી રાજી થયો—મૂઝાયો પણ ખરો શુ માગવુ? વિચાર કરવા માટે રાજા પાસે થોડો સમય માગી તે રાજાના ઉદ્યાનમાં જઈ બેઠો

વિચારતા વિચારતા તેને થયુ બે માસા ભાર જ સોનુ શા માટે માગુ? ચાર માસા શા માટે નહી? માત્ર ચાર માસા જ શા માટે? આમ ને આમ તે એક કરોડ માસા સોનુ માગવા સુધી પહોચી ગયો! પછી થયુ, રાજાનુ આખુ રાજ્ય જ માગુ તો શુ ખોટુ? આમ તેની તૃષ્ણા વધતી જ ગઈ । છેવટે એને લાગ્યુ કે આ તૃષ્ણાનો તો અત જ નથી! આટલુ માગવાનુ નક્કી કરુ છુ ત્યા તો એનાથી વધારે માગવાનુ મન થાય છે એટલુ માગવાનુ નક્કી કરુ છુ ત્યા વળી એથી ય વિશેષ માગવાની ઈચ્છા થાય છે એને તૃષ્ણા પ્રત્યે ઘૃણા ઉપજી તૃષ્ણાનો ત્યાગ કરવો એ જ સાચો માર્ગ છે એ તેને સમજાયુ અને તૃષ્ણા તો અપરિગ્રહથી જ મટે અને અપરિગ્રહ માટે તો સાધુજીવન જ ગાળવુ જોઈએ એણે સાધુજીવન ગાળવાનો સકલ્પ કર્યો

રાજા પાસે જઈને કપિલે કહ્યુ 'રાજન્ હુ તો માત્ર આપની પાસે બે માસા ભાર સોનુ માગવા આવ્યો હતો પણ તમે 'માગવુ હોય તે માગ' એમ કહ્યુ તેથી મારુ મન વધતા વધતા કરોડ માસા સોનુ માગવા સુધી પહોચ્યુ અને છેવટે તો તમારુ રાજ્ય માગી લેવાની ઈચ્છા થઈ અને છતા તૃષ્ણા પૂરી સતોષાતી ન હતી એ પર વિચાર કરવા મને લાગ્યુ કે આ તૃષ્ણાનો તો અત જ નથી જે કઈ મળશે તે ઓછુ જ પડવાનુ માટે સાચો માર્ગ એનો અત આણવો એ જ છે તૃષ્ણા અપરિગ્રહથી મટે ને અપરિગ્રહી તો સાધુજીવન ગાળવાથી જ રહી શકાય માટે હવે હુ દીક્ષા લઈ સાધુ થઈશ ને અપરિગ્રહી બની તૃષ્ણામુક્ત થઈશ મારે કશુ જોઈતુ નથી'

# પ્રાર્થનાના બે પ્રકાર

આપણા સંતોએ ઈશ્વર નિષ્ઠા અને શરણાગતિના બે પ્રકાર બતાવ્યા છે: 'માર્જારનિષ્ઠા' અને 'વાનરનિષ્ઠા'.

બિલાડીનાં બચ્ચાં આંખ મીંચીને 'મ્યાઉં' 'મ્યાઉં' કરે છે. કહે છે કે અમારી સલામતી, અમારું કલ્યાણ અમારી માના હાથમાં છે. અમારું શ્રેય શેમાં છે એ એ જ જાણે છે. અમારી આંખો પણ ખૂલી નથી. અમે અમારી મા પર વિશ્વાસ રાખીએ છીએ કે, એ જે કંઈ અમારે માટે વ્યાજબી સમજે છે તેને અનુકૂળ થવું એટલું જ અમારું કર્તવ્ય છે.

બિલાડી—મા આવે છે, પોતાનાં બચ્ચાંઓને ગરદનમાંથી દાંતવડે પકડે છે. પકડ ઢીલી થઈ તો બચ્ચાં પડી જશે, સખત થઈ તો બચ્ચાંની ગરદનમાં દાંત ખૂંચી જશે ને ઘવાશે. અરક્ષિત જગાએથી ઉઠાવીને કોઈ સુરક્ષિત સ્થાને લઈ જઈને તેને ખવડાવવું–પીવડાવવું એ માતાની ફરજ છે. દરેક રીતે, દરેક બાબતમાં માતા પર આધાર રાખવો એ બચ્ચાંઓનું કર્તવ્ય.

વાનરનિષ્ઠા એનાથી જુદી હોય છે. વાનરનાં બચ્ચાં સતર્ક હોય છે. જરા પણ સંકટ કે આફત આવી પડે કે તરત પોતાની મા ક્યાં છે એ જોઈને, દોડીને એ જ્યાં હોય ત્યાં જઈ તેના પેટે વળગી પડે છે. મા છલાંગ મારીને એક ઝાડ પરથી બીજા ઝાડ પર ભાગે છે. માના પેટે જોરથી વળગી રહેવું એ બચ્ચાંનું કામ હોય છે. પકડ ઢીલી પડી તો મા શું કરી શકે? બચ્ચાંઓએ પોતાનો પ્રાણ બચાવો રહ્યો. બચ્ચાંનું કામ છે કે માને પેટે વળગે અને પોતાની જાતને બરાબર સંભાળે. સ્વ-પ્રયત્નનો એટલો ભાગ બચ્ચાંનો છે, બાકીનું એની માએ સંભાળી લેવાનું હોય છે.

આ બે નિષ્ઠાઓ આપણી પ્રાર્થનામાં મળી-આવે છે. કેટલાક ભક્તો નાની-મોટી બધી મુશ્કેલીઓ ભગવાનને સોંપી નચિંત થઈ જાય છે. સંકટ સમયે ભગવાનનું સ્મરણ કરવું અને બધો ભાર એના પર છોડી દેવો એટલું જ એનું કર્તવ્ય હોય છે.

બીજા પ્રકારના ભક્તો એવા છે, જે કહે છે કે જીવન ભક્તને માટે એક કસોટી છે. સંકટ આવ્યે એને ઓળખી લેવું અને એને દૂર કરવાનો ઇલાજ શોધી કાઢવો, એની સાથે લડી લેવું. એટલું કરવા છતાં એનો અંત ન આવે તો એને ધૈર્યથી બરદાસ્ત કરી લેવું એ જ ભક્તિનું સાચું લક્ષણ છે. વિધાતાએ આપણને હૃદય અને મગજ આપ્યાં છે; હિમ્મત અને પુરુષાર્થ આપ્યાં છે, ધૈર્ય અને શ્રદ્ધા આપ્યાં છે; એના પ્રત્યે અકૃતજ્ઞ બનવું એટલે ઈશ્વરનો દ્રોહ કરવો. સાચો ભક્ત એવું નહીં કરે. આપણે બધો પુરુષાર્થ કરી છૂટીએ, સહન કરવાની શક્તિ પણ ઉપયોગમાં લઈએ; એટલું કર્યા પછી ઈશ્વરની મદદ માગવી જ જોઈએ એવું લાગે તો એ વખતે અવશ્ય વ્યાકુળતાથી ઈશ્વરની પ્રાર્થના કરે. દરેક પ્રકારનો પુરુષાર્થ કરવાથી જ ભક્તની અંતિમ પળોમાં એક એવી શક્તિ પેદા થાય છે, જેથી એની પ્રાર્થના સીધી ભગવાનના ચરણો સુધી પહોંચી જાય છે, ભગવાનના કારુણ્યને મળી જાય છે અને એનું અદ્‌ભૂત પરિણામ આવે છે.

પ્રાર્થનાનો અર્થ ભગવાન પાસે કંઈક માગવું એવો હોય તો એક પક્ષ કહે છે કે બધું જ ભગવાન પાસે માગી લો, બીજા કોઈ પાસે કંઈ જ ન માગો. પોતાના પુરુષાર્થથી પણ માગવું એ ભગવાનને ભૂલી જવા જેવું છે. એવી અભિમાની અશ્રદ્ધા ભક્તિની સાથે ટકી શકતી નથી.

બીજો પક્ષ કહે છે કે ભગવાન પાસે માગવાના પ્રસંગો જિંદગીમાં બહુ તો બે ચાર આવે છે. શાળાનો વિદ્યાર્થી જો ગણિતનું

દરેક ઉદાહરણ શિક્ષકની પાસેથી લઈ જાય તો તે ગણિત ખાક શીખે! પોતાના પૂરા પ્રયત્નો પછી ય ન સૂઝે તો શિક્ષક પાસે જાય. મનુષ્યના પ્રયત્ન પછી ઇશ્વરની કૃપા છે જ. પ્રત્યક્ષ વેદોએ જ કહ્યું છે:

ઋતે શ્રાન્તસ્ય સખ્યાય ન દેવા:।

જ્યાં સુધી માણુસ મહેનત કરીને થાકી ન જાય ત્યાં સુધી આકાશના દેવ મદદે આવતા નથી.

આ બે નિષ્ઠાઓમાં કઈ ઇષ્ટ છે, કઈ શ્રેષ્ઠ છે, એ દરેક વ્યક્તિ પોતાના મન સાથે નક્કી કરે. અમે એટલું જ કહીશું કે બંને ઉદાર અને સારી છે. ભગવાન બંનેને સમજી લે છે અને કહે છે:

યે યથા મા પ્રપદ્યન્તે તાન્સ્તથૈવ ભજામ્યહમ્।

એમ માનવું ખોટું છે કે જ્યાં સુધી માણુસ પોતાના બળ પર પોતે પ્રયત્ન કરે છે ત્યાં સુધી ભગવાન તટસ્થ રહીને જોયા કરે છે. ભગવાન આપણી સાધનાના સમર્થક હોય છે, એમની મદદ હમેશાં મળતી જ હોય છે. રમતમાં જે આપણુને સાથ આપે છે એને ખેલાડી કહીએ છીએ. ભગવાન દરેક સાધકના ખેલાડી છે. રમતનો જે કાયદો આપણે બનાવીશુ તેને અનુકૂળ થઈને એ સનાતન ખેલાડી ખેલશે. ખરી વાત તો એ છે કે એ સર્વવ્યાપી ખેલાડી સૌનો અંતર્યામી છે જ.

*

'નઠારા અક્ષર એ અધૂરી કેળવણીનુ એંધાણ છે' આ ઉક્તિ દ્વારા પૂજ્ય બાપુજીએ આપણુને આડકતરી રીતે ઘણુંઘણું કહી નાખ્યુ છે. સારા અક્ષરો કરી શકતો માણુસ અમુક સદ્ગુણો—ચોકસાઈ, સ્વચ્છતા, સુઘડતા, મધૂર વાણી વિગેરે—ધરાવતો હોય છે. સારા અક્ષરો હોવા એ એક સુલક્ષણુ જ કહી શકાય.

સારા અક્ષરો ઘણીવાર સારું ફળ આપે છે.

મારા એક મિત્ર કેટલાય વખતથી બેકાર હતા. તેમણે ઘણે ઠેકાણે નોકરી માટે અરજીઓ કરી પણ ક્યાંયે પત્તો ખાધો નહી. છેવટે તેમણે એક સરકારી ખાતામાં અરજી કરી. એ ખાતાનો ઉપરી એક મરાઠો હતો. તેને મરોડદાર અને સ્વચ્છ અક્ષરો ખૂબ ગમતા. અગાઉથી નિમાયેલા ખરાબ અક્ષરોવાળા કારકૂનો તરફ તેને ભારે અણુગમો હતો. તેથી ઊલટું, સારા અક્ષરવાળા કારકૂનો પ્રત્યે તેને સારી લાગણી હતી. તેના હાથમાં મારા મિત્રની સરસ અક્ષરમા લખેલી અરજી જતાં તેણે તરત જ મારા મિત્રને ઇન્ટરવ્યુ માટે બોલાવ્યા.

મારા મિત્ર ઇન્ટરવ્યુ માટે ગયા. ઉપરીની ઓફિસમા વિનયથી પ્રવેશ્યા કે તરત પેલા ઉપરીએ સહેજ ઊંચું જોઈ, સ્મિત કરી કહ્યું,

'I am very much pleased by your handwritings. So I appoint you.'

ને ખરે જ, કંઈ પણ ઇન્ટરવ્યુ લીધા વિના તેમની નિમણૂક કરવામાં આવી.

સારા અક્ષર એ ખરેખર પાચ આંગળીની એક કળા જ છે. — ભાઈ યશુ

*

સાધારણુ જનસમાજની ઉપેક્ષા એ મારી નજરે આપણી પ્રજાનું મહાન પાપ છે, અને આપણી અવનતિનું એ એક મુખ્ય કારણુ છે. જ્યાં સુધી આ જનવર્ગને સારી કેળવણી, સારો ખોરાક મળે નહીં અને તેની સારી સંભાળ લેવામાં નહીં આવે ત્યાં સુધી ગમે તેટલી રાજનીતિનો ઉપયોગ કરીએ તે નિરર્થક જશે. — વિવેકાનંદ

# શ્રદ્ધા-કણ

વિયોગી હરિ




*

આખું દેવ-સ્થાન સૂનું પડ્યું હતું.
ભૂત જેવી ઊભેલી કાળી કાળી ભિંતો;
ભાંગેલો ધ્વજ-દંડ;
શ્રીહીન શિખર,
દીપ્તિવિનાનો સુવર્ણ-કળશ;
અને શંખનાદ પણ નિષ્પ્રાણ હતો.

કેમ કે, દેવતાએ ઘૃણા અને ગ્લાનિથી મંદિરનો ત્યાગ કર્યો હતો.

મંદિરની બહાર દૂર કેટલાક દર્શનાર્થીઓ તિરસ્કૃત ઊભા હતા—ત્યાં જ એમની સાથે દેવતા પણ એક બાજુ માથું ઝુકાવીને ઊભા હતા.

અને બારણાં બંધ કરીને પૂજારી પાષાણ-મૂર્તિની પૂજા-અર્ચનામાં પરોવાયો હતો.

મહાત્માજીના તપોબળથી એક દિવસ મંદિરનાં બંધ બારણાં ખૂલી ગયાં—અને તિરસ્કૃત દર્શનાર્થીઓએ ફૂલમાળાઓ લઈને મંદિરના ઉંબર પર પગ મૂક્યા.

મૂર્તિ ફરી દીપ્તિમાન બનીને પ્રકાશી રહી;
મંદિરની ભિંતો પર લાલિમા ખીલી ઊઠી;
મંગલ-ધ્વજ ફરકવા લાગ્યો;
શિખર પર કોઈએ ગુલાલ વિખેરી દીધો;
સુવર્ણ-કળશ ફરી ઝળકી ઊઠ્યો,
અને શંખનાદે ભક્તોનાં અંતરને અનુપ્રાણિત કરી દીધા.

પૂજારીએ એ મંગળ સમયે દેવતાની પૂજા કરવાને બદલે એના ભક્તોની પૂજા કરી.

*

અસ્પૃશ્યો આગની જ્વાળાઓ તરફ જાતે પોતે ખેંચાયા અને વારંવાર એને સ્પર્શ કર્યો. અને પછી એને છાતીસરસી ચાંપી!

અને વાયુની શીતળ લહેરોથી એ દૂર રહ્યા! હૈયે ચાંપવાની તો વાત જ ક્યાં રહી, એને સ્પર્શ પણ ન કર્યો, અરે પડછાયો પણ પડવા દીધો નહીં!

અને વળી એ વિપર્યયને એ લોકોએ ધર્માચાર કહ્યો!

મહાત્માજીથી આ અનાચાર જોઈ શકાયો નહીં, ભભૂકતા અગ્નિમાં પોતે કૂદી પડ્યા, અસ્પૃશ્યતાનું મહાપાપ ધોવા માટે.

સૌની આંખો આગળથી મૂર્છાનું શ્યામ આવરણ એમણે દૂર કર્યું—અને અસ્પૃશ્યતાનો અંત ક્ષિતિજ પર દેખાવા લાગ્યો.

વૃદ્ધ સાધુની કરુણાએ માનવના હૃદય-કમળ પર દોરાયેલી કાળી રેખાઓ ધોઈ નાખી.

એમનો જય હો, જય હો!

*

મહાત્માજીએ પોતાના શરીરમાંથી એક એક તાર ખેંચી કાઢ્યો અને જીવનભર દેશનું ભાગ્યવસ્ત્ર વણતા રહ્યા—કેમ કે એ વણકર હતા.

એટલું જ નહીં, એ ભંગી પણ હતા. એમણે દેશનો—અંદરનો ને બહારનો—બધો જ કચરો સાફ કરી નાખ્યો.

*

નારીનાં શીલભર્યાં નેત્રોએ કૃતજ્ઞતા પ્રગટ કરી—જ્યારે એને મહાત્માજીએ કહ્યું:

### કોણ?

ગર્જનાઓ કરીને વાદળની
કોણ મારા હૃદયને થડકાવે?
વીજળીના કરી ઇશારાઓ
કોણ એ દૂરદૂર બોલાવે?

અનિલ

'તું કલ્યાણદાત્રી અગ્નિ છે; તું પુણ્યસલિલા ગંગા છે.'

પુરુષે કામનાની રાખથી અગ્નિને ઢાંકી દીધો હતો! અને પુણ્યોદકને વાસનાના પાત્રમાં ભરી રાખ્યું હતું!!

જે દિવસે નારીને 'પાષાણી' બનાવી દેવામાં આવી ત્યારે દેશની શ્રી–સરવાણીઓ સુકાઈ ગઈ.

મુર્છિત શક્તિને મહાત્માજીએ આવીને જગાડી, અને દેશની સુકાઈ ગયેલી શ્રી–સર વાણીઓ ફરી વહેવા લાગી!

પોતાના સમુદ્ધારના પુણ્યપર્વ પર નારીએ સૌને શીલ અને શક્તિનુ દાન દીધું.

*

કોઈ કલાકાર તો મહાત્માજીની દયા ખાતા અને એમને જોઈને વ્યાકુળ થતા ને હસતા પણ, એટલા માટે કે, એ પોતાની કોઈ કલા કૃતિ પર મુગ્ધ થતા ન હતા, ન તો એમણે આંખથી એ ચિત્રના સૌન્દર્યની બારીકીઓ જોઈ–પિછાની હતી.

'પણ એ કલાકારોને ખબર ન હતી કે, મહાત્માજી સ્વયં કલાના દર્શક હતા, જે કળા માનવીને અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જાય છે જે મૃત્યુથી નોખો પાડી અમૃત ત્વ સાથે આલિંગન કરાવે છે

*

સાભળવામા આવ્યું કે મહાત્માજી સગીતની રાગ–રાગણિઓથી કયારેય મોહિત થયા નહીં.

એમ તો નથી બન્યુ કે એમણે સગીત સાંભળ્યું નહીં, સાંભળ્યુ તો ખરું પણ કાનથી નહીં, કેમ કે એ સંગીતના આતરપ્રદેશમાં પ્રવેશી ગયા હતા.

કહેવું જોઈએ કે, મહાત્માજીએ રોમ-રોમથી અંતરનાદનો મધુ-રસ પીધો હતો અને અંતરનાદથી જ તો સાત સ્વર અને છત્રીસ રાગ–રાગણિઓ પ્રગટી છે!

*

રામરાજ્યનું ચિત્ર બતાવતાં મહાત્માજીએ સંકેતથી સમજાવ્યું હતું: 'રાજનીતિ તો ધર્મની દાસી છે.'

પણ કોઈ અર્થ સમજ્યું નહીં. કેમ કે, મોહિની રાજનીતિ ઝરૂખામાંથી જોઈજોઈને એમને લોભાવતી હતી.

મહાત્માજીએ એમ પણ કહ્યું હતું: 'યંત્ર તો મનુષ્યનુ દાસ છે.'

પણ કોઈ એનો ય અર્થ સમજ્યું નહીં. કેમ કે, સામે જ વિરાટ ઉત્પાદન ચક્ર સતત ઘૂમતું હતુ, અને તરલ તૃષ્ણાની અંગાર-વરણી લહરો એમને પોતાની તરફ ખેંચી રહી હતી.

*

દયાળુ મહાત્માજીએ આંધળી હઠને ચક્ષુ-દાન આપ્યુ અને એનું જડ સ્વરૂપ મટી ગયું!

એ ભવ્ય રૂપાંતરને સત્યશોધક મહાત્માજીએ 'આગ્રહ' એવું નામ આપ્યું, જેનો સત્યે અગીકાર કર્યો.

ભક્તિભાવનાએ એને રસિક બનાવી દીધો, અને ક્રિયાથી એને અવનવી પ્રેરણા મળી

એ સત્યનો સમ્યક્ આગ્રહ હતો.

અંતમા એ જ, યુગપુરુષ મહાત્માજીનુ બ્રહ્માસ્ત્ર બન્યુ.

*

મહાત્માજીએ ગાયની આંખમા સમસ્ત મૂક સૃષ્ટિનુ દર્શન કર્યું.

એ નિર્મળ આયનામાં એમણે જોયુ— કરુણા અને વાત્સલ્ય છલકાઈ રહ્યાં છે.

ત્યારે મુર્છિત દેશને જગાડતાં મહાત્માજીએ કહ્યુ 'માતૃ સેવા કર, તું શ્રી–સપન્ન થશે.'

અને યંત્રવાદીઓને ચેતવણી આપી: 'સાવધાન! પૃથ્વિનું શોષણ કરતાં કરતાં ભૂલથી ગો-વધ ન કરી બેસતા!'

એવા હતા એ વૃદ્ધ ગોપાલ

અનુ૦ અનિલ

*

ચોથા સૈકાના ઉત્તરાર્ધમાં બૌદ્ધ ધર્મના જમાનામાં પ્રખ્યાત ચીની યાત્રી ફાહિયાન ભારતવર્ષમાં આવ્યો. ભગવાન તથાગતની આ પુણ્યભૂમિનાં અનેક સ્થળોનું ભ્રમણ અને દર્શન કર્યું. અનેક સ્તુપો, તે રસ્તો, સ્તંભો, વિહારો, રાજધનીઓ, પર્વતશિખરો, રસાળ ભૂમિઓ ને ભિન્ન ભિન્ન પ્રજાઓ-જોયાં. અનેક પુસ્તકો ઉતાર્યા ને અનુવાદિત કર્યાં ને તેના જેવા અનેક ભિક્ષુઓ ને તેના દેશના યાત્રીઓને મળ્યો.

તેને ને તેના દેશના યાત્રીઓને આ દેશ ઘણો જ ગમી ગયો હતો. લોકોની ઉત્કૃષ્ટ ધર્મભાવના, ને વિચારપૂર્વકના રીતરિવાજો, રાજાઓનું પ્રોત્સાહન ને પ્રજાહિત તથા ધર્મ પાછળ અંતરની ઊલટ સાથે લખલૂંટ ખર્ચ, રસાળ ભૂમિ, ખુશનુમા આબોહવા, ભિક્ષુઓની નિખાલસતા વગેરે સારાં તત્ત્વોએ તેમનું દિલ હરી લીધું હતું. ફાહિયાન સિવાયના ઘણાખરા ચીની યાત્રાઓએ અહીં જ રહી જવાનો નિશ્ચય કરી લીધો હતો. એટલે ફાહિયાન પ્રત્યાગમન માટે એકલો પડ્યો હતો.

એક દિવસ એક ભવ્ય બૌદ્ધમંદિર આગળ બેઠો બેઠો તેની યાત્રા અનુભવનાં મોંઘેરી સંસ્મરણોનો આનંદ માણતો, ચીન જવું કે ન જવું એની દ્વિધામાં પડ્યો હતો. 'મારી સાથે કોઈ નહી' એવો વિચાર આવતાં ઘડીભર તે નિરાશ થઈ લમણે હાથ દઈ બેઠો હતો.

એવામાં એ મંદિરમાં કોઈ એક સારીયે જિંદગી સાહસપૂર્વક દરિયો ખેડનાર શાહ–સોદાગર જેવા લાગતા વેપારીએ પ્રવેશ કર્યો. વેપારમાં ને વેપારમાં ચીન બ્રહ્મદેશ, શ્યામ, જાવાસુમાત્રા, વગેરે દેશોની યાત્રા કરી આવ્યો હતો ને ત્યાંની કળાના અજાયબ નમૂના પણ લેતો આવ્યો હતો. કેટલાક તો તેણે પોતાના પહેરેલા પોશાક પર ચોંટાડ્યા હતા. એનો કાફલો જબ્બર હતો પરંતુ અહીં તે એકલો હતો

ફાહિયાન એ ચળકતા પોશાકવાળા વેપારી સામે થોડીવાર સુધી એકીટશે જોઈ રહ્યો.

વેપારીએ પ્રવેશદ્વારથી થોડે દૂર ઓથમાં રત્નજડિત મોજડીઓ કાઢી. પગથીએ આવી ભગવાન તથાગતનું સ્મરણ કરી પગથિયાં ચઢવાં શરૂ કર્યાં. અંદર જતાં સુધી અખંડ જાપ પછી તેણે ભગવાન તથાગતની નાનકડી સુંદર પ્રતિમાને દંડવત્ પ્રણામ કર્યા. તે ઘણો જ શ્રદ્ધાળુ હતો. તેની આંખમાં આંસુ આવ્યાં. બેઠા થઈ, આંસુ લૂછી, સાથે લાવેલાં તાજાં પુષ્પો પ્રતિમાને અર્પણ કર્યાં ને શેષ વિધિઓ કરી છેવટે તે સફેદ રેશમનો મુલાયમ અવનવા આકારોથી સુશોભિત પંખો કાઢી પ્રતિમાને ધીરે ધીરે હવા નાખવા લાગ્યો ને છેવટે પ્રતિમા આગળ મૂકી હાથ જોડી અર્પણ કર્યો.

ફાહિયાન એ બધું જ અત્યંત ધ્યાનપૂર્વક જોતો હતો તેને થતું હતું, "વાહ! શી અહીંના લોકોની ધર્મભાવના!" છેલ્લે તેણે પ્રતિમા પાસે પડેલો પંખો જોયો. વારવાર હાથ ફેરવ્યા જ કરવાનું મન થાય તેવો માસુમ નાજુક પંખો! એ ચીનની બનાવટનો હતો. ફાહિયાનની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યાં. તેને તેનો દેશ સાંભર્યો. ધર્મની સ્થિતિ ને પોતાની ફરજ સાંભર્યાં. વતનનો પુકાર ઊઠ્યો: "બેટા, આવ, તારાથી જ મારું કંઈક ભલું થવાનું છે."

—ને થોડી વાર પહેલાંના અનિશ્ચયી ફાહિયાને દેશમાં જવાનો નિશ્ચય કરી લીધો. માત્ર બે જ વર્ષ રહી એક વ્યાપારી વહાણમાં બેસી અનેક સંકટો વેઠીને પણ તે માદરે વતન પહોંચ્યો. માતા (ચીન)નો પુનઃ પુકાર ઊઠ્યો, "આવી ગયો બેટા? હું તને જ ઝંખતી હતી."—ને ફાહિયાને હર્ષાશ્રુસહિત માતા (ચીન)ને ચરણે સાથે લાવેલાં પુસ્તકો અને પ્રતિમાઓ, મૂકી દીધા!

જીવનનો પ્યાલો

લાઓત્સે, બુદ્ધ અને કન્ફ્યૂશ્યસના આત્માઓ સ્વર્ગમાં એકત્ર થયા—પ્રશ્ન હતો: "જીવનનો સ્વાદ કેવો છે?"

જ્ઞાનગોષ્ઠિ ચાલતી હતી ત્યાં એક અપ્સરા હાથમાં પ્યાલો લઇ આવી અને બોલી: "ભગવન્! આપને માટે હું જીવનનો પ્યાલો લાવી છું; સ્વીકારી ઉપકૃત કરો!"

અપ્સરાની વિજ્ઞપ્તિને ત્રિપુટીએ સ્વીકારી. સૌ પ્રથમ લાઓત્સેએ પ્યાલામાંથી એક ઘૂંટડો પીધો અને સહર્ષ બોલ્યા: "બહુ મીઠો છે."

પછી બુદ્ધે પણ ઘૂંટડો ભર્યો અને મોં બગાડી બોલ્યા: "ઓહ! બહુ કડવો છે."

છેલ્લે કન્ફ્યૂશ્યસે પ્યાલો લીધો, ખાલી કર્યો અને કહ્યું: "વસ્તુતઃ આ નથી તો મીઠો, નથી તો કડવો કે નથી તો બેસ્વાદ. કિન્તુ એક વાત તો નિશ્ચિત જ છે કે સ્વયં પાન કર્યા સિવાય જીવનનો સ્વાદ નથી જાણી શકાતો."

*

સમાન દંડ

ચ્વૅાંગ અને કુ નામના બે માણસો એક અમીરને ત્યાં નોકરી માટે ગયા અને કામ આપવા વિનંતિ કરી. બન્નેની વિનંતિને અમીરે માન્ય રાખી અને નોકરીમાં રાખી લીધા. વળી બન્નેને કામ પણ એકસરખું જ સોંપ્યું—ઘેટાં ચરાવવાનું. બન્ને ઘેટાં લઈને એકીસાથે સીમમાં જતા અને ઘેટાં ચરાવી સાંજે સાથે જ સીમમાંથી પાછા ફરતા. દિવસો વિતવા લાગ્યા.

પરંતુ દિનપ્રતિદિન ઘેટાંની સંખ્યા ઘટવા લાગી. અમીરને ખબર પડી. રોજનો આ ઘસારો તે ભલા કેમ સહ્યો જાય? અમીર હતો ઠરેલ સ્વભાવનો. એણે આ રોજિંદા ઘટાડા પાછળનું રહસ્ય જાણવાનો નિશ્ચય કર્યો.

ચ્વૅાંગ અને કુ જેવા ઘેટાં લઈ સીમભણી ઊપડ્યા તેવો જ એક દિવસ એ બન્નેને ખબર ન પડે એ રીતે એમની પાછળ પહોંચ્યા. સીમમાં આવી એણે વૃક્ષની આડમાંથી જોયું તો, ચ્વૅાંગ ઘેટાંને ચરવા મૂકી એક વૃક્ષની શીતલ છાયામાં પુસ્તક વાંચી રહ્યો છે અને કુ એના કેટલાક ગોઠિયા સાથે જુગાર રમી રહ્યો છે.

અમીર ત્યાંથી ચુપચુપ પાછો ફર્યો અને એણે બન્નેને નોકરીમાંથી કાઢી મૂકવાનો નિર્ણય કર્યો; પરંતુ બન્ને વચ્ચેના ચારિત્રિક અતરે એને પોતાના નિર્ણય પર પુનર્વિચાર કરવા ફરજ પાડી. કઈ નકકી ન કરી શકતાં આખરે એ કન્ફ્યૂશ્યસ પાસે પહોંચ્યો અને પોતાની આ મુશ્કેલી રજૂ કરી. શાન્ત ચિત્તે આખી વાત સાભળી અંતે કન્ફ્યૂશ્યસે કહ્યું: "ભાઈ, સ્વીકારુ છું કે એક વિદ્યારસિક છે, ત્યારે બીજો જુગારી—ઉભયના ચારિત્ર્ય વચ્ચે આભ-ધરતી જેટલું અંતર છે. પરન્તુ ઉભય પોતાના કર્તવ્ય પ્રતિ તો સમાનરૂપે જ ઉદાસીન છે, અને એટલે નિઃસંશય ઉભયને સમાન જ દંડ મળવો જોઈએ."

સ્વામી વિવેકાનંદ પાસે એક ગૃહસ્થ વેદાંતની ચર્ચા કરવા આવ્યા. એ વખતે પંજાબમાં દુકાળ પડ્યો હતો. સ્વામીજીએ તો એમને દુકાળ સંબંધી પૂછપરછ કરી. દુકાળિયા માટે રાહતની શી વ્યવસ્થા છે એની ઝીણામાં ઝીણી વિગત પૂછી માહિતી માગી. એમાં જ બધો સમય પૂરો થઈ ગયો. જતી વખતે પેલા ગૃહસ્થે સ્વામીજીને કહ્યું કે, 'હું તો વેદાંતની ચર્ચા કરવા માટે આવ્યો હતો. પણ બધો સમય દુકાળ સંબંધી વાતચીતમાં જ ગયો!'

સ્વામીજીએ ગંભીરતાપૂર્વક કહ્યું: 'ભાઈ, જ્યાં સુધી મારા દેશનો એક કૂતરો પણ ભૂખ્યો હોય તો તેને ખવડાવીને તેની સેવા કરવાની મારી પ્રથમ ફરજ છે.'

# પ્રેરણાનો અખૂટ ઝરો

કિશોરલાલ મશરૂવાળા
અનુ૦ કાન્તિલાલ શાહ

ઠક્કરબાપાનો પ્રથમ પરિચય મને ક્યારે થયો એ વિષેની ચોક્કસ તારીખ મને યાદ નથી હિંદ સેવક સમાજ સાથેનો મારો પ્રથમ સંપર્ક સમાજે મુંબઈમાં પોતાની શાખા સ્થાપી ત્યારથી થયો હતો આશી બાપાએ ત્યાં રહેવાનું શરૂ કર્યું એ પછી તુરત જ હું એમના પરિચયમાં આવ્યો હોઈશ પણ અત્યારે તો મને લાગે છે કે જેવી રીતે આપણે જે સગાંસંબંધીઓ કે મિત્રોને નાનપણથી જ ઓળખતા હોઈએ છીએ તેમની સાથે ઝટ દઈને પ્રેમ બંધાઈ જાય છે, લગભગ તેવી જ રીતે બાપાને હું ઓળખતો થયો ત્યારથી જ અનાયાસે એમની સાથે પ્રેમ બંધાઈ ગયો. અમારી વચ્ચે ની નિકટતામાં રહેલી આ સ્વાભાવિકતાને લીધે ઠક્કરબાપા મને કેવી રીતે અને શા કારણે પ્રેરણા આપતા રહ્યા છે તે હું સમજાવી શકતો નથી એમના હાથ નીચે કામ કરવાની ને એમના હાથે તાલીમ પામવાની ઝંખના ઘણા લાંબા વખતથી હું સેવતો આવ્યો હતો પણ મને આ જાતની કોઈ પણ તક હજી સુધી મળી નથી જેમાં એમની સાથે લગાતાર રાતદિવસ ગાળવાનું બન્યું હોય એવાં એકી સાથે દશ બાર દિવસ કરતાં વધારે વખત એમની સાથે હું કદી રહ્યો નથી અને આ બધાં વર્ષો દરમ્યાન આટલો લાંબો ગાળો રહેવાનું પણ ફક્ત બે જ વખત બન્યું છે ઠક્કરબાપા પોતાના સાથીઓ અને મદદનીશ કાર્યકરોને પત્રવ્યવહાર દ્વારા ઘણી બધી તાલીમ આપે છે ને ભાષણો પણ આપે છે પણ આ માન તેમણે મને કદિ આપ્યું નથી અને છતાંયે હું મારા હૃદયમાં પ્રેરણા અને બાપા પ્રત્યેના આભારની લાગણી અનુભવ્યા વિના એમનો વિચાર જ કરી શકતો નથી

હું એ દિવસ અથવા કહો કે રાત્રિ, કદિ ભૂલીશ નહિ; જ્યારે તે મારા મોટાભાઈને તથા મને ચોપાટી પાસે આવેલા રેવાશંકર ઝવેરીના મકાનમાં ગાંધીજી પાસે લઈ ગયા (એ મકાન પાછળથી ગાંધીજીનું જે નિવાસસ્થાન બન્યું તે મણિભુવન નહોતું ) તે દિવસે મુંબઈના નાગરિકોએ એક ઠરાવ પસાર કર્યો હતો એ ઠરાવમાં તેમણે અમુક ચોક્કસ તારીખ સુધીમાં ગિરમિટિયા પદ્ધતિ બંધ કરવા હિંદ સરકારને હાકલ કરી હતી મારા ધારવા પ્રમાણે આ પ્રસંગ ૧૯૧૭માં બન્યો હતો તે દિવસે આ બધી વાતનો હું તો ફક્ત મૂગો શ્રોતાજન હતો અને ગાંધીજી સાથે મારો રીતસરનો પરિચય પણ કરાવ્યો ન હતો છતાં તે દિવસની વાત આજે પણ મને સારી પેઠે યાદ છે તે દિવસે ગાંધીજી અને બાપા વચ્ચે અને પાછળથી ગાંધીજી અને શંકરલાલ બેંકર વચ્ચે આશ્રમ માટેના મકાનો અંગે વાતચીત ચાલી હતી ઠક્કરબાપા તે વખતના એમના વિચારો અને અભિપ્રાય પ્રમાણે મકાનોની મજબૂતી કરતાં સસ્તાપણાને પસંદ કરતા નહોતા અને મને યાદ છે ત્યાં સુધી તેમણે આશ્રમ માટે પાકાં મકાનો ચણાવવાની ભલામણ કરી હતી એ વખતે જો કે ‘સમાજવાદી’ શબ્દ હિંદુસ્તાનમાં પ્રચલિત નહોતો થયો છતાં શંકરલાલ બેંકર એ દિવસોમાં એક જાતના સમાજવાદી હતા તેઓ દેશની પ્રજાનું જીવનધોરણ ઊંચે લાવવાના સમર્થનમાં મજબૂતપણે દલીલો કરી રહ્યા હતા, હું ધારું છું ત્યાં સુધી તે દિવસે તેમણે કંઈક આ મતલબનું કહ્યું હતું, “હું બંગલામાં રહેવા માગું છું, કારણ કે હું દેશમાં બધાને બંગલા આપવામાં આવે તેમ ઇચ્છું છું મને તો ઝૂંપડામાં રહેવાનો વિચાર જરા પણ પસંદ નથી” ગાંધીજીએ તેમને પોતે જે જવાબ હંમેશા આપતા આવ્યા છે

તે જ જવાબ આપ્યો "હુ ઝૂપડામા રહેવા ઇચ્છુ છુ કારણ કે હુ લોકોમાહેનો એક થઈને રહેવા ઇચ્છુ છુ દરેક માણસને એક એક બગલો પૂરો પાડવાનુ મારુ ગજુ હુ જોતો નથી પણ દરેક જણને એક સ્વચ્છ સુઘડ ઝૂપડુ મળી રહે એવી સ્થિતિ નિર્માણ કરવાની તો હુ આશા રાખી શકુ' તે દિવસે ચર્ચા આટલેથી જ પૂરી થઈ ને ઠક્કરબાપાએ ગાધીજીની રજા લીધી અને તેની સાથે અમે બન્ને ભાઈઓએ પણ

તે સમય મારા જીવનનો અનિશ્ચિત કાળ હતો. તે વખતે હુ અસગત આદર્શો વચ્ચે ઝોલા ખાતો હતો હુ હજી ગ્રેજ્યુએટ થયો એ પહેલા જ સ્વ શ્રી ગોપાલકૃષ્ણ દેવધરે દેશની સેવામા જીવન અર્પણ કરી દેવાનો વિચાર તણખો મારા હૃદયમા મૂક્યો હતો પણ કુટુબની પરિસ્થિતિ પ્રતિકૂળ હોવાથી સેવાક્ષેત્રને બદલે મે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો એ પછી કુટુબના સજોગો સુધર્યા અને તે એટલે સુધી કે મારા વડીલ બધુએ મને કાયદાનો અભ્યાસ છોડી વેપારમા ઝપ લાવવા લલચાવ્યો મે એમના કહેવા પ્રમાણે કર્યુ ને અભ્યાસ છોડી હુ વેપારમા જોડાયો પણ થોડા વખતમા જ મે જોઈ લીધુ કે, આ અમુક પ્રકારનો વેપાર મારા સ્વભાવને કે તબિયતને માફક આવે તેમ ન હતુ આથી હુ એ જ વિચારી રહ્યો હતો કે હવે હુ મારી વકીલાત ફરી શરૂ કરી દઉ કે પછી કુટુબને મારી કમાણીની જરૂર ન હોવાથી દેશની સેવામા જોડાઉ ? પણ દેશની સેવાનુ કામ કરવા માટે શુ કરવુ, ક્યા જવુ વગેરે વિષે હુ કઈ જાણતો ન હતો જો કે હિંદ સેવક સમાજ શાખા મારા ઘરની પાસે જ હતી અને એમનો સાથેનો સબધ મીઠો ને મિત્રતા ભર્યો હતો છતા અમુક કારણસર હુ ત્યા બધાઈ જવા ઇચ્છતો ન હતો હુ જ્યારે આ ૧ વિચારની અનિશ્ચિત દશામા હતો ત્યારે એક દિવસ ઠક્કરબાપાને મળવા ગયો એમને ગાધીજીનો પત્ર હજી હમણા જ મળ્યો હતો ગાધીજીએ ચપારણમા કામ કરવા માટે એમની નીચે રહી ઓછામા ઓછા છ મહિના સુધી કામ કરે એવા સ્વયસેવકોની માગણી કરી હતી બાપાએ મને પૂછ્યુ, "તમે ત્યા જશો?" મે તુરત જ હા પાડી એમ વિચારીને કે, ચાલો છ મહિના સુધી ભવિષ્યનો માર્ગ નક્કી કરવાની ઉપાધિમાથી તો છૂટ્યો! બાપાને પણ એટલુ જ જોઈતુ હતુ તેમણે મને ૪૮ કલાકની અદર જ ચપારણ મોકલી દીધો

પણ ચપારણમા રહીને કામ કરવાનુ મારુ નિર્માણ થયુ નહોતુ જેવો હુ ચપારણ જિલ્લાના બેનિયા ગામે પહોચ્યો કે તુરત જ ગાધીજીની પાસે મારા વડીલ ભાઈનો પત્ર આવી પહોચ્યો તેમા તેમણે લખ્યુ હતુ કે કિશોરલાલની ખરાબ તબિયતની અમને ચિંતા થાય છે, આથી આપ તેમની બરબર સભાળ રાખશો એવી આપને વિનતિ કરુ છુ ગાધીજીની મારા વિષેની છાપ ઘણી સારી પડી, છતા જેમની સભાળ રાખવી પડતી હોય એવા સ્વયસેવકોની તેમને જરૂર ન હતી આથી ફરીને ૪૮ કલાક કરતાયે ઓછી મુદતમા નાપસદ થયેલા ઉમેદવાર તરીકે મને મુબઈ પાછો મોકલવામા આવ્યો આમ છતા ગાધીજીએ અમદાવાદ જઈ આશ્રમની રાષ્ટ્રીય શાળામા શિક્ષક તરીકે જોડાવાની મને ભારપૂર્વક સલાહ આપી મુબઇના મિત્રો સાથે આ બાબત ચર્ચા વિચારણા કરીને અને એમની સલાહ લઈને મે ગાધીજીની દરખાસ્તનો સ્વીકાર કર્યો અને એક વરસ અજમાયશ કરી જોવાનુ નકકી કર્યુ આ રીતે ઠક્કરબાપાએ મને ચપારણ મોકલ્યો એ પ્રસગ મારા જીવનની દિશા નકકી કરવામા તત્કાળ કારણભૂત બન્યો આમ ન બન્યુ હોત તો સભવ છે કે કદાચ હુ ફરીને વકીલાતના ધધામા પડત અને સામાન્ય રીતે માણસ પોતાનો જીવન

માર્ગ વારંવાર બદલી શકતો નથી એથી કોને ખબર છે કે હું પણ એમાં જ અટવાઈ જાત.

પણ જીવનની એક ખરી પળે ઈશ્વરે ઠક્કર-બાપાને મારી જીવનરેખાના નિયામક બનાવ્યા અને જે પ્રવાહમાં તે મારી જીવનનૌકાને હંકારી જવા ઇચ્છતા હતા એ દિશામાં બાપા દ્વારા તેમણે મને મોકલી દીધો. બાપાને મારા શતશત પ્રણામ. એમના પર ઈશ્વરના આશીર્વાદ વરસો.

*

આયરલેન્ડમાં નદીકિનારે બેનેટ નામનું એક નાનકડું ગામ છે—૧૯૦૧ની આ વાત છે—ત્યાં વિલિયમ સ્મિથ નામે એક સેવાભાવી દાક્તર રહેતો હતો. એ રહેતો હતો તેનાથી દૂર બેટ જેવી જગ્યામાં માછીઓ રહેતા હતા. એ માછીઓમાં એકને ચેપી રોગ લાગુ પડ્યો એણે ખાસ ધ્યાન આપ્યું નહીં અને એ ચેપી રોગ લગભગ બધા માછીમારોમા ઓછેવત્તે અંશે ફેલાયો. દરેક ઘરમાં બે ત્રણ જણ એ રોગનો ભોગ બની પથારીવશ થયા જ હોય.

દાક્તરને જ્યારે આ વાતની જાણ થઈ તો એ માછીઓના ઝૂંપડે ગયો. એ તો જોઈને આશ્ચર્યમાં પડી ગયો. એકસામટા આટલા માણસો બીમાર અને કશો ઈલાજ થતો નથી. એણે ઝૂંપડે ઝૂપડે ફરીને દવા આપી સારવાર કરવા માંડી. દાક્તર રોજ પોતાની હોડીમા બેસી ત્યાં જતો. દાક્તરને લાગ્યું કે આ લોકો સ્થાનફેર કરે તો દર્દીઓને જલદી ફાયદો થાય. એણે માછીઓને કહ્યું કે તમે થોડા દિવસ માટે દરિયાકિનારે ચાલ્યા જાવ. તાજી હવાથી તમને જલદી સારું થઈ જશે. પહેલાં તો માછીઓએ આનાકાની કરી પણ પછી ઘણી સમજાવટથી હા પાડી. પણ એ લોકોને નાવમાં બેસાડી દરિયાકિનારે લઈ જવા માટે કોઈ તૈયાર થયું નહીં. ભારે મૂંઝવણ. આખરે દાક્તરે એક લોકલ ઓફિસરને તૈયાર કરી જેટલા દર્દી સમાય તેટલાને તેની મદદથી પોતાની હોડીમાં બેસાડીને દરિયાકિનારે લઈ જવા માંડ્યા. આમ હોડીના આંટાફેરા કરીને છેવટે બધાને દરિયાકિનારે પહોંચાડ્યા. ત્યાં એ બધાની એણે સારવાર કરી. ધીરે ધીરે બધાની તબિયત સુધરી ગઈ.

પણ ખુદ દાક્તરને એ ચેપી રોગ વળગ્યો! અને એનું મૃત્યુ થયું. પણ મરતી વખતે દાક્તરને એ વાતનો જરાય રંજ ન હતો ઊલટો એ ખુશ હતો કે હું ફરજ બજાવીને મરું છું.

*

અઢારમી સદીમાં ઇંગ્લાંડમાં જ્યૉર્જ સ્ટબ્સ નામનો એક ચિત્રકાર થઈ ગયો. તે લૅંકેશાયરમા રહેતો હતો. તેને ઘોડાનાં ચિત્રો દોરવાનો ખાસ શોખ હતો. સાઠ વર્ષ સુધી તેણે અભ્યાસ માટે ઘોડાનાં ચિત્રો જ દોર્યાં—૧૭૨૪માં પોતાના નિવાસ નજીક એક વાડો બનાવી તેમાં તેણે ઘોડા પાળ્યા અને વર્ષો સુધી તેના એકેએક અવયવોનું બારીક નિરીક્ષણ કરતો રહ્યો—અને તેનાં સ્કેચો કર્યા આમ વર્ષોની મહેનત અને અભ્યાસ પછી તેણે ઘોડાનાં તૈલચિત્રો તૈયાર કરી ઇંગ્લાંડના રાજ્ય પ્રદર્શનમાં મૂક્યાં તો તે ખૂબ જ પ્રશંસા પામ્યાં અને સારું સન્માન થયું. આજના કલાકારમાં આટલી ચીવટ, ધીરજ, અને સાધના છે ખરી?

*

પોતાને ગમતું કામ તો મોટો મૂર્ખ પણ પાર પાડી શકે. પરન્તુ દરેક કામને પોતાને રૂચતું બનાવી શકે તેનું નામ બુદ્ધિશાળી. કોઈ કામ હલકું નથી. — વિવેકાનંદ

# ડોશીમાનું મોક્ષધામ



એક ડોશીમા હતા ભારે ભગત આખા ગામમા ભક્તાણી તરીકેની એમની ભારે નામના વાત પણ સાચી હતી ડોશીમા ખરે ખર આકરી ભક્તિ કરતા રોજ અચૂક મદિરે જાય—ભગવાનની સેવા પૂજા કરે, પૂજા આરતી કરે અને આખમા આસુ આવી જાય ત્યા સુધી કલાકો સુધી પ્રભુ પ્રાર્થના કરે

રોજનો આ ક્રમ, એમા કોઈ દિવસ ચૂક થાય નહી

પછી ડોશીમાની ભક્તિની વાહવાહ ચારે તરફ થાય એમા શી નવાઈ!

મદિરના પૂજારીને પણ આ ડોશીમા પર અનન્ય ભાવ હોય જ ને? મદિરે આવતા ભક્તોમાથી કોઈનામા આ ડોશીમા જેવી ભક્તિ, આસ્થા ને નિયમિતતા જણાતા ન હતા

આમ દિવસો વિતતા હતા, ડોશીમાનો મદિરે જવાનો ક્રમ પણ અવિરત હતો એવામા એક દિવસ પૂજાનો સમય થઈ ગયો તો પણ ડોશીમા દેખાયા નહી પૂજારીને તો નવાઈ થઈ આજે આમ કેમ? સૂર્ય આથમ વાનુ ભૂલી જાય પણ ડોશીમા મદિરે આવ વાનુ ન ભૂલે ‘હમણા આવશે, હમણા આવશે’ એવી આશામા પૂજારીએ રાહ જોઈ પણ ડોશીમા ન દેખાયા, એટલે પૂજારીને ડોશીમા કેમ ન આવ્યા તે જાણવાની ભારે જિજ્ઞાસા થઈ ડોશીમાને કઈ થયુ તો નહી હોય? એવી શકા પણ આવી

છેવટે પૂજારી લોટ માગવાનુ બહાનુ કાઢીને ડોશીમાને ત્યા ગયો પૂજારીને જોતા જ ડોશીમાએ આવકાર આપ્યો અને આસન આપી બેસાડ્યો

ડોશીમાએ પૂજારીને ખોબો ભરી લોટ આપ્યો ‘સ્વસ્તિ કલ્યાણ’ કહી પૂજારી ડોશા સાથે વાતે વળગ્યો એને તો ડોશીમા આજે મદિરે કેમ ન આવ્યા તેનો તાગ લેવો હતો એટલે વાતને ચગાવીને મૂળ મુદ્દા પર આવ્યો ત્યારે ખબર પડી કે ડોશીમાને ત્યા દુઝણુ હતુ, તેમા એક ભેસ વિયાઈ હતી ને મરેલુ પાડુ આવ્યુ હતુ એટલે ભેસ દોહવા દેતી ન તી ડોશીમાએ ભેસને ખાણ ધર્યુ, કઈ કઈ ઉપાય કરી જોયા પણ ભેને ન દોહવા દીધુ તે ન જ દોહવા દીધુ ને એમ પૂજાની વેળા વહી ગઈ ને ડોશીમા મદિરે ન આવી શક્યા

પૂજારીને એ જાણી ભારે આશ્ચર્ય થયુ આવા એક સાદા કારણ માટે ડોશીમાએ વર્ષોનો ક્રમ તોડ્યો! રોજરોજ ભગવાન પાસે ડોશીમા મોક્ષ માગે છે અને આમ ઘરમા બીજા માણસો હોવા છતા માયામા પડ્યા! આશ્ચર્યની વાત કહેવાય! ડોશીમા મોક્ષને શુ સમજતા હશે? એવો વિચાર કરતો પૂજારી વાત પૂરી કરી મદિરે પાછો ફર્યો

બીજે દિવસે ફરી ડોશીમા મદિરે આવ્યા ફરી એ જ પહેલાનો પૂજા પ્રાર્થનાનો ક્રમ શરૂ થયો રડીરડીને ડોશીમા રોજ ભગવાન પાસે મોક્ષ માગે!

પૂજારીને થયુ કે આ ડોશીમાને મોક્ષ એટલે શુ, એ સમજાવવુ જોઈએ પણ તે કેમ કરીને સમજાવવુ? પોતે સીધેસીધુ કહે તો ડોશીમાના મનમા કેમ ઊતરે? માત્ર કહેવાથી ડોશીમા થોડા ઘર ને ઢોરની માયા છોડવાના હતા? એને એક યુક્તિ સૂઝી, ને એણે અજમાવી પણ ખરી

એક દિવસ પૂજારી ભગવાનની મૂર્તિની પાછળ લપાઈ ગયો સમય થતા પૂજા સામગ્રી લઈને ડોશીમા મદિરે આવી પહોચ્યા ભારે શ્રદ્ધાભાવથી ભગવાનની પૂજા કરી પ્રાર્થના કરી રડતા રડતા ડોશીમાએ મોક્ષ માગ્યો

મૂર્તિની પાછળ સતાયેલા પૂજારીએ બરાબર

મોકો 'જોઈને—ડોશીમાની પ્રાર્થના સાંભળી સ્વયં ભગવાન પ્રસન્ન થઈને બોલતા હોય તેમ બોલવા માંડ્યું: 'ડોશીમા! માગો! માગો! જે ઇચ્છા હોય તે માગો! તમારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું.'

ડોશીમાને પોતાની ભક્તિ ફળતી જોઈ અનહદ આનંદ થયો, ભગવાનને બે હાથ જોડી ગદ્ગદ કંઠે બોલ્યાં: 'ભગવાન! મારે કશું જ જોઈતું નથી. બધી વાતે આપની મારા પર કૃપા છે—હવે તો મોક્ષ જોઈએ છે—મોક્ષ-ધામમાં જવું છે. બસ, દેવ, મારી આટલી કામના પૂર્ણ કરો!'

'તથાસ્તુ! જુઓ મા, હમણા તમારી ભેંસને આવેલું પાડું મરી ગયું ને?'

'હા ભગવાન.'

'હવે એ પાડાને જન્મ આપનાર ભેંસ પણ થોડા સમય પછી મરી જશે—'

'અરે રે ....' ડોશીમાએ નિસાસો મૂક્યો.

'અને પછી તમારા દીકરાઓ—'

'શું....શું ભગવાન, મારા દીકરાઓ?'

'હા, પછી તમારા દીકરાઓ મરી જશે—'

'ઓ ભગવાન! મારું નખ્ખોદ નીકળી ગયું. ડોશીમાએ પોક મૂકી.

'અને પછી—'

'પછી શું ભગવાન?'

'પછી દીકરાઓની વહુ મરી જશે.'

'હાય રે હું નોધારી થઈ ગઈ....' ડોશી-માથી ચીસ પડી ગઈ.

'અને પછી એ સૌનાં મરણ બાદ તમારું મૃત્યુ થશે, અને તમને મોક્ષ મળશે—તમે મોક્ષધામમાં જશો.'

ડોશીમા તો ફાટી આંખે બાઘા બની જોઈ રહ્યાં! પછી જોરથી બોલ્યાં: 'ના, ના, ભગવાન મારે એવો મોક્ષ નથી જોઈતો. મારે તો જ્યાં મારું પાડું હોય, મારી ભેંસ હોય, મારા દીકરા, દીકરાઓની વહુઓ હોય—અને એ બધાં પર મારી આણ વર્તતી હોય એવું ભર્યું-ભાદર્યું મોક્ષધામ જોઈએ.'

ભગવાન—પૂજારી—શું કહે? ડોશીમાની મોક્ષની કલ્પના જાણી એ પોતે જ શરમાઈ ગયા.

ડોશી ઘરે ચાલ્યાં ગયાં. પણ ફરી બીજા દિવ-સથી એમણે પૂજા-પ્રાર્થના શરૂ કરી દીધી!

*

મેળામાં એક રમકડું હતું. એની ઉપરની બ જુએ ગોળાકારમાં બે પુરુષની વચ્ચે એક સ્ત્રી હતી. ત્રણેનાં મુખ એક જ ક્રમમાં હતાં. ને તેને ઝડપથી ફેરવવા માટે રમકડાને તળિયે યાંત્રિક રચના હતી.

પ્રથમ મોટો પુરુષ હતો, તે પછી ઠીક ઠીક અંતરે સ્ત્રી હતી; અને પછી તેની પાસે બીજો નાનો પુરુષ હતો. બન્ને પુરુષ વચ્ચે તો ઘણુ અંતર હતું જ. જ્યારે રમકડાને ચાવી ચઢાવવામાં આવતી ત્યારે એ ત્રણે 'પકડદાવ' રમતાં હોય એમ જોનારને લાગતું. વિશિ-ષ્ટતા તો એ હતી કે દાવ રમતાં કોઈ એકબીજાના હાથમાં આવતાં ન હતાં ને રમકડાને ખૂબ ઝડપથી ફેરવવામાં આવતું તો ત્રણે એવાં ગૂંચાઈ જતાં કે જોનારને કંઈ સમજાતુ નહીં.

એ રમકડાને જોતાં કોઈ એક પ્રજ્ઞાશીલ વ્યક્તિને લાગ્યું કે જરૂર આમાં કંઈક રહસ્ય છે. રહસ્ય જાણવા તેણે કલ્પનાના ચશ્માં ચઢાવ્યાં તો તેને જગતના પુરુષોના બે મોટા વર્ગો દેખાયા: જેની પાછળ સ્ત્રી ગાંડી થાય છે તે એક વર્ગ, અને જે સ્ત્રી પાછળ ગાંડો થાય છે તે બીજો વર્ગ. 'વાહ, રમકડાં પણ જગત છે તેવાં જ બને છે ને!' કલ્પનાનાં ચશ્માં ઉતારતાં તેનાથી સહસા બોલાઈ જવાયું.

—પ્ર૦ ના૦ ઠક્કર

*

એ ખરું છે એકલો છું, કોઈ સથવારો નથી;<br>
તે છતાં યે ચાલવું છે, એ વિના આરો નથી. —અનિલ

માનવજાતનો ઇતિહાસ જોતા જણાય છે કે પહેલા માણુસ પરિશ્રમ કર્યા વગર ખાતો ન હતો પણ હવે તો પરિશ્રમ કર્યા વગર તે એટલુ બધુ ખાવા લાગ્યો છે કે તેને ખાધેલુ પચતુ નથી પરમાત્માએ મનુષ્યને પૂર્ણ થવા માટે સર્જ્યો છે પણ તે અત્યારે તો દાનવ બનતો જાય છે તે પોતાની બુદ્ધિ બરાબર ચલાવતો નથી બુદ્ધિથી કપડા સીવી શકાય છે અને ગજવા પણ કાપી શકાય છે પરમાત્માએ આપણુને બુદ્ધિ આપી છે, માનસિક ભાર આપ્યા છે તે બધાનો ઉપયોગ આપણી શક્તિ વધારના માટે થવો જોઈએ આ રીતે મેળવેલી શક્તિનો વિચારપૂર્વક ઉપયોગ કરવાથી આપણે તેમ જ બીજાઓ સુખી થઈ શકે

પરિશ્રમ જ સાચી સંપત્તિ છે સોનુ રૂપુ સંપત્તિ ગણાય છે પણ તે પરિશ્રમથી જ પ્રાપ્ત થાય છે પરિશ્રમ વિના સંપત્તિ મળતી નથી મનુષ્ય જે જે ચીજો વાપરે છે તે બધી પરિશ્રમથી તૈયાર થાય છે કોઈ પણ સામુદાયિક કાર્યમા બુદ્ધિ, માનવશક્તિ, કર્મ તથા યોજન હોય ત્યારે પરિશ્રમ સફળ થાય છે

જ્યારે કોઈ મોટુ કામ કરવુ હોય ત્યારે સદ્‌ભાવના અને સગઠનની જરૂર પડે છે આ બે વસ્તુ પરસ્પર પ્રેમ અને વિશ્વાસથી આવે છે પ્રેમ, વિશ્વાસ તથા એકતા નિર્માણ કરવા માટે આપણને પરિશ્રમ પર શ્રદ્ધા હોવી જોઈએ આપણે સૂઈ રહીએ તો કશુ વળે નહિ

આપણે માનવી છીએ પણ માનવ-સસ્કૃતિ ટકાવી રાખવા માટે આપણે શુ કરીએ છીએ? મનુષ્યનુ કર્તવ્ય છે કે પરમાત્માએ તેને જેટલી બુદ્ધિશક્તિ આપી છે તેનો ઉપયોગ તેણે પોતાના તથા બીજાના કલ્યાણ માટે કરવો જોઈએ સદ્‌ગુણ સિવાય આપણે માનવ બનવાના નથી

સાધારણ રીતે ઘરમા માબાપ વધારેમા વધારે પરિશ્રમ કરે છે, છતા ઓછામા ઓછો વ્યય કરે છે તેઓ ઘરના માલિક હોવા છતા આમ કરે છે પરિશ્રમનો સાચો અર્થ આ જ છે માબાપની દૃષ્ટિથી ઊલટી દૃષ્ટિ કલ્યાણકારી નથી ઘરમા જે બિમાર પડે તેને માટે વધુમા વધુ ખર્ચ થાય છે, તે જ પ્રમાણે જે લોકો જરૂર કરતા વધારે ખર્ચ કરે છે તેઓ બિમાર જ છે તેઓને સાદી ભાખરી પણ પચતી નથી, કારણ કે તેઓ પરિશ્રમ જ કરતા નથી

સાચી વાત એ છે કે જે પરિશ્રમ કરે છે તે આરોગ્યવાન રહે છે આજે માનવ-જીવન માથી પરિશ્રમ ગયો છે એટલે માનવતા ચાલી ગઈ છે અને રોગ વધ્યા છે પરિશ્રમ નથી એટલે તો આપણામા બુદ્ધિ, શક્તિ અને પ્રેમનો વિકાસ થતા નથી

આપણે જો સ્વરાજ્યનુ સુરાજ્ય કરવુ હોય તો એવા પ્રકારના ગ્રામોદ્યોગો ચાલુ કરવા જોઈએ કે જેની દ્વારા શ્રમ કરવાથી માણસને ગુજરાન જોગુ મળી રહે જ્યારે માણસને પેટ ભરીને ખાવાનુ મળવા લાગશે ત્યારે માણસ કદી ખોટુ કામ નહિ કરે

*

એકવાર સ્વામી વિવેકાનદે વિરજાનદને ગામેગામ ફરીને પોતાના ધર્મ વિચારનો પ્રચાર કરી ફેલાવવા કહ્યુ ત્યારે નિવૃત્તિપરાયણ વિરજાનદે જવાબ આપ્યો કે, 'મોક્ષ માટે મને હજી થોડી સાધના કરવા દો ' એ સાભળી વિવેકાનદે ગર્જના કરતા કહ્યુ 'અધિ વિના મોક્ષ માગશો તો નર્કમા પડ્યા વિના નહી રહો મોક્ષપદ પામવુ હોય તો નની સેવા કરો એમ કરતા સકટો વેઠવા પડે તો તે પણ વેઠો સ્વાર્થનો સાધના મેળવેલા સ્વર્ગ કરતા તો પરમાર્થ કરતા સકટો સહન કરેલા જ વધારે સારા છે '

# ઓલવાતા ભડકા

ભગવતીકુમાર હ. શર્મા

શંકર અને રામજી બન્ને મિત્રો હતા. મૂળ એક ગામના પણ ખરા, અને હવે એક જ મિલમાં બંન્ને નોકરી કરતા હતા એટલે તેમની દોસ્તીની ગાંઠ બંધાયેલી રહી.

એમના બાપદાદાઓ તો મિલને ઓળખતા પણ નહિ. એમનું જીવન ધરતીને ખોળે પસાર થયું હતું. બળબળતા ઉનાળામાં તેઓ હળ ફેરવતા, વરસતી વર્ષાધારો નીચે તેઓ વાવણી કરતા ને કડકડતા શિયાળામાં કાપણી ચાલતી. ધરતીની ભીની સુગંધ લેવી એ એમની સૌથી મોટી મોજ, ધરતી સાથે રમત એ એમનો મોટામાં મોટો શોખ!

પરંતુ ગામના જમીનદારોનો લાલ ડોળો ફર્યો અને ખોળેથી ધકેલાઈ ગયા. કુદરતી જીવન ભૂંસાઈ ગયું અને તેને સ્થાને અકુદરતી જીવન આવી પડ્યું.

બપોરટાણે હળ ફેરવી થાક્યા હોય ત્યારે તેમની ઘરવાળીઓ બાજરીનો મીઠો રોટલો, ચટણી અને છાશ લઈને ઉમંગભેર આવતી ત્યારે તેઓ કેટલા આનંદથી જમતા! જ્યારે આજે ગંદી હોટલના વાસી ગાંઠિયા અને શરીરને બાળી મૂકતી કડક ચા તેમના નસીબમાં આવી હતી. તોય માણસનું જીવતર નવી પરિસ્થિતિને અનુકૂળ થઈ રહે છે. ગામડાની ઘેંસને બદલે શહેરના 'ઈડલીઢોસા' તેઓ આરોગી શકતા; અલબત્ત, પોતાની તંદુરસ્તીને ભયમાં મૂક્યા પછી જ!

પણ શહેરની ઝડપ અને ખટપટ, ચળવળ અને લડત — આ બધું તેમના સ્વભાવને જો નિર્બળ હોય તો — પલટાવવા લાગી ગયું. શહેરમાં થતાં ભાષણોમાં કહેવામાં આવતું: "તમારે ચળવળ કરવી જોઈએ. મૂંગા મોઢે રહેવાથી કાંઈ ફાયદો નહિ થાય. તમારો પાડોશી વધારે કમાતો હોય તો તમારે તેને લૂંટી લેવો જોઈએ."

આવાં ને આવાં વાક્યો તેમને કાને પડતાં. છતાંય તેની ગાઢ અસર તો માત્ર રામજી ઉપર જ પડતી. કારણ કે રામજી પહેલેથી જ વહેમી, કાચા કાનનો, અદેખો અને ઝટ ઉશ્કેરાઈ જાય તેવો હતો. ગામડામાં પણ તેના આ અવગુણો કંઈ અછતા રહ્યા ન હતા, પરંતુ શહેરના વાતાવરણથી તો, જેમ વરસાદ પડતાં બધે ઘાસ ફૂટી નીકળે છે તેમ આ અવગુણો બહાર પડ્યા.

શંકર રામજીનાં આ લક્ષણોથી અજાણ હતો એમ ન કહી શકાય, પરંતુ તેનું ઉદાર દિલ, ભોળું મન અને તેના પરોપકારી સ્વભાવને લીધે તે તેની તરફ આંખ આડા કાન કરતો. ને કહેતો,

"હોય, ભાઈ! ભગવાને બધાને સરખા નથી ઘડ્યા. તે હું ય વળી ક્યા સારો છું? હું ય ઝટ દઈને ગુસ્સે થઈ જાઉં છું. પૂછો આ મારી ઘરવાળીને. તો પછી રામજીના ગુણ-અવગુણને જોનાર હું કોણ? હું તો એને મારો નાનો ભાઈ માનું છુ."

પણ રામજીનું મન થોડા વખતથી શંકર ઉપર ગુસ્સે થતું જતું હતું. તેનાં કેટલાંક કારણો હતાં:

શંકર પહેલેથી ખૂબ મહેનતુ અને પ્રમાણિક, જ્યારે રામજી હાડકાંનો ખોટો અને કદી, કદી; નીતિને પણ બાજુએ મૂકી શકે એવો. શંકર તેને તે પરત્વે ઘણીવાર સલાહ આપતો, પણ રામજી સાંભળતો નહિ. અને તેના આ દુર્ગુણોને લીધે તે બધે અપ્રિય થતો ગયો. આળસને લીધે તેનાથી કામ બહુ ઓછું થતું, આથી વારંવાર

### શું મળ્યું?

વેગ જ્યારે બન્યો જીવન-હેતુ,
સ્થિરતા હોય ત્યાં પછી શાની?
દોડવામાં મળ્યું શુ, માનવને?
થાક, પ્રસ્વેદ ને પરેશાની!

અનિલ

મિલમાં તેના ઉપરી તેને ઠપકો આપતા અને કેટલીક વાર તો તેના પગારમાં કાપ પણ પડતો. વળી આજુબાજુના કામદારો તેની તે કારણોસર મશ્કરી પણ કરતા. આથી રામજી ધૂંધવાઈ જતો.

જ્યારે શંકરની વાત ઊલટી જ હતી. તે ખૂબ મહેનત કરતો અને તેથી તેના ઉપરીઓ તેના ઉપર રાજી હતા. વળી એ જ કારણે તે ઊંચી જગ્યાએ જતો ગયો. તેનો પગાર વધતો ગયો. બીજા કામદારોમાં તેનું માન વધતું ગયું. અને છતાં તેનો સ્વભાવ તો પહેલા જેવો જ નિખાલસ રહ્યો.

રામજી તેની ખૂબ અદેખાઈ કરવા લાગ્યો. શંકર તો તેને હમેશની માફક બોલાવતો, પણ રામજી મૂગો રહેતો. આ જોઈ શંકર પૂછતો,

"તને થયું છે શું ? આમ મૂગો કેમ રહે છે ?"

"મૂંગો ન રહું તો શું કરું ? તમે તો હવે મોટા માણસ થયા. મારા જેવા મજૂરિયાએ તમારું માન જાળવીને જ વાત કરવી જોઈએ ને ?"

"રામજી, ગાંડા! આવુ બોલે છે ? મેં તારાથી એવી જુદાઈ રાખી છે ?" કહેતાં શંકરની આંખોમાં આંસુ ભરાઈ આવતાં. તે જોઈ રામજી મનમાં બોલતો: "ભાઈસાહેબને ઢોંગ કરતાં ઠીક આવડે છે."

એવામાં એક દિવસ એવુ બન્યુ કે રામજીથી તેની આળસને લીધે કામમા મોટી ભૂલ થઈ ગઈ. આથી મુકાદમે આવીને કહ્યુ,

"એય રામજી! કામ કરે છે કે રમત ? હવેથી આવું થશે તો હું મોટા સાહેબને કહી દઈશ. અને તારે નોકરી ગુમાવવી પડશે."

મુકાદમના ગયા પછી રામજીને તેની પાસેના એક કામદારે કહ્યું,

"કેમ રામજી ! તારો કોઈ દુશ્મન પાક્યો છે કે શું ? તને અવારનવાર ઠપકો મળે છે એટલે પૂછું છું."

"દુશ્મન તો કોણ હોય ? કો'ક હશે ઘરનું. પેલું કે' છે ને કે ઘર ફૂટે ઘર જાય. એવી વાત હશે."

"બરાબર છે. હું તને એ જ કહેવાનો હતો. ખોટું ન લગાડતો, પણ આ બધાં શંકરનાં કાવતરાં છે. તેને મોટા થવું છે અને તને ખરાબ કરવો છે."

અને આ વાત રામજીના મનમાં બરાબર ઠસી ગઈ. પહેલાં તો તેઓ બપોરની રજામાં સાથે બેસી નાસ્તો કરતા, હવે તો શંકરને જોઈ રામજી બીજી દિશામાં વળી જતો. તે માનતો થઈ ગયો હતો કે દુશ્મન જેવા શંકરનું મોં પણ શા માટે જોવું જોઈએ ? જેને તેને મોઢે તે શંકરની નિંદા કરતાં કહેતો:

"ભાઈ ! શંકરિયાને તો શહેરનો વા લાગ્યો છે. મને તો હવે જાણે ઓળખતો ય નથી. અને ઉપરથી મને નોકરીમાંથી રજા અપાવવાની ફિકરમાં છે."

આમ ને આમ દિવસો પસાર થવા લાગ્યા. હૈયાનો બળેલો રામજી ઘર અને કુટુંબ તરફ બેદરકાર થતો ગયો. અત્યાર સુધી શંકરની સોબતને લીધે તે વ્યસનો અને ખોટા ખર્ચથી દૂર રહી શક્યો હતો પરંતુ હવે તે ઝડપથી કુમાર્ગે વળી ગયો. પરિણામે પૈસાની તંગી વર્તાવા લાગી. આ પરિસ્થિતિમાં તેનું મન સ્થિર ન રહી શકે એ સ્વાભાવિક છે.

વ્યસનોનું બળ, ભાંગતું શરીર, નિર્બળ આંખો અને અસ્થિર મનને લીધે મિલના કામમાં તે વધુ ને વધુ ભૂલો કરવા લાગ્યો, અને તેમ તેમ તે શંકર ઉપર વધુ દાઝે બળવા લાગ્યો.

અને તેના ક્રોધની હદ તો ત્યારે આવી ગઈ જ્યારે તેને મિલમાંથી રજા આપવામાં આવી. અને રજા ન મળે તો બીજું થાય પણ શું ? મિલના સત્તાવાળાઓ કંઈ કામમાં ભૂલ કે અવૂરપ વેઠી લે ? કદી નહિ. નોકરી કરવી અને કામ ન કરવું એ બન્ને સાથે કેમ થઈ શકે ?

અનિયમિત રામજી નોકરીમાંથી કમી થઈ ગયો. અને તરત જ તેના અંગેઅંગમાં ક્રોધની આગ લાગી ગઈ તેણે માની લીધું કે આ શંકરનું જ કાવતરું હતું. અને તેની માન્યતાને તેના સાથી કામદારે ટેકો આપ્યો.

"હા, રામજી! ગઈ કાલે મેં શંકરને મેનેજરની ઓફિસમાં જતો જોયો હતો."

થઈ રહ્યું. હવે બીજી કઈ સાબિતી જોઈએ? તે ધૂંધવાયેલે હૈયે બહાર નીકળ્યો. સામેથી શંકર આવતો હતો. તેને જોઈને રામજી બળી ઊઠયો. ત્યાં તો શંકર બોલ્યો,

"અરે, રામજી! તારી નોકરી ગઈ? બહુ ખોટું થયું. પણ....'

"ચુપ રહે બદમાશ! તું શું મોઢું લઈને મારી સામે બોલે છે? તને મારો હાથ હું બરાબર બતાવું નહિ, તો મારું નામ રામજી નહિ; સમજ્યો?" કહી રામજી ઝડપભેર ચાલ્યો ગયો. શંકર કાંઈ પણ સમજ્યા વગર આભો બની તેને જતો જોઈ રહ્યો ...

બજારમાંથી પસાર થતા રામજીને અચાનક રમઝુ ગુંડાની મુલાકાત થઈ.

"ક્યોં, આજકલ બહુત પરેશાન નજર આતે હો?" રમઝુએ પૂછ્યું.

"શું કરું રમઝુભૈયા! પેલા શંકરિયાને તો તમે ઓળખો છો ને? તેણે મેનેજરને ભંભેરણી કરી મને નોકરીમાંથી રજા અપાવી."

"અરે, કયા કહ રહે હો? તો ઐસા કરો, શંકર કો જરા હલકા બનાદો. ખુદ દીલા હો જાયેગા."

"હા, પણ...."

"કયા 'પણ બણ' કરતે હો? તુમ કહો તો મૈં ઉસે અપના હાથ દીખાઉં."

"હા, ભાઈસા'બ! એવું કાંઈ કરો કે મારો બેટો બહુ ફાટી ગયો છે તે જરા ઠેકાણે પડે."

"અચ્છા, લેકિન મુઝે કુછ પૈસે દેને પડેગે."

"જરૂર. એમાં શું?"

"અચ્છા. તબ તો મૈં ઉસકા ખૂન ભી કર સકતા હું. મગર દેખો, યહ બાત કીસીકો ભી કહના મત."

"ઠીક." કહી રામજીએ કબૂલ કર્યું. રમઝુ ગયો. હવે તેના કટ્ટા દુશ્મનને જેર કરી શકાશે એ વિચારે રામજી આનંદ પામ્યો. એ આનંદમાં તે મોડે સુધી બહાર રખડ્યો. છેક રાત્રે તે ઘર તરફ ગયો.

તે ઘરથી થોડે દૂર હતો ત્યાં 'આગ, આગ'ની બૂમ પડતી સંભળાઈ. કોલાહલ મચી ગયો. લોકો દોડાદોડ કરવા લાગ્યા. આકાશમાં આગના લાલચોળ ભડકા દેખાતા હતા. આ જોઈ રામજી ચમકયો. તે દોડ્યો, ત્યાં સામેથી એક માણસે આવીને તેને કહ્યું,

"કોણ, રામજી? અરે, તારા જ ઝૂંપડામાં આગ લાગી છે. જલદી દોડ."

"હેં....? મારા ઝૂંપડામાં આગ?" કહેતો રામજી દોડ્યો. તેનું શરીર કાંપતું હતું. તેની આંખો ફાટી ગઈ હતી. તે ઝડપથી ઝૂંપડા નજીક પહોંચ્યો. વાતાવરણમાં ભયંકર ધુમાડો પથરાઈ ગયો હતો. સ્ત્રી, બાળકોની ચીસો હૃદયને હચમચાવતી હતી. રામજીએ ગીર્દીમાંથી રસ્તો કાઢી તેની સ્ત્રી અને બાળકોને શોધી કાઢ્યાં. તેને જોઇ તેની પત્ની બોલી,

"હાય! હાય! તમે અત્યાર સુધી ક્યાં ગયા હતા? અહીં તો સત્યાનાશ વળી ગયું." કહી તે રડવા લાગી.

"હા, પણ આ આગ કોણે શંકરિયાએ જ લગાડી છે ને?" તેણે પૂછ્યુ.

"શું બોલો છો તમે? શંકરભાઈ ન હોત તો આપણો આ નાનો છોકરો આગમાં બળી જાત. ચાલો જલદી, શંકરભાઈની ઝૂંપડીએ. બિચારા બહુ દાઝી ગયા છે."

"હેં....?" રામજીનું મગજ કામ કરતું ન હતું. જેને તે પોતાનો મોટો દુશ્મન

## 'એહ!'

એક સાધુ બપોરે જગલમા થઈને જતા હતા એમને ભૂખ લાગી હતી ત્યા એક ભરવાડણ બાઈ ઘેટા ચારતી હતી અને તેની પાસે દૂધ હતુ સાધુને ભૂખ્યા જોઈ બહેને કહ્યુ 'સાધુ મહારાજ! તમે ભૂખ્યા છો અને મારી પાસે દૂધ છે માટે કૃપા કરી એ દૂધ સ્વીકારો અને ભૂખ ભાગો'

સાધુએ પોતાનુ કમડળ ધર્યુ બાઈ ભક્તિભાવથી દૂધ કમડળમા રેડવા લાગી. ગામડાની બહેનોનો સ્વભાવ એવો હોય છે કે તે દૂધ આપે પણ મલાઈ ન આપે એ પ્રમાણે એ બહેન પણ મલાઈ કોરે રાખીને કમડળમા દૂધ રેડતી હતી પણ દૂધમાથી બધી મલાઈ એકાએક દૂધની ધાર સાથે વહીને સાધુના કમડળમા જઈ પડી તે પડતા જ ભરવાડણ બાઈના મોઢામાથી 'એહ!' એવો ઉદ્ગાર સરી પડ્યો

સાધુએ તરત એ બાઈને કહ્યુ કે, 'બહેન તારુ દૂધ પાછુ લઈ લે આ દૂધ હુ ન લઈ શકુ'

બાઈએ સાધુને દૂધ રાખી લેવા માટે ખૂબ આગ્રહ કર્યો ત્યારે સાધુએ તેને કહ્યુ કે, 'બહેન, આ દૂધ માત્ર એકલુ દૂધ નથી એમા તારી 'એહ!' પડી છે એટલે એ શુદ્ધ નથી એ હુ પીઉં તો મારુ હૃદય કઠોર થાય એટલે તને હુ દૂધ પાછુ આપુ છુ.'

*

## પ્યારા બાપુ


વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ


*

અનુક્રમણિકા


૧૨ સપ્ટેમ્બર ૧૯૫૫





પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી, રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

(અનુ૦ કવરપેજ બીજાનુ ચાલુ)

હાસ્ય-ઓથે હું છુપાવું છું હૃદય-સંવેદના,
હાસ્ય જાણે કે રુદન કેરું કફન થઈ જાય છે!

માનવસ્વભાવ પણ એમણે કેવી સરળતાથી વર્ણવ્યો છે:

હૃદયની વાતને હું ઓષ્ઠ પર લાવી નથી શકતો,
વિનયની ટેવ છે દિલને એ છોડાવી નથી શકતો.

ગરીબોને ચીથી દેશના ઘડવૈયાઓને કવિ વેધક પ્રશ્ન કરે છે:

સ્વતંત્રતા આવી, એનાં ઉત્સવો ઉજવાયા, ઉજવાય છે તે માત્ર એક દિવસનો દિવાળી ને ઈદ પેઠે તહેવાર જ બની રહેશે કે સ્વતંત્રતાને પગલે આબાદી ને ઉન્નતિ આવશે, કે બધુ છે એમનું એમ જ રહેશે?

મનાવ્યાં આજ સુધી એમને બંધન બતાવીને,
ગુલામીને શિરે કંગાલિયતનો દોષ ઢોળીને;
ગુલામી ગઈ, હવે કંગાલિયત ને દુર્દશા જાશે?
ગરીબોનાં જીવનમા શું હવે આનંદ રેલાશે?

અને ચેતવણી પણ આપે છે

હવે ઠગશો નહી કોઈ દઈ ખોટા દિલાસાઓ,
હવે તો સાંભળી શકશે નહી ખોટા ખુલાસાઓ;
સહી શકશે નહી તેઓ હવે ઝાઝી નિરાશાઓ!

યુદ્ધખોરોની લીલા પણ કવિને અકળાવતી જણાય છે હજી તો ગયા યુદ્ધનો વિનાશ ગઈ કાલનો બનાવ છે ત્યા નવા યુદ્ધની વાત થાય છે! કવિ પૂછે છે.

તૂટેલાં ખોરડાં એમ જ પડ્યાં છે
ચણાશે ત્યા ફરી શુ કોટ-કિલ્લા?
નથી તૂટી ઘણાની શૃંખલાઓ
ઘડાશે શુ નવી જંજીર બેડી?

અને આત્મભાનનો આ બલિષ્ઠ ઉદ્ગાર.

હુ કવિ છુ કઈ કવિની કલ્પના જેવો નથી,
કોઈ રૂપકથી કવિને કોઈ સરખાવે નહી!

અને કવિની આ ઇચ્છા ય કેવી હૃદયંગમ છે!

સરિતાના કિનારા પર ઊભેલાં ઝાડનાં પેલા
વહેતાં નીરમાં નીરખી રહ્યાં છે નિજ પ્રતિબિંબો,
મને પણ થાય છે ઇચ્છા કે હું સંસાર-સાગરમાં
સપાટી સ્થિર થાયે તો પ્રતિબિંબ જોઈ લઉં મારું!

પ્રકૃત્તિનુ એક રમણિય દૃશ્ય બતાવી કવિ પોતે માનવમાત્રમા સમાનતા ઇચ્છે છે તે કેવુ પરોક્ષ રીતે કહી જાય છે!

સ્વૈરવૃત્તિનુ આ નિખાલસ આલેખન જુઓ·

ડહાપણનો ભાર નિત્ય તો ઊંચકી શકાય ના,
પાગલ થવાની થાય છે ઇચ્છા કદી કદી!

અને આ હૃદયસ્પર્શી અફસોસ—

મારા જીવનનુ શિલ્પ ઘડાયુ નહી અનિલ,
જીવન વિતાવ્યું કોઈની મૂર્તિ ઘડી ઘડી!

આવા તો પુષ્કળ ઉદાહરણો ટાકી શકાય પણ હવે અટકીએ

આ સંગ્રહમા ગીતો છે, ગઝલો છે અને મુક્તકો પણ છે. પુષ્કળ વિષયવૈવિધ્ય ધગવતા એ કાવ્યોમા સ્વાનુભવપ્રેરિત સચોટ ઉદ્ગારો છે તો માનવી, માનવજીવન ને જગત વિશેના ચિંતનો પણ છે

સ્વાભાવિકતા અને સચોટતા એ અનિલના કાવ્યોનો મોટો ગુણ છે, કાવ્યની એકેએક પંક્તિ વાચકને પોતાની લાગે છે, અને તે વાચકોના અનુભવોને જગાડતી જાય છે અને અહી જ કવિનો વિજય છે એમણે જ એક સ્થળે કહ્યુ છે·

કવિતા શું અરીસો છે? કહ્યું છુ કાવ્યમા હું જે,
ઘણાંને તો એ પોતાના હૃદયની વાત લાગ છે!

અને સંગ્રહના કાવ્યો વાચતા કવિ જાણે આપણી જ વાત કહેતા હોય એમ લાગે છે!

કવિ જ્યારે કાવ્યકલાની ટોચે પહોચે છે, પ્રેમની પરાકાષ્ઠાએ પહોચે છે ત્યારે એ સુંદર શૈલીમા નગ્ન સત્ય મૂકીને વાચકના હૃદય પર અધિકાર જમાવે છે. ક્યારેક એ નગ્ન સત્ય પણ કહી નાખે છે, પણ એ ખૂંચતું નથી

જો કે આ કાવ્યસંગ્રહ કવિનાં બધા કાવ્યો નથી રજૂ કરતો, તો યે આમાં જે કાવ્યો વિવેકપૂર્વક ચૂટીને મૂકયા છે તે પરથી તેમની કાવ્યશક્તિનો ખ્યાલ સહેજે આવે છે.

કાવ્યપિપાસુ તથા સાહિત્યરસિકો તેમ જ સામાન્ય વાચકોને પણ આ કાવ્યસંગ્રહ રસદાયક થઈ પડશે ગુજરાત આ કાવ્યસંગ્રહમા નવુ લોહી અને પ્રાણ ધબકતા જોશે. —ધી૦ ગાં૦



## ઇંદ્રને

★

ઇન્દ્ર! મારા હૃદયમા વૃષ્ટિ નથી કઈ કાળથી,
ને અનાવૃષ્ટિથકી ક્ષિતિજ પર સુનકાર છે;
ક્યાય પણ શીતલ, સજલ રેખા નહી નજરે પડે,
કોઈ નવવર્ષા તણી શ્યામલ ખબર નવ આપતું.

દેવ! જો સાચેજ કઇ ઇચ્છા તમારી હોય તો
લાવો પ્રલયની ગાજતા બસ દ્રિ ઝ-ઝંઝા વજ્રનાદ.
વીજળી કેરા ય વાંકા ચાબખા ફટકારીને
દિગ્દિગ તો મારી ચમકાવી મૂકો!

આ દુઃસહ નૈરાશ્યનો નિસ્તબ્ધ રુદ્ર નિઃશબ્દ દાહ
સહરી લો, સંહરી લો હે પ્રભો!

જ્યારે પિતા ક્રોધે ભરાયે તે સમે
માતા સજલ નયને જુવે બાળક ભણી,
હે નાથ! એ રીતે જુવો મારા ભણી!

ગુરુદેવ — અનુ૦ અનિલ

# ગ્રંથાવલોકન

★

**કાવ્યલહરી:** લે૦ તનસુખ ભટ્ટ, પ્ર૦ વોરા એન્ડ કંપની, પબ્લીશર્સ લિમિટેડ, રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ–૨ મૂ૦ દોઢ રૂપિયો

હાલ પ્રગટ થતા કાવ્ય સંગ્રહોમા, મુક્તકો સહિત નાના મોટા ચોર્યાસી કાવ્યોનો આ નાનકડો કાવ્ય સંગ્રહ નોખો તરી આવે છે કવિ નિવેદનમા કહે છે '૧૯૩૦ના અરસામા બળવંતરાય ઠાકોરની કાવ્યભાવનાનુસાર ગુજરાતી કવિતા લખાવા માંડી ત્યારે મને એ ભાવના અને તેનુ બાહ્યરૂપ અપરિચિત લાગ્યા યથાશક્તિ તેને સમજવાનો પ્રયત્ન કરતો હતો પણ બહુ સમજ ન પડી અન્ય છંદો કરતા પૃથ્વી છંદમા વિશેષ યોગ્યતા શી છે તે ત્યારે યે સમજતો ન હતો અને અત્યારે પણ સમજાયુ નથી '

આમ ૩૦ પછી ગુજરાતી કવિતાએ જે નવુ સ્વરૂપ ધારણ કરવા માંડયુ તેનાથી 'કાવ્યલહરી'ની કવિતાઓ જરૂર જુદી તરી આવે છે એમા જૂની કવિતાના સંસ્કાર સ્પષ્ટ જણાય છે છતા નવી કવિતાથી તે સાવ અલિપ્ત છે એમ પણ કહી શકાય નહી

'કાવ્યલહરી'મા છંદોબદ્ધ કાવ્યો સારા પ્રમાણમા છે નવી કવિતા પણ એ સંસ્કૃત વૃત્તોમા જ વિશેષ પાંગરી પણ તનસુખ ભટ્ટની કાવ્યકહેણી અને કાવ્યબાની જૂની કવિતાને વિશેષ અનુસરે છે

એ કાવ્યબાની જૂની કવિતા જેટલી સરળ, પ્રાસાદિક કે મંજુલ નથી તેમ નવી કવિતા જેવી રૂક્ષ પણ નથી

કવિ જ્યારે સંસ્કૃત વૃત્તોમા કવિતા લખે છે ત્યારે તેમની વાણી બહુધા સંસ્કૃતમય બની જાય છે અને ગીતો, ભજનો ને દોહરા જેવા મુક્તકોમા સરળ અને તળપદી બને છે એ સહજ બને છે કે પ્રયત્નથી તે તો કવિ જ કહી શકે!

આ કવિનુ તરી આવતુ બીજુ લક્ષણ તે એમની કવિતામા સ્ત્રી પુરુષ પ્રેમની કવિતાનો સદંતર અભાવ!

તેનુ કારણ કવિનો ઊછેર લાગે છે એમણે ગાયુ છે

'નવ રીઝ્યો ઉર ભોગી દર્શને'

બહેન પ્રત્યેનો સ્નેહ 'રાખડી' અને 'ત્રિવેણી' કાવ્યમા અને પુત્રી સ્નેહ 'નવી બાળકી'મા કવિએ વ્યક્ત કર્યો જ છે

પ્રસ્તાવનામા શ્રી રસિકલાલ છો પરીખે કવિને 'ગાંધીયુગના કવિપ્રતીક' તરીકે ઓળખાવ્યા છે તે ઊચિત છે સત્યાગ્રહ આશ્રમ અને દક્ષિણામૂર્તિ ભવન સંસ્થામા ઊછરેલા આ કવિની કાવ્યભાવના મંગલ છે અને જુદીજુદી કવિતાઓમા તે પ્રગટ થઈ છે

પ્રકૃતિ-લીલા કવિને કાવ્ય લખવા માટે પ્રેરતી હોય તેમ એ વિષયની એકંદર કવિતાઓ જોતા કહી શકાય

કેટલીક કવિતા બાળકાવ્ય જેવી સરળ અને સુંદર પણ છે દા ત આ કાવ્ય

બાપુનુ નામ

મને વ્હાલુ બાપુ કેરુ નામ છે રે,
એને હૃદિયે રઘુપતિ રામ છે રે,
મને૦

દેહ મેવા ઘેનાને હયે સોડમા રે,
એનો આતમ રમે રણછોડમા રે,
મને૦

વહાલે બોખી રાશીની લીધી સાર છે રે,
અન્નદાતા રેટિયાના તાર છે રે,
મને૦

પહેરી પોતડીને ચાખડિયે ચાલતો રે,
વ્હાલો બાના બાને બનાવતો રે
મને૦

બાપુની ડાંડીયાત્રાનુ લાંબુ કાવ્ય એ આ સંગ્રહની એક વિશિષ્ટ રચના છે સાબરમતીથી

( અનુ૦ કવરપેજ ત્રીજુ)



વેર લવાનુ કામ માણસે ઇશ્વરન સાપી દેવુ જોઇએ — ગાધીજી



# કિશોરલાલભાઈના પત્રો

*

ભાઈશ્રી મણિભાઈ, બજાજવાડી વર્ધા તા. ૧૨-૧૦-'૫૦

તમારો કાગળ મળ્યો. અખા ભગતનું પદ જોયું. વિચારવાનું એ છે કે આવું પદ એમને શું કામ કરવું પડ્યુ? એમાં એમણે ગુરુ શબ્દનો પ્રયોગ કર્યો છે એટલું જ. બાકી ગુરુ શબ્દથી સામાન્ય લોકો જે સમજે છે તેને અને આ પદમાં વર્ણવેલા ગુરુને કશો સબધ નથી. ત્યારે તેમણે ગુરુ શબ્દનો કેમ ઉપયોગ કર્યો? કારણ કે તે વખતની પ્રજામાં એવો મત પ્રચલિત હશે કે દરેક માણસે ગુરુ કરવો જ જોઈએ ન ગુરુ મરનારની અવગતિ થાય છે. મરનારને ભગવાન પૂછે કે તમારો ગુરુ કોણ? જો એ જવાબ આપી ન શકે તો એના પાપની સજાઓ એને જ કરે. જો એ ગુરુનું નામ બતાવે તો તેના ગુરુને એ પોતાની સજા થાય. વળી એ પોતે ગુરુ સપ્રદાયમા ઊછર્યા હતા ત્યાંથી આઘાત પામી વેદાંતનો આશ્રય લીધો. 'ગુરુ કીધા મે ગોકુળનાથ—ઘરડા બળદને ઘાલી નાથ ધન હરે, ધોકો નવ હરે તે ગુરુ કલ્યાણ શું કરે?' આ વગેરે એમણે જ કહ્યુ છે પણ આ રીતની ગુરુ સંપ્રદાયની સ્થાપના જ ખોટી છે એમ સીધુ કહી શકયા નહિ અખા ભગતને સૂઝયું હોત તો જરૂર કહી નાખત પણ એમ કહેવું સૂઝયુ નહિ ગુરુભક્તિ અને ગુરુ શબ્દનો એટલો સસ્કાર હતો કે એ શબ્દ તો કયાંક રાખવો જ જોઈએ. માટે આત્માને ગુરુ શબ્દથી ઓળખાવ્યો

વિચાર અને વિચાર કરવાની શક્તિ ધરાવનાર, જોવું અને જોવાની શક્તિ ધરાવનાર, શ્રવણ અને શ્રવણની શક્તિ ધરાવનાર વગેરેમાં ફરક છે આખ, કાન, દર્શન શ્રવણની શક્તિ ધરાવે છે. માટે એ સદૈવ દર્શન, શ્રવણ કરે એમ નહિ. એ શક્તિનો પ્રત્યાહાર એટલે રોકી રાખવાનું પણ થઈ શકે. તેમ જ ચિત્ત અને વિચાર બે એક નથી. ચિત્ત, વિચાર કરવાનુ સામર્થ્ય ધરાવનાર શક્તિ છે તે કદીક વિચાર કરે. કદીક ન યે કરે. ઊંઘમાં ન કરે તેમ યોગાભ્યાસથી પણ કરતું અટકાવી શકાય ઊંઘતો માણસ મરી ગયો છે તેમ ન કહેવાય. તેમ નિરોધ કરેલું, સમાધિ પામેલું, વિચાર માત્ર રોકેલુ ચિત્ત, મરી ગયું છે એમ ન કહેવાય ચેતનને ચેતનનો વિચાર શો કરવો હોય! આખને, શુ હુ દ્રષ્ટા છું એવો ખ્યાલ રાખવો પડે છે? તમને હું મણિલાલ છું તેવો વિચાર રાખવો પડે છે? શરીરનો જે ભાગ પોતાની સુખરૂપ અવસ્થામાં છે તેનુ આપણને સ્મરણ થતુ નથી. એમા વિકૃત થાય છે ત્યારે જ એનુ સ્મરણ થાય છે. તેમ જ ચેતનને પોતાની સહજ અવસ્થામાં સ્મરણ કરવાનું શું હોય? જો એ ન કરવું પડે તો એની વિકાર અવસ્થા જ કહેવાય.

ઈશ્વરની વ્યાખ્યા શું કરવી? જે કોઈ વિશ્વની વ્યાપક પરમ સત્તા છે તેને આપણે ઈશ્વર સમજીએ છીએ. તેથી તે કોઈ વ્યક્તિ નથી તે જીવનની શુદ્ધ દશા છે. એમ કહેવામા યે ગોટાળો થઈ શકે છે. જીવ, ઈશ્વર નથી. પણ ઈશ્વરથી ભિન્ન પણ નથી. જેમ કિરણ સૂર્ય નથી, પણ સૂર્યથી ભિન્ન નથી તેમ.

તમારો મૂળ કાગળ પણ પાછો મોકલુ છું. લી० કિશોરલાલના વં० માગ

ઇચ્છાશક્તિ

'૪૨માં જ્યારે બાપુએ 'હિન્દ છોડો'ની હાકલ કરી તે અગાઉ એ નિર્ણય લેતાં પહેલાં તેઓ દેશભરના જાણીતા નેતાઓનો એ લડત સંબંધે અભિપ્રાય જાણવા પ્રયાસ કરતા. બિહારના જાણીતા આગેવાન સત્યનારાયણ બાબુને ગાંધીજીએ પૂછ્યું: 'જનતાની હાલત કેવી છે? જનતા આવતી લડત માટે તૈયાર છે કે નહીં?'

"જનતામાં તો કોઈ જાતની તૈયારી મને દેખાતી નથી." સત્યનારાયણ બાબુએ બાપુને જવાબ આપતાં કહ્યું—"ખાસ ઉત્સાહ પણ દેખાતો નથી.' પછી જરા અટકીને કહ્યું—"હા, અહીં મને એક પ્રસંગ યાદ આવે છે. એક વાર નારદજી વિષ્ણુ ભગવાનને મળવા ગયા. વાતચીત દરમ્યાન વિષ્ણુએ નારદજીને પૂછ્યું: 'જરા પંચાંગમાં જુઓ તો, વરસાદ પડવા વિશે જ્યોતિષશાસ્ત્ર શું કહે છે?' નારદજીએ પંચાંગ કાઢ્યું અને ગણત્રી કરી કહ્યું: 'ભગવાન, જ્યોતિષ પ્રમાણે તો મને વરસાદનો કશો યોગ જણાતો નથી. વરસાદ પડે એવી કોઈ સંભાવના નથી' પછી થોડીવારે વિષ્ણુની રજા લઈને નારદજી જવાને ઊપડ્યા. નારદજી હજી ઘરબહાર પગ મૂકે છે ત્યાં તો વરસાદ તૂટી પડ્યો. નારદજી ભિંજાવા લાગ્યા એટલે એમણે શરીરે કામળો વીંટી લીધો. એ જોઈ વિષ્ણુ ભગવાને નારદજીને કહ્યું: 'કેમ નારદજી શરીરે કામળો કાં વીંટ્યો?' 'ભગવાન,' નારદજીએ સ્મિત કરતાં વિષ્ણુ ભગવાનને કહ્યું —'મેં તો જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે વરસાદ નહીં પડે એવી અગાહી કરી હતી. પણ તમારી શી ઇચ્છા હતી તેની મને ખબર ન હતી. બાકી શાસ્ત્રો ગમે તે કહે, તમારી ઇચ્છા હોય તેમ જ થાય છે.' આ દૃષ્ટાંત અનુસાર મારા અભિપ્રાય પ્રમાણે જનતા લડત માટે તૈયાર નથી. પણ આખરે તો જેમ વિષ્ણુ ભગવાનની ઇચ્છા હતી તેમ જ બન્યું. તેમ તમારી ઇચ્છા મુજબ જ થશે. તમે હાકલ કરશો એટલે જનતામાં ચેતના આવશે—લોકોના પ્રાણ જાગી જશે અને લડત માટે તૈયાર થઈ જશે."

અને ખરેખર એમ જ બન્યું. ગાંધીજીની ઇચ્છા પ્રમાણે જનતા તૈયાર થઈ, લડત આપી અને અંગ્રેજોએ હિન્દ છોડ્યું પણ ખરું!

*

સત્યનો પ્રયોગ

દક્ષિણ આફ્રિકામાં બાપુએ એક ગોરાનો કેસ લડવા લીધેલો. પછી એમાં એમને ભૂલ દેખાઈ. બાપુ તો સત્યના આગ્રહી. એ કેમ છુપાવે? એમણે પોતાના મોટા વકીલને એ ભૂલ કહી. મોટા વકીલે સલાહ આપતા કહ્યું: 'તમારે એ ભૂલ સ્વીકારવી ન જોઈએ. આવી ભૂલ સ્વીકારી એટલે કેસ તો હાથમાંથી ગયો જાણવો; અને વધારામાં વકીલાતમાંથી યે પરવારી જશો. મારે એવું નથી કરવું. મારે મારી વકીલાત ચલાવવી છે.'

બાપુએ કહ્યું: 'તો મને ભૂલ સ્વીકારવા દો.'

બાપુએ ભૂલનો સ્વીકાર કર્યો, એથી એમના અસીલને થોડી રકમ આપવી પડતી હતી.

બાપુની સચ્ચાઈની વાત ન્યાયાધીશના ધ્યાનમાં ઊતરી નહીં. એમણે આગલી ભૂલને લક્ષમાં રાખીને પૂછ્યું: 'મિ. ગાંધી, તો શું એ દગો ન હતો?'

બાપુને લાગી આવ્યું. એમણે તેજથી ન્યાયાધીશને પૂછ્યું: 'મારી ભલમનસાઈનો આપ આવો દુરુપયોગ કરશો?'

બાપુનો પ્રશ્ન સોંસરો હતો. ન્યાયાધીશ શું જવાબ આપે? સીધા થઈ ગયા.

બાપુ કેસ જીતી ગયા.

# ખાદીની સાડી

નિર્મળકુમાર બેનરજી

પ્રયાગ એટલે ભારતની પવિત્ર લોક માતાઓ ગગા યમુનાનુ સગમ સ્થાન

તે કાળે અલ્હાબાદ દેશનેતાઓનુ મિલન સ્થાન બની ગયુ હતુ એ શહેરમા તે કાળે તેમની ખ્યાતિની બરાબરી કરી શકે એવુ એક પણ કુટુબ ન હતુ એ કુટુબની એકે એક વ્યક્તિએ પોતાની પ્યારી જન્મભૂમિ માટે ભારેમા ભારે ત્યાગ આપ્યો હતો એ જાણીતા કુટુબમા આજે લગ્નપ્રસગ હતો

કુટુબના ત્રણ માળના વિશાળ ભવન આસપાસ સુદર બગીચો હતો એની સુવાસ અને એના સૌન્દર્યથી ચારે તરફ સુવાસિત, વાતાવરણ સર્જાઈ ગયુ હતુ

ગાડી મોટરો, નોકર ચાકરોની ધમાલ, મહેમાનોની આવ જાના કોલાહલમા શરણાઈના મધુરા સૂરો પોતાનો સાથ પૂરાવતા હતા

બરાબર દસના ટકોરે એ વિશાળ ભવનના દરવાજે સ્ટેશનેથી એક સુદર મોટર આવીને ઊભી તેમાથી એક તેજસ્વી બહેન ઊતર્યા એ આજે જેના લગ્ન થવાના હતા તેમના ફોઈ થાય તે મુબઈથી લગ્નમા ભાગ લેવા પધાર્યા હતા મોટરમાથી ઊતરીને તે સીધા જે ખડમા નવવધૂને શણગારીને બેસાડી હતી ત્યા જઈ પહોચ્યા

નવવધૂની મા તેને એકલી મૂકી થોડા સમય પૂર્વે જ આ ફાની સસાર છોડી ગઈ હતી

આવતાની સાથે નવવધૂને સાવ સાદા પોશાકમા જોઈને ફોઈ આશ્ચર્યમા પડી ગયા! તે એકદમ બૂમ પાડી બોલી ઊઠયા 'તમારા સૌની અક્કલ કયા ચરવા ગઈ છે? આતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલા મહાન પિતાની એકની એક પુત્રીના વિવાહ પ્રસગે તેને પહેરાવવા કોઈ મૂલ્યવાન જ્યોર્જેટ કે બનારસી સાડી પણ ન મળી કે આ સાવ સાદી સાડી પહેરી છે? ખરેખર તમારી બુદ્ધિની બલિહારી છે!'

ફોઈના આવા વચનો સાભળી નવવધૂ ઊભી થઈ અને ફોઈને કહેવા લાગી 'ફોઈ, આ મે જે સાડી પહેરી છે તે જ મારા લગ્નની સૌથી વધારે મૂલ્યવાન વેશભુષા છે પિતાજી જ્યારે જેલમા હતા ત્યારે દરરોજ ત્યા કાતતા હતા એ જ સૂતરમાથી આ મે પહેરી છે તે સાડી વણાઈ છે હવે તમે જ કહો કે મહાન પિતાના હાથે જ કતાયેલા સૂતરની સાડી જ્યોર્જેટ ને બનારસી સાડી કરતા વિશેષ મૂલ્યવાન નથી?'

ફોઈ પોતાની વહાલસોઈ ભત્રીજીને કશો જવાબ આપી શક્યા નહી

નવવધૂ તે આપણા મહાન નેતા શ્રી જવાહરલાલ નહેરુની એકની એક પુત્રી ઇંદિરા ગાધી અને તેમના ફોઈ તે શ્રી જવાહરલાલના બહેન ને જાણીતા લેખિકા શ્રીમતી કૃષ્ણા હઠીસીગ

અનુ૦ શ્યામ ગણાત્રા

*

મક્કાની યાત્રાએ જતો એક યુવાન અબૂ ઉસમાનના દર્શન કરવા આવ્યો આવીને તેણે અબૂ સાહેબને સલામ કરી—પણ અબૂ ઉસમાને સામે સલામ કરી નહી તેથી પેલા યુવકે કહ્યુ 'એક મુસ્લિમ બીજા મુસ્લિમની સલામ ન સ્વીકારે એ તે કેવી વાત?'

'જે માણસ દુ:ખથી પિડાતી માને છોડી યાત્રા કરવા નીકળે તેની સલામ હુ સ્વીકારી શકતો નથી' અબૂએ યુવકને જવાબ આપ્યો

યુવક પર એની બહુ અસર થઈ તે ઘરે પાછો ફર્યો અને માની મૃત્યુપર્યંત નિષ્ઠાથી સેવા કરી પછી તે અબૂ સાહેબનો શિષ્ય બની તેમની સાથે રહેવા લાગ્યો

# ગર્વખંડન

પ્ર૦ ના૦ ઠક્કર

•

ગૌતમને પીપળાના વૃક્ષ નીચે બેસી તપ કરતાં જ્ઞાન લાધ્યુ તેથી તે 'બુદ્ધ' કહેવાયા અને પેલું વૃક્ષ 'બોધી વૃક્ષ' કહેવાયુ.

જ્ઞાનપ્રાપ્તિ પછી એના ઉપયોગ માટે બુદ્ધે પ્રચાર આરંભ્યો. પ્રથમ પાંચ જ શિષ્યો થયા— પાછળથી તે પટ્ટશિષ્યો કહેવાયા–તેથી બુદ્ધ હતાશ ન થતાં પ્રચાર ચાલુ રાખ્યો. સમય જતાં એમના ઉપદેશોથી હજારો શિષ્યો થયા અને બૌદ્ધ ધર્મનો પ્રચાર લોકોમાં વધવા લાગ્યો. તે સાથે કુરિવાજો અને અંધ શ્રદ્ધાનો ધીરેધીરે લોપ થવા લાગ્યો.

શિષ્ય સંખ્યા વધતા બુદ્ધ તેમની સભા બોલાવીને ઉપદેશ દેતા. આવી એક સભા મળી હતી વિશાળ સભામંડપમાં શિષ્યમંડળ શાંતિથી બેઠું હતુ. ભગવાન બુદ્ધ પણ પધાર્યા અને આસન લીધુ. શિષ્યસમૂહ પર એક વિહંગ દૃષ્ટિ કરી આગલી હરોલમાં સારિપુત્રને ન જોતાં મોગલ્લાનને પૂછ્યુ: 'મોગલ્લાન, સારિપુત્ર કેમ દેખાતા નથી?'

'એ વિહારમા છે!'

'તેમને અહીં બોલાવી લાવો.'

મોગલ્લાન મહાયોગી હતા યોગબળે તેઓ તરત સારિપુત્ર પાસે પહોચી ગયા. સારિપુત્ર હાથમા સોય લઈ ફાટેલી ચાદર સાંધતા હતા. મોગલ્લાને તેમને કહ્યુ: 'સારિપુત્ર!'

'જી, મોગલ્લાન, પધારો" કહી તેમણે આસન પાથર્યું.

'આજે શિષ્યોની સભા છે'

'જી, મને ખબર છે.'

'તો પછી તમે અહી કેમ બેઠા છો? શિષ્યસમૂહ અને ભગવાન તથાગત પધારી ચૂક્યા છે'

'હુ આ ફાટેલી ચાદર સાંધતો હતો ત્યા મને ખબર મળી'



'તો ચાલો, ભગવાને મને તમને તેડવા માટે જ અહીં મોકલ્યો છે.'

'હું આ ચાદર સાંધીને આવુ છું.'

'ના, તમે હમણા જ ચાલો. બધાં ખોટી થાય છે. તમે આવો એટલે વ્યાખ્યાન શરૂ થાય.'

'હાથ ધરેલું કામ પૂરું કરીને જ બીજું કામ હાથ પર લેવું જોઈએ'

'ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન?'

'મોગલ્લાન! ભગવાન તથાગતનો જ મે ઉપર કહ્યો તે આદેશ છે હુ એમના આદેશનુ પાલન કરુ છુ—ઉલ્લઘન નથી કરતો'

'ચાદર તો પછી સાધી શકાશે અત્યારે સૌનો સમય શા માટે બગાડવો?' એટલુ કહેતા તો મોગલ્લાન આવેશમા આવી ગયા એમણે સમતોલતા ગુમાવી કહ્યુ 'સારિપુત્ર, હમણા જ ચાલો'

'હુ ચાદર સાધીને આવીશ'

'સારિપુત્ર! હુ યોગી છુ મારી યોગ વિદ્યાથી હુ આ આખા વિહારને અહીથી ઉઠાવી લઈ જઈશ'

સારિપુત્ર સમજી ગયા કે મોગલ્લાનને અભિમાન થયુ છે એમણે મનમા પ્રાર્થના કરી 'ભગવાન તથાગત! મોગલ્લાનના અભિમાનનો નાશ થાઓ' પછી મોગલ્લાનને જવાબ આપ્યો 'આપને યોગ્ય લાગે તેમ કરો હુ તો ચાદર પૂરી સાધી લીધા વિના અહીથી ઊઠીશ નહી

મોગલ્લાને પદ્માસન વાળ્યુ અભિમાનથી રાતી થયેલી આખ કમળ જેમ બિડાઈ યોગમન્ત્રોના ઉચ્ચારો સાથે વિધિ શરૂ થયો એની અસર ધીરેધીરે વાતાવરણમા પ્રસરવા લાગી પછી તો વિહાર ધ્રુજવા લાગ્યો અને પ્રલય થતો હોય એવુ વાતાવરણ સર્જાઈ ગયુ સર્વનાશ નજીક લાગતો હતો છતા સારિપુત્ર તો સ્થિરપણે નિશ્ચળતાથી બેઠા હતા અને ચાદરને પણ કશી અસર થઈ ન હતી

મોગલ્લાન પોતાનો હેતુ સિદ્ધ કરવા વધુ ને વધુ શક્તિશાળી મત્રો ભણ્યે જતા હતા પણ સારિપુત્રની નિશ્ચળતામા જરાય ફરક પડયો નહી મોગલ્લાન હાર્યા તેમનુ અભિમાન ગળી ગયુ અને પશ્ચાત્તાપ થયો તેમણ આખ ઉઘાડી અને સારિપુત્રના ચરણે ઢળી પડયા પશ્ચાત્તાપના નિર્મળ વારિ આખ વાટે વહીને હૃદયની સાચી ભાવના વ્યક્ત કરતા હતા

'મ ર જેવાને નમન ન હોય, મોગલ્લાન! ભગવાન તથાગતના ચરણે જ આપણા સૌના શિર નમવા જોઈએ' એટલુ કહી હળવેથી સારિપુત્રે મોગલ્લાનને બેઠા કર્યા ત્યારે તેમના નયનમાથી અશ્રુરૂપે કરુણા વહેતી હતી 'હુ ચાદર સાધીને આવુ છુ, તમે ભગવ ન તથાગત પાસે જાવો' કહી મોગલ્લાનને વિદાય કર્યા

આવતાવેત મોગલ્લાન તથાગતના ચરણે ઢળી પડયા 'ભગવાન ક્ષમા કરો! મારાથી અભિમાન થઈ ગયુ' ભગવાન સમજી ગયા તેમણે મોગલ્લાનને વાસે હાથ ફેરવી બેઠા કર્યા

મોગલ્લાન પોતાના સ્થાને બેસવા જતા હતા ત્યા જ પાસે સારિપુત્રને ધ્યાનસ્થ બેઠેલા જોયા અરે, એટલીવારમા અહી ક્યાથી? તેમની પાસે જઈને તેમને વદન કરતા કહ્યુ 'ભાઈ, આજે હુ સમજ્યો કે જ્ઞાન અને શ્રદ્ધાની અમોઘ શક્તિ આગળ ચમત્કાર સાવ તુચ્છ છે'

અને એકચિત્ત તથાગતનો ઉપદેશ સાભળવા બેસી ગયા

જ્યા મોગલ્લાને યોગમત્રનો પ્રયોગ કર્યો હતો ત્યા જેતવન નજીક હજી એક સ્તુપ છે

*

એક જાહેર સસ્થાના બે કાર્યકરો આશ્રમમા ગાધીજી પાસે કઈ સલાહ લેવા આવ્યા ત્યારે ગાધીજીએ તેમને પૂછ્યુ "તમે બને સસ્થાને ખર્ચે જ અહી આવ્યા છો નહિ?"

'જી હા"

તો પછી તમારામાથી એક જ જો આવ્યો હોત તો વાધો ન હતો મારી સલાહ સાભળવાની બે જણની જરા પણ જરૂર નથી જાહેર સસ્થાનો પૈસો જો આમ બગાડશો તો કેવી રીતે કાર્ય કરી શકશો?"

બને મૂગા થઈ ગયા

—શશીકુમાર પટેલ

# શ્રદ્ધા-કણ

વિયોગી હરિ



હિન્દુ-મુસ્લિમ ભાઈઓ ધર્મની રક્ષા કરવા નીકળ્યા હતા—હિંસા-પ્રતિહિંસાના સહારે એ લોકો ધર્મ-પંથે ચાલતા હતા !

અને એ રીતે તેઓ માનવમાંથી દેવ બનવા નીકળ્યા હતા પણ અંતે એ હિંસક પશુ બની ગયા.

બંનેએ એકબીજાનું રક્તપાન કર્યું અને નારીત્વનું ઘૃણાસ્પદ અપમાન પણ કર્યું, બંનેનાં ઘરોમા આગ સળગી ઊઠી. આ માનવપશુએ સળગાવેલી હોળીને બુઝાવી નાખવા મહાત્માજીએ વિચાર્યું.

સેંકડો ઘડા પાણી એમણે રેડ્યુ પણ આગ ઠંડી પડી નહીં, ઊલટી તેજ થતી ગઈ.

પેલા બંનેએ એકબીજાના હૃદય ચીરી નાખ્યાં હતાં, બંને રક્તતરબોળ થયા હતા.

પશુ બનેલા એ માનવો કોઈ રીતે નહીં સમજ્યા ત્યારે એ પરમકૃપાળુ મહાત્માજીએ બંને ભાઈઓનાં ચીરાયેલા હૃદયોને પોતાના રક્તથી સાંધી દીધાં.

હિંસા પ્રતિહિંસાએ હાથ જોડ્યા.

બંને ભાઈઓ હવે પશુ નહીં, માનવ બન્યા હતા.

*

ચારેતરફ આગ સળગી ઊઠી હતી એ દાવાનળની વચ્ચે મહાત્માજી નિશ્ચલ-નિષ્કંપ ઊભા હતા.

એ ભયંકર દાવાનળમાં પણ સર્વોદયની પૂણ્યશાનો હિમસ્પર્શ વીતરાગ મહાત્માજી અનુભવી રહ્યા હતા

આશાના રજત પાત્રમાં દાવાનળને ઠાલવી ઠાલવીને એ પીતા હતા.

અને એ અનલપાનનો છેલ્લો ઘૂંટ ?—એ તો મહાત્માજી જ જાણે !

*

પોતાનુ બલિદાન આપ્યું અને સમસ્ત બ્રહ્માંડમા વ્યાપી ગયા. જાણે બુંદમાંથી મહાસાગર બની ગયા.

બિચારું મૃત્યુ ! એને તો માત્ર મહાત્માજીની છાયા જ હાથ લાગી !

ઉત્સર્ગના મહિમાને મહાત્માજીએ દિગ્દિગંતમાં કેટલો ફેલાવી દીધો, કેટલો વિરાટ બનાવી દીધો !

*

મહાત્માજીના ચાલ્યા ગયા પછી એમના એક-બે શિષ્યોએ તો અહીં સુધી કહ્યુ : 'બાપુ તો ચાલ્યા ગયા, હવે કોને પૂછીએ ? થોડી પળો માટે પાછા ફરે અને પોતાના દેહ-પિંડના અંતિમ સંસ્કાર કેવી રીતે કરવા તે બતાવી જાય તો કેવું સારુ !'

મહાત્માજીના શિષ્યોની એ ઉત્કટ ભક્તિ-ભાવના હતી કે પરાશ્રયની પરાકાષ્ઠા ?

ખરેખર, એ યુગગુરુએ આ પ્રકારનો ધર્મ-આદેશ ક્યારેય આપ્યો નહોતો.

એ તો આંખો ઉઘાડવા આવ્યા હતા, બંધ કરવા નહોતા આવ્યા.

*

દરેક સ્થળે, દરેક કાળે રાજ્યશાસનનો પોતાનો માર્ગ નિરાળો જ રહ્યો છે.

ગાંધીજીની શબયાત્રાનું આયોજન એણે પોતાના જ ઢંગથી, પોતાની રીતે જ કર્યું.

ભારેભારે શસ્ત્રાસ્ત્ર સજ્જિત રથ અને આતંકકારી પોલીસ દળ!

શાસન માટે તો એ જ સહજ હતુ

શાસનના હાથો તરફથી અહિંસાને એવી જ શ્રદ્ધાંજલિ આપી શકાની હતી!

એ જ રીતે એ શાસન ગાંધી સિદ્ધાંતોનુ પ્રતિપાદન અને પ્રચાર પણ પોતાના ઢંગથી જ કરશે

ભય રહે છે કે, રાજ્ય-શાસન દ્વારા કરવામા આવેલા શ્રદ્ધાદાન પર મોહિત થઈને પ્રજા ક્યાક પોતાની નિજી નિષ્ઠા ન ખોઈ બેસે, અને ક્યાક નિષ્ક્રિય ન બની જાય!

★

વાતવરણમા સુનકાર વ્યાપેલો જોઈને સવારે ઊઠતા જ નાનકડા ભૂલકાએ પૂછ્યુ 'શુ આપણા બાપુજી ફરી નોઆખલી ચાલ્યા ગયા?'

ઘરના રડતા વિલાપ કરતા માણસો કશો જ જવાબ આપી શક્યા નહી

'પોતાના સેવાગ્રામ ચાલ્યા ગયા' પોતાના એ મનોઉત્તરથી પણ એને પૂરો સતોષ થયો નહી એ અબોધ વિસ્મિત શિશુને કોઈએ કેમ ન કહ્યુ કે, 'ભાઈ, તારા બાપુજી તો તારા ફૂલ જેવા હાસ્યમા કાલે જ સમાઈ ગયા!

ડાહ્યાઓની ચતુર દુનિયાથી બાળકોના બાપુનુ મન ક્યારનુ ય ઊઠી ગયુ હતુ

★

નાના નાના બાળકોને વિશ્વાસ હતો કે પોતાના બાપુજી બહુ દૂર નહી ગયા હોય થોડા સમયના જ પાછા પોતાની પાસે આવી પહોંચશે

સશય બાળકોની નજીક આવતાં કંપે જ ને!

બાળકોના સરળ વિશ્વાસ જેવુ અણમોલ રત્ન ડાહ્યાઓની ભારે સમજ ક્યા ખોઈ બેઠી!

નહી તો ડાહ્યાઓ પણ બાપુજીની અનતતામા બાળકો જેવો જ વિશ્વાસ રાખતા હોત! અને પ્રેમ પ્રતિતિને આવી ખરાબ રીતે હાથથી ગુમાવી ન બેસતે

★

મહાત્માજીના ચરણ ચિહ્નોના ગુણગાન જ આજ સુધીમા બહુ થયા છે અને એનાથી વિશેષ એની જાહેરાત થઈ છે

પણ જીવનપથે એ પદચિહ્નોનુ અનુસરણ કેટલા યાત્રાળુઓએ કર્યુ?

એટલે કે, સ્વાપણની પૂરી તૈયારી કેટલા યાત્રીઓ કરી ચૂક્યા?

★

તમે માત્ર એમનુ કોરુ નામ જ ન જપો, અને વારવાર મહાત્માજીના ચરણોમા વદન પણ ન કરો

પાત્ર તો પહેલેથી જ છલોછલ ભરેલુ છે, હવે એમા વિશેષ કઈ ન ભરો, જયકાર પણ નહી નમસ્કાર પણ નહી

તમે સત્યને શરણે જાઓ—અહિંસાને શરણે જાઓ, એ જ મહાત્માજીના નામનો જયકાર બનશે, અને એ જ બનશે એમના પાદપદ્મોનુ અભિવદન

★

મહાત્માજીના વચનોને શાસ્ત્રનુ અભિનવ રૂપ ન આપવામા આવે તો સારુ!

આમ પણ, શાસ્ત્રો ક્યા ઓછા છે?

એની સૂચિ હવે વધારે લાબી ન કરો.

સત્યશોધક મહાત્માજી શબ્દોના વધરે પડતા ઉહાપોહમા નહોતા પડ્યા

તત્ત્વચિંતકોએ શાસ્ત્રને શસ્ત્ર માની લીધુ હતુ, અને એ શસ્ત્રદ્વારા એમણે સત્યની રક્ષા કરી હતી!

સત્યની રક્ષા તર્ક કરે, યા નિરપેક્ષ સાપેક્ષને પ્રકાશ બનાવે એ પણ અદ્ભુત કહેવાય!

★

અંત સુધી મહાત્માજી સત્યની ઊડી શોધ કરતા રહ્યા, પ્રયોગની માળા જ ગૂથી નાખી હવે ભક્તો એ અતૃપ્ત સ્રોતને ભક્તિભાવ નામા બાધી લેવા માગે છે સત્ય સામે પૂર્ણવિરામ ન મૂકવાની સદ્બુદ્ધિ તેમને મળો!

અષાઢ

ઘન વાદળ અષાઢી છાયા છે,
પક્ષી મળે ગયા છે સતાઈ,
મોરલાના મધુર ટહોકાથી,
દૂર ગહેકી રહી છે વનરાઈ

અનિલ

# ક્ષાત્રધર્મ

મિથિલા નગરીમાં નમિ નામનો ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો. બનવાકાળ તે એક વાર તેને સખત દાહજ્વર થયો. રાજા તો વ્યાકૂળ થઈ ગયો — જરાય વેદના તેનાથી સહેવાય નહીં. થોડોઘણો દાહ શમે તો રાજાને કંઈક શાંતિ થાય તે માટે તેની રાણી ચંદન ઘસવા બેઠી.

ઊંચા પ્રકારના પથ્થરના કીમતી ઓરસિયા પર રાણી સુખડ ઘસવા લાગી. રાણી એટલે એને અલંકારોની તંગી શી એટ હોય? તેના બંને હાથમાં અત્યુત્તમ કારીગીરીવાળાં સંખ્યાબંધ કીમતી કંકણો પહેરેલાં હતાં. રાણી પથ્થર પર સુખડ ઘસે તેમ તેમ તેના હાથમાંનાં કંકણો ખખડે અને તેના અવાજથી દાહજ્વરથી પિડાતા રાજાને ખૂબ અસુખ થાય. રાજાએ રાણીને કહ્યું કે, 'આ ખડખડાટ બંધ કર. મને ત્રાસ ઊપજે છે.'

એટલે રાણીએ બંને હાથમાં માત્ર એકેક કંકણ રાખી બાકીનાં કંકણ ઉતારી નાખ્યાં અને પછી સુખડ ઘસવા લાગી.

રાજાએ પથારીમાં પડ્યા પડ્યા પૂછ્યું કે ખડખડાટ શાથી બંધ થયો?

'મારા હાથમાં ઘણાં કંકણો હતાં એટલે સુખડ ઘસતાં તે એકબીજા સાથે અથડાતાં હતાં અને તેથી ખડખડાટ થતો હતો તેથી મેં એકેક કંકણ રાખી બાકીનાં ઉતારી મૂકયાં એટલે હવે ખડખડાટ થતો નથી.' રાણીએ જવાબ આપ્યો.

રાણીનો જવાબ સાંભળી રાજા વિચારમાં પડી ગયો. જ્યાં બહુ હોય છે–ત્યાં ખડખડાટ કલેશ થવાનો જ. જ્યારે માત્ર એક જ કંકણ રહ્યું તો ખડખડાટ મટી ગયો આમ માયા પણ ઝાઝી હોય ત્યાં કલેશ થવાનો જ. માટે તેમાંથી છૂટવા માટે માણસે એકાકી થવું જોઈએ.

અને એણે દાહજ્વર મટે કે તરત રાજપાટની ઉપાધિમાંથી મૂક્ત થઈને સાધુજીવન ગાળવાનો દૃઢ સંકલ્પ કર્યો.

બનવાકાળ તે રાજાને બીજે દિવસે દાહજ્વર મટી ગયો. એટલે રાજાએ રાજપાટ છોડીને સાધુજીવન સ્વીકારવાની ઇચ્છા જાહેર કરી. રાજ્યમા ભારે કોલાહલ મચી ગયો. રાજાને તેના સંકલ્પમાંથી ડગાવવા રાજગુરુએ રાજાને સમજાવતાં બોધ આપવા માંડ્યો: 'હે રાજા! તું તો ક્ષત્રિય છે, અને ક્ષત્રિયનો ધર્મ છે કે તે રાજ્યકારભાર સંભાળે, પ્રજાનું પાલન કરે. તારે તો કિલ્લા બાંધી નગરનું રક્ષણ કરવું જોઈએ, અંતઃપુર સાચવવું જોઈએ, ખજાનો સમૃદ્ધ કરવો જોઈએ, સેનાને બળવાન બનાવીને દુશ્મનોને જીતવા જોઈએ. તેને બદલે એ બધું છોડી સાધુ થવું એ તો કાયરતા કહેવાય!'

'રાજ પુરોહિત!'–રાજાએ જવાબ આપતાં કહ્યું, 'હું ક્ષત્રિ-ધર્મ પાળવા માટે જ સાધુ થાઉં છુ. શ્રદ્ધા એ મારી રાજધાની છે, તેનું રક્ષણ કરવા તપ, સદાચાર ને ક્ષમા એ મારા કિલ્લા છે, પરાક્રમ એ મારું ધનુષ છે ને વિવેક પણછ છે, ને ધૈર્ય એ બાણ છે. આ બધાં સાધનોથી હું સત્ય, અલોભ વગેરે યોદ્ધાઓને સાથે રાખી કામ, ક્રોધ, મોહ, લોભ વિગેરે દુશ્મનોને હણી નાખવા તૈયારી કરું છું.'

પુરોહિત શું જવાબ આપે? અંતે રાજા રાજપાટ ત્યાગી સાધુ થયો, અને સાચા ક્ષાત્રધર્મનું પાલન કરવા લાગ્યો.

★

* બગીચામાંથી ફૂલો વીણી આણી ઈશ્વરને ચડાવ્યાં તે પૂજા થઈ. પણ ફૂલો નિર્માણ કરવાને માટે, ઉગાડવાને માટે જે મહેનત કરી છે તે પણ પૂજા જ છે.

* યજ્ઞનાં સાધ્યરૂપ થનારાં કર્મો તે બધાં પણ યજ્ઞ જ છે. — વિનોબાજી

શાહજહાને કેદમા નાખીને, ભાઈઓ અને તેમના કુટુબોનો ક્રૂર રીતે ઘાત કરીને ઔરંગઝેબ દિલ્હીની ગાદી સોહાવતો હતો તેથી તો તેની નીદ હરામ થઈ ગઈ હતી પળેપળે એ રાજ્યની વ્યક્તિઓ વિશે ભય સેવતો રાતે પથારીમાથી એકદમ ઝબકીને જાગી જતો સભાન થતા તેને ખેદ થતો આવી રીતે એક રાતે એકાએક તેને ભયસૂચક સ્વપ્નુ આવતા ઝબકીને જાગી ઊઠચો, "બાપુ જેલમા છે?" બેભાનાવસ્થા બોલી

"હા," સભાનાવસ્થાએ આગમન કર્યું

"તો તો " જીવ બે અવસ્થાઓ વચ્ચે ઝોલા ખાતો હતો

'શું?" સભાનાવસ્થાની અમર વધવા લાગી

"તો તેમને જલદી ઠેકાણે પાડી '

"અરે શાહ તારી ક્રૂરતાની હદ થઈ હવે તો બિચારાને નિરાતે બેસવા દે કેદમા પડચે પડચે તેનુ દિલ તારી ક્રૂરતાઓ સાભળી ભાગી ગયુ છે એવા એ મરેલાને મારીશ? રહેવા દે, શાહ, રહેવા દે " સાચો આત્મા કકળી ઊઠચો

'પણ અરે, તુ કેમ ભૂલે છે, એ પણ એના વખતમા જબરો ખટપટી હતો શી ખાત્રી કે જેલમા રહ્યો રહ્યો તે છૂટવા માટે કઈ નહિ કરતો હોય? જરૂર તે કઈ ને કઈ કરતો હશે, શયતાનની છાયા પથરાઈ

"ના રે ના શાહ, હવે તેમાનુ કશુ જ નથી બિચારો સાવ ચિતામા નખાઈ ગયો છે બોલવાની શક્તિ નથી ત્યા એ બાપડો એવી ખટપટો શુ કરે?' એકાત જોઈ આત્મા સાચી વાત કરી દેતો હતો

'તુ ભલે ના કહે પણ મને તો શકા છે,' શયતાન પણ અસર જમાવતો હતો, 'એ તો ઊજણુ એટલુ લાગે કે શક્તિ ન હોય પણ ખબર ન પડે "

–ને આખરે શયતાનનો વિજય થયો

"છે કોઈ હાજર?"

"જી, જહાપનાહ," દ્વાર આગળ આખો ચોકતો એક હજૂરિયો આવ્યો

"હકીમને બોલાવી લાવ"

"જી, હજૂર" કુર્નીશ બજાવી તે ચાલ્યો

થોડીવારે હકીમ આવ્યો બાદશાહી કુટુબનો એ જૂના (જહાગીર ને શાહજહાના વખતનો) નિમકહલાલ નોકર હતો શાહજહાને એની સાથે ગાઢ મિત્રતા હતી એની વફાદારીની સાક્ષી તની વૃદ્ધ, નિખાલસ મુખમુદ્રા અને લાબી વધેલી દાઢી પૂરતા હતા

'શો હુકમ છે? જહાપનાહ?" તે નમ્રતાથી બોલ્યો

'ઝેરનો એક કટોરો ભરી કાલ સુધીમા જેલમા પડેલા શાહજહાને આપી આવજો.' કહેવાનુ કહેવાઈ ગયુ, 'બિચારો દુખી થતો હશે એ પણ આ જિદગીથી છૂટી જહન્નમમા સુખી થાય " શયતાને પાસુ બદલ્યુ

ઔરગઝેબને ધોલ મારવાનુ હકીમને મન થઈ ગયુ, "અરે શાહ, તે શુ ધાર્યું છે? તારા હાથે તારા જ કુટુબનો નાશ? હદ થઈ ગઈ, આલમગીર "

"બસ, બધ કર" ઔરગઝેબ એકદમ રાડ પાડી ઊઠચો, "મારે લાબુ નથી સાભળવુ કાલ સુધીમા ઝેરનો કટોરો શાહજહાના પેટમા ન ગયો તો તારા ટુકડેટુકડા થઈ જશે' કૃતઘ્નને શીળાની સાથ સહિનાની વફાદારીની ક્યા કદર હતી?

હકીમ હવે કઈ ન બોલ્યો મનમા મુઝાતો રજા લઈ ઘેર આવ્યો 'કેટલાય જુલ્મ કરવાનુ હજી બાકી રાખ્યુ હશે?" હકીમને ઓરગજેબ પર તિરસ્કાર આવ્યો

આજે તેને ઊઘ હરામ થઈ ગઈ, 'એ શાહજહાના સમયના દિવસો,' પથારીમા

બેસતાં ભૂતકાળનાં મીઠાં સ્મરણો તેના મનઃચક્ષુ પાસેથી પસાર થવા લાગ્યાં. "સુખી રાજા, સુખી પ્રજા, કોઈ જ શત્રુ નહિ, સહુમાં મૈત્રી, દરેક માનવ અન્ય માનવને ભેટે ને સાત્ત્વિક સ્વર્ગીય પ્રેમની પરિભાષા રચાય. ન્યાયી જહાંગીર અને મોજી શાહજહાં. પ્રજાહિત પાછળ બન્નેના તડપતા પ્રાણ...........

....કિન્તુ કુળઘાતક ઔરંગઝેબ આવ્યો ને........જવા દે એ બધું." મગજ પણ એને યાદ કરવામાં નફરત કરવા લાગ્યું.

"શાહજહાંને—જેની સાથે મિત્રની જેમ સારી જિંદગી વિતાવી એને—આ કટોરો?" હકીમે વિષ ભરેલા કટોરાને લાત મારવા પગ લંબાવ્યો પણ કટોરા પર વ્યર્થ ક્રોધ ઠાલવવાથી શું? એ વિચારે તે સક્ષોભ સમસમી રહ્યો.

"બિચારા ભલા શાહજહાંને .... મરેલાને મારવો? ના ના, એવું મારાથી કદિ ન બને."

"હા," હકીમને એકાએક કંઈક વિચાર સ્ફૂર્યો, "ભલે મારો જાન જાય હું મિત્રને કટોરો આપવા નહિ જાઉં....અરે હું નહિ જાઉં તો ઔરંગઝેબ મને મારી નાખવાનો, તો આ કટોરો હું સુખે માંડી દઉં તો?" તેના આત્માનો સાચો પુકાર ઊઠ્યો ને તેણે વિષપાન કરવાનો મનસુબો કરી લીધો.

સળગતી મશાલ વધુ તેજદાર કરી તેણે ગાઢનિદ્રામાં પડેલા કુટુંબ પર પ્યારભરી છેલ્લી દૃષ્ટિ કરી લીધી ને સુખે કટોરો માંડ્યો, "પ્યારા શાહજહાં, મારા છેલ્લા સલામ....... યા પરવરદિગાર..........."

"અલવિદા.... અલવિદા.... અલવિદા...." અવકાશના ગુંજન સાથે હકીમનો આત્મા જન્નત ભણી સિધાવ્યો....!!!

*

## હિરોશિમાની ચિતાઓ

"એ દિવસે મા એક સભામાં ગઈ હતી. અને નાની બ્હેન નાના પાસે હિરોશિમા. સહસા એક ભારે ધડાકાથી હું ચોંકી ઊઠી. વિસ્ફોટ સાથે સારું ય વાતાવરણ વાદળોથી ઉભરાઈ ઊઠ્યું.

"........સાંજે અમે જોયું—એક નાની છોકરી લથડિયાં ખાતી આવી રહી છે. દોડીને અમે એને ગોદમાં લઈ લીધી. હિરોશિમાથી મારી નાની બ્હેન પાછી ફરી હતી. પણ એની હાલત જોઈને કાળજું કપાઈ ગયું—એનો આખો ચહેરો કોલસા જેવો કાળો બની ગયો હતો અને મોંમાંથી લોહી વહી રહ્યું હતું."

"........એક સપ્તાહ પણ નહિ વીત્યું હોય ત્યાં તો દાદી અને બ્હેનના વાળ ખરવા લાગ્યા અને એમની ભૂખ મરી ગઈ. અમારી આસપાસના હજારો લોકોની આવી જ હાલત થવા લાગી અને કીડા-મકોડા પેઠે લોકો ટપોટપ મરવા લાગ્યા. દાદી પણ ચાલી નીકળી. અમે લોકો એને સ્મશાને લઈ ગયા, તો નાની બહેન કહેવા લાગી—'પિતાજી, દાદી ઘરડી હતી એટલે મરી ગઈ. હું તો હજુ બાળક છું. મારાથી કેમ મરાશે?'—આ સાંભળીને અમારા સહુનાં કાળજે કરવતના કાપ મેલાયા. એ અબોધને ક્યાં ખ્યાલ હતો કે એ શું બોલી રહી છે! એ તો હસતાં-હસતાં આ કહી રહી હતી અને અમે લોકો ધ્રુસકે-ધ્રુસકે રડી રહ્યા હતા.

"........અને આઠમી સપ્ટેમ્બરે આઠ વર્ષનું એ માસુમ ગુલાબ સુકાઈ ગયું. એની ચિતા જલી રહી હતી અને અમે લોકો માને પકડીને ઊભાં હતાં. હીબકા ભરતી એ કહી રહી હતી: 'મારી જોરંગો સાથે મને પણ જાવા દો....!'"* -નાથાલાલ દત્તાણી

*પ્રો. ઓસાદા કૃત "ચિલ્ડ્રન ઓફ ધી એટમબોંબ"માંથી.

### સત્તા અને જનતા

એક વખત મહાત્મા કન્ફ્યૂશ્યસે પોતાના એક ચતુર સુજાણ શિષ્યને પૂછ્યુ

'રાજ્યના અધિકારીઓ અને જનતાનો પરસ્પરનો સબધ કયા પ્રકારનો છે એ તુ કહી શકશે કે?'

સુજ્ઞ શિષ્યે વિનમ્ર-વાણીમા જવાબ આપ્યો

'ગુરુદેવ, માછલી પાણી બહાર આવી જાય, તો એ જીવતી નથી રહી શકતી—તરફડીને અતે મૃત્યુ પામે છે મતલબ કે માછલી પાણી વગર નથી રહી શકતી પરતુ માછલી ન રહે તો પણ પાણી તો રહી જ શકે છે—અર્થાત્ માછલીને પાણીની અનિવાર્ય આવશ્યકતા છે, પાણીને માછલીની નહિ રાજ્યના સત્તાધીશો—નેતાઓ અને જનતા વચ્ચેનો સબધ આ પ્રકારનો છે—સત્તા અને જનતા અનુક્રમે માછલી અને પાણી સમાન છે

શિષ્યનો ઉચિત ઉત્તર સાભળી પ્રસન્ન બનેલા ગુરુદેવ બોલ્યા

'તુ આ સબધને સાચી રીતે સમજ્યો છે ધન્યવાદ!'

*

### મજિયારી મિલકત!

બે ભાઈઓ હતા—વૉગ અને સુંગ બન્નેની સ્થિતિ મધ્યમ—બે પાસા માડ પૂરા થાય બન્નેને બૂટની ખોટ ઘણુ સમ્યા પણ બન્નેમાથી એકે ભાઈ પોતાની અગત બૂટની જોડી વસાવી ન શક્યા અતે ઉભયે મજિયારી જોડી વસાવવાનુ નક્કી કર્યુ અને બન્નેએ અર્ધા અર્ધા પૈસા કાઢી એક મધ્યમ કક્ષાની બૂટની જોડી ખરીદી

બૂટની જોડી એક હતી, પહેરનાર બે અતે તોડ કાઢયો અને એવુ નક્કી કર્યુ કે વૉગ ગમે તેમ તોય મોટો ભાઈ હતો એટલે એ દિવસે જોડા પહેરે અને નાનો ભાઈ સુંગ રાત્રે!

હવે થયુ એવુ કે કામકાજની સતત ધમાલમા વૉગ દિવસ આખો જોડા પહેરી રાખતો, નાચ ગાનની મહેફિલોમા અને મિત્રોને ત્યા જતો પરિણામે વૉગની સાથે જોડા પણ આખો દિવસ રોકાયેલા રહેતા, અને સુંગનો વારો છેક રાત્રે આવતો એ શુ કરે? પણ મજિયારી મિલકત હતી, કઈ મજાક થોડી જ હતી! અર્ધા પૈસા આપ્યા હતા — બરાબર અર્ધા! અને એ પૈસા એને વસૂલ કરવા હતા પૂરેપૂરા! પરિણામે એ રાત આખી જોડા પહેરી બાગમા ટહેલતો રહેતો

દિન રાતની આ બેવડી ખેચતાણમા બિચારા બૂટ ટકે કયા સુધી? જલદી જ તૂટી ગયા પરિણામે થોડા દિવસ પછી વૉગે જોડા ખરીદવા માટે સુંગ પાસે ફરી અર્ધી રકમની માગણી કરી રડવા જેવા અવાજે સુંગે કહ્યુ, ભઈ, ભાગમા જોડા ખરીદવાથી તો હુ ગળે આવી ગયો છુ! વળી રાત આખી જાગી-જાગીને મારી તબિયત પણ માટે માફ કરો, ભાઈ! પૈસા હશે તો પૂરેપૂરા પૈસા આપીને જ ખરીદીશ! બાકી આ મજિયારી મિલકતથી તો ભાઈ, તોબા પોકારી ગયો છુ!' બિચારો સુગ!

*

*નીતિ એ ધર્મ છે એમ કહેવામા બાધ નથી

- જે સારુ અને સાચુ હોય તે આપણી પોતાની ઇચ્છાથી જ કરવુ તેમા ખાનદાની રહેલી છે માણસના ખાનદાનીની ખરી નિશાની જ એ છે કે તે પવનથી આમતેમ અથડાતા વાદળાની માફક ધક્કા ખાવાને બદલે અચળ રહી પોતાને વાજબી લાગે તે કામ કરે છે અને કરી શકે છે

— ગાધીજી

મેવાડની મરુભૂમિ પર વૈશાખ મહિનાના ઊના ઊના વાયરા વીંઝાય છે. આભમાંથી જાણે આગ વરસે છે. એ વખતે એક ઘોડેસ્વાર એક ખેતરને શેઢે આવી પહોંચ્યો. વીસેક વરસની જોબનવંતી જુવતી ખભે લાકડીમાં પાણીની બંભલી લટકાવી પોતાનાં ઢોર ચરાવી રહી હતી. નજીક આવીને અસવારે પોતાના હાથની હથેળી હોઠે માંડતાં કહ્યું, 'બાઈ, પાણી પાઈશ?'

યુવતીએ ખભે ભરાવેલી બંભલી આગળ કરતા કહ્યું: 'લ્યો, ખોબો વાળો!'

અસવારે તો ખોબો વાળીને એકે શ્વાસે પાણી પીવા માંડ્યું. પાણી પીતાં પીતાં કુંભા રાણાની નજર લીલમબાઈનું નીતરતું રૂપ નીરખી રહી. રાતી ચૂંદડીમાં ગોરું મોં ખીલી રહ્યુ છે. અમીભરી આંખો એની રૂડપને સવાયા કરી શણગારી રહી છે. રૂપના ફૂલને ચૂંટવા રાણાનું હૃદય લલચાયું:

'બાઈ, તારી ઓળખ?'

'જયમલ રાઠોડની દીકરી, લીલમ.' બાઈએ ટૂંકો ઉત્તર વાળ્યો.

લીલમનાં નમણાં રૂપનાં આંજણ આંજીને કુંભો રાણો ચાલી નીકળ્યો.

બીજા દિવસે રાણાએ જયમલ રાઠોડને પોતાની પુત્રી લીલમ કુંભા રાણા ઘેરે વરાવવાનું કહેણ મોકલ્યું.

રાઠોડ તો મૂંઝવણમાં મુકાઈ ગયો: માંગુ પાછું ઠેલવું કે શુ કરવું? પણ ના પાડી શકાય એવી રાઠોડની સ્થિતિ નહોતી, કે જીવતા સાવજના મોંમાં હાથ ઘાલવાની હિંમત નહોતી, ગમે તે કહો પણ જયમલ રાઠોડે મૂંગે મોંએ માંગુ કબૂલી લીધું.

કુંભા રાણાનું વેલડું જયમલ રાઠોડને આંગણે આવી છૂટ્યું. પિતાએ પુત્રીને સાબદી કરી. ભીની આંખે વિદાય આપતાં પિતાએ શિખ આપી:

'બેટા, લીલમ! આજથી કુંભો રાણો તારો પતિ છે. તારો હાથ હું એને દઈ ચૂક્યો છું. હવે બેટા, તું ખુશીથી તારે ઘેર સિધાવ....

પિતાની આજ્ઞા માથે ચઢાવીને પુત્રી પૂજાના ઓરડામાં જઈ ઠાકોરજીને પાય પડી, સિંહાસન સહિત ઠાકોરજીને પોતાના સાથમાં લઈ લીધા.

'બેટા, લીલમ! ત્યાં બેઠું આવું કેમ પોસાશે?'

'પિતાજી, ઠાકોરજી તો મારાથી ઘડીયે અળગા કેમ વસી શકે?'

'પણ, તું તો યાં રાજરાણી થઈને જઈ રહી છે, એટલે એને.......!'

'તો શું થયું? રાજરાણી ભગવાનને ન ભજી શકે?' ભોળી લીલમબાઈએ કહ્યું.

લીલમબાઈની મરજી જ છે તો ભલે ને સાથે લઈ જાય! એમ ધારી પિતાએ કહ્યું: 'ઠીક, બેટા! તારી મરજી છે તો તને નહીં રોકું.'

લીલમ પિતાને ભેટી પડી. આંખોથી શ્રાવણિયો વરસાવતી લીલમ વેલડીએ બેઠી.

ઘોડવેલ્યે બેસી લીલમ સાસરિયે જવા ઊપડી. જતી વેલડીને આંસુભરી આંખે જયમલ ઠાકોર નિરખી રહ્યો.

લીલમે સાસરે આવી, ઠાકોરજીની પધરામણી કરાવી. ઉત્સવ ઊજવ્યો. પણ કુંભાની પટરાણી ભાનુમતિને આ બધું ન રુચ્યું. એના ઉરમાં શોકયનો સંતાપ દહકતો હતો.

એક દિવસ મધરાતને સમયે લીલમના શયનાગારમાંથી ભજનના મદીલા સૂર ગળાઈ ગળાઈને આવતા હતા. કુંભા રાણા ઘેર નથી. મહેલને ફરતો પહેરો છે. કોઈની આવ-જા નથી, ને આ ભજનમંડળી લલકારતી હોય

એવો અવાજ ક્યાથી? નાનો દિયર તરત લીલમના શયનખંડમા દોડી ગયો. જઈને જોયુ તો, લીલમ એકલી જ ભગવાન પાસે બેઠી બેઠી ગુણગાન કરે છે, સાથે નૂરીજનો સાદ પૂરાવે છે લીલમ તો હરિચરણે ડોલતી, મસ્ત છે આસપાસ કોણ છે, શુ બની રહ્યુ છે તેની તેને ખબર જ નથી દિયરજી આવીને ભાભીના ચરણોમા નમી પડ્યો.

ભાભીએ દિયરને માથે હાથ ફેરવી પોતાને પડખે બેસાડ્યો દિયર ભાભીના દેદીપ્યમાન મુખમંડળ પ્રતિ એકીટશે નિહાળી રહ્યો 'ભાભી મને પણ એ મારગ ન બતાવો?'

'ભાઈ હરિનો મારગ તો ખાંડાની ધાર છે કાચા પોચાની શી મગદૂર?'

'ભાભી, એ ધાર ઉપર હુ ચાલવા તૈયાર છું મને એ મારગ બતાવો. તમારો ઉપકાર ભવે ય નહી ભૂલુ!'

પૂર્વ ભવના કોઈ સસ્કાર બળે દિયરનો આત્મા આજ જાગ્યો છે એવુ લીલમબાઈને લાગ્યુ 'ઠીક, ત્યારે ભાઈ! જો હુ એનો સાવ સાદો સીધો મારગ ચીંધુ—કોઈ દિવસ આ છીભથી જૂઠુ ન બોલશો આંખથી પરફી એગ ન જોશો, ઊલટી ઢાકજો અને સાચા મનથી પારકી સ્રીને માત સમાન ગણશો તો હરિ હાતવેંત જ છે ભઈ, અને એક વાત એ પણ કહુ, કે રોજ અહી મારી ભેળા ભજનનો ચોક પૂરાય-ચાર ભજનો ગવાય ત્યા સુધી નિયમિત આવવાનુ રાખજો ગમે તેવા કામ હોય તો ય પડતા મૂકીને!' એમ કહીને લીલમ બાઈએ દિયરના મોમા હેત પ્રસાદ મૂક્યો

ભાભી જરૂર હુ આટલી ટેક પાળીશ અને રોજ તમારે દર્શને આવવાનુ નહી જ ભૂલ!' દિયર ઊઠીને પોતાના શયનખંડ તરફ ચાલ્યો

હવેથી દિયર ભાભી રાજ હરિભજન કરે સાધુ સતોની સમાગમમા બેસે એ જોઈને ભાનુમતી બળીને ખાખ થઈ જતી

એક દિવસ મધરાતને સમયે નાનો કુવર લીલમભાભીના સતસગમાથી પાછો વળતો હતો ત્યા વચ્ચે જ ભાનુમતીનો શયનખંડ ઉઘાડો પડ્યો હતો ઉનાળાના ઉકળાટને લઈ ભાનુમતી ઓરડો ખુલ્લો રાખીને સૂઈ ગઈ હતી એ પલંગ પર અસ્તવ્યસ્ત પડી હતી. એ જોઈ નાના કુવરે એ ઉઘાડા અંગ પર પોતાનો સાફો ફેકી ઢાકી દીધુ અને એ પોતાના ખંડમા ચાલ્યો ગયો

સવાર પડતા ભાનુમતી જાગી જોયુ તો પલંગ ઉપર દિયરજીનો સાફો દીઠો, અને ભાનુમતીને સજડ કારણ મળી ગયુ જોતુ હતુ ને વધે બતાવ્યુ

એણે એ જ ઘડીએ કુભાને સદેશો પાઠવ્યો ચોથે જ દિવસે પાદશાહ પાસેથી રજા મેળવી કુભો આવી પહોચ્યો

આસુડા પાડીને રાણી બોલ્યા 'ઠાકોર મને અફીણ મગાવી આપો તો ઘોળીને પી જાઉં' ધ્રુસકે ધ્રુસકે રાણી રડી પડ્યા

અરે રાણી! કહો તો ખરા, શુ થયુ?'

ઠાકોર મેં કહેવામા માલ નથી' રાણીએ કહેવુ શરૂ કર્યું

તોય મારાથી છાનુ રાખો તો?

ના ના, મારા સમ છે પૂછો તો!' વચ્ચે જ રાણીએ હાથ આડો ધરતા કહ્યુ

ના જે હોય તે હમણા જ, આ ઘડીએ જ કહી નાખો! એવુ તે શુ છે કે એથી ગાળીને બેગવવું પડે!'

તો સાભળો આ પરાક્રમ તમારા ભાઈના છો

હે શુ કહો છો રાણી!' કુભાને રોમ રોમ ક્રોધ વ્યાપી ગયો

કુભાએ નાના કુવરને બોલાવવા ફરમાવ્યુ ત્યા રાણીએ વચ્ચેથી જ અટકાવ્યા 'ઠાકોર હવે એ વાતનુ વતેસર કરવા હુ નથી માગતી મ તો એ આ મહેલમા નહી, ને કાં તો હુ નહી બેમાથી એક!'

રાણીજી, મારે એને મોટ તો કરવો જોઈએ ને!'

'તો, શું હું ખોટી....?' ભ્રકુટી ચડાવતાં રાણીજી બોલ્યાં.

'ના, ના! મારો આશય તમને ખોટાં ઠરાવવાનો નથી. પણ...?'

'પણ, શું મારે આ ભવે ય એનું મોઢું જોવું નથી, મને અફીણ ઘોળીને પી જવા દો એટલે પત્યું.'

રાણી પલંગ પર ઢળી પડી. કુંભો એ ઘડીએ સ્ત્રી ચરિત્રને વશ થઈ ગયો.

બીજે દિવસે વહેલી સવારે સંકેત મુજબ બાગમાં મારાઓ તૈયાર હતા. પૂજા માટે કુંવર ફૂલ લેવા આવે કે, ધડથી માથું જુદું કરી દેવું મારાઓ અંતાઈને વાટ જોતાં બેઠા હતા. જેવો બગીચામાં સળવળાટ થયો, પદરવ સંભળાયો કે. જલ્લાદના હાથમાંની તલવારે મસ્તકને લણી લીધું.

મસ્તકને થાળીમાં ધરી, ઉપર રેશમી રૂમાલ ઢાંકી કુંભાજી અને રાણી ભાનુમતીની તહેનાતમાં મૂકવામાં આવ્યું.

રાણીએ થાળી પરનો રૂમાલ અળગો કર્યો. ત્યાં જ એને ચક્કર આવ્યાં ને ઢળી પડી. નાના કુંવરને બદલે રાણીના સગા ભાઈનું મસ્તક!

કુંભાને વિચારનો પાર ન રહ્યો. આ કમ બન્યુ એની પૃચ્છા કરે ત્યાં જ સામેથી નાનો ભાઈ પોતાના વડીલબંધુને મળવા આવતો દેખાયો.

'ભાઈ, રામના જેને રખવાળા, એનો કોણ વાળ વાંકો કરી શકે? આ બધો પ્રતાપ સત્યનો છે. અને એ બતાવનાર લીલમનો....!'

કુંભો દોટ મૂકીને નાના ભાઈને ભેટી પડ્યો લીલમના ખડમાં જઈ કુંભાએ ક્ષમા માગી: 'દેવી, હું તમને ન ઓળખી શક્યો. પણ આજ મારાં પડળ ખુલી ગયાં છે. સત્ય સમજાયું છે.'

'અરે, આ શું કરો છો? મારો કયો ગુન્હો કર્યો, કે આપ મારી ક્ષમા માગી રહ્યા છો. હું ક્ષમા કરનારી કોણ? ક્ષમા કરનારો તો ઈશ્વર છે. એની ક્ષમા માગો. હું તો તમારી દાસી છું, ચરણરજ છું.'

'ના ના! દેવી, એવું બોલીને મને હવે ન શરમાવશો.' કહેતાં-કહેતાં કુંભાની આંખો ભરાઈ આવી.

તે દિવસથી કુંભાના કોટને કાંગરે ધરમની ધજા ફરકવા લાગી. અતિથિઓની ભીડ જામવા લાગી. સાધુસંતોનો મેળો ભરાવા લાગ્યો. કુંભાએ છૂટા હાથે સદાવ્રત ખુલ્લું મૂક્યું. એને આંગણે કોઈ અભ્યાગત પાછો ન ફરતો.

રાજા કર્ણનો પહોર છે. કુંભો ગોખે બેઠો દાતણ કરે છે. ત્યાં જ ગઢના ગોખ નીચે કોઈ ચારણ આવી ઊભો.

'કેમ, ભા આવો!' દેવીપુત્રને કુંભાએ આવકાર આપ્યો.

'હા, બાપ આ આવ્યા!' કહેતાં ચારણે એક ઊંડો નિસાસો મેલ્યો.

'કેમ, ગઢવી નિસાસો નાખ્યો!'

'બાપ, કુંભા આજ તારે બારણે ચારણનો દીકરો યાચવા આવ્યો છે, તો તું દઈશ કે કેમ એના વિચારે મનથી ઊંડો નિસાસો મૂકાઈ જવાયો.'

'ગઢવા, એવી તે કઈ ચીજ છે, કે તમે માગો ને હું ન આપુ?'

'પણ, રાણા, આ માગણ જુદી જાતનો છે!'

'ઠીક રાખો, ગઢવા! માગી-માગીને શું માગશો? બહુ બહુ તો એકાદ ગામનો ગરાસ!'

'ના, ના! બાપ....!'

ચારણને વચ્ચે બોલતાં અટકાવીને કુંભાએ કહ્યું: 'તઈ શું બોલી નાખો! તમે જે માગો ને હું ન આપું તે દિ મારી જાતમાં ફેર ગઢવા!'

'તો તો હવે કહી જ નાખું રાણા, તારી રાણી લીલમ, લીલમ.... ... ...'

ચારણની માગણીથી રાણો હેબતાઈ ગયો. ગઢવી આવું માગશે એનો ખોટે બહાને ય ખ્યાલ નહોતો.

પડી ગયેલ હૈયે રાણો લીલમબાઈ પાસે ગયો. બધી વાત કરી.

'અરે ઠાકોર, એમાં વળી પૂછવા વાટ તે શી રાખી? હજી ય ભરોસો ન બેઠો? ઘેલા રાજા, આ તો મારા નાથની કસોટી.

એનાં માગા સિવાય કોનો દિ' ફર્યો છે કે, લીલમના હાથની માગણી કરે! જાવ, ગઢવીને બોલાવી જ લાવો! હવે ઘડીનો ય વિલંબ ન કરશો.'

કુંભાએ જઈને કહ્યું: 'જાવ, ગઢવી લીલમ તમારી વાટ જુએ છે.'

લીલમ તો આતુર બની એકલાં બેઠા છે. હરિને નેણે નિરખવા!

ગઢવી લીલમના ખંડમાં જઈ પહોચ્યા. જ્યાં જુવે ત્યા લીલમ અને કુંભાનું અદ્વૈત જોડેલું જ દેખાય છે. માણસ રૂપે આવેલા ભગવાન સતીના તેજથી અંજાઈ ગયા, અને મનોમન કોટિ કોટિ આશિષના ફૂલડા વેરતા ભગવાને પોતાના પરમરૂપનાં દર્શન સતી લીલમ અને કુંભા રાણાને આપ્યાં.

અંતમાં લીલમ સતીની નિર્મળ વાણીની પ્રસાદી ચાખીએ:—

કાચી રામ કેણિયે ઘડી તારી કાયા (ટેક)
ઘડડામાં ચાંદા ને ઘડડામાં સૂરજ
ઘડડામાં નવલખ તારા—કાચી૦

ઘડડામાં એરણ, ઘડડામાં ધમણ,
ઘડડામાં ઘાટ ઘડાયો;
ઘડડામાં આંબો ને ઘડડામાં કેરી,
ઘડડામાં વેડણહારો—કાચી૦

ઘડડામાં વાડી ને ઘડડામાં ક્યારો,
ઘડડામાં પવન ને પાણી;
ઘડડામાં તાળું ને ઘડડામાં કુંચી,
ઘડડામાં ખોલણહારો—કાચી૦

ઘડડામાં ગંગા ને ઘડડામાં જમના.
ઘડડામાં તીરથ નાયાં;
ગુરુજીને વચને બોલ્યાં લીલમબાઈ,
સાચ શબ્દ લાગ્યા પ્યારા—કાચી૦

*

અબૂ અલી મહંમદ ઓલિયા પુરુષ હતા. તેમના પાડોશમાં રહેતા ભાઈ ને કબૂતરો પાળવાનો ભારે શોખ. જાતજાતનાં કબૂતરો પાળે. એક વાર કોઈ કારણસર એક ઊડતા કબૂતર પર તે ચિડાયો અને તેણે કબૂતરને છુટ્ટો પથ્થર માર્યો. પણ તે પથ્થર કબૂતરને વાગવાને બદલે અબૂ અલી મહંમદને માથામાં વાગ્યો. ને ઊંડો ખાડો પડ્યો. પુષ્કળ લોહી વહેવા માંડ્યું

અબૂ સાહેબના સ્નેહી મિત્રોએ પેલા પાડોશીને પકડ્યો અને અદાલતમાં ઘસડ્યો. જ્યારે અબૂ સાહેબને એ વાતની જાણ થઈ ત્યારે તેમણે તરત કેસ ખેંચાવી લીધો અને પોતાના એક શિષ્યને લાકડી આપતા કહ્યુ કે, 'જા આ લાકડી કબૂતર પાળનાર પાડોશીને આપી આવ. મારા તરફથી એમને ભલામણ કરી કહેજે કે, જ્યારે પણ કોઈ કબૂતર તરફ તમને પથ્થર ફેંકવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે પથ્થર ફેંકવાને બદલે આ લાકડી ઉગામજો, જેથી કબૂતર તરત ઊડી જશે'

*

* જેણે ઈશ્વરને ઓળખ્યો છે તેની પાસે કોઈ વસ્તુ અજાણી રહેતી નથી

* ઉન્નતિ શોધવા જતાં મને વિનય પ્રાપ્ત થયો, પુરુષાર્થ શોધવા જતાં મને સત્ય સાંપડ્યું, ગૌરવ શોધવા જતાં મને ઈશ્વરનો ભય પ્રાપ્ત થયો, મહત્ત્વની પાછળ ભટકતાં મને ધૈર્ય પ્રાપ્ત થયુ, શાંતિ શોધવા જતાં મને વૈરાગ્ય પ્રાપ્ત થયો અને સંપત્તિ શોધવા જતાં મને નિર્ભયતા હાથ લાગી. —આમિસ કોરાની

## બાપાનો જીવનમંત્ર : કામ કામ ને કામ — જગજીવનરામજી

અનુ૦ કાન્તિલાલ શાહ

૧૯૩૩માં ઠક્કરબાપા હરિજન સેવક સંઘની પ્રાંતીય શાખાઓ સ્થાપવા દેશભરમાં ફરતા હતા. બિહારમાં પણ ડૉ. રાજેન્દ્રપ્રસાદના સૂચનથી શાખા ખોલવામાં આવી ને હું તેનો સંયુક્ત મંત્રી નિમાયો. એટલે મારે ઠક્કર બાપાના નિકટના પરિચયમાં આવવાનું બન્યું.

ઠક્કરબાપા અનેકવિધ શક્તિવાળી વિભૂતિ ગણાય. દિન દલિતો, આદિવાસીઓ વિગેરે પછાત જાતિઓની સેવા માટેની એમની ધગશ તથા ઉત્સાહે મારા પર ચિરસ્થાયી છાપ પાડી.

બાપાના જીવનનાં જુદાં જુદાં પાસાંઓ કે પ્રવૃત્તિઓ વિશે હું અહીં લાંબુ વિવેચન નહીં કરું પણ એક પ્રસંગ નોંધીશ—જે વૃદ્ધાવસ્થામાં પણ યુવાનને શરમાવનારા બાપાની ઝાંખી કરાવશે.

૧૯૩૪ના બિહારના ધરતીકંપ પછી ઠક્કરબાપા આસામના પ્રવાસેથી પાછા ફરતા હતા. મારે હરિજન સેવક સંઘના કાર્ય સંબંધી અગત્યની વાતચીત કરવાની હતી એટલે એમને મેં તાર કર્યો 'આસામથી પાછા ફરો ત્યારે આપને હું મળવા માગું છું'

'મારાથી અધવચ્ચેથી પ્રવાસ અટકાવીને તમને મળી શકાશે નહી પણ તમે સોનાપુર સ્ટેશને ગાડીમાં મળી શકશો.' બાપાએ તારથી જવાબ વાળ્યો.

હું સ્ટેશને પહોંચ્યો. બાપા જેમાં આવવાના હતા તે ગાડી લગભગ મધરાતે આવતી હતી. એટલે વેઈટીંગ રૂમમાં ઝોલાં ખાતો ખાતો ટ્રેનની રાહ જોતો સમય પસાર કરતો હતો.

મધરાતે ટ્રેન આવી. મેં ધારેલું કે ઠક્કર બાપા પહેલા વર્ગમાં આરામથી પ્રવાસ કરતા હશે—કંઈ નહિ તો બીજા વર્ગમાં તો હશે જ. પણ મેં પહેલા-બીજા વર્ગના ડબ્બાઓમાં ઘણી તપાસ કરી પણ બાપાનો પત્તો લાગ્યો નહીં.

ઘડીક વિચાર આવ્યો કે બાપા ગાડી તો નહીં ચૂકી ગયા હોય? પણ તો તો બાપા મારા પર જરૂર ગાડી ચૂકયાનો તાર કરે જ. મેં ફરી ગાડીમાં તપાસ કરવા માંડી તો બાપા એક પુષ્કળ ભીડવાળા ત્રીજા વર્ગના ડબ્બામાં બેઠા હતા! મારા આશ્ચર્યનો પાર ન રહ્યો! એ ડબ્બામાં એટલી બધી ગિરદી હતી કે તેમાં બેઠેલો કોઈ પણ માણસ પોતાના અકડાઈ ગયેલા પગને લાંબો પણ કરી શકે તેમ ન હતો. ત્યાં સૂવાની કે આરામ કરવાની તો વાત જ કયાંથી!

આટલી ગિરદીમાં બાપા ઝોલે ય ન'તા ચડ્યા પણ પોતાની રોજનીશી લખતા હતા!

આ એક સાદી ને નાનકડી લાગતી બીનાએ મારા હૃદય પર ભારે અસર કરી. ચોસઠ-પાંસઠ વર્ષનો બુઝુર્ગ માણસ રેલ્વેના ત્રીજા વર્ગમાં હજારેક માઈલની મુસાફરી કરી રહ્યા પછી પણ અકળાવી નાખે એવી ભીડમાં મધરાતે કામ કરવા બેઠો હતો!

એ તો ઠક્કરબાપાની કામ કરવાની રીત. આરામ કોને કહેવાય એ તેઓ જાણતા ન હતા. કામ કામ ને કામ એ જ એમનું જીવસૂત્ર—એ જ એમનો જીવનમંત્ર, અને એ જ એમની જીવનસફળતાની ચાવી. કામ ગમે તેવું અઘરું, મુશ્કેલ કે મૂંઝવનારું હોય તો પણ ઠક્કરબાપા જે કામ હાથ ધરે તે પૂરું કરીને જ છોડે. એમણે હાથ ધરેલાં કામોમાં હમેશાં સફળતા મળી છે તેનું રહસ્ય આ જ છે. મોટામોટા રાજપુરુષો, સમાજ સુધારકો જે કામ હાથ ધરતાં અચકાય તે કામ ઠક્કરબાપા સહજ હાથ ધરે અને સફળતાપૂર્વક પૂરું કરે.

ગુજરાતના કોઈ દૂરના ખૂણામાં દુષ્કાળનું રાહતકાર્ય હોય કે આદિવાસીઓને મદદ

પહોંચાડવાની હોય ઠક્કરબાપા ત્યાં સૌથી વહેલા પહોંચી જાય મૂગામૂગા પ્રસિદ્ધિનો મોહ કે દરકાર રાખ્યા વિના કાર્ય કર્યે જાય પ્રસિદ્ધિના પ્રસંગને તો એ ઇરાદાપૂર્વક ટાળે હરિજન સેવક સંઘના મંત્રી તરીકે કે આદિમજાતિ સેવા મંડળના પ્રમુખ તરીકે એમણે હરિજનો તથા આદિવાસીઓની જે સેવાઓ કરી છે તેનું વર્ણન કરી શકાય તેમ નથી ભારતના કમનશીબ બાંધવોને તેમણે નવી જીવનદૃષ્ટિ નવી આશા, આત્મસન્માન અને સ્વાશ્રયનો એક નવો જ સંદેશ આપ્યો છે હિન્દુ સમાજમા સુધારા કરવામા અને એ રીતે દેશની કાયાપલટ કરવામા તેમણે આપેલો ફાળો અમૂલ્ય છે

ઠક્કરબાપાએ હાથ ધરેલા પ્રત્યેક કાર્યમા તેમણે દિન દલિતો પ્રત્યેના પ્રેમને કારણે જ પરિશ્રમ ઉઠાવ્યો ને અખૂટ ને અમાપ શક્તિ ખર્ચી યુવાનને શરમાવે એવી એમની કાર્યશક્તિ અને એકાગ્રતા હવે પછીની યુવાન પેઢીને માટે દૃષ્ટાંતરૂપ બને તેવી છે હુ ઇચ્છુ છુ કે આપણામા પણ બાપા જેવી પ્રબળ ઇચ્છાશક્તિ આવે, જે ઇચ્છાશક્તિ શારીરિક શક્તિ જ્યારે કામ ન આપે ત્યારે પણ ઉમદા હેતુને સિદ્ધ કરવામા જાત ઘસી નાખવાની પ્રેરણા આપે છે આવું કામ વળતર આપે જ છે એટલુ જ નહી, પણ સાથે સાથે નવી પ્રાણશક્તિનો સંચાર પણ કરે છે આપણામા નવું જોમ, નવી તાકાત, નવું બળ ને નવી સ્ફૂર્તિ પૂરે છે ઠક્કરબાપા આપણને આવું કામ કરવનો પાઠ શીખવે છે આપણે આપણી શક્તિ મુજબ એ ગ્રહણ કરીએ ને તેને અમલમા મૂકીએ

*

પરિસ્થિતિ માણસને ઘડે છે નાનકડા એક પ્રસંગથી પણ માણસના જીવનનુ વહેણ ફરી જાય છે

પ્રાર્થના સમાજના સ્થાપક રામકૃષ્ણ ગોપાલ ભંડારકરના માતપિતા ગરીબ હતા એટલે કુમારાવસ્થામા તેઓ માધ્યમિક શાળાનુ શિક્ષણ લેવા બહેનને ત્યા મુબઈ ગયા હતા, ત્યા એકવાર બહેન પોતાના નાના બાળકને મૂકી (રામકૃષ્ણ પાસે) કઈક કામ માટે બહાર ગઈ થોડી વારે પાછી આવી તેણે જોયુ તો બાળક ઘણુ જ રડતુ હતુ જ્યારે રામકૃષ્ણ કઈ જ ન જાણતા હોય તેમ રસપૂર્વક પુસ્તક વાચી રહ્યા હતા પોતાના બાળકની ભાઈ પૃચ્છા જ ન કરે એ જોઈ બહેને અકળાઈને રામકૃષ્ણને કહ્યુ, "અરે તુ કેવો છે? તારા આગળ ભાણો આટલુ બધુ રડતો હતો, તે તુ તેને છાનો ન રાખી શક્યો? એટલુ બધુ તે શુ વાચવાનુ હતુ ?" ને આવેશમા તે બાળકને લઈને ચાલી ગઈ પ્રસંગ ઘણો જ નાનો હતો પણ રામકૃષ્ણને તો હૃદયમા ચોટી ગયો, 'બહેનને ત્યા રહુ છુ ને એનુ ખાઉ છુ ત્યારે આ બધી પંચાત ને! એ વસ્તુ જ મારે ન જોઈએ" ને બીજે જ દિવસે એમણે બહેનનુ ઘર છોડી દીધુ એક બે છોકરાઓના 'ટ્યુશન' રાખી જાતકમાઈથી મેટ્રીક પાસ કરી — પ્ર. ના. ઠક્કર

*

* હિન્દુસ્તાનનો મહારોગ આળસ છે અને તે દૂર કરવાનો ઉપાય રેંટિયો એક જ છે

* સુસ્ત પ્રજાને સ્વરાજ્ય ન જ હોઈ શકે

* રોષ ધર્મના કે બીજા વિચારો સમજવામા અંતરાય પેદા કરે છે, તેથી ત્યાજ્ય છે

* જ્યા પ્રજાજીવનમા નિર્દોષ આનંદનો વખત નથી કે સાધનો નથી ત્યા પ્રજા ઘસાય છે

— ગાંધીજી

# જ્યોતિ

ગુરુદયાલ મલ્લિક

વર્ષો પહેલાંની વાત છે. એક દિવસ સવારે હું બાગમાં બેઠો હતો. સવાર પડવાને થોડી વાર હતી. હજી રાતનો અંધકાર હતો. કોઈ મસ્તીમાં આવીને ગાતું હતું:

નમું ઉસ બ્રહ્મ કો જો સબ સે મહાન,
પૃથ્વી જિસકી પાદુકા, અંતરિક્ષ શરીર,
સૂરજ-ચાંદ આંખે, ઔર શિર આસમાન.
જ્યોતિ ઉસકી વાણી, દિશા ઉસકે કાન,
પવન ઉસકા પ્રાણ, જો સબ મેં સમાન.

ગાનાર 'જ્યોતિ ઉસકી વાણી' એ પંક્તિ-ખંડને વારંવાર દોહરાવીને ગાતો હતો. એ વખતે કુદરત એનો અર્થ સમજી ગઈ અને અંધકાર દૂર થયો, ચારેતરફ પ્રકાશ ફેલાઈ ગયો. અંધકારમાં દરેક વસ્તુ હાજર તો હતી જ, પણ તે દેખાતી ન હતી. આ ઝાડ, ફળ, પહાડ, નદી, રસ્તો, મકાનો બધું એક વિરાટ કાળા કામળાની નીચે ઢંકાઈ ગયું હતું. પણ જ્યાં પ્રકાશ પથરાયો કે તરત દરેક ચીજ નજરે પડી અને એ દરેકનો એકબીજા સાથે સંબંધ છે એનું જ્ઞાન થયું. આપણે એક-બીજાને ઓળખવા માટે ભાષાનો ઉપયોગ કરીએ છીએ તેમ જ્યોતિ પણ બધાને ઓળખવાની ભાષા છે. પ્રભુને અને એમની લીલાને સમજવા માટે જ્યોતિની જરૂર છે માટે જ આત્મા કહે છે કે, 'મારે પ્રકાશ જોઈએ, હજી વિશેષ પ્રકાશ જોઈએ—પ્રકાશ વિના હું જીવી શકું નહીં. અંધકારમાં જીવતા કીડાઓ જેવો હું નથી. હું તો માત્ર પ્રકાશમાં જ જીવી શકું છું.'

પ્રભુની બીજી ચીજો પેઠે પ્રકાશ પણ અનંત છે. આત્માને પ્રકાશની ભૂખ ન હોય તો આપણે જ્ઞાન પ્રાપ્ત કરવા સ્કૂલે શા માટે જઈએ? દિવ્ય જ્ઞાન માટે મંદિરોમાં શા માટે જઈએ? સૌન્દર્ય દ્વારા એ પ્રકાશને પામવા માટે કલાભવનોમાં શા માટે જઈએ? સંસ્કૃતિની શોધ શા માટે કરીએ? સંસ્કૃતિ શું છે? સંસ્કૃતિ એટલે જે સત્ય છે, જે સાર છે, જે અનંત છે તેને જાણવાની ઇચ્છા!

પણ પ્રકાશ બે પ્રકારનો છે, એક અંદરનો અને બીજો બહારનો. એ બંનેની વચ્ચે બાહ્ય અને અંતરની આંખોનો ઝઘડો રહેશે. પણ એ ઝઘડામાં આખરી ફેંસલો ફક્ત એક સત્યથી જ થશે. સત્ય જ્યોતિ છે. હકીકતમાં જીવનનું સત્ય એક જ છે. જેવી રીતે અંદર અને બહારનો પ્રકાશ એક છે.

એમ પણ કહી શકાય કે જે બહારનો પ્રકાશ છે તે અંદરના પ્રકાશનો જ અંશ છે. લોકો આ દુનિયાને માયા કહે છે. પરન્તુ જ્યારે એ માયા આટલી ખૂબસૂરત છે, તો એ દુનિયારૂપી માયા જેણે નિર્માણ કરી તે કેટલો ખૂબસૂરત હશે? એટલા માટે જ માયાના પડદા પાછળથી જ 'હું આવ્યો' એમ ભગવાન કહે છે.

એક પ્રસંગ યાદ આવે છે. વસંત ઋતુ હતી. ચારેતરફ સૌન્દર્ય પથરાયું હતું. રાબિયા એક ગુફામાં બેસી ધ્યાન ધરતી હતી. એવામાં એની બહેનપણી આવીને તેને કહેવા લાગી: 'રાબિયા! બહાર આવ. જરા ખુદાની કુદરત જો—કેવી ખીલી છે!'

'તું સૌન્દર્ય-દર્શન માટે બહાર બોલાવે છે તે વ્યાજબી જ છે. પણ હું તને અંદર ગુફામાં બોલાવું છું. તું અંદર આવીને કુદરતનો ખુદાને-સૃષ્ટાને જો.'

આમ, બહારના તેમ જ અંદરના બંને પ્રકાશની જરૂર છે. જેના હૃદયમાં પ્રકાશની ઝંખના છે. જે સાર છે એને સમજવા માગે છે એ જ માણસ છે.

મારો એક ભત્રીજો છે, માબાપે એને કહી

રાખેલું કે રાત્રે પ્રાર્થના કર્યા પછી સૂવું. છોકરાના શયનખંડમાં કૃષ્ણની છબી હતી. એક દિવસ કામકાજ પતાવી ઘરે પહોંચ્યો ત્યારે છોકરો સૂવાની તૈયારી કરતો હતો. ત્યારે છોકરાની ઉંમર ત્રણ વર્ષની હતી બધે અંધારું હતું. મેં પૂછ્યું: 'કેમ પ્રાર્થના કરી? કૃષ્ણનાં દર્શન કર્યાં?'

'ચાચા! કૃષ્ણનાં દર્શન કેવી રીતે કરું? અહીં તો રોશની જ નથી.' છોકરાએ કહ્યુ

ક્યાંથી દેખાય? જ્યાં સુધી આપણે આપણામાં જ ગૂંચવાયેલા રહીશું ત્યાં સુધી કોઈ પણ પ્રકારનો પ્રકાશ આપણને નહી દેખાય!

એકવાર શ્રી કૃષ્ણને કોઈએ પૂછ્યું: 'અરે કૃષ્ણ! તું આટલો કાળો કેમ?'

'કેમ કે, કાળા રંગમા બધા રંગો મળી જાય છે.' કૃષ્ણે કહ્યુ

એ જ રીતે સાચા પ્રેમમા બધા રંગ મળે છે. એમાં નાત જાત, ગરીબ અમીર, નાના મોટા કોઈ જાતનો ભેદભાવ રહેતો નથી પ્રમનો રંગ કૃષ્ણનો રંગ છે.

પ્રકાશ પ્રકાશમા પણ ફેર છે. ગેસનો પણ પ્રકાશ છે. ઇન્દ્રિયોનો પ્રકાશ ગેસ જેવો છે. એ આંખોને આંજી નાખે છે, ઝાંખી પાડે છે, જ્યારે આત્માનો પ્રકાશ આંખને સાફ કરે છે. આત્માના પ્રકાશ જેવો કોઈ સુરમો નથી

જેમાં પ્રકાશ હોય તે જ સાચો આનંદ છે. એવા પ્રકાશમય આનંદથી જ જીવન ઉજ્જવળ બને છે અને અંદરનો તેમ જ બહારનો અંધકાર દૂર થાય છે.

એટલા માટે એ અમર જ્યોતિ માટે પ્રાર્થના કરવી પડે છે. દિવસ-રાત એની આશામાં રહેવું પડે છે:

ઐસા હું મંદિર કે બાહિર,
લે કે દિલ મેં આશ.
કભી તો બુલાઓગે હી.
અપને ચરણન પાસ.
ઐસા હું૦
તેરી ચરણ છાયા મેં;
જો હૈ પ્રકાશ;
ઉસમેં મેરી આત્મા કા
હોગા પૂર્ણ વિકાસ.
ઐસા હું૦

*

વર્ષો પહેલાં બનેલો આ પ્રસંગ છે. મુંબઈના એક સ્રી કાર્યકર્તા ગાંધીજીને મળવા ગયાં. ગાંધીજીએ એમને કહ્યું, 'જયારે તમે પહેલા મળ્યા ત્યારે માથા ઉપર અંબોડો હતો અને આજે તમે બોબ્ડ હેર કરાવી નાખ્યા છે શું તમને ય પશ્ચિમનો રંગ લાગ્યો?'

પેલા સ્રી કાર્યકર્તા ગાંધીજીના આ પ્રશ્નથી જરા મૂંઝાયા. પણ પછી તરત જવાબ આપ્યો: 'ના, બાપુજી; મને પશ્ચિમનો પવન જરા પણ લાગ્યો નથી. વાત એમ છે કે આજકાલ સમાજસેવાનું ખૂબ જ કામ રહે છે અને માથું ઓળવાનો જરા પણ સમય મળતા નથી. મને થયું કે જો વાળ ટૂંકા કરાવી નાખીશ તો ઘણો સમય બચી જશે. અને તેથી થોડા કપાવી નાખ્યા'

ગાંધીજી જરા હસ્યા; એ મનમા તો સમજી ગયેલા કે આ બહેને ફેશનની ખાતર જ વાળ ટૂંકા કરાવ્યા છે પણ ખોટો જવાબ આપે છે ગાંધીજીએ ગંભીર મુખ રાખીને કહ્યું: 'સેવા માટેની તમારી આવી તમન્ના જોઈને મને આનંદ થાય છે. જ્યારે જીવનની પળેપળ સેવા માટે ગાળવાની તમારી ધગશ છે ત્યારે માથે મુંડો જ કરાવી નાખવો હતો ને? બીજો ઘણો સમય કામ કરવા માટે મળશે. સાચો સેવક બહારના દેખાવની જરાપણ પરવા કરતો નથી.'

પેલાં બહેન કંઈ વધુ ન બોલી શક્યાં થોડી વાતચીત કરીને એ ઊઠ્યાં એટલે ગાંધીજીએ કહ્યું, 'પોતાના હૃદયને છેતરનારાઓ સેવાનો આનંદ મેળવી શકતા નથી' - શા૦ પટેલ

## પ્રવેશ પહેલો

સ્થળ—ધોળકા ગામનો દરબાર.

પાત્રો—સિદ્ધરાજ, મીનળ, મુંજાલ, દરબારીઓ અને સિપાહીઓ.

(પડદો ઊપડે છે અને સિદ્ધરાજ જયસિંહ નિશાન ડંકા સાથે પ્રવેશે છે.)

ચોપદાર—નિગાહ રખ્ખો! નામદાર મહારાજાધિરાજ સિદ્ધરાજ દેવને ઘણી ખમ્મા!

(સિદ્ધરાજ સાથે મીનળ અને મુંજાલ પ્રવેશે છે—દરબારીઓ ઊભા થાય છે અને જયસિંહ સિંહાસન પર બેસે છે. ને દરબારીઓ પણ પોતપોતાના આસને બેસી જાય છે.)

સિદ્ધરાજ—મહા અમાત્ય મુંજાલ, આપણા રાજ્યનો આ આખો પ્રદેશ સાવ સુકો કેમ લાગે છે? અહીં જલાશયો નથી શું?

મુંજાલ—વરસાદના પાણી સિવાય આ પ્રદેશને બીજો આધાર નથી. એટલે આ પ્રદેશ સુકો છે. અહીં જલાશયો નથી.

મીનળ—બેટા સિદ્ધરાજ! આપણે ધોળકામાં એક સુંદર તળાવ બાંધી આ પ્રદેશની પાણીની મુશ્કેલી દૂર કરવી જોઈએ. એમ થતાં આપણને અહીંની પ્રજાનો પ્રેમ અને સાદર સહેજે સાંપડશે.

સિદ્ધરાજ—માતાજી! મારી પણ એ જ ઈચ્છા છે.

મુંજાલ—માતાજી અને મહારાજ! આપની ઈચ્છા લોકહિતકારી અને અભિનંદનીય છે. તળાવ બાંધવા સંબંધે હમણાં હું નગરજનોને બોલાવું છું. અરે કોઈ છે હાજર? (સિપાહી આવે છે ને સલામ ભરી ઊભો રહે છે.) સિપાહી, જા ગામના નગરશેઠને હમણાં જ દરબારમાં તેડી લાવ. (સિપાહી જાય છે અને થોડી વારે નગરશેઠ સાથે તે દરબારમાં પાછો ફરે છે.)

નગરશેઠ—મહારાજનો જય! મહા અમાત્ય અને મીનળબાનો જય! (આસન પર બેસતાં) મહારાજ, સેવકને શી આજ્ઞા છે?

મુંજાલ—મનોરચંદ શેઠ, ગુર્જર સમ્રાટ સૌરાષ્ટ્રના પ્રવાસે જતાં અહીં ઊતર્યા છે તે તો તમે જાણો છો. આ પ્રદેશ સુકો અને જલાશય વિનાનો હોઈ, મહારાજ અને મીનળબાની ઇચ્છા છે કે ધોળકાના પાદરે એક સુંદર જલાશય બાંધવામાં આવે. આ વિશે તમારો શો મત છે?

નગરશેઠ—મહારાજ, બા અને આપે જે વિચાર્યું છે તે યોગ્ય જ છે. એમાં મારા અભિપ્રાય બીજો શો હોય? આપ હુકમ કરો તે અમારા શિર-માથા પર.

સિદ્ધરાજ—તો, જાવ નગરશેઠ, તળાવની જમીન અને તે ખોદાવવાની વ્યવસ્થા કરો.

(નગરશેઠ ઝૂકીને પોતાની સંમતિ દર્શાવે છે અને દરબાર બરખાસ્ત થાય છે.)

## દૃશ્ય બીજું

સ્થળ—મહા અમાત્યનું ઘર.

પાત્રો—મુંજાલ, મીનળબા, નગરશેઠ અને નગરજનો.

(પડદો ઊપડતાં મુંજાલ અને મીનળબા પ્રવેશે છે અને આસન પર બેસીને વિચાર કરે છે ત્યાં જ નગરશેઠ અને નગરજનો આવ્યાની સિપાહી જાણ કરે છે અને તેની પાછળ તેઓ પ્રવેશે છે.)

નગરશેઠ—મહા અમાત્ય અને મીનળબા! અમે ગામ બહાર જમીન જોઈ આવ્યા. લગભગ બધી વ્યવસ્થા થઈ ગઈ છે. પણ એક મુશ્કેલી છે. તળાવ ખોદવા માટે, જોઈતા મજૂરો અહીં નથી. પાટણના બિન્દુ સરોવર અને સહસ્રલીંગ તળાવ ખોદવા માટે માળવાની ઓડ

જાતિના મજૂરો આપને મળ્યા હતા, પણ માળવા અહીંથી બહુ દૂર છે. એટલે મજૂરો સંબંધે વિચારવાનું છે.

મુંજાલ–મનોરચંદ, તમારી વાત સાચી છે. પણ એનો માર્ગ સાંજ સુધીમાં કાઢવો જ પડશે. અમે વિચારીશું. તમે ય કંઈક માગ શોધો ઃન સાંજ સુધીમાં કંઈક નક્કી કરી નાખો.

નગરશેઠ–અમને થોડો સમય આપો.

મુંજાલ–જરૂર પાસેના ઓરડામાં બેસી તમે એ પ્રશ્નનો કંઈક તોડ કાઢો. (નગરશેઠ અને નગરજનો પાસેના ઓરડામાં જાય છે મુંજાલ ને મીનળ મૌન બેઠાં છે–ક્યારેક ધીમે સાદે વાત કરે છે. એવામાં થોડી વારે પાસેના ઓરડામાંથી નગરશેઠ અને નગરજનો પાછા ફરે છે.)

નગરશેઠ–મહા અમાત્ય, અમને એક ઉકેલ સૂઝે છે. આ પ્રદેશમાં હરિજનોની વસ્તી ઘણી છે. એ લોકોને તળાવ ખોદવાનું સોંપાય તો તળાવનું કામ જલદી પૂરું થશે કહો તો અમે હરિજનોને આપની સમક્ષ હાજર કરીએ.

મુંજાલ–(ઊઠતાં) મને તમારી વાત વ્યાજબી લાગે છે. સાંજના દરબારમા મહારાજ સમક્ષ તમારો વિચાર રજૂ કરજો (બધાં જાય છે ને પડદો પડે છે)

દૃશ્ય ત્રીજું

ચોપદાર–નિગાહ રખ્ખો મહેરબાન! મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહને ઘણી ખમ્મા! (સિદ્ધરાજ પધારે છે, દરબારીઓ ઊભા થાય છે અને સિદ્ધરાજ સિંહાસન પર બેસે છે અને દરબારીઓ પણ પોતપોતાનાં આસન પર બેસી જાય છે.)

સિદ્ધરાજ–(મુંજાલ સામે જોઈને) મહાઅમાત્ય! જલાશય સંબંધી તમે નગરજનો સાથે શી વ્યવસ્થા કરી?

મુંજાલ–નગરજનો! તમે જે નિર્ણય કર્યો હોય તે મહારાજને કહો.

નગરશેઠ–મહારાજ! તળાવ ખોદવા માટે અહી માત્ર હરિજન મજૂરો જ મળી શકે તેમ છે. તળાવને લાયક જમીન તો અમે નગરબહાર પસંદ કરી છે.

સિદ્ધરાજ–(મુંજાલને ઉદ્દેશીને) તો હરિજનોને બોલાવી પૂછી જુઓ.

મુંજાલ–સિપાહી, જાવ હરિજનવાસમાંથી એમના આગેવાનને તેડી લાવો. (સિપાહી જાય છે અને થોડી વારે ચાર હરિજનો દેવો, નાથો, મેઘો ને રામાને લઈને પાછો ફરે છે.)

હરિજનો–ઘણી ખમ્મા અન્નદાતાને! (એટલું કહી નમસ્કાર કરી પડખે ઊભા રહે છે)

સિદ્ધરાજ–તમારાં નામ શું છે?

દેવો–અન્નદાતા, મારું નામ દેવો વાઘેર છે.

નાથો–અન્નદાતા, મારું નામ નાથો ગોહિલ છે.

મેઘો–અન્નદાતા, મારું નામ મેઘો પરમાર છે.

રામો–અન્નદાતા, મારું નામ રામો ચૌહાણ છે.

સિદ્ધરાજ–અલ્યા અટક પરથી તો તમે રજપૂત લાગો છો!

દેવો–હા મહારાજ! અમારા બાપદાદાઓ રજપૂત જ હતા પણ કર્મે કરીને અમે અછૂત ગણાવા લાગ્યા.

સિદ્ધરાજ–તમને અહીં શા માટે તેડાવ્યા છે તે જાણો છો?

દેવો–હા મહારાજ. ધોળકાના પાદરે એક તળાવ ખોદાવવા માટે તેડાવ્યા છે.

સિદ્ધરાજ–કહો તમે એ કામ કરશો ને?

દેવો–હા મહારાજ, પણ અમારી એક શરત છે.

સિદ્ધરાજ–કહો, કઈ શરત છે?

દેવો–રાજા, તારે ખોદાવવું હોય જો મલાવ તળાવ, તો કેડેથી કુલડી કઢાવી નખાવ.

નાથો–રાજા તારે ખોદાવવું હોય જો મલાવ તળાવ, તો પૂંઠેથી ઝાડું કઢાવી નખાવ

મેઘો–રાજા તારે ખોદાવવું હોય જો મલાવ તળાવ, તો માથેથી ફાળકો કઢાવી નખાવ.

રામો–રાજા તારે ખોદાવવું હોય જો મલાવ તળાવ, તો ત્રીજી બાંય કઢાવી નખાવ.

સિદ્ધરાજ–ભાઈઓ, જાવ આજથી તમારે માથેથી આ નિશાનો મારા રાજ્યમાંથી હમેશને માટે દૂર કરું છું.

દેવો–(ખુશ થઈ ને) ઘણી ખમ્મા અન્નદાતાને! એ નિશાનો અમારે માથેથી દૂર તો થયાં પણ એની વ્યવસ્થા થવી જોઈએ.

સિદ્ધરાજ–કહો તમારી શી ઇચ્છા છે?

દેવો–અન્નદાતા! આ ડોકની કુલડી તે લગ્ન વખતે માણેકથંભ નીચે આવવી જોઈએ.

નાથો-અન્નદાતા! આ ખીજડાના ઝાડનું ઝાડું હવનમાં પ્રથમ હોમાવું જોઈએ.

મેઘો–અન્નદાતા! આ કાચા સૂતરનો ફાળકો લગ્ન વખતે વરકન્યાની ડોકમાં પડનો જોઈએ.

રામો–અન્નદાતા! આ ત્રીજી બાંયનો ગામડામાં વગડતી ભુંગળ રાખવાની કોથળી તરીકે ઉપયોગ થવો જોઈએ.

(સિદ્ધરાજ–તમારી આ વ્યવસ્થા માટેની માંગણી સાંભળી મને મારા પાટણના કર્મચારી ' બ્રાહ્મણો સામાન્ય લાગે છે. મારા રાજ્યમાં આવા ઊંચા વિચારો ધરાવતા હરિજનો રહે છે એ જોઈને મને અત્યંત આનંદ થાય છે. મારા રાજ્યમાંથી તમને લોકો અસ્પૃશ્ય માને છે એ પ્રથા આજથી દૂર કરુ છું!

(બધા એક સાથે બોલી ઊઠે છે: ગુર્જરપતિ મહારાજ સિદ્ધરાજ જયસિંહનો જય હો!

(નેપથ્યમાં દુંદુભિનાદ થાય છે અને પડદો પડે છે.)

*

જેમ કોઈક નાનકડી નાટકમંડળીમાં તેનાં તે જ પાત્રો જુદો જુદો વેશ લઈને રંગભૂમિ પર આવે છે. તેવું જ પરમેશ્વરનું છે. અથવા કોઈ નાટકકાર પોતે નાટક લખે છે અને નાટકમાં કામ પણ કરે છે તે જ પ્રમાણે પરમાત્મા પણ અનંત નાટકો લખે છે અને પોતે જ અનંત પાત્રોનો વેશ લઈને રંગભૂમિ પર ભજવી બતાવે છે. આ અનંત નાટકોમાના એક પાત્રને ઓળખ્યું કે આખું યે નાટક ઓળખી લીધું જાણવું.

*

પરમેશ્વર બધે જુદી જુદી વસ્તુઓમાં જુદે જુદે ગુણે પ્રગટ થયેલો છે અને તેથી તે બધી જોતાં આપણને આનંદ થાય છે. તે વસ્તુઓની બાબતમાં આપણને આત્મીયતા, પોતીકાપણું લાગે છે. આનંદ થાય છે તે કંઈ અમસ્તો એમ ને એમ થતો નથી. આનંદ શા માટે, શાથી થાય છે? કંઈ ને કંઈ સંબંધ હોય છે તેથી આનંદ થાય છે. છોકરાંને જોતાંવેંત માને આનંદ થાય છે કારણ તે સંબંધ ઓળખી કાઢે છે. હરેક ચીજની સાથે પરમેશ્વરનો સંબંધ બાંધો. મારામાં જે પરમેશ્વર છે તે જ પેલી વસ્તુમાં છે. આવો સંબંધ વધારવો તેનું જ નામ આનંદ વધારવો. આનંદની બીજી ઉપપત્તિ નથી. પ્રેમનો સંબંધ બધે બાંધવા માંડો અને પછી શું થાય છે તે જુઓ. પછી અનંત સૃષ્ટિમાં રહેલો પરમાત્મા અણુરેણુમાં પણ દેખાશે. એક વખત આ દૃષ્ટિ કેળવાઈને આવી પછી બીજું શું જોઈએ? પણ એ ઇન્દ્રિયોને વળણ પાડવું જોઈએ. ભોગની વાસના છૂટી જાય અને પ્રેમની પવિત્ર દૃષ્ટિ આવી મળે પછી હરેક ચીજમાં ઈશ્વર સિવાય બીજું કંઈ નજરે નહીં પડે. —વિનોબાજી

*

કદી આવેશમાં આવી ન કરવાનું કરી દે છે,
નજીવા કારણે માનવ જીવન ખારું કરી દે છે.—અનિસ-

## સાભાર સ્વીકાર

વિદ્યાપીઠ વાચનમાળા: ગૂજરાત વિદ્યાપીઠ તરફથી અગાઉ પ્રગટ થયેલ પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓ માટેની વાચનમાળાની નવી સુધારેલી આવૃત્તિઓ પ્રગટ થઈ છે. મુંબઈ સરકારે પાઠ્યપુસ્તકોની સાઈઝ તેમ જ સાહિત્ય અંગે નવા નિયમો જાહેર કર્યા હતા તે રૂ જબ આ વાચનમાળાની બધી ચોપડીઓ નવેસરથી તૈયાર કરવામાં આવેલ છે. ચિત્રો તેમ જ કેટલાક પાઠો પણ કેટલીક ચોપડીઓમાં ઉમેરવામાં આવેલ છે. બધી ચોપડીઓ તે તે ધોરણમાં ચલાવવા માટે પાઠ્યપુસ્તક તરીકે સરકારે મંજૂર કરી છે.

ચાલણગાડી: (ગજુભાઈ; જુગતરામ; મૂ૦ ચાર આના. પહેલી ચોપડી: મૂ૦ પાંચ આના. બીજી ચોપડી: મૂ૦ આઠ આના. ત્રીજી ચોપડી: મૂ૦ અગિયાર આના. ચોથી ચોપડી: મૂ૦ તેર આના. પાંચમી ચોપડી: મૂ૦ એક રૂપિયો ત્રણ આના. છઠ્ઠી ચોપડી: મૂ૦ એક રૂપિયો પાચ આના. સાતમી ચોપડી: મૂ૦ એક રૂપિયો સાત આના.

વિનય વાચનમાળા: માધ્યમિક શાળાના આઠમા, નવમા અને દસમા ધોરણ માટે વિદ્યાપીઠે તૈયાર કરવા ધારેલી ચોપડીમાંથી પુસ્તક પહેલું અને પુસ્તક બીજું (મૂ૦ દરેકના બે રૂપિયા) બે ચોપડી વિદ્યાપીઠે પ્રગટ કરી છે. સં૦ ગોપાળદાસ પટેલ અને મુકુલભાઈ કલાર્થી.

પ્રાપ્તિસ્થાન (દરેકનું) નવજીવન કાર્યાલય, અમદાવાદ ૧૪.

*


## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬. પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોષ્ટ થાય છે. થોડી નકલો હાયકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ


અનુક્રમણિકા..................................................................૧૨ ઑક્ટોબર ૧૯૫૫




પ્રકાશક અને મુદ્રક :: ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

(અનુ૦ કવરપેજ બીજાનું ચાલુ)

તે ધારાસણા સુધીની બાપુની કૂચનું એમાં વર્ણન છે. પ્રયોગ લેખે તે ધ્યાનપાત્ર છે ખરું, પણ તે કાવ્યવિષય જેટલું ભવ્ય, જ્વલંત કે રોચક નથી બન્યું. મેઘદૂતને ચીલે ચાલવા કરતાં સ્વતંત્ર રીતે જ આલેખાયું હોત તો કદાચ વધુ સારું થયું હોત ખરું! આમ છતાં આ કાવ્ય કવિની નોંધપાત્ર કૃતિ છે.

ગિરનારે આ કવિને ઘણી પ્રેરણા આપી જણાય છે, ગિરનારનું જ વર્ણન કરતું તળપદું ગીત 'ઝંખના' એક સુંદર કૃતિ છે, 'ડુંગરના મારગ'માં કવિ કહે છે:

લીલી કુંજાર મેં તો દીઠી ગુજરાત તો ય
સોરઠની સોમકાની પ્રીતિ પૂરી પિછાની.

આમ ગિરનારનું આકર્ષણ કવિને અનેરું છે.

'જુગના જોગી,' 'એક અરજી,' 'મારો મનવો,' 'જીવડાને.' 'કામણ.' ઈત્યાદિ ભજનો સરળ પ્રાસાદિક અને સુરેખ ભાવપૂર્ણ રચનાઓ છે અને તેમાં કવિની કાવ્યશક્તિની પ્રતીતિ થાય છે.

વૃત્તકાવ્યોમાં કવિ જાણે ખોવાઈ જતા હોય અને ભજન કે ગીતમાં મોકળે મને ગાઈ ઊઠતા હોય એવું લાગે છે!

દોહરા અને શ્લોક જેવાં મુક્તકો પણ સંગ્રહમાં સારા પ્રમાણમાં છે. અને તેના આલેખનમાં કવિને સારી હથોટી જણાય છે.

છંદકાવ્યોમાં 'રાખડી,' 'વિશ્વતોમુખી,' 'તાપીતટે,' 'નિવાપાંજલિ,' 'અંતિમ કામના' વિગેરે ઉલ્લેખનીય છે.

સ્વ૦ બ. ક. ઠા. એ ઓપેલી 'દ્વિજોત્તમ કવિતા'ની મર્યાદા એમને અનુસરનારાઓને પણ દેખાઈ છે. હવેની ગુજરાતી કવિતા રમણીય અને કર્ણપ્રિય થતી જાય છે. કવિએ '૩૦ પછી અનુભવેલી મૂંઝવણને હવે અવકાશ નથી. ભાઈ તનસુખ ભટ્ટ આથીયે ઉત્તમ કવિતા આપે એ જ અભ્યર્થના!

**જૂના-સુથાર:** લે૦ ગિરિરાજકિશોર, અંબાશંકર નાગર, પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪. મૂ૦ એક રૂપિયો.

અહિન્દી ભાષીઓ-મુખ્યત્વે તો ગુજરાતીઓ-હિન્દી ભાષા લખતાં મુખ્યત્વે જે જોડણી, વ્યાકરણ આદિની ભૂલો ગૂજરાતી ભાષાના નિકટપણાને કારણે કરે છે તેના નમૂના આપીને તેના સુધારેલા નમૂના સામે મૂકીને આખો વિષય સરળ રીતે સમજાવ્યો છે. હિન્દી શીખતા ગુજરાતી વિદ્યાર્થીઓને આ નાનકડી ચોપડી ઉપયોગી નીવડશે.

**સુસંવાદ:** શ્રી કેદારનાથજી સાથેના કેટલાક વાર્તાલાપો; સં૦ નીલકંઠ ઈશ્વરદાસ મશરૂવાળા: પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂ૦ પાંચ આના.

લેખકના શ્રી નાથજી સાથેના પરિચય પ્રસંગે વિવિધ વિષયો પર થયેલા વાર્તાલાપો અને સંસ્મરણોની નોંધની આ ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

**ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ-નાં પ્રકાશનો:—**

**અબ્રાહમ લિંકન:** ત્રીજી આવૃત્તિ: મૂ૦ પાંચ આના.

**કુમારી હેલન:** બીજી આવૃત્તિ: મૂ૦ ચાર આના.

**ગોપાળ કૃષ્ણ ગોખલે:** બીજી આવૃત્તિ: મૂ૦ ચાર આના.

**વીર નર્મદ:** મૂ૦ ચાર આના. લેખક: (દરેકના) રસૂલભાઈ વહોરા.

દેશ-પરદેશની જાણીતી વ્યક્તિવિશેષોનાં બાળોપયોગી ચરિત્રો.

**તેજરેખા:** માસિક: સંપાદકો: ભગવતી કુમાર શર્મા, લલિતકુમાર શાસ્ત્રી, મનહરલાલ ચોકસી—તંત્રી: મધુરમ: ૫૦૨, નગરશેઠની પોળ, વડાચૌટા, સૂરત; વાર્ષિક લવાજમ: રૂપિયા ચાર.

છેલ્લા બે માસથી ક્રાઉન સોળપેજી સાઈઝનું આ નાનકડું માસિક પ્રગટ થવા લાગ્યું છે. મુખ્યત્વે વાર્તા અને કાવ્ય આદિ અપાય છે.

**ગ્રંથાગાર:** તંત્રી: ભાનુ ઝવેરી; ૪ એ બાબુલનાથ પહેલી ક્રોસ લેન, મુંબઈ-૭; વાર્ષિક લવાજમ રૂા. બે ગુજરાતી સાહિત્યનો પરિચય આપવાના હેતુથી આ માસિક શરૂ

રજિ નં૦ બી૦ ૫૨૫૫



## રામનું થઈને રહે

રામનું થઈને* રહે
હે મન ! તું રામનુ થઈને રહે.

કોટિક કષ્ટ સહ્યાં જગનાથે,
થે ડીક આપદ જો તુજ માથે
આવી ગઈ તે સહે.
હે મન ! તુ રામનું થઈને રહે.

સાભળી જગની મિથ્યા બોલી
કેમ હૃદય તારુ રહે ડોલી ?
જગ ફાવે તે કહે.
હે મન ! તુ રામનું થઈને રહે.

જાનકીએ પણુ જોઈ જવાળા,
પોસાશે નહીં બનવુ આળા,
દુનિયા છે તે દહે.
હે મન ! તું રામનું થઈને રહે.

એ દુઃખભંજન, એ સુખ કારણુ,
ત્રિભુવન તારણુ, અધમોધ્ધારણુ,
એ જ પરમપદ વહે.
હે મન ! તું રામનું થઈને રહે.

સારોદ

* 'રામરસ' માંથી

# ગ્રંથાવલોકન

*

ધૂંટાછેડા લે૦ પીતાંબર પટેલ, પ્ર૦ આર આર શેઠની કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨, મૂ૦ સાડાત્રણ રૂપિયા

ગ્રામ્યજીવનના આલેખનમાં વિશેષ સફળ થયેલા લેખકના આ વાર્તાસંગ્રહમાં એવી વાર્તાઓ વિશેષ છે, અને જે દુનિયાનો એમને સીધો પરિચય છે તે ફિલ્મી દુનિયાને સ્પર્શતી કેટલીક વાર્તાઓમાં પણ સારી સફળતા મળી છે 'છૂટાછેડા', 'ગુલશન', મિત્ર મન્યાસ એવી વાર્તાઓ છે 'છૂટાછેડાની સુગંધા ફિલ્મજગતના વિલાસ અને મનસ્વીપણાનો પરિચય આપે છે તો 'ગુલશન'ની ગુલશન અને શ્રેષ્ઠ સંન્યાસની નાની‌મા તેની ઊજળી બાજુને ઠીક ઠીક વ્યક્ત કરે છે

ઠત્તક અપાયેલા બાળકોની આસપાસ વાત્સલ્યના દોરે ગૂંથાયેલી કેટલીક વાર્તાઓ પણ છે તેના પાત્રાલેખન ને પાત્રોના મનોમંથનમાં લેખકે સારી કુશળતા દાખવી છે

'મા' એ આગલા પતિથી જન્મેલી અને આગલા પતિને ત્યાં રહેતી પુત્રી પોતાના જ ગામમાં રહે છે તેને ન મળી શકતી આંખ સામે જ તે પરણે છે છતાં તેના એ મંગલ પ્રસંગમાં ભાગ નહીં લઈ શકતી બીજાનું ઘર માંડી બેઠેલી માની હૃદયવલોવતી અજબ કરુણતાને આલેખતી કરુણાંત વાર્તા છે

'નવી કે જૂની?' અને મૂંગી ચીસ અનુક્રમે પન્નાલાલ ને પેટલીકરનું સ્મરણ કરાવતી પીતાંબરની વાર્તાઓ છે

મીરા ફોઈ', આજી બાઈ, અને 'નરભેરામ ગોર'માં વૃદ્ધ માનવીઓની ભક્તિ સ્વમાન અને સચ્ચાઈના દર્શન થાય છે

એકંદરે વાર્તાઓ જોતાં માનવીની માણસાઈમાં લેખકનો વિશ્વાસ જણાઈ આવે છે તેની ઉદાત્તતાના આલેખનમાં લેખકની રુચિ જણાઈ આવે છે 'કરમની કઠણાઈ' એમાં અપવાદરૂપ ગણાય

શૈલીના સપાટે ચઢી વિષય કે વક્તવ્યને મલાવી મલાવીને બહેલાવ્યા કરવાના અવગુણથી પીતાંબર દૂર રહ્યા છે એટલે વાર્તાઓ વાસ્તવિક રીતે ટૂંકી ને વાચનીય બની છે

જાનકી લે૦ વિ સ ખાંડેકર, અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ, પ્ર૦ ઉપર પ્રમાણે મૂ૦ સાડાચાર રૂપિયા

ખાંડેકર મરાઠીના લેખક હોવા છતાં આપણે ત્યાં પણ તે લોકપ્રિય છે આ સંગ્રહની અઢાર ટૂંકી વાર્તાઓ એમની વિચારસરણી અને લેખનની કુશળતાનો સારો પરિચય આપે છે

પ્રસ્તાવનામાં ખાંડેકરે પોતાની કૃતિઓના તોલનમાં ઠીક તટસ્થતા દાખવી છે

ખાંડેકરની વાર્તાઓમાં કોઈ ને કોઈ વિચાર હેતુ હોય છે પાત્રાલેખન પણ તેને વ્યક્ત કરવા જ તેઓ કરતા હોય એમ પણ ક્યારેક લાગે એમની ટૂંકી વાર્તાઓ પ્રમાણમાં ઠીક લાંબી હોય છે તેનું કારણ તેઓ મૂળે નવલકથાકાર છે તે પણ હોય વાર્તાનો વેગ મંદ અને ઘટનાઓ ઓછી હોય છે અને અંત પણ વીજળીના ચમકારા જેવો આછો હોતો અણધાર્યો ઝડપી ને ચોટદાર ભાગ્યે જ હોય છે એમની વાર્તાઓ ઘટનાપ્રધાન કરતાં વિચારપ્રધાન વિશેષ હોય છે પ્રસંગોની પરંપરા કરતાં વિચાર પરંપરા પાત્રોના આંતરમંથનો આદર્શ અને વાસ્તવિકતાનો ગજગ્રાહ એ સરસ આલેખે છે અને એમ કરતાં પાત્રોના સ્વભાવનું સુરેખ આલેખન કરી દે છે આ દૃષ્ટિએ આ સંગ્રહની વાર્તાઓનું વાચન વાચકને રસપ્રદ નીવડશે

વાર્તાઓમાં સારું વૈવિધ્ય છે 'જાનકી શ્રી ગણેશ' જેવી વાર્તાઓમાં દામ્પત્યજીવનની કલહરસિકતા ને પ્રસન્નતા સરસ આલેખાયાં છે

છત્રી ક્યાં ધરવી?' જેવી વાર્તા ત્યાગપૂર્ણ સાત્વિક ભાવો જગાડી જાય છે તો

( જુઓ અનુસંધાન કવરપેજ ત્રીજું )



"મારા મનનું વલણ રાજકારી નહીં પણ ધાર્મિક છે." —ગાંધીજી

# બાપુનો પત્ર



તા. ૧૬-૩-'૨૭

ભાઈ ઘનશ્યામદાસજી,

યુરોપમાં આરોગ્ય જાળવવા માટે આટલા નિયમોનું પાલન આવશ્યક સમજું છું:

૧ અપરિચિત ખોરાક ન લેવો.

૨ એ લોકો (યુરોપિયનો) છ સાત વાર ખાય છે. આપણે ત્રણ વારથી વધારે ન ખાઈએ, વચમાં ચોકલેટ વગેરે ખાવાની બૂરી ટેવ ન રાખીએ.

૩ રાત્રે એક વાગે પણ (યુરોપિયનો) ખાઈ લે છે. આપણે રાત્રે આઠ પછી ન ખાઈએ. કોઈ ઠેકાણે જઈએ ત્યારે ત્યાં ચાહ વિગેરે આપણે ન છૂટકે લેવું જ જોઈએ એવું મનાય છે. ખરા રાત એવું કંઈ નથી.

૪ રોજ ઓછામાં ઓછું છ માઈલ પગપાળા ચાલવાનો અભ્યાસ રાખવો જરૂરી છે. પ્રાતઃકાળે અને રાત્રિએ, બંને ટાઈમે ફરવું જોઈએ.

૫ હદબહારનાં કપડાં પહેરવાની જરૂરિયાત ન માનવી જોઈએ. રહસ્ય એ છે કે શરીરને ઠંડી ન લાગવા જોઈએ. ફરવાથી ઠંડી ઊડી જાય છે.

૬ અંગ્રેજી પોશાક પહેરવાની કંઈ જરૂર નથી.

૭ યુરાપના ગરીબ લોકોનો પરિચય કરવાની કોશિશ કરવી જોઈએ. એવા પરિચય માટે ઘણાં ખરા કામે. પગપાળા કરવા જોઈએ. જ્યારે સમય મળે ત્યારે પગપાળા જવું જોઈએ.

૮ યુરોપમાં ગયા તો કંઈ ને કંઈ કરવું જ છે. એવું વિચારવું ન જોઈએ. સ્વચ્છ પ્રયત્નથી અને નિશ્ચિતતાથી જે કંઈ થઈ શકે તે કરવુ

૯ મારા ખ્યાલ પ્રમાણે તો તમારે ત્યાં જવાનુ એક પરિણામ અવશ્ય આવી શકે છે—શરીર વજ્ર જેવું બનાવી શકાય એ બની શકે તેવું છે.

૧૦ ઈશ્વર તમને માનસિક વ્યભિચારથી બચાવે. બહુ ઓછા હિન્દીઓ આ દોષથી મુક્ત હોય છે. ત્યાંની રહેણી-કરણી ત્યાના લોકો માટે સ્વાભાવિક છે, પણ આપણે માટે એ મદ્યપાન જેવું બની જાય છે.

૧૧ ગીતા અને રામાયણનો અભ્યાસ હોય તો હરગિજ ન છોડવો. અગર અભ્યાસ ન હોય તો રાખવો જોઈએ.

તમે આટલી ઝીણી સૂચનાઓની આશા તો નહીં રાખી હોય. મેં આપી છે, કેમ કે તમે સૌ ભાઈઓની સજ્જનતા પર મને વિશ્વાસ છે. તમારા જેવા ધનવાનોમાં ધનની સાથે નમ્રતા અને સજ્જનતા છે, તેમની નમ્રતા અને સજ્જનતામાં અત્યંત વૃદ્ધિ થાય એવું ઈચ્છું છું અને હું એનો દેશના કામ માટે ઉપયોગ ચાહું છું. 'શઠ પ્રતિ શાઠ્યમ્'ના સિદ્ધાંતમાં હું માનતો નથી. એટલે જે ઠેકાણે શુદ્ધિ, સત્ય, અહિંસા ઇત્યાદિનાં થોડાં પણ દર્શન કરું છું તો સૂમ જેમ ધનનો સંગ્રહ કરે છે બરાબર એ જ રીતે હું એવા ગુણોનો સંગ્રહ કરવાનો પ્રયાસ કરી રાજી થાઉં છું.

આપનો મોહનદાસ

# ગાવૈ મીરાં દાસી



*

સૂફી કવિઓની સર્વોત્કૃષ્ટ રચનાઓમાં દેખા દેતો ઈશ્વરી પ્રેમભાવ મીરાંની રચનાઓમાં સહજ વરતાય છે.

આમ તો મીરાંનાં લગભગ બધાં પદો લોકપ્રિયતાનાં ચેપવાળાં છે, પણ હિન્દી પદોમાં—જેમાં જૂની હિન્દીનો સ્પર્શ વધારે છે તે આપણે ત્યાં, તેની એ મર્યાદાને કારણે બહુ લોકજીભે નથી ચઢયાં. આ એક એવું જ પદ છે.

મીરાં કહે છે, હું તો ગિરધરના રંગે જ રાતી છું. પચરંગી વસ્ત્રો પહેરી ઝિરમિટ (એક રમત, જેમાં આખા શરીરને કપડાંથી ઢાંકી દેવું પડે છે) રમવા જતાં મને સાંવરો પ્રીતમ મળી ગયો. જેનો પ્રીતમ પરદેશ વસે છે એ પત્રો લખી-લખીને મોકલે છે, પણ મારો પ્રીતમ તો મારા હૃદયમાં જ વસે છે, એટલે હું તો ક્યાંય જતી-આવતી નથી.

આ સૂર્ય-ચંદ્ર, ધરતી-આકાશ, પવન-પાણી બધું જશે પણ મારો અવિનાશી—જેનો વિનાશ ન થાય તે—તો અટળ રહેવાનો છે.

માટે હે દુન્યવી પ્રેમમાં પડેલા જીવ, મનસાની વાટ કરી, પ્રેમના બજારમાંથી તેલ મંગાવી, સંસારની વિરક્તિનો દીવો પ્રગટાવી રાત દિવસ ઈશ્વરનું ધ્યાન ધર.

એ તો સતગુરુ મળ્યા અને સંશય ટાળ્યો—સાચો રાહ બતાવ્યો કે અહીં તારું કે મારું કશું જ નથી, એ ગુરુબોધ મીરાં દાસી ગાય છે.

*

મૈં ગિરધર રંગ રાતી, સૈયાં મૈં૦

પચરંગ ચોળા પહર સખી મૈં ઝિરમિટ ખેલન જાતી.
ઓહ ઝિરમિટમાં મિલ્યો સાંવરો. ખોલ મિલી તનગાતી.
મૈં ગિરધર૦

જિનકા પિયા પરદેશ બસત હૈ, લિખ લિખ ભેજે પાતી,
મેરા પિયા મેરે હીય બસત હૈ, ના કહું આતી જાતી.
મૈં ગિરધર૦

ચંદા જાયગા. સૂરજ જાયગા, જાયગી ધરણી અકાસી,
પવન-પાણી દોનું હી જાયેંગે, અટલ રહે અવિનાશી.
મૈં ગિરધર૦

સુરત નિરત કા દિવલા સંજોલે, મનસા કી કરલે બાતી.
પ્રેમ હટી કા તેલ મંગાલે, જગ રહ્યા દિન તે રાતી.
મૈં ગિરધર૦

સતગુરુ મિલિયા, સંસા ભાગ્યા, સૈન બતાઈ સાચી,
ના ઘર તેરા, ના ઘર મેરા, ગાવે મીરાં દાસી.
મૈં ગિરધર૦

# ગાંધીજીનું માનવરૂપ

ઘનશ્યામ બિરલા

ગાંધીજી સાથે મારી પહેલી મુલાકાત સન્ ૧૯૩૬માં થઈ. ત્યારે એ દક્ષિણ આફ્રિકાથી પાછા ફર્યા બાદ થોડા દિવસ કલકત્તા આવ્યા હતા. એ દિવસે અમારો જે સંબંધ બંધાયો તે ૩૨ વર્ષ સુધી—દિલ્હીના મારા જ મકાનમાં એમનું મૃત્યુ થયું ત્યાં સુધી—ચાલુ રહ્યો.

હું ગાંધીજીના સંપર્કમાં કેવી રીતે આવ્યો? મારા જીવનની એ સૌભાગ્યપૂર્ણ ઘટનાનું શ્રેય માત્ર પ્રારબ્ધને જ ઘટે છે. મારી કોઈ રાજકીય પીઠભૂમિકા હતી નહીં, એટલે હું કોઈ વિશ્વવિખ્યાત વિભૂતિની દૃષ્ટિએ પડું એ શક્ય ન હતું.

મારો જન્મ સન્ ૧૮૯૪માં એક ગામમાં થયો. તેની વસ્તી માંડ ત્રણ હજારની હશે. રેલ્વે, પાકી સડક અથવા પોષ્ટઑફિસ દ્વારા બહારની દુનિયાના સંપર્કનું કોઈ સાધન ઉપલબ્ધ ન હોવાથી અમારું ગામ રાજકીય ચળવળથી એક રીતે સાવ અલિપ્ત હતું. ઘોડાગાડી, બળદગાડી, ઊંટ એ બધા અમારી મુસાફરીનાં સાધનો હતાં. બળદગાડી વિલાસની વસ્તુ હતી અને મોટેભાગે સાધારણ શ્રીમંતો બહેનોના ઉપયોગ માટે રાખતા. ઘોડો દુર્લભ પ્રાણી હતું. મોટેભાગે જમીનદારો એનો ઉપયોગ કરતા. અમારા કુટુંબમા બહુ સરસ ઊંટ હતાં. પછીથી એક બળદગાડી પણ થઈ હતી પરંતુ ઊંટ જ સૌથી વિશેષ ઉપયોગી સાધન રહ્યું. આજકાલ ઊંટ પર લાંબી મુસાફરી કરવાનો ઉત્સાહ લોકોમાં જણાતો નથી. પરંતુ સહનશક્તિ, ધીરજ અને ભોળપણ માટે એ પ્રાણીનું મને હમેશાં આકર્ષણ રહ્યું છે. એક વાર જ્યારે લગાતાર છ દિવસ સુધી ઊંટની પીઠ પર પ્રવાસ કરવો પડ્યો ત્યારે મને ખૂબ જ આનંદ થયો હતો.

મારા ગામમાં છાપાં પાછળ કોઈ મગજ બગાડતું નહીં. બેચાર માણસો છાપું વાંચતા. ત્યારે છાપાં પણ હતાં ક્યાં? ગામમાં અંગ્રેજી લખતાં વાંચતાં કોઈને આવડતું ન હતું. કોઈ સ્કૂલ પણ ન હતી. સોમાં એકાદ સાધારણ હિન્દી-ઉર્દૂ લખી-વાંચી શકતા હશે.

ચાર વર્ષની ઉંમરે મને ભણાવવા માટે એક એવા શિક્ષકને રાખવામાં આવ્યો, જે વાંચન લેખન કરતાં હિસાબ-કિતાબમાં વધારે હોશિયાર હતો! એટલે મારા શિક્ષણનો આરંભ આંકથી—સરવાળા, બાદબાકી ગુણાકાર, ભાગાકાર આદિથી—થયો. નવ વર્ષની ઉંમરે મેં થોડુંઘણું લખતાં-વાંચતાં શીખી લીધું થોડું અંગ્રેજી પણ આવડયું. પરંતુ મારા શિક્ષણનો અંત પ્યારેચરણ સરકાર લિખિત અંગ્રેજી પહેલી ચોપડીથી આવી ગયો. એ વખતે મારી ઉંમર અગિયાર વર્ષની હતી.

મારા પરદાદા એક વેપારીને ત્યાં દસ રૂપિયાના માસિક પગારથી મૅનેજરી કરતા હતા. વેપારીનું અવસાન થવાથી મારા દાદાજી અઢાર વર્ષની ઉંમરે પોતાનો વેપાર શરૂ કરવાના ઇરાદે મુંબઇ ગયા પાછળથી મારા પિતાજીએ કામકાજ વધાર્યું. મારો જન્મ થયો ત્યારે અમારી સ્થિતિ ઘણી સારી થઈ ગઈ હતી. અમારા પાત્રીસ વર્ષ જૂના કારભારની જડ ત્યારે સારી રીતે ઝામી ગઈ હતી. એટલે મારા સ્કૂલજીવનનો અંત આવ્યો ત્યારે અમારા કારભારમાં મને હાથ લાકડી થવાનું કહેવામાં આવ્યું. અને બાર વર્ષની ઉંમરમાં જ હું ધંધે લાગી ગયો. પણ મને વિદ્યાની લગની હતી એટલે સ્કૂલ છોડ્યા પછી પુસ્તકો અને છાપાં સાથે એક શબ્દકોશ અને કોપી બૂક મારા મુખ્ય શિક્ષક બન્યાં. એ જ રીતે મે અંગ્રેજી, સંસ્કૃત અને એક બે બીજી પ્રાંતીય ભાષા, ઈતિહાસ અને અર્થશાસ્ત્ર અને સારા પ્રમાણમાં જીવનચરિત્રો અને પ્રવાસવર્ણનો વાંચી કાઢયાં. મારો એ રોગ આજે પણ એવોને એવો જ ચાલુ છે.

સોળ વર્ષની ઉંમરે મેં દલાલીનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. અને અંગ્રેજોના સંપર્કમાં આવવા લાગ્યો. એ મારા સંરક્ષક હતા અને મને કામ પણ આપતા. એમના સંપર્કમાં આવતાં મેં જોયું કે જ્યાં પોતાની કામકાજની રીતમાં, સંગઠન સંબંધી કુશળતામાં અને કેટલાયે ગુણોમાં એ લોકો અજોડ હતા ત્યાં પોતાનું જાતિઅભિમાન છુપાવી શકતા નહીં.

એ લોકોની ઑફિસોમાં જવા માટે મને લિફ્ટનો ઉપયોગ કરવા દેતા ન હતા. એમને મળવા જતાં તે હાજર નહીં હોય ત્યારે એ લોકોની બેઠકો પર પણ બેસવા નહોતા દેતા. આ પ્રકારના તિરસ્કારથી મને હાડોહાડ લાગી આવતું, અને સાચું પૂછો તો એણે જ મારા હૃદયમાં રાજકીય અભિરુચિ પેદા કરી, ૧૯૧૨થી લઈને આજ સુધી એ ચાલુ છે.

લોકમાન્ય તિલક અને ગોખલે સિવાય એવો બીજો કોઈ રાજકીય નેતા નથી થયો, જેની સાથે મારો સંપર્ક ન રહ્યો હોય; જેમાં મેં ઊંડી દિલચસ્પી ન લીધી હોય અને મારી રીતે સહાયતા કરવાનો પ્રયાસ ન કર્યો હોય, એવું કોઈ રાજકીય આંદોલન થયું નથી.

એ દિવસોમાં ત્રાસવાદીઓને સાથ આપવા માટે હું ભારે આપત્તિમાં આવી પડ્યો હતો અને લગભગ ત્રણ મહિના સુધી મારે છુપાઈ રહેવું પડયું હતું. કેટલાક માયાળુ મિત્રોએ હસ્તક્ષેપ કરીને મને જેલ જતાં બચાવ્યો. છતાં મારે કહેવું જોઈએ કે ત્રાસવાદ પ્રત્યે મને કદી ઊંડી રુચિ થઈ નથી અને એના જે કંઈ શેષ અંશ રહ્યા હતા તે ગાંધીજીના સંપર્કમાં આવ્યા પછી બિલકુલ નષ્ટ થઈ ગયા.

આમ ગાંધીજી પ્રત્યે મારું આકર્ષાવું સ્વાભાવિક હતું. મેં આરંભ એમના ટીકાકાર તરીકે કર્યો અને અંતમાં હું એમનો ભક્ત બની ગયો. છતાં એમ કહેવું બિલકુલ ખોટું છે કે હું ગાંધીજીની દરેક વાતમાં સંમત હતો. સાચું તો એ છે કે અધિકાંશ બાબતોમાં મારા સ્વતંત્ર વિચારો હતા. રહેણીકરણી સંબંધે એમની ને મારી વચ્ચે બહુ ઓછી સમાનતા હતી ગાંધીજી સંત પુરુષ હતા. એમણે સુખ-ઐશ્વર્યનું જીવન ત્યાગી દીધું હતું. એમની મુખ્ય નિષ્ઠા ધર્મમાં હતી એ નિષ્ઠા જ મને એમની તરફ ખેંચી લઈ ગઈ. અર્થશાસ્ત્ર સંબંધે એમનું દૃષ્ટિબિંદુ મારા દૃષ્ટિબિંદુથી અલગ હતું. એમની આસ્થા ચરખો, ઘાણી જેવા નાના-નાના ગૃહઉદ્યોગોમાં હતી, આ તરફ હું સારી રીતે સુખી જીવન વ્યતિત કરતો હતો, અને મોટા-મોટા ઉદ્યોગોની સહાયથી દેશના ઉદ્યોગીકરણમાં વિશ્વાસ રાખતો હતો. તો પછી એમની ને મારી વચ્ચે એવો નિકટનો સંબંધ કેમ બંધાયો? એવું કયું કારણ હતું કે મારા પ્રત્યે એમનો વિશ્વાસ અને સ્નેહ અંત સુધી રહ્યા? એનું શ્રેય તો હું એમની મહત્તા અને ઉદારતાને જ આપીશ. આટલું આકર્ષણ, આટલો સ્નેહ, મિત્રો પ્રત્યે આટલી પ્રીતિ મેં બહુ ઓછા માણસોમાં જોઈ છે. આ સંસારમાં સંતોનું જન્મવું કોઈ બહુ મોટી વાત નથી અને રાજકીય નેતાઓ પણ ઢગલાબંધ આવે-જાય છે, પણ સાચો માનવ આ ધરતી પર મોટેભાગે નથી મળતો. ગાંધીજી એક મહામાનવ હતા, એક એવું દુર્લભ માનવપ્રાણી, જે શતાબ્દીઓ પછી જન્મે છે. પણ ગાંધીજીના એ માનવરૂપ વિશે લોકો બહુ ઓછું જાણે છે.

અને એટલે જ ઘણી સમસ્યાઓમાં એમની સાથે સહમત ન થવા છતાં પણ મેં એમની ઇચ્છાઓનું પાલન કરવાનો કદી ઇન્કાર નથી કર્યો, અને એમણે મારા વિચાર સ્વાતંત્ર્યને નિભાવી લીધું એટલું જ નહીં, એ માટે મારા પ્રત્યે અધિક સ્નેહ વરસાવ્યો. એવો સ્નેહ માત્ર પિતા તરફથી જ બાળકને મળી શકે. એટલા માટે અમારા સંબંધે કૌટુંબિક સ્નેહનું રૂપ લઈ લીધું હતું. મારા પ્રત્યે એમનો પિતાતુલ્ય સ્નેહ એમના જીવનની અંતિમ ઘડી સુધી જેમનો તેમ રહ્યો.

(બાપુકી છત્રછાયામેં'માંથી ટૂંકાવીને)

## ચાચાજીની વાતો

વિમળા પરેલ

'પિતાજી, કિતની અચ્છી ફ્લૉવર હૈ? અગર ઉનકી તરકારી હો તો કિતના અચ્છા?'

હું નાનો હતો, માતા અવસાન પામેલી. પિતાજીએ બીજી વાર લગ્ન કરેલાં. મને ને મારા મોટાભાઈને-બંને ભાઈઓને ગુરુકુળમાં ભણવા મૂકેલા.

એક દિવસની વાત છે. એક શાકભાજીવાળો શાકભાજીનો ટોપલો લઈને વેચવા આવ્યો. હું આંગણામાં રમતો હતો. ટોપલામાં સરસ મજેદાર કોબી-ફ્લૉવરના દડા જોઈ મારું મન લલચાયું-મોંમાં પાણી છૂટ્યું. મને એનું શાક ખાવાનું મન થયું. મેં ગૃહપતિને ધીમેથી મારા મનની ઈચ્છા કહી.

'હાં, અચ્છી અચ્છી ચીજેં ખાનેકી હોંશ રહતી હૈ ક્યોં? તુમ યહાં પઢને આયે હો યા અચ્છી અચ્છી શાક તરકારી ખાને કો આયે હો? છટ, ચલે જા યહાં સે!' ગૃહપતિ તાડૂકી ઊઠ્યા.

હું શું બોલું? હેબતાઈ ગયો. નીચે મોઢે હું પાછો વળ્યો.

જમવાનો સમય થયો. ઘંટ વાગ્યો. છાત્રાલયના બધા વિદ્યાર્થીઓ થાળી પર હારબંધ ગોઠવાઈ ગયા. મારું મન તો સવારના બનાવ પછી ખાટું થઈ ગયું હતું. જમવાની ઇચ્છા જ મરી ગઈ હતી, છતાં નિયમનું પાલન કર્યે જ છૂટકો. છાત્રાલયના નિયમોનું પાલન કરવું એ તો અમારો ધર્મ, એનું ઉલ્લંઘન થાય જ કેમ? હું ઊઠ્યો. બધા સાથે જઈને આસન પર ગોઠવાયો.

એવામાં ગૃહપતિ ત્યાં આવી કહેવા લાગ્યા: 'કહાં ગયે ગુરુદયાલ?.... ગુરુદયાલ! યહાં આવ!' એમની રોષભરી આંખો મને તાકી રહી હતી. હું આસન પરથી ઊઠ્યો, તેમની પાસે જઈને માથું નમાવી હાથ જોડીને ઊભો.

'ક્યોં તુમકો ફ્લૉવર કા શાક મજેદાર લગતા હૈ ન? ખોલો તુમ્હારા મુંહ....' એટલું કહી ગૃહપતિ વ્યંગમાં હસ્યા અને મારું મોં ખોલાવ્યું.

મેં મોં ખોલ્યું. 'લો....ખાઓ....અચ્છી તરહ સે ખાઓ....બચ્ચા....' કહીને ખાસી એવી કવીનાઈનની ગોળીઓ મારા મોંમાં ભરી દીધી. મારું મોં કડવું-કડવું થઈ ગયું. હું રડી પડ્યો.

'જાઓ ઉપરસે....ફિર કીસી ચીજ કી ઇચ્છા કરો ગે?' ગૃહપતિ તાડૂક્યા.

'નહીં જી!' એટલું કહી નીચે મોંએ હું ચાલતો થયો. સીધો રૂમમાં જઈને પથારીમા પડ્યો. અને મોં સંતાડીને ખૂબ રડ્યો. મોટાભાઈ આવ્યા. પણ એ શું કરે? એ ય લાચાર હતા. પ્રેમથી મારે માથે હાથ મૂક્યો. કવીનાઈનની ગરમીથી મારું માથું ધીખતું હતું. હું વેદનાથી પિડાતો હતો. આખી રાત એમ જ પસાર થઈ. સવારે ઊઠ્યો અને નિત્યકામે લાગી ગયો.

તે દિવસનો અનુભવ હજી ભૂલાતો નથી!

(પૂ. ગુરુદયાલ મલ્લિકજીએ અમારા શિક્ષકમંડળમાં પોતાના બાળપણના કહેલા પ્રસંગ પરથી. —વિ૦ ૫૦)

*

રેંટિયો એ સૂર્યરૂપ હોઈ કેન્દ્રમાં છે અને બીજા ગામડાંના ઉદ્યોગો તેની આસપાસ ફરનારા ગ્રહો જેવા છે. હવે જો સૂર્ય નથી ચાલતો તો ગ્રહો પણ બિચારા થંભી જાય. તમારા રાજ્યના ધ્વજ પર ચક્ર અંકિત કરેલું છે. એને જોઈએ તો સુદર્શન ચક્ર કહો, જોઈએ તો અશોકનું ધર્મચક્ર કહો; હકીકતમાં એ રેંટિયાનું પ્રતીક છે જેમ સૂર્ય ન હોય તો ગ્રહો ચાલી નથી શકતા તેવી જ રીતથી હું માનું છું કે ગ્રહો ન રહે તો સૂર્યને કંઈ ને કંઈ બાધા થયા વિના ન રહે. —ગાંધીજી

શિકારી જ્યારે કોઈ જંગલમાં જાય છે ત્યારે એ જંગલનાં પ્રાણી ભયભીત બની આમતેમ દોડવા લાગે છે. આખરે જ્યારે એ ભયભીત થયેલાં પ્રાણીઓ ગુફાનો આશ્રય લે છે ત્યારે સુરક્ષિત બને છે. એવી જ રીતે જરા, વ્યાધિ અને મરણ એ સંસારના મહાન શિકારી છે. પ્રાણીમાત્ર એ ત્રણ શિકારીઓથી ભયભીત છે. એ ત્રાસેલાં પ્રાણીઓને ભયમુક્ત થવાનો માત્ર એક જ માર્ગ છે: ધર્મગુફાનો આશ્રય લેવાનો.

ધર્મગુફામાં પ્રવેશ કરવાનાં બે દ્વાર છે: એક નીતિનું અને બીજું પ્રીતિનું. એ બંને દ્વારોમાંથી ધર્મગુફામાં પ્રવેશવાથી જરા, વ્યાધિ અને મરણરૂપી ત્રણે શિકારીઓના ત્રાસથી મુક્ત થવાય છે. સિક્કાની બંને બાજુઓમાંથી જો એકાદ બાજુ પણ ઘસાયેલી હોય તો સિક્કો ચલણ તરીકે સ્વીકારાતો નથી. એ જ પ્રમાણે નીતિ અને પ્રીતિ એ બેમાંથી એકેમાં યે કંઈ ઓછું હોય તો તે ન જ ચાલે.

હીરો નાનો હોય છે છતાં પણ સંસારની બધી સુખ-સામગ્રી એમાં ભરેલી હોય છે. બંગલા, બાગ-બગીચા, મોટર, વસ્ત્રાભૂષણ આદિ દરેક વસ્તુ એનાથી સુલભ બને છે. હીરાની પેઠે નીતિ પણ એક નાનો શબ્દ છે. છતા એમાં મનુષ્યનાં અનેકવિધ કર્તવ્યનો બોધ સમાયો છે.

નીતિવાન હોવાનો પ્રથમ અર્થ એ છે કે મનુષ્યે પ્રામાણિક બનવું જોઈએ. હું એના પર વિશેષ ભાર મૂકું છું. કારણ કે ચારિત્ર્યનો પાયો પ્રામાણિકતા છે. એ પાયો આજે ડગમગી ગયેલો છે. એટલું જ નહીં, વિનાશના આખરી તબક્કે પહોંચી ગયેલો છે.

તિબેટની યાત્રા કરી આવેલા એક ભાઈએ મને ત્યાં સુધી કહ્યું હતું કે તિબેટના માણસો એટલા નીતિવાન હોય છે કે પારકાની વસ્તુને તેઓ અડતા પણ નથી. તમે આજે રસ્તા પર તમારી લાકડી ભૂલી જાઓ તો કાલે એ જ સ્થળે તમને તમારી લાકડી પડેલી મળી આવશે. સેંકડો સ્ત્રી પુરુષો ત્યાંથી પસાર થશે પણ કોઈ એને સ્પર્શ નહીં કરે.

હમણાં જ એક અમેરિકન પ્રવાસીનો અનુભવ જાણવામાં આવ્યો: 'એક અમેરિકન પ્રવાસી યુરોપની યાત્રા કરવા નીકળ્યો. એની પાસે એક સુંદર અને અત્યંત કીમતી કેમેરો હતો. કુદરતી સૌન્દર્યનો એ રસિયો હતો. એણે અનેક રમણિય સ્થળોના ફોટા લીધા હતા—તેમાં સ્વીટ્ઝરલેન્ડના ફોટા વિશેષ હતા. યાત્રાથી પાછા ફરતા તે પેરીસમાં પોતાના એક મિત્રને ત્યાં ઊતર્યો. પોતાના મિત્રની મોટરમાં તે પેરીસમાં ફરતો અને અનેક રમણિય દૃશ્યો કેમેરામાં ઝડપતો. ત્યાંથી એ લંડન ગયો. રસ્તામાં એનો કેમેરો ખોવાયો. બહુ શોધ્યો પણ જડ્યો નહીં. કેમેરા પર નામ-ઠામ પણ લખ્યાં ન હતાં એટલે તે પાછો મળે એવો સંભવ ન હતો. ઈંગ્લૅંડથી તેણે પેરીસના પોતાના મિત્ર પર પત્ર લખ્યો ને કેમેરો ગુમ થયાની હકીકત જણાવી. પંદર દિવસ પછી એના મિત્રનો જવાબ આવ્યો કે તમારો કેમેરો એક ભાઈને મળ્યો છે. મેં એમને તમારું સરનામું આપ્યું છે. એ ભાઈ બે દિવસમાં લંડન આવનાર છે, તમે ત્યાં જ રહેશો, એ ભાઈ તમને કેમેરો આપી જશે.'

બે દિવસ પછી જ્યારે એ ભાઈ કેમેરો લઈને આવ્યા ત્યારે અમેરિકન પ્રવાસીએ તેનો અત્યંત આભાર માની પૂછ્યું: 'ભાઈ, કેમેરા પર મારાં નામ-ઠામ તો હતાં નહીં, તો પછી તમે મને કેવી રીતે શોધી કાઢ્યો?'

'કેમેરો ટ્રેનમાં મારા સામાન સાથે આવી

ગયો હતો. એના માલિકની મેં ઘણી શોધ કરી પણ મને ભાળ મળી નહીં, એટલે મેં છાપામાં જાહેરખબર આપવા વિચાર્યું. પછી મને વિચાર આવ્યો કે કેમેરામાં ફોટા છે એને ધોવડાવી જોઉં તો કદાચ ખબર પડે. ફોટા ધોવડાવ્યા પણ તે તો બધા કુદરતી દૃશ્યોના હતા. મને લાગ્યું કે ફોટા પરથી કંઈ ભાળ મળશે નહીં. સહસા એક ફોટામાં એક મોટર ઊભેલી જણાઈ, એ મોટરનો નંબર જાણવા માટે મેં એ ફોટાને સીત્તેર ઘણો મોટો એન્લાર્જ કરાવ્યો ત્યારે એનો નંબર જણાયો. એ નંબરની મોટરના માલિકની તપાસ કરી તો તે તમારા મિત્રની નીકળી. એમણે તમારાં નામઠામ જણાવ્યાં અને તે પ્રમાણે હું અહીં આવ્યો.'

અમેરિકન પ્રવાસીને ઉપલી હકીકત સાંભળીને ઘણો આનંદ થયો. એમણે પેલા ભાઈને થયેલા ખર્ચના પૈસા આપવા ઘણો આગ્રહ કર્યો પણ તેમણે સાફ ઈન્કાર કર્યો।

આ જ રીતે પ્રામાણિકતા દરેક મનુષ્યે—પછી તે ભલે ગરીબ હોય યા શ્રીમંત, શિક્ષિત હોય કે અશિક્ષિત, બાળક હોય કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરુષ—દરેકે અપનાવવી જોઈએ. અને દુનિયા સમક્ષ એક એવો આદર્શ મૂકવો જોઈએ કે કોઈ પણ વ્યક્તિ બીજાની ચીજને અડકતી પણ નથી. અહીં તાળાચાવી અને બારણાં-સાંકળની જરૂર નથી.

ધર્મચક્રનું બીજું દ્વાર પ્રીતિ એટલે કે સર્વ જીવો પ્રત્યે પ્રેમ અને દયા રાખવી તે છે. પ્રીતિ એટલે પીડિતોની નિસ્વાર્થ સેવા. પ્રીતિ એટલે પતિતોનો ઉદ્ધાર, દલિતોનું દુઃખ દૂર કરવું તે. જેનાથી માનવહૃદયને જોડી શકાય, અને બીજાનાં દુઃખો જાણી શકાય એનું નામ પ્રીતિ. પોતાનું દુઃખ તો જાનવર પણ જાણે છે. પરંતુ માનવની એ વિશેષતા છે કે એ બીજાનાં દુઃખો પણ જાણી શકે છે. હર કોઈનું દુઃખ જોઈને દિલ કંપી ઊઠે એનું નામ પ્રીતિ. પ્રીતિથી કરેલી સેવાથી માણસને અભિમાન નથી ઊપજતું. માતા પ્રેમથી બાળકની સેવા કરે છે—એનું એને અભિમાન નથી હોતું. આજકાલ તો દરેક પોતાની સેવાનું માપ કાઢે છે. પણ પ્રેમપૂર્વક કરેલી સેવામાં એવી ગણત્રી નથી હોતી. સૂર્ય દુનિયા પર કેટલો ઉપકાર કરે છે? એ કેટલી નિયમિતતાથી પોતાનું સેવાકાર્ય કરે છે? નિયત સમયથી એક સેકંડ પણ મોડું કરતો નથી અને છતાં એ કદાપિ પોતાની સેવાનું માનપત્ર માગતો નથી.

આખી સૃષ્ટિ આપણને એવો જ બોધ આપે છે, સરિતા વહેતી જ રહે છે, વૃક્ષો છાયા અને ફળ આપે છે. પુષ્પ સુવાસ આપે છે એના બદલામાં એ કશું ઇચ્છતાં નથી. એવી નિસ્વાર્થ પ્રીતિ જ ધર્મચક્રનું બીજું દ્વાર છે. (ટૂંકાવીને)

*

ગામડાંનાં લોકોને પૂછીએ છીએ કે 'લોઢાનો રંગ કયો?' તો કોઈ કહેશે 'કાળો.' પણ જે ખેડૂત હશે, હળ વતી ખેડનારો હશે તે તો કહેશે કે, 'લોઢાનો રંગ તો ચાંદી જેવો ધોળો હોય છે.' જેને કાળો રંગ કહે છે તે તો વિકૃતિ છે, મૂળ રંગ પર ચઢેલો કાટ છે. કાટ ઘસાઈ જાય છે ત્યારે લોઢું ચાંદી જેવું ચમકે છે ઘસાતું લોઢું માત્ર ચાંદી જેવું ઊજળું જ નથી હોતું, રેશમ જેવું સુંવાળું પણ હોય છે. પણ જે ઘસાતું નથી તે કાળું હોય છે, ખરબચડું હોય છે અને એના ઉપરથી કાટની પોપડીઓ ઊખડે છે. ઘસાઈને નહીં તો પોપડી ઊખડીને તો એ ઓછો થવાનો જ. પણ ઘસાઈને ઓછો થાય ત્યારે યજ્ઞ કહેવાય છે. મને તો સંસ્કૃત આવડતું નથી. મારા યજમાનોને ય આવડે નહીં. એટલે સંસ્કૃતમાં એની શી વ્યાખ્યા હશે તે તો કોને ખબર? પણ હું તો કહું છું કે યજ્ઞ એટલે ઘસાઈ છૂટવું.–ર૦ મ૦

અમે દક્ષિણ ભારતમાં ખાદીયાત્રા કરતા ફરતા હતા. ચિકાકોલ એક સુંદર ખાદી કેન્દ્ર છે. ત્યાં અમે સાંજે સાત વાગે પહોંચવાના હતા પણ ત્યાં પહોંચતા રાતના દસ વાગ્યા. બાપુને ચરખાકામ બતાવવા માટે બિચારી બહેનો ત્રણ કલાક સુધી રાહ જોઈ બેસી રહી. એટલે જેવા અમે ત્યા પહોંચ્યા કે બાપુ સીધા જ પ્રદર્શનના સ્થાન પર પહોંચી ગયા. મહાદેવભાઈ અને હું, ઉતારે ગયા. ખૂબ થાકી ગયા હતા એટલે ઊંઘી ગયા. સવારે ચાર વાગે જ્યારે અમે પ્રાર્થના માટે ભેગા થયા ત્યારે બાપુજીએ પૂછ્યું, 'મહાદેવ, કાલે પ્રાર્થનાનું શું થયું?'

મારું હૃદય સાવ બેસી ગયું. મે કહ્યું, 'હું તે જેવો ઉતારે આવ્યો તેવો લાગલો જ ઊંઘી ગયો—પ્રાર્થના કરવાનું ભૂલી ગયો.'

'હું પણ ભૂલી ગયો હતો. પણ એક ઊંઘ કાઢી લીધા પછી જાગ્યો ત્યારે બિછાના પર બેસીને જ મનમાં પ્રાર્થના કરી લીધી. અને ફરી ઊંઘી ગયો. કાકાને જગાડ્યા નહીં.' મહાદેવભાઈએ કહ્યું.

બાપુજીએ કહ્યું, 'રાત્રે હુ પણ પ્રાર્થના કરવાનુ ભૂલી ગયો. થાક્યો પાક્યો હતો એટલે હું પણ ઊંઘી ગયો હતો. જ્યારે ત્રણ વાગ્યે જાગ્યા તો યાદ આવ્યુ. ત્યારથી શરીર કંપે છે. હું બહુ અસ્વસ્થ છું. વિચારુ છું કે આમ કેમ બન્યું? ભગવાનને હું કેવી રીતે ભૂલ્યો! જે મારા હરેક શ્વાસનો માલિક છે, જેના આધાર પર મારું જીવન નિર્ભર છે એ ઈશ્વરને હું ઊંઘ માટે ભૂલી જાઉં તો હું કામ શું કરીશ? કઈ શક્તિને અધારે કરીશ? હું ઈશ્વરની પ્રાર્થના કરવાની કઈ રીતે ભૂલી ગયો?'

અમે પ્રાર્થના કરી લીધી અને સૌ સૌના કામમાં લાગી ગયા. ફુરસદ તો મહાત્માજીને ક્યારેક જ મળતી હતી. જ્યારે ભોજન કરવા બેઠા ત્યારે મેં કહ્યુ: 'બાપુજી, એક વાત કહું?'

એમણે હસીને કહ્યું: 'કહો!'

મેં કહેવા માંડયું: 'એક મુસ્લિમ સંત હતા. ભારે ઇશ્વરભક્ત. પાંચે વખત નમાજ પઢવાનો એમનો નિયમ હતો. એક રોજ એ થાકયા-માંદા હતા એટલે ઊંઘી ગયા. જ્યારે નમાજનો વખત થયો ત્યારે કોઈએ આવીને એમને જગાડતાં કહ્યું: 'ઊઠો, ઊઠો. નમાજનો સમય થઈ ગયો છે. સંત ઊઠયા. કૃતજ્ઞભાવે ઉઠાડનારને કહેવા લાગ્યા: 'ભાઈ, તેં તો મારું બહુ મોટું કામ કર્યું. મારી નમાજ રહી જાત તો શું ય થાત! હા, પણ તમારું નામ શું?'

એણે કહ્યું: 'મારું નામ ઈબ્લિસ છે.'

સંતને આશ્ચર્ય થયું. 'અરે, તમારું કામ તો લોકોને ઈબાદત કરતા રોકવાનું છે! ધર્મ-કાર્ય કરતા રોકવાનુ છે. અને તમે મને ઈબાદત કરવા માટે કેમ જગાડવા આવ્યા?'

શયતાન બોલ્યો: 'એમાં પણ મારો ફાયદો જ છે. પહેલાં એકવાર તમે આજની પેઠે જ ઊંઘી ગયા હતા. નમાજનો સમય વહી ગયો હતો. હું બહુ રાજી થયો. પણ તમે જ્યારે જાગ્યા ત્યારે નમાજ ન થઈ તે માટે એટલા તો પસ્તાયા, એટલા તો રડ્યા, એટલા તો દુઃખી થયા કે અલ્લાહને વધારે વહાલા થઈ ગયા. તમારાં પાપ તો પસ્તાવાથી ધોવાઈ ગયાં. એટલે આજે તમે ઊંઘી ગયા ત્યારે મેં વિચાર્યું કે પાછું પહેલાં જેવું ન થાય અને તમે અલ્લાહને વધારે વહાલા ન થઈ જાવ એટલે બહેતર તો એ જ કે હું જ તમને નમાજ માટે જગાડું—અને મેં તમને જગાડ્યા.'

બાપુએ મારી વાત મલકાઈને સાંભળી મને પણ ઘણી ખુશી થઈ.

★

ધૂળી રાધનપુર પાસે આવેલા પંચાસરની રહેવાસી.

પૈસે-ટકે ધૂળી ગરીબ હતી. પણ સદ્‌ગુણોમાં ગરીબ નહોતી. પ્રેમથી એનું હૈયું નીતરતી નદી જેવું હતું. એ એના ઘરનાંને કાજે તો દહોવાતી જ હતી પણ પરાયાં માટે પણ એ દહોવાતી હતી.

ધૂળીને પેટે એક જ દીકરી હતી.

ધૂળીનો ધણી ગુજરી ગયો હતો. ધૂળી સંસારમાં એકલી હતી. પણ એનું દુઃખ એને સાલતું નહીં. કેમ કે, ભગવાનનો એને ભારે ભરોસો હતો. ભગવાનને જ એ ધણી ગણતી હતી.

ધૂળી મહેનતુ હતી. સાચા દિલની હતી. એ પરિશ્રમ કરીને જીવવા માગતી હતી કેમ કે, વિના પરસેવે મળેલો રોટલો ખાવામાં એ પાપ સમજતી હતી.

એ પોતે કામે જતી. તેની દીકરી મજૂરીએ જતી. આમ ધૂળીનું જીવન સંતોષથી વીતતું હતું.

એક વાર દુકાળ પડ્યો. ને તે પણ કેવો? ઉપરાઉપરી બે વરસ. લોકોમાં ચારે કોર હાહાકાર થઈ ગયો. દુકાળપીડિત લોકોને રાહત આપવાનાં કામ નીકળ્યાં. સરકારી માણસો ને બીન સરકારી માણસો પંચાસર ગામે આવી પીડિત લોકોને મદદ કરવા મંડ્યા.

રવિશંકર મહારાજશ્રી પણ આ ગામે ગયા ને પીડિતોને મદદ આપવાને કામે લાગી ગયા. એક વેપારી શેઠિયાએ મહારાજશ્રીને થોડીક રકમ આપી, ગરીબોને રાહત પહોંચાડવા.

મહારાજશ્રીએ એ રકમમાંથી દરેક મજૂરને મફત ગોળ આપવાનું ઠરાવ્યું.

સૌને ગોળ વહેંચાયો. સૌ લોક હરખે હરખે ગોળ લેવા લાગ્યા. માત્ર ધૂળી જ એવી કે જે મફતનું કંઈ જ લેવા તૈયાર નહિ. એ માનતી કે ગોળ ઓછો જ મહેનત-મજૂરીનો છે!

ચણભણ ચણભણ કરતી વાતો મહારાજશ્રીને કાને આવી. મહારાજે ધૂળીને બોલાવવા માણસ મોકલ્યો.

સાંજ પડી હતી. દીવા વખત થયો હતો. ઢોર ચરીને ગમાણે બંધાઈ ગયાં હતાં. ગામનાં છોરું રમીને ઘેર આવી ગયાં હતાં. પંખીનો કલબલાટ ઓછો થઈ ગયો હતો.

ધૂળીને સંદેશો પહોંચતાં જ તે મહારાજશ્રી કને ગઈ.

અર્ધુંક કપાળ ઢાંકેલું, વાને જરાક શામળી, બાંધી દડી જેવો દેહ. પીસ્તાળીસથી પચાસેક વરસની વચ્ચેની વયવાળી ધૂળી મહારાજશ્રી પાસે આવીને ઊભી.

"કેમ બહેન, સાંભળ્યું છે કે બધા મજૂરો ગોળ લે છે ને તમે લેતાં નથી, ખરું?' મહારાજશ્રીએ પૂછ્યું.

"તે શા માટે લઉં? ગોળ ઓછો જ મજૂરીનો છે! એ તો લહાણીનો છે? એવો ગોળ શું ખવાય?"

"બહેન, તમારું નામ શું?"

"મારું નામ ધૂળી."

પૂછપરછ કરતાં મહારાજને જાણવા મળ્યું કે ધૂળીનો ધણી ગુજરી ગયા પછી એની મિલકતની વ્યવસ્થા ધૂળીએ દાનપેટે કરી દીધી છે.

"બહેન, લોક કહે છે તમારા ધણી પાછળ મિલકત મૂકી ગયા છે!" મહારાજશ્રીએ ધૂળીને તાવવા માંડી.

"મૂકી તો ગયા છે, પણ તે મારે શા કામની? બાપડા ખૂબ મહેનત કરીને મૂકી ગયા છે ને મહેનત કરતાં કરતાં ગુજરી ગયા. એવી એમની મિલકત વાપરતાં પાપ ન લાગે? એ મિલકત તો એમના ભલા માટે વપરાય!" ધૂળી બોલી.

"ખરું. ત્યારે તમે એ મિલકતનું શું કર્યું?" મહારાજશ્રીએ પૂછ્યું.

"કેમ વળી? એ મરી ગયા કે તરત

બળદની જોડ જે હતી, જેનાથી એમણે કમાણી કરેલી એ વેચી દીધી. જમીનનો કટકો હતો ત વેચી દીધો એ બધાંનાં નાણાં ઊપજ્યાં ને બધા એક વાણિયાને ત્યાં મૂકયાં. અને વાણિયાની સલાહ પ્રમાણે ગામમાં કૂવો બંધાવ્યો. પછી થોડી રકમ વધી, તેમાંથી ગામમાં રામજીમંદિર છે, એમાં ૫૧ (એકાવન) તોલાનો ચાંદીનો મુગટ બનાવરાવ્યો. થોડી રકમ વધી, એમાંથી ગામની ભાગોળે પરબ બેસાડી....” ધૂળી બોલતી હતી, પણ એની આંખમાં તેજનો ચમકારો હતો. ધણી માટેનો પ્રેમ હતો

પાછી ધૂળી બોલી: “આમ મારું જે હતું તે મેં દાન દઈ દીધું. હવે મારાથી એવા દાનનો ગોળ કેમ લેવાય? ’

“તમારા ધણીની મિલકત હતી. તમારો વાપરવાનો હક્ક નહિ?” મહારાજે પૂછ્યું.

“ના. હક્ક શેનો? આ મારાં કાંડા શા કામનાં છે? મારે એનાં વડે જીવવાનું છે. ભગવાને કાંડાંમાં જોર આપ્યું છે, તે શા ખપમાં આવવાનું છે?” ધૂળીએ જવાબ આપ્યો.

“ત્યારે તમારી દીકરીને તો આપવુ હતુ!” મહારાજે પૂછ્યું.

“દીકરીને? દીકરી તો એનું નશીબ લઈને નહિ આવી હોય શું? અને દરેક જણ રૂડાં રૂપાળાં કાંડાં લઈને અવતરે છે! એમાંથી પેદા કરે ને ખાય! એને વળી મિલકત શેની? મફતનું પચે ય ખરું?” ધૂળીએ કહ્યું.

“બહેન, તમારું જીવતર ધન્ય છે.” મહારાજશ્રીએ આશિષ આપતાં કહ્યું

ધૂળીને એના કાંડાં ઉપર જેવો વિશ્વાસ હતો, એવો જ વિશ્વાસ સૌને પોતાનાં કાંડાં ઉપર હોય તો કેવું સારું!

* (‘સર્વોદય વિચાર શિબિર’માં કન્યા છાત્રાલયની બહેનો સાથે પૂ૦ રવિશંકર મહારાજે કરેલા વાર્તાલાપ પરથી.)

*

## મરમ

દરશન દજો રે મારી ઝંખે છે અંખિયાં નાની,
ગુમીરન દજો રે આરત જનમજનમની છાની.
દરશન૦

તમે આવીને એકવાર જાણી રે
આ જામ્યા છે જગના મેળા,
આયખાને આવી રળિયામણી રે
ફરી આવે ન વારવાર વેળા.
માલિક મારી ક્યારે ઘડી રે મળવાની.
દરશન

મનખાની માંહ્ય તમે આવી સંતાશો ને
જીવડો આ ભૂલવી ભમાવો!
ઝૂરી ઝૂરીને મારાં નેણાં ઝંખાવશો ને,
મન આ મરમ ના લહાવો.
માલિક હું અંજવાશે અંધાર રહ્યો માની. –
દરશન૦

— પિનાકિન્ ઠાકોર

# સગવડ ને સંમતિ

રતિલાલ-અનિલ

અમે બે મિત્રો, એક બીજા મિત્રને ગાડીએ વળાવવા ગયા હતા રેલ્વે સ્ટેશન પણ આપણા લોકોની સારી નરસી—મોટેભાગે નરસી—ખાસિયતોનો સારો પરિચય કરાવે છે

હજી આજે ય ચોક્કસ ટાઈમે ગાડી આવે તે સદ્ભાગ્યનો વિષય ગણાય છે।

સ્ટેશન હજી હમણા નવુ થયુ હતુ છતા જયા ત્યા પાનની પીચકારીના ડાઘ દેખાતા હતા સાર્વજનિક વસ્તુ એટલે નધણિયાતી વસ્તુ, ને નધણિયાતી એટલે ખરાબમા ખરાબ રીતે વાપરવાની, એવી સમજ—ના ગેરસમજ હજી આપણા મગજમા ઘર કરી રહેલી છે

ધક્કામુક્કી ઘોઘાટ, રકઝક, ઠેલ ધકેલ રાડા રાડ આ બધુ ગાડી આવતા જાણે પરાકાષ્ઠાએ પહોચે છે—અને ગયા પછી જાણે ભરતી ઓસરી ગયા પછીની થાકની માદળી શાન્તિ જેવુ લાગે।

ગાડી આવી મિત્રને વળાવ્યા અને ભલે બીજા આગળ જતા' એવા વિચારે નીડ ઓસર્યા પછી પ્લેટફોર્મ બહાર આવ્યા પણ તેનો દડ અમારે ચૂકવવો પડ્યો બસમા જગ્યા ન મળી શયતાનના આતરડા જેવી લાબી ક્યુ જોઈને બસની આશા છોડી ઘોડા ગાડી ઓછી હતી તેથી મનમાનના ભાડા માગતા હતા

આપણો ગાડીવાળો એટલે ક્યા તો એના પર ભારોભાર કરુણા જન્મે, કા તો ભારોભાર ઘૃણા ઊપજે બીજી લાગણી ભાગ્યે જ થાય।

હુ ગાડીવાળાઓનો વિચાર કરતો હતો ત્યા મારા મિત્રે ગાડી શોધી કાઢી ને મને હાક મારી હુ વિચારમા ને વિચારમા ચડી બેઠો ને મિત્ર સાથે વાતે વળગ્યો પણ ત્યારે મને કશુક નવુ લાગતુ હતુ ત્યા ગાડી રાજ માર્ગ છોડી આડે રસ્તે વળી મારુ ધ્યાન ગયુ મે મિત્રને કહ્યુ કે, 'આપણુને આમ ક્યા જવુ છે? ગાડી આમ કા વાળી?' ત્યારે મિત્ર જરા ધીમે હસ્યા ને કહ્યુ કે, 'ના આપણુને આપણા રસ્તે જ એ લઈ જાય છે'

'પણ ગલીકૂચીમાથી શા માટે?' મે પૂછ્યુ

'અરે બાધા! ગાડી તો જરા જો!'

'ઓહ!' મને જે કઈ ખટકતુ હતુ તે હવે સ્પષ્ટ થયુ એ ઘોડાગાડી ભાડૂતી ન હતી મે માન્યુ કે આ કોઈ મારા મિત્રના ઓળખીતાની ગાડી હશે એટલે વધારે વાત આગળ ન વધારતા બીજી વાતે વળગ્યો

ત્યા અમારુ મુકરર સ્થાન આવી પહોચ્યુ અમે ગાડીમાથી નીચે ઊતર્યા

મારી અજાયબી વચ્ચે મારા મિત્રે પેલા ગાડીવાળાને ભાડાના પૈસા ચૂકવ્યા। ગાડી ઊપડી મે પૂછ્યુ કે, પૈસા શેના ચૂકવ્યા?'

'કેમ વળી, ભાડાના!'

'પણ આ તો સાહુકારી ગાડી હતી

'પણ તેથી શુ થયુ?'

'તમારા કોઈ ઓળખીતાની ન હતી?'

'નારે ના એ તો એક શ્રીમત ઘરની ગાડી હતી ઘરના માણસોને મૂકવા આવી હતી પણ કોઈ ફરતુ ન હતુ ફેરો શા માટે નકામો જવા દેવો? નોકરે આપણા જેવાને બેસાડી અનુકૂળતા કરી આપી ને એ ય ચાહપાણીના પૈસા પામ્યો!'

'પણ એ વ્યાજબી કહેવાય?'

'અહી વ્યાજબી ગેરવ્યાજબીનો પ્રશ્ન નથી બન્નેની સગવડ ને સમતિનો પ્રશ્ન હતો'

'આપણે એવુ ન કરવુ જોઈએ' માત્ર એટલા શબ્દો મારા મોઢમાથી સરી પડ્યા, પણ તે તરફ મારા મિત્રનુ લક્ષ ન હતુ તે વેપારી હતો ને! અને વેપાર એટલે આવી સગવડ ને સમતિના સોદા જ ને?

એક દિવસે હઝરત મૂસા પેગમ્બર સાહેબ રણમાં રહીને તૂર પર્વત તરફ જઈ રહ્યા હતા. માર્ગમાં તેમણે એક ભિક્ષુકને ગળાબૂડ રેતીમાં દટાયેલો જોયો. માત્ર તેના હાથ-મોં જ બહાર હતાં. તેની દયાજનક હાલત જોઈ હઝરત મૂસાએ પૂછ્યું: "ભાઈ, તને શું થયું છે?"

પેલા ભિક્ષુકે કહ્યું: "શરીર ઢાંકવા માટે મારી પાસે કોઈ વસ્ત્ર નથી એટલે મેં મારા શરીરને રેતીમાં છુપાવી દીધું છે"

આ સાંભળી હઝરત મૂસાને તે ભિક્ષુક ઉપર દયા આવી, અને તેના માટે ખુદા પાસે દુવા કરવાનું તેમણે વચન દીધું.

તૂર પર્વત ઉપર પહોંચીને હઝરત મૂસાએ ખુદાની હજૂરમાં વિનંતી કરી કે: "હે ખુદા! તારા ભેદોથી કોઈ માણસ વાકેફ નથી. આ દુનિયામાં અમીર અને ગરીબ, ઊંચ અને નીચનો ભેદ શા માટે છે?—એ હકીકતની કોઈને ય જાણ નથી. આજે માર્ગમાં મેં એક એવા ભિક્ષુકને જોયો છે, જેણે શરીર ઢાંકવા માટે કોઈ વસ્ત્ર નહિ હોવાને કારણે પોતાના શરીરને રેતીમાં સંતાડી રાખ્યું હતું. તેની દુર્દશા જોઈ મને તેના ઉપર દયા આવી અને તેની ખુશાલી માટે દુવા કરવાનું મેં તેને વચન આપી દીધું છે."

ખુદાએ કહ્યું: "મૂસા! મારા બંદાઓની હાલતથી હું સંપૂર્ણ વાકેફ છું. દરેક માણસને તેની લાયકાત પ્રમાણે હું આપું છું, અને જે માણસ મારી દેણની કદર નથી બૂઝતો તેની પાસેથી હું તે પાછી પણ લઈ લઉં છું. જે ભિક્ષુકની વાત તમે કરી છે તે મારી દેણનો અધિકારી નથી. પરંતુ તમે તેના માટે ભલામણ અને દુવા કરી છે એટલા માટે હું તેની હાલત સુધારી દઈશ."

હવે, ભાગ્યસંજોગે તે ભિક્ષુને અચાનક જ ક્યાંકથી ઘણું ધન પ્રાપ્ત થઈ ગયું. પછી તેણે એક શાનદાર મહેલ અને એક બાગ તૈયાર કરાવ્યો, મોજશોખનાં સાધનો પ્રાપ્ત કર્યાં, ચારિત્ર્યહીન લોકોને પોતાને ત્યાં નોકરીએ રાખ્યા અને જુલ્મ તથા અનીતિના ધંધા તેણે શરૂ કરી દીધા. તેના મહેલ નજીકથી જે કોઈ વેપારી પસાર થતો તેને તે લૂટી લેતો અને જે કોઈ સ્વરૂપવાન સુંદરી તેની નજરે પડતી તેની લાજ લૂટતો. થોડા વખત સુધી તેની આ ત્રાસ-લીલા ચાલતી રહી. આખરે શહેરના બધા કબીલાઓના સરદારોએ સાથે મળીને તેને ગિરફ્તાર કરી લીધો. તે જ દિવસે, સંજોગ વશાત્, ત્યાં રહીને હઝરત મૂસા પસાર થતા હતા ત્યાં ચાલી રહેલી ધમાલ જોઈ તેમણે લોકોને પૂછ્યું કે: "શું વાત છે?"

લોકોએ કહ્યું: "અહીંયા એક કંગાળ ભિક્ષુક પડી રહેતો હતો. અચાનક ક્યાંકથી તેને ઘણી દોલત હાથ લાગી ગઈ. એ દોલત મળ્યા પછી ગરીબોને સહાય કરવાને બદલે તેણે ત્રાસ વરતાવવા માંડ્યો. હજારો નિર્દોષોને તેણે મોતને ઘાટ ઉતાર્યા, હજારોનો માલ લૂટી લીધો, હજારો પવિત્ર અને ચારિત્ર્યવાન યુવતીઓની લાજ લૂંટી ...તેનો ત્રાસ અસહ્ય થઈ ગયો ત્યારે બધા કબીલાઓના સરદારોએ સંપ કરીને તેને ગિરફ્તાર કરી લીધો."

પછી હઝરત મૂસાએ નજીક જઈને જોયું તો તરત જ પારખી ગયા કે, આ તે જ ભિક્ષુક છે જેના માટે તેમણે દુવા કરી હતી એ જ સમયે હઝરત મૂસાએ આકાશવાણી સાંભળી કે: "મૂસા! જોઈ લીધો આ દુખી ભિક્ષુકને, જેની નિરાધારતા અને લાચારી ઉપર તમને દયા આવતી હતી!"

હઝરત મૂસા બિલકુલ ચૂપ થઈ ગયા. પછી તૂર પર્વત ઉપર હાજર થઈ કહેવા લાગ્યા: "પરવરદિગાર! તારા ભેદ કોઈ સમજી શકે એમ નથી ખરેખર, તું સર્વજ્ઞ છે."

### સયોગ

ચકોર, કોકિલ, મયુર, ચાતક અને માનવ નિરાશ વદને એકઠાં મળ્યાં હતાં. સૌમાં ચેતન પૂરનાર પીયૂષ હજુ દૂર હતું. સૌ ગમગીન થઇ ગયાં હતાં; દુઃખમાં એક થયાં હતાં.

....એક દિવસ નિશાનાથ ઝબકયો ને ચકોરની આંખ ચમકી. સૌને છોડીને ચંદ્રને નિહાળતું તે ઊડી ગયું.

વસ ત આવી ને કોકિલ મધુર સ્વર છેડતો ઊડી ગયો.

મેઘ ગરજ્યો ને મયૂર થનગની ઊઠયો.

વર્ષા થઈ ને ચાતક હસી ઊઠયું.

છેવટે, માનવ એકલો પડ્યો—સાવ નિરસ, નિરાશ ને ઉદ્વિગ્ન!

આખરે તેને એક વિચાર આવ્યો ને તે ઊપડ્યો. હરેક બાબતમાં તેણે રસ કેળવ્યો. સૌને આનંદિત જોઈ તે આનંદ પામ્યો. સૌમાંથી આનંદ મેળવી તે મહાન બન્યો

*

### બે ઝરણાં

પર્વતના કો ભવ્ય શૃંગેથી બે ઝરણુ નીકળ્યાં તે પડતાં, આખડતાં, ઉછળતા ને કિલકિલાટ કરતાં આગળ ચાલ્યા.

થોડેક દૂર જઈ બને ઊભા રહ્યાં.

"હવે તુ કયાં જશે?" એકે બીજાને પૂછ્યું.

"જંગલ તરફ." બીજાએ હસીને જવાબ આપ્યો "મારે તો જગલ ખૂંદવું છે, ઊંચા પહાડો જોવા છે, માનવરાજના મહાન કાર્યો નિરખવાં છે, કૂણાં ઘાસને ઢઢોળવાં છે, ને તરસ્યાંને સતોષવાં છે. હું તો જઈશ દૂર દૂર. તું કયાં જશે?"

"શાંતનીરા ભાગીરથીને કિનારે. ત્યાં જઈ તેના ભવ્ય પ્રવાહમાં મળી, જઈશ દૂર દૂર, કદી ઘૂઘવતા, કદી ઊછળતા, કદી શાંત એવા ભવ્ય સાગરદેવ પાસે. મારે એનામાં મળી થવું છે."

"ઠીક." હસીને પહેલું બોલ્યું ને હાથ મિલાવી, હસતાં હસતાં બને છૂટાં પડયાં.

....પણ મહત્વાકાંક્ષી પહેલું એના અધુરા મનોરથ સાથે ભમતાં, અડધે જંગલે જ સૂકાઈ ગયું.

ને સાગરને ભેટનારું દૂર જઈ ગંગામાં મળી, સાગરમય બન્યું.

*

### જીવન અંતે

"તારલા! જીવનમાં જે કાર્યો કરવાનાં છે, તે આપણે કોટિ ઉપાયે પણ કરવાનાં જ છે. તો આમ બાળકની જેમ રડે શું વળે? ચાલ, ઊભો થા. આંસુ લૂછી નાખ." જળભરી એક નાની શી વાદળીએ, જીવનની એકવિધતાથી કંટાળીને રોતા એક તારલાને આશ્વાસન આપ્યુ અને તારલાને પોતાની ગોદમાં લેતી તેને જોઈ રહી!

તો ય તારલો તો રડતો જ રહ્યો! તેના જીવનથી તે સાચે જ કંટાળ્યો હતો અને મૃત્યુ ઝખતો હતો "વાદળી!" તે બોલ્યો, "તમારી વાત સાચી. પણ મને મારા જીવનમાં રસ રહ્યો નથી. હું ભારરૂપ બનતો જાઉં છું. તમે જ કહો, હવે મારે શું કરવુ? અરે, તમે જ આવી સ્થિતિમાં મૂકાયાં હો, તો શું કરો?"

વાદળી હસી પડી. તેણે જવાબ આપ્યો; "મારા જીવનની સઘળી શક્તિને નીચે અવનિ પર ઢાલવી, અંતિમ પરોપકાર કરતાં કરતાં, મૃત્યુને આધીન થાઉં. એમ ને એમ તો નહિ જ." એટલું કહીને તે દૂર સરી ગઈ

તારલો આંખો પટપટાવતો વિચાર કરતો ઊભો રહ્યો તેને એક વિચાર આવ્યો ને તેનું મુખ મરકી રહ્યું.

......થોડીવાર પછી જ્યારે તે ખર્યો ત્યારે આકાશમાં તેજનો આખરી તેજસ્વી લિસોટો ખેંચાયો.

## 'ઝૂંપડી ઓઢીને બેઠી છું' — કાન્તિલાલ શાહ

૧૯૨૨ની આ વાત છે.

પંચમહાલ તાલુકામાં દુષ્કાળ પડ્યો હતો. તે સ્થાનના પ્રાણ સમા ઠક્કરબાપા દુષ્કાળગ્રસ્ત પ્રદેશમાં રાહત પહોંચાડવા ગામેગામ અનાજ ને કપડાં લઈ સાથીઓ સાથે ફરતા હતા. ઝાલોદ તાલુકાનાં ગામડાંઓમાં દુષ્કાળગ્રસ્તોને અનાજ ને કપડાં વહેંચતાં વહેંચતાં ઠક્કરબાપા ખરા બપોરે શંકરપરા ગામે આવી પહોંચ્યા. આ ગામ બહુ ટેકરિયાળી સૂકી જમીન પર વસેલું છે. જમીન પથરાળ ને કઠણ. દુષ્કાળ એટલે ગામમાં કંઈ ખેતી થયેલી નહીં લોકો પણ ઘણા ગરીબ.

ઠક્કરબાપા છુટી છવાઈ વસ્તીમાં ઘરે ઘરે ફરીને રાહતનાં કપડાં ને અનાજ વહેંચવા લાગ્યા. વહેંચતાં વહેંચતાં બાપા એક ઝૂંપડી નજીક આવ્યા તો એમને દૂરથી જોઈને એક બાઈ ઝડપથી ઝૂંપડીમાં ભરાઈ ગઈ અને અંદરથી બારણું બંધ કરી દીધું.

ઠક્કરબાપાને ઘણું આશ્ચર્ય થયું. આમ કેમ? એમણે બહાર ઊભા રહી હાક મારી, 'એ બહેન, બહાર આવો. અંદર કેમ બેસી રહ્યાં છો?' પણ બાઈ બહાર આવી નહીં. ઠક્કરબાપાને નવાઈ લાગી. બીજા લોકો તો સામેથી કપડાં-અનાજ લેવા આવે છે ને આ બાઈ તો ઊલટી છુપાઈને બેઠી છે!

ઠક્કરબાપાએ ફરી હાક મારી. 'અરે બાઈ, બહાર તો આવો! તમારે કપડાં અનાજ વગેરે કાંઈ જોઈએ છે? એમ સમીતના માણસો વહેંચવા નીકળ્યા છીએ.'

બાપાનો આગ્રહભર્યો સાદ સાંભળી બાઈએ અંદર રહ્યે રહ્યે ભીલી ભાષામાં કંઈક જવાબ આપ્યો પણ ઠક્કરબાપાને કાંઈ સમજ પડી નહીં. ઠક્કરબાપાની સાથે ત્યાંના એક કાર્યકર ભાઈ સુખદેવભાઈ હતા તેમને પૂછ્યું: 'સુખદેવ, આ શું કહે છે? એને કહો કે એ કેમ બહાર નીકળતી નથી?'

'બાઈ એમ કહે છે'—સુખદેવભાઈએ ઠક્કરબાપાને સમજણ પાડતાં કહ્યું–કેમ કે તે ભીલી ભાષા જાણતા હતા—'કે મારે મદદ જોઈએ છે, મારી પાસે એબ ઢાંકવાનાં ય કપડાં નથી, તો હું કેમ કરી બહાર નીકળું? હું તો ઝૂંપડી ઓઢીને બેઠી છું.'

ઠક્કરબાપા તો એ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા! તરત એમણે સાથે આણેલાં કપડાંમાંથી ચોળી, ચણિયો, સાડી વિગેરે કપડાં બારણાં ઉપરની ખાલી જગ્યામાંથી ઝૂંપડીની અંદર નાંખ્યાં. પછી ઠક્કરબાપા તથા સુખદેવભાઈ પીઠ દઈને ઊભાં.

બાઈ થોડી વારે કપડાં પહેરીને બહાર આવી. બિચારી વૃદ્ધાવસ્થા અને ભૂખમરાથી મોતને કાંઠે પહોંચી ગઈ હતી. દુષ્કાળથી એનાં હાડચામ સૂકાઈ ગયાં હતાં. નવાં વસ્ત્રોમાં તે કંઈક વિચિત્ર, ચાડિયા જેવી લાગતી હતી.

આ કરુણ દૃશ્ય જોઈને ઠક્કરબાપાનું વત્સલ હૈયું દ્રવિ ઊઠ્યું—એમની આંખમાંથી આંસુ સરી પડ્યાં.

★

બાપુજી તો પોતાનું કામ પૂરું કરીને ચાલ્યા ગયા. પણ આપણું કામ હજી અધૂરું રહ્યું છે. તેઓ સત્ય, અહિંસા અને ગરીબોની તથા હરિજનોની સેવાનો જે સંદેશો આપણને આપી ગયા છે એ મુજબ વર્તી આપણી ફરજનું પૂર્ણ પાલન કરવાની જવાબદારી હવે આપણી છે.

ભંગી ભાઈઓ તો માતાનું પવિત્ર કાર્ય કરે છે. જેમ માતા પોતાના બાળકનું મેલું સાફ કરે છે તેમ ભંગી માતા સમાજ રૂપી બાળકનું મેલું ઉઠાવી સાફ રાખે છે. એથી તેને માતા રૂપ માની એમનો ઉપકાર માનવો જોઈએ. — ઠક્કરબાપા

પ્રભુએ મનુષ્યને જાતજાતની બક્ષિશો અને બરકતો આપી છે. પરન્તુ એ સૌમાં, સૌથી વિશેષ મૂલ્યવાન બક્ષિશ જીવન છે. જીવનની લીલા અપાર છે, અનંત છે. જીવન ક્યારે શરૂ થયું, ક્યારે એનો અંત આવશે, આ જે પ્રાણની સરિતા છે તે ક્યાંથી નીકળી અને ક્યાં જાય છે એનો પૂરો ખ્યાલ મનુષ્યને નથી આવી શકતો. પરંતુ પ્રભુની બક્ષિશો સંબંધે એક વાત છે—એ દરેક સપૂર્ણ છે, અખંડ છે, ટુકડા ટુકડા નથી. એટલે મનુષ્ય પોતાની બુદ્ધિ અને મન દ્વારા તો જે અખંડિત છે એનો થોડો ભાગ જ જોઈ શકે છે. એ જ કારણથી મનુષ્ય હજારો વર્ષ વીતી ગયાં છતાં જીવન શું છે? એ વિશે પ્રતીતિજનક જવાબ નથી આપી શક્યો, અને કદાપિ આપી શકશે પણ નહી. સાગરને ઘડામાં સમાવવા જેટલુ જ એ દુષ્કર છે. એટલે જીવનની સપૂર્ણ વ્યખ્યા તો નથી થઈ શકતી. પરતુ જીવન શું છે? એનો કદી ઋષિઓ, મુનિઓ અને પ્રેમીઓ તરફથી થોડો ઈશારો મળે છે. જીવન કોઈ અસ્તવ્યસ્ત ચીજ નથી. એમાં કાનૂન છે, છંદ છે. નિયમ ન હોય તો સૂર્ય સવારે ઊગે નહીં. એક દિવસ ઊગે, બીજે દિવસે ન ઊગે તારા પણ ન ચમકે, વસંત પણ ન આવે, વર્ષા પણ ન આવે, શિયાળો પણ ન આવે તો આ બધા પરથી એમ નથી લાગતું કે આ સૌની પાછળ એક નિયમ છે, કાનૂન છે?

જેવી રીતે કુદરતમાં કાનૂન છે એ જ રીતે મનુષ્યજીવનમાં પણ કાનૂન છે. ફરક એટલો જ કે મનુષ્યજીવનમાં જે કાનૂન છે એનો આધાર નીતિ છે પરંતુ માણસને બને કાનૂનોની માહિતી હોવી જરૂરી છે. નહીં તો એનું જ્ઞાન અધૂરું રહેશે કુદરત કોઈ નીર્જીવ વસ્તુ નથી, એમાં ગતિ છે, પ્રાણ છે. પણ માણસ જો માત્ર કાનૂન પ્રમાણે જ પોતાનું જીવન ઘડશે તો એને કશો આનંદ નહીં આવે! ઘરમાં પણ જો કોર્ટ પ્રમાણે જ કાયદાનું રાજ ચાલે તો ઘર સ્મશાન બની જાય. ઘર તો એક નાનકડું સ્વર્ગ છે. કેમ કે ત્યાં પ્રેમ છે, અને એટલે જ સહુ માતા પિતાને ઓળખે છે ઈશ્વરની કુદરતનો કાનૂન જોઈને ઈશ્વરને જાણવાની ઇચ્છા થાય છે. અને એટલે જ કુદરત પોતાના સૌન્દર્ય દ્વારા વારંવાર ઈશ્વર પ્રત્યે આપણને ખેંચે છે. પરતુ સૌન્દર્ય તો જ્યાં ગતિ હોય છે ત્યાં જ હોય છે, અને ગતિ ગમે તે પ્રકારની હોય તો પણ તેમાં આનદ હોય જ છે.

એટલા માટે જ માણસના કાને આ શબ્દો વરવાર પડે છે: 'બસ કૂચ કરતા રહો, કૂચ કરતા રહો, થોભ્યા તો મર્યા જ જાણો!' જો સરિતાનો પ્રવાહ અટકી જાય તો એ મરી ગઈ જ સમજો. સરિતાને કોઈ પૂછે કે તું આટલી ઉતાવળી કેમ દોડે છે? તો એ કહેશે, 'સમુદ્રને જલદી મળવા માટે. એટલા માટે જ હું દોડતી જાઉં છું એ ગતિથી જ મારું ગીત જન્મે છે, શું તમે મારું સગીત નથી સાંભળ્યું?'

આપણો આત્મા પણ સરિતાના પ્રવાહ પેઠે ક્યારેક ક્યારેક જાત જાતના વિચારો અને વિષયોમાં ફસી જાય છે. આત્માનું સાચુ ધન અનંતની પ્યાસ છે, એ એને એની ગતિ બરાબર રહે તો જ મળે એટલા માટે આપણી આકાક્ષા-ઇચ્છા અનત માટે—જે અમર છે—જ હોવી જોઈએ. યાજ્ઞવલ્કયે પોતાની પત્નિ મૈત્રીને કહ્યું: 'હું ઈશ્વરપ્રાપ્તિ માટે જંગલમા તપ કરવા જાઉં છું. તું ઘર સભાળજે!' મૈત્રીએ કહ્યું: 'અરે સ્વામી! તમે આ શુ કહો છો? તમે મને એવી ચીજ આપતા જાવ, જે મને અમર બનાવે તમે પોતે તો અમૃત માટે તેની પાછળ જાવ છો, અને મને તમે મૃત્યુલોકમાં બળવા માટે મૂકી જાવ છો?' એટલે

આપણામાં સૂર્યને પામવા જેવી આકાંક્ષા હોવી જોઈએ.

સૌરાષ્ટ્રમાં વીરપુરમાં જલારામ ભગત થઈ ગયા. તેમની પાસે કોઈ ગુરુમંત્ર લેવા આવતું તો જલારામ કહેતા: 'જો જલા, સો અલાહ!' એટલે હૃદયમાં નિર્મળ પ્રેમનો અગ્નિ સતત સળગતો રહેવો જોઈએ. જીવન અથવા પ્રાણ આગ છે, ઠંડો બરફ નથી. જીવનમાં ઉત્સાહ–ઉમંગ છે એ શું છે? એ આત્માને ઓળખવાનાં એંધાણ છે. આત્મા એક છે, અખંડ છે અને સૌમાં છે—જે રાજામાં છે તે જ રંકમાં પણ છે, પંડિતમાં છે તે જ મૂર્ખમાં પણ છે. કોઈએ પ્રેમની વ્યાખ્યા: 'હૃદયમાં આગ, માથા પર બરફ' એવી કરી છે. એનાથી ઊલટું હોય તો મર્યા જ જાણો. અને દુન્યવી પ્રેમ એવો ઊલટો જ છે. હૃદય ઠંડું અને માથું ગરમ! એનું ફળ જોઈ લો. ઘરેઘરમાં, શહેરે-શહેરમાં, સંસ્થાઓમાં, સરકારી દફતરોમાં, જ્યાં જુઓ ત્યાં—અપ્રીતિ અને અશાંતિ છે. માટે જ આત્માનો દીવો જલતો રહે, જીવનની શમ્આ કદાપિ બુઝાય નહીં—એની ઉષ્ણતા કદાપિ ઘટે નહીં એ જો જો. આમ થાય પછી તો પૂછવું જ શું? દરેક સ્થળે, દરેક જીવમાં, એક ઈશ્વર અને એક પ્રાણનાં દર્શન થશે:

હર આદમમેં, હર જીવ મેં,
તૂં હી હૈ તૂં હી હૈ,
એસા દેખે આંખે દિલ કી
તુજ સે યહી ઈલતેજા હૈ. હર૦

કર કૃપા ઓર દૂર કર,
ખુદી ઓર જુદાઈ કા પરદા.

જીવનનૈયા મંઝધાર, ઉસે અબ
લગાવો કિનારે કર્ણધાર. હર૦

★

તું આવે છે.......!

તું આવે છે! સાંજ નમે છે, પંખીઓ માળા ભણી પાછાં વળે છે, મારે દ્વારે ટકોરા પડે છે, ને હું એને પવનના સૂસવાટા માની લઉં છું!

અંધારી રાત જીવન–ગગને છાયેલી હોય છે, ને તું પથપ્રદર્શક શ્રદ્ધાનો ધ્રુવતારક બની ચમકે છે—ત્યારે મોહનિદ્રામાં ડૂબેલો હું માયાવી સ્વપ્ન-પરીઓની ઈન્દ્રજાળમાં ફસાયેલો હોઉં છું!

પ્રાચી પટેથી પ્રથમ ઉષા-કિરણ તારો તારક સંદેશો લઈને આવે છે, ને મારી જાગૃતિની બારી બીડેલી હોય છે!

મધ્યાહ્ને મૂર્તિને ભોગ ધરી હું આરતી ગાતો હોઉં છું, ને મારે આંગણે કંગાળ ભિક્ષુ રૂપે તું આવે છે—પણ તારો ક્ષુધાપીડિત આર્તનાદ મારા મસ્ત આરતી-ગાનમાં ડૂબી જાય છે!....

....વળી પાછું સન્ધ્યા ટાણું થાય છે, પદધ્વનિ મારા કર્ણપટે અથડાય છે, ને હું રાબેતા મુજબ એને ભણકારા માની લઉં છું!

ભ્રમણની આ ઘટમાળ ચાલ્યા કરે છે, મોહનિદ્રાની સ્વારી આવે છે—હું જાગતો નથી, તું જગાડે છે.......તું આવે છે....!

તું તો આવે છે, ને અચૂક આવે છે! — નાથાલાલ દવાણી

★

શાસકો અને રાજનીતિજ્ઞોનું કર્તવ્ય પણ આત્માની ખબર લેવાનું છે, માત્ર પોતાના જ આત્માની નહીં, પણ એ જેના પર શાસન કરે છે એ સૌના આત્માઓની. એ સર્વે આત્માઓને બને ત્યાં સુધી મહાન બનાવવા એ જ રાજ્યશાસનનું મૂળ તત્ત્વ છે.—સૉક્રેટિસ

સ્વામી વિવેકાનંદ અમેરિકા ગયા ત્યારની આ વાત છે. ત્યાં જઈ તેમણે પોતાના અદ્‌ભૂત જ્ઞાનથી આર્ય સંસ્કૃતિની યશપતાકા ફરકાવી હતી તે તો ઈતિહાસપ્રસિદ્ધ બીના છે

સ્વામીજી અમેરિકા ગયા ત્યારે ત્યાં પ્રવાસ વિગેરેની વ્યવસ્થા કરનારાઓએ સ્વામીજીનો ઉતારો ગોરાઓની એક લૉજમાં રાખ્યો હતો. સ્વામીજી તો પોતાને માટે નિયત થયેલી લૉજમાં ગયા. તરત લૉજનો મેનેજર સ્વામીજી પાસે આવ્યો અને તેમને ઝીણી નજરે ધારી-ધારીને જોવા લાગ્યો. પછી રૂઆબથી સ્વામીજીને કહેવા લાગ્યો: 'મિસ્ટર, તમને ખબર છે, આ લૉજ નિગ્રો માટે નથી! તમે નિગ્રોની લૉજમાં ઊતરી શકો છો!'

સ્વામીજીએ સામે કશી દલીલ કરી નહી. અને ત્યાંથી તે સીધા નિગ્રો માટેની લૉજમાં જઈ ઊતર્યા.

થોડી વાર પછી ત્યાંના અમેરિકન વિદ્વાનો સ્વામીજીને પેલી લૉજમાં મળવા આવ્યા. તેઓએ લૉજવાળાને સ્વામીજી કઈ રૂમમાં ઊતર્યા છે તે વિશે પૂછપરછ કરી.

'અહીં એક ઈન્ડીઅન આવ્યો હતો. તે પોતાને વિવેકાનંદ તરીકે ઓળખાવતો હતો.' લૉજવાળાએ ખુલાસો કરતાં કહ્યું. ત્યાં વચ્ચે જ એક ભાઈએ પૂછ્યું—'હા તેમની જ અમે વાત કરીએ છીએ. તે કયાં છે?'

'મેં તેમને નિગ્રોની લૉજમાં જવાનું કહ્યું અને તે અહીંથી નિગ્રોની લૉજમાં ચાલ્યા ગયા.' લૉજના મેનેજરે જવાબ આપ્યો.

આવનાર વિદ્વાનોએ મેનેજરને સ્વામીજીની ઓળખાણ આપી ત્યારે તો તે સડક જ થઈ ગયો! એને પોતાની ભૂલ સમજાઈ અને સ્વામીજીની માફી માગવા તૈયાર થઈ ગયો.

પછી આવેલા વિદ્વાનો અને મેનેજર-બધા સ્વામીજી ઊતર્યા હતા તે નિગ્રો લૉજમાં ગયા. એ સૌને જોઈને નિગ્રો લૉજનો મેનેજર ગભરાયો—વિચારમાં પડી ગયો—પણ આવનારાઓએ સ્વામીજીને પ્રણામ કર્યા ત્યારે તેને શાંતિ થઈ અને રાજી થયો.

વિદ્વાનોએ લૉજ મેનેજરના વર્તાવ બદલ માફી માગી. ગોરા લૉજ મેનેજરે પણ પોતાની ભૂલ સ્વીકારી અને માફી માગી.

સ્વામીજીએ ઉદારતાથી તેનો જવાબ વાળતા કહ્યું: 'એ ભાઈ મને ઓળખતા ન હતા તેથી તેમણે નિગ્રો કહ્યો. એમાં તેમની ભૂલ નથી. ઊલટું તેમણે નિગ્રો કહ્યો તેથી મને આનંદ થયો છે.'

અમેરિકન વિદ્વાનોએ સ્વામીજીને ગોરાઓની લૉજમાં ફરી ઊતરવાને વિનંતી કરી પણ તેનો અસ્વીકાર કરી નિગ્રો લૉજમાં જ રહ્યા! અને સ્વજાતિનું ગૌરવ જાળવ્યું.

*

આશ્રમમાં બાપુને કેટલાક ઑફિસરો મળવા આવ્યા. ઑફિસરો એટલે સટ-બૂટમાં જ હોય ને? જાણે અંગ્રેજોની હિન્દી આવૃત્તિ જ જોઈ લો. બધા હતા તો હિન્દીઓ જ. પણ પૂરેપૂરા અંગ્રેજી પોશાકમાં. કેટલાકે બહાર બૂટ કાઢયા પણ કેટલાક તો બૂટ પહેરીને જ અંદર આવ્યા. આશ્રમના એક ભાઈની એ પર નજર પડી તેમણે બાપુજીને કહ્યું: 'બાપુજી, આ સાહેબ બૂટ પહેરીને અંદર આવ્યા છે.'

'ભાઈ, એ તો જેનાં મોજાં ફાટેલાં હશે તે બૂટ કાઢતાં શરમાતા હશે!' બાપુજીએ હસીને કહ્યું. બાપુની એ હળવી ટકોરથી બૂટવાળા ભાઈઓ શરમાઈ ગયા અને ઝટઝટ બહાર બૂટ કાઢી આવ્યા.

—ગુલામનબી વહોરા

# મહાત્મા ટૉલ્સ્ટૉયના વતનમાં

રામનારાયણ ના૦ પાઠક

* ઝારશાહીના જમાનામાં ગરીબોને માટે સૌથી પહેલો અવાજ ઉઠાવનાર ટૉલ્સ્ટૉય હતા.
* ટૉલ્સ્ટૉય રશિયન ક્રાન્તિનું દર્પણ હતા.
* તેમણે પ્રજાને ભાવિ જીવનનો માર્ગ બતાવ્યો છે.

— લેનિન

રશિયન મહાત્મા ટૉલ્સ્ટૉયને ગાંધી-બાપુ પોતાના ગુરુ સમાન લેખતા. ગાંધીજી આફ્રિકામાં હતા ત્યારે તેમણે સત્યાગ્રહની લડતમાં ગયેલાઓનાં કુટુંબીજનોને સાચવવા એક આશ્રમ ખોલ્યો હતો, જેનું નામ 'ટૉલ્સ્ટૉય વાડી' રાખ્યું હતું. ટૉલ્સ્ટૉયની એક પ્રસિદ્ધ વાર્તા—મૂરખરાજ—નું ગુજરાતી ભાષાંતર બાપુએ કર્યું હતું. આફ્રિકાની સત્યાગ્રહની લડત ચલાવવામાં બાપુ ટૉલ્સ્ટૉયની સલાહ લેતા. ગુજરાતને તેમનો પરિચય કરાવનાર બાપુ હતા.

અમે મોસ્કો ગયા ત્યારથી ટૉલ્સ્ટૉયની જન્મભૂમિનાં દર્શન કરવા આતુર હતા. સોવિયેટ શાંતિ સમિતિએ અમારા પ્રવાસની ગોઠવણ કરી આપી. ટૉલ્સ્ટૉયનું વતન યાસનાયા પોલનાયા નાનકડું ગામડું છે. તે મોસ્કોથી ૨૦૦ કિલોમિટર દૂર આવેલું છે. અમીરનું વિલાસી જીવન છોડી ટૉલ્સ્ટૉય મોસ્કોથી યાસનાયા આવી વસ્યા હતા. ત્યાં તેમણે સાદું મહેનતુ જીવન ગાળેલું. એ આખો પ્રદેશ મનોરમ પહાડીઓથી વીંટળાયેલો છે. એક ટેકરી પર ગામ વસેલું છે. સામેની પહાડી ઉપર ટૉલ્સ્ટૉયના બાપ-દાદાનું બેઠા ઘાટનું મોટું મકાન છે. એ મકાનમાં આજે સંગ્રહસ્થાન છે. નીચે પુસ્તકાલય અને ઉપર યાદગીરીની વસ્તુઓ રાખેલી છે.

અમને બતાવનારમાં એક સંગ્રહસ્થાનના વ્યવસ્થાપક અને બીજા ટૉલ્સ્ટૉયના મંત્રી હતા. સને ૧૯૦૯થી '૧૦ સુધી છેલ્લા વર્ષમાં તેઓ ટૉલ્સ્ટૉયના અંગત મંત્રી હતા. એ વખતે તેમની ઉંમર ૨૩ વર્ષની હતી, અત્યારે ૬૮ વર્ષના ઉત્સાહી યુવાન જેવા લાગતા હતા. ગાંધીજીના અનુયાયી તરીકે તેમણે ઘણા હેતથી અમારો સત્કાર કર્યો, ભોજનનો સમય થયો હતો તેથી પ્રથમ સૌને પ્રેમથી જમાડ્યા. અમે શાકાહારી છીએ એમ જાણીને તેઓ બોલ્યા: 'ટૉલ્સ્ટૉય પણ શાકાહારી હતા, અને વોડકા પણ ન લેતા. ઉત્તરાવસ્થામાં તેમનું જીવન તદ્દન સાદું, નિર્વ્યસની ને સાત્ત્વિક હતું!'

ભોજન પછી અમે સ્મારકગૃહ જોવા ગયા. નીચેનું પુસ્તકાલય જોયું. તેમાં દુનિયાની જુદી જુદી ભાષાઓના અનેક ગ્રંથો હતા. શાળાઓમાં રજા હોવાથી વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ત્યાં જોવા આવ્યા હતા. વરસભરમાં જગતનાં જુદાં જુદાં સ્થળોએથી લાખેક સ્ત્રી-પુરુષ એ સ્થળનાં દર્શને આવે છે.

ઉપરના માળ પર એક મોટા ઓરડામાં અમને લઈ ગયા. એક સાદા ટેબલ ઉપર જમવાનાં વાસણો રાખેલાં હતાં. હાથ ધોવાનું ચકલીવાળું પીપ એક બાજુ ગોઠવેલું હતું. ટેબલ ફરતી ખુરશીઓ હતી. મુખ્ય ખુરશી ઉપર ટૉલ્સ્ટૉયનાં પત્ની બેસતાં. તેની બાજુમાં ટૉલ્સ્ટૉય બેસતા. તેમનું ભોજનગૃહ હમેશાં ભરેલું રહેતું. કવિઓ, લેખકો, ચિત્રકારો, સંગીતકારો, રાજ્યકર્તાઓ વૈજ્ઞાનિકો તેમને મળવા આવતા. ભોજનખંડમાં બે પિયાનો હતા. ટૉલ્સ્ટૉયનું કુટુંબ સંગીતનું શોખીન હતું. તેઓ જાતે વાજિંત્ર વગાડતા. ભીંતો ઉપર એ વખતના ચિત્રકારોએ દોરેલાં કુટુંબીજનોનાં ચિત્રો લટકાવેલાં હતાં.

ત્યાંથી અમે અભ્યાસ ખંડમાં ગયા. જે ટેબલ ઉપર બેસીને ટૉલ્સ્ટૉય છેલ્લા દિવસોમાં લેખન કામ કરતા તે ટેબલ જેમનું તેમ રાખેલું છે. લેખન સામગ્રી પણ એ જ સાચવી

રાખી છે. નાની આલમારીમાં છેવટના દિવસોમાં વાંચવા રાખેલાં પુસ્તકો હતાં. તેમાંથી એક પુસ્તક કાઢીને મંત્રીએ અમારા હાથમાં મૂકયું. ઉઘાડીને જોયું તો આફ્રિકાના પાદરી રેવરંડ ડૉકનું લખેલું જીવનચરિત્ર 'ગાંધી એમ. કે.'! બાપુનો બેરીસ્ટરના પોશાકમાં ફોટો હતો. પુસ્તકમાં કેટલીક જગ્યાએ ટૉલ્સ્ટૉયે પોતે પેન્સીલથી નિશાન કર્યાં હતાં. જે વિચારો ટૉલ્સ્ટૉયે પોતાનાં પુસ્તકોમાં દર્શાવેલા તે વિચારોનું પ્રતિબિંબ જોઇ તેઓ અત્યંત રાજી થયા હતા. તેમના મંત્રીએ કહ્યું કે, ટૉલ્સ્ટૉય સાથે ગાંધીજીનો પત્રવ્યવહાર ચાલતો હતો. તેઓ અનેક વાર કહેતા કે, 'ગાંધી મારા વિચારોનો અમલ કરી રહ્યા છે.' બાપુના ટૉલ્સ્ટૉય પરના પત્રો સંગ્રહસ્થાનમાં સાચવી રાખેલા છે.

લખવાના ટેબલ પરનાં બીજાં પુસ્તકોમાં 'સુત્તનિપાત' અને 'ગોસ્પેલ ઑફ ધી ગૌતમ બુદ્ધ' પણ હતાં. આખરના દિવસોમાં હિન્દુ ધર્મ વિશે જાણવા તથા કોઈ પણ ભારતવાસીને મળવા તેઓ ઘણા આતુર હતા. તેમના લેખનના ઓરડામાં અમેરિકન વૈજ્ઞાનિક એડીસને પોતે કરેલી શોધનુ ભેટ તરીકે મોકલેલું ગ્રામોફોન હતું. તેવી જ રીતે એક બાશ્કીર ખેડૂત તરફથી મળેલો લાકડામાંથી બનાવેલો સુંદર વાટકો પણ હતો. ટૉલ્સ્ટૉયને મન મહાન વૈજ્ઞાનિક અને સાદા ખેડૂતની ભેટ સરખી જ પ્રિય હતી. લેખનગૃહ પાસે જ ઝરૂખો હતો તેમાંથી સામે યાસનાયા ગામ દેખાતું હતું. અને ચોમેર હરિયાળી પહાડીઓ કુદરતના બાગ જેવી શોભી રહી હતી

શયનગૃહમાં પલંગ અને પથારી પાથરેલા હતાં. ખીંટી ઉપર પહેરણ અને ગંજીફરાક લટકતાં હતાં. ઝભ્ભાને થીંગડું દીધેલું હતું. તેના તરફ મેં મિત્રોનું ધ્યાન દોર્યું એટલે ટૉલ્સ્ટૉયના મંત્રી બોલી ઊઠયા: 'એ થીગડું તેમણે પોતે, પોતાના હાથે જ માર્યું હતુ.' પથારીમાં એક નાનું રંગીન ઓશીકું હતું. તેમાં રશિયન ભાષામાં અક્ષરો ભરેલા હતા. એને વિષે પૂછતાં મંત્રીએ કહ્યું: 'મોસ્કોમાં ટૉલ્સ્ટૉયનું ૭૦ જણનું મોટું કુટુંબ અમીરી ઠાઠથી રહેતું હતું તેમાં તેમનાં બહેન પણ હતાં. એમને સૌને યાસનાયા આવી જીવનનો ખરો આસ્વાદ લેવા નિમંત્રણ આપેલું. તેના જવાબમાં તેમનાં બહેને લખેલું: 'તમે જે વિચારો ધરાવો છો તે મૂર્ખાઈ ભરેલાં છે.' ટૉલ્સ્ટૉયે સામો ઉત્તર વાળ્યો: 'હું મૂર્ખ નથી, પણ તમે સીત્તેર જણ મૂર્ખ છો.' એ બહેનને ટૉલ્સ્ટૉય ઉપર બહુ હેત હતું. તેમણે એક ઓશીકું ભરીને મોકલ્યું અને તેમાં લખ્યું: '૭૦ મૂર્ખ માંહેની એક' તે જ આ ઓશીકુ!

'ટૉલ્સ્ટૉય એ વાંચીને ખૂબ હસ્યા અને તેમની સુપ્રસિદ્ધ ૨૩ વાર્તાઓમાં 'ઈવાન ધી ફૂલ'—મૂરખરાજ—માં આ વિચારો કલામય રીતે ગૂંથ્યા.'

પલંગની બાજુમાં હાથ-મોં ધોવા માટેનું વાસણ ઘોડી પર રાખેલું હતું. એ બતાવીને મંત્રીએ કહ્યું: 'છેવટ સુધી ટૉલ્સ્ટૉય પોતાનાં કામ હાથે જ કરતા.'

ટૉલ્સ્ટૉયનાં પત્નીના ઓરડામાં કુટુંબીજનોનાં ચિત્રો હતાં. એક સીવવાનો સંચો હતો, લેખન-વાચનનાં સાધનો હતાં. ટૉલ્સ્ટૉયના અવસાન બાદ તેઓ નવ વર્ષ જીવ્યાં તેઓ સિવણ ગૂંથણ વિગેરે કામો જાતે જ કરતાં. અને એ રીતે ટૉલ્સ્ટૉયની યાદી સાચવતાં. નીચેના ભાગમાં ભંડકમાં જૂના વખતમાં જ્યાં ધાન્યનો કોઠાર હતો ત્યાં ટૉલ્સ્ટૉયે અભ્યાસગૃહ બનાવ્યું હતું તે બતાવતાં મંત્રી કહે: 'આ જગ્યાએ તેમને ભારે શાંતિ મળતી આ સ્થળે બેસીને તેમણે પોતાની 'વૉર એન્ડ પિસ', 'એના કેરેનીના', 'રિસરેકસન.' વગેરે મહાન નવલકથાઓ લખી હતી.'

ભંડકની બાજુમાં એક ઓસરી અને ઓરડો હતાં ત્યાં ટૉલ્સ્ટૉય ખેડૂતોનાં બાળકોને એકઠાં

કરતા અને શાળા ચલાવતા એ કામમા તેમને તેમની દીકરી મદદ કરતી ખેડૂતોના બાળકોને નવડાવતા, રમાડતા વાર્તાઓ કહેતા, ગીતો ગવડાવતા એ શાળાને અગે તેઓ યુરોપના કેળવણીકારો ફ્રોબેલ, રૂસો વિગેરેને મળવા ગયેલ એ શાળામા તેમણે શિક્ષણના કેટલાક પ્રયોગો કરેલા ગુજરાતી ભાષામા 'ટોલ્સ્ટોય અને શિક્ષણ' નામનુ પુસ્તક બહાર પડયુ છે તેમા એ વિચારો દર્શાવેલા છે યાસનાયા પોલનાયાની આ શાળાને આપણી વર્ધા યોજના, નઈ તાલીમની ગોત્રી કહી શકીએ બાપુએ ટીનીકસ આશ્રમમા ચલાવેલી શાળામા એની સારી એવી અસર હતી

ટૉલ્સ્ટોયના મકાનથી થોડે દૂર અર્ચ અને લાઈમના ઊચા સુદર વૃક્ષોની ઘટા જામેલી છે એ વૃક્ષો ટૉલ્સ્ટોયે યોજનાપૂર્વક ઉગાડેલા એ વખતની ઝારની સરકારે તેમની યોજના સ્વીકારી ન હતી. પણ ક્રાન્તિ પછી ટુલા પ્રાન્તની પચવર્ષીય યોજનાઓમા એને સારો આવકાર મળ્યો હતો

ઘટાદાર વૃક્ષોની છાયામા ઘણે દૂર ચાલ્યા બાદ એક પ્રશાત સ્થળે અમારા યજમાનો ઊભા રહ્યા નામ જ બનાવેલી લબચોરસ સમાધિ ઉપર ફૂલો ગોઠવેલા હતા ટૉલ્સ્ટૉયના જીવન જેવુ શાત, મધુર, સુવાસિત, પરોપકારી નસર્ગીક વાતાવરણ હતુ સૌના હૈયા સહજ રીતે નમી રહ્યા નીચે ઢળેલી આખોથી સૌ અતરના ઊડાણમા નિહાળી રહ્યા

એ પાવનકારી સ્થાનની વિદાય લેતા સૌને બાપુનો સાબરમતી આશ્રમ યાદ આવ્યો છેવટે ટૉલ્સ્ટૉયના મત્રીને અમે પ્રશ્ન પૂછ્યો 'ટૉલ્સ્ટૉયનુ જે સ્વપ્ન હતુ, રશિયાના ખેડૂતો, મજૂરો તમામ શ્રમજીવીઓના સુખી જીવનની તેમની જે કલ્પના હતી, તે આજે સિદ્ધ થયેલી આપને દેખાય છે ?'

મત્રીએ ગભીરતાપૂર્વક જવાબ આપ્યો 'ખેડૂતો જમીનના માલિકો બન્યા છે, મજૂરો કારખાનાના માલિકો બન્યા છે તમામ શ્રમજીવીઓને પોતાને મનગમતુ કામ મળી રહ્યુ છે તેમના મકાનો, રાચરચિલુ, તેમના બાળકો વગેરે તમે જોયુ આજે એકદરે સહુ સુખી છે પણ આ બધુ કોઈ પણ પ્રકારના દબાણથી થાય તેમ ટૉલ્સ્ટોય ઇચ્છતા ન હતા લશ્કરીબળમા તેઓ માનતા ન હતા છેલ્લા સાતેક વર્ષથી શાતિ પરિષદ માનવપ્રેમ અને પરસ્પર સહકારની ભાવનાથી કામ કરી રહી છે અને જગતમા ભ્રાતૃભાવ પ્રસારી રહી છે તેથી ટૉલ્સ્ટોયનો આત્મા પ્રસન્ન થતો હશે '

આ વાકયો બોલતા એ વયોવૃદ્ધ મત્રીની સાત્ત્વિક અને સૌજન્યશીલ મુખમુદ્રા પર આત્મસતોષની આભા દીપી રહી

અમે તેમની ભાવભીની વિદાય લેતા સ્વજનથી વિખૂટા પડવાનો આત્મીયભાવ અનુભવ્યો

*

* માણસનો સર્વોત્તમ પુરુષાર્થ ઈશ્વરની શોધની કોશિશમા મડ્યા રહેવામા છે માણસે બાધેલા મદિરો કે તેણે ઘડેલી મૂર્તિઓ અથવા યાત્રાના ધામોમા તે મળતો નથી અથવા જપતપ કરે પણ તેનો ભેટો થતો નથી ઈશ્વર કેવળ દુન્યવી નહી પણ દૈવી પ્રેમથી જ મળે છે મીરાબાઈ એ જ પ્રેમને આધારે જીવતી હતી અને સર્વ સ્થળે અને સર્વ વસ્તુમા પ્રેમસ્વરૂપ ઈશ્વરને જોતી હતી ઈશ્વર જ એનુ સર્વસ્વ હતુ

* શરીરમા આત્માનો વાસ છે જે ગીતાની ભાષામા ધર્મક્ષેત્ર છે, અને ક્ષણજીવી આવેગોનુ ધામ નથી એ ક્ષેત્રને દુખ ને શોકથી મુક્ત કરવાના કામમા સફળતા મેળવવાની શરત એવી છે કે આ ઘરનો ધણી કામ, ક્રોધ, લોભ, મોહાદિ ષડ્‌રિપુઓથી પોતાના ઘરને મુક્ત રાખે હરકોઈ વ્યક્તિ આ સુખની દશા પ્રાપ્ત કરવાને સમર્થ છે

— ગાધીજી

# અનોખી શરત

લલિતકુમાર શાસ્ત્રી

સાંજ ઢળતી હતી. સૂર્યનાં કિરણો સિદ્ધરાજના તંબુઓ પર સંધ્યાનો છેલ્લો પ્રકાશ ફેંકી વિદાય લેતાં હતાં. ઉત્તર ગૂજરાતની તપ્તભૂમિ હજુ ઠંડી પડી ન હતી; અને મહારાજાનું મન પણ ક્યાં શાંત હતું? મખમલની ગાદી પર રેશમી તકિયાને અઢેલીને સિદ્ધરાજના મનમાં હજારો તરંગો ઊઠતા હતા. શુ કરવું?

ઈડર સ્ટેટના દાવડ ગામના ઝાંપાથી થોડે જ દૂર તેમનો પડાવ હતો. ગૂજરાતના એ સિંહને અચાનક પૈસાની જરૂર પડી હતી... લાખ સોનામહોર. આજુબાજુના પ્રદેશમા એટલી સોનામહોર તે જ સમયે કોઈ ધીરી શકે કે કેમ એ શંકાનો પ્રશ્ન હતો. પાછુ આ તો રાજાની ઈજ્જતનો પ્રશ્ન!

'બાપુ, હુ આપણી ઘોડીને ઈડર દોડાવું? રાતોરાત તમને ખબર પહોંચતી કરુ.' એક વિશ્વાસુ ભાયાતે કહ્યું.

'તમે ઈડરના મહાજનની વાત કરો છો ને? જવા ઘો. એનું નાવ તો હમણા બૂડુ બૂડું થઈ રહ્યું છે.' મહારાજાના અંગત ખવાસે કહ્યુ. મહારાજે એક નિઃશ્વાસ મૂક્યો

અંધકારે જાણે વિષાદના સૂરો ગાયા રાજાને પ્રકાશ આકરો લાગ્યો તંબુમાં બનાવેલા શયનગૃહના દીપ બુઝાવી નાખવામા આવ્યા. અશાંત મનને શાંતિ આપવાનો નિરર્થક પ્રયાસ થયો. બીજા કોઈની પણ રાજા પાસે જવાની હિંમત ચાલતી ન હતી. રાજાની મૂંઝવણનો તેમને કોઈ ઈલાજ દેખાતો ન હતો. એટલામા રાજાના અંગત ખવાસે અંદર આવવાની રજા માંગી રજા મળતાં તે અંદર આવ્યો.

'બોલ, અત્યારે શું કામ પડયું?'

'બાપુ....એક શુભ સમાચાર લાવ્યો છું. આ ગામમાં જ એક 'વોરો' વેપારી રહે છે, તે રોજ જંગી ઉથલપાથલ કરે છે. જો આપના તરફથી કોઈ જાય તો.......'

'હમણાં ને હમણાં તું બહાર જા....મારે કાંઈ સાંભળવું નથી!'

થોડી વારે રાજાનો ગુસ્સો ઊતરતાં તેણે પોતાના ખાનગી મંત્રીને અને તે ખવાસને બોલાવ્યા. થોડી વાતચીત બાદ મંત્રી ગામમાં તપાસ કરવા ગયા.

મંત્રી જ્યારે તે વેપારીને સિદ્ધરાજ પાસે લઈ આવ્યા ત્યારે મધરાત થઈ હતી. ઘૂંટણથી સહેજ નીચે એવી રેશમી સુરવાળ અને ઉપર મલમલનું પહેરણ પહેર્યું હતું. ચાલમાં નીકરતા હતી. લાંબી સફેદ દાઢી વોરા વ્યાપારીના વ્યક્તિત્વને ઓપ આપતી હતી એણે સિદ્ધરાજને ત્રણ વાર કુરનીશ બજાવી

'સરકાર....મારે લાયક કોઈ ફરમાન...'

'ફરમાન તો સામાન્ય માનવી માટે હોય' તમારા જેવા પીઢ અને પંકાયેલ વ્યાપારી માટે તો....' મંત્રીએ રહસ્યમય વાતો શરૂ કરી. વોરાજીને રાજાની સામેના આસન પર બેસવા કહ્યુ

'એ તો આપની ઉદારતા ...'

'વ્યાપારનું કામકાજ કેમ ચાલે છે?'

'બસ. દુવા છે ખુદાની અને આપ જેવાની તે મલબારથી જાવા સુમાત્રા ને અફઘાનિસ્તાનથી ઈરાન, ચીન જાપાન ને મધ્ય એશિયા સુધી વેપાર ચાલે છે.'

'ત્યારે તો વ્યાપારની જાળ તમે ખૂબ ફેલાવી છે. મૂડી પણ તે પ્રમાણમા રોકી જ હશે ને? અને તે પ્રમાણમાં ધીરધાર પણ...'

'એ તો ઈજ્જત પ્રમાણે બધુંયે સમાલવું પડે ને!'

પછી મંત્રીએ ધીરેથી વોરાજીની પાસે ખસી કહ્યું; 'જુઓને વાત એમ છે, અમારે એક લાખ સોનામહોરો જોઈએ છે. હજુ મહેસૂલ આવ્યું નથી. જેઠ ઊતરતાં તો બધા પૈસા વસૂલ થઈ જશે. એટલે અષાડ સુદ એકમ ને

દિવસે બધી રકમ તમને મળી જશે. જો તમે આપી શકતા હો તો....!'

'એવું શું બોલ્યા? મારું છે તે બધું તમારું જ છે ને!' પછી થોડો વિચાર કરી તે બોલ્યોઃ 'પણ મારી એક શરત છે!'

રાજાએ ખોંખારો ખાધો. એ તંબુમાં રાજા, મંત્રી અને વોરાજી સિવાય કોઈ ન હતું. વોરાજીએ કહ્યું; 'લાખ સોનામહોર આપું તો ખરો, પણ એ સોનામહોર મુદત પૂરી થતાં સુધીમાં મને ન મળે તો પછી એ મારે મન કાંકરા બરાબર. મુદત વિત્યા બાદ હું એમાંની એક પણ સોનામહોર લઈશ નહિ.'

રાજાથી હસી પડાયું. કેવી વિચિત્ર શરત હતી! કોઈ પણ પ્રકારના સ્વાર્થ વિનાની! કોઈ આ સાંભળે તો પણ વ્યાપારીને મૂર્ખ કહે! છતાં વોરાજી તો આત્મવિચારમાં જ મશગૂલ હતા.

'કબૂલ....કબૂલ' રાજા અને મંત્રી સાથે બોલી પડ્યા.

જ્યારે ત્રિપુટી છૂટી પડી ત્યારે રાજાનો વિષાદ આનંદમાં પલટાઈ ગયો હતો. વોરાજીને રાજાને મદદ કર્યાનો સંતોષ હતો. મંત્રીને પોતાના રાજાના રાજ્યમાં આવા ધનકુબેરો પણ વસે છે એ જાણી છાતી ગજ ગજ ફૂલી.

સિદ્ધરાજનું કાર્ય થઈ ગયું. એ જેઠ મહિનાના છેલ્લા દિવસો હતા. બાકી રહેલું મહેસૂલ લગભગ ભરાઈ જવા આવ્યું હતું. એકાએક જ રાજાને પેલી લાખ સોનામહોર પાછી આપવાનો વાયદો યાદ આવ્યો. મુદત પૂરી થવાને ફક્ત ત્રણ જ દિવસ બાકી રહ્યા હતા. હવે શું?

રાજાએ મંત્રીને બોલાવ્યો. પાણીદાર ઘોડી પર એને લાખ સોનામહોર આપી વિદાય કર્યો. પાટણથી માર્ગ કાપતાં કાપતાં ચોવીસ કલાક વીતી ગયા. અચાનક આકાશમાં વાદળો ઘેરાઈ ગયા. વીજળીના કડાકાઓ માર્ગને ભયાનક રૂપ આપતા હતા. ઓચિંતા જ ધોધમાર વરસાદ તૂટી પડ્યો. છતાં યે એક ઘોડેસવાર રાજાના વચનનું પાલન કરવા વણથંભી ગતિએ આગળ વધી રહ્યો હતો.

જ્યારે રાજાનો મંત્રી સાબરમતીના કિનારે દાવડ ગામથી માત્ર ત્રણ માઈલ દૂર આવી પહોંચ્યો ત્યારે નદી બે કાંઠે વહેતી હતી. પ્રલયની માફક પાણીમાં પૂર આવ્યાં હતાં. અને સામે કાંઠે જવા માટે મંત્રી અધીરા બની રહ્યા હતા, કારણ કે વોરા વ્યાપારીને વાયદા મુજબ ફક્ત બાર કલાક બાકી હતા. કોઈ તરાપો કે કોઈ તરવૈયો તેને સામે કાંઠે ઉતારી શકે તેમ ન હતા. હજુ વરસાદ તો વરસ્યે જ જતો હતો....બેફામ રીતે. ત્યારે સાંજ હતી.

રાત પણ પડી. કાળાં ડીબાણ પાણીએ મંત્રીની કલ્પનાશક્તિને બહેરી બનાવી દીધી હતી. ઘોડી પણ ધ્રૂજતી હતી અંગ થાકેલું હતું છતાં ઊંઘ આવતી ન હતી. ક્યાંથી આવે? આ તો રાજાની ઈજ્જતનો સવાલ હતો. પોતાની કારકિર્દીનો સવાલ હતો. આમ ને આમ ભૂખ્યા તરસ્યા બીજા ચોવીસ કલાક વીતી ગયા. વચનની મુદત વીતી ગઈ હતી.

મંત્રી જ્યારે સામે કાંઠે પહોંચ્યા ત્યારે એમના દિલમાં શ્રદ્ધા હતી કે—વોરાજી સોનામહોરોનો ઈન્કાર તો નહિ જ કરે.

પણ જ્યારે મંત્રીએ વોરાજી આગળ લાખ સોનામહોરોનો ઢગલો કર્યો ત્યારે એમણે તે લેવાનો સદંતર ઈનકાર કર્યો. પોતાની જ સોનામહોરો—બાર કલાક મોડી મળતાં—ન લેનારો માનવી મંત્રીએ જિંદગીમાં પહેલવહેલો જોયો. અને આ તે કંઈ બે-પાંચ સોનામહોરોનો પ્રશ્ન હોય તો યે ઠીક! આ તો એક લાખ સોનામહોર! મંત્રીને થયું કેવો વિચિત્ર માનવી છે. પોતાની એક વિચિત્ર શરતને ખાતર એક લાખ સોનામહોર ગુમાવે છે! અને એ શરત પણ કેવી વિચિત્ર! પોતાનું જ ગુમાવવાની! શું આમ જ વેપાર કરતો હશે?

ઘણું સમજાવવા છતાં વોરાજીએ સોનામહોર ન લીધી તે ન જ લીધી. મંત્રીએ જ્યારે આ વાત સિદ્ધરાજ પાસે આવીને કરી ત્યારે એના મન પર વજ્ર જેવો આઘાત લાગ્યો: હું રાજા થઈને વચન ચૂકયો. કોઈ પણ રીતે આ સોનામહોરો એની પાસે જવી જ જોઇએ.

ફરીથી રાજાની નિદ્રા ઊડી ગઈ. બીજે દિવસે એણે રાજદરબારમાં જાહેરાત કરી કે જે સોનામહોરો એના મૂળ માલિકને આપી આવશે તેની સર્વ ઇચ્છા પૂર્ણ કરવામા આવશે અને જો તે નિષ્ફળ જશે તો એને મૃત્યુદંડની સજા ફરમાવવામાં આવશે.

આ કાર્ય કરવા માટે કોઈની પણ હિંમત ચાલી નહિ. દરબારીઓનાં મોઢાં સિવાઇ ગયાં હતાં. સ્મશાન શાંતિ વ્યાપી રહી. પણ એ બધા વચ્ચે એક અવાજ આવ્યો. એ સ્રીનો અવાજ હતો. એ સિદ્ધરાજની અણુમાનીતી રાણી તરીકે પ્રખ્યાત હતી. એને થયુ ' 'આમ પણ મારી જિંદગી વેરાન રણ જેવી તો છે જ. તો પછી આ સાહસ કરીને એ રણને શા માટે ઉપવનમાં ન ફેરવી નાખું, અથવા હંમેશ માટે શા માટે શાંતિ ન લઈ લઉં?'

રાજાની સંમતિ લઈ તે ઈડર સ્ટેટના નાનકડા ગામ તરફ રસાલાને લઈને ઊપડી. એક દિવસ ગામને પાદરે રાણીના તંબુઓ પણ ઠોકાયા. રાણીના મનમાં પોતાની બુદ્ધિ-યુક્તિ માટે માન હતું. એને થયું: 'હું સફળ જઈશ.' અને સાચે જ બન્યું પણ એમ જ! ત્રીજે દિવસે એટલે શ્રાવણી પૂર્ણિમા (બળેવ)ને દિવસે તે વોરાજીને ત્યાં તેમની બહેન બનીને ગઈ. વોરાજીએ ભાઈની પેઠે એનું મહુમાન સાથે સ્વાગત કર્યું. રાણીએ એને રાખડી બાંધતાં કહ્યું: 'ભાઈ, હું માંગુ તે આપશો?'

'કેમ નહિ? માગો, જે ઇચ્છા હોય તે માગો. આજે હું ના થોડો જ પાડવાનો છું!'

( અનુસંધાન કવરપેજ ત્રીજું )

*

# પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬. પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોષ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ....... ... .. .. ... ..... . .. .. .. .. ....... ૧૨ નવેમ્બર ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક :: ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

(અનુસંધાન કવરપેજ બીજાનુ ચાલુ)

'અપર થ્રી', 'આપણે મહુ ખૂની છીએ' લેખકની વિલક્ષણ વિચારસરણીનો પરિચય આપે છે

'રમના', 'પથ્થર', 'ગવૂડિયુ' જાહેરજીવનમા પડેલી વ્યક્તિઓના દભ ને અલ્પતાને વેધક રીતે ખુલ્લા પાડે છે 'પ્રકાશ' મુબઈ નગરીના ખોટા ઝગઝગાટ અને ગામડાના પ્રકાશને વ્યક્ત કરે છે

આમ દરેક વાર્તામા લેખક વાચકને કઈ ને કઈ કહી જાય છે એટલે લગભગ બધી વાર્તાઓ ઓછેવત્તે અશે વાચનીય બની છે

નણદપ્રવેશ: લે૦ શિવાભાઈ ગોકળભાઈ પટેલ, પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪, મૂ૦ એક રૂપિયો — ૨૦ અ૦

*

(અનુ૦ પૃષ્ઠ ૨૭૮ નુ ચાલુ)

'તો તમે મને વચન આપો કે તમે અત્યારે મારી ઇચ્છા પ્રમાણે વર્તશો.'

વહોરાજી તો વિચારમા પડી ગયા પછી કહેવા લાગ્યા, 'સારુ '

પછી રાણીએ તબુમાથી એક લાખ સોનામહોરો મગાવી વોરાજીના હાથમા મૂકી. વોરાજી વચનથી બધાયા હોવાથી ના ન પાડી શકયા એમને આ સ્ત્રીની બુદ્ધિ માટે માન ઉપજ્યુ. એ સમજી તો ગયા જ કે આ પાછી આપવાનો રાજા તરફથી જ પ્રયાસ થયો છે પણ એમનુ મન ખૂબ અકળાતુ હતુ બહેન તરીકે વચનથી બાધીને રાણીએ પોતાને લાખ સોનામહોર પાછી આપી હતી એટલે રાણીએ વિજયનુ સ્મિત કર્યુ તે દિવસે તે ત્યા જ રહી તેને માટે ખાસ ભોજનની વ્યવસ્થા થઈ

કલાક પર કલાક વીતતા ગયા તેમ તેમ વોરાજીની બુદ્ધિ વધુ ને વધુ ગૂચવાતી ગઈ એમને આ પૈસા પાછા લેવા ન હતા પણ શુ કરે? કોઈ ઉપાય ન હતો છેક મધરાતે એમને આનો ઉપાય મળી ગયો અને એની સાથે એમની આખ મળી ગઈ રાણી તો સતોષના શ્વાસ સાથે નિરાતે ઊઘતી હતી

બીજા દિવસની સવાર ઊગી રાણીને તો હવે પાટણ ભેગા થવાની જ તાલાવેલી લાગી હતી એણે માનેલા ભાઈની રજા માગી વોરાજીએ કહ્યુ 'બહેન, તમે ખુશીથી જઈ શકો છો, અને આ ભાઈ તરફથી અલ્પ ભેટ લેતા જાઓ' એમ કહી એણે બહેનની એક લાખ સોનામહોરોમા બીજી એક લાખ ઉમેરી પરત કરી! ભાઈની બહેનને આ ભેટ હતી બહેનથી તેની ના પાડી શકાઈ નહિ! ભાઈને ઘેરથી બહેન કદી ખાલી હાથે ગઈ જાણી છે?

પણ રાણીના વિજયનુ સ્મિત ઘોર નિરાશામા પલટાઈ ગયુ એણે ભાગેલા મને તબુમા આવી પલગ પર શરીર પછાડ્યુ હવે પાટણ જવાનો પણ કોઈ અર્થ ન હતો ત્યા મૃત્યુ નિશ્ચિત હતુ એણે વિચાર્યુ 'આ સોનામહોરોનુ શુ કરવુ?' આખરે એના મનમા એક સુંદર વિચારે આકાર લીધો

બીજા દિવસથી જ ગામના ઝાપે એક કલામય વાવ અને તેનાથી થોડે દૂર સુદર તળાવના પાયા ખોદાના માડયા વોરાજી પણ બહેનની બુદ્ધિથી અજાઈ ગયા આમ જનસેવાર્થે જ એ બે લાખ સોનામહોરોનો ઉપયોગ થયો આથી બન્નેની શરતો સચવાણી—વોરાજીની પણ—અને વોરાજીની શરતનુ પાલન કરવા માટે બીજી શરત મૂકનાર રાજાની પણ અને સાચુ પૂછો તો શરતની શરતનુ ભવ્ય રીતે પાલન કરનાર રાણીનો આદર્શ પણ સચવાયો હતો

આજે પણ એ સુદર વાવ, વિશાળ તળાવ, કૂવો અને શિવનુ મદિર ઇતિહાસના અવશેષોને જીવતા રાખવા અસ્તિત્વ ધરાવે છે જ્યારે પણ હુ ત્યા જાઉ છુ ત્યારે મને વોરાજીની વિચિત્ર શરત—અને એ શરતનુ પાલન કરવા માટે બીજી આકરી શરત કરનાર રાજા અને એ બન્નેની શરતોને દીપાવવા રાણીએ કરેલો ધનનો સદુપયોગ ગૂજરાતના ગરવા ભૂતકાળની યાદ આપી જાય છે *

* એક લોકકથાના આધારે

ઘણું સમજાવવા છતાં વોરાજીએ સોનામહોર ન લીધી તે ન જ લીધી. મંત્રીએ જ્યારે આ વાત સિદ્ધરાજ પાસે આવીને કરી ત્યારે એના મન પર વજ્ર જેવો આઘાત લાગ્યોઃ હું રાજા થઈને વચન ચૂક્યો. કોઈ પણ રીતે આ સોનામહોરો એની પાસે જવી જ જોઇએ.

ફરીથી રાજાની નિદ્રા ઊડી ગઈ. બીજે દિવસે એણે રાજદરબારમાં જાહેરાત કરી કે જે સોનામહોરો એના મૂળ માલિકને આપી આવશે તેની સર્વ ઇચ્છા પૂર્ણ કરવામા આવશે અને જો તે નિષ્ફળ જશે તો એને મૃત્યુદંડની સજા ફરમાવવામાં આવશે.

આ કાર્ય કરવા માટે કોઈની પણ હિંમત ચાલી નહિ. દરબારીઓનાં મોઢાં સિવાઇ ગયાં હતાં. સ્મશાન શાંતિ વ્યાપી રહી. પણ એ બધા વચ્ચે એક અવાજ આવ્યો. એ સ્ત્રીનો અવાજ હતો. એ સિદ્ધરાજની અણમાનીતી રાણી તરીકે પ્રખ્યાત હતી. એને વધુ : 'આમ પણ મારી જિંદગી વેરાન રણ જેવી તો છે જ. તો પછી આ સાહસ કરીને એ રણને શા માટે ઉપવનમાં ન ફેરવી નાખું, અથવા હંમેશ માટે શા માટે શાંતિ ન લઈ લઉં?'

રાજાની સંમતિ લઈ તે ઈડર સ્ટેટના નાનકડા ગામ તરફ રસાલાને લઈને ઊપડી. એક દિવસ ગામને પાદરે રાણીના તંબુઓ પણ ઠોકાયા. રાણીના મનમાં પોતાની બુદ્ધિ-યુક્તિ માટે માન હતું. એને થયું: 'હું સફળ જઈશ.' અને સાચે જ બન્યું પણ એમ જ! ત્રીજે દિવસે એટલે શ્રાવણી પૂર્ણિમા (બળેવ)ને દિવસે તે વોરાજીને ત્યાં તેમની બહેન બનીને ગઈ. વોરાજીએ ભાઈની પેઠે એનું બહુમાન સાથે સ્વાગત કર્યું. રાણીએ એને રાખડી બાંધતાં કહ્યું: 'ભાઈ, હું માંગુ તે આપશો?'

'કેમ નહિ? માગો, જે ઇચ્છા હોય તે માગો. આજે હું ના થોડા જ પાડવાનો છું!'

(અનુસંધાન કવરપેજ ત્રીજું)

*

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬. પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાયકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા............ ....... ... ........... .. ... ............... ૧૨ નવેમ્બર ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક :: ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

(અનુસંધાન કવરપેજ બીજાનું ચાલુ)

'અપરધી', 'આપણે સહુ ખૂની છીએ' લેખકની વિલક્ષણ વિચારસરણીનો પરિચય આપે છે

'રચના', 'પથ્થર', 'ગલૂડિયુ' જાહેરજીવનમા પડેલી વ્યક્તિઓના દંભ ને અધમતાને વેધક રીતે ખુલ્લા પાડે છે 'પ્રકાશ' મુંબઈ નગરીના ખોટા ઝગડળાટ અને ગામડાના પ્રકાશને વ્યક્ત કરે છે

આમ દરેક વાર્તામા લેખક વાચકને કંઈ ને કંઈ કહી જાય છે એટલે લગભગ બધી વાર્તાઓ ઓછેવત્તે અંશે વાચનીય બની છે

નાગપ્રવેશ: લે૦ શિવાભાઈ ગોકળભાઈ પટેલ, પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪, મૂ૦ એક રૂપિયો — ૨૦ અ૦

*

(અનુ૦ પૃષ્ઠ ૨૨૮ નું ચાલુ)

'તો તમે મને વચન આપો કે તમે અત્યારે મારી ઇચ્છા પ્રમાણે વર્તશો '

વહોરાજી તો વિચારમા પડી ગયા પછી કહેવા લાગ્યા, 'સારુ '

પછી રાણીએ તણુમાથી એક લાખ સોના મહોરો મગાવી વોરાજીના હાથમા મૂકી વોરાજી વચનથી બંધાયા હોવાથી ના ન પાડી શક્યા એમને આ સ્ત્રીની બુદ્ધિ માટે માન ઉપજ્યુ એ સમજી તો ગયા જ કે આ પાછી આપવાનો રાજા તરફથી જ પ્રયાસ થયો છે પણ એમનુ મન ખૂબ અકળાતુ હતુ બહેન તરીકે વચનથી બાંધીને રાણીએ પોતાને લાખ સોનામહોર પાછી આપી હતી એટલે રાણીએ વિજયનુ સ્મિત કર્યું તે દિવસે તે ત્યા જ રહી તેને માટે ખાસ ભોજનની વ્યવસ્થા થઈ

કલાક પર કલાક વીતતા ગયા તેમ તેમ વોરાજીની બુદ્ધિ વધુ ને વધુ ગૂંચવાતી ગઈ એમને આ પૈસા પાછા લેવા ન હતા પણ શુ કરે ? કોઈ ઉપાય ન હતો છેક મધરાતે એમને આનો ઉપાય મળી ગયો અને એની સાથે એમની આંખ મળી ગઈ રાણી તો સંતોષના શ્વાસ સાથે નિરાંતે ઊંઘતી હતી

બીજા દિવસની સવાર ઊગી રાણીને તો હવે પારણુ ભેગા થવાની જ તાલાવેલી લાગી હતી એણે માનેલા ભાઈની રજા માગી વોરાજીએ કહ્યુ 'બહેન, તમે ખુશીથી જઈ શકો છો, અને આ ભાઈ તરફથી આ પણ ભેટ લેતા જાઓ' એમ કહી એણે બહેનની એક લાખ સોનામહોરોમા બીજી એક લાખ ઉમેરી પરત કરી! ભાઈની બહેનને આ ભેટ હતી બહેનથી તેની ના પાડી શકાઈ નહિ! ભાઈને ઘેરથી બહેન કદી ખાલી હાથે ગઈ જાણી છે?

પણ રાણીના વિજયનુ સ્મિત ઘોર નિરાશામા પલટાઈ ગયુ એણે ભાગેલા મને તણુમા આવી પલંગ પર શરીર પછાડ્યુ હવે પારણુ જવાનો પણ કોઈ અર્થ ન હતો ત્યા મૃત્યુ નિશ્ચિત હતુ એણે વિચાર્યું 'આ સોના મહોરોનુ શુ કરવુ ?' આખરે એના મનમા એક સુંદર વિચાર આકાર લીધો

બીજા દિવસથી જ ગામના ઝાંપે એક કળામય વાવ અને તેનાથી થોડે દૂર સુંદર તળાવના પાયા ખોદાવા માંડ્યા વોરાજી પણ બહેનની બુદ્ધિથી અંજાઈ ગયા આમ જન સેવાર્થે જ એ બે લાખ સોનામહોરોનો ઉપયોગ થયો આથી બન્નેની શરતો સચવાણી—વોરાજીની પણ—અને વોરાજીની શરતનુ પાલન કરવા માટે બીજી શરત મૂકનાર રાજાની પણ અને સાચુ પૂછો તો શરતની શરતનુ ભવ્ય રીતે પાલન કરનાર રાણીનો આદર્શ પણ સચવાયો હતો

આજે પણ એ સુંદર વાવ, વિશાળ તળાવ, કૂવો અને શિવનુ મંદિર ઈતિહાસના અવશેષોને જીવતા રાખવા અસ્તિત્વ ધરાવે છે જ્યારે પણ હુ ત્યા જાઉ છુ ત્યારે મને વોરાજીની વિચિત્ર શરત—અને એ શરતનુ પાલન કરવા માટે બીજી આકરી શરત કરનાર રાજા અને એ બન્નેની શરતોને દીપાવવા રાણીએ કરેલો ધનનો સદુપયોગ ગૂજરાતના ગરવા ભૂતકાળની યાદ આપી જાય છે *

* એક લોકકથાના આધારે



# દિવાળીની સાચી રોશની

દિવાળીના તહેવારની ઉજવણીમાં હમેશ દીવા શા સારુ કરવામાં આવે છે તે આપણે સૌએ બરાબર સમજી લેવું જોઈએ રામ અને રાવણ વચ્ચેના યુદ્ધમાં સર્વ દૈવી તત્ત્વોના પ્રતિનિધિ રામે સર્વ આસુરી તત્ત્વોના પ્રતિનિધિ રાવણને પરાજય આપ્યો. એ વિજયથી રામરાજ્યની સ્થાપના થઈ....

......રામના વિજયની ઉજવણી તેણે જ કરવાની હોય જેના દિલમાં રામ વસેલા હોય. કેમ કે, માણસોનાં દિલને અથવા આત્માને અજવાળવાને એક ઈશ્વર જ સમર્થ છે. અને એ અજવાળવાની જ કિંમત છે. આજે પ્રાર્થનામાં ગાયેલા ભજનમાં કવિ ઈશ્વરના દર્શનની વાત પર ભાર મૂકે છે. ટોળેટોળાં માણસો જલાવેલા એ દીવાની રોશની જોવા જાય છે. પરંતુ આજે આપણને માણસના દિલમાં પ્રેમનું અજવાળું પ્રગટાવવાની જરૂર છે. એવું અજવાળું તમે સૌ તમારા દિલમાં પ્રગટાવો તો જ આજના દિવસે મુબારકબાદી મેળવવાને લાયક બનો.......રામ અને રાવણ દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે માણસના દિલમાં ચાલતા આવેલા સનાતન દ્વંદ્વયુદ્ધના પ્રતીક છે અને અજવાળું એ દિલમાંથી પ્રગટ થવું જોઈએ.

....છેવટમાં વિક્રમ સંવતના આજના છેલ્લા દિવસે મારે તમને એટલું જ કહેવાનું કે હું આશા રાખું છું કે આવતી કાલથી શરૂ થતા નવા વરસમાં તમારા સૌનું અને હિન્દનું કામ રૂડી રીતે ચાલે અને તમે સૌ એકબીજાની અને એકલા હિન્દની જ નહીં પણ હિન્દ દ્વારા સારા જગતની સેવા કરવાને સમર્થ થાઓ તેટલા ખાતર તમારા સૌના દિલમાં ઈશ્વર પ્રેમનો ચિરાગ પ્રગટાવો!

—ગાંધીજી

(૧૨-૧૧-'૪૭ને દિવસે દિવાળી પર દિલ્હીમાં સાંજે પ્રાર્થના પછી કરેલા પ્રવચનમાંથી.)

# પ્યારાબાપુ ના ગ્રાહકબંધુઓને

*

આવતા અંકથી આપનું ચાલુ વર્ષનું લવાજમ પૂરું થાય છે.

વ્યવહારની સરળતા માટે આપનું નવા વર્ષનું લવાજમ આપ મોડામાં મોડું ૧૦મી જાન્યુઆરી સુધીમાં મનીઑર્ડરથી અચૂક મોકલી આપશો.

આપ ૧૦મી જાન્યુઆરી સુધીમાં લવાજમ મોકલી આપશો તો નવા વર્ષનો પ્રથમ અંક આપને ટાઈમસર મળી જશે.

લવાજમ મનીઑર્ડરથી જ મોકલવું હિતાવહ છે. જો વી૦ પી૦થી આપ નવા વર્ષનો પ્રથમ અંક મંગાવશો તો આપને આઠ આનાનો નાહક વધારાનો ખર્ચ થશે. વળી પોસ્ટ ઑફિસ દરરોજ અમુક મર્યાદિત સંખ્યામાં જ વી૦ પી૦ સ્વીકારે છે, એટલે દરેક ગ્રાહકોને ક્રમવાર વી૦ પી૦થી અંક મોકલતા ઠીક ઠીક મોડું થાય એ સહજ છે

એટલે અમારી વિનતી છે કે બને ત્યાં સુધી આપ મનીઑર્ડરથી જ ૧૦મી જાન્યુઆરી સુધીમાં આપનુ લવાજમ અમને મોકલી આપશો.

ચાલુ વર્ષે આપે 'પ્યારાબાપુ'ના ગ્રાહક રહી અમને જે સહકાર આપ્યો છે તે માટે અમે આપના આભારી છીએ. એવો જ સહકાર નવા વર્ષમા પણ ચાલુ રાખશો એવી અમે આશા રાખીએ છીએ.

આપે જોયુ હશે કે ચાલુ વર્ષમા અમે વિશેષ ઉપયોગી અને રસપ્રદ સાહિત્ય અમારી મર્યાદામાં રહીને આપવાનો પ્રયત્ન કર્યો છે વાચનમાં કરેલા કેટલાક સુધારા આપે જોયા હશે અને ગમ્યા પણ હશે.

નવા વર્ષમાં 'પ્યારાબાપુ'ને વિશેષ ઉપયોગી બનાવવાની અમારી ઇચ્છા છે. અને શક્ય હશે તો થોડા પાના પણ વધારવાની અમારી ધારણા છે.

'પ્યારાબાપુ'ના ગ્રાહકબંધુઓ અમને વિશેષ સહકાર આપે તો માસિકને અમે વધારે સમૃદ્ધ કરી શકીએ એ દેખીતુ છે. આ માટે આપ 'પ્યારાબાપુ'ના વધારે ગ્રાહક નોંધી આપો માત્ર એટલું જ માગીએ છીએ દરેક ગ્રાહક ધારે તો બે-પાચ બીજા ગ્રાહક અવશ્ય બનાવી શકે.

જે ગ્રાહકબંધુ 'પ્યારાબાપુ'ના ઓછામા ઓછા બે ગ્રાહકો નોંધી આપશે તેમને 'પ્યારાબાપુ' કાર્યાલય તરફથી પ્રગટ થયેલ પૂ ગાંધીજીના હસ્તાક્ષરોમાં એમનાં સુવચનોની ત્રિરંગી પુસ્તિકા 'બાપુ-સ્મરણ' અથવા તુરતમા જ કાર્યાલય તરફથી પ્રગટ થનાર જાણીતા લેખક શ્રી ગુરુદયાલ મલ્લિકજીએ ગાંધીજી અને ગુરુદેવ ટાગોર વિશે લખેલ 'ગાંધી-ગુરુ' પુસ્તક ભેટ આપવામા આવશે

આશા છે કે વાચકોને અમારી આ યોજના ગમી જશે.

દેશના ગ્રાહકો લવાજમ સીધું મનીઑર્ડરથી કાર્યાલયને છ રૂપિયા ચાલુ આવૃત્તિના અને હાથકાગળની આવૃત્તિ જોઈતી હોય તો આઠ રૂપિયા મોકલી આપે.

આફ્રિકાના ગ્રાહકબંધુઓ ૧૨ શિલિંગ પોસ્ટલ ઑર્ડરથી મોકલી આપે અથવા નીચેના સરનામે આફ્રિકામાં ભરી શકે છે.

શ્રી પ્રભુદાસ જ. વજરીઆ. પો. બો. નં. ૧૨૬ નૈરોબી કેન્યા કોલોની.

પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર અવશ્ય લખશો.

# બાપુનો પત્ર



શ્રી ઘનશ્યામદાસ બિરલાની ધર્મપત્નીને એક રોગ લાગુ પડ્યો હતો જે પાછળથી ઘાતક સિદ્ધ થયો. એ સંબંધમાં બાપુનાં શુભેચ્છા, આશીર્વાદ બિરલાને મળતાં જ રહેતાં હતાં. ઉપરાંત સારવાર વિશે પણ લગાતાર સૂચનો પત્ર દ્વારા કરતા જ રહેતા. એ દરમ્યાન મનોવિકાર વિશે બાપુએ લખેલો પત્ર અહીં આપ્યો છે.

સંયમ-ધર્મની શક્યતા અને 'રામનામ'ના મહિમા અને શક્તિ વિશે બાપુની અસીમ શ્રદ્ધા આ પત્રમાં તરી આવે છે.

વિષય ભોગનું સમર્થન કરતા પત્રો અને લેખકો આજેય મોજુદ છે ત્યારે તેને વિશે બાપુએ વ્યક્ત કરેલુ દુઃખ આજેય આપણને સ્પર્શવું ઘટે.

ભાઈ ઘનશ્યામદાસજી,

મુંબઈ, ૧૩-૪-'૨૫

તમારા બે પત્ર મળ્યા છે. તમે તારીખ, તિથિ લખવાનુ છોડયું છે તે લખતા રહો કેમ કે મારા પ્રવાસમા મને પત્ર મળે છે એટલે કઇ તારીખનો કયો પત્ર છે, એની ખબર તારીખ વગર મને નથી પડતી.

અગર ડૉકટરો આશા આપે છે તો તમને ધર્મપત્નીના મૃત્યુનો ભય કેમ રહે છે? વિકારોને વશ કરવા એ મારા અનુભવ પ્રમાણે કઠણ તો છે જ, પરન્તુ એ જ આપણું કર્તવ્ય છે. આ કળિકાળમા હું રામનામને મોટી વસ્તુ માનુ છુ. મારા પરિચયમાં એવા મિત્રો છે જેમને રામનામથી ઘણી શાંતિ મળી છે રામનામનો અર્થ ઈશ્વર નામ છે, મંત્ર પણ એ જ ફળ આપે છે. જે નામનો અભ્યાસ હોય એનુ સ્મરણ કરવું જોઈએ વિષયાસક્ત સંસારમાં ચિત્તવૃત્તિનો નિરોધ કેમ થાય? એવો પ્રશ્ન થતો જ રહે છે આજકાલ જનનમર્યાદાનાં પત્રો વાંચીને હુ દુ:ખી થાઉ છુ. હું જોઉ છુ કે કેટલાક લેખકો કહે છે કે વિષય-ભોગ આપણુ કર્તવ્ય છે. આવી હવામા મારા સયમ-ધર્મનુ મારું સમર્થન કરવું વિચિત્ર જેવુ લાગે છે. તથાપિ હું મારા અનુભવને કેમ ભૂલુ? નિર્વિકાર બનવું શકય છે, એમા મને કોઈ શક નથી. પ્રત્યેક મનુષ્યે એવો પ્રયાસ કરવો એ એન કર્તવ્ય છે. નિર્વિકાર થવાનુ સાધન છે સાધનોમાં રાજા રામનામ છે. પ્રાતકાળે ઊઠતાની સાથે રામનામ લેવું અને રામને પ્રાર્થના કરવી 'મને નિર્વિકાર કર.' અવશ્ય એ મનુષ્યને નિર્વિકાર કરે છે.-કોઈને આજે, કોઈને કાલે શરત એ છે કે પ્રાર્થના હાર્દિક હોવી જોઈએ વાત એ છે કે પ્રતિક્ષણ આપણા સ્મરણમા આપણી આંખોની સામે ઈશ્વરની અમૂર્ત મૂર્તિ ઊભેલી હોવી જોઈએ. અભ્યાસથી એમ થવું સહેલું છે.

હું બંગાળમાં પહેલીએ પહોંચીશ. એ જ દિવસે કલકત્તા ફરીદપુર જવા માટે છોડીશ.

મોહનદાસના વંદેમાતરમ

# હિંદની પશુસંપત્તિ

ગાંધીજી

હિંદની રાજદ્વારી સ્વતંત્રતા મેળવવાના કામના કરતાં હિંદની પશુસંપત્તિ સાચવી રાખવાનું અને તેની ખિલવણી કરવાનું તેમ જ ગાય ને તેના વેલાને સારી રીતે સંભાળવાનું કામ ઘણું વધારે અઘરું છે. એ કામમાં ભક્તિભાવે હું કાર્ય કરતો આવ્યો છું અને ગાયની રક્ષા કેમ કરવી તે વિષયનું સાચું જ્ઞાન મારી પાસે છે એવો મારો દાવો છે. આમ છતાં મારે કબૂલ કરવું પડે છે કે અત્યાર લગી ગમે તે કારણે પણ એકંદરે આ બાબતમાં આમ જનતાના દિલ પર આ વિષયમાં હું ઝાઝી અસર કરી શક્યો નથી એટલે કે આમ જનતાને આ સવાલ પર ઘટતું ધ્યાન આપવાની જરૂરને વિષે સમજાવવામાં હું હજી ફાવ્યો નથી. જે લોકો ગોશાળાઓની વ્યવસ્થા કરે છે તે બધા તેમને માટે પૈસા કેમ મેળવવા તે જાણે છે પણ હિંદની પશુસંપત્તિની બાબતમાં કેવી રીતે કામ લેવું તેનું તેમને બિચારાઓને કશું શાસ્ત્રીય જ્ઞાન નથી. ગાય વધારે દૂધ આપતી થાય અને તે જે બળદો તેમ જ સાંઢ આપણને આપે છે તેમની ઓલાદ સુધરે એ રીતે ગાયની માવજત તેમ જ ઉછેર કેમ કરવી એ બાબતનું તેમને જરાયે જ્ઞાન નથી.



એથી બન્યું છે એવું કે હિંદભરમાં ગોશાળાઓ જ્યાં હિંદના જાનવરોને યોગ્ય રીતે ઉછેરવાનું જ્ઞાન મેળવી શકાય એવી, નમૂનેદાર દુગ્ધાલયો હોય એવી, જ્યાંથી સારું દૂધ, સારી ગાયો, એટલા જ સારા ખૂંટ અને એવા જ મજબૂત બળદો ખરીદી શકાય એવી સંસ્થાઓ બની નથી પણ જ્યાં ઢોરને એકઠાં કરી ગમે તેમ રાખવામાં આવે એવી સંસ્થાઓ બની છે. એથી પરિણામ એવું આવ્યું છે કે ઉમદા પ્રકારનાં જાનવરો આપી શકે અને તેમના નમૂના બતાવી શકે તેમ જ સસ્તામાં સસ્તે દરે જ્યાં ચોખ્ખું દૂધ મળી શકે એવો દુનિયાનો પહેલા નંબરનો મુલક બનવાને બદલે હિંદ એ બાબતમાં છેક છેલ્લે નંબરે છે. આપણા લોકો અને ગોશાળાના વ્યવસ્થાપકો ગાયનાં છાણમૂતરનો બરાબર ઉપયોગ કેમ કરવો અથવા મરેલાં ઢોરને બરાબર કેવી રીતે કામમાં લેવાં તે વિષે પણ કશું જાણતા નથી અને તેથી અજ્ઞાનને કારણે આપણને વરસોવરસ કરોડો રૂપિયાનું નુકસાન થયા કરે છે. કેટલાક લોકો એવી દલીલ કરે છે કે આપણી પશુસંપત્તિ આપણી જમીન પર બોજારૂપ છે અને નાશ કરવાને જ પાત્ર છે. મારો અભિપ્રાય એવો નથી પરંતુ આ વિષયને લગતું અજ્ઞાન થોડો વખત ચાલુ રહેશે તો આપણાં ઢોર આપણી જમીન પર બોજારૂપ બની રહેશે.

હજરત ઉમર ઇસ્લામના બીજા ખલીફા હતા. ખલીફા એટલે વડા ધર્મગુરુ અને ઇસ્લામી મહતનતના શહેનશાહ પણ ખરા.

બેશક, ખલીફાનું પદ એ ઇસ્લામનું શ્રેષ્ઠ પદ કહી શકાય. ખલીફાનો દરજ્જો ઊંચામાં ઊંચો. હજરત ઉમરે એ ઊંચો દરજ્જો, સેવા, ન્યાય, સમાનતા, વીરતા અને સાદાઈ જેવા અનેક ગુણો વતી દીપાવ્યો.

હજરત ઉમર આટલા ઊંચે દરજ્જે હોવા છતાં, તેમની સાદાઈ અદ્‌ભૂત હતી. બાપુએ ઇસ્લામના પયગમ્બરોની સાદાઈની પ્રશંસા ઘણી વાર કરી છે. તેમાં હજરત ઉમરની સાદાઈ તો ખરેખર બેનમૂન હતી

એમની રહેણીકરણી સાવ સાદી હતી પોશાક પણ સાવ સાધારણ હતો એટલુ જ નહીં, ખોરાક પણ સામાન્ય ગરીબ પ્રજાજન જેવો હતો. અને શ્રમ પણ તે એક મજૂરથીયે વિશેષ કરતા. એમના શાસનકાળના ઈસ્લામી સંસ્કૃતિની સુવાસ પ્રસરી તે એમના એવા અનેક ગુણોને કારણે જ.

એમની અદ્‌ભુત સાદાઈના એક બે પ્રસગ અહીં નોંધીએ.

જેરૂસલમના ખ્રિસ્તીઓ સાથેની લડતમા મુસ્લિમોની જીત થઈ. ખ્રિસ્તીઓએ સુલેહની દરખાસ્ત મૂકી. અને હજરત ઉમર તે માટે જેરૂસલમ ખાસ પધારે એવી ઇચ્છા વ્યક્ત કરી. હજરત ઉમરે તો તે સહર્ષ સ્વીકારી. અને તે સાથમા માત્ર નામના સિપાહી સાથે કશા શાહી ઠાઠમાઠ વિના સાવ સાદા પોશાકમાં એક ઘોડા લઈને જવા નીકળ્યા. રસ્તામાં, જાબિયામાં એમના સરદારો એમને મળવા આવ્યા. સરદારોએ ભભકાદાર કીમતી પોશાક પહેરેલો. હજરત ઉમરને એ જોઈને ઘણું દુ:ખ થયું, રોષ પણ આવ્યો. ઘોડા પરથી તે તરત ઊતરી પડ્યા અને સરદારોને શાહી ઠાઠમાઠ માટે સખત ઠપકો આપ્યો. પછી જેરૂસલમ પહોંચ્યા.

શહેર બહાર મુસ્લિમ સૈન્યના સેનાપતિએ એમનું સ્વાગત કર્યું. પણ હજરત ઉમરની સાદાઈ જોઈને એને જરા ક્ષોભ થયો. ઈસ્લામના ખલીફાને તેમની શાન પ્રમાણે શાહી દબદબો તો જોઈએ! હજરત ઉમર સાવ સાદા પોશાકમાં એક શણગાર વિનાના ઘોડા પર પધારે તો તેની ખ્રિસ્તીઓ પર શી છાપ પડે? તરત તેણે એક જાતવંત શણગારેલો ઘોડો અને કીમતી પોશાક હજરત ઉમર માટે મંગાવ્યા. તે જોઈને હજરત ઉમરે કહ્યું: 'મારે માટે આ બધું મગાવ્યું તે ખોટું કર્યું. ખુદાએ આપણને ઇજ્જત આપી છે—એ ઇસ્લામની ઇજ્જત છે. અને તે જ આપણે માટે બસ છે.' અને હતો તે જ પોશાકમાં અને હતો તે જ ઘોડા પર હજરત ઉમરે જેરૂસલમમાં પ્રવેશ કર્યો!

હજરત ઉમર એક વાર ફરવા નીકળ્યા. ત્યા તેમને કોઈ કે કહ્યું: 'તમને ખબર છે કે મિસરનો હાકેમ બારીક કપડાં પહેરે છે ને દરવાજે પહેરો રાખે છે? શું હાકેમો માટે જુદા કાયદા કરીને તમે ખુદાના કેરથી બચશો?'

ત્યારે તો હજરત ઉમર ન બોલ્યા પણ તરત તપાસ કરાવી તો વાત સાચી નીકળી! હજરત ઉમરે તેને બોલાવી મંગાવી દરબારમાં તેનો બારીક પોશાક ઉતરાવીને જાડા કામળાનો પહેરવેશ પહેરાવી બકરીઓનું ટોળું તેને સોંપી તે લઈને તે હાકેમને જંગલમા બકરા ચરાવવા મોકલી આપ્યો!

આમ હજરત ઉમર પોતે સાદાઈથી રહેતા અને અન્યને સાદાઈથી રહેવાની ફરજ પાડતા.

હજરત ઉમરની સાદાઈ અને સાદાઈના આગ્રહના આવા તો ઘણા પ્રસગો છે. પણ તે વિશે હવે પછી કોઈક વાર.

# સાડીનું મૂલ્ય

પૂર્ણ સોમસુન્દરમ્

બે હજાર વર્ષ પહેલાંની આ વાત છે.

દક્ષિણના એક શહેરમાં, ત્યાંના એક ગર્ભ-શ્રીમંત વેપારીનો નટખટ લહેરી છોકરો પોતાના મિત્રો સાથે બજારમાં ફરવા નીકળ્યો હતો ફરતા ફરતા તેની નજર બજારમાં સાડી વેચવા બેઠેલા એક વણકર પર પડી. તેનો ચહેરો સૌમ્ય હતો, તેની લાંબી દાઢી તે કોઈ સંત હોય તેવી પ્રતીતિ કરાવતી હતી.

શેઠના છોકરાના એક મિત્રે કહ્યુઃ 'આ કોઈ સાધારણ વણકર નથી, પણ સિદ્ધની કોટિએ પહોંચેલો સંત છે. એનો મહાન ગુણ તો એ છે કે તે હમેશાં સૌની સાથે મીઠી વાત કરે છે. અને કદાપિ નારાજ નથી થતો.'

'અરે એમ તે કેમ બને? કોઈ પણ માણસ, તેની ઈચ્છા વિરુદ્ધ તેના અહિતમાં કંઈ થાય તો તે તેનાથી નારાજ થવાનો જ, એમાં શંકા જ નથી. જુઓ હું હમણાં તેની પાસે જઈને તેને નારાજ કરું છુ કે નહીં!' એટલું કહીને પેલો શ્રીમંત છોકરો પેલા વણકર પાસે ગયો.

'આવ બેટા, તારે શું જોઈએ?' વણકરે આવકાર આપતાં કહ્યું.

'મારે આ સાડી જોઈએ છે. એનુ શું મૂલ્ય છે?'

'બે રૂપિયા.'

છોકરાએ સાડી હાથમાં લીધી અને તેના બે કટકા કરીને વણકરને પૂછ્યું: 'મારે તો અડધી જ સાડી જોઈએ છે, અડધીનું શું મૂલ્ય?'

વણકરે શાંત ભાવે કહ્યું: 'એક રૂપિયો.'

પછી પેલા છોકરાએ અડધી સાડીના પણ બે કટકા કર્યા અને એક કટકો બતાવી પૂછ્યું: 'આનુ શું મૂલ્ય?'

'આઠ આના.' વણકરે પૂર્વવત્ શાંતિથી કહ્યું.

છોકરાને તો વણકરને ગુસ્સે કરવો હતો એટલે આડીટેઢી વાત કરીને ચીડવવા માગતો હતો. તે કટકાના પણ નાના કટકા કરીકરીને વણકરને મૂલ્ય પૂછવા લાગ્યો. વણકર પૂર્વવત્ શાંત ભાવે યોગ્ય મૂલ્ય કહેતો ગયો. એમ કરતા કરતા આખરે આખી સાડીના કટકે કટકા થઈ ગયા ત્યારે છોકરાએ વણકરને પૂછ્યુ: 'હવે આ કટકા મને શા ખપ આવશે? હવે હું એને નહી ખરીદું.'

'બેટા, તું સાચું કહે છે. હવે આ સાડીના ઝીણા ઝીણા કટકા કામમાં આવે તેવા નથી રહ્યા.' વણકરે માત્ર આટલું જ કહ્યું. છોકરાના ગેરવર્તનથી તેને જરા પણ ગુસ્સો ચઢયો નહીં. તેથી પેલો શ્રીમંત છોકરો શરમાયો. વણકર પોતાના ગેરકૃત્ય માટે ઠપકો આપે તો સારું એવું છોકરાને લાગ્યું પણ વણકરે કશુ ન કહ્યું તેથી છોકરો ખૂબ જ શરમાયો. પોતાનો ક્ષોભ ઓછો કરવા તેણે વણકરને કહ્યું: 'ખેર, જે થયું તે થયું. હું તમને આખી સાડીની પૂરી કિંમત ચૂકવી આપું છું. લો આ બે રૂપિયા.'

પણ વણકરે ન લીધા—'આ નાના નાના ટુકડાઓ હું કોઈ ને કોઈ રીતે સાંધીને કામમાં લઈ લઈશ. તું એને લઈને શું કરશે? જ્યારે એ તારે કામના નથી તો પછી હુ એનું મૂલ્ય કેવી રીતે લઈ શકું?' વણકરે કહ્યુ.

'મારી પાસે પૈસાનો ટોટો નથી. બે રૂપિયા જેવી નાની રકમની મારે શી વિસાત? તમે ગરીબ છો, તમારે તો બે રૂપિયા પણ કીમતી ગણાય. વળી મેં તમારી સાડી બગાડી છે, એટલે ખોટ પણ મારે જ ભોગવવી જોઈએ ને?'

છોકરાનું કહેવું સાંભળી વણકરે કરુણ સ્વરે કહ્યું. 'એની ખોટ બેટા, શું તું પૂરી કરશે? શું તું એમ માને છે કે રૂપિયાથી એ ખોટ પુરાશે?'

'ખેડૂતની મહેનતથી કપાસ પેદા થયો એના રૂમાંથી મારી પત્નીએ સૂતર કાંત્યુ. મેં એ સૂતરને રંગ્યું પછી મેં સાળ પર તેની

સાડી વણી. એ સાડી કોઈ પહેરે ત્યારે જ સૌની મહેનત લેખે લાગેલી ગણાય. તેં એના કટકેકટકા કરી નાખ્યા એટલે સૌની મહેનત નકામી ગઈ. એની ખોટ ચાંદીના સિક્કાથી કેવી રીતે પૂરાય? તું જ વિચાર. હું તારી પાસેથી રૂપિયા કેવી રીતે લઉં?

વણકરના સ્વરમાં કરુણતા અવશ્ય આવી હતી પણ તેમાં તલભાર રોષ કે ગુસ્સો ન હતો. એક પિતા પોતાના પુત્રને સમજાવે એ રીતે એણે છોકરાને કહ્યું.

વણકરની વાતથી છોકરાની આંખમા આસુ આવી ગયાં તે વણકરના પગે પડ્યો અને ક્ષમા માગી. વણકરે સ્નેહથી તેને વહાલ કરી મૃદુતાથી કહ્યું: 'જો બેટા, હું બે રૂપિયાની લાલચમાં પડ્યો હોત તો સાડીની જે હાલત થઈ છે તેવી જ હાલત તારી પણ થાત એ કંઈ કામની નથી રહી તેમ તુ ય કોઈ કામનો ન રહેત. હવે તને તારી ભૂલ સમજાઈ છે, એટલે આવી ભૂલ ફરીને તુ નહીં કરે. એક સાડી બગડી તો બીજી બની શકે, પણ જીવન બગડે તો બીજુ જીવન કયાંથી લાવશે?'

આ વણકર તે બે હજાર વર્ષ પૂર્વે દક્ષિણમા થઈ ગયેલા મહાન સંત તિરુવલ્લુવર અને પેલો છોકરો તે એલેલશિંગનનો પુત્ર તે અને તેનો ધનવાન પિતા, ઉપલા પ્રસંગ પછી સંત તિરુવલ્લુવરના અગ્ર શિષ્ય થયા

સત કબીરની પેઠે સંત તિરુવલ્લુવર પણ વણકર હતા અને કબીરની જેમ કવિ પણ હતા. તમણે તામિલમા લખેલો કાવ્ય-ગ્રંથ 'તિરુકુરલ' આજે પણ સુપ્રસિદ્ધ છે. દેશની અનેક ભાષાઓમા તેના અનુવાદો થયા છે.

[મૂળ પરથી ટૂંકાવીને]

★

એક વાર હજરત મહંમદ ઘર છોડીને અલગ રહેવા લાગ્યા લોકોએ ધાર્યું કે હજરત મહંમદે પોતાની બીબીઓને તલાક આપી છે આ બીનાથી સૌને ઘણું દુ:ખ થયુ પણ આ વાત સીધા હજરત મહમદ સાહેબને પૂછીને સાચું શું છે, એ જાણવાની કોઈની હિંમત ચાલતી ન હતી પણ હજરત ઉમરથી રહેવાયું નહીં. હજરત મહંમદને મળવા માટે એમણે અનેકવાર પ્રયાસો કર્યા પણ સફળતા મળી નહીં કેમ કે ઘરમાં જવાની રજા જ મળતી નહી

વાત એમ હતી કે હજરત ઉમરની છોકરી હફસહની શાદી હજરત મહમદ સાથે થઈ હતી હજરત ઉમરને લાગ્યુ કે હુ હફસહ તરફથી ફરિયાદ કરવા આવ્યો હોઈશ એમ ધારીને હજરત મહમદ મને મળતા નથી. આખરે એક દિવસ જ્યારે એ હ૦ મહંમદને મળવા ગયા અને અંદર જવાની પરવાનગી ન મળી એટલે બહાર રહી પોકારીને કહ્યું: 'શાયદ અલ્લાહના રસૂલને એવો શક છે કે હુ હફસહની સિફારસ કરવા આવ્યો છું. ખુદાના કસમ ખાઈને કહુ છુ કે એવી કોઈ વાત નથી અગર મહંમદ સાહેબ મને હુકમ કરે તો હુ હફસહનો શિરચ્છેદ કરી નાખુ.' -

મહંમદ સાહેબે એ સાંભળીને એમને તરત અંદર બોલાવી લીધા. હ૦ ઉમરે પૂછ્યું: 'શું આપે બીબીઓને તલાક આપી છે?'

'ના.'

મુસ્લિમો મસ્જિદમા બેઠા છે અને ફિકર કરે છે. તમે રજા આપો તો આ હકીકત હું તેમને કહું.' હ૦ ઉમરે કહ્યું.

હ૦ મહમદે હા પાડી. અને મુસ્લિમોએ સાચી હકીકત જાણી ત્યારે તેમને ઘણો આનંદ થયો.

ઉપલી ઘટના પરથી હ૦ ઉમરની નીડરતાનો સરસ પરિચય મળે છે.

# ગાંધી–સ્મારક : એક સૂચન

•

બાપુના અણધાર્યા શોકજનક અવસાનથી આ દેશની જનતાએ અપૂર્વ આઘાત અનુભવ્યો. કેમ કે, લગભગ છેલ્લી અર્ધી સદીના આ દેશના ઘડતરમાં બાપુનો ફાળો સદીઓ સુધી ન વિસરાય એવો જ્વલંત હતો. રાષ્ટ્રજીવનના એકેએક ક્ષેત્રમાં બાપુનું અર્પણ બહુમૂલ્ય હતું. રાજકીય આઝાદી ઉપરાંત જે નવી જીવનદૃષ્ટિ બાપુએ ભારતને આપી, જેણે દેશના સામાજિક જીવનમાં પણ ક્રાન્તિકારી પરિણામો આણ્યાં, બાપુના એ ઉપકારો વિસરાય તેમ હતા જ નહી. ઉપરાંત આ દેશના કરોડો માનવીઓ પર તેમનો અપૂર્વ કાબૂ હતો. દેશના કરોડો માનવીઓને બાપુ પ્રત્યે અસીમ હાર્દિક ભક્તિભાવ હતા.

બાપુનું અવસાન હકીકતમાં તો ઈસુની કોટિનું ભવ્ય બલિદાન હતું. એટલે આ દેશની જ નહીં, પણ દેશાંતરની જનતાએ પણ તેનાથી ખૂબ જ આઘાત અનુભવ્યો.

એવા બાપુનું યોગ્ય સ્મારક થાય એ માટે ગાંધી સ્મારક નિધિ સમિતિ નિમાઈ અને આ દેશની જનતાએ હોંશે હોંશે એ નિધિમાં અભૂતપૂર્વ ફાળો આપ્યો. ગાંધીજી જીવતા હતા ત્યારે પણ જનતાએ એમની અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ અને આશ્રમો ચલાવવા માટે મારું નાણું આપ્યું હતું તો સ્મારક નિધિમાં તો કેમ પાછળ રહે?

આજે એમાંનું નાણું બાપુને પ્રિય એવી રચનાત્મક પ્રવૃત્તિને વરેલી સંસ્થાઓ અને સેવકોને નભાવવા ખર્ચાય છે તો બાવલાં ઇત્યાદિ—કદાચ બાપુને અપ્રિય એવી પ્રવૃત્તિ પાછળ—પાછળ પણ ખર્ચાય છે.

આ સિવાય પ્રાંતિક સરકારો, મધ્યસ્થ સરકાર, દેશની અનેક સુધરાઈ જેવી સંસ્થાઓ પણ બાવલાં ઇત્યાદિ સ્મારકો પાછળ પુષ્કળ નાણું ખર્ચે છે.



પણ આ બધાંથી બાપુનો જીવન સંદેશ આ દેશમાં વિશેષ ફેલાયો છે એમ કહી શકાય ખરું કે? અને જ્યાં સુધી એમનો જીવન-સંદેશ વિશેષ વ્યાપક રીતે ફેલાય નહીં અને તેનો થોડોઘણો અમલ થાય નહીં ત્યાં સુધી બાપુનું સાચું સ્મારક થયું ગણાય નહી.

બાપુના સાચા સ્મારક જેવા કેટલાક આશ્રમો, ખાદી–ગ્રામોદ્યોગ, નઈ તાલીમ જેવી બાપુએ આદરેલી પ્રવૃત્તિઓ તો દેશમાં ચાલે જ છે, પણ એ તો બાપુની હયાતીમાં પણ ચાલતી જ હતી, તેને રાષ્ટ્રને સ્વતંત્રતા મળ્યા પછી અને કોંગ્રેસ સત્તા પર આવ્યા પછી વધારે વેગ મળે, મદદ મળે, અને તે વધારે વ્યાપક બને એ સહજ જ હતું. પણ એ બધું બાપુના સ્મારક નિમિત્તે થાય છે એમ કહી શકાય નહીં.

શ્રી અરવિંદના અવસાન પછી અરવિંદ આશ્રમમાં તેમના સ્મારક રૂપે શ્રી અરવિંદ યુનિવર્સિટીની સ્થાપના કરવાનું નક્કી થયું. સ્મારકની દિશામાં આ ઘણું આવકારદાયી પગલું ગણાય, શ્રી અરવિંદનો જીવન-સંદેશ એ યુનિવર્સિટીમાં શિક્ષણ લેનાર જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ સમર્થ રીતે ઝીલશે અને પ્રચારશે.

છેલ્લી સદીના ભારતના સૌથી મહાન યુગપુરુષના જીવન સંદેશને વ્યાપક રીતે પ્રચારવા,

એમણે જે જીવનપદ્ધતિ બાંધી હતી અને આચરણમા મૂકવા માટે સમર્થ પ્રયાસો કર્યા હતા, તેના શિક્ષણ માટે શુ આવી કોઈ યુનિવર્સિટી ન સ્થપી શકાય? એ માટે, એ કાર્ય કરવાની નિષ્ઠ સિવાય કશી જ પ્રતિ કુળતા અત્યારે લાગતી નથી બાપુએ બોધેલી ઉદ્યોગી સ્વાવલબી તાલીમને ધોરણે આ યુનિવર્સિટીના શિક્ષણની યોજના કરી શકાય

બાપુનુ સાચુ સ્મારક તે ગાધી વિચારનો વ્યાપકપણે ફેલાવો કરવો તે છે સદ્‌ભાગ્યે બાપુજી પોતાની પાછળ વિપુલ ગાધી સાહિત્ય મૂકી ગયા છે જ્યારથી બાપુ લોકહિતનો સાર્વજનિક પ્રવૃત્તિમા પડ્યા ત્યારથી એમણે પોતાની વિચારસરણીની સમજ અને પ્રજાના અનેકવિધ પ્રશ્નો પરત્વે પોતાનુ દૃષ્ટિબિંદુ કયા પ્રકારનુ છે એ દર્શાવવા યગ ઇન્ડીઆ નવજીવન અને હરિજન પત્રો શરૂ કરેલા આ પત્રો દ્વારા બાપુએ વિપુલ, સમૃદ્ધ સાહિત્ય આપણને આપ્યુ છે આજે પણ એ સહિત્યનો ઉપયોગ છે જ

એ સાહિત્ય આ દેશના ખૂણેખૂણે અદ નામા અદના માણસ પાસે સહેલાઈથી પહોચે અને લોકો ગાધી વિચાર જીવે એવી કાઈ પ્રવૃત્તિ બાપુના અવસાનને સાત સાત વર્ષ થયા પછી પણ થઈ છે ખરી?

સ્મારક નિધિ પાસે અઢળક નાણુ પડ્યુ છે, તેનાથી દર વર્ષે મોટી રકમ જુદી જુદી બાબતોમા ખર્ચાય છે, પણ આ પાયાની દિશામા કશુ જ થતુ નથી એ અત્યત શોચનીય છે

ગાધી સાહિત્ય એટલે માત્ર ગાધીજીએ સર્જેલુ સાહિત્ય નહી, પણ ગાધીજીએ લખેલુ એમણે કહેલુ, પ્રચારેલુ, એમના સહકાર્યકરોએ ગાધી વિચારને સ્ફૂટ કરવા, એમની જીવન દૃષ્ટિને સ્પષ્ટ કરતુ લખેલુ બધુ સાહિત્ય, દેશ પરદેશના ગણનાપાત્ર લેખકોએ ગાધીજી અને એમની પ્રવૃત્તિ વિશે લખેલુ સાહિત્ય આ બધુ આ દેશની એકેએક મુખ્ય પ્રાતભાષાઓમા, અને રાષ્ટ્રભાષા ને આતર રાષ્ટ્રીય ભાષા અગ્રેજીમા પણ ખરુ જ— ઓછામા ઓછી કિમતે વિપુલ સખ્યામા પ્રગટ કરવુ જોઈએ અને સૌને ઉપલબ્ધ હોવુ જોઈએ

અને ગાધીજીની આત્મકથા તો બાયબલની સસ્તી આવૃત્તિ પેઠે અનેક ભાષાઓમા બહાર પડવી જોઈએ

સુરતના એક ગ્રથાલયે પૂ કેદારનાથજીના હસ્તે ગાધી સાહિત્યનો અલગ વિભાગ જ ખુલ્લો મૂકી સરસ ચીલો પાડ્યો છે

આ દેશના બધા ગ્રથાલયોમા એવુ અનુ કરણ થવુ જોઈએ સુધરાઈ અને સરકારની ગ્રાટ મદદથી ચાલતા દરેક ગ્રથાલયમા ગાધી સાહિત્ય રાખવુ ફરજિયાત હોવુ જોઈએ

આ બધા ગ્રથાલયો પોતાની સ્થાનિક ભાષામા એવુ સાહિત્ય રાખે તો જ એનો વિશેષ લાભ લેવાય ગ્રથાલયોની આ જરૂરિયાત તો આગળ કહ્યુ તેમ, દેશની બધી મુખ્ય ભાષાઓમા સસ્તી કિંમતે ગાધી સાહિત્ય પ્રગટ કરીને જ પૂરી પાડી શકાય પણ એ પ્રગટ થાય ત્યા સુધી ગ્રથાલયોએ થોભી જવાની જરૂર નથી જે કઈ ઉપલબ્ધ સાહિત્ય છે તેનાથી ગાધી સાહિત્યના વિભાગની શરૂઆત થઈ જવી જોઈએ

શાળા કૉલેજોના ગ્રથાલયોમા પણ એમ જ થવુ જોઈએ રચનાત્મક કાર્યને વરેલી સસ્થાઓમા સપૂર્ણ ગાધી સાહિત્ય હોવુ જ જોઈએ, અને કોગ્રેસની દેશભરની સ્થાનિક શાખાઓમા પણ હોવુ જોઈએ

સારુ કાર્ય ક્યારેય મોડુ પડતુ નથી આજે પણ આગળ જણાવ્યુ તેમ, ગાધી યુનિવર્સિટી અને ગાધી સાહિત્યની દિશામા પ્રયાસો થાય એ જરૂરી છે આ અગેની જવાબદારી સરકારની તો છે જ પણ ગાધી સ્મારક નિધિ સમિતિની ફરજ નિર્વિવાદ પણે સૌથી વધારે છે

# ભૂદાન, માત્ર ગરીબીની વહેંચણી ?

રતિલાલ-અનિલ

★

કોઈ સારા કાર્યની પણ ટીકા થાય એ અનુભવ નવો નથી. વળી એવી ટીકા દૂરના ને પારકા માણસો દ્વારા નહીં પણ નજીકના ને પોતાના માણસો દ્વારા થાય એવું વિશેષ બન્યું છે.

ગુરુદેવના એક ગીતની પંક્તિઓ છે :

સાંભળી તારા મુખની વાણી,
વીંટળાશે વન-વનનાં પ્રાણી,
તોય પોતાના ઘરમાં તારે,
પ્હાણનાં હૈયાં ગળશે ના
તેથી કંઈ ચિંતા કર્યે ચાલશે ના.

ભૂદાન-પ્રવૃત્તિએ હવે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે એ વિશે શંકા નથી. દેશ તેમ જ ક્યારેક પરદેશમાં ય એની ચર્ચા થાય છે. વિદેશના જિજ્ઞાસુઓ પણ એ અંગે જાણવા વિનોબાજી પાસે આવતા જણાય છે.

ભૂદાન પ્રવૃત્તિની પ્રશંસા તો ઘણી થાય છે, સમર્થન પણ ઘણું થાય છે તે સાથે કોઈ કોઈ ઠેકાણે એની ટીકા પણ થવા લાગી છે. તેમાં મુખ્ય ટીકા એવી છે કે, ભૂદાન પ્રવૃત્તિ દ્વારા દેશમાં કોઈ નવી સંપત્તિ પેદા થતી નથી, પણ જે કંઈ જમીનરૂપી સંપત્તિ છે તેની તે વહેંચણી માત્ર છે. જે જમીન છે તે પણ સરેરાશ ગણત્રી કરતાં પૂરતી નથી, તો પછી તેના અનેક ભાગ પાડવાથી એ જમીન વિશેષ ટુકડા ટુકડામાં વહેંચાઈ જશે. જમીનની વહેંચણી એ વાસ્તવમાં ગરીબીની વહેંચણી છે—વિગેરે.

એ ખરું છે કે દેશમાં ખેતીલાયક જે જમીન છે તે, તે પર નભનારાં જેટલા માણસો છે તેના પ્રમાણમાં ઓછી છે. પણ આ પ્રશ્નનો ઉકેલ તો ખેડૂતોને ગ્રામોદ્યોગો પૂરા પાડીને કરી શકાય. પણ જે માણસ જમીન ખેડવા માગે છે પણ તેની પાસે જમીન નથી. માત્ર



એટલા જ કારણથી તે બેકાર રહે એ તો અસહ્ય છે. અને જે ખેડતો નથી છતાં જે સારી જમીનનો માલિક છે ને મજૂરો પાસે મોસમ-પૂરતું કામ કરાવી લે છે એ પણ ન્યાયી નથી.

જુદી જુદી સરકારો આ દિશામાં કાયદાઓ કરે છે ખરી, પણ સાચું પરિવર્તન કાયદાથી કદી થયું નથી, કાયદા અમુક હદ સુધી એ દિશામાં મદદ કરે છે ખરા, પણ તે પછીનું કાર્ય તો કરવાનું બાકી જ રહે છે.

ભૂદાનની ઉપયોગીતા વિશે શ્રી વિનોબાજીએ પોતાનાં અસંખ્ય પ્રવચનોમાં વારંવાર અનેક દૃષ્ટિબિંદુઓ દ્વારા સમર્થ રીતે કહ્યું છે, તેમાં કશું ઉમેરવા જેવું નથી. પણ બે ચાર વસ્તુ કહેવા જેવી છે.

આઝાદી-પ્રાપ્તિ પછી, હવે આપણે ખાસ કંઈ કરવાનું નથી કંઈક એવી ભાવના પ્રસરી હોય એમ લાગે છે. પરિણામે લોકહિતની રાજકીય, સામાજિક ને આર્થિક પ્રવૃત્તિઓ શિથિલ થઈ ગઈ. હવે સરકાર આપણી જ છે માટે લોકકલ્યાણ માટે કરવા જોઈતી બધી વ્યવસ્થા તે કરશે, તે કરવાની જવાબદારી તેની જ છે એવું વલણ જણાયું.

ભૂદાન પ્રવૃત્તિએ એ શિથિલતાને પડકાર

કર્યો. ભૂદાન પ્રવૃત્તિ આઝાદી મળ્યાં પછીની સૌથી વ્યાપક અને મહત્ત્વની લોકકલ્યાણની પ્રવૃત્તિ છે. એનાથી જમીન વિહોણા આ ક કંગાળ મજૂરોને લાગ્યું કે અમારું હિત વિચારનાર પણ કોઈ છે ખરું! આથી એવા હજારોનાં જીવનમાં નવું ચેતન આવ્યું.

ભૂદાન પ્રવૃત્તિથી અનેક કાર્યકરો દેશને મળ્યા. રાષ્ટ્રના શિથિલ વાતાવરણમાં થોડું ઘણુ પણ ચેતન આવ્યું.

સૌથી મોટું કાય તો એ થયુ કે જે લાખો એકર જમીન ભૂદાનમાં મળી તેની કાયમી માલિકી કોઈ એક વ્યક્તિની ન રહી, એટલે તે વેચી ન શકાય, ગિરવી પણ ન મૂકી શકાય. આથી જમીન પર ધીરાણ કરી ધીરે ધીરે જમીન પોતાની કરી લેતો શાહુકારોનો એક વર્ગ—એટલી જમીન પૂરતો કાયમને માટે નાબૂદ થયો. ગાધીજીએ ટ્રસ્ટી પણાનો જે આદર્શ પ્રજા સમક્ષ મુકયો હતો તે આદર્શ ભૂદાન પ્રવૃત્તિમાં સુંદર રીતે જળવાય છે.

બીજું, ગાંધીજી હૃદયપલટામાં માનતા હતા અને તેમણે કાયમ એ માર્ગે જ પોતાને જોઈતું ઘણું ખરું પ્રાપ્ત કરેલું. ભૂદાન પ્રવૃત્તિ એ પણ એક હૃદયપલટાની પ્રવૃત્તિ છે, કોઈ પણ પ્રકારના દબાણ વિના પુષ્કળ જમીન આપવાના અનેક પાવન પ્રસગો નોંધાયા છે.

અને પરિવ્રાજક વિનોબા પગપાળા ગામે ગામ ફરે છે અને એક નવું ચેતન પ્રસારતા જાય છે એની વ્યાપક ને સ્થાયી અસરને કેમ ભૂલીએ? આજના શિથિલ વાતાવરણમાં તે કેટલો પ્ર ગ્ર પૂરે છે?

અને ભૂદાન નિમિત્તે વિનોબાની આર્ષવાણી અસ્ખલિત ધારાએ વહી રહી છે એ ઓછા આનંદની વાત છે?

ગાંધીજીની આર્ષવાણી બંધ પડી તેની ખોટ વિનોબાનાં પ્રવચનોએ પૂરી છે એમ કોણ નહીં કહે?

ભૂદાન પ્રવૃત્તિ નિમિત્તે વિનોબાનાં અસંખ્ય પ્રેરક પ્રવચનો, એ આઝાદી પછી હિન્દમાં સર્જાયેલું ઉત્તમોત્તમ સાહિત્ય છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

અને છેવટે, ભૂદાન એ માત્ર ગરીબીની જ વહેંચણી હોય તો યે તેમાં માણસાઈનો કેવો પ્રેરક સંદેશ રહેલો છે!

એક માણસ બીજા માણસ કરતાં વિશેષ સુખી હોય છે ત્યારે જ બીજો માણસ પોતાને દુ:ખી માનવા લાગે છે—પણ જ્યારે બંને સરખા જ દુ:ખી કે સુખી હોય છે ત્યારે તેને દુ:ખ-સુખ સાલતાં નથી.

અસમાનતા એ ઈર્ષ્યા અને અસંતોષનું મૂળ છે

સંપત્તિ તો નથી, ત્યારે લાવને, ગરીબીને સરખે સરખી વહેંચીને તને માણીએ, આ વિચારમાં જ કેટલું કાવ્ય રહેલું છે? પણ તે જડ વ્યવહારવાદીઓ કે શુષ્ક તાર્કિકોને નહીં સમજાય.

*

જેને ફળ બેસતું નથી તે ઝાડ આખરે સુકાઈ જાય છે. તેમ મારું શરીર પણ મારી સેવાનું મારું ધારેલું ફળ નહીં આવે તો નકામું બની જશે. આ વાત જેમ સાચી છે તેવી જ બીજી એક વાત પણ સાચી છે કે માણસે ફળને વિશે આસક્તિ રાખ્યા વિના કર્મ કરવાનું છે. અનાસક્તિ આસક્તિના કરતાં વધારે ફળ આપનારી છે. પરંતુ મારું શરીર મારી સેવાનું ધારેલું ફળ ન મળતા નકામું પડી જશે એમ કહીને હું કેવળ હકીકતમાં શું બને તેનો ખ્યાલ આપવા માગું છું. જે શરીર ઉપયોગી નથી રહેતું તે નાશ પામે છે ને તેની જગ્યાએ બીજું આવે છે. એક આત્મા અવિનાશી છે અને તે જ સેવાનાં કર્મો દ્વારા પોતાના મોક્ષને અર્થે નવાં નવાં રૂપો ધારણ કરતો રહે છે.

—ગાંધીજી

સન્ ૧૯૪૦માં, એક પત્રમાં ૨૪૦ મહાદેવભાઈએ મને લખેલું કે લોર્ડ લિનાલથગોના અંગત મંત્રીનો એક પત્ર આવ્યો છે. મંત્રી જણાવે છે કે, જર્મન રેડિયો પરથી 'અંગ્રેજ જાસુસો ગાંધીજીના ખૂનનું કાવત્રું યોજે છે.' એવી ખબર વહેતી થઈ છે. અંગ્રેજોની વિરૂદ્ધ પ્રચાર કરવા ખુદ જર્મન જાસુસો એવું ષડ્યંત્ર ગોઠવતા હોય એવું અમને લાગે છે. માટે તમે સાવચેત રહેશો. અમે ગાંધીજીના રક્ષણ માટે પોલીસનો બંદોબસ્ત કરીએ એ એમને ગમશે? એવી વ્યવસ્થા કરતા વાયસરોયને ઘણો-આનંદ થશે.'

મહાદેવભાઈએ જવાબમાં લખ્યું કે,' એવી કોઈ વ્યવસ્થા થાય એમ ગાંધીજી ઇચ્છતા નથી. કેમ કે એ વીસ વર્ષથી ખૂનના ભયનો સામનો કરતા આવ્યા છે. અનુભવે એમને શીખવ્યું છે કે ઈશની ઈચ્છા વિના એક પાંદડું ય હાલતું નથી. કોઈ પણ ખૂની કોઈનીય આવરદામાં વધઘટ કરી શકતો નથી. કોઈ મિત્ર પણ એમની રક્ષા નહીં કરી શકે.'

મહાદેવભાઈએ લખેલું કે શબ્દો બાપુના છે.

ખરેખર, થવા કાળ બીનાએ આઠ વર્ષ પહેલાં પોતાની કાળી છાયા પાડી હતી. પણ બાપુનો હત્યારો કોઈ જર્મન કે અંગ્રેજ નહીં પણ એક હિન્દી અને કટ્ટર હિન્દુ હતો!

દિલ્હીમાં બિરલાભવનના કમ્પાઉન્ડમાં પ્રથમ બોમ્બથી બાપુની હત્યા કરવાનો નિષ્ફળ પ્રયાસ થયો તે પછી હિન્દી સરકારે એમના રક્ષણ માટે કડક વ્યવસ્થા કરી મારા મકાનના ખૂણેખૂણે સંત્રીઓ, તેમજ સાદી અને હથિયારબંધ પોલીસ ગોઠવાઈ ગઈ હતી. આ વધારે પડતી સાવધાની મને દુઃખદાયક લાગતી હતી.

સન્ ૧૯૧૬માં ત્યારના વાયસરોય લોર્ડ હાર્ડિંજ કાશી હિન્દુ વિશ્વવિદ્યાલયનો પાયો નાખવા બનારસ ગયા હતા. તે પહેલાં નવી રાજધાનીમાં એમનું સરઘસ પ્રવેશ કરતું હતું ત્યારે એમના પર બોમ્બ ફેંકાયો હતો. એટલે જ્યારે એ બનારસ આવ્યા ત્યારે એમના રક્ષણ માટે કડક વ્યવસ્થા કરવામાં આવી હતી. રાઈફલ-રિવોલ્વર અને દંડાધારી પોલીસ આસપાસનાં તળાવો સુધી ઠેરઠેર મૂકી દીધી હતી. ગાંધીજીને આ તમાશો બેહૂદો લાગ્યો તેથી એમણે જાહેરમાં 'વાયસરોયનું આવું જીવન મૃત્યુથી ય બદતર છે' એવી ટીકા કરી.

એકવાર એમના આ શબ્દો યાદ આપી મેં ગાંધીજીને કહ્યું: 'આપણી પ્રાર્થનાસભા સુદ્ધાં સંગીનોની છાયામાં થાય એ આપણને શોભે ખરું? મને તમારી જિંદગીની ભારે ચિંતા છે, પણ એથી વિશેષ ચિંતા તમારી કીર્તિની છે તમે ખુદ આ બધાને ધિક્કારો છો તો પછી કેમ સહન કરી લો છો?'

'આ બાબત માટે તમે વલ્લભભાઈને પૂછો, કેમ કે બધી વ્યવસ્થા એમણે જ કરી છે. મને આ બધું ગમતું નથી પણ હું આ બધું મારા રક્ષણ માટે નહીં પણ સરકારના નામને ખાતર સહન કરી રહ્યો છું.' ગાંધીજીએ કહ્યું.

મેં સરદાર વલ્લભભાઈને કહ્યું તો એમણે ટૂંકો જવાબ આપ્યો: 'તમને કેમ ચિંતા થાય છે? આ બાબતની જવાબદારી તમારી નથી પણ મારી છે. મારું જો ચાલે તો બિરલાભવનમાં આવનાર એકેએકની જડતી લઉં, પણ બાપુ એમ એવું કરવા નહીં દે.'

પણ વિધાતાની ઈચ્છા કોઈ ફેરવી શક્યું નહીં, મહાદેવભાઈના શબ્દોમાં ને ગાંધીજીની ભાષામાં–એમને એમનો કોઈ મિત્ર બચાવી શક્યો નહીં. હું પોતે કમરપટામાં પિસ્તોલ છુપાવીને પ્રાર્થનાસભામાં જતો અને બાપુજી પાસે જનાર પ્રત્યેક વ્યક્તિ પર ઝીણી નજર રાખતો હતો પણ એ બધો મિથ્યા ગર્વ હતો. 'ઈશની ઈચ્છા વિના ના પાંદ પણ હાલી શકે.'

### નિયમભંગની સજા

બાપુજી સાબરમતી આશ્રમમા હતા ત્યારની આ વાત છે

આશ્રમજીવનના કેટલાક નિયમો હતા— અને તે આશ્રમમા રહેતા હરકોઈને એક સરખા લાગુ પડતા હતા—બધાને જ તેનુ પાલન કરવાનુ હતુ

એક દિવસ આશ્રમની બે બાળાઓ તેમના મિત્રોને મળવા ગઈ ત્યાં તેમણે બજારુ ચીજો ખાધી—'આશ્રમવાસીઓએ બજારુ ચીજો ખાવી નહી ' એ નિયમનો ભગ કર્યો

એ બાળાઓ જ્યારે આશ્રમમા પાછી ફરી ત્યારે બાપુજીએ તેમને પૂછ્યુ 'સાચુ બોલજો તમે બજારુ ચીજો ખાધી હતી કે નહી ?

બાપુના પ્રશ્નથી પ્રથમ બને બાળા ગભરાઈ ગઈ પણ પછી તરત હિમત રાખીને કહ્યુ 'ના બાપુજી અમે કાઈ ખાધુ નથી બાપુજી ખુશ થયા તેમની પીઠ થાબડી શાબાશી આપી

પણ અસત્ય કયા સુધી ઢાકયુ રહે ? એક દિવસ એ વાત જાહેર થઈ ગઈ બાપુજીએ પેલી બને બાળાઓને બોલાવીને પૂછ્યુ તમે તે દિવસે મને જૂઠુ કેમ કહ્યુ ? બાળાએ કઈ જવાબ આપી શકી નહી તેમના માથા શરમથી નીચા નમી ગયા બને બોર બોર આસુ સારવા લાગી

બાપુએ આગળ કહેવા માડયુ આશ્રમના નિયમનો ભગ થાય એ મને ન ગમે વળી તમે જૂઠુ બોલો એ કડવા ઘૂટડા ગળવા જેવુ લાગે એક વખત અસત્ય બોલ્યા પછી તેને ઢાકવા કેટલી વખત અસત્ય બોલવુ પડે છે ? વળી નિયમનો ભગ થતા શિક્ષા થવી જ જોઈએ હુ પોતે એ શિક્ષા સહીશ આજે તમારી શિક્ષા બદલ હુ ઉપવાસ કરીશ. હવે તમે જાવ.'

બાપુજીના શબ્દો સાભળી બાળાઓ સડક થઈ ગઈ તેમની આખમા આસુ આવી ગયા પોતાની ભૂલ માટે બાપુજી ઉપવાસ કરે, અને યાતના વેઠે એ તેમનાથી કેવી રીતે સહન થાય ? રડતા રડતા બનેએ આજીજી કરતા બાપુને કહ્યુ 'બાપુજી, હવે અમે ખોટુ નહી બોલીએ અમે આશ્રમના નિયમો પાળીશુ '

બાપુને એ બાયધરીથી સતોષ થયો

*

### વાણી તેવુ વર્તન

બાપુજી મુબઈ હતા, ત્યારે ત્યાના કેટલાક અગ્રગણ્ય નાગરિકોએ તેમને 'હરિજનો' વિશે પ્રવચન આપવા આમત્રણ આપ્યુ

બાપુ થોડા સમય જ મુબઈ રહેવાના હતા અને કામ પણ ઘણુ હતુ છતા એમણે હરિજનો પ્રત્યેના પ્રેમને કારણે આમત્રણ સ્વીકાર્યુ

નિયત સમયે બાપુ સભામા આવી પહોચ્યા. લોકોએ તેમને તાળીના ગડગડાટથી વધાવી લીધા પછી સર્વત્ર શાતિ ફેલાઈ ગઈ

બાપુ પ્રવચન કરવા ઊભા થયા પ્રવચન શરૂ કરતા પહેલા પૂછ્યુ 'અહી કોઈ હરિજન ભાઈ છે ?' આખી સભામાથી કોઈ બોલ્યુ નહી કોઈ હરિજન હોય તો બોલે ને ?

બાપુ તરત જ સભામડપ પરથી નીચે ઊતરી ગયા અને જવા માડયુ સભાના યોજકોએ બાપુને પ્રવચન કરવા માટે ખૂબ આગ્રહ કર્યો પણ બાપુ રોકાયા નહી તેમણે આગ્રહ કરનારાઓને કહ્યુ 'મને બોલવા કરતા અમલમા મૂકવનુ વધારે ગમે છે જેને માટે મારે બોલવાનુ છે, જેને આપણા જેટલા જ હકો આપણે આપવા માગીએ છીએ તેમને જ તમે સભામા ન બોલાવ્યા ?' અને બાપુ પ્રવચન આપ્યા વિના જ ચાલ્યા ગયા

સૌને પોતાની ભૂલ સમજાઈ, અને પસ્તાવો કરવા લાગ્યા

પ્રભુની લીલા અજબ છે, જે ચીજો આપણે જીવન બક્ષે છે તેની આપણે કદર કરી શકયા નથી કારણ કે તે આપણને મફતમાં મળી છે ને!

આકાશ, હવા, પાણી, સૂર્ય-પ્રકાશ અને પ્રેમ આ બધી ચીજો ઈશ્વરે આપણને મફત બક્ષિસ આપી છે—કારણ કે ઈશ્વર સાથેનો આપણો સંબંધ પ્રેમનો સંબંધ છે. એટલે ઉપરની બધી બક્ષિસો વાસ્તવમાં પ્રેમનું દાન છે, એટલા માટે પ્રેમના દાનની કદર કરવી જોઈએ. પણ કદર કેવી રીતે કરવી? એ પર વારંવાર વિચાર કરવો જોઈએ. ઈશ્વરને અંતરમાં સ્થાપી એનું ફરી ફરી ચિંતન કરવું જોઈશે—જે રીતે માતા પિત્તળનાં વાસણને ફરી ફરી માંજીને ચકચકતાં કરે છે—ઊજળાં કરે છે. આમ કરતાં એક દિવસ આપણે એટલું ઊંડાણ પ્રાપ્ત કરીશું કે ઈશ્વરની કદર કરતા આપણને આવડી જશે.

આપણે પ્રેમની કદર નથી કરતા. આપણે કદર કરી હોત તો જીવનમાં માત્ર પ્રેમ જ પ્રેમ હોત. જ્યાં પ્રેમ મળે છે, પ્રેમ કરાય છે ત્યાં આદરભાવ, શ્રદ્ધાભાવ આ બધું હોવું જોઈએ. જ્યાં એ બધું હોતું નથી ત્યાં પ્રેમનું મોતી માટીમાં મળી જાય છે. એટલા માટે પ્રેમ કરવાનું આપણે ઈશ્વર પાસેથી શીખવું જોઈએ. એણે જ પ્રેમ કરવાનું શીખવ્યું છે. જ્યારે જન્મ થયો તો માતાની ગોદમાં પડ્યા પડ્યા માતાના મોંનાં દર્શન થયાં. દુનિયામાં જન્મ લેનાર ઈશ્વર પાસે કંઈ ચિઠ્ઠી નથી લખાવી લાવતો કે, 'હે નવા આત્મા! તું દુનિયામાં જાય છે, જેની ગોદમાં તારો જન્મ થાય છે તે તારી માતા છે.' પ્રેમના સબંધમાં માત્ર દિલની સાક્ષી જ બસ છે.

પ્રભુ પ્રેમ વરસાવે છે પણ પોતાને પ્રગટ નથી કરતો. એ પરદાનશીન છે—છુપાયેલો છે. મા ઘરનું બધું કામ કરે છે. કોઈ મહેમાન આવે છે તો કામની ધમાલમાં એનું મો પણ તે જોવા પામતી નથી. મહેમાન બહાર ફરવા જાય છે ત્યારે ઘરની સજાવટ કરે છે. અને મહેમાન પણ માને જોઈ શકતો નથી. એટલે જે ખરો પ્રેમ છે તે માત્ર સેવાકાર્યમાં જ વ્યક્ત થાય છે. સેવા કરવી સહેલી તો નથી જ. સેવા કરનારે અહંકારનો સમૂળો નાશ કરવો જોઈએ. જ્યાં સુધી એમ ન થતું ત્યાં સુધી સાચી સેવા થઈ શકતી નથી. સેવા કરવાની પ્રેરણા પણ નથી થતી એટલા માટે તો કહેવાય છે કે પ્રેમ કરતાં શીખ્યો તેણે પ્રથમ પોતાનું મસ્તક ધરી દીધું.

અજબ ઈસરાર હૈ ઉસકા,
મુઝે વહ ખુદ ઇશ્ક શિખાતા હૈ.
જબ મૈં ઇશ્ક કરતા હું,
તો સૂલી પર ચઢતા હું.

પેગંબર હો, સાધક હો, પ્રેમી હો એની સેજ શૂળી પર હોય છે. એક ભક્તમંડળીના ઘરની ભીંત પર એક ચિહ્ન હતું—ક્રોસ અથવા શૂળી પર ગુલાબ મૂકયું હતું—એનું એ જ કારણ હોવું જોઈએ. પ્રથમ જ્યારે મેં એ ચિહ્ન જોયું તો ઘડીભર મને આશ્ચર્ય થયું. વિચાર કર્યો: આ શી લીલા છે! મેં તો શૂળી પર ઊગતું હોય એવું કોઈ ગુલાબ જોયું નથી. પરંતુ જ્યારે ભક્તમંડળીમાં ચુપચાપ બેઠો તો બધું ધ્યાનમાં આવી ગયું. જ્યાં અહંકાર શૂળી પર ચઢે છે ત્યાં જ પ્રેમનું ગુલાબ ઊગે છે. એટલે માનવું જ પડે છે કે જ્યાં અહંકાર હોય છે ત્યાં પ્રેમ નથી હોતો. જ્યાં અહંકાર હોય છે ત્યાં મોહ હોય છે, એ જ તો મોહ અને પ્રેમમાં ફરક છે. મોહ અહંકારથી રંગાયેલો હોય છે અને પ્રેમ કરુણાનીથી રંગાયેલો હોય છે. અને પ્રેમને

ઓળખવાનો રાહ પણ પ્રેમ જ છે પ્રેમને જ્ઞાનના રસ્તે નહી પામી શકાય, ધ્યાનના રસ્તે પણ નહી, કુરાન પુરાણ દ્વારા પણ નહી, વાદવિવાદથી પણ નહી માત્ર પ્રેમથી જ પ્રેમને પામી શકાય છે મીરાએ કહ્યુ જ છે આવત પ્રેમ કે ડોર એ પ્રેમની દોરી જોઈએ જેનાથી આપણુ ચિત્ત ઈશ્વરના ચરણો સાથે બધાયેલુ રહે જેના હૃદયમા સાચો પ્રેમ હોય છે તે હિમ્મતવાન હોય છે જેમ કે એક ભક્તે કહ્યુ છે 'અરે પ્રભુ! એક રીતે તુ પ્રીતમ છે અને બીજી રીતે તુ બાદશાહ છે, તુ તારા સિહાસન પર બેઠો છે, અને હુ તારી પાસે આવવા માગુ છુ તુ મહારાજા છે હુ તારી પ્રજા છુ એટલે તારી ને મારી વચ્ચે અતર રહે છે પરતુ પ્રેમમા કોઈ અતર નથી હોતુ માટે તારે તારા સિહાસન પરથી નીચે ઊતરવુ પડશે આજે હુ આ રસ્તા પર બેઠો છુ, વર્ષોથી તારી લગની લાગી રહેલી છે પણ હુ જોઉ છુ કે તુ તો આવતો નથી એટલે મે આજે નક્કી કરી લીધુ છે કે, તુ જ્યા સુધી મારી પાસે ન આવે ત્યા સુધી હુ અહીથી ખસવાનો નથી તુ તારા સિહાસન પરથી ઊતરી આવ પ્રેમમા ઊચ નીચના ભેદ હોત નથી

પ્રેમનો પાઠ રોજ રોજ ફરી ફરી ગોખવો જોઈએ, નિત્યજીવનમા ઉતારવો જોઈએ પ્રભુ કેવા બધા સાથે પ્રેમસબધ બાધી રાખે છે! આપણે પણ એમનુ અનુસરણ કરવાનુ છે એમ કરતા મરીશુ આધ્યાત્મિક જીવનની એ જ નિશાની છે જેને નમતા નથી આવડતુ એ પ્રેમને ઓળખતો નથી પણ પ્રથમ મસ્તક વરવાને કોણ તયાર છે? એક ફકીરનુ ભજન યાદ આવે છે

> પ્રેમ પ્યાલા પ્રભુ પિલા
> જારુ મસ્ત મન હમ હુઆ
> પ્રેમ પ્યાલા૦
>
> પ્રેમ ભટ્ટીકા સતગુર સાકી!
> શિર ધારે હમ લિયા,
> પીવત પ્રેમ બિસર ગઈ કાયા
> દિલ દર્પણ કર દિયા
> પ્રેમ પ્યાલા૦

*

ટાગોર અને ગાધી—વીસમી સદીના આ પૂર્વાર્ધની બે મહાન અને પ્રભાવશાળી વ્યક્તિઓ છે એ નિર્વિવાદ છે એ બનેની તુલના બોધપ્રદ થઈ પડે એમ છે ઘડતર અને પ્રકૃતિની દૃષ્ટિએ બીજી કોઈ પણ બે વ્યક્તિ એકબીજીથી આટલી ભિન્ન ન હોઈ શકે અમીર કળાકાર, પણ ગરીબો માટેની હમદર્દીને પરિણામે પ્રજાવાદી બનેલા ટાગોર તત્ત્વત હિન્દની સાસ્કૃતિક પરપરાના—જીવનના દરેક વ્યવસાયોમા રસ લેવાની અને જીવનનો આનદ લૂટતા લૂટતા જીવન ગાળવાની પરપરાના—ઘાતક હતા વધુ પ્રમાણમા પ્રજાના માણસ અને લગભગ હિન્દના ખેડૂતના મૂર્તિમત સ્વરૂપ સમા ગાધીજી હિન્દની બીજી પ્રાચીન પરપરાના—ત્યાગ અને તપ તેમ જ સયમની પરપરાના—પ્રતિનિધિ છે અને આમ છતા ટાગોર પ્રધાનપણે વિચારક હતા અને ગાધીજી અઠગ કર્મયોગી અને પ્રવૃત્તિપરાયણ પુરુષ છે બને, જુદી જુદી રીતે જગદ્વ્યાપી દૃષ્ટિવાળા હતા અને આમ છતા બને નખશિખ હિન્દી હતા તેઓ હિન્દની ભિન્ન છતા સુસવાદીત બાજુ રજૂ કરતા હોય અને એક બીજાના પૂરક હોય એમ લાગતુ હતુ

—જવાહરલાલ નહેરુ

*

જે લોકો ઈશ્વરનુ શરણ લે છે તે પોતાને માથે આવી પડતી હરકોઈ આફતનો પોતાના કલ્યાણને માટે ઉપયોગ કરી શકે છે

— ગાધીજી

વિદેહના રાજા કુંભની રાણી પ્રભાવતીએ એક લાવણ્યમયી કન્યાને જન્મ આપ્યો. તેનું નામ મલ્લિકુમારી પાડયું. તે અત્યંત સ્વરૂપવાન અને સુકોમળ હતી. તે મોટી થઈ ત્યારે તેણે આજીવન બ્રહ્મચર્યવ્રત પાળવાનો સંકલ્પ કર્યો. એ રાજકુમારી હતી અને રાજવૈભવની કશી મણા ન હતી તે છતાં તે સંપૂર્ણ સાદાઈથી રહેતી. અને બ્રહ્મચર્યવ્રત સહેલાઈથી પાળી શકાય તે માટે તે સાવ સાદો ખોરાક લેતી.

રાજકુમારી ઉંમરલાયક થઈ ત્યાં સુધીમાં તો તેનાં રૂપ લાવણ્યની કીર્તિ આજુબાજુ દૂર દૂર સુધી ફેલાઈ ગઈ. તેના પર મુગ્ધ થઈને કેટલાય રાજાઓએ તેના હાથની માગણી કરી. પણ કુંભ રાજાને કુમારીના બ્રહ્મચર્યવ્રતની ખબર હતી એટલે તણે બધી માગણીઓનો અસ્વીકાર કર્યો.

છ દેશોના રાજાઓને પોતાની માગણીનો અસ્વીકાર થયાથી ઘણો ક્રોધ ચઢયો. અને તેઓએ વિદેહ પર ચઢાઈ કરી.

મલ્લિકુમારીને પહેલાંથી જ ખબર હતી કે રાજાઓની માગણીનો અસ્વીકાર કર્યાથી તેઓ ક્રોધે ભરાઈને વિદેહ પર ચઢાઈ કરશે. એટલે એણે એ સૌને શાંત કરવા, સંયમનો પાઠ ભણાવવા એક યુક્તિ વિચારી રાખી હતી. એણે પોતાના મહેલના એક ઓરડામાં પોતાના માપ—આકારની પોતાની એક સોનાની મૂર્તિ તૈયાર કરાવીને રાખી હતી. તે એવી તો આબેહુબ હતી કે જોનાર તેને સ્વયં મલ્લિકુમારી જ ધારી લે.

એ મૂર્તિ પોલી હતી. તેના માથા પર એક ઢાંકણું હતું તે ખોલી મૂર્તિમાં સુગંધીત ખાદ્ય-પદાર્થો ભરીને તેણે ઢાંકણું સખત રીતે વાસી દીધું.

છ-છ રાજાઓના એકસામટા ધસારા સામે કુંભ રાજા ટકી શકે એ શકય જ ન હતું. એણે ખૂબ પ્રયાસ કર્યા પણ દુશ્મનો પોતાના પ્રદેશ અને લશ્કરની ખુવારી કરતા નજીક આવતા હતા.

મલ્લિકુમારીએ કહ્યું: 'પિતાજી! મારે માટે નાહક કેમ જાન માલની ખુવારી થવા દો છો? તમે ચઢાઈ કરનાર છએ રાજાને બોલાવીને મારી પાસે મોકલો, હું એમને સમજાવીશ.'

કુંભે છએ રાજાઓને ખબર કરી. તે તો ખુશ-ખુશ થઈ ગયા. યુદ્ધ બંધ કરીને તેઓ રાજકુમારીના મહેલે આવ્યા. જે ઓરડામાં પેલી સૂવર્ણમૂર્તિ હતી તે જ ઓરડામાં તે સૌને બેસાડ્યા. પેલા છએ રાજાઓએ તો પેલી સુવર્ણની મૂર્તિને જ મલ્લિકુમારી માની લીધી! એના રૂપમાં તે આસક્ત થઈ ગયા. થોડી વાર પછી જ્યારે મલ્લિકુમારી પોતે ઓરડામાં હાજર થઈ ત્યારે રાજાઓને ભાન થયું કે આ તો મૂર્તિ છે!

રાજકુમારીએ રાજાને ઉદ્દેશીને કહ્યું: 'તમે હમણાં સુધી જેને આસક્ત થઈને જોતા હતા તેમાં ને મારામાં કશો ફરક નથી.' એમ કહી તે પેલી મૂર્તિ પાસે ગઈ અને ઢાંકણું ખોલતાં કહ્યું: 'જેમ મારું શરીર અન્નથી ભર્યું છે તેમ આ મૂર્તિની અંદર પણ અન્ન ભર્યું છે. જુઓ હું ઢાંકણું ઉઘાડું-છું.' એમ કહીને તેણે મૂર્તિનું ઢાકણુ ઉઘાડી નાખ્યું. ઢાંકણુ ઉઘાડતાં જ અંદરથી તીવ્ર દુર્ગંધ નીકળવા માંડી, કેમ કે અંદરનું અન્ન સડી ગયું હતું. દુર્ગંધથી શ્વાસ રુંધાતા રાજાઓ ઓરડામાંથી તત્કાળ બહાર નીકળાય તો સારું એમ વિચારવા લાગ્યા. ત્યાં મલ્લિકુમારીએ કહ્યું: 'તમે નાક પર હાથ શા માટે દાબ્યા? દુર્ગંધ આવે છે એટલે ને? તમે પ્રથમ જે મૂર્તિના રૂપ પર મોહિત થયા હતા તેમાંથી જ આ દુર્ગંધ

નીકળે છે. આ મૂર્તિ પેઠે જ મારા આ સુંદર દેખાતા શરીરમાં પણ રક્ત-મળ-મુત્ર જેવી ઘૃણાસ્પદ ચીજો જ ભરેલી છે. અને એ જેનાથી ભર્યું છે એ દેહ પર કોઈ વિવેકી પુરુષ મુગ્ધ થાય ખરો? અને એટલા માટે યુદ્ધ જેવા હિંસાત્મક હત્યાકાંડ આરંભો ખરો?'

મલ્લિની આ માર્મિક વાણીથી રાજાઓનાં મોહનાં પડળ ખૂલી ગયાં—તેમનાં હૃદય નિર્વિકાર થઈ ગયાં અને તેમને પોતાનાં કાર્યની શરમ ઊપજી; પશ્ચાતાપ થયો.

રાજાઓએ પોતાના અવિવેકી વર્તન બદલ મલ્લિકુમારીની ક્ષમા માગી.

મલ્લિએ ફરી કહ્યું: 'મનુષ્યના કામ-સુખનો આધાર આ દુર્ગંધીયુક્ત શરીર પર છે. એ પર કોણ આસક્ત થાય? મને તો લેશમાત્ર આસક્તિ નથી. મેં તો ઐહિક સુખનો ક્યારનોય ત્યાગ કર્યો છે. હું રાજભવનમાં રહું છું છતાં સાહ્યબી અને ભોગથી અલિપ્ત છું અને હવે તો હું દીક્ષા લઈને સાધ્વીજીવન ગાળીશ.'

મલ્લિકુમારીનાં આ વચનોએ રાજાઓનાં મન પર ખૂબ અસર કરી.

પોતે કરેલી અવિચારી ચઢાઈ માટે તેઓએ કુંભ રાજાની ક્ષમાયાચના માગી. અને પછી પોતપોતાનાં રાજ્યમાં જઈ રાજકારભાર પોતાના પુત્રોને સોંપીને સહુ દીક્ષા લઈ સાધુજીવન ગાળવા લાગ્યા

*

## બિરબલની બાદમાકી

અકબર બાદશાહના એક સબંધીને નોકરી મળતી ન હતી, એણે અકબરને તે વિશે ફરિયાદ કરી. અકબરે તેને પૂછ્યુ કે, 'તને હિસાબ કરતા આવડે છે?'

'એ તો સાવ સહેલી વાત છે' પેલાએ જવાબ આપ્યો.

અકબરે કહ્યું કે, 'વારું ત્યારે કાલે દરબારમા આવજે. પરિક્ષા કર્યા પછી નોકરીની વાત.'

બીજે દિવસે પેલો દરબારમા આવ્યો.

અકબરે તેને પ્રશ્ન પૂછ્યો: 'સત્તાવીસ નક્ષત્રોમાથી વરસાદના દસ નક્ષત્ર બાદ કરીએ તો શેષ કેટલાં રહે?'

'સત્તર નક્ષત્ર.' પેલાએ તરત ઉત્તર આપ્યો

'ખોટું.' અકબરે કહ્યું અને દરબારમા બિરબલ બેઠો હતો તેને ઉદ્દેશીને કહ્યું: 'બિરબલ, તુ કહે કે શેષ શુ રહે?'

'શૂન્ય!' બિરબલે જવાબ આપ્યો.

દરબારમાં બેઠેલા સૌ કોઈ આશ્ચર્યમા પડી ગયા બધાને લાગ્યું કે બિરબલે ભૂલ કરી છે.

'પણ તે કેવી રીતે બિરબલ?' અકબરે સ્પષ્ટ કરવા પ્રશ્ન કર્યો.

'જહાંપનાહ! જો વરસાદનાં દસ નક્ષત્રને બાદ કરીએ તો દુનિયા એક વિરાટ સ્મશાન બની જાય. વર્ષા વિના અન્ન કેવી રીતે ઊગશે? લોકો ખાશે શું? પીશે શું? જીવન શુષ્ક થઈ જશે. અને તો પછી બચશે શું?'

બિરબલનો જવાબ સાભળી સહુ વાહવાહ બોલી ઊઠ્યા

*

× કપડાં બદલે તેટલી આસાનીથી ધર્મ બદલનારા લોકોની મારે મન કશી કિંમત નથી.

× તવગરોની કરોડોની સંપત્તિ તેમનાં મહેલો અને અશ્વો ને રાચરચીલા વગેરેમાં છે. જ્યારે ભક્તની બધી સમૃદ્ધિ મુરારિ, રામ, હરિ વગેરે નામથી ઓળખાતા તેના ઈશ્વરમાં સમાયેલી છે અને તેની મારફતે જ ભક્તને તે પ્રાપ્ત થાય છે. —ગાંધીજી

# ધૂમકારી જાતક

*

ભગવાન બુદ્ધે જેતવનમાં વિહાર કરતાં કોશલ નરેશના અતિથિ સત્કાર સંબંધમાં આ કથા કહી:

એક વાર કોશલ નરેશે પોતાના પુરાણા યોદ્ધાઓની અવગણના કરી નવા યોદ્ધાઓનો આદર સત્કાર કર્યો અને વિશેષ માન આપ્યું. એવામાં રાજ્યમાં એક સ્થળે બળવો ફાટી નીકળ્યો. જે જૂના યોદ્ધા હતા તેમણે વિચાર્યું કે નવા આવેલા યોદ્ધાઓ એ બળવો દબાવી દેશે ને નવા યોદ્ધાઓએ વિચાર્યું કે આગલા યોદ્ધા છે તે બળવાને દાબી દેશે. આમ એક બીજાની આશાએ કોઈ બળવાખોરોની સામે થયુ નહીં તેથી બળવાખોરોએ રાજાનો પરાજય કર્યો.

રાજાને લાગ્યું કે મે નવા યોદ્ધાઓનાં માન-પાન કર્યાં એટલે હું હાર્યો—આ બાબતમા બુદ્ધને પૂછીશ કે શું મારી પેઠે નવીનોનો વિશેષ આદર સત્કાર કરવાથી અગાઉ કોઈ રાજા મારી પેઠે પરાજિત થયેલો ખરો ?

પ્રાતઃકાળે નિત્યકર્મથી પરવારી જેતવન જઈને ભગવાન બુદ્ધને નમસ્કાર કરીને રાજાએ પોતાના મનની શંકા કહી.

બુદ્ધ ભગવાને કહ્યુ : નવાઓનો વિશેષ આદર કરવાથી માત્ર તું જ નહી પણ અગાઉના રાજાઓ પણ પરાજય પામ્યા હતા. સાંભળ હું પૂર્વજન્મની કથા કહું છુ:

અગાઉના સમયમાં કુરુ દેશમા ઈન્દ્રપ્રસ્થ નગરમાં યુધિષ્ઠિર ગોત્રનો ધનંજય નામનો કુરુ રાજા રાજ્ય કરતો હતો. ત્યારે બોધિસત્ત્વ એમના પુરોહિત કુળમાં જન્મ્યા. મોટા થતા તક્ષશીલા જઈને બધી કળાઓ શીખીને ઈન્દ્રપ્રસ્થ પાછા ફર્યા. પિતાના મૃત્યુ પછી રાજ્યનું પુરોહિતપદ એમને મળ્યું. એમનું નામ પડયુ વિદુર પંડિત

તમારી પેઠે જ ધનંજય રાજાએ જૂના



યોદ્ધાઓની અવગણના કરી અને નવા યોદ્ધાઓનો આદર સત્કાર કર્યો એના રાજ્યમાં પણ એક વાર બળવો થયો ત્યારે તમારે ત્યાં થયુ તેમ એના રાજ્યમાં પણ એમ જ બન્યુ પરિણામે રાજા પરાજય પામ્યો. એક દિવસ એને તમારી પેઠે જ વિચાર આવ્યો ને જેમ તમે મને પૂછવા આવ્યા છો તેમ તે વિદુર પંડિતને પૂછવા ગયો તેણે પોતાનો વિચાર કહીને

વિદુરને પૂછ્યું: 'બ્રાહ્મણ, એવો કોણ છે કે જે એકલો એકલો ચિંતા કરે છે! શું એ તું જાણે છે?'

એ સાંભળી વિદુર-બોધિસત્ત્વે કહ્યું: 'મહારાજ આપનો શોક તે શું શોક છે? પહેલાના સમયમાં ધૂમકારી નામનો એક બ્રાહ્મણ હતો તે જંગલમાં રહેતો હતો અને તેણે પુષ્કળ બકરીઓ પાળી હતી. તેને ઊછેરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. બ્રાહ્મણે આસપાસથી ઘણું બળતણ ભેગું કર્યું હતું. તેનો તે રાત-દિવસ ધુમાડો કરતો તેથી તે જ્યાં રહેતો ત્યાં માખી-મચ્છર બિલકુલ થતા નહીં. અને તે તથા તેનો માલ સુખે રહેતાં. ત્યા થતા ધુમાડાથી આકર્ષાઈને માખી મચ્છરથી ત્રાસેલાં સોનેરી રંગનાં સુંદર હરણો ત્યા આવી ચડ્યા. બ્રાહ્મણ તો એ હરણોને જોઈને હરખાયો અને બકરીઓને બદલે હરણોની સાર સંભાળ રાખવા લાગ્યો. બકરીઓ પાછળ ધ્યાન ન રાખવાથી એક પછી એક બધી બકરીઓ છેવટે મરી ગઈ.

'એવામા શિયાળો આવ્યો. હરણો હિમાલયની દિશામાંથી આવ્યાં હતા ત્યા હવે વરસાદની ઋતુ જતાં મચ્છરોનો ઉપદ્રવ શમી ગયો એટલે બધાં હરણો પાછા પોતાના મૂળ સ્થાનકે ચાલ્યાં ગયાં.

'બ્રાહ્મણના શોકનો તો પાર ન રહ્યો. બકરીઓ તો ક્યારની મરી ગઈ હતી. ને હરણો પણ ચાલ્યાં ગયાં તેથી તે સાવ એકલો પડી ગયો. શોક ને ચિંતામાં તે દિવસે દિવસે શરીરે ક્ષીણ થતો ગયો અને અંતે મરી ગયો.

'માટે હે મહારાજ, જે પોતાનાં હોય તેનો અનાદર કરે છે ને નવા આવનારનો વિશેષ આદર કરે છે તે પેલા બ્રાહ્મણની પેઠે છેવટે એકલો પડી શોક ને ચિંતાથી નાશ પામે છે'

આ પ્રકારે બોધિસત્ત્વે રાજાને સમજાવ્યો. રાજાએ પ્રસન્ન થઈ પુષ્કળ ધન આપ્યું.

ત્યાર પછી તેણે પોતાના જૂના સાથીદારોનો છેવટ સુધી પુષ્કળ આદર કર્યો ને દાન-પુણ્યના કર્મો કરી તે સ્વર્ગે ગયો.

એ વખતે કુરુ રાજા આનંદ હતો, ધૂમકારી બ્રાહ્મણ પ્રસેનજિત કોસલ હતો અને વિદુર પંડિત હું પોતે હતો.

ભગવાન બુદ્ધે આ પ્રમાણે ધર્મોપદેશ કરી જાતકનો મેળ બેસાડ્યો.

*

એક દિવસ હજરત ઉમર મસ્જિદમાં બેઠા હતા. ત્યાં બેઠેલા લોકો સાથે વાતચીત કરતા હતા. એમણે લોકોને પૂછ્યુ, 'ધારો કે એવું બને કે દીનને બદલે હું દુનિયા તરફ ઢળી જાઉં તો તમે શું કરશો?'

ત્યાં હાજર લોકોમાંથી એક માણસ ઊભો થઈ ગયો અને મ્યાનમાંથી તલવાર કાઢી કહેવા લાગ્યો: 'મારી આ તલવારથી હું તમારું શિર ધડથી જુદું કરી નાખીશ.'

હજરત ઉમરે તેને કહ્યુ કે, 'આ તો તુ મારી તારીફમાં કહે છે.'

'હા, હા હું તમારી તારીફમાં જ આ કહું છું.' પેલા માણસે તેજીથી કહ્યું.

હજરત ઉમરને તેના આ જવાબથી આનંદ થયો અને કહેવા લાગ્યા: 'જ્યાં સુધી કોમમાં આવા યુવાનો છે ત્યાં સુધી મને શ્રદ્ધા છે કે હું કોઈ દિવસ ભૂલથી ખોટે રસ્તે ચડી જઈશ તો તેઓ મને સીધો કરી દેશે.'

*

કોઈ જીવનમાર્ગ પર પુષ્પો બિછાવી જાય છે;
કોઈ જીવનમાર્ગ પર કાંટા બિછાવી જાય છે;
સુખ અને દુઃખ સાથીઓનો સાથ લઈને અંતમાં
જિંદગીનો કાફલો રસ્તો વટાવી જાય છે. — અનિલ

નેમીનાથ જૈનોના બાવીસમાં તિર્થંકર છે. ગિરનાર પર્વત પર નેમીનાથનું સુપ્રસિદ્ધ પ્રાચીન મંદિર આવેલું છે.

દેશના ખૂણેખૂણેથી અનેક જૈન યાત્રાળુઓ નેમીનાથનાં દર્શને આવે છે.

એ ઉપરાંત ગિરનાર પર વસ્તુપાળ—તેજપાળનાં સુપ્રસિદ્ધ દહેરાંઓ પણ છે.

પણ યાત્રાળુઓ નેમીનાથનાં દર્શન નિમિત્તે જ ગિરનાર જાય છે.

નેમીનાથનુ દહેરું ક્યારે બંધાયું એ વિશે જુદા જુદા મતો છે. કહે છે કે નેમીનાથનું મૂળ મંદિર તો લાકડાનું હતું પણ ગુર્જર નરેશ સિદ્ધરાજ જયસિંહે જૂનાગઢના રા'ખેંગારને મારી જૂનાગઢ જીતી લીધું અને સજ્જન મહેતાને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો. તે કાળે જૈન રાજકર્મચારીઓમાં ધર્મપ્રીતિ બહુ હતી એ તો જાણીતું છે સજ્જન મહેતાને નેમીનાથના લાકડાના મંદિરને બદલે પથ્થરનું સુવિશાળ નવુ મંદિર બંધાવવાનો વિચાર આવ્યો અને તે તેણે સમગ્ર સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની બધી આવક ખર્ચીને નવું પથ્થરનું મંદિર બાંધીને અમલમાં મૂકયો.

ગિરનાર આમ તો હિન્દુઓનું પણ તિર્થસ્થળ છે, પણ જૈનો તો ગિરનારને નેમીનાથનો જ પર્વત માને છે. નેમીનાથનું મંદિર ગિરનારની જે ટૂક પર આવ્યું છે તેને જૈનો નેમીનાથની ટૂક પણ કહે છે અને એ ટૂકને ફરતો કોટ છે તે આમ તો ઉપરકોટ કહેવાય છે પણ જૈનો તેને ઉગ્રસેનગઢ કહે છે.

ઉગ્રસેન તે, તે કાળના જૂનાગઢના રાજા ને નેમીનાથના સસરા. તેમના નામ પરથી એ નામ પડ્યું હોય એ સંભવિત છે.

નેમીનાથનું એ મંદિર, અહીં ગિરનાર પર કેમ છે એવો પ્રશ્ન સામાન્ય જિજ્ઞાસુઓને થશે. જૈનોને તો નેમીનાથ વિશે જાણ હોય જ પણ બીજા જિજ્ઞાસુઓને ખબર ન પણ હોય.

નેમીનાથ યાદવવંશના-હરિવંશના-રાજકુમાર હતા. કૃષ્ણના કાકાના દીકરા. ઉંમરમાં તો કૃષ્ણથી પણ મોટા. સમુદ્રવિજય એમના પિતા અને માતા શિવાદેવી.

બાળક નેમીનાથ સ્વરૂપવાન અને ગુણવાન હતા. શ્રી કૃષ્ણની બાળલીલા તો જાણીતી છે. યાદવવંશના બીજા કુમારો પણ કંઈ સાધારણ ન હતા. તે કાળે તો રાજકુમારોને નાનપણથી જ બધી વિદ્યાઓનું જ્ઞાન અપાતું. બાળક નેમીનાથને પણ રાજનીતિ અને યુદ્ધકળાનું શિક્ષણ અપાતું હતું.

એક દિવસ નેમીનાથને શું સૂઝ્યુ તે સીધા આયુધ-શાળામાં ગયા અને ત્યાં નાગશૈયા પર ચઢીને સારંગ ધનુષ્ય લઈને ચઢાવ્યુ. આ ધનુષ્ય માત્ર શ્રી કૃષ્ણ જ ચઢાવી જાણતા હતા. વળી ધનુષ્ય મૂકીને નેમીનાથે રાજશંખ ઊઠાવીને વગાડવા માંડ્યો. આ શંખ વગાડવો સહેલો ન હતો પણ બાળ નેમીનાથે તો સહજ ઊઠાવ્યો અને વગાડવા લાગ્યા.

શંખધ્વનિ સાંભળીને શહેરમાં હોહા થઈ ગઈ: 'અરે આ શું થયું?' કેમ કે, જ્યારે કોઈ આફત આવી પડે ત્યારે જ એ શંખ વગાડવામાં આવતો. પછી જ્યારે ખબર પડી કે આ તો નેમીનાથનું પરાક્રમ છે ત્યારે સૌને શાંતિ થઈ. શ્રી કૃષ્ણે નેમીનાથને બોલાવી તેની પીઠ થાબડી. આવા હતા બાળ નેમીનાથનાં પરાક્રમો.

નેમીનાથ યુવાન થયા. એમના વિવાહની વાત ચાલી. નેમીનાથનાં રૂપગુણમાં સરખી ઊતરે એવી કુંવરીની શોધ ચારે બાજુ ચાલી પણ એમની તોલે આવે એવી કુંવરી મળે એ અશક્ય હતું. છેવટે જૂનાગઢના ઉગ્રસેન રાજાની કુંવરી રાજુલની પસંદગી થઈ. રાજુલનાં રૂપ-ગુણની સુવાસ ચારે તરફ પ્રસરી હતી.

બન્ને બાજુ લગ્નની તડામાર તૈયારીઓ ચાલી. યાદવો પોતાની શાન પ્રમાણે જાન લઈ જવા માટે ભારે તૈયારી કરવા લાગ્યા. આ તરફ જૂનાગઢમાં પણ યાદવકુળની જાનનું યોગ્ય સન્માન કરવા ભારે તૈયારી ચાલી.

વિવાહનો દિવસ આવી પહોંચ્યો. દ્વારકાથી નેમીનાથનો ભવ્ય વરઘોડો નીકળ્યો અને જૂનાગઢ આવી પહોંચ્યો.

આખું જૂનાગઢ શહેર અપૂર્વ શણગારાયું હતું. નગરજનો નેમીનાથનો વરઘોડો જોવા ઊમટ્યા હતા.

વરઘોડો રસ્તામાથી પસાર થતો હતો.

યાદવોની જાન એટલે પૂછવું જ શું! જાનની સરભરા માટે ઉગ્રસેને ભારે તૈયારી કરી હતી. જાતજાતના પકવાનો વિગેરે સાથે માંસાહાર કરનારા માટે પણ પૂરતી જોગવાઈ રાખી હતી પુષ્કળ પશુઓ ભેગા કર્યા હતા ભવવાકાળ તે એ બધાં પશુઓ ભોજનગૃહની નજીક જ બાંધ્યાં હતાં અને વરઘોડો તેની નજીકથી પસાર થતો હતો. પશુઓ પોતાનો અંતકાળ નજીક હોવાનુ જાણીને રડારોળ કરતાં હતાં. નેમીનાથનું ધ્યાન તે તરફ ગયું તરત રથ થોભાવ્યો અને સારથિને પૂછ્યું 'આ અવાજ શેના આવે છે?'

'તમારા લગ્નની મિજબાની માટે પશુઓ ભેગા કર્યાં છે તે રડારોળ કરે છે.'

'મને બરાબર સમજ ન પડી.'

'આપણી સાથે માંસાહારી માજનિયા પણ છે. તેમને માટે માંસ મળવા માટે એ પશુઓ ભેગાં કરેલા છે અને તે બધા પોતાનો અંત કાળ નજીક આવેલો જાણી રડારોળ કરે છે.' સારથિએ સમજ પાડી.

નેમીનાથને સખત આઘાત થયો મારા લગ્નપ્રસંગે, માજનિયાઓની સરભરા માટે બિચારા નિર્દોષ જીવોની કતલ! આ તો નરી નિર્દયતા! એમનું હૃદય દ્રવિ ઊઠ્યું. એમણે સારથિને આજ્ઞા કરી· 'રથ, પશુઓ બાંધ્યા છે ત્યાં લે.'

સારથિએ રથ ત્યાં જઈને ઊભો રાખ્યો.

'બધાં પશુઓને છોડી મૂકો.' નેમીનાથે આજ્ઞા આપી.

બધા પશુઓને છોડી મૂકવામાં આવ્યાં તેથી તે બહુ પ્રસન્ન જણાતાં હતાં.

આમ કરતાં વરઘોડો અટક્યો. એટલે ખળભળાટ મચી ગયો. બધા વરઘોડો કેમ અટક્યો તે જાણવા ધસી આવ્યા.

સમુદ્રવિજય અને ઉગ્રસેન આવ્યા, શ્રી કૃષ્ણ પણ હતા.

નેમીનાથે કહ્યુ: 'હવે મારે પરણવું નથી - પશુઓના અવાજે મને જાગ્રત કર્યો છે, મારી આંખ ઉઘાડી છે—હવે હું સંસાર છોડી સાધુ થઈ તપ કરીશ.' અને એમણે વસ્ત્રાભૂષણો કીમતી પોશાક જોતજોતામાં ઉતારી નાખ્યો.

બને રાજકુળોમા શોક વ્યાપી ગયો. નેમીનાથને સમજાવવામાં બંને પક્ષે કશી મણા રાખી નહી પણ નેમીનાથ ચળ્યા નહીં— પોતાના નિર્ણયમાં અડગ રહ્યા અને જૂનાગઢથી સીધા ગિરનાર તપ કરવા ચાલ્યા ગયા

રાજુલે જ્યારે આ જાણ્યુ ત્યારે એના દુઃખનો પાર રહ્યો નહીં. એણે ભાવિ સુખી દામ્પત્યજીવનના કેવા મધુર સ્વપ્ના સેવ્યાં હતા! એની આશાની ઈમારત ભાંગી પડી.

માતા પિતાએ સમજાવ્યું કે, 'હજી કંઈ બગડ્યુ નથી. તે કંઈ નેમીનાથ સાથે લગ્ન કર્યા નથી બીજો યોગ્ય વર ગોતી કાઢશું'

'તમે આ શું કહો છો? લગ્ન ભલે નથી થયા પણ મનથી તો વરી જ ચૂકી છું. લગ્ન કરીશ તો એમની જ સાથે, નહીં તો આજીવન કુંવારી રહીશ'

એને આશા હતી કે રિસાયેલા નેમીનાથને હું મનાવી લાવીશ પોતાની સખી સાથે તે રથમાં બેસી ગિરિતળેટી આવી રથ અને સખીને ત્યા જ થોભાવી પોતે એકલી નેમીનાથ તપ કરતા હતા ત્યા ગિરનાર પર પહોંચી

નેમીનાથ પથ્થર પર દૃઢ આસને ધ્યાનમાં બેઠા હતા. રાજુલે જતાં પહેલાં મનમાં ગોખી રાખ્યું હતું કે નેમીનાથને હું આમ કહીશ, તેમ કહીશ અને છેવટે મનાવી લઈશ. પણ નેમીનાથને જોઈને એના બધા મનસુબા મરી પડ્યા.

રાજુલને જોઈને પણ નેમીનાથ પૂર્વવત્ સ્થિર જ રહ્યા. થોડી વાર તો રાજુલ નેમીનાથને જોઈ રહી—એનું હૃદય હાથ ન રહ્યું ચોધાર આંસુએ રડી પડી ને જઈને નેમીનાથના ચરણોમાં ઢળી પડી. અને આજીજી કરીને કહેવા લાગી: 'નાથ! આપની તપ કરવાની આ ઉંમર નથી તમે હજી સંસારનું સુખ જોયું નથી. અને મારી તરફ જુઓ, મારો વિચાર કરો. કૃપા કરી પાછા વળો.'

પણ નેમીનાથને એ આજીજીની કંઈ જ અસર થઈ નહીં. રાજુલે ફરીફરી વિનંતિ કરી પણ નેમીનાથ ચળ્યા જ નહીં. છેવટે તેનો મોહ દૂર કરવા નેમીનાથે તેને ઉપદેશ આપ્યો: 'રાજકુમારી! તું આટલી બુદ્ધિશાળી, ચતુર અને ગુણ-શીલવાન છે છતાં આવી વાત કરે છે? અહીં વાસ્તવમાં કોઈ જ કોઈનું સગું નથી. બધી માયા છે. ધર્મ સિવાય કોઈ સાથી નથી. માટે મને પણ ધર્મને શરણે જવા દે ને મારું કલ્યાણ કરવા દે, એટલું જ નહીં, તું પણ ધર્મને શરણે જઈ તારું કલ્યાણ કર.'

અંતે રાજુલે એમનો ઉપદેશ શિરોમાન્ય કર્યો અને તે પણ ઘરબાર છોડી, દીક્ષા લઈ સાધ્વી થઈ તપ ને ત્યાગનું જીવન જીવવા લાગી.

નેમીનાથ પાંચ વ્રત—અહિંસા, સત્ય, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—પાળી, કઠોર તપશ્ચર્યા કરી પૂર્ણ જ્ઞાન પામ્યા. પછી એમણે અનેક સ્થળે પગપાળા ફરીને અહિંસા ને જીવદયાનો કલ્યાણકારી ઉપદેશ દીધો.

અંતમાં ગિરનાર પર્વત પર નેમીનાથ મોક્ષ પામ્યા.

એ મહા પુરુષની યાદ આપતું એમનું ભવ્ય મંદિર ગિરનાર પર આજે ય ઊભું છે.

*

હું કોઈ ઈતિહાસવેત્તા નથી; ઝાઝા પાંડિત્યનો અથવા ભારે વિદ્વત્તાનો મારો દાવો નથી. પરંતુ હિંદુ ધર્મ વિષેના એકાદ પ્રમાણભૂત ગ્રંથમાં મેં વાંચ્યું છે કે 'હિંદુ' શબ્દ વેદમાં મળતો નથી પણ મહાન સિકંદરે હિંદ પર ચઢાઈ કરી ત્યારે સિંધુ નદીની પૂર્વમાં આવેલા દેશમાં વસતા લોકોને હિંદુ કહીને ઓળખાવવામાં આવતા હતા. અંગ્રેજી બોલનારા હિંદુઓ આજે પણ સિંધુને 'ઇન્ડસ' નામથી ઓળખે છે. ગ્રીક બોલીમાં સિન્ધુના 'સ'નો 'એચ' એટલે 'હ' થઈ ગયો. તેથી એ મુલકના વતનીઓનો ધર્મ 'હિંદુ' નામથી ઓળખાયો અને તમે સૌ જાણો છો કે એ ધર્મ સૌથી વધારે સહિષ્ણુ ધર્મ છે. જુલમથી ત્રાસીને ભાગી છૂટેલા પ્રાચીન ખ્રિસ્તીઓને તેણે આશ્રય આપ્યો હતો, બની-ઇસરાઇલના અનુયાયી યહૂદીઓને પણ તેણે આશરો દીધો હતો અને ઈરાનથી એવા જ જુલમથી ત્રાસીને ભાગી નીકળેલા પારસીઓને પણ તેણે જ સંઘર્યા હતા. આવો જે ધર્મ પોતાની વ્યવસ્થામાં સર્વને સમાવી લેવાને હમેશ તત્પર છે અને જે ધર્મ સહિષ્ણુતાની હમેશ હિમાયત કરતો આવ્યો છે તે હિંદુ ધર્મના અનુયાયી હોવામાં મને ગૌરવનો અનુભવ થાય છે. આર્ય વિદ્વાનો પોતે જેને વૈદિક ધર્મ કહીને ઓળખાવે છે તેને વરેલા છે અને હિંદુસ્તાનનું નામ આર્યાવર્ત છે એમ આગ્રહપૂર્વક જણાવે છે. એવી વિદ્વત્તાનો અથવા એવો આગ્રહ રાખવાની મને જરાયે આકાંક્ષા નથી. મારી કલ્પનાનું હિંદુસ્તાન મારે માટે પૂરતું છે અને તે નામથી મને પૂરતું સમાધાન છે. એ હિંદુસ્તાનમાં અને એ હિંદુ ધર્મમાં વેદોનો બેશક સમાવેશ થઈ જાય છે. પરંતુ મારી મતિ પ્રમાણે તેમાં એથીયે ઘણું વધારે સમાયેલું છે. —ગાંધીજી

કોઈ ભજનમંડળીમાં બેઠા હશો તો તુલસી કબીરની સાખી-દોહા સાથે ગિરિધરના કુંડલિયા પણ સાંભળ્યા હશે.

ગિરિધર છે તો હિન્દીના કવિ, પણ જ્ઞાન-વાણીમાં ભાષાના ભેદ નડતા નથી. જો કે ગિરિધર કંઈ કબીર-તુલસી જેવા સંત ન હતા, તો પણ એમની કવિતામાં જનહૃદયને સ્પર્શવાની શક્તિ હતી તેથી-તે હજી આજે ય જીવે છે.

શું ગુજરાતી કે શું હિન્દી, પ્રાચીન કવિતા મુક્તક શૈલીની હતી. વેગ અને ચોટ, ઓછા શબ્દોમાં ઘણું કહેવાનો ગુણ મુક્તકોમા પ્રધાન પણે હોઈને, અને પ્રાચીન કવિતા આજની કવિતા પેઠે માત્ર નેત્રપાઠ્ય નહીં પણ શ્રાવ્ય કવિતા હતી તેથી એ કાવ્ય-પ્રકાર સરસ ખીલ્યો.

ગિરિધર કવિનો જન્મ આજથી અઢીસો વર્ષ પહેલાં સંવત ૧૭૧૭મા થયો.

એમના જન્મસ્થાન વિશે ચોક્કસ માહિતી મળતી નથી. પણ પાછળથી એમને પોતાનુ જન્મસ્થાન છોડવું પડયું હતુ. ગિરિધર કવિના ઘર પાસે એક હોશિયાર કાબેલ સુથાર રહેવા આવ્યો હતો. જાતજાતની સુંદર કળા-કારીગીરી વાળી ચીજો બનાવતો હતો. કોઈ કારણથી ગિરિધર કવિ સાથે એને અણબનાવ થયો.

એકવાર એ સુથારે એક સુંદર પલંગ બનાવ્યો. તેના ચારે પાયા પર એક એક એમ કુલ્લે ચાર પંખા મૂકયા હતા. તેનાં એવી કરામત હતી કે એ પલંગ પર જેવુ કોઈ બેસે કે તરત તે ચારે પંખા ચાલવા લાગે!

સુથારે એ સુંદર ને કરામતવાળો પલંગ રાજાને ભેટ આપ્યો. રાજા તો આવો કરામતી પલંગ જોઈને ખુશ થઈ ગયો. એણે સુથારને આજ્ઞા કરી કે 'આવો જ એક બીજો પલંગ બનાવ.'

પેલા સુથારને ગિરિધર કવિ સાથે અણબનાવ તો હતો જ. એણે વિચાર્યું કે બદલો લેવાનો આ જ મોકો છે. ગિરિધર કવિના ઘરઆંગણામાં એક સુંદર બોરડી હતી. એ આંગણાની શોભા વધારતી હતી અને તે ગિરિધર કવિને પણ બહુ પ્રિય હતી. સુથારે રાજાને કહ્યું કે, 'આપની આજ્ઞા મને શિરોમાન્ય છે, પણ બીજો પલંગ બનાવવા માટે ખાસ જોઈતું લાકડું નથી. મારા પડોશીના આંગણામાં એક મોટી બોરડી છે, જો તેનું લાકડું મને મળે તો બીજો આવો જ સરસ પલંગ તૈયાર કરી શકું.'

રાજાને કંઈ સુથાર ને ગિરિધર કવિના અણબનાવની ખબર નહીં એટલે એણે એ બોરડી કાપીને તેનુ લાકડું પલંગમાં ઉપયોગ લેવાનો હુકમ કર્યો. રાજાના જ માણસો બોરડી કાપવા ગયા. ગિરિધર કવિએ તે માણસોને બહુ સમજાવ્યા છતાં તે માન્યા નહીં એટલે તે રાજા પાસે ગયો ને બોરડી નહીં કાપવા વિનંતિ કરી પણ રાજાએ સાંભળ્યું નહીં. ગિરિધર કવિને તેથી ઘણું ખોટું લાગ્યું. 'મારે આવા અન્યાયી રાજ્યમા રહેવું નથી.' એમ વિચારી ગિરિધર કવિએ તે રાજ્ય છોડી દીધું અને ઠેકઠેકાણે ફરવા લાગ્યા. ને કુંડલિયા લખતા ગયા.

ગિરિધરના કુંડલિયા સરળ અને નીતિ-બોધથી ભરપુર છે. સંત કવિઓની પેઠે કવિતામા એમણે અગમ નિગમની અતિગહન વાતો કરી નથી, પણ સરળ લોકવાણીમાં લોકોને સહજ રીતે કાવ્યબોધ થાય એવી નીતિ અને સદાચારની વાતો વિશેષ કહી છે.

કુંડલિયા છ પંક્તિજૂથનો મુક્તકશૈલીનો કાવ્ય-પ્રકાર છે. તેની બબ્બે પંક્તિના પ્રાસ મેળવેલા હોય છે.

ગિરિધરના કુંડલિયામાં એ વિશેષતા ખાસ તરી આવે છે. તેના ઘણાખરા કુંડલિયામાં જે શબ્દથી તેની શરુઆત થાય છે તે જ શબ્દથી તે પૂરો થાય છે.

નમૂના રૂપે એક કુંડલિયો ટાંકીએ:

સાઈ પુર જવાળા ઊઠી આસમાન કો ધાય,
અન્ધહિ પંગુહિ છોડિ કૈ પુરજન ચલે પરાય.
પુરજન ચલે પરાય અંધ એક મતી વિચારો,
પંગુહિ લીન્હે કંધ પીઠ વાકે પગુ ધારો.
કહ ગિરિધર કવિરાય સુમતિ એસી ચલી આઈ,
બિના સુમતિ કો રાજ ગયો રાવણ કો સાઈ.

આ કુંડલિયો 'સાઈ' શબ્દથી શરુ થયો છે અને 'સાઈ' શબ્દથી તેનો અંત આવે છે!

બીજું, બીજી પંક્તિનો પાછળનો અર્ધ ભાગ છેઃ પુરજન ચલે પરાય—એ જ વાકય-ખંડ આખો ત્રીજી પંક્તિની શરુઆતમાં દોહરાવ્યો છે— આમ કરવાથી વાણીના પ્રવાહમાં ચોટ આવે છે.

હવે આપણે ગિરિધરના કેટલાક કુંડલિયાનો આસ્વાદ લઇએઃ

હુક્કા સે હુરમત ગઈ નિયમ ધર્મ ગયો છૂટ,
દામ ખર્ચ લિયો તમાકુ ગઈ હિયેકી ફૂટ,
ગઈ હિએ કી ફૂટ આગ કો ઘર ઘર ડોલે,
જિસ ઘર આગ કો જાય સોઈ કુરતા બોલે.
કહ ગિરિધર કવિરાય લગે જબ યમ કો રુક્કા,
પ્રાણ જાયેંગે છૂટ સહાય હોવે નહીં હુક્કા.

હુક્કાથી અક્કલ બગડી ગઈ અને નિયમ-ધર્મ બધું છૂટી ગયું. ગાંઠના પૈસા ખરચીને તમાકુ ખરીદી અને તે ચલમમાં મૂકી દેવતા લેવા માટે ઘર ઘર ફરે છે, જ્યાં દેવતા લેવા જાય છે ત્યાં એને ફિટકાર સાંભળવા પડે છે.

ગિરિધર કવિરાય કહે છે કે જ્યારે યમ-રાજનો હુકમ આવશે અને પ્રાણ છૂટી જશે ત્યારે હુક્કો જરા, પણ કામ આવવાનો નથી.

તન દુરસ્ત સે હોત હૈ વિષય જન્મ સુખ ભોગ,
ધન દુરસ્ત સે ફિરત હૈ આગે પીછે લોગ.
આગે પીછે લોગ જો મન હોય દુરસ્તી.
ભોગે બ્રહ્માનંદ અવિદ્યા કરે ન મુસ્તી.
કહ ગિરિધર કવિરાય વિવેકી જો હૈ હરિજન,
મન કો કરે દુરસ્ત દુરસ્ત ન ચાહે ધન તન.

શરીર સારું હોય છે તો એની સાથે સુખ, ભોગ બધું ચાલે છે. ધન પાસે હોય છે ત્યારે લોકો આગળ પાછળ ફરે છે. મન સાફ હોય છે ત્યારે બ્રહ્માનંદ મળે છે અને અવિદ્યા ટકતી નથી.

ગિરધર કવિરાય કહે છે કે ભગવાનના જે જ્ઞાની લોકો છે એની પાસે ધન હોય અથવા નહીં હોય, શરીર સારું હોય અથવા નહીં હોય, પણ એનું મન તો તંદુરસ્ત જ રહે છે.

દાડિમ કે ધોખે ગયો સુવા નારિયલ ખાન.
ખાન ન પાયો નેક કછુ ફિર લાગો પછિતાન.
ફિર લાગો પછિતાન, બુદ્ધ અપની કો રોયા.
નિર્ગુણિયન કે સાથ બૈઠિ અપનો ગુણ ખોયો.
કહ ગિરિધર કવિરાય સુનો હો મોરે નાખે,
ગયો ઝટાકા ટૂટિ ચોંચ દાડિમ કે ધોખે.

પોપટ ભૂલથી દાડમ સમજીને નારિયેલ પાસે પહોંચી ગયો. અને કશું ખાવા પામ્યો નહીં, અને પછી પસ્તાવા લાગ્યો. પોતાની અક્કલ પર રડવા લાગ્યો. ગુણહીનની સાથે પોતાનો ગુણ પણ ગુમાવી બેઠો.

ગિરિધર કવિરાય કહે છે કે મારા મિત્રો સાંભળો, દાડમની લાલચમાં પોપટે ઊલટું પોતાની ચાંચને નુકસાન કર્યું.

કમરી થોરે દામ કી આવૈ બહુતે કામ,
ખાસા મલમલ બાફ્તા ઉનકર રાખે માન.
ઉનકર રાખે માન બુન્દ જહૈં આડે આવે,
બચુકા બાંધે મોટ રાત કો ઝારી બિછાવે.
કહ ગિરિધર કવિરાય મિલત હૈ થોરે દમરી,
સબ દિન રાખૈ સાથ બડી મર્યાદા કમરી.

ઓછી કિંમતની હોવા છતાં કામળ બહુ કામ આવે છે. ખાસા, મલમલ અને બાફતા એનું માન રાખે છે. ઓચિંતા વરસાદમાં ફસા-ઈએ ત્યારે એ આપણું રક્ષણ કરે છે. અને સામાન બાંધી એની પોટલી પણ બાંધી શકાય છે. અને રાત્રે સાફ કરીને એનું બિછાનું પણ કરી શકાય છે.

ગિરિધર કવિરાય કહે છે કે કામળ થોડા પૈસામાં મળે છે. એને હમેશાં હાથમાં રાખો. એ મર્યાદા જાળવનારી, કામની વસ્તુ છે.

સોના લાદન પિય ગયે સૂના કર ગયે દેશ,
સોના મિલા ન પિય મિલે રૂપા હો ગયે કેશ.
રૂપા હો ગયે કેશ રોય રંગ રૂપ ગવાયા,
સેજનકો બિસરામ પિયા બિન કબહુ ન પાયા.
કહુ ગિરિધર કવિરાય લોન બિન સબૈ અલોના,
બહુરિ પિયા ઘર આય કહા કરિહૌ લૈ સોના.

પતિ સોનુ લેવા પરદેશ ગયા અને દેશ સૂનો કરી ગયા સોનુ તો ન મળ્યુ, ન તો પતિ પણ અહી રહ્યા માથાના વાળ પાકીને સફેદ થઈ ગયા રડીરડીને રૂપ રગ પણ ગુમાવી દીધા પતિ વિના આરામ કદી પણ સારો લાગતો નથી

ગિરિધર કવિરાય કહે છે મીઠા વિના ભોજન બેસ્વાદ લાગે છે પતિ પાછા ઘરે આવી જાય સોનુ લઈને શુ કરવુ છે?

રહિયે લટપટ કાટિ દિન બરુ ઘામે મા સોય,
છાહ ન બાકી બૈઠિયે જો તરુ પતરો હોય
જો તરુ પતરો હોય એક દિન ધોખા દૈહે,
જા દિન બહૈ બયારિ ટૂટિ તબ જરસે જૈહે
કહુ ગિરિધર કવિરાય છાહ મોટે કી ગહિયે.
પાતા સબ ઝરી જાય તઊ છાયા મેં રહિયે

દુ:ખ સુખમા જેવી રીતે પણ દિવસ કાપી શકાય કાપો, તડકામા રહેવું પડે તો રહો, પરતુ કમજોર પાતળા ઝાડની નીચે ન બેસો એવુ ઝાડ કોઈ દિવસ દગો દેશે જે દિવસે વટોળિયો ફૂકાશે ત્યારે એ મૂળમાથી ઊખડીને તૂટી પડશે.

ગિરિધર કવિરાય કહે છે કે મોટા વિશાળ ઝાડની છાયામા બેસો એના તમામ પાદડા ખરી પડશે છતા પણ એનો છાયડો મળશે.

કુડળિયાના આ થોડા નમૂના પરથી જણાશે કે ગિરિધર કવિને મન આ વિશ્વનો વ્યવહાર અને માનવજીવન અગત્યના છે, એ વ્યવહાર નીતિને માર્ગે ચાલે, માનવજીવન સદાચારી બને એ એનુ રટણ છે

ગિરિધર નાનાવિધ દૃષ્ટાતો દ્વારા પોતાને કહેવુ છે તે કહે છે—કાવ્યકળાનો આશ્રય લઈને બોધ આપે છે એટલે એ ગમી જાય છે

*

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોષ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનું વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા

૧૨ ડિસેમ્બર ૧૯૫૫



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ



## જ્યારે—

*

જ્યારે રમતો 'તો હુ તારા સંગમાં
કોણુ છે તુ એહુની મે લેશ ના પરવા કરી;
ના હુતી લાજે ય, ભય નો તો જરા પણુ અંતરે.
વહેતો જતો 'તો ત્યારે બસ ઉદ્વિગ્ન જીવનનો પ્રવાહ.
દોસ્ત સમ આવી સવારે હાક મારી તેડતો,
સાથ તુજ ભમતો હુતો ઉલ્લાસથી વનવનમહીં.

ગીત ત્યારે જેહુ તેં ગાયાં હુતાં,
ના કરી પરવાહુ એના અર્થની;
નાચતુ હૈયું અતિ વ્યાકુળ થઈ,
પ્રાણુ પણુ ગાતો હુમેશાં સાથમાં

આજ ઓચિતી રમત વિરમી ગયે,
દર્શનો શાં તેંય દેખાડ્યાં મને!

સ્તબ્ધ આ આકાશ, આ નીરવ રવિ ને ચંદ્ર આ,
આ ભવન ઊભું અહીં નીરખે છે તારા ચર્ણમાં.

ગુરુદેવ — અનુ॰ અનિલ

# સાભાર સ્વીકાર

*

આર. આર. શેઠની કંપની (મુબઈ-૨)ના પ્રકાશનો

યુગવન્દના: લે૦ ઝવેરચંદ મેઘાણી; મૂ૦ ત્રણ રૂપિયા જાણીતા ગીત કાવ્ય-સગ્રહની આ પાચમી આવૃત્તિ, ચિત્રકાર તન્નાના કેટલાક ચિત્રોથી સચિત્ર કરવામા આવી છે

શિવરાજ: લે૦ ગોવિદ હ પટેલ, મૂ૦ પાચ રૂપિયા છત્રપતિ શિવાજીના જીવનને આવરી લેતુ, ચારસો પાના જેટલા વિસ્તારમા આલેખાયેલુ છદોબદ્ધ મહાકાવ્ય.

સુવર્ણરેણુ: સ૦ મીનુ દેસાઈ, મૂ૦ પાચ રૂપિયા. જાણીતા મહારાષ્ટ્રિય લેખક ખાડેકરના પદરેક ગ્રથોમા ઠેરઠેર વેરાયેલા વિચાર રત્નોના તારણના સગ્રહની, વિશેષ ઉમેરા સાથેની બીજી મોટી આવૃત્તિ

કાતા: લે૦ ગ ત્ર્ય માડખોલકર, અનુ૦ ગોપાળરાવ વિદ્વાસ; મૂ૦ સાડાચાર રૂપિયા ગુજરાતને હવે તો સુપરીચિત જાણીતા મહારાષ્ટ્રિય લેખકની સુદીર્ઘ નવલકથા

મારી હૈયાસગડી. લે૦ ઈશ્વર પેટલીકર, મૂ૦ સાડા પાચ રૂપિયા એ જાણીતી નવલકથાની ત્રીજી આવૃત્તિ

સુખચે રાગી લે૦ પન્નાલાલ પટેલ, મૂ૦ સાડાત્રણ રૂપિયા નાની ટૂંકી વાર્તાઓના સગ્રહની ત્રીજી આવૃત્તિ

પૂર્ણિમા. લે૦ રમણલાલ વસતલાલ દેસાઈ, મૂ૦ પાચ રૂપિયા એ સુપરિચિત નવલકથાની પાચમી આવૃત્તિ

ટારઝનની શોધ: અગ્રેજી પરથી લખનાર સત્યમ્; મૂ૦ પાચ રૂપિયા કિશોરો ને કુમારોના પ્રિય પાત્ર ટારઝન અને તેના પ્રાણીમિત્રોના સાહસોને ગૂથી લેતી સાહસકથા

ઈતર પ્રકાશકોના પ્રકાશનો

ખરી કેળવણી લે૦ ગાધીજી, મૂ૦ અઢી રૂપિયા પ્ર૦ નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ ગાધીજીના કેળવણી વિષયક લખાણોના સગ્રહની નવા ઉમેરા સાથેની બીજી આવૃત્તિ

બાપુ: રાષ્ટ્રપિતાની કરુણ પ્રશસ્તિ લે૦ મીનુ દેસાઈ, મૂ૦ દોઢ રૂપિયો બાપુના અણધાર્યા નિર્વાણના આઘાતે જન્માવેલી આ સરળ, સુગેય કરુણ કાવ્ય પ્રશસ્તિને મુબઈ સરકારે હમણા પાચસો રૂપિયાનો પુરસ્કાર આપ્યો, તેની આ બીજી સચિત્ર આવૃત્તિ છે ચોવીસ સકલિત સુક્તકોનુ આ ગીત કાવ્ય બધા ઝીલી શકે એટલુ સરળ ને પ્રવાહી છે ત્રીજી આવૃત્તિ વેળાએ પુસ્તિકાનુ મૂલ્ય ઘટાડી શકાય તો ઠીક

આલાપ લે૦ પ્ર૦ પિનાકિન્ ઠાકોર, કટકિયાવાડ કાલુપુર, અમદાવાદ, મૂ૦ ત્રણ રૂપિયા જાણીતા યુવાન કવિનો છદોબદ્ધ અને ગીત કાવ્યોનો વાચનીય સગ્રહ

ફૂલ ફાગણના: લે૦ પ્ર૦ મુકુન્દરાય વિજયશકર પારાશર્ય, ૧૧૮૨, કૃષ્ણનગર, ભાવનગર મૂ૦ સવા રૂપિયો. ભાવવાહી લયમધુર અડસઠ ગીતોનો સગ્રહ

આરોગ્ય અને મૂઝવણમા માર્ગદર્શન: લે૦ ડૉ હરકિશનદાસ ડી ગાધી, મૂ૦ ચાર રૂપિયા, પ્ર૦ કુદરતી ઉપચાર કેન્દ્ર, સિલ્ક હાઉસ, ધોબીતળાવ પાસે, હમાલ વાડી, ગિરગાવ રોડ, મુબઈ-૨. આ પુસ્તક બે વિભાગમા વહેચાયેલુ છે, પ્રથમ વિભાગમા, આરોગ્ય વિશેના જુદા જુદા વિષય પરના બાવીસ લેખો છે અને બીજા વિભાગમા સવાલ જવાબના રૂપમા દર્દના ઉપાયો દર્શાવાયા છે લેખકે કુદરતી ઉપચારપદ્ધતિ પ્રમાણે દરેક વિષયની છણાવટ કરી છે દવાથી થાકેલા ને કુદરતી ઉપચારોમા રસ ધરાવનારાઓને આ પુસ્તક ઉપયોગી થશે —૨૦ અ૦

# આરાધના



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

# માર્ગદર્શકની શોધ

સ્વ. જમનાલાલ બજાજ

સ્વ૦ જમનાલાલ બજાજને યોગ્ય માર્ગદર્શકની શોધ કરતાં છેવટે ગાંધીજી મળ્યા. અને પછી તો ખુદ એમણે જ ગાંધીજીના હૃદયમાં અવિચળ સ્થાન પ્રાપ્ત કર્યું અને તે ગાંધીજીના પાંચમાં પુત્ર બન્યા. મહાદેવભાઈના મૃત્યુ વખતે સુશીલા નાયરે ગાંધીજીને પૂછ્યું કે, 'શું મહાદેવભાઈના મૃત્યુથી આપને સૌથી વિશેષ આઘાત નથી પહોંચ્યો?' ત્યારે ગાંધીજીએ જવાબ આપ્યો કે, 'જમનાલાલજી, મગનલાલ અને મહાદેવ—એ દરેક પોતપોતાના ક્ષેત્રમાં અજોડ હતા. મારો ખ્યાલ છે કે એમનું સ્થાન બીજા નહીં લઈ શકે.' આ પરથી જણાશે કે સ્વ૦ જમનાલાલનું સ્થાન ગાંધીજીના હૃદયમાં કેવું હતું! એ અનન્ય સેવકના શબ્દોમાં અહીં થતું ગાંધીજીનું દર્શન પ્રેરક છે.

જીવન સેવામય, ઉન્નત, પ્રગતિશીલ, ઉપયોગી અને સાદાઈભર્યું હોય, એ ભાવના જ્યારથી હું સમજતો થયો ત્યારથી અસ્પષ્ટ રૂપે મારી સામે હતી. એ હેતુની પૂર્તિ માટે સામાજિક, વ્યાપારિક, સરકારી અને રાજકીય ક્ષેત્રોમાં થોડો હસ્તક્ષેપ કરવાની મેં શરૂઆત કરી. સફળતા મારી સાથે હતી. પરંતુ હંમેશા મને એ વિચાર મનમા રહેતો કે જીવનની સંપૂર્ણ સફળતા માટે કોઈ યોગ્ય માર્ગદર્શક હોવો જરૂરી છે. મારા વિવિધ કામોમાં રોકાયેલો હોવા છતા મેં એ શોધ ચાલુ રાખી. એ માર્ગદર્શકની શોધમાં મને ગાંધીજી મળ્યા. અને હમે શાંને માટે હું એમને પામ્યો.

માર્ગદર્શકની શોધમાં મે ભારતની અનેક વ્યક્તિઓનો સંપર્ક સાધ્યો. મહામના માલવિયાજી, કવિવર રવીન્દ્રનાથ ટાગોર, સર જે. સી. બોઝ, લોકમાન્ય તિલક આદિ અનેક નેતાઓ ને વ્યક્તિઓ



સાથે મેં ઓછો-વત્તો પરિચય કર્યો હતો. એમના સંપર્કમાં રહ્યો, એમના જીવનનું નિરીક્ષણ કર્યું. મારી એ શોધમાં એક વાતે મારા હૃદય પર બહુ અસર કરી. એ હતી સમર્થ રામદાસની ઉક્તિ: 'બોલે તૈસા ચાલે, ત્યાચી વંદાવી પાઉલે' અનેક નેતાઓ સાથે મારો પરિચય થયા પછી મને એમના જીવનમાં ઉપલા સિદ્ધાંતની પ્રાપ્તિ જેટલા પ્રમાણમા થવી જોઈએ તે ન થઇ. ભિન્ન ભિન્ન વ્યક્તિઓના ભિન્ન ભિન્ન ગુણોની મારા પર અસર પડી. સૌની પ્રત્યે મારી શ્રદ્ધા અને આદર તો રહ્યા જ. પણ મારા જીવનના માર્ગદર્શકના સ્થાન પર હું કોઈને સ્થાપી શક્યો નહીં.

જ્યારે હું માર્ગદર્શકની શોધમાં હતો ત્યારે ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં સેવાકાર્ય કરતા હતા. એમના જે સમાચાર છાપાંઓમાં આવતા હતા તે હું ધ્યાનથી વાંચતો

હતો, અને સ્વાભાવિક એ ઇચ્છા થતી હતી કે એ જો હિન્દુસ્તાનમાં આવે તો એમનો સંપર્ક સાધવો. સન્ ૧૯૦૭થી ૧૯૧૫ સુધી એ શોધમાં રહ્યો, અને જ્યારે ગાંધીજીએ હિન્દુસ્તાનમાં આવીને અમદાવાદમાં, કોચરબમાં મકાન ભાડે રાખીને આશ્રમ શરૂ કર્યો ત્યારે એમનો પરિચય મેળવવા માટે હું ત્રણ વાર ત્યાં ગયો હતો. એમનું જીવન મેં સૂક્ષ્મતાથી જોયું. એ વખતે ગાંધીજી શરીરે અંગરખું, કાઠિયાવાડી પાઘડી અને ધોતિયું પહેરતા. પગ તો ઉઘાડા જ રહેતા. જાતે દળતા, અને રસોડામાં પણ કામ કરતા હતા. પોતે જ પીરસતા પણ હતા. એમનો એ સમયનો આહાર કેળાં, મગફળી, જૈતુનનું તેલ અને લીંબુ—આટલો હતો. એમની શારીરિક સ્થિતિ જોતાં એમનો આહાર ઠીકઠીક કહેવાય. આશ્રમમાં સાંજ-સવારની પ્રાર્થના થતી સાંજની પ્રાર્થનામાં હું જતો. ગાંધીજી પોતે પ્રાર્થનામાં રામાયણ, ગીતા આદિ પર પ્રવચન કરતા. મેં એમનો અતિથિ-સેવા અને માંદાઓની સારવાર પણ જોઈ. અને એ પણ જોયું કે આશ્રમની અને આશ્રમવાસીઓની નાનામાં નાની બાબતનું પણ ગાંધીજી ધ્યાન રાખે છે. આશ્રમના સેવાકાર્યમાં મગ્ન બાને પણ મેં જોયાં. ગાંધીજીએ પણ મારે વિશે પૂછપરછ કરવી શરૂ કરી. ધીરેધીરે સંપર્ક અને આકર્ષણ વધતા જ ગયાં. જેમજેમ હું એમના જીવનને સમાલોચકની સૂક્ષ્મ નજરે જોતો ગયો તેમતેમ મને અનુભવ થતો ગયો કે એમની ઉક્તિઓ અને કૃતિઓમાં સમાનતા છે. અને મારા 'બોલે તૈસા ચાલે' આદર્શનું અસ્તિત્વ છે. એ રીતે સંબંધ તથા આકર્ષણ વધતાં જ ગયાં.

મહાત્માજીના કાર્યમાં હું ખોવાતો ગયો. એ મારા માર્ગદર્શક જ ન રહ્યા, પિતા-તુલ્ય થઈ ગયા. હું એમનો પાંચમો પુત્ર બન્યો.

મહાત્માજીમાં અલૌકિક ગુણ છે. આ શબ્દોમાં હું હૃદયનો સાચો ભાવ વ્યક્ત કરું છું. પરંતુ વિરોધની શંકા કર્યા વિના એટલું તો એમના વિશે કહી શકું છું કે એમનામાં મનુષ્યોચિત ગુણોનો ભંડાર છે. માનવી ગુણોના તો એ હિમાલય છે. એમની નિયમિતતા, સાર્વજનિક હિસાબ રાખવાની ઝીણવટ, માંદાઓની સારવાર, મહેમાનોનો સત્કાર, વિરોધીઓ સાથે સદ્‌વ્યવહાર. વિનોદપ્રિયતા, આકર્ષણ, સ્વચ્છતા, બારીક નજર અને દૃઢ નિશ્ચય આદિ ગુણો મેં ઉત્તરોત્તર પ્રગટ થતા જોયા છે. વિરોધી ગુણો પણ મેં મહાત્માજીમાં જોયા છે એમની અવિચળ દૃઢતા અને કઠોરતા. અગાધ પ્રેમ અને મૃદુતાના પાયા પર ઊભી છે એમની પાઈ પાઈની કંજુસાઈ મહાન ઉદારતાના જળથી સિંચાયેલી છે અને એમની સાદાઈ સૌન્દર્યથી પોષાયેલી છે.

*

## ભાષાશુદ્ધિ

મહાત્મા કન્ફ્યૂશિયસને કોઈએ પૂછ્યું કે, 'જો તમને કોઈ દેશ પર શાસન કરવાનો તક મળે તો સૌથી પ્રથમ તમે શું કરો?'

'સૌથી પહેલાં ત્યાંની ભાષા શુદ્ધ કરવાનો પ્રયત્ન કરું.' કન્ફ્યૂશિયસે જવાબ આપ્યો.

'પણ મહાત્મન્! ભાષાશુદ્ધિ અને શાસનને શો સંબંધ છે?'

'ભાષા અશુદ્ધ હોય તો એના દ્વારા મનના ભાવો બરાબર વ્યક્ત નથી થતા, અને જ્યારે ભાવ બરાબર વ્યક્ત નથી થતા ત્યારે ન કરવા જેવાં કામો થઈ જાય છે. અને જ્યારે અનુચિત કામો થાય છે ત્યારે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ અને નૈતિકતાનો અંત આવે છે. અને જ્યાં નૈતિકતાનો અંત આવે છે ત્યાં ન્યાય કેવી રીતે ટકી શકે? અને ન્યાય વિના અરાજકતા ફેલાય એ તો સ્વાભાવિક છે. અને જ્યાં અરાજકતા ફેલાય ત્યાં શાસન કેવી રીતે કરી શકાય? માટે ભાષાશુદ્ધિની અનિવાર્યતા સર્વોપરિ છે.'

સરિતાના કિનારા પર એક મોટી ઉંમરની છોકરી રડતી હતી. ત્રણ મિત્રોની નજર એક સાથે તેના પર પડી. ત્રણમાં એક કવિ હતો, બીજો ચિત્રકાર હતો અને ત્રીજો ગાયક હતો.

રાજદરબારમાં કવિનું સ્થાન સિંહાસનની પાસે હતું, ચિત્રકારનું સ્થાન માનનીય માણસો વચ્ચે હતું, પણ ગાયક તો હમેશા એક જ પ્રકારનો ઝીણો સૂર કાઢતો, પછી એનું સ્થાન એ લોકો વચ્ચે કયાંથી હોય?

આ છોકરી આમ, સરિતાના કિનારા પર, એકાંતમા શા માટે રડે છે? ત્રણેયને એ જાણવાની ઉત્કંઠા જાગી

સૌથી પ્રથમ કવિએ પેલી રડતી છોકરી પાસે જઈને પૂછ્યું: 'હે સુંદરી, તું શા માટે રડે છે? એવું તે કયું કારણ છે?'

પછી ચિત્રકારે તે છોકરીને પૂછ્યુ: 'હે ચારુગાત્રિ! તું આટલી દુઃખી કેમ છે?

ગાયકે માત્ર તે છોકરી પર એક દૃષ્ટિ કરી.

પેલી છોકરી કોઈને કશો જવાબ દેવાને બદલે ઊલટી જોરજોરથી રડવા લાગી

કવિ અને ચિત્રકારે મળીને વિચાર્યું કે આ છોકરી ન કહે તો આપણે એના દુઃખનું કારણ આપણે આપણી કલ્પનાથી શોધી કાઢવું જોઈએ.

બિચારો ગાયક તો સ્તબ્ધ થઈ ગયો.

કવિ પેલી છોકરીની પાસે જઈને પોતે રચેલી કવિતા તેને સંભળાવવા લાગ્યો: 'હૃદયમાં ગૂંથેલી મોતીની માળા નિષ્ઠુર પ્રેમીએ તોડી નાખવાથી એ મોતીઓ એક પછી એક એ રમણીની આંખમાંથી નીકળવા માડે છે. હે સુંદરી, એ નિયમમાં તું કેમ અપવાદરૂપ હોઇ શકે?'

કવિનુ એ કાવ્ય સાંભળીને પણ પેલી છોકરીનું રુદન અટક્યું નહીં, એના હોઠ ખુલ્યા નહીં.

પછી ચિત્રકાર પેલી છોકરી પાસે ગયો અને એક ચિત્ર બતાવ્યું. ચિત્રમાં એક છોકરી આંધીના તોફાનમાં સખત રીતે સપડાયેલી હતી. પવનના સૂસવાટાને કારણે એના માથાના કેશ ચારે તરફ વિખરાઈને ઊડતા હતા, સાડીનો છેડો પણ હવામાં ઊડતો હતો, પણ પેલી છોકરીને એ કશાની ખબર ન હતી એ હવાથી ઊખડીને પડેલા એક વૃક્ષને વળગેલી એક લતાને સૂક્ષ્મતાથી જોતી હતી. વૃક્ષ સાથે વીંટળાયેલી લતા પણ વૃક્ષ સાથે માટીમાં મળી ગઈ હતી.

છોકરીના હોઠ કંઈ બોલવા સેજ ખુલ્યા પણ ચિત્રકાર એક શબ્દ પણ સાંભળી શક્યો નહીં

એવામા ગાયક સહજ પ્રેરણાથી ધીમે ગણગણવા લાગ્યો. તેના સ્વર અત્યંત કોમળ હતા અને ધ્વનિની ધ્રુજારી હૃદયસ્પર્શી હતી અને તે એટલી તો મર્મભેદી હતી કે મૂર્તિમાન દુઃખ જ જાણે પોતાની કથા કહેતુ હોય'

ગાયકને ગાતો અટકાવી પેલી છોકરીએ પૂછ્યુ, 'તમને એ કોણે કહ્યું?'

ગાયક અચંબામાં પડી ગયો. પૂછ્યું: 'શું?'

'મારો બાળક—અહીં....' એટલું કહેતાં તો છોકરીની આખ ભરાઈ આવી એણે સરિતા તરફ આગળી ચીંધી—ભારે મોટું વમળ ત્યા ચકરાતું હતુ.

ગાયક વિચારમાં લીન થઈ ગયો. છોકરી નમ્રતાથી કહેવા લાગી: 'મેં નાહક તમને વચમાં કહી દીધું—તમારો સૂર સાંભળી મારુ હૃદય કેટલું હળવું થઈ ગયું! ફરી એક વાર એ ગીત ગાવો!'

★

ખુદા તે જ માણસને ઇન્સાફ આપે છે જેનામાં તદબીર છે, હિંમત છે, સાચે રસ્તે કામ લેવાની શક્તિ છે, પણ ગુસ્સો નથી

— ગાંધીજી

## દોષ કેવો?

– કનુ દેવરૂપ

હજુ તો પહો ફાટવાને વાર હતી અને લોકો પાછલી રાતનાં મધુરાં શમણાં માણતા હતા. ત્યાં તો મોટેથી હરિનામ લેતું, ઢોલ પખવાજ બજાવતું ને લાંબે હાથે તાળીઓ લેતાં ઊછળતું આશરે પંદરવીસ સાધુઓનું એક ટોળું કાશીનગરીમાં દાખલ થયુ અને "કોઈ આવે તો એમના ઘરનો મારગ પૂછીએ" એમ બોલતું એક ચૌટા આગળ થોભી ગયું.

થોડીવારે એક માણસ ત્યા આવ્યો. ઊંચા સોટા જેવા પાતળા તેના દેહની આસપાસ કાળી કામળી વીંટાળેલી હતી. વાળ વિનાના તેના માથા પર, તેના સૂકા છતા ય તેજસ્વી ચહેરાને ઢાંકી લેતો ફાટેલા લૂગડાનો એક કકડો બાંધેલો હતો. પ્રાર્થનાના મધુર શબ્દો તેના કંઠમાથી સરતા હતા અને ઉઘાડા, સળેખડી જેવા તેના પગ ઝપાટાભેર ઊપડતા હતા!

ટોળાએ તેને જોયો અને ઇશારો કરીને પાસે બોલાવ્યો: "એય! કબીરજીનું ઘર ક્યાં આવ્યું?'

પેલો ખચાઈને ઊભો રહ્યો, "ભાઈ આપને એનુ કામ છે?" મીઠાશથી તેણે પૂછ્યું.

"હા," એક સાધુએ આગળ આવીને જવાબ વાળ્યો, "વાત એમ છે કે અમારે કબીરજીને ગુરુ કરવા છે. તેમના જ્ઞાનથી આકર્ષાઈને અમે દૂર દૂરથી આવ્યા છીએ. પણ ..." એકાએક તેની નજર પેલાના બોડા માથા પર પડી અને તેનો પિત્તો ઊછળ્યો, "પણ અલ્યા! ગામમાં પેસતાં જ તુ બોડકો સામે મળ્યો? અમને અપશુકન કર્યાં? અરે! બધા જોઈ શું રહ્યા છો? મારો આ હરામજાદાને!" એટલું કહેતાં તેણે હાથ ઉગામ્યો. અને બીજી પળે સહુ પેલા પર તૂટી પડ્યા. લાતો, ઠોંસા, પાટાં અને તમાચાનો વરસાદ વરસ્યો. પેલો પડતો આખડતો, સીસકારા પાડતો ને સામા હાથ જોડતો ઊભો રહ્યો!

થોડીવારે સાધુઓ મારતા થાક્યા અને આગળ વધ્યા. કોઈએ તેમને કબીરજીના ઘરનો પત્તો આપ્યો. સાધુઓ ત્યાં પહોંચ્યા. કબીરના ઘરમા એ વખતે કબીરપત્ની એકલાં જ હતાં. આવેલા ટોળાને તેમણે પ્રેમથી બેસાડ્યું અને કબીર નદીએ નાહવાને ગયા છે એમ કહ્યું.

સમય વીતવા લાગ્યો.

થોડીવાર પછી દૂરથી કબીર આવતા દેખાયા. ધીરે ડગે તે પાસે આવ્યા ને બેઠેલા સાધુઓ ચમકીને ઊભા થઈ ગયા. આવતી વેળાએ પેલા જે એક માણસને તેમણે પ્રસાદી ચખાડી હતી એ જ શું કબીરજી હતા? તેમના કપાળે પરસેવો વળ્યો.

પણ કબીર તો હસતાં હસતાં બોલ્યા, "ભગવાનના ભક્તો! આપ સહુ ગુરુ કરવા નીકળ્યા હતા, ત્યારે તમારા માર્ગમાં મેં અપશુકન કર્યાં એટલે ચીઢાઈને સહુએ મારા પર હાથ ઉગામ્યા. એમાં થોડો જ તમારો દોષ છે? ને ભૂલ કોણ નથી કરતું?" સાધુઓ પગે પડ્યા. કબીરે સહુને પોતાના શિષ્ય કરીને રાખ્યા.

*

વચ્છરાજ શેઠે શ્રી જમનાલાલ બજાજને દત્તક લીધા તે પછી તેમને દુકાનેથી રોજ એક રૂપિયો વાપરવા માટે મળતો. જમનાલાલ એ પૈસા એકઠા કરતા.

૧૯૦૬માં લોકમાન્ય તિલકે 'કેસરી' દૈનિકની હિન્દી આવૃત્તિ નાગપુરમાંથી પ્રગટ કરવાનું નક્કી કર્યું. તે માટે તેમને નાણાંની જરૂર હતી. બાળક જમનાલાલે ભેગા કરેલા પૈસામાંથી તરત જ સો રૂપિયા લોકમાન્ય તિલક પર હિન્દી 'કેસરી' માટે મોકલી આપ્યા.

## તમે કોણ ?

અનવર આગેવાન

ઢળતો પહોર છે શીળા વાયુનો વીંજણો માલવ ધરતીને માથે ઢોળાઈ રહ્યો છે. એવે સમયે રાજા ભોજ અને કવિવર માઘ સહેલ ગાહે નીકળ્યા છે ફરતાં-ફરતાં બંને જણ ઘણે આઘે સુધી નીકળી ગયા. પાછા વળતાં મારગ ભૂલી ગયા. થોડીવાર તો બંને વિચારમા પડી ગયા. કયે રસ્તે જવું તે કશી ગતાગમ પડી નહીં. ત્યાં પાસે જ એક ખેતરમાં આધેડ વયની એક ડોશી બેઠા મોલમાં ખડ નીદતી હતી તેઓ બંને એ ડોશી પાસે ગયા :

'માડી, આ મારગ કેની કોર જાય છે ?

એકવાર તો ડોશીએ પાછુ વાળી ઝીણી-નજરે બંને તરફ જોયું અને હળવે રહી ઉત્તર વાળ્યો : "આ મારગ તો અહી જ રહેશે એ ક્યાંય જતો-આવતો નથી બાકી હા, વટેમાર્ગુ એના ઉપર થઈને જાય-આવે છે ભાઈ. તમે કેવા છો ?"

"માડી અમે તો મુસાફર છીએ"

ડોશી બોલી: "ભાઈ, મુસાફર તો આ જગમાં ભગવાને બે જ સરજ્યા છે— એક ચાંદો ને બીજો સૂરજ. આમાથી તમે કોણ છો ?"

"અમે તો માડી મે'માન છીએ"

"મે'માન તો બે છે. એક ધન ને બીજુ જોબન. ભાઈ, સાચેસાચું ભાખજો, કે તમે કોણ છો ?"

ત્યાં રાજાથી ન રહેવાયુ. "માડી અમે તો રાજા છીએ."

"હે રાજા ! રાજા તો આ મલકમા બે જ છે. એક ઈન્દર ને બીજો યમ. એમાથી તમે કોણ છો ?"

"અમે તો ક્ષમાવાન છીએ, માજી !"

"ક્ષમાવાન, ને તમે ! ઈ વળી કેદુકના ? ક્ષમાવાન તો છે એક ધરતી ને બીજી સ્ત્રી ! એમાં તમે કોણ છો ?"

કવિવર માઘે કહ્યું : "અમે સાધુ છીએ માડી"

"આ જગમા સાધુ તો બે છે. એક શનિ ને બીજો સતોષ એમાં તમે કેવા સાધુ ?"

માઘ આમ ઉપરાઉપરી સવાલ-જવાબથી તો ગભરાયા. પણ પછી તે જ ક્ષણે એણે ઉત્તર ઘડી કાઢ્યો. "માડી, અમે પરદેશી છીએ"

"પરદેશી તો બે છે. એક ઝાડનું પાંદડું ને બીજો આ ખોળિયા માયલો જીવ."

માઘને થયું કે, ડોશી ભારે કાબેલ ને પહોંચેલી છે એનું જ્ઞાન કાંઈ નાનુંસુનું તો નથી. એણે ફરી ધીરે રહી કહ્યું : "માજી, અમે તો ગરીબ છીએ"

"ગરીબ તો બે છે. એક તો બકરીનો જાયો બોકડો અને બીજી દીકરી"

"તો પછી અમે ચતુર છીએ."

'ભાઈ ચતુર તો અન્ન અને પાણી છે."

આથી રાજા ભોજ અને કવિવર માઘ બને મુઝાણા, અને પોતાની હાર કબુલ કરતાં કહ્યુ "અમે તો હારી ગયા માજી !"

વૃદ્ધાએ મો મલકાવતાં કહ્યુ: "હારેલા પણ બે છે એક કરજદાર અને બીજો દીકરીનો બાપ"

બને હાથ જોડીને બોલ્યા. "હે માડી ! અમારી તો હવે મતિ મુંઝાઈ ગઈ. આમાં કાંઈ સમજ પડતી નથી હવે તમે માર્ગ બતાવો તે ખરો !"

આખરે ડોશીએ હસતાં-હસતાં કહ્યુ : "તો પછી હુ કહુ છુ-તમે છો રાજા ભોજ અને આ છે માઘ પંડિત. સિધાવો, આ સામે દેખાય એ જ મારગ ઉજ્જૈનનો છે"

આમ બંને એકબીજા સામે જોતા ઉજ્જૈન મારગે સિધાવ્યા

*

સુંદરતા એ આયનામાં પોતાને સતત જોયા કરતી સનાતનતા છે —ખલિલ જીબ્રાન

કૈકેયીના કહેવાથી વચનથી બંધાઈને દશરથ રાજાએ રામને વનવાસ આપ્યો ત્યારે સૌ કોઈના શોકનો પાર રહ્યો નહીં. પણ વચન તે વચન. રામે શોકમાં ડૂબેલા કુટુંબ-પરિવાર અને અયોધ્યાની પ્રજાની ભારે હૈયે સીતા અને લક્ષ્મણ સાથે વિદાય લીધી.

રામે વનની વાટ લીધી. રસ્તામાં શૃંગવેરપુર આવ્યું. રામ પધાર્યા છે એ જાણીને ત્યાંનો રાજા નિષાદરાજ જે રામનો પરમ ભક્ત હતો, પોતાના માણસો સાથે કંદમૂળ, ફળો લઈને સામે આવ્યો. અને રામને ચરણે પોતાની ભેટ ધરી ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો: 'ભગવાન! મારું રાજ્ય એ આપનું જ રાજ્ય છે, માટે કૃપા કરી તમે અહીંનો કારભાર સંભાળી લો. હું આપની સેવા કરી કૃતાર્થ થઈશ.'

'નહી વત્સ! એમ ન બની શકે. મારે તો હજી આગળ જવું છે. હું આજનો દિવસ થોભીશ, પણ કાલે આગળ વધીશ. તારો પ્રેમ જોઈ હું રાજી થયો છું.'

રામ, સીતા અને લક્ષ્મણે ત્યાં જ રાત્રિવાસ કર્યો. કોમળ શરીરવાળાં રામ-સીતાને ભૂમિશયન કરતા જોઈને નિષાદરાજને અત્યંત દુઃખ થયું— તેની ધીરજ ખૂટી ગઈ પણ લક્ષ્મણે તેને સમજાવીને શાંત કર્યો.

સવાર ઊગી. નિત્યકર્મથી પરવારી રામે ગંગા પાર કરવાની ઈચ્છા વ્યક્ત કરી. નિષાદરાજે તુરત એક માછીને તેડી મંગાવ્યો. માછી તો રામનું નામ સાંભળી દોડતો આવ્યો. એને તો રામનું ચરણામૃત પીવું હતું. એણે એક યુક્તિ કરી કહ્યું: 'ભગવાન! આપના ચરણસ્પર્શથી પથ્થર સ્ત્રીમાં પલટાઈ જાય છે, જેમ શલ્યાની અહલ્યા થઈ તેમ, આપને હું ગંગા પાર તો ઉતારું પણ તમારા ચરણ સ્પર્શે મારી હોડી સ્ત્રી બની જાય તો હું ધંધો કેવી રીતે કરું? માટે પ્રથમ આપના ચરણ ધોઈ લઉં, પછી આપ સુખેથી હોડીમાં પધારો!'

રામે માછીને ઘણું કહ્યું કે એવું કશું ન થાય પણ માછીએ માન્યું નહીં, તેણે તો ચરણ ધોવાની હઠ પકડી. આખરે તેની જીત થઈ. એ એક પાણી ભરેલી કથરોટ લાવ્યો. રામે તેમાં પોતાના પગ મૂક્યા. માછીએ તેને સારી રીતે ધોયા. એ ચરણામૃત તેણે અને તેના કુટુંબીજનોએ પ્રેમથી પીધું અને કૃતાર્થ થયા.

રામ લક્ષ્મણ ને સીતાને માછીએ ગંગા પાર ઉતાર્યાં. સીતાજીએ રાજી થઈને પોતાની હાથમાંની મૂલ્યવાન વીંટી ઉતારીને માછીને આપી. પણ માછીએ ન લીધી તે ન જ લીધી. એણે વાયદો કર્યો કે તમે વનવાસથી પાછાં ફરશો ત્યારે તમે જે આપશો તે લઈશ.

નિષાદ પણ રામની સાથે જ હતો. તેણે માછીના ભાગ્યની ઈર્ષ્યા આવી. સાથે રાજી પણ થયો કે મારો પ્રજાજન કેવો ભાગ્યશાળી છે!

નિષાદ જંગલના ખૂણેખૂણાનો ભોમિયો હતો એટલે રામને તે ઘણો ઉપયોગી થઈ પડ્યો. તેને જંગલના આકરા જીવનનો સારો અનુભવ હતો તેથી રામને સહાયરૂપ થવા દરેક પ્રયત્ન કરતો, જેથી રામને જંગલજીવન બહુ કઠે નહીં. વળી જંગલમાં વસતી પ્રજાને તેણે કહી રાખ્યું હતું કે દરેકે રામની બનતી સેવા કરવી.

એક દિવસ રામે તેને શૃંગવેરપુર પાછા ફરવા આગ્રહ કર્યો. નિષાદને ગમ્યું તો નહીં પણ રામની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શક્યો નહીં.

ભરતને જ્યારે ખબર પડી કે કૈકેયીએ હું અયોધ્યાની ગાદીએ બેસું એટલા ખાતર રામને વનવાસ મોકલ્યા છે, ત્યારે તેને અપાર શોક થયો. રામને પાછા લેવા ભરત સાથે મોટું લશ્કર લઈને નીકળી પડ્યો.

નિષાદના અનુચરે આવીને ખબર આપી કે, 'ભરત મોટી સેના લઈને આવે છે.'

નિષાદને ચિંતા થઈ. રામને વનવાસ

મોકલ્યા છતાં એટલેથી સંતોષ ન થયો કે તેમની પાછળ વળી લશ્કર લઈને આવ્યો! કંઈ નહીં, એવું હશે તો હું એનો સામનો કરીશ. એમ વિચારી તેણે પોતાના કર્મચારીઓને બોલાવી યુદ્ધ માટે તૈયાર રહેવાની આજ્ઞા આપીને કહ્યું, 'આપણી પાસે પાંચસો વહાણો છે એ બધાં ગંગામાં ઉતારો અને એવી રીતે ગોઠવો કે કોઈ ગંગા પાર કરી શકે નહીં. હું જઈને ભરતના મનમાં શું છે તે જાણી આવું. એનો ઇરાદો ખરાબ હશે તો એને કે એના સૈન્યને કોઈ પણ રીતે ગંગા પાર જવા દેવાં નહીં.'

ભરત થોભ્યો હતો ત્યાં નિષાદ પહોંચ્યો અને પોતાનો આદર પ્રગટ કર્યો અને સેવા માટે ભરતની આજ્ઞા માગી.

'ખાસ તો કોઈ સેવાની જરૂર નથી પણ ભારદ્વાજ ઋષિનો આશ્રમ ક્યાં આવ્યો? અને ત્યાં કયે રસ્તેથી જઈ શકાય?' ભરતે કહ્યું

'એ તો હું અને મારા માણસો સાથે ભારદ્વાજ ઋષિના આશ્રમ સુધી આવીશું પણ આપ સાથે આવડી મોટી સેના શા માટે રાખી છે? એકલા યે જઈ શકાય!'

ભરત, નિષાદના કહેવાનો અર્થ સમજી ગયો. પણ એને ક્રોધ ન ચડ્યો. કેમ કે, નિષાદની રામભક્તિથી એ જ્ઞાત હતો એણે નિષાદને સમજાવતાં કહ્યું: 'ભાઈ, મારે અયોધ્યાનું રાજ નથી જોઈતું. હું તો રામને માનભેર પાછા તેડવા સેના સાથે જાઉં છું. મારા હૃદયમા બીજો કોઈ ભાવ નથી.'

નિષાદને એ જાણી શાંતિ થઈ. ભરતનો પ્રેમ તે જોઈ શક્યો. તરત નિષાદે પોતાનો સેના સાથે ભરત અને તેની સેના સાથે ભારદ્વાજ ઋષિના આશ્રમ તરફ કૂચ આદરી આખે રસ્તે ભરત બસ રામ-રામની ધૂન કરતો હતો. ભરતની એ વ્યાકુળતા જોઈને નિષાદને તેના પ્રત્યે શંકા લાવવા બદલ દુઃખ થયું.

ચિત્રકુટ પહોંચતાં જ ભરત રામના ચરણોમાં ઢળી પડ્યો. સહુ ભાવનાવશ જોઈ રહ્યા. ભરત રામને અયોધ્યા પાછા ફરવા ખૂબ કરગર્યો પણ રામ અચળ રહ્યા.

ભરતને પાછા ફરવું પડ્યું. નિષાદ પણ પાછો ફર્યો અને રામ વનવાસેથી પાછા ફરે તેની રાહ જોતો વ્યાકુળતાથી દિવસ પસાર કરવા લાગ્યો.

અને એ દિવસ પણ આવી પહોંચ્યો. રામ વનવાસ પૂરો કરી અયોધ્યા પાછા ફર્યા. રાજ્યાભિષેકનો મંગલ સમારંભ થયો. દેશ-દેશના રાજાઓ પધાર્યા હતા. તેમાં નિષાદ પણ હતો.

સમારંભ પૂરો થયો. સહુ એક પછી એક વિખરાવા લાગ્યા ત્યારે રામે નિષાદને બોલાવી મૂલ્યવાન ભેટો આપી, પોતાનો સ્નેહ વ્યક્ત કર્યો. પણ નિષાદને મન એ બધું અલ્પ હતુ. એને તો રામની સેવા કરવી હતી, પોતાને વતન પાછા નહોતુ ફરવું. એણે કહ્યું: 'ભગવાન! મારે બીજી કશી સ્પૃહા નથી. આપના ચરણોમા જગા આપો. એટલે બસ.'

નિષાદ! તે મને વનમાં ઘણી સહાય આપી છે. તે માટે હું તારો આભારી છું—એ ઉપકારો હું ભૂલ્યો નથી. પણ તારે પાછા ફરવું જ જોઈએ.'

નિષાદને એ ગમ્યું નહીં, એની આંખમાં વિયોગનાં આંસુ આવી ગયાં. રામે તેનો એવો નિર્મળ પ્રેમ જોઈ તેને ભેટી પડી કહ્યું: 'નિષાદ! તુ ભરતની જેમ જ મારો ભાઈ છે. જા, પાછો ફર. મન, વચન, કર્મથી ધર્મનું પાલન કર.'

રામનો પ્રેમ જોઈ, તેમની અમીભરી પ્રેમવાણી સાંભળી કૃતાર્થ થયેલો નિષાદ રામને નમસ્કાર કરી પાછો ફર્યો. અને જીવ્યો ત્યા સુધી એક નિષ્ઠાથી રામની ભક્તિ કરી અને સંસાર-સાગર તરીને મોક્ષ પામ્યો.

*

# બા-બાપુની ગોદમાં

અમૃતલાલ નાણાવટી

*

## બાનું શિક્ષણ

સેવાગ્રામ આશ્રમમાં જે અનેક ભાઈ-બહેનોને ભણાવવાનું કામ બાપુજીએ મને સોંપ્યું હતું એમાં બા પણ હતાં. બાનો વર્ગ લગભગ સવારે આઠ વાગે ચાલતો. એક સાચો વિદ્યાર્થી જેટલી ઉત્કટતાથી વર્ગ શરૂ થવાની રાહ જુએ એટલી ઉત્કટતાથી બા પોતાના વર્ગની રાહ જોતાં. નિયત સમયે એમનો વર્ગ શરૂ થવો જ જોઈએ. બાના મકાને હું જતો તે પહેલાં બા પોતાને અને મારે બેસવા માટે ચટાઈ પાથરી રાખતાં. દેવમૂર્તિ સામે ઘીનો દીવો પણ સળગાવતાં. શરૂમાં ગીતાના બારમા અધ્યાયના શ્લોક વાંચતાં; રોજ એક નવો શ્લોક પાંચ-સાત વાર મારી સાથે વાંચતાં અને યાદ રાખવાની કોશિશ કરતાં. બીજે દિવસે તે જ શ્લોક ચોપડીમાં જોયા વિના જ બોલવાનો પ્રયત્ન કરતાં. હું પણ થોડી મદદ કરતો. ગીતાપાઠ પછી બા આશ્રમ ભજનાવલિ ખોલતાં અને હમેશાં 'ભજ મન રામ ચરણ સુખદાયી'વાળું પાનું ઉઘડતું. કદી હું ભજન બોલવાની શરૂઆત કરતો, ક્યારેક બા અને હું સાથે આખું ભજન પૂરું કરતાં. ભજન પછી તુલસી રામાયણનો પાઠ ચાલતો. એક દોહાથી બીજા દોહા સુધીની ચોપાઈઓ અમે ગાતાં, બા દરેક ચોપાઈ બોલ્યા પછી એનો અર્થ વાંચતાં. તે પછી રોજનીશી લખતાં. એમ કરતાં સમય વધતો તો કોઈ ગુજરાતી વાચનમાળામાંથી પાઠ વાંચતાં અથવા બાપુની આત્મકથા—સત્યના પ્રયોગો—વાંચતાં. આમ ભણવાનો સમય પૂરો થતો. રોજ બાની પાસે બેસવા માટે એ સમય મળતો તેથી મને આનંદ થતો. અને બા પણ ભણવાનો સમય વસૂલ કરવાનો પોતાનો હક્ક માનતાં. કોઈ દિવસ કોઈ કારણસર હું વર્ગ નહીં લઈ શકતો



ત્યારે બા રિસાતાં અને એમની આંખમાં નારાજી દેખાતી. ઘરના વાડામાં ઊભાં રહી બા મને પૂછતાં: 'આજે મારો વર્ગ કેમ ન લીધો?' મારે ખુલાસો કરવો પડતો! સદ્ભાગ્યે બાની નારાજી લાંબો સમય ટકતી નહીં. ભોજન વખતે હું અને કાનો—રામદાસ ગાંધીનો પાંચ વરસનો છોકરો—જમવા બેસતા, અમને બંનેને બા પ્રેમથી પીરસતાં.

*

## સિપાહીની ફરજ

એક દિવસ રાત્રે નવ વાગ્યે બાપુએ મને આડે હાથે લીધો. હિસાબની વાત હતી. ....એ....ને પૈસા ઉધાર આપ્યા હતા એને વિશે પૂછ્યું અને ઠપકો આપ્યો કે, 'દરરોજ હિસાબ કેમ જોતા નથી? તમને જવાબદારી સોંપી એનું તમે પાલન નથી કર્યું. તમે તો સત્યાગ્રહી છો, તમારે તો સાચી હકીકત બતાવી દેવી જોઈતી હતી. આ તો વિશ્વાસઘાત થયો. એને ગમતું ન હતું છતાં રોજ તમને એ હિસાબ બતાવે એ જ શરત પર એને એ કામ સોંપ્યું હતું.'

મેં કહ્યું: 'જેને મારી સાથે કામ કરવું ગમતું નહીં હોય તેની પાસેથી કામ લેતાં મને જરા દુઃખ થાય છે.'

'તમે તો સિપાહી છો. સિપાહીને તો જે કામ સોંપવામાં આવે એ તેને કરવું પડે છે

બધે ઠેકાણે થોડા આપણી પસંદગીના માણસો મળે છે? તમે તો જેલ જોઈ છે ને? વૉર્ડર કદી પણ એવું કહેશે કે આ કેદી ખરાબ છે એટલા માટે હું એને સંભાળી ન શકું? એ કેમ બને? ત્યારે તો એને વૉર્ડરી છોડી જ દેવી જોઈએ ને? તમે જાણો છો કે હું તમારા પર કેટલો વિશ્વાસ રાખું છું! મારું તો વિશ્વાસે વહાણ ચાલે છે. તમારા પર એમ સમજીને જવાબદારી નાખી છે કે તમે એ ઉઠાવશો. અગર જવાબદારી ઉઠાવી ન શકો તો તમારે 'ના' કહી દેવી જોઈએ.'

'જવાબદારી તો હું ઉઠાવી શકુ છુ પણ તમે સમજી શકો છો કે હું શું કહેવા માગુ છું.' મેં કહ્યું.

'ના, નથી સમજાયો. કેમ કે, હુ સમજવા નથી માગતો. અત્યારે સાડા નવ થઈ ગયા છે. મારે તો આટલું બોલવું ન હતુ, પણ લંબાવ્યું. સુશેષુ કિ બહુના?'

★

ગ્રામ-કેળવણી

એક દિવસ (૨૧-૧૦-'૩૭) સવારે નાસ્તો કરતી વખતે બાપુ મને ગામડાના શિક્ષણ વિશે કહેવા લાગ્યા. મેં કહ્યું: 'શહેરમા જ વધારે રૂપિયા ખર્ચાય છે અને શહેરના છોકરાઓને ફુરસદ રહે છે એટલે ધંધો કરી શકે છે. પરંતુ ગામડામાં છોકરા નીંદવા વિગેરે બીજાં કામ માટે જાય છે. નાનાં નાનાં બાળકોથી શાળા સ્વાવલંબી કેમ થાય?'

'મા-બાપો સાથે વાતચીત કરીને શાળાનો સમય નક્કી કરવો જોઈએ. નીંદવાનો સમય બાદ કરતાં પાંચ કલાક સ્કૂલ માટે ફાજલ પાડવા જ જોઈએ. અને રાજ્યને આધીન હોય તો છોકરા કામ માટે જોઈએ તો શિક્ષક પાસે માગવા જોઈએ જો જમનાલાલજીના ખેતરમાં નીંદવું હોય તો શિક્ષકને કહે કે આટલા છોકરા જોઈએ. બીજાં પણ કામ હોઈ શકે છે કાતણ, પીંજણ તો સહેલું અને સસ્તું છે એ હુ જાણું છું. એનો તો અભ્યાસક્રમ પણ તૈયાર થઈ શકે છે. ખેતીનો નહીં કરી શકુ. બીજાં પણ કામો છે. ધારો કે રસ્તા સાફ કરવાના છે તો છોકરાઓનું ટોળું લઈ જઈને સાફ કરી દેવાય અને એ માટે ગામલોકો પાસેથી પૈસા પણ માગી શકો ને?' ગાંધીજીએ સમજાવ્યુ.

('મંગળ પ્રભાત'માંથી ટૂંકાવીને)

★

એક ભાઈએ મને હમણા કહ્યુ કે કેટલાક એવા દુર્જનો હોય છે કે કેમે કરીને જમીન આપવાની વાત માનતા જ નથી. ત્યારે મેં એમને એક વાત કહી.

એક સાધુ હતો. એનો એક દુર્જનની સાથે પનારો પડ્યો. સાધુ એને સમજાવવા બહુ મથ્યો તોયે પેલો સમજ્યો નહી છેવટે ગુસ્સે થઈને સાધુ ત્યાંથી જતો રહ્યો. તે રાતે સાધુને સ્વપ્નમા ભગવાને દેખા દીધી અને કહ્યુ, "અલ્યા મૂરખ! એ દુર્જનને હું તો વેઠી લઉં છું, મેં એને આ મારી સૃષ્ટિમાં આશરો આપ્યો છે. તે તું મારા કરતાયે શુદ્ધ થઇ ગયો કે તારાથી એને જરાયે વેઠી લેવાતો નથી?"

સાધુ ગેંગેંફેંફેં થઈ ગયો ને કહેવા લાગ્યો, "આપ તો પરિપૂર્ણ શુદ્ધ છો."

ત્યારે ભગવાને કહ્યું, "હુ અતિશુદ્ધ હોવા છતાં પણ જો આ દુર્જનને વેઠી લઉં છુ તો તને શું જોર આવે છે?"

આનો અર્થ એ છે કે ભગવાન પર જેને આસ્થા હોય એણે ભગવાને સરજેલા બધાં માનવી પર પ્રેમ અને વિશ્વાસ રાખવો જોઈએ. માનવીના હૃદય પર શ્રદ્ધા ધરાવવી એનું નામ જ આસ્તિકતા.

આવી આસ્તિકતા એ જ આપણા યજ્ઞોની વેદી છે, આંદોલનની ભૂમિકા છે. —વિનોબાજી

# પ્રવાસી અને યાત્રાળુ

કાકા કાલેલકર

તપસ્યા અને કાવ્ય પરસ્પર વિરોધી તત્ત્વ માલૂમ પડે છે. સૂર્યોદય, સૂર્યાસ્ત, ઉપવન અને પુષ્પવાટિકા, આકાશનાં પક્ષી અને તેનું ગાન, ભવ્યતા અને લાલિત્ય—આ બધાં જીવનનાં આનંદના વિષયો છે.

જ્યારે એનો આસ્વાદ લેવાનો મોકો મળે છે ત્યારે આપણે આનંદ વિભોર થઈ જઈએ છીએ. અને એક પ્રકારની સંતોષજનક જીવન-સમૃદ્ધિનો અનુભવ પણ કરીએ છીએ.

એનાથી ઊલટું, જ્યારે તપસ્યાનો સંકલ્પ કરીએ છીએ ત્યારે આપણે ઉપવાસ, જાગરણ આદિ દેહ-દમન કરીએ છીએ. ઇન્દ્રિયાનંદને ભૂલીને ઇન્દ્રિયનિગ્રહ કરીએ છીએ. આંખ મીંચીને અંતર્મુખ થઈએ છીએ. અને ભમતા મનને એકાગ્ર કરી ધ્યાનમગ્ન થઈએ છીએ. જેમ જેમ તપસ્યા વધતી જાય છે અને આપણે તિતિક્ષાવીર બનીએ છીએ તેમ તેમ જીવન-શુદ્ધિનો અનુભવ કરીએ છીએ. કાવ્યાનુભવથી આનંદ-વૃદ્ધિ થાય છે. તપસ્યા કરવાથી દરેક પ્રકારની શક્તિ વધતી જાય છે.

આપણા ભારતીય પૂર્વજોએ જીવન-સાધનાની કોઈ સુભગ ક્ષણે જીવનશુદ્ધિ અને જીવન-સમૃદ્ધિનો સમન્વય કરવાનું વિચાર્યું અને પવિત્ર સ્થળોની યાત્રા કરવા નીકળી પડ્યા.

શાસ્ત્ર કહે છે કે યાત્રાનો મુખ્ય ઉદ્દેશ કલ્મષ-નાશ અને પુણ્ય-સંચય છે. આરામ પસંદ અને વિલાસી જીવન જીવતા હરેક પ્રકારની શિથિલતા આવી જાય છે. આરોગ્ય-તેજ ક્ષીણ થઈ જાય છે, ચિત્તવૃત્તિ પ્રમાદી બને છે અને સમાજદ્રોહ ટાળવા માટે જાગૃત નથી બનતી. આવી હાલતમાં મનમાં જે ખેદ થાય છે એને દાબી દેવા મનુષ્ય થોડાઘણો પરોપકાર કરે છે, પોતાના ધન સંગ્રહમાંથી થોડું દાન કરે છે અને માને છે કે હું નિષ્પાપ થઈ ગયો દાન પામનાર કૃપણ (કૃપાપાત્ર) દાતાની પુષ્કળ પ્રશંસા કરે છે અને તેથી દાતા માનવા લાગે છે કે હું પ્રશંસાપાત્ર છું અને સમાજનો સાચો કલ્યાણ કર્તા છું.

એ નથી જાણતો કે સાચો ધર્મ, મુખ્ય ધર્મ, દાન નહીં પણ ત્યાગ છે. સમાજદ્રોહ કરીને ધન ભેગું કરવું અને એમાંથી સંકટ-ગ્રસ્તોને થોડું દાન કરી પોતાને પુણ્યશાલી માનવો, એ પોતાને અને સમાજને છેતરવા જેવું છે. સાચો ધર્મ સમાજસેવા માટે ઇન્દ્રિય-નિગ્રહ કરવો, ઉદ્યોગ-પરાયણ સાદાઈથી રહેવું અને સાચેસાચ સમાજ સાથેની પોતાની એકતાનો અનુભવ કરવો.

કેવળ માનવ સમાજ સાથે જ નહીં, કિન્તુ સચરાચર વિશ્વ સાથે એક રૂપ થઈ જવું એ જ સાચો જીવનાનંદ છે. વેદાંત જેને અદ્વૈતાનંદ કહે છે એ આ જ વિરાટ જીવનાનંદ છે.

જે લોકો ઇન્દ્રિયોપાસક છે, વિષય-લોલુપ છે, આરામ પસંદ અને સ્વાર્થી છે—તેઓમાં વિશ્વાત્મૈક્યનો આનંદ લેવાની શક્તિ ક્ષીણ થાય છે. અને એ માનવીય સંસ્કૃતિને સમૃદ્ધ પણ નથી કરી શકતો.

હવે આપણે સહેલાઈથી સમજી શકીશું કે આધુનિક 'ટૂરિસ્ટ' અને ધર્મપરાયણ યાત્રાળુમા ક્યાં અને કેટલો તફાવત છે. 'ટૂરિસ્ટ' પણ વિરાટનું દર્શન કરે છે અને યાત્રાળુ પણ કરે છે. પરંતુ બંનેનાં ફળ જુદાં છે. વિરાટનાં દર્શનથી 'ટૂરિસ્ટ'નું ક્ષુદ્ર વ્યક્તિત્વ ફુગ્ગાની પેઠે વધતું જાય છે, અને તે માને છે કે પોતાના વ્યક્તિત્વનો વિકાસ થયો છે. ધર્મ-પરાયણ યાત્રાળુ જ્યારે વિરાટનાં દર્શન કરે છે ત્યારે તિતિક્ષા અને કષ્ટ દ્વારા પોતાના વ્યક્તિત્વને શૂન્ય કરે છે, વિરાટનું ધ્યાન ધરવાની શક્તિ પ્રાપ્ત કરે છે અને વિરાટના સાક્ષાત્કારમાં પોતાના વ્યક્તિત્વની આહુતિ આપી દે છે.

(હિન્દી પરથી ટૂંકાવીને)

# વિશ્વાસ — ગુરુદયાલ મલ્લિક

પ્રેમનાં અનેક નામોમાં એક નામ વિશ્વાસ છે. વિશ્વાસ શું છે? વિશ્વાસ એટલે દુનિયામાં આશા રાખવી. કેમ કે, જે દુનિયામાં આપણે રહીએ છીએ તે પર ભરોસો રાખ્યા વિના આપણે જીવી નહીં શકીએ. દુનિયા આપણી દુશ્મન નથી, કારણ ઈશ્વરે એનું સર્જન કર્યું છે. અને પ્રભુ આપણા પ્યારા પિતા છે, આપણા પ્રિય છે. એટલા માટે મનુષ્ય જાતિ પર વિશ્વાસ રાખવો પડશે. વિશ્વાસ આત્માનો ખોરાક છે.

પરંતુ વિશ્વાસ દિમાગની દલીલોથી પર છે. એ કેવળ કલ્પનાશક્તિથી જ પામી શકાય છે. અને મનુષ્યમાં એ કલ્પનાશક્તિ છે જ એ કલ્પનાશક્તિ શું છે? કેવળ હવામાં કિલ્લા ચણવાની ઇચ્છા અને શક્તિ અને એવો કયો માણસ છે કે ફુરસદ મળતાં હવામાં કિલ્લા ન ચણતો હોય? એ હવાઈ કિલ્લા કેવળ એની અસલિયત અને મહાનતા જાણવાનાં સ્વપ્ના છે.

એવાં સ્વપ્નાંઓથી જ એ એક દિવસે જાણે છે કે તે પોતે ઈશ્વરનો એક અંશ છે. એટલા માટે એ બીજરૂપે બધી સારાઈઓ— સત્ય, પ્રીતિ, સમર્પણભાવ વગેરે—નું એક નાનકડું સંગ્રહસ્થાન છે.

પરંતુ માત્ર એ રીતે હવાઈ કિલ્લા ચણવાથી કશું નથી થતું. એ દરેક કિલ્લાને એક પછી એક જમીન ઉપર ચણવા જોઈએ. અર્થાત્ વિશ્વાસ અને સુકર્મોને સાથે રાખવાં જોઈશે. એટલા માટે જ તો ધર્મની સાધનાની જરૂર છે.

જે મહાન છે, વિરાટ છે પહેલા એની કલ્પના હોય, એની મહાનતાની સચ્ચાઈમા માનવું—એ વિશ્વાસ છે. અને એમ કરવું એ આત્માનો સ્વભાવ જ છે. એટલે વિશ્વાસ એ 'વિશેષ શ્વાસ' પણ છે, શરીર તો ક્ષણેક્ષણે શ્વાસ લે જ છે, પરંતુ જ્યારે આત્મા પરમાત્મામાં લીન થાય છે ત્યારે જીવ શિવ બની જાય છે. ત્યારે મનુષ્ય આધ્યાત્મિક જગતમાં જન્મ લે છે, પોતે ઈશ્વરનું સંતાન છે એવું જ્ઞાન એને થાય છે.

મનુષ્ય જ્યારે આ જગતમાં આવ્યો ત્યારે એને ખબર પડી છે કે પોતે સ્વર્ગ અને પ્રભુથી છૂટો પડીને આવ્યો છે. પરંતુ છૂટા પડતી વખતે પ્રભુએ એને અથવા એના આત્માને કહ્યું હતું, તું મારો જ એક અંશ છે, એટલા માટે જે જગતમાં તું જાય છે એને તારે સ્વર્ગ બનાવવાનું છે. એટલા માટે હું તને કલ્પનાશક્તિ આપું છું, એટલે તને વિશ્વાસ રહે કે દુનિયામાં રહેવા છતાં તું મારાથી અલગ નથી.

વિશ્વાસ જો સાચો સંપૂર્ણ અને દૃઢ હોય તો એ કદી પણ નિષ્ફળ નથી જતો. અગર આપણે જો સાચા હૃદયથી પ્રભુને પ્રાર્થના કરીશું તો એ જરૂર સાંભળશે અને જવાબ દેશે. એવી કઈ મા છે જે બાળકના પોકારનો જવાબ નથી આપતી? કઈ એવી મા છે કે જે પોતાના બાળક પર સંપૂર્ણ વિશ્વાસ નથી રાખતી? પ્રભુ આપણામાં વિશ્વાસ રાખે છે, આપણે પણ એના પર વિશ્વાસ રાખવો જોઈએ. પ્રભુ પર વિશ્વાસ રાખ્યો એટલે મનુષ્ય જાતિ પર, વિશ્વ પર વિશ્વાસ રાખ્યો.

એક ભક્તે સાચું જ કહ્યું છે:

હરિ પર રાખો ભરોસા ભાઈ.<br>
કાહે તૂં સોચ કરે દિન રાતિ,<br>
હરિ ચરણન ચિત લાઈ.<br>
ગર્ભ મેં સુધ લી, અબ ભી લે હૈ,<br>
તબ બાંહ પકડી, અબ ભી પકડે હૈ,<br>
જિન દાન્ત દિયો, વહુ અન્ન ભી દે હૈ,<br>
હરિ કબહૂં તોહિ ન બિસરાઈ.<br>
તૂં સોચ કરે કેવલ અપને એક કા,<br>
હરિ રક્ષક બ્રહ્માન્ડ અનેક કા.<br>
વિશ્વાસ વૈરાગ્ય પથ બિરલે કોઈ ચાલે,<br>
ઔર હરિ સે બિરલે કરે કોઈ પ્રીતી.

### ધનનો અર્થ

એક ધનવાન હતો, ખૂબ જ ધનવાન. એક વખત એના એક ગરીબ મિત્રે એની પાસે પૈસાની મદદ માંગી. કારણ કે તે ચાર દિવસથી ભૂખ્યો હતો. તે સ્વમાની હતો. એણે ચાર દિવસ સુધી કોઈને જણાવ્યું નહિ. પછી એને લાગ્યું કે આમ તો મૃત્યુ નજીક આવશે, એટલે એણે પોતાના ધનિક મિત્ર પાસે પૈસા માગ્યા.

ધનિક મિત્રે કહ્યું: 'મારી પાસે હાલમાં નથી. સગવડ થયે તને આપીશ.' સાચું પૂછો તો ગરીબ મિત્ર કેવી રીતે પૈસા પાછા વાળી શકશે એ ભયે જ એણે આપ્યા ન હતા.

ગરીબ મિત્ર નિરાશ થઈ ગયો. અને બીજે દિવસે જે બનવાનું હતું તે જ બન્યું. એનું ભૂખથી મૃત્યુ થયું. ગરીબ મિત્રના ભૂખથી થયેલા મૃત્યુએ ધનિકના સુષુપ્ત આત્માને જગાડ્યો. કારણ કે એના સિવાય એનો બીજો કોઈ સાચો મિત્ર ન હતો.

એ રડ્યો, ખૂબ રડ્યો. અને એણે એ મિત્રની યાદગીરીમાં એક ભવ્ય સ્મારક બંધાવ્યું, તેમ જ બાકીની અઢળક મિલકતનો પણ સદુપયોગ કરવા માંડ્યો. એને ધનનો અર્થ સમજાઈ ગયો હતો.

•

### સૌંદર્યદૃષ્ટિ

એક સૌંદર્યવાન સ્ત્રી રસ્તા પરથી પસાર થતી હતી તે જોઈ કવિ બોલી ઊઠ્યો: 'શું સૌંદર્યવતી છે! જાણે સ્વપ્નસૃષ્ટિની રંભા! રતિની સાક્ષાત્ મૂર્તિ! અને એનું હાસ્ય જાણે કુસુમનું વિકસવું, એના ઓષ્ઠ જાણે બિડાયેલું કમળ! અને એની આંખોની કીકી જાણે પ્રેમનાં મોતી—અને એની ચાલ પણ કેવી મુક્ત, મનોહર! સાચે જ એ પ્રેરણામૂર્તિ છે!'

પાસે જ એક વ્યાપારી ભાઈ ઊભા હતા તેમણે કહ્યું: 'પત્ની તો આવી જોઈએ!'

કવિએ પેલા ભાઈ તરફ વિચિત્ર દૃષ્ટિથી જોઈ બીજી દિશા તરફ ચાલવા માંડ્યું.

*

### સાપ અને નોળિયો

એક વાર એક સાપનું બચ્ચું અને નોળિયાનું બચ્ચું ભેગા થઈ ગયાં બન્નેએ વિચાર કર્યો: 'ભલે અમારા બાપદાદાઓ વેરઝેર રાખતા હતા, અમારે તેનું શું છે? પછી સાપે નોળિયાને કહ્યું: 'ભાઈ, આપણે આપણાં વેરઝેર ભૂલી જઈએ.'

'હું ક્યાં ના કહું છું! પણ જગત પૂછશે કે પહેલું સમાધાન કોણ કરવા ગયું હતું તો હું તારું નામ આપીશ.' નોળિયાએ જવાબ આપ્યો.

'ના, એમ તો કેમ બની શકે? તો તો પછી લોકો મને કાયર જ કહેને!' સાપે કહ્યું.

'તો પછી એમ કરીએ' આપણા બેમાંથી જે શ્રેષ્ઠ હોય તેની ઇચ્છા પ્રમાણે થાય!'

'વાહ....સરસ! પહેલી વાત તો એ કે મારું શરીર લીસું છે.' સાપે પોતાની શ્રેષ્ઠતા માટે દલીલ કરી.

'એ લીસાપણું બીજાને ભ્રમમાં નાખી દે છે, ને એનાથી બધા છેતરાય છે. જ્યારે મારી રૂંવાટી લોકોને ગમે છે.' નોળિયાએ ગર્વથી કહ્યું.

'હું મારા ખોરાકમાં અમૃત જેવા દૂધ સિવાય કશું લેતો નથી.' સાપે બીજી દલીલ કરી.

'છતાં પણ આખરે તું ઝેર જ પેદા કરે છે. જેથી બીજાને હાનિ થાય છે.'

નોળિયાનો પ્રત્યુત્તર સાંભળી સાપે ટીકા કરતાં કહ્યું: 'તે તું તો દૂધ પીએ છે છતાં બીજા નાના જીવોની હિંસા કરે છે.'

'હું જરૂર પૂરતી જ હિંસા કરું છું, જ્યારે તું વગર કારણે કેટલાયે જીવોને ડસીને તારા ઝેરથી મારી નાખે છે'

સાપે છેલ્લી અને જોરદાર દલીલ રજૂ કરતા કહ્યુ 'મારા જેવુ સૌંદર્ય આ જગતમા બીજે ક્યાય મળવુ અશક્ય છે

નોળિયાએ સાપની મશ્કરી કરતા કહ્યુ 'ઓ સૌંદર્યના રાજા! આ તારા કાળા ડિબાગ રૂપને તમે સૌંદર્ય તરીકે ગણાવો છો? અરે તમને જોઈને તો બધા દૂર નાસે છે! જ્યારે મારાથી કોઈ ડરતુ નથી'

'શુ શુ તે મને કાળો ડિબાગ કહ્યો ભયકર કહ્યો!' એમ કહેતા જ ને સાપે નોળિયાને ડસવાનો યત્ન કર્યો, પણ નોળિયો સાવચેત હતો પછી બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યુ બન્નેની શ્રેષ્ઠતા માટેની દલીલો સાભળી બીજા જીવો ભેગા મળ્યા હતા પણ તેઓમાથી કોઈ પણ આ બેને લડતા અટકાવવા વચ્ચે પડ્યુ નહિ કેમ કે તેઓ જાણતા હતા કે આ બન્ને તો સનાતન વેરી છે

*

સુવાસનુ મૂલ્ય

એક વાર અગરબત્તીને થયુ 'હુ જાતે બળીને બીજાને સુવાસ આપુ છુ તો પછી શા માટે માનવી મને અગરબત્તીને—દેવને સુગધ ચઢાવ્યાનુ શ્રેય પોતે લઈ જાય? ના, હુ તેમ થવા નહિ દઉ'

અને બન્યુ પણ એમ જ કોઈનો હાથ લાગતા તે દેવના આસનની નીચે પડી ગઈ કોઈએ એને જોઈ નહિ ઘણા દિવસ વીતી ગયા પછી તે પૂજા કરનારના જોવામા આવી તેણે તેને ઉપાડી અગરબત્તીનો દેહ જર્જરિત થઈ ગયો હતો ઠેકઠેકાણે તેનુ અગ ખવાઈ ગયુ હતુ અને સુવાસનુ તો નામ નિશાન ન મળે!

અગરબત્તીને બાજુ પર મૂકતા તે બોલ્યો 'ઉપયોગમા ન આવવાથી કેવી થઈ ગઈ છે? એની સુગધ પણ ઊડી ગઈ છે!'

ત્યારે અગરબત્તી વિચારતી હતી 'માનામા સુવાસ જરૂર છે પણ જ્યા સુધી માનવી તેનો ઉપયોગ અને ઉપભોગ નથી કરતો ત્યા સુધી તેનુ કશુ મૂલ્ય નથી '

હવે અગરબત્તીને પોતાના ઉપયોગનુ મૂલ્ય સમજાઈ ગયુ હતુ

*

આ જમાનામા જે રાજ્ય હોય છે તે રાજ્ય નથી હોતુ પણ પ્રાજ્ય હોય છે એ લોકોનુ હોય છે પહેલાના વખતમા જેઓ લોકોને દબાવતા હતા તેઓ રાજા થતા હતા કહેવાય છે કે જગલનો રાજા વાઘ હોય છે એનો અર્થ એ છે કે, જે જગલમા પ્રાણીઓને ખાઈ જાય છે તે રાજા હોય છે સસ્કૃતમા જનાવરોના રાજા સિંહ અથવા વાઘને મૃગરાજ કહેવામા આવે છે એ રાજાનુ દર્શન થતાવેત બધા પ્રાણીઓ થરથર કપે છે એવા પ્રકારની રાજ્ય સત્તા હવે નહી ચાલે આજે તો રાજસત્તા એટલે કે સેવાની સત્તા હશે માતાને ઘરમા શો અધિકાર હોય છે? બાળકને ભૂખ લાગી હોય તો તેને દૂધ પાવુ એ તેનો પહેલો અધિકાર છે બાળકને સુવાડીને સૂવુ એ તેનો બીજો અધિકાર બાળક બીમાર પડે તો રાત્રે ઉજાગરો કરવો એ તેનો ત્રીજો અધિકાર, અને ઘરમા ખાવાની વસ્તુ ઓછી હોય તો પહેલા બાળકને ખવડાવવુ અને તેમને ખવડાવ્યા પછી કશુ બાકી ન રહે તો પોતે ભૂખે રહેવુ એ તેનો ચોથો અધિકાર છે આજનુ આપણુ માતૃરાજ છે ને? તો એનો નમૂના આપણે દરેક ગામમા દેખાડવો જોઈશે

— વિનોબાજી

*

બધી જ આશા, બધી જ ઇચ્છા ફળી શકે ના કદી જીવનમા,
બધી કળીઓ શુ પૂર્ણ ખીલી સુમન થતી જોઈ છે ચમનમા?

અનિલ

# જૂઠાબોલો દેવદત્ત

*



શાકય કુમારો ભદ્દિય અને અનુરુદ્ધ સાથે આનંદ, ભૃગુ, કિંબાલ, દેવદત્ત અને ઉપાલિ હજામે એક સાથે ભગવાન બુદ્ધ પાસેથી પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી.

પાછળથી ઉપાલિ મોટો વિનયધર થયો, અનુરુદ્ધને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ, અને આનંદ તો બુદ્ધનો પરમ શિષ્ય થયો એ જાણીતું છે, અને દેવદત્ત દુન્યવી સિદ્ધિઓની પાછળ પડયો. યોગસિદ્ધિના ચમત્કારો બતાવી તેણે અજાતશત્રુને વશ કર્યો. જ્યારે બુદ્ધ ભગવાને એ જાણ્યું ત્યારે તેનો ઉલ્લેખ કરતાં ભિક્ષુઓને એમણે કહેલું: 'ભિક્ષુઓ! દેવદત્ત ખોટે માર્ગે ચઢયો છે. કેળાં કેળનો નાશ કરે છે, વાંસનાં ફળો વાંસનો નાશ કરે છે, અને લૌકિક સિદ્ધિ વડે મેળવેલો લાભ મનુષ્યનો નાશ કરે છે.'

પછી તો દેવદત્તને બુદ્ધને સ્થાને પોતે આવવાની મહાત્ત્વાકાંક્ષા જાગી અને તે એણે એક દિવસ ભગવાન બુદ્ધ એક મોટી સભામાં ઉપદેશ દેતા હતા ત્યારે તેણે ઊભા થઈ તેમને કહી: 'ભગવાન! હવે આપ વૃદ્ધ થયા છો, માટે ભિક્ષુ સંઘનું નાયકપદ મને સોંપી આપ શાન્તિથી કાળક્રમણ કરો.'

બુદ્ધ ભગવાને તેની એ માગણી તે પદ સાચવવાની તેની અયોગ્યતા બતાવી નકારી. તેથી તે ખૂબ ગુસ્સે થયો.

તે પછી તેણે બુદ્ધનો પ્રાણ લેવા માટે—અજાતશત્રુને હાથમાં લઈ—અનેક યુક્તિઓ કરી પણ તે ફાવ્યો નહીં. તેથી બધા દાવ અજમાવ્યા પછી તે પોતાના સાથી ભિક્ષુ સમુદ્રદત્ત સાથે ભગવાન બુદ્ધ પાસે જઈ ભિક્ષુઓ માટે પાંચ નવા નિયમો ઘડીને રજૂ કર્યા. (૧) ભિક્ષુઓએ હમેશાં વનમાં રહેવું; (૨) મૃત્યુ સુધી ભિક્ષા પર જીવવું, આમંત્રણથી પણ કોઈના ઘરે જવું નહીં; (૩) આમરણાન્ત રસ્તા પરના ચીંથરાં ભેગાં કરી તેનાં વસ્ત્રો કરવા; ગૃહસ્થો પાસેથી લેવાં નહીં; (૪) જિંદગી સુધી ઝાડ નીચે રહેવું, ઘર કે ઝૂંપડીમાં રહેવું નહીં; (૫) માછલી-માસનું ગ્રહણ કરવું નહીં.

ભગવાને કહ્યું કે, 'એનાથી આધ્યાત્મિક ઉન્નતિ થાય એમ લાગતું નથી. છતાં કોઈ એ નિયમો પાળે તો મને વાંધો પણ નથી.'

દેવદત્તે આ હકીકત બધે કહીને બુદ્ધ સંઘની ફજેતી કરવા માંડી: બુદ્ધ સંઘ સાચા નિયમોમાં માનતો નથી એ તો મનસ્વી છે વગેરે વગેરે. આથી દેવદત્ત સાથે કેટલાક ભિક્ષુઓ ભળ્યા તેને લઈ જુદો સંઘ સ્થાપવાની ઈચ્છાથી તે ગયાશીર્ષ ગયો. આ હકીકતનો ઉલ્લેખ આ જાતક કથાની શરૂઆતમાં ભિક્ષુઓ કરે છે.

ધર્મસભામાં બેઠેલા ભિક્ષુઓ દેવદત્ત વિશે અંદર અંદર વાતચીત કરતા હતા: 'આયુષ્યમાનો! દેવદત્ત પાંચસો ભિક્ષુઓને લઈને ગયાશીર્ષ ચાલ્યો ગયો. ત્યાં જઈને એ ભિક્ષુઓને ઉપદેશ આપે છે કે શ્રમણ ગૌતમ જે કંઈ કરે છે તે ધર્મ નથી, પણ હું જે કંઈ કહું છું, કરું છું તે જ ધર્મ છે. એમ કહીને બધા ભિક્ષુઓને પોતાના મતના કરી રહ્યો છે, અને એમ ખોટું આચરણ કરીને સંઘમાં ભાગલા પડાવી એક જગ્યામાં બે ઉપોસથ (ભિક્ષુ સંઘ વસવાટ કરે તે ગૃહ) બનાવ્યા' આમ દેવદત્તને દોષ દેતા હતા. એવામાં ભગવાન બુદ્ધ ત્યાં આવ્યા અને ભિક્ષુઓને પૂછ્યું: 'અહીં બેસી શી વાતચીત કરો છો?'

'અમે દેવદત્ત જૂઠું બોલી સંઘમાં ફાટફૂટ પાડે છે તે સંબંધે ચર્ચા કરીએ છીએ.'

'ભિક્ષુઓ! દેવદત્ત માત્ર હમણાં જ જૂઠું બોલે છે એવું નથી. એ પૂર્વ જન્મમાં પણ જૂઠું બોલતો હતો.'

'તો ભગવાન, કૃપા કરી અમને તેના પૂર્વ જન્મની કથા કહો!'

'તો સાંભળો!'

પહેલાના સમયમાં કાશી નગરમા બ્રહ્મદત્ત રાજા રાજ્ય કરતો હતો. તે વખતે બોધિસત્ત્વે સ્મશાન વનમા એક વૃક્ષ દેવતા તરીકે જન્મ લીધો હતો. એક વાર કાશીમાં નક્ષત્રની ઘોષણા થઈ. માણસોએ યક્ષોને ભોગ ધરાવવાની ઈચ્છાથી ચોરે-ચૌટે અને રસ્તા પર માછલી-માંસ આદિ રાખી ખપ્પરમાં શરાબ ભર્યો

મધરાતનો સમય થયો. એવે સમયે એક ગીધ ચુપચાપ કાશીમાં દાખલ થયુ. માછલી, માંસ ખાઈ અને શરાબ પીને તે ધરાયું અને પુન્નાગ-વૃક્ષો વચ્ચે જઈને ઊંઘી ગયું. ઘેનમાં ને ઘેનમાં તે પડી રહ્યું. દિવસ ઊગ્યો. તપતા સૂર્યનાં પ્રખર કિરણોએ તેની ઊંઘ ઉડાડી. આંખ ખોલી ગીધે જોયું તો બધે અજવાળું થઈ ગયું હતું એ જોઈ એણે વિચાર્યું: 'હવે આ નગરની બહાર નીકળવું મુશ્કેલ છે. લોકોની નજર પડ્યા વિના નહીં રહે. માટે ક્યાંક છુપાઈ જવું જોઈએ. અને તે રસ્તાની પાસે એક સ્થળે જઈને છુપાયું. આવતા-જતા માણસોને જોઈને તે ચુપ રહ્યું પણ એવામાં એક બ્રાહ્મણને તેણે દૂરથી આવતો જોયો. ગીધે વિચાર્યું: 'બ્રાહ્મણ લોભી હોય છે—આને લાલચ આપું તો મારું કામ થાય ખરું! એ કબૂલ થાય તો એની ચાદરમાં છુપાવીને એ મને લઈ જઈ શકે!' બ્રાહ્મણ જ્યારે સાવ નજીક આવ્યો ત્યારે ગીધે તેને માણસની ભાષામાં કહ્યું: 'બ્રાહ્મણ!'

બ્રાહ્મણ થોભીને જોવા લાગ્યો: મને કોણ બોલાવે છે?

'હુ તને બોલાવું છું' ગીધે કહ્યું. બ્રાહ્મણ તેની નજીક આવ્યો.

'મને શા માટે બોલાવ્યો?'

'બ્રાહ્મણ! મારી પાસે બસો કાર્ષાપણ છે. તું મને ખોળામાં લઈ તારી ચાદરમાં ઢાંકી દે તો મને કોઈ જોઇ શકે નહીં. એમ કરીનગરની બહાર હું કહું ત્યાં તું મને મૂકી આવે તો હું તને મારી પાસેના બસો કાર્ષાપણ આપું!

બ્રાહ્મણ તો ધનનો લોભી હતો. તે આવો મોકો કેમ જવા દે? તેણે તરત હા પાડી. અને ગીધને ખોળામાં લઈ તે પર ચાદર ઢાંકી દીધી અને તેણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તે કાશી નગરીની બહાર આવ્યો ગીધે અંદર રહી પૂછ્યું: 'બ્રાહ્મણ! આ કઈ જગ્યા છે?

'આપણે નગર વટાવી ચૂકયા છીએ. અને થોડે દૂર પહોંચ્યા છીએ.'

'હજી થોડે દૂર આપણે જવું પડશે.'

'વારુ' કહીને બ્રાહ્મણ થોડું ચાલ્યો અને ગીધને પૂછ્યું: 'હવે બસ ને? આપણે નિયત સ્થળે આવી પહોંચ્યાં કે?'

'ના હજી વાર છે.' ગીધે કહ્યું.

બ્રાહ્મણ ફરી થોડે દૂર ગયો ને અગાઉની

જેમ પૂછ્યું ગીધે વળી જરા દૂર જવાનું કહ્યું એમ બ્રાહ્મણ થોડે દૂર જઈને ગીધને પૂછતો રહ્યો અને ગીધ પણ અગાઉની પેઠે જ એકનો એક જવાબ 'હજી એ જ આઘે' આપતું રહ્યું એમ ને એમ મોટું સ્મશાન આવી પહોંચ્યું ત્યારે ગીધે કહ્યું કે, 'અહીં થોભો'

બ્રાહ્મણ ઊભો રહ્યો ચાદર ઉપાડી

ગીધે કહ્યું, 'તમે તમારી ચાદર જમીન પર પાથરી દો અને મને તે પર ઉતારો'

બ્રાહ્મણે તેમ કર્યું

ગીધે બ્રાહ્મણને ચાદર પર બેઠા બેઠા પૂછ્યું 'તારે બસો કાર્ષાપણ જોઈએ છે ને?'

'હા-તો વળી!' એટલું કહેતા તો લોભી બ્રાહ્મણના મોઢામા પાણી છૂટ્યું

તો આ ઝાડ છે ને—

'હા

'એના થડ આગળ મૂળ તરફ ખોદ

લોભી બ્રાહ્મણ તો જે કંઈ જડ્યું તેનાથી ગીધના કહ્યા મુજબ તેણે બતાવેલા ઝાડના મૂળમા ધનની આશાએ ખોદવા લાગ્યો એને ખોદવામા રત જોઈને ગીધે ચાદરના ખૂણે ખૂણે બેસીને મળ વિસર્જન કરવા માંડ્યું અને વિષ્ટાથી બ્રાહ્મણની આખી ચાદર ખરડી મૂકી અને ઊડી ગયું

બિચારો બ્રાહ્મણ તો તેને ઊડતું જોઈ જ રહ્યો! હવે તેને સમજાયું કે ગીધ મને બનાવી ગયું! કેમ કે, તેણે ઘણી જમીન ખોદી કાઢી હતી તો પણ અંદરથી કશું જ મળ્યું ન હતું બ્રાહ્મણ હતાશ થઈ ગયો

બોધિસત્ત્વે એ જ ઝાડની ડાળ પર રહી કહ્યું 'બ્રાહ્મણ! તું નરાળી ગીધનો વિશ્વાસ કરે છે! એની પાસે સો રૂપિયા પણ નથી તો પછી તે બસો કાર્ષાપણ તને ક્યાથી આપશે? માટે હે બ્રાહ્મણ! જા તારી ચાદર લઈને તે ધોઈ નાખ અને સ્નાન કરી તારે કામે લાગ' એટલું કહીને બોધિસત્ત્વ અંતર્ધ્યાન થઈ ગયા

બ્રાહ્મણ બોધિસત્ત્વના કહ્યા પ્રમાણે ચાદર લઈ નદીમા ધોઈ, સ્નાન કરી 'હાય હાય હું ઠગાયો' એવો વલોપાત કરતો પોતાના ઘરે ગયો

પેલું ગીધ તે જ આ દેવદત્ત અને વૃક્ષ દેવતા તો હું જ હતો

શાસ્તાએ આ પ્રમાણે ધર્મોપદેશ કરી જાતકનો મેળ કરી આપ્યો

★

'સૌથી પ્રથમ ઝડપથી પૃથ્વીની પ્રદક્ષિણા કોણ કરી આવે?' એવી ચર્ચા એકવાર દેવસભામા થઈ દરેક પોતપોતાની મતિઅનુસાર વિચાર કરી પૃથ્વીની પ્રદક્ષિણા માટે તૈયાર થયા પ્રદક્ષિણા કરી આવીને સૌથી પહેલો જે વિષ્ણુને નમસ્કાર કરે તે વિજયી ગણાય એવી શરત મૂકાઈ

બધા દેવો પ્રદક્ષિણા કરવા ઊપડ્યા પણ નારદજી તો વિષ્ણુ પાસે બેઠા બેઠા વીણા વગાડતા રહ્યા

જ્યારે એક દેવ પૃથ્વીની પ્રદક્ષિણા કરીને હાંફતા હાંફતા દૂરથી આવતા દેખાયા એટલે નારદજીએ વિણાવાદન બંધ કરીને ઊભા થઈ પોતાની આસપાસ એક આંટો મારીને વિષ્ણુને નમસ્કાર કર્યા અને પછી પુન વિણા વગાડવા બેસી ગયા

ધીરે ધીરે બધા દેવો પાછા આવી ગયા ત્યારે વિષ્ણુએ કહ્યું કે નારદજી શરત જીતી ગયા છે

દેવો તો અચંબામા પડી ગયા! અહીં બેઠા બેઠા નારદે પૃથ્વી પ્રદક્ષિણા કેવી રીતે કરી!—એનો ખુલાસો કરતા શ્રી વિષ્ણુએ દેવોને કહ્યું 'પિંડે તે બ્રહ્માંડે' જે પિંડમા છે તે જ બ્રહ્માંડમા છે એ ન્યાયે નારદે પોતાની જ પ્રદક્ષિણા કરીને સૌથી પહેલા પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરી'

# વેરી સાધુ

ગુલામનબી વહોરા

પેશાવરને રસ્તે એક સાધુ દૃઢ અને ઝડપી પગલે જતો હતો તેનુ શરીર ખડતલ હતુ, દેખાવ પરથી તે કૃતનિશ્ચયી, દૃઢ મનોબળ વાળો અને સાહસિક લાગતો હતો તેના મુખ ઉપર એક પ્રકારનુ તેજ ઝગારા મારતુ હતુ

ચાલતા ચાલતા તે ઓચિતો અટકી ગયો–તેનો પગમા એક મોટો કાટો ઊડે પેસી ગયો તેથી તેનાથી સહેજ ઉહુકારો પણ ભરાઈ ગયો ખેતર પાસેના ઝાડનો કાટો વાગ્યો હતો અને સાધુ ખેતરની વાડ આગળ જ થોભ્યો હતો તે ખેતરમા કામ કરતા ખેડૂતે જોયુ એટલે તે તરત પોતાનુ કામ છોડી સાધુ પાસે આવ્યો અને તેના પગમાથી કુશળતાથી, કુળેથી કાટો કાઢી નાખ્યો

'મને તારી કોદાળી આપ!' કાટો નીકળી ગયા પછી સાધુએ ખેડૂતને કહ્યુ

'મહારાજ! તમને વળી કોદાળીનો શો ખપ? કાટો વાગવાથી બરાબર ચાલી ન શકાય અને પગ લગડાય એતો ખરુ, તે માટે તો હુ તમને લાકડી આણી આપુ–'

'ના મારે લાકડીની જરૂર નથી તુ મને કોદાળી જ આણી આપ' સાધુએ ખેડૂતને વચ્ચેથી જ અટકાવીને કહ્યુ

'પણ મહારાજ! એતો કહો, તમને કોદાળીનુ શુ કામ છે? ચીધો તો હુ જ એ કામ કરી દઉ!'

'જો મને જે કાટો વાગ્યો તે આ પાસેના ઝાડનો છે મારે એને જડમૂળથી ખોદી કાઢવુ છે જેથી તેનો કાટો ભવિષ્યે મને કરી તેમ કોઈને ઈજા ન કરી શકે એ કામ હુ પોતે જ કરીશ'

ખેડૂત તો સાધુને આશ્ચર્યથી જોઈ જ રહ્યો પછી તેણે સાધુને કહ્યુ 'મહારાજ! તમે કહો છો તે ઝાડ રાજા મહાપદ્મની સરહદમા આવેલુ છે એટલે તેને આપણે કાઢી ન શકીએ'

'ના ના હુ આજે આ ઝાડને જડમૂળથી ઉખેડીને દૂર કરીશ એટલુ જ નહી, એ ઝાડની જ પેઠે મગધના અભિમાની મહાપદ્મને પણ જડમૂળથી ઉખેડીને ફેકી દઈશ' એટલુ બોલતા તે સાધુના હોઠ દૃઢતાથી બીડાયા, તેના ચહેરા પર સકલ્પની રેખા તરી ઊઠી

નિરુપાય ખેડૂતે સાધુને કોદાળી આણી આપી અને સાધુએ ઝડપથી કોદાળીના આકરા ઘા પેલા કાટાળા ઝાડના મૂળમા ઝીકવા માડ્યા અને થોડા સમયમા તો તેને જડમૂળમાથી ઊખેડીને ફેકી દીધુ! પછી જ તેણે સતોષના શ્વાસ લીધા કોદાળી ખેડૂતને આપી થાક ખાવા રોકાયા વિના દૃઢ પગલે સાધુ પોતાને રસ્તે પડ્યો ખેડૂત તો તે દેખાતો બધ થયો ત્યા સુધી તેને આશ્ચર્યથી જોઈ જ રહ્યો!

આ સાધુ તે સમ્રાટ ચદ્રગુપ્તનો સિતારો ચમકવનાર મહાન અર્થશાસ્ત્રી ચાણક્ય હતો પાછળથી તે કૌટિલ્યના નામે જાણીતો થયો

★

× જ્ઞાનીના જ્ઞાનની ખૂબી તેની આસપાસના લોકો અજ્ઞાન રહે તેમા તેઓ તેને સવાલ પૂછવા આવતા રહે અને તે જવાબ આપતો રહે એમા રહેશે? એ રીતે તો આસપાસના લોકો મૂર્ખા જ રહે છે જ્ઞાનીનુ જ્ઞાન તો એવુ હોવુ જોઈએ કે, જેથી તેના અજ્ઞાન પાડોશીઓ પણ વિદ્વાન બને અને તેમને સવાલ પૂછવાની જરૂર જ ન રહે

× જ્યા સુધી માણસનુ મન પોતાના નાના નાના અધિકારો છાડવાને તૈયાર નથી થતુ ત્યા સુધી તે હત્યા કરવાનો અધિકાર પણ ન છોડે

× માણસ મોહ અને મમતા એકદમ છોડતો નથી —વિનોબાજી

# નેકી ઔર પૂછપૂછ!

રતિલાલ-અનિલ

વિનોબા ભૂદાન યાત્રા કરતા ફરતા હતા. એમની સાથે ગામલોકો અને સાથીદારો પણ હતા. એક ખેતર પાસેથી પસાર થતાં તે ખેતર પડતર જણાયું, તેમાં પથ્થર વિગેરે પડયું હતું. વિનોબાએ પૂછયું કે, 'આ ખેતર આવું કેમ?' 'એ એક બહેનનું ખેતર છે, તે એકલી જ છે, ખેતરની સંભાળ નથી લઈ શકતી એટલે ખેતર આવું થઈ ગયું છે.'

પછી વળી ધર્મના કામમાં ઢીલ કેવી? વિનોબા જાતે એ ખેતરમાં ગયા અને પથરા ઉપાડવા લાગ્યા. સાથેના માણસોથી રહી શકાય ખરું? તે પણ ખેતરમાં સાફસૂફીમાં લાગી ગયા અને જોતજોતામાં ખેતર ચોકખું થઈ ગયું! અને પછી વિનોબાની મંડળી આગળ વધી.

આ પ્રસંગ એ બોધ આપે છે કે જે સારી વસ્તુ છે, નેક છે તે કરવામાં, એટલે નેકી કરવામાં કોઈને પૂછવાપણું હોય જ નહીં, એ તો જેવું મનમાં ઊગ્યું કે આરંભી દેવાનું

પણ આપણે એ રીતે કામ કરવા ટેવાયા છીએ ખરા?

એક કાકા સાંજ-ટાણે લીલાં શાકભાજી ખરીદવા શાક મારકેટ જાય એક હાથમાં ઝોળી હોય બીજા હાથમાં ધોતિયાનો છેડો ઝલ્યો હોય ને જમીન પર નજર રાખી હીંડયે જતા હોય. શેરીમાં રમતાં બાળકો એમને જતાં જોઈ મંજ હસે. કેમકે, કાકાને એવી આદત કે રસ્તામાં ઈંટ કે રોડા કે પથ્થર પડયો હોય ને તેમને ન વાગ્યો હોય છતાં તે ઉપાડીને રસ્તાની એક બાજુએ મૂકી દે. એ જોઈ મે છોકરાં હસે કાકા છોકરાઓને શિખામણ આપે કે આવા પથરા-રોડા રસ્તા પરથી અમેડી નાખવા. અમને તો શું. પણ તમને જ વિશેષ વાગે કેમકે, તમે આખો દિ આમથી તેમ હડી કાઢતા હો છો. પણ છોકરા તો ઊલટું, બોલબેટ રમતા હોય તો સ્ટાપને ઠેકાણે બે ઈંટ મૂકી હોય તે રમત પૂરી થયે પણ એમ ને એમ જ પડી રહે. ને મોટેભાગે એમને ને રાહદારીઓને જ વાગે. પણ શિખામણે સુધરે એ છોકરા શેના? એ તો વળી, કાકાને આવતા જોઈ એકાદ ઈંટ કે રોડો એમના માર્ગ વચ્ચે જ મૂકી આવે અને કાકાને તેને ઉપાડીને દૂર કરતા જોઈને છેટે ઊભા ઊભા હસે!

કૂતરાં તો બચકું ભરી લે એટલે એની તો છોકરાઓને બીક પણ રઝળતાં બકરાં, ઢોર કે ગધેડાની એવી બીક નહી. એટલે જેવું કોઈ રઝળતું પ્રાણી દેખાય કે છોકરાઓનું ટોળું તેને ઘેરીને અકળાવે- આમથી તેમ દોડાવે ને જ્યારે પ્રાણી નાસી છૂટવામાં નિષ્ફળ નીવડે અને રાડારાડ પાડે એટલે કાકા ઘરમાંથી બહાર નીકળે છોકરાઓને ડારે તેમ છતા ન માને તો રસ્તામા ઊતરીને પ્રાણીને રસ્તો કરી આપે. એ બધો તમાશો રાહદારીઓ ને બીજાઓ પણ જુએ તો ખરા પણ કોઈ વચ્ચે પડે નહીં, કાકાને વચ્ચે પડતા જોઈને 'દોઢડાહ્યા' પણ કહે.

આમ નેકીનાં કામમાં માણસનું કહેવાતું ડહાપણ અને નાગરિકતા કે સભ્યતા બહુ આડે આવે છે. ને બુદ્ધિ તો ખાસ આડે આવે જ છે.

એક કામ કરવું આપણને સારું લાગે છતાં તેને માટે પચાસ શંકાઓ ઊઠાવવી, દશ જણને પૂછવું; વળી તે હા પાડે તો યે બીજાને પૂછવું, એ જાણે આપણી સાધારણ ખાસિયત જણાય છે.

ગાંધીજીએ જે વ્રતો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસંગ્રહ, સર્વધર્મસમભાવ, સ્વદેશી, સ્પર્શભાવના વિગેરે સૂચવ્યાં તેનાં પાલનથી કોઈને કયારે ય નુકસાન થાય જ નહીં, એ તો એકને એક બે જેવી સાદી વાત હોવા છતાં કેટકેટલા માણસોએ એ વિશે કેટકેટલી વાર હજારો શંકા કરીકરીને ગાંધીજીને

પૂછ્યુ હતુ? આમા સૌની દૃષ્ટિ સત્યશોધકની, જિજ્ઞાસુની હતી એમ તો ન જ કહી શકાય

બધા માણસો કઈ શાસ્ત્રાર્થ કરવાની યોગ્યતાવાળા નહી હોય અને છતા સારી વાત માટે જ મ વાર શકા લાવવી ને પૂછ પૂછ કરવુ એમા આપણને જરાય એ ટુ જણાતુ નથી।

એથી ઊલટુ, વ્યસનો કરતા કે નવા વ્યસનો પાડતા કો કોઈને પૂછવા જતુ નથી। કોઈ માણસે પહેલીવાર બીડી પીતા પહેલા કોઈને પૂછ્યુ હોય એમ હુ નથી ધારતો। તેમ પહેલીવાર કોઇ ફિલ્મ જોવા પહેલા કોઈએ કોઈની સલાહ લીધી હોય એમ પણ નથી લાગતુ

એકવાર માણસને લાગ્યુ કે આમા આનદ છે—સાચો કે ખોટો તે તો ત, તે વખતે વિચારતો જ નથી—એટલે એ કોઈને ય પૂછ્યા વિના તેનો સ્વીકાર કરવાનો।

આ પરથી એક વાત સ્પષ્ટ થાય છે કે માણસને જો સાચા આનદનુ જ્ઞાન થઈ જાય —અહી જ્ઞાનનો અર્થ માહિતી નથી કરવાનો—તો તે ખોટા કામો ન જ કરે પણ નેકીના સારા કામો કરવા કોઈને પૂછવા માટે થોભે ય નહી

વિનોબા ખેતરમાથી પથરા ઉપાડે તો આપણે ય પથરા ઉપાડવા લાગીશુ, પણ શેરીનો વૃદ્ધ શેરીના પથરા રસ્તે જતા ઉપાડીને દૂર કરશે તો તેની હાસી કરીશુ આ આ પણો સ્વભાવ છે એક જ પ્રકારના કાર્ય માટે બે જુદા જુદા ભાવ શા માટે?

વિનોબા પૂજ્ય છે માટે તેમનુ અનુકરણ કરીએ તે તો સારુ જ છે, પણ વિનોબા એવા પૂજનીય કયા ગુણોને કારણે બન્યા? એમ ણે ય શેરીના વૃદ્ધની પેઠે શેરીના પથરા દૂર કર્યા હશે ને એમની ય એક કાળે શેરીના માણસોએ મજાક ઉડાવી હશે!

માણસ નેકીની શરૂઆત નાના નાના લોક હિતકારી કામોથી કરે છે ત્યારે લોકો તેની મજાક કરે છે, તેમ છતા તે ટકી રહે તો તેના માર્ગમા મુશ્કેલી ઊભી કરે છે, અને એવી અનેક મુશ્કેલીઓ છતા ટકી રહે છે, એટલુ જ નહી આગળ વધે છે એટલે આપણે તેને છેવટે પૂજનીય ને મહાન બનાવી દઈએ છીએ। પણ તે તો તેણે નાના સત્કાર્યની શરૂઆત કરી ત્યારે જ પૂજનીય ને મહાન હતો

નેક માણસ નેકીના કાર્ય માટે કોઈને પૂછવા નથી જતો, એટલુ જ નહી કોઈ વણ માગી ઊલટી સલાહ આપે તો તે સાભળતો પણ નથી કેમ કે, તેને પોતાના કાર્યની સચ્ચાઈની પ્રતીતિ હોય છે આ 'પ્રતીતિ' જ મુખ્ય વસ્તુ છે ગાધીજીને પ્રતીતિ થઈ ગઈ કે, પરાધીનતા યત્રવાદ વ્યસનો વિગેરે અનિષ્ટો દેશમાથી જાય નહી ત્યા સુધી આપણો ઉદ્ધાર નથી બસ, પછી એમણે અનેક વિરોધો વિપરીત પરિસ્થિતિ હોવા છતા પોતાને માર્ગે આગળ વધ્યે જ ગયા આમ સારા કાર્ય માટે, નેકી કરવા માટે માત્ર અતરની સાચી પ્રતીતિ જ જોઈએ એ મળ્યા પછી તેને માટે પૂછપૂછ કરવાપણુ રહેતુ નથી

પિતાશ્રી પોતાની પાછળ પુણ્ય માટે આટની રકમ કાઢી ગયા છે તો પછી, પિતાશ્રીને કયા સત્કાર્ય માટે વિશેષ પ્રીતિ હતી તે જોઈને તે કાર્ય માટે નાણા ખરચવા જોઈએ આ સાવ સાદી વાત છે પણ આપણે તેમ નહી કરીએ, ગામના શેઠને પૂછીશુ તે વળી એકાદ પાજરાપોળનો પ્રમુખ હશે તો તેમા નાણા આપવા કહેશે એકાદ મદિરનો ટ્રસ્ટી હશે તો તેની કોઈ ખૂટતી વસ્તુ કે વિભાગ માટે નાણા આપવા કહેશે, કોઈ શાળાનો કાર ભારી હશે તો શાળાના રગ ચૂના કે સાધનો માટે નાણા આપવા કહેશે આમા મરનારની ધર્મભાવનાની કોઈ ગણના નહી કરે હા મરનાર સાફસાફ કહી ગયો હોય કે અમૂક નાણા અમૂક કામમા ખરચજો તો વળી તેમ થાય ખરુ પણ જો તેણે આપણા પર છોડ્યુ હોય

તો તે માટે પૂછપૂછ કરીશું. અને આ પૂછપૂછ પાછળ નાણાં વધારે સારા કાર્ય માટે ખરચાય એ દૃષ્ટિ ઓછી હોય છે, પણ એ નાણાં આપનારની જાહેરાત થાય એ દૃષ્ટિ મુખ્ય હોય છે.

મુસ્લિમભાઈઓ આવાં નાનાં મોટાં નેકીનાં કાર્યો માટે તે ધર્મની વિરુદ્ધ તો નથી ને? તે જાણવા માટે મૌલાના કે મુફતી પાસે માર્ગદર્શન માગે છે. એ માર્ગદર્શનને 'ફતાવા' કહે છે. અને એવા માર્ગદર્શન માટે એટલી તો પૂછપૂછ થાય છે કે તેને કારણે આજે ઉર્દૂ ભાષામાં સેંકડો પુસ્તકો છે! અને તેમાં સામાન્યમાં સામાન્ય બાબતનો પણ ખુલાસો હોય છે! આ બધું વરસોથી ચાલ્યું આવે છે, અને હજી ચાલે છે. કોઈ વિષય ખેડાવાનો બાકી નથી રહ્યો છતાં હજી મુસ્લિમ પત્રોમાં 'ફતાવા'-ના ખાસ વિભાગો ચાલે છે, અને મૌલાના અને મુફતીઓને રોજરોજ નાની નાની બાબતો માટે પૂછપૂછ થયા જ કરે છે

અહીં ટીકાનો આશય લેશમાત્ર નથી. પણ આ વિષયમાં આપણે કેટલા પરાવલંબી છીએ તે આ પરથી જણાશે. હિન્દુઓ પણ અગિયારસ આજે કે કાલે? શિવમાર્ગી કઈ ને વૈષ્ણવમાર્ગી કઈ? આવી ક્ષુલ્લક બાબતો માટે આપણી કર્મકાંડી ધર્મભાવનો ધોવાઈ જવા આવી છે છતાં, ભૂદેવ પાસે દોડતા જાય છે.

કારણ કે, આપણા અંતરમાં સત્યનો પ્રકાશ નથી, સત્યની પ્રતીતિ નથી. તે હોય તો પછી આ પડપૂછના પ્રપંચમાં નહીં પડીએ.

*

કેટલાક લોકો પૂછે છે કે વિનોબાની યોજના પરસ્પરાવલંબી નથી, સ્વાવલંબનની યોજના છે. એટલું તો તેઓ કબૂલ કરે છે કે, વિનોબાની યોજના પરાવલંબનની યોજના નથી. પરંતુ તેઓ કહે છે કે, પરસ્પરાવલંબન જોઈએ. એમ તો અમે પણ પરસ્પરાવલંબન ઇચ્છીએ છીએ. આજે બાબાએ દૂધ પીધું તે શું બાબાએ જાતે દોહેલું હતું? બાબાને માટે લોકોએ બધો પ્રબંધ કર્યો હતો. એ રીતે બાબા એનાથી જે સેવા થાય છે તે કરતા જાય છે. અને લોકો તેમને માટે વ્યવસ્થા કરે છે. પરંતુ પરસ્પરાવલંબન બે પ્રકારનું હોય છે. એક આંધળા અને લંગડાનું પરસ્પરાવલંબન હોય છે. આંધળો જોઈ નથી શકતો પણ ચાલી શકે છે, અને લંગડો જોઈ શકે છે પણ ચાલી શકતો નથી; એથી કરીને બંને પરસ્પરાવલંબન અથવા સહકાર કરે છે. લંગડો આંધળાની ખાંધ પર બેસે છે. તે જોવાનું કામ કરે છે અને આંધળો ચાલવાનું કામ કરે છે. એ રીતે શું તમે સમાજના કેટલાક લોકોને આંધળા રાખવા ઇચ્છો છો અને કેટલાક માણસોને લંગડા રાખવા ઇચ્છો છો? અને પછી બંનેનું પરસ્પરાવલંબન ઇચ્છો છો? બાબાને પણ પરસ્પરાવલંબન જોઈએ છે, પણ તે ઇચ્છે છે કે બંને આંખોવાળા હોય, બંને પગવાળા હોય અને પછી હાથમાં હાથ મિલાવીને બંને સાથે સાથે ચાલે. બાબા સમર્થોનું પરસ્પરાવલંબન ઇચ્છે છે અને એ લોકો અપંગોનું પરસ્પરાવલંબન ઇચ્છે છે

—વિનોબા

*

* મારા પિતાના ઘરમાં હું રહું, તેની હું કેટલીક સેવા પણ કરતો હોઉં, પણ પિતાને હું અન્યાય કરતો જોઉં તે વખતે તેના ઘરનો ત્યાગ કરી સહકાર બંધ કરું તેથી તે અવશ્ય દુઃખી થશે. છતાં મારે એ ઘરનો ત્યાગ કરવો એ જ મારી ફરજ હોઈ શકે. એ દુઃખ મારા પિતા પોતાને હાથે વહોરી લે છે. જો આ પ્રમાણે આપણે વર્તન ન રાખીએ તો જગતમાં જુલમગાર-માત્રને જુલમ કરવાનો રુક્કો મળે.

* મારા મનનું વલણ રાજદ્વારી નહીં પણ ધાર્મિક છે. — ગાંધીજી

આજે પણ દિલ્હીનો લાલ કિલ્લો ગારવથી પોતાનુ મસ્તક ઉઠાવી મોગલોના વૈભવ અને ઐશ્વર્યની કથા કહે છે પાસે જ ઊભેલી જુમા મસ્જિદ એ દિવસોની યાદ તાજી કરે છે, જ્યારે મોગલોનો સૂર્ય આસમાન પર ચમકતો હતો દીવાનેઆમ અને દીવાનેખાસ એની સાક્ષી પૂરે છે, કે અહી સસારની મહાસપન્ન શક્તિઓ આવતી હતી અને બાદશાહ સામે અદબ સાથે શિર ઝુકાવતી હતી એ બાદશાહોના ઇશારા પર કઈ કઈ ઊથલપાથલ થતી એમના હાથમા વિધાતાની કલમ હતી

મોગલ વશનો છેલ્લો બાદશાહ બહાદુર શાહ, અકબરશાહનો પુત્ર એનો જન્મ સન્ ૧૭૦૫મા પદરમી એપ્રીલે દિલ્હીમા થયો શાહજાદાની ખુશીમા ત્યારે અખા રાજ્યમા તહેવાર જેવા આનદ ઉત્સવો થઈ રહ્યા

અકબરશાહનુ મૃત્યુ ૧૮૩૭ના સપ્ટેમ્બરની અઠ્ઠાવીસમી તારીખે થયુ ત્યારે એની ઉંમર ૮૨ વર્ષની હતી એના મૃત્યુ પછી મુઝફ્ફર સુરાજુદ્દીન મુહમ્મદ બહાદુરશાહ ગાદી પર આવ્યે એ જ પછીથી ઝફરને નામ ઈતિહાસના જાણીતો થયો

અકબરશાહના શાસનકાળમા શાસનની લગામ ઈસ્ટ ઈન્ડીઆ કપનીના હાથમા ચાલી ગઈ હતી પોતાના અગત ખર્ચ માટે કપની સરકાર તરફથી એને લગભગ દશ લાખ રૂપિયા દર વર્ષે મળત હતા રાજ્યનો દોર અગ્રેજોના હાથમા ગયા છતા શાહી ઠાઠમાઠ જેમનો તેમ કાયમ હતો અગ્રેજ રેજીમેટ આદિને શાહી દરબારમા ઉઘાડા પગે જ આવવુ પડતુ અને રિવાજઅનુસાર કુરનીશ પણ બજાવવી પડતી બાદશાહ લોકોને ઇનામો આપતો ભેટ સ્વીકારતો અને સિક્કા પણ એના જ નામના ચાલતા હતા

બહાદુરશાહ જ્ઞાની, વિદ્યાપ્રેમી હતો પોતે પણ સારો વિદ્વાન અને કવિ હતો એના દરબારમા અનેક વિદ્વાનો, કવિ શાયરોનો ડાયરો જામ્યો હતો દરબારમા ખાસ કામ તો ન્હેતુ નહી એટલે સતત જ્ઞાન વિનોદ ચાલતો

ગાદીએ આવ્યા પછી ઝફરે કપની સરકારને પેન્શનની રકમમા વધારો કરવા વિનતિ કરી

જવાબમા કપની સરકારે લખ્યુ 'તમે તમારો શાહી દબદબો ઓછો કરો તો વર્ષે ત્રણ લાખ વધારીએ' કેમ કે, અગ્રેજોને શાહી ઠાઠ બહુ ખૂચતો હતો પણ ઝફરે આ શરત નામજૂર કરી રાજા ગમમોહનરાય અને જ્યોર્જ ટોમસનને એણે ઇગ્લેડ એ માટે મોકલ્યા પણ કઈ વળ્યુ નહી

લોર્ડ ડેલહાઉસીએ અનેક દેશી રાજ્યોને કપની સરકારની હકુમતમા સમાવી લીધા હતા આથી દેશી રાજાઓ અદર અદર સમસમતા હતા લોર્ડ ડેલહાઉસીના જવા પછી બળવાખોરોએ સગઠન કર્યું બિઠુરમા નાના ધૂધૂપત એનો નેતા થયા ગુપ્ત રીતે અગ્રેજ વિરોધી પ્રચાર શરૂ થયો એક સાથે આખા દેશમા બળવો કરવાની યોજના ઘડાઈ ૧૮૫૭ની ૨૦મી મે એ એકાએક મેરઠની સેનાએ બળવો કર્યો અને અગિયારમી પલટનના કર્નલ ફિનિસને માર્યો ધીરે ધીરે બળવો આખા દેશમા ફેલાયો

મેરઠમા તમામ અગ્રેજ અફસરો મરાયા ત્યાથી પલટન દિલ્હી આવી—ત્યા સુધીમા દિલ્હીમા અનેક બળવાખોરો ભેગા થઈ ગયા હતા બળવાખોરોને જોઈને અગ્રેજોને મોત સામે દેખાવા લાગ્યુ જે ભાગી શક્યા તે ભાગ્યા, બાકીના માર્યા ગયા એકે અગ્રેજ બચ્યો દિલ્હીમા જીવતો ન રહ્યો

મનસ્વી બળવાખોર સૈન્યને જોઈ બહાદુર શાહ ડરી ગયો ખૂનરેજી જોઈ તેનુ હૃદય

કપી ઊઠ્યું. એને પોતાની ને પોતાના કુટુંબની ફિકર થવા લાગી.

અંગ્રેજોને મારી બળવાખોરો કિલ્લા પર આવી 'બહાદુરશાહ ઝિંદાબાદ!' 'સમ્રાટ ઝિંદાબાદ!'ના ઘોષ કરવા લાગ્યા. ઝફરે બળવાખોર આગેવાનોને અંદર બોલાવી શાંત રહેવાની સલાહ આપી પણ કોઈએ માન્યું નહીં. ઊલટું એને એ લોકોનો સરદાર થવાની ફરજ પાડી! બળવાખોરોએ બહાદુરશાહને સમ્રાટ જાહેર કર્યો. અને એના નામે હુકમ નીકળવા લાગ્યા. એના નામે બળવાખોરો પોતાનું મનમાન્યું કરવા લાગ્યા. એટલે અંગ્રેજોએ બહાદુરશાહને જ બળવાનું મૂળ માન્યો.

બળવાખોરોની મનસ્વી હિલચાલ અને અંગ્રેજોની વ્યવસ્થિત યોજનાને કારણે બળવો નિષ્ફળ ગયો. વીસમી સપ્ટેમ્બરે અંગ્રેજોએ દિલ્હી ફરી જીતી લીધું. પછી તો અંગ્રેજોએ વેર વાળવાની પાશવી લીલા આદરી. નિર્દોષ, સદોષ સૌની કતલ કરવા માંડી. દિલ્હીની ગલીઓ ને સડકો પર મુડદાં રખડવા લાગ્યાં. બહાદુરશાહ પોતાના કુટુંબને લઈને હુમાયુંના મકબરામાં છુપાયો. કિલ્લા પર કબજો મેળવ્યા પછી બહાદુરશાહને તેમાં ન જોતાં અંગ્રેજો ગુસ્સે ભરાયા. અને આખું દિલ્હી તેની શોધમાં ખોળવા લાગ્યા.

અંદર અંદરની ફૂટફાટને કારણે જ બળવો નિષ્ફળ ગયો. ઘણાખરા અંગત સ્વાર્થમાં પડ્યા હતા. રજબઅલીએ લાભની લાલચે હડસન સાહેબને બહાદુરશાહ હુમાયુંના મકબરામાં છે એવી બાતમી આપી. અંગ્રેજોએ તરત મકબરાને ઘેરો ઘાલ્યો અને બહાદુરશાહને બિનશરતે શરણે થવા કહેણ મોકલ્યું.

ઝફર પાસે હજારોની સંખ્યામાં બળવાખોરો હતા પણ કોઈએ એ સંકટ સમયે એને સાથ ન આપ્યો. એમાંના ઘણાને પાછળથી ફાંસીએ લટકાવવામાં આવ્યા. આખરે પોતાની સલામતીનું વચન લઈને ઝફર શરણે થયો.

એ અસહાય વૃદ્ધને મકબરામાંથી બહાર કાઢવામાં આવ્યો. અને બળદગાડા પર એને બેસાડવામાં આવ્યો.

બહાદુરશાહને પકડ્યા પછી અંગ્રેજોનું ધ્યાન શાહજાદાઓ તરફ ગયું. નિમકહરામ રજબઅલીએ હડસનને તેઓનો પત્તો આપ્યો. મીરઝા ઈલાહીબક્ષના વિશ્વાસઘાતને કારણે ત્રણે શાહજાદા મીરઝા મોગલ, મીરઝા ખ્વાજા સુલતાન અને અબ્દુલ બાકર ગિરફતાર થયા.

બહાદુરશાહને એક મહેલમાં કેદ કર્યો. પ્રતિહિંસાની આગમાં બળતા હડસને ત્રણે શાહજાદાઓને દિલ્હીની એક ખાસ સડક પર લોકોની સામે ગોળીથી ઠાર કર્યા. એટલેથી જ એ ન અટક્યો. એ ત્રણેની લાશોને એક સ્થળે ટાંગી. જેથી આવતા જતા લોકોની નજરે પડે. આખરે એ લાશો એ દશામાં જ ગંધાઈને સડી ગઈ.

બહાદુરશાહને દેશપારની સજા ફરમાવવામાં આવી. અને બર્મા મોકલી આપવામાં આવ્યો. રંગૂનના એક મકાનની નાનકડી કોટડીમાં એને કેદ રાખ્યો. ત્યાં જ એણે જિંદગીના આખરી દિવસો વિતાવ્યા.

સન ૧૮૬૨ની સાતમી નવેમ્બરે મોગલ વંશનો એ છેલો દીવો બુઝાયો. ત્યાં જ એની કબર બનાવવામાં આવી. —'ઇન્દ્રધનુષ્ય'

*

'કામવિજય એ સ્ત્રી કે પુરુષના જીવનનો સર્વોચ્ચ પુરુષાર્થ છે. કામવાસના પર વિજય મેળવ્યા વિના માણસ કદી પણ પોતાની જાત પર કાબૂ મેળવી શકતો નથી. અને પોતાની જાત પર કાબૂ મેળવ્યા વિના સ્વરાજ કે રામરાજ સંભવી શકે નહીં. પોતાની જાત પરના શાસન વિનાનું સૌનું શાસન ચિત્રમાંની કેરીના જેવું ભ્રામક અને નિરાશાજનક નીવડશે. કેરીનું એ ચિત્ર બહારથી તો રળિયામણું લાગે છે પણ અંદરથી તે ખાલી અને સત્ત્વહીન હોય છે.'

—ગાંધીજી

# પ્યારાબાપુ ના ગ્રાહકબંધુઓને

*

ગયા અંકમા ગ્રાહકબંધુઓને કરેલી સૂચના આપે વાચી હશે પણ હજી એનો અમલ થયો જણાતો નથી આ અંક સાથે આપનુ લવાજમ પૂરુ થાય છે તો કૃપા કરી આ અંક આપને મળે કે બનતી તકે નવા વર્ષના લવાજમના રૂા ૬—સાથ કાગળની આવૃત્તિના રૂા આઠ—મનીઑર્ડરથી કાર્યાલય પર મોકલી આપશો

આપની ઇચ્છા વી૰ પી૰ થી અંક મગાવવાની હોય તો તુરત લખી જણાવશો

અને આમ છતા જે ભાઈઓના લવાજમ મનીઆર્ડરથી નહી આવ્યા હોય અને વી૰ પી૰ થી મગાવવા માટે જાણ પણ ન કરી હોય તે ગ્રાહકબંધુઓ પર ન છૂટકે વી૰ પી૰ થી અંક રવાના કરીશુ એ સ્વીકારી લેવા ગ્રાહકબંધુઓને વિનતી છે જો કે એમા નાણા અને સમયનો બગાડ તો થાય જ છે માટે બને ત્યા સુધી મની ઑર્ડર જ કરશો

અને જો આપ ગ્રાહક તરીકે નહી જ રહેવા માગતા હો તો પત્ર લખીને જાણ કરશો તો અમારો વી૰ પી૰ ખર્ચ બચશે અને અંક પણ બગડતો બચશે અમે તો આશા રાખીએ છીએ કે 'પ્યારાબાપુના દરેક ગ્રાહક નવા વર્ષે ચાલુ રહેશે એટલુ જ નહી નવા ગ્રાહકો નોંધી ભેટપુસ્તક યોજનાનો લાભ લેશે

પત્રવ્યવહારમા ગ્રાહક નબર લખવાનુ ભૂલશો નહી

આફ્રિકાના ગ્રાહકબંધુઓ ૧૨ શિલિંગ પોસ્ટલ ઑર્ડરથી મોકલી આપે અથવા નીચેના સરનામે મોકલી આપે —

શ્રી પ્રભુદાસ જ વજરીઆ, પો બો ન ૧૨૬, નૈરોબી કેન્યા કૉલોની

*



# અમારાં પ્રકાશનો

**બાપુ ચિત્રાવલી:** બાપુની અર્ધો ડઝન લાક્ષણિક તસ્વીરોનો સંપૂટ (પ્રથમ આવૃત્તિ અપ્રાપ્ય હોઈ બીજી આવૃત્તિ છપાય છે) મૂ૦ બે રૂપિયા

**બાપુસ્મરણ:** બાપુના સુવચનો એમના જ હસ્તાક્ષરમાં, ત્રિરંગી શુશોભનો યુક્ત સુંદર પુસ્તિકા મૂ૦ સવા રૂપિયો

**ગાંધી-ગુરુ:** લેખક · શ્રી ગુરુદયાલ મલ્લિક

મૂલ્ય સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે —

"મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિષે કોઈ પણ કાંઈ લખે તો તે આકર્ષક થવાનું જ પણ જ્યારે એમને વિષે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમાં આવ્યા હતા એમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રના તો તેઓ અચીમ ભક્ત

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચંદ્ર અને લીલાવિગ્રહી કૃષ્ણચંદ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

On Life's Journey with Gandhiji (ગાંધીજી સાથે જીવનયાત્રા)

Gurdial Mallik

આ અંગ્રેજી પુસ્તિકામાં શ્રી ગુરુદયાલ મલ્લિકજીએ માનવજીવનનું રહસ્ય ગાંધીજીના આદર્શો અનુસાર સમજાવવા એક નમ્ર પ્રયત્ન કર્યો છે

આ પુસ્તિકાનો ગુજરાતી અનુવાદ પણ આ જ સમયમાં પ્રસિદ્ધ થશે

**મસ્તીની પળોમાં—લેખક · શ્રી રતિલાલ 'અનિલ'**

મૂ૦ બાર આના, હાથકાગળની આવૃત્તિનો એક રૂપિયો

ભાઈશ્રી રતિલાલ 'અનિલ' આપણા સાહિત્યજગતના એક આશાસ્પદ કવિ છે તેમનો એક કાવ્યસંગ્રહ 'ડમરો અને તુલસી' પ્રસિદ્ધ થયો છે હવે તેમનો આ ૧૨૫ મુક્તકોનો સુંદર સંગ્રહ પ્રસિદ્ધ થાય છે આ સૂત્રાત્મક મુક્તકોમાં માનવજીવનના વિવિધ પાસાઓ અંગેનું એમનું તલસ્પર્શી ચિંતન કાવ્યરસ સાથ રૂપે મૂર્ત થયું છે

આ મુક્તક-સંગ્રહની પ્રસ્તાવના લખતાં શ્રી ગુરુદયાલ મલ્લિકજી લખે છે —

"આ પુસ્તિકા લખનાર શ્રી રતિલાલ 'અનિલ' એક મસ્ત અનુભવી અને કવિ છે જીવન સાગરના તટ પર ઊભા રહીને જે તરંગોની ક્રીડા રાતદિવસ ચાલી રહી છે તેને જુએ છે અને તેમાંથી એક અસાધારણ આનંદ અને શિખામણ તારવે છે"

'આશા છે શ્રી 'અનિલ'ની 'મસ્તીની પળોમાં'—જે તેમનો રુબાઈ લખવામાં એક અનોખો પ્રયાસ અને પ્રશંસાયોગ્ય પ્રયોગ છે—એ પુસ્તિકા વાચનારાઓ કોઈ વાર મસ્તીમાં આવી જશે અને પોતાને ભૂલીને જીવનલીલાનો જે મર્મ છે તે થોડોક સમજી શકશે'

છેલ્લાં ત્રણે પ્રકાશનો આ માસની આખર પ્રગટ થશે

રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ

રજિ૦નં૦ બી૦૫૨૫૫



## હે જગરાજન્ !

*

કશી કરી નોતી તૈયારી હે જગરાજન્ !

જગના સૌ માનવની પેઠે છૂપી રીતે હસતા હસતા
કેટકેટલા શુભ દિવસો કેઠે આવ્યા'તા મમ અતરમા !
અને કેટલી ક્ષણો ઉપર આ મૂકી ગયા છો છાપ અસીમની !

નીરખુ છુ એ આજ તમારી હસ્તાક્ષરવાળી ક્ષણને હુ
ક્ષણિક તુચ્છ સુખ-દુ ખઘેરાઈ પડી છ ધૂળસહ સ્મૃતિમા

નાથ, ધૂળથી ભર્યું ક્રીડાગણ મારુ એ નીરખીને
તમે અવજ્ઞા કરી ગયા નહિ પાછા મુજ આગણથી
અને રમતમા આછા આછા પગલા જે સભળાયા તા
તે જ વિશ્વસગીતસહ આજે સૂર્ય ચદ્રમા ગાજે !

ગુરુદેવ

અનુ૦ અનિલ

# સાભાર સ્વીકાર

*

## ભારતી સાહિત્યસંઘ લી૦ નાં પ્રકાશનો

**માનવીની ભવાઈ:** લે૦ પન્નાલાલ પટેલ; મૂ૦ ૭ રૂપિયા. ગુજરાતી નવલકથા સાહિત્યમાં નવી જ ભાત પાડતી ઉચ્ચકોટીની જાણીતી નવલકથાની ત્રીજી આવૃત્તિ.

**યૌવન:** લે૦ પન્નાલાલ પટેલ; મૂ૦ સાત રૂપિયા. ગ્રામ્યજીવનના આલેખનમાં ગજબની કુશળતા ધરાવતા લેખકની શહેરીજીવનને પણ આબેહુબ આલેખતી નવલકથાની ત્રીજી આવૃત્તિ, બંને ભાગ સાથે પ્રગટ થઈ છે.

**પૂણ્ય પરવાર્યું નથી:** લે૦ ગુલાબદાસ બ્રોકર; મૂ૦ ત્રણ રૂપિયા. માણસની માણસાઈમાં શ્રદ્ધા પ્રેરતી ઓગણીસ સત્યકથાઓની આ બીજી આવૃત્તિમાં ત્રણ નવી સત્યકથાઓ ઉમેરવામાં આવી છે.

**ક્રાન્તિ:** લે૦ સાને ગુરુજી; મૂ૦ સાડાપાંચ રૂપિયા. પ્રજાજીવનના પડઘા પાડતી, પ્રજાજીવનના પ્રાણપ્રશ્નોને ગૂંથવામાં કુશળ મહારાષ્ટ્રના જાણીતા સતલેખકની પ્રેરક નવલકથાની બીજી આવૃત્તિ.

**સ્વભાવદર્શન:** લે૦ હર્ષિદા પંડિત; મૂ૦ ત્રણ રૂપિયા. 'ઊર્મિ' માસિકમાં પ્રગટ થયેલા, માનવમનની અટપટી સમસ્યાઓ ઉકેલવા મથતા, માનસશાસ્ત્ર વિષયક એકવીશ લેખોનો સંગ્રહ.

**કિંગકોંગ:** અનુ૦ લક્ષ્મીકાન્ત ઠાકોર; મૂ૦ દોઢ રૂપિયો. એ નામની અમેરિકન જાણીતી ફિલ્મ પરથી કિશોરોને રોચક થઈ પડે એવા થોડા ફેરફાર કરી હેમેન્દ્રરાયે લખેલી બંગાળી નવલકથાનો અનુવાદ.

## પ્રકીર્ણ પ્રકાશનો

**સેવાધર્મ:** લે૦ સીતારામ પુરુષોત્તમ પટવર્ધન; અનુ૦ પાંડુરંગ દેશપાંડે; પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. મહારાષ્ટ્રના જાણીતા સેવક ને રચનાત્મક કાર્યકર્તાનો, સેવક, સેવા ને સેવાધર્મની આમૂલ, માર્મિક, વિશદ ચર્ચા કરતો અનુભવ ચિંતનસમૃદ્ધ ગ્રંથ. કિશોરલાલ મશરૂવાલાના મર્મગ્રાહી આમુખ સાથે.

**ગાયત્રી મન્ત્ર અર્થ; ગાયત્રીની સરળ સાધનાઓ:** બંનેના લેખક: ડૉ. જટાશંકર નાન્દી; મૂ૦ બંનેનું આઠ આના; પ્ર૦ પ્રો. અવધૂત; ગોરેગાવ, બી. એસ. ટી; મુંબઈ. ગાયત્રી ગ્રંથમાળાના આ બે પ્રકાશનો એ વિષયના જીજ્ઞાસુઓને માહિતી આપનારાં નીવડશે.

**ગુલાલ:** પ્ર૦ નાઝિર દેખૈયા; આંબાચોક, ભાવનગર; મૂ૦ ચાર આના. ભાવનગરના નવ ગઝલકારોની ગઝલો અને મુક્તકોની સોળ પાનાંની નાનકડી કાવ્યપુસ્તિકા.

*

માણસ સંગીતવિદ્યાનું શાસ્ત્ર શીખ્યો ખરો પણ ગળામાંથી સંગીત કાઢવાની કળા તેણે સાધી ન હોય તો તે સંગીત કોને કામ આવે? એથી ઊલટું, ગળામાં કળા તો ભરી છે પણ શાસ્ત્રનું જ્ઞાન ન હોય તો પ્રગતિનો માર્ગ જ રૂંધાયો જાણવો. એ જ સ્થાન આધ્યાત્મવિદ્યાની એટલે કે માણસના જીવનની છે. માણસનુ તત્ત્વજ્ઞાન તેની બુદ્ધિમાં છુપાયેલું રહેશે પ્રગટ, ખુલ્લું તેનું આચરણ હશે. તેના આચરણ પરથી જ તેના તત્ત્વજ્ઞાનનું માપ દુનિયાને અને ખુદ તેને પોતાને પણ જડશે [illegible]ચરણ અને જ્ઞાન વચ્ચે અંતર ભલે હોય પણ વિરોધ તો [illegible]વો જોઈએ [illegible] પણ કાયમ ભાંગતું રહેવું જોઈએ [illegible]



દુનિયાના ડાહ્યા માણસો જેવા વિચાર કરશે તેવી આખરે આ દુનિયા બનશે —ગાંધીજી

# બાપુના પત્રો



તા. ૧૪-૧૦-૨૨ની બપોરે ૨-૩૫ મિનિટે યરવડા જેલમાં બાપુને મળવા માટે પૂ. બા, જમનાલાલજી બજાજ, રામદાસ. કિશોરલાલ મશરૂવાલા, પુંજાભાઈ, મણિલાલ કોઠારી, ઇમામ સાહેબ, દાસ્તાને સુવટાબાઈ અને કિશનલાલ ગોયન્કા વિગેરે ગયેલા.

જેલ ઑફિસમાં બાપુ સાથે મુલાકાત થઈ. ત્યાં કેટલીક વાતો થઈ તેમાં રામદાસના વિવાહ સંબંધે બાપુની સલાહ માગવામાં આવતાં બાપુએ કહ્યું: 'મોઢ ન્યાતમાં સારી યોગ્ય કન્યા નહીં મળે તો બીજી ન્યાતમાં લગ્ન કરવામાં કોઈ વાંધો નથી. જૈન ન્યાતમાં લગ્ન કરવા તો હું પસંદ કરું છું. એને માટે બાના તથા રામદાસના વિચારોને વધારે મહત્ત્વ આપવુ જોઈએ.'

મુલાકાત પછી તે દિવસે પાછળથી વિચારતાં બાપુને લાગ્યું કે, મેં ખોટી સલાહ આપી છે. એમને દુ:ખ થયું. અને પોતાની ભૂલ કબૂલ કરી. તે સુધારવા જે પત્ર જમનાલાલજીને લખ્યો તેમાંનો મહત્ત્વનો ભાગ અહીં ઉતાર્યો છે સતત જાગ્રત રહેતા આત્મપરીક્ષક બાપુનો આ પત્ર સરસ પરિચય આપે છે તે સાથે એક સાચા પિતાની, પોતાના પુત્ર પ્રત્યે શી ફરજ હોઈ શકે તે પણ તે દર્શાવે છે.

આસો સુદ ૧૪, ગુરુવાર ૯-૧૦-૧૯૨૨

(સુપરિન્ટેન્ડન્ટની રજા મેળવી આ કાગળ મોકલુ છું.)

ચિ. જમનાલાલજી,

મોહને વશ થઈને રામદાસ બાબત મેં ઉતાવળે ગઈ કાલે મારા વિચારો દર્શાવ્યા. આપણે છૂટા પડ્યા પછી હું પસ્તાયો ને જોયું કે પોતાને ખબરદાર ગણતો માણસ પણ કેમ મુગ્ધ થઈ શકે છે ને કેમ વગર વિચાર્યું બોલી શકે છે. પિતા તરીકેનો મારો ધર્મ મેં ગઈ કાલે ન બજાવ્યો—મને લાગે છે કે જ્યાં સુધી ચિ. રામદાસે પોતાની જિંદગીનો આદર્શ નથી ઘડી કાઢ્યો ને પોતાની ઇચ્છા પ્રમાણે ઠેકાણે નથી પડ્યો ત્યાં સુધી તે પરણે તો પાપ કરે. તે મારી આબરૂથી નહી પણ પોતાના ગુણે કરીને પરણે એમ તે ઇચ્છે છે, ને આપણે બધા ઇચ્છીએ. તેથી રામદાસે ધંધો પસંદ કરી લેવો જોઈએ. તે ઉપરથી દીકરી આપનાર માબાપ વિચારે ને કન્યા પોતે પણ જાણે કે તેને ક્યાં જવું છે. તેથી આપણુ બધાનુ ને હવે તો તમે જે બહાર છો તેમનું પ્રથમ કાર્ય રામદાસને ઠેકાણે પાડવામાં મદદ કરવાનું છે. રામદાસને ભણતરનો લોભ હોય તો સુખેથી ભણે. જો તેનો બુઢ્ઢો બાપ આજ બાળકની પેઠે અભ્યાસ કરી રહ્યો છે તો રામદાસની જુવાની તો હજી શરૂ થાય છે. જો તેને વેપારમાં રોકાઈ જવુ હોય તો રોકાઈ જાય અને આશ્રમમાં કે રાષ્ટ્રીય શાળામા તેનો જીવ ખૂંચે તો તેમ કરે. હરિલાલ સાથે રહેવું હોય તો તેમ કરે. મારી ખાસ સલાહ છે કે કોઈ પણ કામમાં રામદાસ રોકાઈ એક વર્ષનો અનુભવ લીધા પછી જ સગાઈનો વિચાર કરે.

ધનિક માબાપની દીકરી ચારિત્રવાન હોય તો પણ જ્યાં સુધી તે પોતે ગરીબાઈ પસંદ ન કરે ત્યાં સુધી રામદાસે એવા લગ્નમાં પડવું એ પોતે દુ:ખી થવા જેવું છે. અને કન્યાને તથા કન્યાના માબાપને દુ:ખી કરવા જેવું છે. સહિસલામત

(અનુસંધાન પૃષ્ઠ ૨૮મે પાને)

ચિ. નવીન અને ધીરૂ,

નવીનનો કાગળ મળ્યો—રાજી થયો. તમારી તરફથી ઘણા કાગળની આશા નથી રાખતો. દર માસે એક પત્તું હોય તો સંતોષ માનું. બન્ને ભાઈઓ કળામય થઈ જાઓ એમાં મને કશું ખરાબ નથી લાગતું. જે શીખવું તેમાં લય થવું જ જોઈએ. કૃષ્ણદાસ અહીં છે. મોટી બા આશીર્વાદ મોકલે છે.

બાપુના આશીર્વાદ

સેગાંવ—વર્ધા ૧૬—૧૦—'૩૯

*

સત્ય ને અહિંસાની ઉગ્ર સાધના દ્વારા બાપુજી સૌંદર્યનું દર્શન કરતા હતા. બાહ્યરૂપ કરતાં આંતર રૂપને બાપુજી વધારે પ્રાધાન્ય આપતા હતા. તેથી બાપુજીના અંતરમાં કલાવિદ્-આત્મા રહેલો હતો એનું થોડાને જ દર્શન થતું હતું. બાપુ તો દૃષ્ટા હતા. સત્ય દ્વારા સુંદરતાને જોનારા હતા. પરંતુ આજે જ્યાં જ્યાં બાપુના વિચારોનું થોડેઘણે અંશે પણ અનુસરણ થાય છે ત્યાં માત્ર જીવનની શુષ્કતા જ દૃષ્ટિએ પડે છે. બાપુજીનું જીવન સાધનાશીલ હતું તો યે શુષ્ક ન હતું. બાપુમાં કલાની દૃષ્ટિ હતી જીવનમા શું કે વ્યવહારમાં શું, ક્યાંયે લેશમાત્ર વિસંવાદિતા દેખાતી કે તરત જ બાપુ અકળાઈ ઊઠતા. બાપુમાં રહેલી કલાદૃષ્ટિ બધે સંવાદિતા ઝંખતી હતી. અને તેથી જ અમે શાંતિનિકેતનમાં કળાનું શિક્ષણ મેળવવાની ઇચ્છા પ્રગટ કરી કે તરત બાપુએ ઉત્સાહભેર એ વધાવી લીધી અને અમને ત્યાં મોકલ્યા. અમે બન્ને ભાઈઓ કળામય થઈ જઈએ અને એ કળાનો ઉપયોગ આપણી જ સંસ્કૃતિને ગૌરવશીલ બનાવવા અમે એ કામમા લય થઈએ એમાં જ અમારું શ્રેય તેઓએ માનેલું. આજે રૂપાયતન દ્વારા અમે બાપુની એ ઇચ્છાને જ મૂર્ત કરવા નમ્ર પ્રયાસ કરી રહ્યા છીએ. શ્રમનો આનંદ મેળવવા કલા અને સંસ્કૃતિને નીરખવાની પ્રાણવંત દૃષ્ટિની જરૂર છે.

જીવનમાં સંયમશીલ, સત્યશીલ આનંદ રહેલો છે એનું દર્શન બાપુના આ પત્રથી થાય તો કેવું સારું... ...!

બિશપનો ધંધો જતો રહેશે

ગોળમેજી પરિષદ વેળા ગાંધીજી લંડનમાં રહેતા. ત્યારે એક બિશપ તેમને મળવા આવ્યા. 'વિજ્ઞાન અને યંત્ર' એ વિષય પર બિશપ ગાંધીજી સાથે ચર્ચામાં ઊતર્યા.

બિશપની એવી માન્યતા હતી કે યંત્રોથી માનવજાતની ખૂબ સેવા થાય છે. પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતા તે બોલ્યા કે મનુષ્યને શારીરિક વૈતરાંમાંથી છોડાવવો જોઈએ. જેથી તે મોટા ભાગનો સમય પોતાનો બૌદ્ધિક વિકાસ અને સંસ્કારિક પ્રવૃત્તિમાં ગાળી શકે.

ગાંધીજી—સાધારણ માણસ પોતાની નવરાશનો બધો વખત સારી રીતે ગાળશે એવો મને વિશ્વાસ નથી. 'નવરો નખ્ખોદ વાળે' એ કહેવત ઘણી સારી લાગે છે.

બિશપ—હું રોજ એક કલાકથી વધારે શારીરિક શ્રમ કરતો નથી મારો બાકીનો સમય હું બૌદ્ધિક કામને આપું છુ.

ગાંધીજી—(હસતા હસતા) પણ જો બધા માણસ બિશપ બને તો બિશપનો ધંધો જતો રહેશે.

*

આવી ધોતી તો સ્ત્રીઓ પહેરે છે

દીનબંધુ એન્ડ્રુઝ અને ગાંધીજી વચ્ચે ગાઢ મૈત્રી હતી. ગાંધીજીના સંપર્કથી દીનબંધુએ ખાદી પણ અપનાવી હતી. એકવાર તે સેવાગ્રામમાં ગાંધીજીને મળવા આવ્યા. ત્યારે લાંબી કફની અને કાળા રંગના પહોળા પટાની કિનારવાળું ધોતિયું પહેરીને આવ્યા હતા મોટરમાંથી ઊતરતાં જ તેમની ધોતી તરફ સૌની નજર ગઈ. કોઈ સ્ત્રીની સાડીનો ધોતી તરીકે ઉપયોગ કર્યો હોય એવું લાગતું હતું. તેથી એક આશ્રમવાસીએ ગાંધીજીનુ ધ્યાન ખેંચ્યું કે સ્ત્રીઓ પહેરે તેવા વસ્ત્રની ધોતી કેમ દીનબંધુએ પસંદ કરી હશે? આ વાત ચાલી રહી હતી તેટલામાં જ દીનબંધુ ગાંધીજી પાસે આવી પહોંચ્યા. તેમની ધોતી જોઈ ગાંધીજીને પણ રમુજ પડી. તેમને આવકાર આપતાં જ ગાંધીજી બોલ્યા.

'અરે ચાર્લી! આવો વેશ તમે કેમ પહેર્યો?'

દીનબંધુ—કેમ! શું થયું?

ગાંધીજી—અરે થાય શું? રામનારાયણ કહે છે કે આવી ધોતી તો સ્ત્રીઓ પહેરે છે

ગાંધીજીના વિનોદનો રસિક ઉત્તર આપતાં દીનબંધુ બોલી ઊઠ્યા: 'મારે પણ મારા મોહનની પાસે આવવું હતું ને?'

સેવાગ્રામમાં ગાંધીજીની કુટિરમાં બંને વૃદ્ધોના અટ્ટહાસ્યથી વાતાવરણમાં પ્રસન્નતા પ્રસરી રહી

*

બીજો મહાત્મા શોધો

જાહેર કાર્ય માટે ફાળો ઉઘરાવવાની કળામા ભાગ્યે જ કોઈ ગાંધીજીની સરસાઈ કરી શકતુ ફાળો ઉઘરાવવાની પણ તેમની વિશિષ્ટ પદ્ધતિ હતી પ્રવાસમાં જે સ્ટેશને ગાડી ઊભી રહે ત્યા લોકોનું મોટું ટોળું તેમનાં દર્શન માટે એકઠું થતું જ હોય. તેમની સમક્ષ હાથ લંબાવવાનું તે ચૂકતા નહિ! લોકો તેમના હાથમાં પૈસા મૂકવા માટે પડાપડી કરતા. કેટલાક યુવાનોને હસ્તાક્ષર એકઠા કરવાનો શોખ હોય છે તેમને પણ હસ્તાક્ષર માટે ૫ રૂપિયા ફી આપવી પડતી. સ્ત્રીઓએ દાનમાં આપેલાં ઘરેણાંની પણ હરાજી કરી મોટી રકમ મેળવતા. શ્રીમંતો પાસેથી પણ તેમને મોટી રકમ દાનમાં મળતી પણ પોતાના સિદ્ધાંતના ભોગે ગાંધીજીએ કોઈ દિવસ દાનનો સ્વીકાર કર્યો નથી. કોઈ કોઈ વાર તો સહેજ નમતું આપે તો લાખ લાખ રૂપિયા દાનમાં મળી જતા પણ એકે એક શરતો સામે ગાંધીજી અચળ રહ્યા હતા

એકવાર કેટલાક સનાતની હિન્દુ શેઠી-આઓ ગાંધીજીને મળવા આવ્યા. તેમણે લાખ બે લાખ રૂપિયા ગાંધીજીને અમૂક શરતે દાનમાં આપવાની ઇચ્છા પ્રગટ કરી. ગાંધીજી કંઈક એવું સમજ્યા કે એકાદ રચનાત્મક પ્રવૃત્તિ માટે ખાસ અલાયદી રકમ આપવાની તેમની ઇચ્છા હશે. તેથી તેમણે પૂછ્યું:–

'તમારી શરત શી છે?'

સનાતની—મહાત્માજી! શરત એટલી જ કે એ નાણાંમાથી મુસ્લિમ કે હરિજન માટે કંઈ વાપરવું નહિ.

ગાંધીજી—(હસીને) તો તો એ દાનનો સ્વીકાર કરે એવા બીજા મહાત્માને તમારે શોધવો પડશે.

ગાંધીજીનો વિનોદી જવાબ સાંભળી સનાતનીઓ પણ હસવું ખાળી શક્યા નહિ!

*

## લાડકા દીકરાઓ

એકવાર સેવાગ્રામમાં ગાંધીજી સમક્ષ ઉપવાસ કરી સત્યાગ્રહ કરવાનું કેટલાક હરિજનોએ નક્કી કર્યું. હરિજન સત્યાગ્રહીઓ ગાંધીજી પાસે આવ્યા અને સત્યાગ્રહ કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

'તમારી રહેવાની બધી જ સગવડ હું કરી દઉં છું. તમારી ઇચ્છા હોય તો આ મારી કુટિર ખાલી કરી આપું' ગાંધીજી બોલ્યા.

હરિજનો—ના, એવું અમે ઇચ્છતા નથી.

ગાંધીજી—તો તમને પસંદ પડે તે મકાન લો.

હરિજનોએ બાની કુટિર પસંદ કરી તેથી બાને બોલાવી ગાંધીજીએ કહ્યું કે તમારી કુટિર એમને આપો.

બા—પણ પછી હું ક્યાં રહીશ?

ગાંધીજી—તમને ક્યાં વધુ જગ્યા જોઈએ છે? થોડી જગ્યા રહે તેનાથી ચલાવી લેજો. મેં પણ મારી કુટિર ખાલી કરી આપવાની ઇચ્છા એમને જણાવી હતી.

બા—(હસીને) પણ એ તો તમારા દીકરાઓ છે.

ગાંધીજી—(ખડખડાટ હસીને) હા, હા, પણ મારા દીકરા તે તમારા પણ ખરાને!

બાએ હસતાં હસતાં જગ્યા કરી આપવાની હા પાડી. પણ ગાંધીજીનાં આ પ્રેમાળ વચનો સાંભળી હરિજન સત્યાગ્રહીઓનો બધો જુસ્સો ઊતરી ગયો.

*

## મૂડીપતિને

રાષ્ટ્રના વેપારધંધા અને ઉદ્યોગમાં અગ્ર સ્થાને બિરાજતા મૂડીપતિઓ અનેક વાર ગાંધીજીને મળવા આવતા હતા. તેઓ રાજકારણ, અર્થશાસ્ત્ર વિગેરે અનેક વિષયો પર ગાંધીજી સાથે ચર્ચા કરતા. તેમાંના કેટલાકને તો ગાંધીજી સાથે ઘણો જ મીઠો સંબંધ હતો. એવા એક મૂડીપતિ ગાંધીજીને મળવા આવ્યા. ત્યારે ગાંધીજી રેંટિયો કાંતતા હતા. કાંતતા કાંતતા જ ગાંધીજીએ તેની સાથે વાતો કરી. અંતે પેલા મૂડીપતિએ ગાંધીજીને પૂછ્યું: 'બાપુ! તમે શું પસંદ કરો, મને પોતાને કે મારા ધનને?'

ગાંધીજી—અલબત્ત, તમને જ.

મૂડીપતિ—પણ જો હું મારો વેપારધંધો છોડીને તમારી પાસે આવું તો તમે મને કયું કામ આપો?

ગાંધીજી—(રેંટિયા તરફ આંગળી ચીંધીને) આ ચરખો જ તો.

*

## અરે! આ કોણ હશે?

દેશપરદેશના અનેક કાર્ટૂનિસ્ટોએ ગાંધીજીનાં ઠઠ્ઠાચિત્રો દોર્યા છે એવું એક ઠઠ્ઠાચિત્ર દોરી એક કળાકાર ગાંધીજીની સહી લેવા આવ્યો. પોતાનું વિચિત્ર ઠઠ્ઠાચિત્ર જોઈ ગાંધીજીએ તેના પર લખ્યું: 'અરે! આ કોણ હશે?'

એક વાક્યમાં જ તેમની કળા વિશે ગાંધીજીને શું કહેવાનું છે તે કળાકાર સમજી ગયો અને આસપાસ ઊભેલા સૌ હ

મે તેને વિશેષપણે મૌન અને મસ્તીની બે ભવ્ય ભાવનાઓના સ્વરૂપમા જોઈ એટલે મે તેનુ નામ 'મૂગી મસ્તાની' પાડ્યું હતુ તે શા કારણે મૌન પાળતી? અથવા તે શેના પર નિરતર મસ્ત રહેતી? એ જાણવા હુ સદા ઉત્સુક રહેતો

પણ ઘણી રાતો સ્ત્રીઓ જેવા લાબા દિવસો વહી ગયા તોય તેની મસ્તીનુ કે તેના મૌનનુ રહસ્ય મને જડ્યુ નહી તેથી, મે તો લગભગ આશા જ છોડી કે કોઈ દિ' તેને વિશે સાચુ શુ છે એ જાણી શકીશ કે કેમ?

પછી? જે માણસની દરેક નિરાશાને અતે આશામા બદલી દે છે તે કિરતાર-કિમિયાગરે મારા પર કૃપા કરી મૂગી મસ્તાની ગાતી હતી 'દાસી મીરા લાલ ગિરિધર '

તેનુ ગીત સાભળીને મને એમ લાગ્યુ કે તેના મૌન અને મસ્તીનુ એક કારણ મળી આવ્યુ મે મનમા કહ્યુ 'તે એટલા માટે મૌન પાળે છે કે તેને વહાલા ગિરિધરનો વિયોગ સાલે છે એ દુખ તે સહન કરી શકતી નથી તેથી તે મૂગી રહે છે કારણ કે જ્યારે દુખ અતિશય હોય છે ત્યારે મૌન જ તેને ખમી શકે છે અને તેના મૌને જ તેને તેના ગિરધર પર મસ્ત કરી દીધી છે તેથી તે મસ્ત પણ રહે છે'

ગીત પૂરુ થયુ તે જે કામ કરતી હતી એમા ફરીથી પ્રવૃત્ત થઈ પણ થોડા વખત પછી તેણે એક બીજુ ગીત ગાવુ શરૂ કર્યું 'મારો રોગ છે વિયોગનો રોગ મારુ દર્દ છે દિલનુ દર્દ!'

તેના આ ગીતથી મને ખાતરી થઈ ગઈ કે, તેના મૌન અને મસ્તીનુ કારણ મે માન્યુ હતુ તે જ છે અર્થાત, તે વહાલા ગિરધરથી છૂટી પડી ગઈ છે એનું તેને દુખ છે એ દુખે તેને દીવાની કરી દીધી હતી અને જે કોઈ પ્રભુ—પણ તેને તો ભગવાનનુ નામ જ બહુ ગમતુ—પર દીવાના થઈ જાય છે તે મૂગા જ બની જાય છે અને તેની ભાષા મૌન અથવા દર્દના મર્મથી પૂર્ણ ગીત જ હોય છે

પણ તે મૂગી મસ્તાની હતી કોણ?

તે તો હતી મારો આત્મા!

એટલામા કોઈએ દૂરથી ગીત ગાવુ શરૂ કર્યું 'મૈને દેખી ઈક નાર જિસસે લગા થા પ્રભુપ્રેમકા બાણ'' ગીત સાભળતા સાભળતા મારો આત્મા બોલી ઊઠ્યો 'તે નાર હુ જ છુ હુ દરેક પ્રભુભક્તના હૃદયમા વસુ છુ હુ મૂગો રહુ છુ કારણ કે ભગવાન વિના મને જગમા બધુ જ ખારુ લાગે છે અને હુ મસ્ત રહુ છુ રાત દિવસ તેની યાદમા પણ કોઈ કોઈ વખતે હુ વિરહ વેદનાથી પાગલ થઈ જાઉ છુ અને તેને મારુ દુ:ખ જણાવવા ઇચ્છુ છુ તેથી હુ કોઈ કોઈ વાર ગીત ગાઉ છુ પણ મારુ મૌન અને મારુ ગીત એ મારા 'વેદના વેદો' છે'

આ સાભળીને મે મારી મૂગી મસ્તાનીને વરી લીધી અને મે તેને વચન આપ્યુ 'આજથી હુ તારો જ છુ, જગનો નહી, જનનીનો પણ નહી, કેવળ તારો અને તારો જ છુ!'

જેમ મૂગી મસ્તાનાએ તેના ભગવાનને પ્રસન્ન કર્યો હતો તેમ મારા પ્રભુ મારી આ પ્રતિજ્ઞાથી પ્રસન્ન થયા

*

માણુ જીવનરસ અને સાથી સહુ મનમાનતા,
જિંદગી પાછી મળે તો આટલો વૈભવ મળે! —અનિલ

# બે પૈસાની અક્કલ !

—મુકુલભાઈ

'પ્યારાબાપુ'ના વાચકો પૂ. ગુરુદયાલ મલ્લિકજીના જીવનને લગતા પ્રસંગો 'ચાચાજીની વાતો' દ્વારા વાંચતા હશે. અહીં ચાચાજી—મલ્લિકજી—નાના બાળક હતા ત્યારનો એક રમૂજી પ્રસંગ આપું છું.

બાળક ચાચાજી પ્રાથમિક શાળામાં ભણતા હતા, ત્યારે એક વાર તેમના શિક્ષકે તેમને ઠપકો આપતાં કહ્યું: "તું તો સાવ ગધેડા જેવો છે! તારામાં તો એક ટીપુંય અક્કલ નથી!"

બાળક મલ્લિકજીએ સહજ રીતે પૂછ્યું: "ગુરુજી, અક્કલ કયાં મળે છે?"

શિક્ષકે વધારે ચિડાઈને કહ્યું: "બજારમાં!"

બાળક મલ્લિકજીએ તો શિક્ષકનું કહેવું સાચેસાચું માની લીધું. તેમને થયું કે, બજારમાં અક્કલ વેચાતી મળતી હશે એટલે બીજે દિવસે નિશાળે જતી વખતે બાળક ચાચાજી બાને કહેવા લાગ્યા: "બા, બા, આજે મને એક પૈસાને બદલે બે પૈસા આપ."

બા, બાળક ચાચાજીની તબિયતની ખૂબ કાળજી લેતાં. એટલે છોકરો બજારમાંથી બે પૈસાની જે તે વસ્તુ ખરીદીને ખાશે અને માંદો પડશે એમ માનીને બાએ બે પૈસા આપવાની ના પાડી.

પરંતુ બાળક ચાચાજીએ ખૂબ જીદ કરી, એટલે છેવટે બાએ થાકીને તેમને બે પૈસા આપ્યા.

બે પૈસા લઈને બાળક ચાચાજી બજારમાં દોડતા ગયા અને એક દુકાનદારને બે પૈસા આપીને બોલ્યા: 'લાલાજી, મને બે પૈસાની અક્કલ આપો."

પેલો દુકાનદાર તો બાળકની આવી ઘેલી વાત સાંભળીને ખડખડાટ હસી પડ્યો અને ઠઠ્ઠામશ્કરી કરતો બોલ્યો: "જા, છોકરા જા; અક્કલ તે કંઈ વેચાતી મળતી હશે? તું તો અક્કલનો બારદાન લાગે છે!"

પણ બાળક ચાચાજીએ તો એનું કહેવું ગણકાર્યું નહીં અને તે દુકાને દુકાને અક્કલ વેચાતી માગવા લાગ્યા! પણ બધે જ તેમની ઠેકડી ઉડાવવામાં આવી.

છેવટે તે એક વૃદ્ધ દુકાનદારની દુકાને ગયા અને બોલ્યા: "લાલાજી, તમારે ત્યાં બે પૈસાની અક્કલ વેચાતી મળશે કે?"

પેલા ડોસાએ ઠાવકું મોં કરી કહ્યું: "હા; અહીં અક્કલ વેચાતી મળે છે. અંદર આવ."

બાળક ચાચાજી અંદર ગયા એટલે દુકાનદારે કહ્યું: "લાવ કેટલા પૈસાની જોઈએ છે?"

બાળકે બે પૈસા આપ્યા, એટલે પેલા વૃદ્ધ દુકાનદારે બાળક ચાચાજીના ગાલ ઉપર એક એક લપડાક લગાવી દીધી અને કહ્યું: "કેમ, હવે અક્કલ મળી ગઈ ને?"

બાળક ચાચાજી તો ભોંઠા પડી ગયા અને ત્યાંથી દોડતા દોડતા નિશાળે ગયા. નિશાળનો વખત કયારનો થઈ ગયો હતો. એટલે તે મોડા પડ્યા. તે વખતે શિક્ષક પાટિયા પર કંઈ લખી રહ્યા હતા. તેથી ધીમે રહીને તે વર્ગમાં દાખલ થઈને પોતાની બેઠક પર જઈને બેઠા.

શિક્ષકે પાછા ફરીને તેમને જોયા એટલે પૂછ્યું: "કેમ, અલ્યા, આજે મોડો આવ્યો?"

બાળક ચાચાજી ઊભા થઈને ધીમા અવાજે બોલ્યા: "ગુરુજી, બજારમાંથી બે પૈસાની અકક્લ વેચાતી લેવા ગયો હતો!"

શિક્ષક એમની તરફ નવાઈ પામી જોઈ રહ્યા. તમાચાથી બાળક ચાચાજીના ગાલ લાલ થઈ ગયા હતા!

રોમરોમ રમનારા, ચિત્તમાં વિહરનારા;
પ્રાણના પ્રવાસી હે. જોઉં છું લીલા તારી! –અનિલ

જમનાલાલજી બજાજને વચ્છરાજ શેઠે દત્તક લીધા હતા.

વચ્છરાજ શેઠનો સ્વભાવ ભારે આકરો હતો. વાતવાતમા તેઓ ક્રોધે ભરાતા, અને ગમે તેનુ અપમાન કરી બેસતા. એક દિવસ એમ જ એમણે બાલક જમનાલાલજીનું વાત વાતમાં ભારે અપમાન કર્યું. અને એમણે જમનાલાલજીને પોતાની સંપત્તિના વારસ નીમેલા તે પદેથી પણ ખસેડી લેવાની ધમકી આપી. જમનાલાલજીને ખૂબ જ લાગી આવ્યુ. ત્યારે તેમની ઉંમર કંઈ મોટી ન હતી, માત્ર સત્તર વરસની. તોયે નાનપણથી જ તેમનામા સ્વમાન અને સમજણ હતાં.

પાલકપિતાનાં વચનો પર વિચાર કરતા બાલક જમનાલાલજીને લાગ્યું કે વચ્છરાજ શેઠ પણ એમ જ માને છે કે હુ માત્ર તેમની સંપત્તિ ખાતર જ તેમને વળગી રહેલો છુ મારે બતાવી આપવુ જોઈએ કે હુ એવો સ્વાર્થી નથી.

જમનાલાલજી ગાંધીજી સાથે લોકહિતના કાર્યમાં જોડાયા ત્યારે એમણે મોટી રકમના દાન કર્યા હતાં, એમની એ નિસ્વાર્થવૃત્તિ અને ઉદારતા ત્યારે પણ બીજરૂપે હતા એમણે બધી સંપત્તિ છોડી દેવાનો નિર્ણય કર્યો અને પાલકપિતાને તેની જાણ કરતા હૃદયસ્પર્શી પત્ર લખ્યો

સિદ્ધશ્રી વર્ધા શુભસ્થાન. પૂજ્યશ્રી વચ્છરાજજી રામધનદાસના ચિ. જમનના ચરણ સ્પર્શ. સર્વત્ર શ્રી લક્ષ્મીનારાયણજી મહારાજ સદા સહાય છે.

આજે આપ મારા પર ઘણા નારાજ થયા તેની ચિંતા નહીં. શ્રી ઠાકોરજીની મરજી. હુ દત્તક લેવાયેલો છુ એટલે આપે એવું કહ્યુ પણ આપનો કંઈ કસૂર નથી. જેમણે મને દત્તક આપ્યો એનો જ કસૂર છે

આપે કહ્યુ, બીનવારસ કેરવીશ તે ઠીક છે. પણ મારું આપના પર કોઈ કરજ તો નથી. આપના કમાયેલા પૈસા છે. આપની ખુશી હોય તેમ કરો. મારો આપના પર કોઇ અધિકાર નથી.

આજ સુધી મારી બાબત અથવા મારે માટે જે ખર્ચ થયુ તે થયું. આજ પછી એક કોડી પણ લઈશ નહીં, અને મંગાવીશ પણ નહીં. આપ આપના મનમાં કોઈ જાતનો વિચાર ન કરશો આપની તરફ આજથી મારો કોઈ જાતનો હક નથી રહ્યો. શ્રી લક્ષ્મીનારાયણજીને મારી અરજ છે કે આપનું શરીર સારું રાખે અને આપને હજી વીસ-પચ્ચીસ વર્ષ સુધી જીવતા રાખે હું જ્યાં જઈશ ત્યાંથી આપને માટે ઠાકોરજીને આ જ વિનંતી કરતો રહીશ મારાથી આજ સુધી જે કસૂર થયા હોય તે માફ કરજો.

આપના મનમા એમ હોય કે બધા પૈસાના સગા છે, અને આ પણ પૈસાને માટે ચેવાં કરે છે—પણ મારા મનમા આપના પૈસાનો ચાહ બિલકુલ નથી. અને ઠાકોરજી કરશે તો આપના પૈસા ભવિષ્યમાં પણ મનમાં નહી આવે કેમ કે, મારુ તકદીર મારી સાથે છે. અને પૈસા મારી પાસે હોય તો પણ હું શુ કરીશ? મને તો પૈસાની નજીક રહેવાની બિલકુલ પરવા નથી. આપની દયાથી શ્રી ઠાકોરજીનુ ભજન સ્મરણ થશે તે કરીશ, જેથી આ જન્મમા સુખ પામું અને પછીના જન્મમા પણ. આપ પ્રસન્ન ચિત્ત રહો. કોઈ જાતની ફિકર ન કરો. બધા સંબંધ જૂઠા છે. ન કોઈ કોઈનો પુત્ર છે, ન કોઈ કોઈના દાદા છે. બધા પોતાના સુખના સાથી છે બધી જૂઠી જંજાળ છે. આપ હજી સુધી માયાજાળમાં ફસાઈ રહ્યા છો. હું આજે આપના ઉપદેશથી છૂટી ગયો. આગળ શ્રી ભગવાન દુનિયાથી બચાવે

આપના મનમાં આપ એમ કદાપિ ન સમજશો કે વારસ મારા પર ફરિયાદ કરશે. મેં મારી રાજીખુશીથી ટિકિટ લગાડીને સહી કરી છે કે આપના પર અથવા આપની મિલકત, પૈસા, રૂપિયા, ઘરેણાં આદિ કોઈ પણ સામાન પર આજથી મારો જરા પણ હક નથી રહ્યો. અને મારા હાથનું કોઈ કરજ પણ બાકી નથી. કોઈને એક પૈસો પણ આપવાનો નથી.

અન્ય સમાચાર કંઈ નથી. સમાચાર તો ઘણા છે પણ મારાથી લખાતું નથી.

સંવત ૧૯૬૪, મિતિ વૈશાખ વદ ૨, મંગળવાર.

પૂજ્ય શ્રી ૧૦૫ દાદાજી શ્રી વચ્છરાજજીને જમનના ચરણસ્પર્શ.

ઘણા ઘણા આદરથી આપની પાસે મારું કોઈ લેણુંદેણું નથી રહ્યું. શ્રી ઠાકોરજીના મંદિરનું કામ બરાબર ચલાવજો. આપથી બને તો દાન-ધર્મ ખૂબ કરતા રહેશો. બ્રાહ્મણ સાધુને બિલકુલ ગાળ ન દેશો. અને સૌને હાથનો ઉત્તર દેજો, મોંનો નહીં. વિશેષ તો શું લખું? આટલામાં જ સમજી લેશો.

અને હું આપની કોઈ ચીજ સાથે નહીં લઉં. બધું અહીં મૂકી જાઉં છું. ફક્ત શરીર પર કપડાં પહેરેલાં છે.

વચ્છરાજે જ્યારે આ પત્ર વાંચ્યો ત્યારે તેમને અપાર ખેદ થયો. પોતાના અકારણ ક્રોધ માટે શરમાયા. પોતાની ભૂલ સમજાઈ ને ગદ્‌ગદ્ થઇ ગયા તરત ગયા અને બાલક જમનાલાલજીને અત્યંત પ્રેમથી મનાવી લાવ્યા.

આમ ખોવાયેલું રત્ન પાછું મળ્યું.

બાલક જમનાલાલજીની આ ત્યાગવૃત્તિ તેમની મોટી વયે આખા દેશે જોઈ અને ગાંધીજીએ તેમને સ્નેહથી પોતાના પાંચમા પુત્ર તરીકે સ્વીકાર્યા

•

### યોગ્ય જવાબ

ચીનના કોઈ એક ગામમાં યુંગ લો નામનો એક માણસ રહેતો હતો. એકવાર તેણે તપસ્વી કવાન યુ પાસે જઈને ત્રણ સવાલ પૂછ્યા.

પહેલો સવાલ એ હતો કે ઈશ્વર સઘળે વ્યાપી રહ્યો છે એમ સહુ કોઈ કહે છે. તો હું તેને કેમ જોઈ શકતો નથી? બીજો સવાલ એ હતો કે ઇશ્વરની પ્રેરણાથી જ સઘળું બને છે, તો પાપની સજા શા માટે ભોગવવી પડે છે? ત્રીજો સવાલ એ હતો કે પાપીને અગ્નિકુંડમાં નાખીને ઇશ્વર સજા કરે છે, પરંતુ એવું તે કઈ રીતે બની શકે? જો પાપી જાતે જ અગ્નિરૂપ છે તો અગ્નિનું અગ્નિ પર શું જોર ચાલી શકે?

કવાન યુએ માથું ધુણાવ્યું. પછી એકાએક જ જમીન પરથી એક ઢેફું ઉપાડીને યુંગ લોના માથામાં મારતા કહ્યું: 'આ રહ્યો તારા પ્રશ્નનો યોગ્ય જવાબ."

યુંગ લો ક્રોધ અને આશ્ચર્ય પામતો માથું પંપાળી રહ્યો. થોડીવાર પછી તેણે પૂછ્યું, 'તે કેવી રીતે?'

કવાન યુએ જવાબ વાળ્યો, 'જો સાંભળ, ઢેફું વાગવાથી તને માથામાં ચોટ તો લાગી જ હશે. હવે, ચોટ લાગવાથી તને કેવું દુઃખ અને કેવી પીડા થઈ તે તું મને કહે. તે કહેશે એટલે તે પરથી હું તને ઈશ્વરજ્ઞાન સંબંધી કંઈક કહીશ. ટૂંકમા, તાત્પર્ય એટલું જ કે ઈશ્વર કેવળ અનુભવદ્વારા જ જાણી શકાય છે. બીજું, મેં જે કંઇ કર્યું છે તે ઇશ્વરની પ્રેરણાથી જ કર્યું છે. છતાં પણ તે કામને તું અપરાધ કેમ માને છે? ત્રીજું, તારું શરીર માટીનું બનેલું છે. આવી દશામા સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે માટીનું માટી ઉપર પડવું, ન તો અસર કરી શકે છે કે ન તો માટીને કોઈ પણ પ્રકારની ચોટ લાગે છે.'

—કનુ દેવરૂપ

# બોલકણાં

*



પહેલાના કાળમા કાશી નગરમા બ્રહ્મદત્ત રાજા રાજ્ય કરતો હતો તે વખતે બોધિસત્ત્વે ઔદિચ્ય બ્રાહ્મણકુળમા જન્મ લીધો હતો ઉંમરલાયક થતા તે તક્ષશિલા ગયા અને બધી વિદ્યાઓમા પારગત થયા તે પછી ભોગવિલાસની જિંદગી છોડીને તેમણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને હિમાલયમા રહેવા લાગ્યા ત્યા એમણે કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત કરી તપસ્વીઓમા ઊંચુ સ્થાન પ્રાપ્ત કર્યું—તે પ્રદેશના બધા ઋષિઓએ તેમને પોતાના ઉપદેશક અને આચાર્ય નીમ્યા આમ તે ઋષિશિષ્યો સાથે હિમાલયમા રહેવા લાગ્યા

એક દિવસ ત્યા પાડુ રોગથી પીડાતો એક તપસ્વી ઇંધન માટે કુહાડીથી લાકડા ફાડતો હતો એની નજીક એક અતિ વાચાળ બીજો તપસ્વી બેઠો બેઠો પેલા તપસ્વીને વણમાગી સલાહ આપ્યા કરતો હતો 'તમે બે ત્રણ ઘા માર્યા જુઓ પેલી બાજુ કુહાડો મારો લાકડુ તરત ફાટી જશે—ના ના એમ નહી, ત્યા તો વળ છે લાકડુ એમ નહી ફાટે, હા જરા જોરથી ઘા મારો, નથી તૂટતુ ને? તો લાકડુ ફેરવો શુ કહ્યુ?' આમ વણઅટકયે સલાહ આપ્યે જતો હતા એક તો રોગગ્રસ્ત હોવાને કારણે પેલા તપસ્વીનો સ્વભાવ ચીડીયો થઈ ગયો હતો, વળી તે વિશેષ શ્રમ પણ નહોતો કરી શકતો તેથી લાકડા ચીરતા તે ઘણો થાકયો હતો તેથી તેને પેલા પાસે બેઠેલા બોલકણા તપસ્વીની ટકટકથી ખૂબ જ ગુસ્સો આવ્યો એટલે તે કુહાડી લઈ પેલા તપસ્વી તરફ ફર્યો અને 'તુ મને લાકડા ફાડતા શીખવવા આવ્યો છે કેમ?' કહીને તેના માથા પર કુહાડીનો જોરથી પ્રહાર કર્યો પેલા તપસ્વીનુ પ્રાણપખેરુ ઊડી ગયું

બોધિસત્ત્વે તેનો અગ્નિસંસ્કાર કર્યો

એ જ સમયમા એવો જ એક બીજો બનાવ બન્યો આશ્રમથી થોડે દૂર એક ઝાડ પર એક તેતર રહેતુ હતુ તેતર આમેય બોલકણા ભારે તેમા આ તેતર તો બધાને વગાવી જાય એવુ કટકટિયુ સવાર, બપોર, સાંજ આખો દિવસ જયારે ને ત્યારે ઝાડ પર બેસી શોરબકોર કરતુ જ હોય

ત્યા આગળથી એક શિકારી પસાર થતો હતો તેણે તેતરનો અવાજ દૂરથી સાભળ્યો એટલે સાદથી ખેંચાઈ ઝાડ તરફ આવ્યો અને પેલા બોલકણા તેતરને જોઈ તાકીને તીર માર્યું તીર આબાદ તેતરને લાગ્યુ લાગતા સાથે તે તરફડીને પડ્યુ—શિકારી તેને ઉપાડીને ચાલતો થયો

બોધીસત્ત્વે, રોજ આખો દિવસ બોલબોલ કરતા તેતરનો અવાજ ન સભળાયો એટલે તપસ્વીઓને પૂછ્યુ કે 'પેલુ તેતર કેમ બોલતુ સભળાતુ નથી?'

તપસ્વીઓએ શિકારી કેવી રીતે તેના અવાજ પરથી ખેંચાઈ આવી તેને તીરથી વીંધીને લઈ ગયો તે કહ્યુ ત્યારે બોધિસત્ત્વે કહ્યુ કે, 'અતિશય બોલબોલ કરવાથી—જેમ તેતરની ઝાઝી વાણી જ તેના મૃત્યુનુ કારણ બની, તેમ જ પેલો બોલકણો તપસ્વી પણ પોતાના બોલકણા સ્વભાવને કારણે જ માર્યો ગયો'

## લાયકાતનું માપ — રણછોડ બાવલિયા

તે વખતે ભારતમાં અંગ્રેજો વિરોધી–રાષ્ટ્રહિત ધરાવતાં જૂથો રચાવા માંડ્યાં હતાં. રાષ્ટ્રવાદી નેતાઓ અનેકવિધ પ્રવૃત્તિઓમાં પડ્યા હતા; દેશની સ્વાતંત્ર્ય પ્રવૃત્તિમાં રાષ્ટ્રપ્રેમી યુવાનોનાં લોહી થનગનતાં.

પંજાબમાં એક દિવસ રાત્રે ખાનગી મકાનમાં ઉદ્દામવાદી યુવાનોની એક ગુપ્ત સભા મળી. રાષ્ટ્રહિત ધરાવતી યોજનામાં સક્રિય સાથ આપનારા યુવાન-જવાંમર્દ સભ્યોની તેમાં વરણી થતી; ગમે તે ભોગે દેશહિતનાં કાર્યમાં સૌને અપૂર્વ સાથ આપવાનો હતો.

સભ્યોની ખૂબ જ ચકાસણી થતી, તેનું અટલ રાષ્ટ્રવ્રતીપણું જોવાતું; સાથોસાથ શારીરિક સુદૃઢતા અને તંદુરસ્તી પણ જોવાતાં; તે મંડળના આકરા નિયમોનું ચુસ્તપણે પાલન કરવાનું રહેતું. પ્રાણાન્તે પણ તે સભ્યોએ તે મંડળના નિયમો અવિશુદ્ધ પાળવાના હતા.

અમુક સભ્યોની વરણી થઈ. પછી એક દુર્બલ—એકવડિયા બાંધાવાળો. પણ તેજસ્વી માણસ દાખલ થયો. તેણે આવી તે મંડળના સભ્યોમાં પોતાનું નામ લખી લેવા પ્રમુખને જણાવ્યું....

સભામાંના દરેક સભ્યોએ આ નવા આગંતુક સુકલકડી શરીરધારી સભ્ય થવા આવનારને તુચ્છ ગણી થોડીવાર કોઈએ કંઈ જવાબ આપ્યો નહીં.

આખરે ધીરજ ખૂટતાં—તે નવા આવનાર ભાઈ બોલ્યા: "હું પણ તમારી સાથે રહીને તમારા મંડળમાં કામ કરીશ. રાષ્ટ્રહિત માટે બનતું કરીશ...."

મંડળના મોવડી કંઈક વ્યંગ્યમાં બોલ્યા: "તમારું શરીર સાવ સૂક્ષ્મ છે, તમે અમારા મંડળની ખૂબ જ આકરી ફરજ નહીં બજાવી શકો. આ મંડળમાં ડગલે ને પગલે અફર આત્મવિશ્વાસ અને બળવાન શરીર સંપત્તિ વાળા સભ્યો જોઈએ; તમે એ બોજ નહીં ઊઠાવી શકો તમે તકલીફ નહીં સહન કરી શકો."

એ થતી વાતચીતમાં તે આગંતુક ભાઈની આત્મશ્રદ્ધા. અસ્મિતા, અને અમર્યાદ દેશસેવાની કર્તવ્યનિષ્ઠા તેમને હણાવાં લાગ્યાં.

પાસે જ એક મેજ પર લેમ્પ સળગતો પડ્યો હતો. હૃદયના સાત્ત્વિક આવેગે તે નવા આવેલા ભાઈએ સામે પડેલા લેમ્પની ધગધગતી-તપ્ત ચીમની મૂઠીમાં જકડી લીધી.

ક્ષણવારમાં જ ચામડી દાઝવાની ગંધ તે રૂમમાં ફરી વળી. સૌ આજુબાજુ કુતુહલપૂર્વક જોવા લાગ્યા. એક ભાઈનું ધ્યાન આ ભાઈએ પકડેલી ચીમની તરફ ગયું, તુરત જ પકડેલી ચીમની છોડાવી લીધી.

કોઈ કંઈ બોલે તે પહેલાં તો તે વ્યક્તિએ પોતાનો સખત દાઝેલો હાથ સૌને બતાવતાં સસ્મિત કહ્યું: "તમારા મંડળનાં દેશસેવાનાં કાર્યમાં સભ્ય તરીકે નામ લખી આભારી કરશો તો આટલી તકલીફ તો સહન કરીશ જ."

સૌ આશ્ચર્યસહ આ અદ્‌ભૂત વ્યક્તિની હિંમત, સચ્ચાઈ, ઉચ્ચ આત્મબળ અને તીવ્ર સેવાવૃત્તિની ઊંડી ધગશની સાથોસાથ સભ્ય થવાની લાયકાતનું આવું આદર્શ માપ આપનાર સામે માનભેર જોઈ રહ્યા.

એવી દુર્દમ્ય દેશસેવાવૃત્તિની ધગશવાળા, રાષ્ટ્રવાદના હિમાયતી વિરલ યુવાન તે આચાર્ય કૃપલાણીજી હતા ...

•

ખોટો ડર

નિદ્રા એ ઘડીનું મોત છે; ને મોત, અગણિત ઘડીઓની નિદ્રા.
માનવી નિદ્રાથી ડરતો નથી, તો પછી મોતનો ડર શાને? —અંજુમ વાલોડી

# ગીતા-રામાયણપ્રેમી ગાંધીજી

પરશુરામ મોદેશ્વરા

મહાત્મા ગાંધીજીએ દુનિયાના તમામ મુખ્ય મુખ્ય ધર્મોનો અભ્યાસ કર્યો હતો એ દરેક ધર્મોને આદરની દૃષ્ટિએ જોતા પરંતુ રામાયણ અને ગીતાના તો એ પરમ ભક્ત

ગાંધીજીએ એ અદ્‌ભૂત ગ્રંથ ગીતાને સાય-પ્રાર્થનાનું આવશ્યક અંગ બનાવ્યું હતું ગીતાના બીજા અધ્યાયના ચોપનમાં શ્લોકથી તે ૭૨મા શ્લોક સુધીના પાઠ જેવી રીતે ૧૯૨૨મા થતા તે જ રીતે ૧૯૪૮મા થતા. પ્રાતકાળની પ્રાર્થનામાં પણ ગીતાપાઠ શરૂ કરેલા ૧૯૩૨માં ગીતાના અઢાર અધ્યાયોના પાઠ લગભગ એક અઠવાડિયામાં પૂરા કરેલા ઘણા આશ્રમવાસીઓને ગીતા કંઠસ્થ હતી ગીતા વિશે એમણે ઘણા પત્રો, લેખો લખ્યા હતા તે 'અનાસક્તિયોગ' અને 'ગીતાબોધ' પુસ્તકોમા સંઘરાયા છે.

ગાંધીજી ગીતાને વિશ્વધર્મનો પવિત્ર ગ્રંથ માનતા અને તે દરેક શાળાઓમા શીખવાય એમ ઇચ્છતા હિન્દુ બાળક ગીતા ન જાણે એ તો શરમભર્યું ગણાય એમ કહેતા

મહાત્માજી સંસ્કૃતના વિદ્વાન ન હતા મૂળમાં ઉપનિષદો, પૂરાણો, શાસ્ત્રો અને સ્મૃતિઓનો અલગ અલગ અભ્યાસ કર્યો ન હતો છતાં ગીતાનો એવો ઊંડો અભ્યાસ કર્યો હતો કે જેનાથી તેમને વિશાળધર્મની શિક્ષા દીક્ષા, સૂક્ષ્મમા સૂક્ષ્મ, ગૂઢમા ગૂઢ તત્ત્વજ્ઞાનનુ રહસ્ય પ્રાપ્ત થયુ હતું આખા ભારતવર્ષની ધાર્મિક સમીક્ષા, પ્રાચીન આર્ય સસ્કૃતિના તેજ કિરણ અને માનવસમાજના કલ્યાણનો સહેલો માર્ગ ગીતામા બતાવેલો છે ગાધીજીનો એ આધાર ગ્રંથ કુરાન, બાયબલ વિગેરે ધર્મગ્રથો તથા ઇસુ અને મહંમદ જેવી વિભૂતિનાં જીવનના અભ્યાસથી એમણે ગીતાનાં મૂળ તત્ત્વોને વ્યાપકપણે સમજવામા મદદ મળી એક દિવસ એમણે એક વક્તવ્યમા ગીતાની ભાષામાં ગૂંથ કતા અને રોચકતા છે એમ કહ્યું હતું. ગીતાને એ 'જીવનનો ગ્રંથ' કહેતા.

મને ૧૯૨૮ની જુલાઈની સોળમી તારીખે સાંજના સાડા છએ ગાધીજી ગીતાના સાતમાં અધ્યાય પર બોલતા હતા: 'પ્રપદ્યન્તે—એટલે શરણે આવે છે આર્ત—દુઃખી, જિજ્ઞાસુ—મુમુક્ષુ, અર્થાર્થી—જેને બચ્ચાં કચ્ચાં જોઈએ છે તે

'જેના હૃદયમાથી બસ ભણકાર નીકળ્યા કરે એવો જ્ઞાની મહાત્મા દુર્લભ છે, બીજા જે માણસો છે, તેનુ જ્ઞાન હરાઈ ગયેલું છે, તેઓ જન્મ મરણની કામનાઓમાં પડે છે; કોઈ રોગ ધનુરમા પડી જાય છે, ઈશ્વર ભજનના કરી મૂકેલા નિયમો પ્રમાણે ભજન કરે છે. સ્વભાવ પર અંકુશ મૂકે છે, કરેલા નિયમોનું પાલન કરે છે ભક્તિનો માર્ગ ખાંડાની ધાર જેવો છે '

આટલુ કહ્યા પછી ગાધીજીએ ગીતા સાથે સગધ ધરાવતી રાધામહારાજની વાતાં કરી

બનારસમા ગીતા વિશે ગાંધીજીએ એક વાર કહ્યુ હતુ . 'આજે ગીતા મારે માટે માત્ર બાયબલ કે કુરાન નથી. એથીયે વિશેષ છે, એ મારી માતા છે, કામધેનું છે, મારા શરીરને જન્મ આપનાર અને મારું પાલન પોષણ કરનાર માનુ શરીર છૂટ્યાને તો ઘણો સમય વહી ગયો, પરતુ આ અવિનાશી માતાએ એનુ સ્થાન પૂર્ણપણે લઈ લીધું. એ ક્યારે ય બદલાઈ નથી, એણે સહાય કરવા હાથ લંબાવ્યો ન હોય એવુ ક્યારે ય બન્યુ નથી.'

જ્યારે ગાધીજી કટોકટીની સ્થિતિનો અનુભવ કરતા ત્યારે કાયમ ગીતાનુ શરણુ લેતા. વાર્તાલાપમાં, શંકાના સમાધાનમાં, સૈનિકોને આદેશ દેતા એ ગીતાના શ્લોકો સંભળાવતા:

સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહ।
સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણમ્ વ્રજ॥

ગીતાના એ શ્લોકનો અર્થ એમણે પૂર્વ બંગાળની યાત્રાએથી પાછા ફરતા સન્ ૧૯૨૨માં મને અત્યંત વિસ્તારથી સમજાવ્યો હતો. મને કહેલું: 'હજારો વર્ષના અનુભવ પછી એ શ્લોક લખાયો હશે.'

ગીતાનો મુખ્ય બોધ એમણે જીવનમાં ઉતારી, વ્યવહારમાં આચરી, આ યુગમાં યે અધ્યાત્મમાં વધારે શક્તિ છે એ બતાવી આપ્યું.

ગાંધીજીને તુલસી રામાયણ પણ અતિ પ્રિય હતી. એ શીખતા એ કયારે ય થાકતા નહીં, એકેએક પંક્તિને રસથી વાંચતા-અવલોકતા. ઘણીવાર કહેતા પણ ખરા: 'આ ગ્રંથ વિદ્વત્તાપૂર્ણ છે, શ્રદ્ધાની ખાણ છે, ભક્તિનો સર્વોત્તમ ગ્રંથ છે.'

૧૯૨૪ જૂનમાં એમણે મને લખેલું:

ચિ. પરશુરામ,

તારું પોસ્ટકાર્ડ મળ્યું.

રામાયણનો અભ્યાસ ખૂબ ધ્યાન રાખીને કરવો. એકવાર વાંચવું પૂરતું નથી.

બાપુના આશીર્વાદ

૧૯૨૯માં એમના કહેવાથી હું સાબરમતી આશ્રમમાં ગયો ત્યારે ગાંધીજી સાંજની પ્રાર્થના પછી પણ દરરોજ આશ્રમવાસીઓને રામાયણ શીખવતા. એમના ટેબલ પર 'તુલસી રામાયણ' અને સ્વ. પ્રો. રામદાસજી ગૌડે લખેલી ટીકા, પડ્યાં રહેતાં. બપોરના વિશ્રામ વખતે ટીકા વાંચી જતા અને સાંજે શીખવવા માટેની કડીઓ તૈયાર કરી લેતા ગુજરાતીમાં જ શીખવતાં અને શીખવા આવનારી બહેનો ઘરેથી ચોપાઈ લખી લાવતી.

૧૯૨૩માં ગાંધીજીએ મને લખેલું: 'સાબરમતી આશ્રમમાં સૌને, અથવા જેઓ ઇચ્છે તેમને ગીતા શીખવો. સૌને રામાયણનો શોખ થઈ જાય તો 'એક પંથ ને દો કાજ' થઈ જાય.

૧૯૨૩ ૫મી જુલાઈએ મારા એક પત્રના જવાબમાં ગાંધીજીએ ગુજરાતીમાં મને લખેલું: 'રાધેશ્યામજી વિગેરેના ગ્રંથોને હું સંસ્કારગ્રંથ નથી માનતો. તુલસીદાસની કૃતિ 'મહા સંસ્કાર-ગ્રંથ' છે. આપણું કામ તો એ રામાયણમાં રસ પેદા કરવાનું છે. તુલસીદાસના રામાયણને સંક્ષિપ્ત રૂપમાં કરવાની જરૂર છે. બાલકાંડના વિષયમાં મેં એવો પ્રયત્ન કર્યો હતો, એની એક નકલ—મારો ખ્યાલ છે ત્યાં સુધી—આશ્રમમાં છે. એ કામ આજે ફરી હું હાથ ધરું તો કોઈ બીજી જ ચોપાઈ પસંદ કરું. ચિ. પ્રભુદાસે પણ આ દિશામાં યત્ન કર્યો હતો. જે હિન્દીવર્ગ તમે આશ્રમમાં લો છો એમાં પણ રામાયણ પ્રતિ રસ ઉત્પન્ન કરી શકો છો.

—બાપુ

રામાયણમાં વર્ણવેલો પરોપકાર ગાંધીજીનો મૂળમંત્ર હતો. કામ, ક્રોધ, અભિમાનથી બચવાનો રામાયણનો ઉપદેશ છે, તે એમની પાસે આવી શકતાં નહીં. ગાંધીજી રામના સાચા ઉપાસક, રામાયણના અનન્ય પ્રેમી ને તુલસીદાસના આદર્શ ભક્ત હતા. એમના મુખમાંથી આ દોહરો વારંવાર નીકળતો:

જડ-ચેતન ગુનદોષમય બિસ્વ કીન્હ કરતાર।
સંત હંસ ગુન ગહહિં, પરિ હરિ બારિ બિકાર॥

પ્રહ્લાદને કુંભારણે અને ગાંધીજીને દાસીએ રામનામનો મંત્ર શીખવ્યો. બાળવયમાં એ ભૂતથી બહુ ડરતા. એક દિવસ રંભા નામની નોકરડીએ કહ્યું: 'રામનામમાં બહુ બળ છે, એનાથી ભૂતે ય ભાગી જાય છે' બાપુને મન એ વચન વસી ગયું ને ધીમેધીમે એમાં વિશ્વાસ, શ્રદ્ધા વધતાં જ ગયાં. ગાંધીજી કહેતા, 'રામ જ મારો સાચો વૈદ છે, હું માંદો પડીને નહીં મરું. દુનિયામાં અચૂક દવા રામનામ જ છે. દેહદદનો સર્વોત્તમ ઇલાજ રામનામ જ છે!' એમના મત પ્રમાણે: 'સર્વ પવિત્ર-અપવિત્ર સ્થળે રામનામ લઈ શકાય. પણ એ સાચા દિલથી લેવું જોઈએ.' અને ગાંધીજીએ 'હે રામ!' બોલતાં સ્વસ્થતાથી પરલોકગમન કર્યું!

(અનુ૦ નવીન મ. શાહ)

ખિલાફતની ચળવળ જોરશોરથી ચાલતી હતી સાથે રોલેટ એક્ટ સામે ગાંધીજી પોતાની બધી તાકાતથી લડી રહ્યા હતા શૌકતઅલી સાથે ગાંધીજી પંજાબની સફર કરતા હતા હરેક સ્ટેશને અપાર ભીડ થાય અને લોકોના ટોળા એમને અને એમના ડબ્બાને ઘેરી વળતા લોકો જાણે ગાંધીજી પાછળ ગાંડા બન્યા હતા ગાંધીજી તો શિસ્તના, સયમના ઉપાસક એમને આવુ બધુ ગમતુ નહી તેથી તે હરેક સ્થળે પોતાના પ્રવચનમા તેનો ઉલ્લેખ કરી લોકોને શાંતિ ને શિસ્ત જાળવવા કહેતા

ગાડી ગુજરાનવાલા સ્ટેશને અટકી અહીં પણ રાબેતા મુજબ બન્યુ એટલુ જ નહીં, ખુદ ગાંધીજીના ડબ્બામા આઠેક જણ ચઢી બેઠા ગાંધીજીએ તેમને વિનંતી કરી કે, 'ઊતરી જાઓ.' પણ કોઈએ તેમનુ કહ્યુ માન્યુ નહી એટલે ગાંધીજી ડબ્બાના બારણા આગળ ઊભા રહ્યા 'તમે જો મારુ કહેવુ માનતા ન હો તો મારે ગાડીમા બેસવુ નથી' એમ કહી ગાંધીજીએ સત્યાગ્રહ કર્યો



ગાડી બે કલાક સુધી ક્યાયે થોભે એમ હતુ જ નહી અર્ધોએક કલાક સુધી આમ ચાલ્યુ પછી પેલા આઠ જણને ભાન થયુ કે આ તો ખોટ થયુ આ તો આપણે બાપુને તકલીફમા મૂક્યા તેઓને પોતાની ભૂલ સમજાઈ એટલે સૌએ પોતાના ગેરવર્તન માટે ગાંધીજીની માફી માગી ત્યારે ગાંધીજીએ તેમને સમજાવતા કહ્યુ 'માફી શેની હોય ? માફી આવી રહને માટે મળે જ નહી તમે મારી ધૂળ જેવી આજ્ઞા નથી પાળતા તો હુ હજારો ગાઉ બેઠો બેઠો બીજી મોટી આજ્ઞાઓ કરું તે શી રીતે પાળશો ? મારી આજ્ઞા નથી માનતા તે મારા તપની ખામી છે, એટલે હુ ઊભો રહ્યો છુ માફી તો તમને એ રીતે આપી શકાય કે તમે આ કિસ્સાને જ્યા જાઓ ત્યા સુણાવો અને કહો કે જેને તમે સરદાર બનાવ્યા છે તેની અવજ્ઞાથી શુ ફળ આવે છે'

બધા ગળગળા થઈ ગયા ને પ્રતિજ્ઞા લીધી કે 'આ પ્રસગની ને તેના બોધની બધે વાતો કરીશુ'

આમ છતા ગાંધીજી લગાતાર બે કલાક સુધી ડબ્બાના બારણા આગળ ઊભા જ રહ્યા સાથે મહાદેવભાઈ પણ હતા તેમને બાપુને સમજાવવાની બહુ યે ઈચ્છા થઈ પણ બાપુનો સત્યાગ્રહ એટલો વ્યાજબી હતો કે તેથી અત્યત વ્યથા થવા છતા તે બાપુને કશુ કહી શક્યા નહી માત્ર દુખી હૈયે દર્દનિશ્ચયી અને આગ્રહી બાપુની આકરી તપશ્ચર્યાના મૂગા સાક્ષી બની રહ્યા

બલ્ખના સુલતાન હજરત ઈબ્રાહીમ અદહમ દિવસભર ન્યાય અને શુભનિષ્ઠાપૂર્વક પોતાની સલ્તનતનો વહીવટ કરતા, અને આખી આખી રાત ખુદાની બદગી કરવામા વિતાવી દેતા હતા

એક રાત્રિએ, નિત્ય નિયમ મુજબ સુલતાન ખુદાની બદગી કરવામા નિમગ્ન હતા ત્યા તો શાહી મહેલ ધમધમી ઊઠયો મહેલની છત ઉપર કોઈના જોર જોરથી ડગ માડવાનો અવાજ આવી રહ્યો હતો આથી સુલતાને પૂછ્યુ "આ છત ઉપર કોણ છે?'

"હુ એક મુસાફર છુ" ઉપરથી કોઈનો અવાજ આવ્યો "મારુ ઊટ ખોવાઈ ગયુ છે, તેને શોધવા માટે હુ અહી આવ્યો છુ"

સુલતાનને આ જવાબ ઉપર હસવુ આવ્યુ બોલ્યા "અરે, નાદાન! તારા ઊટને આ શાહી મહેલના છાપરા ઉપર તુ શોધે છે! ઊટથી તે વળી કોઈ મકાનના છાપરા ઉપર ચઢાતુ હશે?"

અને પેલી અદીઠ વ્યક્તિનો અવાજ આવ્યો "હે સુલતાન! મારા કરતા યે વધુ નદાન તો તમે લાગો છો, કે ખુદાને પામવા મથી રહ્યા છો, પરતુ તખ્ત અને તાજના બધનોમા જકડાયેલા છો! શાહી મહેલમા રેશમની પથારીઓ ઉપર આળોટો છો અને ખુશખુશાલ જીવન વ્યતિત કરી રહ્યા છો! દુનિયાની માયામા એવી રીતે લપેટાયેલા રહીને તમે શી રીતે ખુદાનુ સાનિધ્ય પ્રાપ્ત કરી શકશો?"

સુલતાન ઇબ્રાહીમ અદહમે ધ્યાનપૂર્વક એ આકાશવાણી સાભળી, અને તેના આખા શરીરમા એક કપ કરી વળ્યો એ રાત્રિનો બાકીનો ભાગ તેમણે અતિશય વ્યાકુળતા અને અજપામા વિતાવ્યો વહેલી સવારમા બદગી, વગેરેથી પરવારીને તરત જ તેમણે સલ્તનતના વજીરો અને અમીર ઉમરાવોને બોલાવી મગાવ્યા અને સર્વની હાજરીમા તેમણે પોતાના પુત્રને રાજગાદી સોપી દીધી ગાદીત્યાગ પછી તરત જ તેમણે બલ્ખનો પણ ત્યાગ કર્યો અને જગલ પ્રતિ પ્રયાણ આદરી દીધુ માર્ગમા એક ભરવાડ મળ્યો, તેને પોતાનો શાહી પોષાક આપી દીધો અને તેના ફાટયાતૂટયા વસ્ત્રો તેમણે પહેરી લીધા

બલ્ખ નજીકના એક જગલમા, એક સરિતા તટે તેમણે થોડા દિવસ માટે પડાવ નાખ્યો, અને ત્યા જ બદગીમા તલ્લીન રહેવા લાગ્યા એ તકનો લાભ લઈ વજીરો, અમીર ઉમરાવો અને સલ્તનતના કારભારીઓ તેમની સેવામા અવારનવાર હાજર થતા રહેતા

એક દિવસે હજરત ઇબ્રાહીમ અદહમ પોતાની ધાબળીમા થીગડુ મારી રહ્યા હતા એટલામા કેટલાક અમીર ઉમરાવો ત્યા આવી ચડ્યા હજરત ઇબ્રાહીમને પોતાની ધાબળીમા થીગડુ મારતા જોઈ તેમને બહુ દુ ખ થયુ તેમણે સકોચપૂર્વક વિનવણી કરી "સરકાર! આપના નિર્ણય ઉપર ફેર વિચારણા કરો, સલ્તનતની લગામ આપ ફરીથી સભાળી લો"

અને જ્યારે એ લોકોનો આગ્રહ બહુ વધી ગયો ત્યારે તેમણે પોતાના હાથમાની સોય નદીમા ફેકી દીધી અને કહ્યુ 'છે કોઈ એવો તમારામા, જે નદીમાથી મારી સોય કાઢી લાવે?"

આ સાભળીને બધા ઉમરાવો ફાટી આખે એકબીજાને જોઈ રહ્યા તેમનામાથી કોઈનામા પણ પેલી સોય કાઢી લાવવાની શક્તિ ન હતી

થોડીવાર પછી હજરત ઈબ્રાહીમે મોટા સાદે હુકમ છોડ્યો 'હે નદીના માછલાઓ! મારી સોય લાવીને મારે હવાલે કરી દો!"

અને તરત જ નદીમા એક તોફાન ઊમટી આવ્યુ પાણીની સપાટી ઉપર હજારો માછલા ઊછળી ઊછળીને કિનારા તરફ આવવા લાગ્યા દરેકના મોમા સોનેરી અને રૂપેરી સોય હતી! એક માછલી કિનારા પરથી

ઊછળીને હઝરત ઇબ્રાહીમના ખોળામા આવી પડી એના મોમા હઝરત ઇબ્રાહીમની જ એ ય હતી હઝરતે એ સોય લઈ લીધી અને પછી બધા માછલાઓને નદીમા ચાલ્યા જવાનુ ફરમાન કર્યું બધા માછલા નદીમા ચાલ્યા ગયા પછી તેમણે હાજર રહેલા અમીર ઉમરાવોને સબોધીને કહ્યુ ‘ જોવો, આ સલ્તનત સારી કે તમો કહો છો તે સલ્તનત? મિત્રો! દુન્યવી સલ્તનતથી મને અળગો જ રહેવા દો ”

*

## નાગ અને મધમાખી

જગલમા એક નાગ ફરતો હતો ફરતા ફરતા તેણે એક ઝાડ પાસે ગણગણાટ સાભળ્યો એણે ઉપર નજર કરીને જોયુ તો ઝાડની એક ડાળ નજીક કેટલીક મધમાખો ચક્કર મારતી ઊડતી હતી બધી ટોળાબધ ઊડતી હતી એટલે પૂષ્કળ ગણગણાટ થતો હતો મધમાખી ગણગણાટ સાથે જોરશોરથી મધપુડો બાધવામા મશગૂલ હતી

ગણગણાટ સાભળી નાગને અત્યત ક્રોધ થયો એ મધમાખને કહેવા લાગ્યો ‘ગણગણાટ કરવો એ તો નરી મૂર્ખાઈ છે નીતિ તો કહે છે કે જે દેશમા ઘોઘાટ અથવા ઉપદ્રવ થાય છે ત્યા શાતિનુ નામનિશાન નથી રહેતુ ત્યાની પ્રજા સુખી થતી નથી એ ઉપદ્રવ વિદેશીઓની દખલથી અથવા દેશના આતરિક ઝઘડાથી થાય છે આ બધુ નરી બેવકૂફી છે

બીજુ તમે બધી એક સાથે મળીને કામ કરો છો એ પણ સારુ નથી એ બહુ ખરાબ ટેવ છે એમ લાગે છે કે હવે તમારા આખરી દિવસો છે—તમે દરેક બળવાખોર બની ગઈ છો તમને સૌને સીધા રહે ચઢાવે એવુ કોઈ મને દેખાતુ નથી હુ એ સહન કરી શકતો નથી’

એ નાગ પોતાને આતરરાષ્ટ્રિય સમાજ સુધારક માનતો હતો, રાજનીતિની સાથે ધર્મનો પ્રચાર કરવો પોતાની ફરજ માનતો હતો મધમાખીને ઉપર મુજબ કહ્યા છતા તેઓનો ગણગણાટ ચાલુ રહ્યો એટલે તે સડસડાટ ઝાડ પર ચઢ્યો અને મધમાખીઓ જે પૂડો બાધતી હતી તે તોડવા પ્રયત્ન કરવા લાગ્યો માખીઓએ એ જોયુ તરત બધી માખીઓ જોરથી ગણગણાટ કરતી નાગ તરફ ધસી નાગ ગભરાયો અને સડસડાટ નીચે ઊતરવા ગયો પણ ગભરાટમા તે ઝાડની નીચે પડી ગયો મધમાખીઓ હજી તેની પાછળ જ હતી જેવો તે નીચે પડ્યો કે સડસડાટ કરતો જીવ બચાવવા નજીકના દરમા ભરાઈ ગયો!

*

## ઇશ્વર

ઇશ્વર પર જે લોકો ઇતબાર રાખે છે તેમના દિલમાથી તે ભયને દૂર કરે છે

ઇશ્વર સિવાય તમને બચાવનારો કોઈ નથી માણસ માણસને બચાવવાને અગર ઉગારવાને અસમર્થ છે

શૂરા લોકો ઇશ્વર સિવાય બીજા કોઈનો ડર રાખતા નથી

જે લોકો મહેનત કરે છે તેમને જ ઇશ્વર સહાય કરે છે

હુ સત્ય ને અહિંસા રૂપી ઇશ્વરને ભજુ છુ —ગાધીજી

# ત્રણ ડાહ્યાંઓ

હરિશંકર પારસાદ

એક ગામમા ત્રણ ડાહ્યાઓ રહેતા હતા ગામલોકો કહેતા હતા કે અમારી વર્ષોની ઘોર તપસ્યાના પુણ્યથી જ અમને એ મળ્યા છે એ લોકો ત્યા ક્યારના વસે છે તે કોઈ જાણતુ ન હતુ અનેક પેઢીઓ એમને જોતી આવી હતી ગામની સુખસમૃદ્ધિ એમને કારણે જ હોવાનુ સહુ માનતા

એ ત્રણ ડાહ્યાઓમા એક સ્ત્રી હતી, બીજા બે પુરુષો હતા સ્ત્રીનુ નામ હતુ કલા સફેદ વસ્ત્રોથી સજ્જ, સૌમ્ય રૂપવળી એ નારીના નયનોમાથી સ્નેહ ઝરતો, મગલ વર્ષા થતી એની દૃષ્ટિ પડતી અને કૂવો ખીલી ઊઠતા, પાદડા લહેરાતા, ઉષાનુ સૌન્દર્ય વધી જતુ, સધ્યા રગીન બની જતી અને ચન્દ્રિકા અધિક સ્નિગ્ધ, અધિક ઉજ્જવળ થઈ જતી પ્રાતઃકાળે એ વીણા પર ભૈરવીના સૂરો છેડીને ગામવાસીઓને જગાડતી એના મધુર સૂરો સાભળી સહુ આખ ખોલતા સગીતની ધૂન સાથે એ લોકો પગલા ભરતા ગીત ગાતા અને કામે ચઢતા જ્યારે એ લોકો કામે ચઢતા ત્યારે બધી દિશાઓ સગીતથી ગાજી ઊઠતી એના તાલે કોશ ચાલતા, હળ ચાલતા, શાળ ચાલતી, ચરખો ચાલતો, ધમણ ચાલતી ને હથોડા પડતા સાજના સમયે કલા નૃત્ય, ગાન અને નાટ્યથી ગામવાસીઓનો બધો થાક ઊતારી દેતી અદ્ભૂત આનદ, ઉલ્લાસ, આશા અને માધુર્યનો સ્રોત એ ગામમા વહેતો

બીજો હતો એક વૃદ્ધ પુરુષ એનુ નામ ધર્મ લાબી સફેદ દાઢી અને લાબી ભગવી કફનીમા એનુ સ્વરૂપ દિવ્ય લાગતુ એની દૃષ્ટિમા અત્યત પવિત્રતા, ગાઢ કરૂણા, વાત્સલ્ય, ઘેરી સવેદના હતા એ માતૃત્વ, સ્નેહ, ત્યાગ અને પરોપકાર તરફ દરેક ગામવાસીને પ્રેરતો એ સૌને તે સત્ અસત્નો બોધ કરતો ઝઘડાઓ રોકતો એના પ્રભાવથી ગામવાસીઓ ઈર્ષ્યા, દ્વેષ, ઘૃણા ને પ્રતિહિંસાથી મુક્ત થઈ ગયા હતા

ત્રીજો હતો એક બળવાન પુરુષ, એનુ નામ વિજ્ઞાન અદ્ભૂત બળ અને સિદ્ધિઓથી ભરેલો એ પુરુષ આધળો હતો એ પોતે જોઈ શકતો નહી એટલા માટે એ કલા અને ધર્મનો અનુગામી બન્યો હતો એને પોતાને કશી ઈચ્છા થતી નહી, એ પોતે બીજાની ઈચ્છા પ્રમાણે વર્તતો એની પાસે અદ્ભૂત મત્ર હતો સધ્યા સમે એ એક મત્રથી આખા ગામને પ્રકાશથી ઝગમગાવી દેતો એની મત્ર શક્તિથી મનુષ્ય પક્ષી પેઠે ઊડતો, દિવ્ય દૃષ્ટિ પામીને હજારો યોજનો દૂરના દૃશ્યો જોતો, એ રીતે દૂરના શબ્દો સાભળતો વિજ્ઞાન ગામ લોકોને સુખ સાધન આપતો, એનો થાક ઉતારતો, એમને માટે સરસ ઓજારો બનાવતો

એ ત્રણેય ગામમા ફરતા એમના દર્શન માત્રથી ગામલોકો ઉલ્લાસમા આવી જતા બધા એ ત્રણેયનુ કહેવુ માનતા બીજા કોઈને માનતા નહી, અન્ય કોઈનુ કહેવુ સાભળતા નહી એ ગામ સ્વર્ગ કરતાય સુખી અને ઉત્તમ હતુ કેમ કે દેવતાઓ જેવી ઈર્ષ્યા દ્વેષ અને શકા ત્યા ન હતા બધા કામ કરતા અને સુખી રહેતા

એક દિવસ એ ડાહ્યાઓ પાસે એક રૂપાળી તરુણ સ્ત્રી આવી એનુ નામ હતુ 'રાજનીતિ' એના કપડા ઝમકદાર હતા, વેશભુષા અને સજાવટ ટાપટીપમા ભારે આકર્ષણ હતુ, એમા કૃત્રિમતા અને ખોટો ભભકો જણાઈ આવતા એની આખોમા મદ, ગતિમા ઉછાછળાપણુ અને મોઢા પર ઉત્કટ લાલસા હતા એના સમગ્ર વ્યક્તિત્વમાથી મદ, લાલસા અને સત્તા ડોકિયા કરતા એણે ત્રણ ડાહ્યાઓને પ્રણામ કરી કહ્યુ 'દિવ્ય આત્માઓ, હુ તમારી કીર્તિ સાભળીને તમારી પાસે આવી છુ તમારી પાસે રહીને તમારી સેવા કરવાની મારી ઈચ્છા છે'

ધર્મે કહ્યુ 'દેવી, અમે સહુ માનવસેવક છીએ સેવકોની સેવા તે હોય?

'હુ પણ તમારી પેઠે ગામલોકોની સેવા કરીશ હુ પણ થોડી વિદ્યા જાણુ છુ વ્યવસ્થા, નીતિનિયમ અને શાસનતન્ત્ર ઘડતા ચલાવતા મને આવડે છે' રાજનીતિએ કહ્યુ

'એ તો બધા જાણે છે શ્રમ કરીને જીવવુ, બીજાઓનુ કલ્યાણ કરવુ, એ સિવાય બીજી કઈ વ્યવસ્થા અને નીતિ નિયમો હોઈ શકે?' ધર્મે કહ્યુ

'પણ બહેન—' કલાએ કહ્યુ—'તુ સેવા કરવા માટે નથી જન્મી તારી આખોમા લાલસા છે, ચાલમા મદ અને સત્તા છે, ભાવ ભગીમા ચચળતા છે, કટાક્ષમા કુટિલતા છે, વાણીમા પ્રવચના છે તુ તો સુખ ભોગ માટે જન્મી છે સેવા તો ત્યાગનો રાહ છે, અને તુ તો વૈભવની ભૂખી જણાય છે તુ તો કોઈ ઐશ્વર્ય શાલીના હૃદય પર રાજ્ય કરવા માટે જન્મી છે'

'હુ જોઈ નથી શકતો પણ અનુભવુ છુ કે એની વાણીમા ભારે માયા છે ના દેવી, તારી સાથે અમારો મેળ નહી મળે' વિજ્ઞાને કહ્યુ

આ સાભળી રાજનીતિએ રડવાનુ નાટક કર્યુ—ટપટપ આસુ વહાવવા લાગી ડુસકા ભરતી કહેવા લાગી 'મારા જીવનની એક માત્ર અભિલાષા છે તે પણ અધૂરી રહી ગઈ હુ તો માત્ર સેવાનો અધિકાર માગુ છુ પણ તમે તો સેવાને સપત્તિ બનાવી દીધી છે એ પર માત્ર તમારો જ અધિકાર સ્થાપી દીધો છે'

'તને ભ્રમ થયો છે દેવી' ધર્મે કહ્યુ— સેવા માર્ગનો આરભ કે અત નથી, તેમ એના પર કોઈનો અધિકાર પણ નથી—એમા સઘર્ષ પણ નથી એ માર્ગ પર ફૂલ નહી પણ કાટા પથરાયેલા છે તારા કોમળ ચરણો જોઈને જ અમે કહ્યુ હતુ કે એ માર્ગે જતા તારા કોમળ પગો લોહીથી ખરડાઈ ન જાય તારાથી એ સહન થશે? સહન થાય એમ હોય તો રહી જા!'

અને રાજનીતિ રહી ગઈ—એને તો એ જ જોઈતુ હતુ

બીજા દિવસથી ગામમા કલા, ધર્મ અને વિજ્ઞાનની પાછળ રાજનીતિ પણ ચાલવા લાગી પણ એ આખ બચાવીને ગામડિયાઓને નયન કટાક્ષથી વશ કરવાનો પ્રયાસ કરતી, રૂપના જાદુથી એ લોકોને જીતી લેવા ચાહતી એનામા મહાત્વાકાક્ષા હતી વૈભવની લાલસા હતી, ભોગનો લોભ હતો સત્તાનો મોહ હતો એને લાગ્યુ કે સ્વરૂપવાન હોવા છતા પણ એની સ્થિતિ એ ત્રણેની અનુગામી સેવિકાથી વિશેષ ન હતી એણે ધીરે ધીરે પ્રપચ કરવો શરૂ કર્યો રૂપની ભૂરકી નાખી ગામલોકોની કૃપા પ્રાપ્ત કરી અને એક દિવસ એ રાણી બની ગઈ!

ત્રણ ડાહ્યાઓએ જ્યારે એ સાભળ્યુ ત્યારે એ બોલી ઊઠયા—'રાણી બની ગઈ! સારુ જ થયુ પણ આજે પહેલી જ વાર જાણવા મળ્યુ કે ગામમા કોઈ રાજસત્તા પણ છે ખરી!'

દિવસો પસાર થતા ગયા રાજનીતિ રાણી, મહેલમા રહેતી પણ એના અધિકારોનો વિસ્તાર મહેલ બહાર ન હતો ધર્મ, કલા અને વિજ્ઞાનની સામે સૂર્ય ઉદય વખતે ચન્દ્રની જે હાલત હોય છે એવી જ રાજનીતિની થતી પછી એણે કુનીતિનો આશરો લીધો એક દિવસે એક દૂત આવીને ત્રણ ડાહ્યાઓને કહ્યુ 'મહાત્મન, રાજનીતિએ આપને મહેલમા આમત્ર્યા છે એ આપ સૌનુ સન્માન કરવા માગે છે'

'ભાઈ, અમે તો જનપથ પર ચાલનારા, અમને રાજમહેલ સાથે શી લેવાદેવા? અમે તો સેવકો—સેવા કરવી એ જ અમારુ સન્માન!' કલાએ જવાબ આપ્યો

'રાણીજી આપની જૂની સેવિકા છે તમે એમના ઘરને તમારી ચરણરજથી પાવન કરો એવી એમની હાર્દિક ઇચ્છા છે' દૂતે આગ્રહ કરતા કહ્યુ

ધર્મે કલાને કહ્યુ 'દેવી, સેવકનો આગ્રહ ટાળી ન શકાય ચાલો આપણે જઈએ'

અને ત્રણે રાજનીતિના મહેલમા દૂત સાથે

ગયા ત્યા ષડ્યત્ર તૈયાર હતુ—ત્રણેને ગિર ફતાર કરી લેવામા આવ્યા અને એક મજબૂત પણ સાધન સપન્ન જેલમા કેદ કરી દેવામા આવ્યા બસ એ દિવસથી કલા, ધર્મ અને વિજ્ઞાન રાજનીતિના કેદી બની ગયા

બહાર ગામલોકો અકળાયા, વ્યાકુળ થયા, અધીરા થયા કેમ કે, એ ત્રણ તો એ લોકોના માર્ગદર્શક અને જીવનઆધાર, પ્રાણોનાયે પ્રાણ હતા ગામલોકો રાજનીતિના મહેલની સામે ભેગા થયા અને પોકાર કરી કહેવા લાગ્યા 'અમારી કલાને મુક્ત કરો! અમારો ધર્મ અમને પાછો આપો! અમારા વિજ્ઞાનને અમારી વચ્ચે આવવાદો!'

રાજનીતિ મહેલની છતમા આવીને બોલી 'નાગરિકો, હુ એ ત્રણેયની સેવિકા છુ, મે તો સૌના હિતનુ જ કામ કર્યુ છે કલા, ધર્મ અને વિજ્ઞાનને મે અતિથિ તરીકે મહેલમા રાખ્યા છે જનપથે લાબા સમયથી એકધારુ ચાલતા ચાલતા એ લોકો થાકી ગયા છે, થોડો સમય આરામ કરશે તો એ લોકોનો થાક ઊતરી જશે'

એની વાકજાળમા ફસાઈને લોકો પાછા ફર્યા

ફરી બીજે દિવસે લોકો મહેલ સામે ભેગા થઈને પોકાર કરવા લાગ્યા 'અમે કલાની વાણી નથી સાભળી, અમે ધર્મના દર્શન નથી કર્યા, વિજ્ઞાન પણ નજર બહાર છે એ લોકોના વિના અમારુ જીવન અમને ખાલી ખાલી લાગે છે અમને એ પાછા આપો'

'નાગરિકો, એ હમણા આરામ કરે છે, એમને હેરાન ન કરો તમને એમની વાણી, એમનો સદેશ, રાજસેવક સભળાવશે'

અને રાજસેવકોએ કલાની વાણી સભળાવી–ગીત, જેમા વાસના, નિરાશા, અહકાર, શૂન્ય કલ્પના, પરાજિત ભાવના હતી ધર્મનો સદેશ સભળાવ્યો—જેમા પાખડ, સ્વાર્થ, ઘૃણા અને અહકાર હતા વિજ્ઞાનનો સદેશ સભળાવ્યો—જેમા વીરતાને નામે વિધ્વસ, પ્રતિહિંસા અને સહાર હતા.

એ સાભળીને ભેગા થયેલા લોકોને ખબ અસતોષ થયો એ લોકોએ બને તેટલો મોટો અવાજ કરી કહ્યુ 'આ કલાની વાણી નથી અમારા ધર્મે અમને ક્યારેય આવો ઉપદેશ નથી આપ્યો અમારા વિજ્ઞાને કદી પણ વિનાશની વાત ઉચ્ચારી નથી અમારી સાચી કલા અમને પાછી આપો અમારા વાસ્તવિક ધર્મને અમારી વચ્ચે આવવા દો અમારા સાચા વિજ્ઞાનને મુક્ત કરો'

રાજનીતિ એ પોકાર જાણે સાભળ્યો જ નથી એમ આખ આડા કાન કરીને ચાલી ગઈ

આ તરફ જેલમા ધર્મે વિજ્ઞાનને કહ્યુ 'ભાઈ, તુ શક્તિશાળી છે તુ ધારે તો એક મત્રથી જેલને ઉડાડી શકે છે'

'મહાત્મા, હુ તો શાપિત શક્તિ છુ હુ પોતે શૂન્ય અને નિષ્ક્રિય છુ જે મારા પર અધિકાર જમાવે છે એની ઇચ્છા પ્રમાણે હુ ચાલુ છુ પહેલા હુ તમારા અધિકાર નીચે હતો, હવે રાજનીતિના અધિકારમા છુ એટલે એની ઇચ્છા પ્રમાણે વર્તુ છુ'

રાજનીતિએ પોતાની યોજના ચાલુ રાખી એણે સમાજની સ્વતત્ર ચેતનાને ખતમ કરી અને એને સ્થાને નિષ્ક્રિયતા, ભોગ લાલસા ભરી નિરાશામા આનદ લેવાનુ શીખવ્યુ દેશભક્તિના નામે પ્રતિહિંસા અને ઘૃણા શીખવી, હત્યાને વીરતા કહી, સ્વાર્થ અને લોભને માનવતા કહી એક દિવસ એણે ગામલોકોને કહ્યુ કે, 'તમારુ જીવન અત્યત દરિદ્ર છે, જેને તમે સતોષ કહો છો એ પરાજિત ભાવના છે જેને તમે ત્યાગ કહો છો એ તમારી નિર્બળતા છે, જેને તમે શાન્તિ કહો છો એ તમારી નિષ્ક્રિયતા છે જુઓ, આ પાસેના ગામમા સોનાની ખાણો છે—ત્યાના લોકોના ઘરમા સોનુ ભર્યુ છે તમે એ લોકો પર ચઢાઈ કરો અને એ લોકોને હરાવી એ લોકોનુ સોનુ લૂટીને તમારા ઘરમા ભરો'

'પણ બીજાનો માલ લૂટી લેવો એ કઈ સારુ ન કહેવાય' લોકોએ કહ્યુ

'આપણા હાથમા વિજ્ઞાન છે એના એક મત્રથી આખા ગામનો નાશ થઈ જશે' રાજનીતિએ કહ્યુ

દુવિધામા પડેલા ગામલોકો મેદાનમા ભેગા થયા કોઈ કહે કે આ તો ખરાબ કહેવાય કેટલાક કહેવા લાગ્યા કે અમને તો આમા કઈ જ સમજ પડતી નથી હવે તો રાજનીતિ કહે ત ખરુ'

રાજનીતિએ વિજ્ઞાનનુ મોઢુ પાસેના ગામ તરફ ફેરવીને કહ્યુ કે વિનાશનો મત્ર ભણ!'

વિજ્ઞાને તેમ કર્યુ અને પાસેના ગામ પર અગ્નિનો વરસાદ પડ્યો ગરમ લોખડ અને કાટા વરસ્યા ગામલોકો ત્યા પહોચ્યા ત્યારે અગ્નિથી તપેલા સોના પર માનવરક્તનો થર જામ્યો હતો સર્વત્ર ચીત્કાર સભળાતા હતા શબો અને માથા વિનાના ધડો આમતેમ પડ્યા હતા સુવર્ણ રાશી અને માનવ રક્ત સાથે જોઈને એમના મનમા દ્વદ્વ જાગ્યુ

અત્યત ક્ષુબ્ધ ચિત્તે સહુ પછા ફર્યા બેચાર આગેવાનો જ્યા કલા, ધર્મ અને વિજ્ઞાન કેદમા હતા ત્યા ગયા ગામલોકાને જોઈ ત્રણે બારણાની જાળી પાસે આવ્યા લોકાએ પાસેના ગામની હાલત વર્ણવી પૂછ્યુ કે હવે અમારે શુ કરવુ? રક્તતરબોળ સોનુ લાવવુ કે નહી?'

કલા અને ધર્મે કહ્યુ તમે સહુ હિસક પશુઓ થઈ ગયા છો સોનાથી માનવજીવનને તોલવા માગો છો? એના શબ પર સોનાનુ મદિર ચણવા મગો છો? તમે ધરતીને પાણીને બદલે લોહીથી સીચવા માગો છો? અરે તમે કેવા બની ગયા છો?'

'દેવ! અમે કઈ જ નથી જાણતા કે અમે કેવા થઈ ગયા છીએ! અમને કશુ જ ભાન નથી રહ્યુ તમે જ બહાર આવીને અમને સાચો રાહ બતાવો' લોકોએ કહ્યુ

'પણ અમે તો કેદી છીએ' કલાએ કહ્યુ

'તમે તો અલૌકિક શક્તિવાળા છો, આ કારાગાર તો તમારી સામે તરણા જેવુ છે તમારી શક્તિ અપાર છે' લોકો બોલ્યા

'તમે ભૂલો છો સાચી શક્તિ તો તમારામા છે તમારી પાસે જનશક્તિનો સાગર છે અમે તો માત્ર એમા ઊઠતા તરગો છીએ તમે ક્ષુબ્ધ થઈ જશો, આદોલન કરશો તો અજેય થઈ જશો પણ હમણા તો તમે બદી છો. અમારુ શરીર માત્ર કેદમા છે પણ તમારુ તો માત્ર શરીર જ મુક્ત છે તમારા ચિતન વિચાર ભાવના શ્રદ્ધા વિશ્વાસ આદિ સૌના પગમા બેડી પડેલી છે પ્રથમ તમે દરેક રીતે મુક્ત થાઓ પછી અમને મુક્ત કરજો'

લોકોએ વિસ્ફારિત આખે ત્રણે ડાહ્યાઓ તરફ વળીને પૂછ્યુ 'તો અમારે શુ કરવુ જોઈએ? અમે કઈ રીતે આઝાદ થઈએ?'

ત્રણે ડાહ્યાઓએ કહ્યુ 'લોહીથી ધોયેલુ સોનુ કદાપિ લઈ શકાય નહી જેણે તમને બર્બર બનાવી દીધા છે જેણે પાસેના ગામલોકોનો સહાર કરાવ્યો છે જેણે તમને અસહાય પશુની માફક બાધી રાખ્યા છે એ રાજનીતિના મહેલ તરફ તમારો પ્રવાહ વાળો અને સૌથી પહેલા એ દુષ્ટ રાજનીતિ પર કબ્જો કરો તમે સહુ આઝાદ બનશો અને અમને પણ આઝાદ કરી શકશો'

ગામલોકો ચાલ્યા ગયા એ દિવસે સાજ ટાણે ગામનો સમસ્ત માનવસમાજ મુક્તિગીત ગાતો ગાતો, માનવતાના બુલદ જયઘોષ કરતો રાજમહેલના આગણામા ગયો

રાજનીતિએ જનશક્તિનો પ્રબળ પ્રવાહ જોયો અને એના પગ થરથર કાપવા લાગ્યા પણ એણે છેલ્લો પ્રયત્ન કરી જોયો એણે લોભ બતાવ્યો ક્ષમા યાચના કરી રડી કરગરી પણ આખરે પોતે જ બધાવેલા મહેલમા એ કેદ થઈ કેદખાનાના દ્વાર તૂટ્યા અને બહાર જનપથ પર આવ્યા મનુષ્યના સાચા સાથીઓ કલા ધર્મ અને વિજ્ઞાન

# મીઠાં મેણાં

લલિતકુમાર વસાવડા

મહાભારતના ભીષણ સંગ્રામને સત્તરમો દિવસ નમતો હતો. ભગવાન ભાસ્કર પોતાનું ચક્રચંકિત ઉત્તરીય સંકેલી રહ્યા હતા. કુરૂક્ષેત્રનું કરાલ મેદાન, શાંત થતા સૂર્યપ્રકાશની સાથે સાથે યુદ્ધભયથી મુક્ત થઈને શાંતિશ્વાસ લેતું હતું. સત્તરમા દિવસના સેનાપતિ મહારથી કર્ણ ઘાયલ થઈને પડ્યા હતા. તેમના અંતિમ શ્વાસ સ્ફૂરણો પણ હવે ધીમા પડવા લાગ્યા હતા.

યોગેશ કૃષ્ણ પાંડવોને દાનવીર કર્ણની દાનપ્રિયતાની પ્રતીતિ કરાવવા, આછા થતા જતા સાંધ્ય પ્રકાશમાં રણમેદાનની પાછલી બાજુએ જીવનની આખરી સંધ્યાએ મહારથી કર્ણ આથમી ગયેલા સૂર્યને છેલ્લાં નમન કરી રહ્યા હતા ત્યાં ગોવિંદ ધીમા ડગે કર્ણની નજદીક આવીને ઊભા. વ્યથાપૂર્વક મહારથીએ નેત્ર ખોલ્યાં. બળપૂર્વક હાથ જોડ્યા. અંગ અંગમાથી પ્રગટ થતી વેદનાને યાદવભૂષણ જોઈ રહ્યા.

'મહારથી—તમારી અંતિમ ઘડીએ દાન માગવા આવ્યો છું. કશુંક દાન મુજ યાચકને આપો.'—યાચનાપૂર્ણ અવાજે કૃષ્ણે કહ્યુ.

'મહારાજ, સર્વસ્વ લુંટાયા પછી આપ લેવા આવ્યા છો હવે શું ધરું આપના ચરણે? શરીરમાં બાકી રહેલું રક્ત પણ હવે તો વહી ગયુ છે. હવે મારી પાસે કશું નથી રહ્યું. આપે તો અંતઘડીએ પણ આબરૂ લેવા ધારી લાગે છ ' પ્રયત્નપૂર્વક કર્ણે ઉત્તર વાળ્યો.

'પરમ યુયુત્સુ, આબરૂ કેમ જશે? તમારા દાતે પેલી સુવર્ણરેખા જડેલી છે ને? આપી દો. તમારું બિરૂદ રહેશે, અને મારું વચન રહેશે. આપી દો એ સુવર્ણરેખા.'- ગોવિંદે મધુરું હાસ્ય રેલાવતાં કહ્યું.

'ખરૂં, પ્રભુ એમ આપ ભક્ત લજ્જા-રક્ષક નથી જ, પણ જરા દૂર પડેલો પાષાણ આપ જો આપો તો એ રેખા કાઢી શકાય.' ભાંગતા જતા સ્વરે દાનવીર કર્ણ બોલ્યા.

'દાન માગવા આવનાર પાસે પાત્ર ન હોય તો દાનીએ પાત્રાર્પણ કરવાની ફરજ છે, પાષાણ મારાથી ઊંચકી તમને ન અપાય, મહારથી, પ્રયાસ કરો પાષાણ પાસે જવાનો અને આપો આપનું અંતિમ પણ મહાદાન.' પ્રયત્ને કેળવેલી કઠોરતા ધારણ કરતાં અર્જુન સખા બોલ્યા.

રહીસહી શક્તિમાત્રને એકઠી કરી સૂર્યપુત્ર કર્ણ ધમડાતા ઘસડાતા પાષાણ પાસે ગયા. મહાબળે પથ્થર ઉઠાવ્યો. ઉઠાવીને દાંત પર બળપૂર્વક માર્યો. આખુંયે મોઢું ઠેઠ થતા જતા લોહીથી છ ટકાયુ. ગોવિંદના પીળા કૌશેય ઉપર પણ એ મહાવીરનાં રક્તછાંટણાં છંટાયા.

'લો પ્રભુ, મારું અંતિમ દાન, સાથોસાથ થોડાં મેણાં સાભળતા જાવ. નાથ, આપે આ અયોગ્ય કર્યું છે. અને દુઃખ થાય છે કે હરિ, આપે દાનની મહત્તા જરૂર ઘટાડી છે. અમારા પક્ષની હાર થઈ છે ગોવિંદ, મેં ધાર્યું હોત તો જરૂર હું મારા પક્ષને જીતાડી શક્યો હોત, પણ પાંડવમિત્રો, તમે સ્વર્ગાધીશને મારી પાસે ભીખ માગવા મોકલ્યા. મારી ટેકનો તમે રાજ્યકપટમાં લાભ લીધો, ને યાચક સુરેન્દ્ર દ્વારા કવચ અને કુંડળ આપે મેળવ્યાં. આજના યુદ્ધદિન પૂર્વે મને મારા કુળનું જ્ઞાન આપે ન થવા દીધું. અને પાંડવોને હણવાની મેં પ્રતિજ્ઞા લીધી એટલે આપે કુંતાજી દ્વારા કબૂલ કર્યું કે હું ક્ષત્રિય થયો છું. માત્ર ક્ષત્રિય થયો જ નહિ, આદિત્યપુત્ર પણ છું. ત્યાં લગી આપે મારું અપમાન જ કરાવ્યું. સારથિ સુત જ રાખ્યો. પણ તમારા સ્વાર્થ

ખાતર તમે મને ક્ષાત્રિય થયેલો તુરત જાહેર કર્યો. અને પાંડુપુત્રોને નહિ હણવાનું વચન મેળવ્યું. અને આજ પણ મારું મૃત્યુ ન સુધરે માટે આપ દાન માગવાના ઢોંગમા મને મારી ટેક, નિશ્ચલતા છોડાવવા આવ્યા. કોઈ ક્ષત્રિય પુત્રને મારી પાસે દાન માગવા આપે મોકલ્યો હોત તો, તેને હું તેના જ ધનુષ્ય વડે સુવર્ણરેખા કાઢી લેવાનું કહેત, પણ આપ તો ગોપાલ, આપને શું કહું?

'પણ જવા દો વાત, ગોવિંદ! આજે મને જ્ઞાન થાય છે. આ લોભ, મોહ, કપટ શેમાથી પેદા થયાં? યુદ્ધમાથી જ ને? યુદ્ધે સુરેન્દ્રને કવચ-કુંડલ ભીખતો કર્યો, યુદ્ધે આપ જેવા પરમ આત્માને કપટી ખુટસદ્દીમાં ખપાવ્યા હવે હુ તો શાંતિની નજીક છુ. પણ મારા જીવનના અનુભવે કહું છું, યુદ્ધે માનવજાતનુ કશું કલ્યાણ નથી કર્યું. એ યુદ્ધે માનવના સત્યો લૂંટ્યાં છે, માનવતા ભ્રષ્ટ કરી છે

'આપ જેવાને યુદ્ધે કપટ કરતા શીખવ્યુ સુરેશને ભીખ માંગતો કર્યો, અરે એથી વધુ કુલપુત્રોના વિનાશ પિતાના હાથે, ગુરુનો શિષ્યના હાથે, શિષ્યોનો ગુરુના હાથે કરાવ્યો. જગતને મારો એક જ સંદેશો કહેજો—અર્જુન સખા, કે યુદ્ધથી જ કાર્ય સિદ્ધ કરવા માગનાર કદી સિદ્ધિને વરતો નથી, પણ કાર્યદક્ષતા ગુમાવે છે. માનવી એથી સ્વત્વ ગુમાવે છે સ્વત્વ વિના સિદ્ધિ કયા?' અને તરત મહા ભારતના એ મહાન યુયુત્સુનાં અંગો ખેંચાયાં. આંખનાં રતન ઝાંખાં–તદ્દન ઝાંખાં બની ગયાં. નતમસ્તકે કર્ણ વાણી સાંભળી રહેલ કૃષ્ણચંદ્રે દોડીને દાનવીરનુ શિર ખોળામાં લીધું.

ફેલાતા જતા નિશાના અંધકારમાંથી જાણે કર્ણની વિચારધારા ગોપાળના કાનમાં ગુંજી રહી, "યુદ્ધથી જ કાર્યસિદ્ધિ કરવા માગનાર કદી સિદ્ધિને વરતો નથી. માનવી યુદ્ધથી સ્વત્વ ગુમાવે છે, સ્વત્વ વિના સાચી સિદ્ધિ ક્યાં છે?"

રાત્રિના ઝળહળતા દીપકો સાથે મહા ભારતકાળના એ મહા દાનવીર ને મહારથીનો આતમદીપ અનંતની દીપમૃષ્ટિમાં જાણે મળી ગયો.

*

વૈશાલી નજીક અશોક વનમા ભગવાન બુદ્ધ તેમના પાચસો શિષ્યો સાથે વાસ કર્યો તેમની ખ્યાતિની ફોરમ તો દિગંતમાં પણ પ્રસરી હતી. તેમનાં સૌંદર્ય, તેજ, વાક્ચાતુર્ય તેમ જ અગાધ જ્ઞાનના પ્રભાવથી જનાર મનુષ્ય અંજાઈ જતો અને તેમનુ શરણ સ્વીકારતો

એક વખત ભગવાન તથાગત ઉપદેશ કરતા હતા તે વખતે તેમણે કહ્યુ. 'મારો ઉપદેશ તો ફક્ત ભવસાગર તરવા માટે છે, તે પકડી રાખવા માટે નથી.' એક ગૃહસ્થે કહ્યુ, 'ભગવાન બીજા ઉપદેશકો તો એમ કહે છે કે અમારો ઉપદેશ બંધમૂઠીની જેમ પકડી રાખો. ભગવાન કૃપા કરી આપ તે સમજાવશો?'

તે સમજાવવા ભગવાન બુદ્ધે નીચેની વાત કહી:—

'એક વખત એક માણસ નદી કાંઠે ઊભો હતો વરસાદને લીધે નદી બે કાંઠે વહેતી હતી પેલો મનુષ્ય વિચારમા પડી ગયો પછી તેણે લાકડાંની મદદથી એક તરાપો બનાવ્યો તરાપાની મદદથી તેણે નદી પાર કરી. હવે તે તરાપો નદી પાર કરવામા તે મનુષ્યને કેટલો ઉપયોગી નીવડ્યો હશે તે કહેવાની જરૂર નથી હવે જો તે માણસ તરાપાને માથે મૂકી ગામમા જાય તો ગામલોક તેને શું કહેશે? લોકો તેને એમ કહેશે:—મૂર્ખ, તરાપો તો નદી પાર કરવા માટે છે. તે માથે મૂકવા માટે નથી. તેવી રીતે ઉદેપશ એ તરાપો છે. તરાપાની જેમ ઉપદેશ ભવસાગર પાર કરવા માટે છે તે પકડી રાખવા માટે નથી.'

ભગવાન બુદ્ધનો ઉપદેશ સાભળી સર્વ શ્રોતાજનો હર્ષમા ડૂબી ગયાં —ગુલામનબી વહોરા

"ગુરુદેવ (રવીન્દ્રનાથ ઠાકુર) માનતા, બચ્ચાં પર ગુસ્સો ન કરવો.

"હા, આપણે પણ માણસ છીએ. આપણો જીવ કદી કંટાળ્યો હોય. બચ્ચાંનાં તોફાન, મસ્તી, એમની આપણને ન સમજાય એવી કેટલીક અવળી રીતભાતથી આપણા ગુસ્સા ઉપરનો કાબૂ જતો રહે, આપણાથી અસ્વસ્થ થઈ જવાય તો વર્ગની બહાર ચાલ્યા જવું, પાંચ મિનિટ, દશ મિનિટ બહાર થોભવું. વર્ગમાં શાન્તિની રાહ જોવી. એમ કરતાં કરતાં આપણે શાંત થઈએ, એટલે વર્ગમાં જવું. પણ બચ્ચાં પર ગુસ્સો કરવો એ તો મોટું પાપ છે.

"બચ્ચાં પર અવિશ્વાસની નજર રાખવી એ તો પ્રભુમાં અવિશ્વાસ રાખવા બરાબર છે.'

"શાન્તિનિકેતનમાં એક શિક્ષકને આદત હતી બચ્ચાંને શિક્ષા કરવાની. ગુરુદેવનું ફરમાન હતું કે આશ્રમની ભૂમિ પર કોઈએ બાળકને શિક્ષા કરવી નહિ.

"શિક્ષક ઉસ્તાદ હતા. વિનોદી પણ હતા. એમણે બાળકને કાન પકડીને ભોંયેથી અદ્ધર કર્યો પછી લપડાક મારી. આ જોઈ કોઈએ પૂછ્યું: 'અરેરે, આ શું કર્યું?'

"શિક્ષકે ટીખળમાં ઠંડે કલેજે જવાબ આપ્યો: 'કેમ, ગુરુદેવનું ફરમાન છે આશ્રમની ભૂમિ પર શિક્ષા ના થાય એટલે મેં એને ભૂમિથી અદ્ધર કરીને શિક્ષા કરી.' આવા દિમાગના પણ કેટલાક હોય છે." (સૌ હસી પડ્યા. ચાચાજી પણ દૃષ્ટાન્તનું રમુજીપણું બતાવતાં પોતાનું નાક પકડીને ખૂબ હસી પડ્યા)

"ગુરુદેવ કહેતા: 'શિક્ષક જો ચિત્રકાર હોય તો તેણે પોતાની પાસે સ્કેચબૂક, કાગળ અને પેન્સિલ રાખવાં. ક્યાંય કશુંક જોવામાં આવે, સુંદર દૃશ્ય નજરે પડે કે તરત તેને આલેખી લે. મનમાં કોઈ કલ્પના જાગે (કલ્પનાના રંગો તો હરદમ રંગાવાના જ એ તો માનવપ્રકૃતિ છે.) કે તરત તેની કાગળ પર આકૃતિ દોરી લેવી.

"શિક્ષક લેખનકળાનો શોખીન હોય તો તેણે એક નાનીશી નોંધપોથી અને પેન્સિલનો ટુકડો સાથે રાખવાં. મનમાં તરંગ ઊઠે, સદ્‌વિચાર જાગે, ભાવરૂપી કોઈ સાગરનાં મોજાં હૃદયપટે અથડાય કે તરત એની નોંધ કરી લેવી. પછી એનો ઘાટ કે આકાર પાછળથી હળવે રહીને આપી શકાય. પણ જેવું અવતરણ થયુ એવું જ એને ટપકાવી લેવું એ શિક્ષકનું ઉત્તમ કાર્ય છે.

"શિક્ષકના મનમાં સતત બાળકનું ચિંતન હોય.

'વર્ગમાં પગ મૂકતાં પહેલાં અને વર્ગમાંથી નીકળતાં જ શું શીખવીશ, શું શીખવ્યું એની સ્પષ્ટ આકૃતિ-રેખા શિક્ષક પાસે હોય.' ગુરુદેવની આ વિચારસરણી હતી. શાન્તિનિકેતનમાં શિક્ષકની નિમણૂંક આ જ ધોરણ પર થતી."

(સાબરમતી કલામંદિરમાં ચાચાજીએ શિક્ષકો સમક્ષ આપેલ પ્રવચનમાંથી)

*

પ્રેમ, લાગણીનો આદર કેમ રખાય?

ચાચાજી આવ્યા હતા. એમનાં કપડાંની થેલીમાંથી કપડાં કાઢ્યાં રોળાયેલાં ને ચોળાયેલાં જણાયાં. મનમાં થયું, ધોવાનાં હશે. ધોવાના કુંડામાં તે કપડાં અલગ કાઢી પેટીમાંથી ધોયેલાં કપડાંની જોડ કાઢી ટૂવાલમાં લપેટીને યથાસ્થાને મૂકી. બીજે દિવસે સવારે ચાચાજી નહાવા આવ્યા

રિવાજ પ્રમાણે લપેટેલો ટુવાલ ખોલી કપડાં તપાસવા લાગ્યા. 'મારાં ગઈકાલવાળાં કપડાં ક્યાં?' મને પૂછ્યું.

'એ ધોવાનાં હતાં, એટલે ધોવા નાખ્યાં છે.' હું જવાબ પૂરો આપી યે રહી ને તે બોલી ઊઠ્યા: 'નહિ....નહિ....કોણ કહે છે નથી ધોયાં? ધોયાં છે ને સરસ મજાનાં!"

"પ....ણ....ચોળાયેલાં ને પૂરાં ધોવાયેલાં

જણાતા નથી એ કપડા ભલેને ધોવાના તમે બીજા પહેરોને? હું દબાયેલા અવાજે બોલી

"નહિ નહિ નહિ ધોયા છે મસાન એમણે પ્રેમથી ધોયા છે. ભલે અહિંના જેવી સફાઈ નહિ આવી હોય! પણ તેથી શું? લાવો એ જ હું તો પહેરીશ'

મારો એમના તરફનો પૂજ્યભાવ અને એમના મારા તરફના પ્રેમવાત્સલ્ય મમભાવ આગળ હું લાચાર બની મૂંગી બની મારું મોં સિવાઈ ગયું જવાબ ના જડ્યો

તેઓ તરત બોલ્યા 'એ કપડા વગર પહેરે ધોવામાં નાખું, તો એમની લાગણીઓનું, એમના પ્રેમનું અપમાન ના થાય? કહીને મારે માથે હાથ મૂક્યો

એ પ્રેમભર્યા હાથે મને ચૂપ બનાવી મનમાં જે થોડો ઘણો ફાંકો હતો તેનાથી હું ઝંખવાઈ ગઈ મનમાં કોક કહેતું સંભળાતું આને જ સતપુરુષની મહાનતા કહેવાય આને જ નિરહંકાર કહેવાય!"

*

## વિદ્યાર્થી પ્રેમ

ચાચાજી ચાચાજી કહીને ભેળાભેળા ફરી વળતા ભલા ભોળા બાળકોની કાલી ઘેલી ભાષા અને અનેકવિધ વાતોના સૂરો કાને સંભળાતા એ બધું ચાચાજી જ્યારે અહીં આવે ત્યારે ચોમાસુ બેસતા પહેલા જેમ કીડીઓ ઉભરાય એમ એમના આવવાથી વિદ્યાર્થીઓમાં નવું ચેતન અને આનંદના ઉમળકા ઉભરાઈ આવે છે ખરેખર બાળકો વિદ્યાર્થીઓની દુનિયા કંઈ ગજબ છે! આપણે મોટા થયા કંઈક ગુમાવ્યું એ જાતનું મનમાં થાય, અને પછી ઈર્ષ્યા આવે એવી છે

એક વિદ્યાર્થીની એવી કે જે ટોળામાં કદિ દેખાય નહિ ઘોંઘાટમાં એનો ઘોંઘાટ નહિ આનંદ શોરમાં એનો શોર નહિ દૂરથી દર્શન કરે ને રાજી થાય પોતાને ભાગે કામ આવે તે પ્રેમથી કરે ને કૃતાર્થ થાય

એક દિવસ મેં બાજરૂ આગળનો ભાગ ઝાડુ વાળવા માટે સોંપ્યો કેમ કે, અન્ય રમતિયાળ વિદ્યાર્થીની જેમ તે ખમી જશે, ભૂલી જશે એવું એનામાં મેં જોયેલું નહિ મને એના વર્તનથી વિશ્વાસ પડ્યો હતો

એક સવારે હું ફરતી ફરતી જઈ ચડી એવો સરસ અને કાળજીપૂર્વક ભાગ અત્યારમાં કોણ વાળતો હશે? વળી સફાઈનો સમય પણ થયો નથી! મને કુતૂહલ થયું તપાસ કરી ભણકારો વાગ્યો કે તે વિદ્યાર્થીની બહેન હશે! ખરેખર મારી કલ્પના સાચી ઠરી જોયું તો પાયખાના પાછળ તે બહેન ઝાડું મારી રહી હતી મેં પૂછ્યું 'તારો સમય બગાડીને તો આ કામે નથી આવીને?'

ના બહેન આજે બાઈવર્ગમાં આવ્યા નથી સૌ બેઠા છે હું અહિ આવી" એણે પ્રેમથી લજવાઈને જવાબ આપ્યો

નાની નિર્દોષ વિદ્યાર્થીની બહેન

ભલે એનામાં જે કાંઈ હોય, પણ આ પ્રસંગે તો એના અમોલા પ્રેમધન આગળ મને પુરાણકાળની—રામયુગની રામભક્ત શબરીનો પ્રસંગ યાદ આવે

ધન્ય થઈ

બાળકોમાં આ જાતના રૂડા તત્ત્વો પડ્યા છે' મને ખરેખરો બોધપાઠ મળ્યો

*

* ખરેખરી નડનારી વસ્તુ આપણા મતભેદો નથી, પણ તેની પાછળ રહેલી આપણી લઘુતા છે એ જરૂર બહુ ભુંડી છે

* મને તો લાગે છે કે હિંસાના મૂળમાં જે ગેરઆબરૂ રહેલી છે

* જ્યાં સુધી સત્યાગ્રહનો ખરો અર્થ આપણે બરાબર સમજી ન લઈએ ત્યાં સુધી સત્યાગ્રહીની ફરજો બરાબર સમજવી શક્ય નથી

* સત્યાગ્રહીને ઘણાય કડવા ઘૂંટડા ગળી જવા પડે છે —ગાંધીજી

# ગુલાબ અને પાંદડી

અનવર આગેવાન

ઉઘડતા પ્રભાતની શીતળ પવન લહરી લહેરાતી અને ડાળે મેહું ગુલાબ સ્મિતભર્યું ઝૂમી ઊઠ્યું! આ જોઈને પેલી પાંદડીએ મોં મચકોડ્યુ: 'બસ, એટલી વારમાં તો ફૂલ્યું ન સમાયું! અરે, મારી નજર સામે તારાં જેવા કેટલાંય ફૂલ ખીલીને કરમાઈ ગયાં. નિત્ ખીલે, ને નિત્ ખરે! એવા અલ્પ આયખામાં તે શી મઝા?'

મુસ્કુરાતું ગુલાબ ધીરેથી બોલ્યું: 'અલિ પાંદડી, ઓછાં કે અદકેરાં આયખાનો તે વળી ઓરતો શો? જીવ્યું લેખે લાગ્યું ના ઘણું ય!'

પાંદડી ફફડી: અરે, હમણાં પેલો માળી આવીને ચૂંટી જશે. એમાં તે વળી શું જીવન લેખે લાગવાનું હતું. આ બે ઘડીનું જીવન, કંઈ જીવન કહેવાય?'

ગુલાબની તો એ જ મીઠાશ મહેકતી રહી: 'પાંદડીબેન, તું નાની ને મોટી વાત કાં કર? હું તો એટલું જાણું કે, જીવનનું બીજું નામ સુવાસ અને એ રીતે સુવાસ ફેલાવતાં નોતરેલું મૃત્યુ જ સાચું જીવન, સાચી અમરતા....!'

ગુલાબ પોતાની વાત આટોપે તે પહેલાં જ કોઈના કઠોર હાથે એનું કોમળ જીવન આટોપી લીધું. જતાં જતા ગુલાબે પાંદડીને કહ્યું: ચાલ, મારી સાથે ચાલવું હોય તો! ભેગું તારું ય જીવન સાર્થક થઈ જશે!'

'ના રે, બાઈ! મરવા કોણ આવે! મારે તો હજી ઘણું ય જીવવું છે. તું તારે જા!' મિજાજ કરતી પાંદડી બોલી.

માળી તો એ ગુલાબના ફૂલને અત્તરિયા પાસે લઈ ગયો. અત્તરિયાએ એની કોમળ પાંખડીઓ પીંખીને ઉકળતા પાણીમાં ઝબોળ્યું. ઉકાળીને એનું અત્તર કાઢ્યું. આમ ફૂલનો દેહ નાશ પામ્યો, પણ એનો આત્મા મહેકી ઊઠ્યો જાણે મૃત્યુ જીવન બની ગયું!

આ વાતને, આ ઘટનાને કેટલા ય દિવસ વીતી ગયા. ગુલાબ તો જીવનની અમરતા મેળવી ચૂક્યું હતું. પણ પેલી પાંદડીને ઘરડ-ઘડપણ કોઈએ ન સંઘરી. પીળી પડીને પવન ઝોકે ઠેબાં ખાતી ધરતી પર આળોટતી હતી. જાણે, જીવન અને મરણનો ભેદ શોધવા મથતી હોય તેમ રસ્તા પર અહીંથી તહીં ગોથાં ખાતી હતી!

એટલામાં, દૂરથી ગુલાબની મહેકભરી આલબેલ સાંભળી પાંદડીને આશ્ચર્ય થયું: 'શું હજી સુધી ગુલાબ જીવે છે?' ત્યાં જ જોરથી પવનનું ઝોકું આવ્યું અને ફૂલની અમરતાનો સ્પષ્ટ સંદેશ સંભળાવી ગયું!

રસ્તામાં રઝળતી પાંદડીની બેહાલ સ્થિતિ જોતાં જ ગુલાબનો આત્મા ગ્લાનીભર્યા સ્વરે બોલી ઊઠ્યો: 'બ્હેન પાંદડી, તારી આ દશા? તું તો કહેતી હતી કે, મારે ઝઝેરું જીવવું છે! તેને બદલે.......!!!'

પણ આ સમયે પાંદડીની જીવન-લીલા આથમવાની અણી પર હતી. ટમટમતી એ ફૂલના આત્માને જોઈ જ રહી!

ગુલાબે પુનઃ કહ્યું: 'પાંદડી તને યાદ છે ને મેં તે દિવસે કહ્યું હતું કે, આત્મા અમર છે તો પછી આ નશ્વર દેહની શી જરૂર?'

પાંદડી ઊંચી થઈને કંઈ કહે તે પહેલાં કોઈના કમળ-કોમળ ચરણસ્પર્શે તેનો દેહ કચડાઈ ગયો! વગડાની વેરણ વાટે પાંદડીની કરચો પવનને ઝોકે આડી અવળી ઊડી ગઈ અને ફૂલનો આત્મા પવનની પાંખે પલાણીને વાતાવરણમાં પ્રસરતો મઘમઘી ઊઠ્યો!

*

જીવનમાં સ્થિરતાને ચાહનારા,
સલિલમાં ઊઠનારી લહેર રાખે! —અનિલ

# દત્તાત્રેયના દસ ગુરુ

—નાથાલાલ દત્તાણી

'વિદ્વાન વિપ્રવર્ય! આશ્ચર્યનો વિષય છે કે, સર્વ વિદ્યાઓ તેમ જ સદ્‌ગુણોથી વિભુષિત હોવા છતાં યે આપ આટલા નિર્લિપ્ત કેમ બની શક્યા? માનવમાત્ર અર્થ, ધર્મ, કામ કે તત્ત્વજિજ્ઞાસામાં એટલા માટે પ્રવૃત્ત રહે છે કે એને દીર્ઘાયુ, યશ તથા ભૌતિક વૈભવ પ્રચુર પ્રમાણમાં પ્રાપ્ત થાય. કિન્તુ આપ પૂર્ણ સમર્થ, વિદ્વાન, સુંદર, કાર્યકુશળ તથા મધુરભાષી હોવા છતાં યે આમ નિર્લિપ્ત કેમ છો?' પરમ ધાર્મિક મહારાજ યદુના સ્વરમાં તીવ્ર જિજ્ઞાસા હતી.

વિપ્રવર્ય અવધૂત દત્તાત્રેયના અધરસંપુટ બાલસુલભ સ્મિતસુમન વેરી રહ્યા. પોતાના આલોકપુંજ નેત્રોને મહારાજના જિજ્ઞાસાસભર મુખ પર સ્થિર કરતાં એમણે સસ્મિત કહ્યું, 'રાજન્, મારા ગુરુઓએ મને એવું જ શિક્ષણ આપ્યું છે. એમની કૃપાનું આ સુફળ છે કે મારી વિવેકબુદ્ધિ સતત્ જાગૃત રહે છે અને મનોવૃત્તિ સર્વદા આસક્તિમુક્ત!'

'આપના એ ગુરુવર્યો તેમ જ એમના શિક્ષણના મર્મથી જ્ઞાત થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ શકે ખરું?'

'મહારાજ, આપને એમનો ઉપદેશ સદા ઉપલબ્ધ છે, તેઓ બધા સર્વદા આપ સમક્ષ જ રહે છે, અને પોતાના અમૂલ્ય ઉપદેશનું નિર્બાધ વિતરણ કર્યા કરે છે.'

'વિપ્રવર્ય! આપના નિગૂઢ કથનને હું સમજી શકતો નથી, કૃપા કરી સ્પષ્ટતાપૂર્વક કહો!'

'સારું, તો સાંભળો!' દત્તાત્રેય પ્રસન્ન વદને બોલ્યા, 'મારા સૌ પ્રથમ ગુરુનું નામ છે પૃથ્વી. એણે મને સર્વ આઘાત ઉત્પાતોમાં સદા અવિચલિત, સ્થિરચિત્ત અને શાન્ત રહેવાનું શિક્ષણ આપ્યું છે, જે પ્રમાણે એ સ્વયં વર્તે છે. એના ઉપર કેટલીયે દૈવી અને ભૌતિક વિપત્તિઓ અવારનવાર આવે છે, કિન્તુ એથી એ રજમાત્ર પણ ચલિત થતી નથી. એ પ્રમાણે કોઈ પ્રાણી દૈવસંયોગે મને કષ્ટ પણ પહોંચાડે છે, તો હું મારા માર્ગથી ચલિત નથી થતો. આ સહનશીલતા તેમ જ ધૈર્યવ્રતના ધનધાન્ય મને માતા ધરિત્રીએ આપ્યા છે.

'મારા બીજા ગુરુનું નામ છે વાયુ. વાયુના બે પ્રકાર છે. પ્રાણવાયુ અને બાહ્યવાયુ. પ્રાણવાયુ માત્ર આહારની ઈચ્છા રાખે છે; રૂપ, રસ કે ગંધ એના પર કોઈ પ્રભાવ પાડી શકતાં નથી. એ રીતે સત્પુરુષે મિતાહારથી સંતુષ્ટ રહેવું જોઈએ, રસના લોલુપતાથી વિચલિત ન થવું જોઈએ. બાહ્યવાયુ સર્વત્ર વિચરવા તેમ જ ગંધ વહન કરવા છતાં પણ અવિકૃત રહે છે, શુદ્ધ રહે છે. આત્મજ્ઞાની સત્પુરુષે એ પ્રમાણે સાંસારિક કર્મોનું પાલન કરવા છતાં પણ લિપ્તલુબ્ધ ન રહેવું જોઈએ. આ સંયમ, શુદ્ધિ, ગતિ તેમ જ અનાસક્તિની શિક્ષણ લહરીઓ મેં વાયુમાંથી ગ્રહણ કરેલ છે.

'મારા ત્રીજા ગુરુનું નામ છે આકાશ. આકાશ જે રીતે તેજ, જલ, વાયુ, અભ્ર આદિથી આચ્છાદિત રહેવા છતાં પણ એનાથી અલગ, સાથે જ એનામાં વ્યાપ્ત પણ છે. એ રીતે આત્મા પણ વિવિધ શારીરિક ગુણધર્મોમાં વ્યાપ્ત હોવા છતાં ય એનાથી પૃથક છે. આત્માની સર્વવ્યાપકતાની આ શિક્ષા તારલી મેં આકાશ પાસેથી પ્રાપ્ત કરી છે.

'મારા ચોથા ગુરુનું નામ છે જલ. જલ સ્વભાવતઃ શુદ્ધ હોય છે, સ્વચ્છ હોય છે. આકાશેથી સ્વચ્છ સ્વરૂપે પડે છે, પૃથ્વી પર આવીને સંજોગવશાત્ એ ગંદુ બની જાય છે. કિન્તુ, તુરત જ એ પોતાના મૂળ શુદ્ધ સ્વરૂપને પામવા પ્રયત્નશીલ જ નહિ, સફળ પણ બની જાય છે. પોતાની રસમયતા વડે એ ધરતીને પરિતૃપ્ત કરે છે, વૃક્ષ-લતાઓને હરિભરી બનાવે છે. એ જ પ્રમાણે સત્પુરુષે પણ જલસમાન શુદ્ધ,

સ્નેહયુક્ત તથા મધુર સ્વભાવના બનવું જોઈએ.

'મારા પાંચમા ગુરુનું નામ છે અગ્નિ. અગ્નિની તેજસ્વીતા અંગે અન્ય એનો સ્પર્શ કરતાંય ડરે છે; છતાં પણ એ આપણા અન્નને—પ્રાણપોષક અન્નને પકાવે છે, શરીરને ગરમ રાખે છે, આપણા અસ્થિચર્મમય શરીરને અંતે પોતાની ગોદમાં વિલીન કરી લે છે ...એટલું જ નહિ, આપ એને જે કંઈ પણ આપો, એ સંતોષપૂર્વક એને પોતાના ઉદરમાં સમાવી લેશે. એ કોઈ પર સ્નેહ અને કોઈ પર દ્વેષ નથી કરતો. પોતાની પ્રકૃતિમાં સદા સમરૂપ રહે છે. સત્પુરૂષે પણ એમ જ રહેવું જોઈએ—સદા સમરૂપ, નિર્મત્સર, નિર્દ્વેષ અને નિર્લિપ્ત....'

'મારા છઠ્ઠા ગુરુ છે સૂર્ય. સૂર્ય જે રીતે પોતાનાં કિરણો વડે પૃથ્વીના જલને સંચય કરી એને સમયાનુસાર પાછું પૃથ્વીને જ સમર્પિત કરી દે છે; તે રીતે સત્પુરુષે પણ સંસારમાંથી પોતા માટે એકત્ર કરવામાં આવેલ પદાર્થોને યથાસમયે સંસારના શ્રેય કાજે જ અર્પણ કરી દેવાં જોઈએ. આ સમર્પણ તેમ જ ત્યાગનું શિક્ષણ-કિરણ મેં સૂર્યમાંથી ગ્રહણ કર્યું છે.

'મારા સાતમા ગુરુનું નામ છે ચંદ્ર ચંદ્રની કલા પ્રતિમાસ કાલપ્રભાવે વધતીઘટતી રહે છે;' કિન્તુ ચંદ્રનાં મૂળ રૂપ કે એના સ્વાભાવિક ગુણ શીતલતામા એથી કોઈ ફરક પડતો નથી. આ પ્રકારે સત્પુરુષે પણ કોઈ પણ અવસ્થામાં પોતાના સદ્‌ગુણને ગુમાવવો જોઈએ નહિ; કારણ કે કલાનુસાર પરિવર્તન તો શરીરનું લક્ષણ છે—આત્માનું નહિ.

'મારા આઠમા ગુરુનું નામ છે સમુદ્ર. વર્ષાઋતુની સહસ્ર વારિધારા તથા અસંખ્ય નદીઓનાં જલનાં સિંચન મિલન થવા છતાંય એ કદી પોતાની મર્યાદાનું ઉલ્લંઘન નથી કરતો; કે નથી તો ગ્રીષ્મઋતુની અસરમાં આવી સુકાઈ જતો. એ જ પ્રમાણે સત્પુરુષે પણ સર્વદા સમતોલ રહેવું જોઈએ—ન તો વૈભવની પ્રચુરતાથી છલકાઈ જવું જોઈએ, ન તો દુર્દિનના પ્રભાવે ક્ષુબ્ધ થઇ જવું જોઈએ. આ સમતોલ-ચિત્ત રહેવાનું શિક્ષણ-મોતી મેં સમુદ્રમાંથી મેળવ્યું છે.

'મારા નવમા ગુરુનું નામ છે મધુકર. મધુકર જે રીતે ભિન્ન-ભિન્ન પુષ્પોમાંથી રસાસ્વાદ ગ્રહણ કરી લે છે; એ રીતે ગુણીજને પણ નાના મોટા સર્વ શાસ્ત્રોમાથી એનું સારભૂત શિક્ષણ ગ્રહણ કરી લેવું જોઈએ. આ સાર-ગ્રાહીતાનું શિક્ષણ-ગુંજન મેં મધુકર પાસેથી મેળવ્યુ છે.

'અને મારો દસમો ગુરુ છે, બાળક. બાળક જે પ્રમાણે સર્વત્ર નિઃશંકભાવથી વિચરણ કર્યા કરે છે, કોઈ પ્રત્યે દ્વેષ, માત્સર્ય કે ક્રોધ આદિ દુર્ભાવનાઓ નથી રાખતો તથા એનામાં પ્રતિ-ક્ષણ વૃદ્ધિની પ્રવૃત્તિ થતી રહે છે—એ પ્રમાણે પ્રત્યેક મનુષ્યે નિઃશંક, નિર્દોષ, દુર્ભાવનાવિહીન બનવું જોઈએ; તેમ જ એનામાં પ્રતિક્ષણ પોતાની આત્મિક ઉન્નતિની પ્રવૃત્તિ થતી રહેવી જોઈએ.'

મહારાજ યદુએ અવધૂત દત્તાત્રેયને સભક્તિ અભિવાદન કરતા કહ્યું, 'બ્રહ્મવેત્તાઓમાં અગ્ર-ગણ્ય વિપ્રવર્ય! આજે આપે મને એ દીર્ઘકાલિક સંશયમાંથી વિમુક્ત કરી દીધો, જેનાથી હું આજ સુધી ઉદ્વેજિત રહેતો આવ્યો છું—સંસારની સારી સુખ-સમૃદ્ધિ હોવા છતાં ય અસંતોષની જ્વાળામાં જલતો રહ્યો છું!'

અવધૂત દત્તાત્રેયના ચિર-સૌમ્ય વિનસ્ર મુખ-મંડળ પર પૂર્વવત્ અલૌકિક આભાયુક્ત સુમંગલ સ્મિત વિલસી રહ્યું. (હિન્દી પરથી)

પ્રશ્ન

પ્રલયની દુર્દશા જોવાને માટે રાખશો અહિયા?
મને ફાની જગતમા ઈશ શા માટે અમર કરશો? —અનિલ

(અનુ૦ પૃ૦ ૨ નુ ચાલુ)

રસ્તો તો મને એ જ લાગે છે કે ગરીબમા ગરીબ કુટુમ્બમાથી ગુણવતી કન્યા શોધી કાઢવી ને તે શોધતા વખત જાય તો તેની પરવા ન રાખવી

બાની પ્રત્યે પણ હુ ખોટા મોહમા પડ્યો તેના પ્રત્યે મારે કસાઈપણુ જ વાપરવામા ધર્મ છે એમ માનુ છુ માબાપે પોતાના સ્વાર્થને મારુ પ્રજાની ગતિ કે ઇચ્છાને ન રોકવી જોઈએ બાને મે ઉનટ ઘડીભર કાલે ઉત્તેજન આપ્યુ બાએ કડવો ઘૂટડો પીને રામદાસનો વિયોગ પણ સતોષ રાખી સહન કરી લેવો જોઈએ એ મારી સલાહ છે રામદાસ રાજગોપાલાચારી જેવા ચારિત્રવાન પાસે જઈ સુખી થાય તેમા બાએ તેને આશીર્વાદ જ આપવા એવી મારી સલાહ છે તેમા બાનુ પરમ શ્રેય છે તેને સદ્ગુણી છોકરો છે એમા જ સતોષ માને તમને ઇશ્વર સહાય કરો હુ તમારા પ્રેમને લાયક થવા પ્રયત્ન કરુ છુ

શુભેચ્છક બાપુના આશીર્વાદ

*

ગાધીજીમા એ ખૂબી હતી કે જેને મદદની વધારે જરૂર હોય તેને જ સૌથી પ્રથમ મદદ કરતા એટના માટે એવાને મદદ આપવાની રીત શોધતા એમાથી ચરખો નીકળ્યો, એ એમની અદ્ભૂત પ્રતિભા કાવ્યશક્તિ હતી કેવળ થોડી પક્તિ લખી નાખવાથી કોઈ કવિ નથી બનતુ' યાસ્કાચાર્યે કહ્યુ છે કે કવિ ક્રાન્ત દર્શી' જેને ક્રાન્ત દર્શન, દૂરનુ દર્શન સૂક્ષ્મદર્શન થાય છે એ જ કવિ છે એ અર્થમા ગાધીજી કવિ હતા એમણે કેટલાય વર્ષો પહેલા કહ્યુ હતુ કે હિન્દુસ્તાન માટે ગ્રામોદ્યોગોની જરૂર છે નયી તાલીમ રાષ્ટ્રભાષા જમીનની વહેચણી વિશે એમણે વર્ષો પહેલા કહી રાખ્યુ છે - વિનોબા

*

# પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો ડાયકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ પરદેશ માટે શિલિંગ ૧૮ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

પ્યારા બાપુ કાર્યાલય રૂપાયતન જૂનાગઢ

અનુક્રમણિકા

૧૨ ફેબ્રુઆરી ૧૯૫૯



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી ૩૨ રતન મુદ્રણાલય જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

બાપુ ચિત્રાવલી. બાપુની અર્ધો ડઝન લાક્ષણિક તસ્વીરોનો સપુટ (પ્રથમ આવૃત્તિ અપ્રાપ્ય હોઈ બીજી આવૃત્તિ છપાય છે) મૂ૦ બે રૂપિયા

બાપુસ્મરણ' બાપુના સુવચનો એમનાજ હસ્તાક્ષરમા, ત્રિરગી શુશોભનો યુક્ત સુંદર પુસ્તિકા મૂ૦ સવા રૂપિયો

ગાધી ગુરુ' લેખક શ્રી ગુરુદયાલ મલ્લિક
મૂલ્ય સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અજલિ'મા આ લેખ માળાનુ મહત્ત્વ સમજાવતા લખ્યુ છે —

"મહાત્મા ગાધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સસ્કૃતિના બે ગ દિગ્ગજો એમને વિષે કોઈ પણ, કાઈ ૫ણ લખે તો તે આકર્ષક થવાનુ જ પણ જ્યારે એમને વિષે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવુ જ શુ? ગુરુદયાલ—ચાર્લીજી—ગાધીજીના ખાસ પ્રસગમા આવ્યા હતા એમના જ પરિવારના તેઓ ગણાય. અને કવિવર રવીન્દ્રનાથના તો તેઓ અસીમ ભક્ત

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલાવિગ્રહી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામા અનેક રીતે વિશદ કરી છે"

On Life's Journey with Gandhiji (ગાધીજી સાથે જીવનયાત્રા)
Gurdial Mallik

આ અગ્રેજી પુસ્તિકામા શ્રી ગુરુદયાલ મલ્લિકજીએ માનવજીવનનુ રહસ્ય ગાધીજીના આદર્શો અનુસાર સમજાવવા એક નમ્ર પ્રયત્ન કર્યો છે

આ પુસ્તિકાનો ગુજરાતી અનુવાદ પણ આ જ સમયમા પ્રસિદ્ધ થશે

મસ્તીની પળોમા' લેખક શ્રી રતિલાલ અનિલ'
મૂલ્ય - બાર આના, લાયબ્રેરીની આવૃત્તિનો એક રૂપિયો

ભાઈશ્રી રતિલાલ 'અનિલ' આપણા સાહિત્યજગતના એક આશાસ્પદ કવિ છે તેમનો એક કાવ્યસગ્રહ 'ડમરો અને તુલસી' પ્રસિદ્ધ થયો છે હવે તેમનો આ ૧૨૫ મુક્તકોનો સુંદર સગ્રહ પ્રસિદ્ધ થાય છે આ સૂત્રાત્મક મુક્તકોમા માનવજીવનના વિવિધ પાસાઓ અગેનુ એમનુ તલસ્પર્શી ચિંતન કાવ્યક્ષમ ભાવ રૂપે મૂર્ત થયુ છે

આ મુક્તક-સગ્રહની પ્રસ્તાવના લખતા શ્રી ગુરુદયાલ મલ્લિકજી લખે છે —

"આ પુસ્તિકા લખનાર શ્રી રતિલાલ 'અનિલ' એક મસ્ત અનુભવી અને કવિ છે જીવન સાગરના તટ પર ઊભા રહીને જે તરગોની ક્રીડા ગતદિવસ ચાલી રહી છે તેને જુએ છે અને તેમાથી એક અસાધારણ આનદ અને શિક્ષણનુ તારવે છે '

"આશા છે શ્રી 'અનિલ'ની 'મસ્તીની પળોમા'—જે તેમનો ગુજરાતી લખવામા એક અનોખો પ્રયાસ અને પ્રશસાયોગ્ય પ્રયોગ છે—એ પુસ્તિકા વાચનાર એ કોઈ વાર મસ્તીમા આવી જશે અને પોતાને ભૂલીને જીવનલીલાનો જે મર્મ છે તે થોડોક સમજી શકશે'

લખો નવુ પ્રકાશનના ચાલુ આસાસ્ત પ્રગટ થશે

કપાયતન પ્રકાશન, જૂનાગઢ

## મીઠાં શમણાં

☆

આ શમણાં, મીઠાં શમણાં,
ફળે અગર એ ના ય ફળે પણ દે છે સુખ એ ઠમણાં;
આ શમણાં, મીઠાં શમણાં

દોજખ શી આ વર્તમાનની
દર થઈ છે પીડા:
મન-પંખી ભાવિ-આકાશે
ઊડી કરે છે ક્રીડા,
આજ ભૂલીને કરી રહ્યું છે કાલ તણી મન રટણા,
આ શમણાં, મીઠાં શમણાં.

દુષ્કર જ્યારે બની જતું આ
જીવતર દર્દ - રસેલું;
સંજીવની શી ધરે કલ્પના
ભાવિ આશ ભરેલું,
ચરણ તળેની આગ ઠેકીને પરી પ્રદેશે રમણા!
આ શમણાં, મીઠાં શમણાં.

જાય ભલે મન પરી પ્રદેશે
હોય નહીં પણ ભ્રમણા,
હોય ઝાંઝવાં ત્યાં જ ન દોડી
જાય અધીરી તૃષ્ણા,
વર્તમાનના દર્દ થકીયે દેશે દુઃખ એ ભ્રમણાં!
આ શમણાં, મીઠાં શમણાં!

રતિલાલ-અનિલ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૯ ....[ ૧૨ – ઑક્ટોબર – ૧૯૫૬ ]... અંક ૯ મો




આપણે ન્યાયને ઓળખીએ ને જે તરફ ન્યાય હોય તે જ તરફ ઢળીએ. —બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# ગાંધીજીનો વિનોદ

## 'ઘડિયાળો ભલે જુદી પડે'

ગાંધીજી સમયપાલનના ખૂબ આગ્રહી હતા તેથી તેમનું જીવન ઘડિયાળના કાંટાની જેમ નિયમિત હતું એકવાર એક કાર્યકર્તાએ તેમને ચાર વાગે મળવાનો સમય આપ્યો હતો તે કાર્યકર્તા ગાંધીજીના કેટલાક મૂળભૂત વિચારોથી વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા હતા તેથી ગાંધીજી સાથે તે લાંબી ચર્ચા કરવા ઇચ્છતા હતા

તેમની ઘડિયાળમાં બરાબર ચાર વાગ્યા અને તેમણે ગાંધીજીની ઓરડીમાં પગ મૂક્યો ગાંધીજીએ એક બીજી સાથેની મુલાકાત પૂરી કરી પેલા કાર્યકર્તા તરફ જોયું અને પછી પોતાના ઘડિયાળ તરફ નજર કરી તો હજી ચારમાં અર્ધી મિનિટ બાકી હતી

'તમે અર્ધી મિનિટ વહેલા આવ્યા' ગાંધીજી હસીને બોલ્યા

'માફ કરજો, મારી ઘડિયાળમાં તો ચાર વાગી ગયા છે' કહીને ગાંધીજીની ઓરડીમાંથી બહાર જવા પગ ઉપાડ્યો

'ના, ના, તમે અંદર આવો, ઘડિયાળો ભલે જુદી પડે, પણ આપણે ન પડીએ' ગાંધીજીએ પેલા ભાઈને રોકવા કહ્યું બંને વચ્ચેના મતભેદનો એ વિનોદી જવાબ સાંભળી પેલા મુલાકાતી હસવું ખાળી શક્યા નહિ



## મધ્યમસર

એક અમેરિકન પત્રકાર ગાંધીજીની મુલાકાતે આવ્યો હતો, તેણે ગાંધીજી સાથે થોડી ચર્ચા કર્યા પછી પૂછ્યું 'હવે આપની તબિયત કેમ રહે છે?'

'આ પેન્સીલના જેવી જ મધ્યમસર—' એમ કહીને ગાંધીજીએ પોતાના હાથમાં પેન્સીલ લઈને પત્રકારને 'મિડિયમ' શબ્દ બતાવ્યો.

## લગ્ન-જયંતિ

આગાખાન મહેલમાં ગાંધીજી કેદી હતા ત્યારે બા, પ્યારેલાલજી, ડૉ. ગિલ્ડર, સુશીલા નાયર, મિની નાયડુ, સુશીલા નાયર તેમની સાથે રહેતા હતા એક દિવસ ડૉ. ગિલ્ડરના નામે કેકનું પારસલ ત્યાં આવ્યું એ તેમના લગ્નની રૂપેરી વર્ષગાંઠ નિમિત્તે ભેટ હતી

લગ્નની વાત નીકળી એટલે સહજ ભાવે બાએ ગાંધીજીને પૂછ્યું. 'આપણા લગ્નને કેટલાં વર્ષ થયાં હશે?'

ગાંધીજી. (હસીને) 'બાને પણ પોતાનો લગ્નદિવસ ઊજવવો હોય એમ લાગે છે.'

એ સાંભળી બધા હસી પડ્યા

## રસગુલ્લાંની મજા

એકવાર ગાંધીજીની મંડળીની ભોજન વ્યવસ્થા એક બાઈને કરવાની હતી ગાંધીજી અને તેમના સાથીઓ માટે અનુકૂળ રસોઈ તૈયાર કરી ગઈ પણ તેમાં કોઈ પણ પ્રકારની મીઠાઈનો સમાવેશ થતો ન હતો, એ ઊણપ પેલા યજમાનને

ચાલતી હતી. ભોજનમાં એકાદ મીઠાઈની વાનગી પીરસવાની તેમની ઇચ્છા તેમણે મંડળીના એક ભાઈને જણાવી. પેલા ભાઇએ કહ્યું: 'બાપુને આવી મીઠાઈ પસંદ નથી.'

આમ વાત ચાલતી હતી ત્યાં બા આવી પહોંચ્યાં. યજમાને બાને પૂછયું: 'બા! આપના સાથીઓને રસગુલ્લાં પીરસું તો કોઈ મુશ્કેલી ખરી કે?'

બા માનતાં હતા કે આશ્રમવાસીઓને કંઇક સ્વાદિષ્ટ મળે તો સારું, એટલે તેમણે કહ્યું: 'ના રે, કંઈ જ મુશ્કેલી નથી. તમે જરૂર રસગુલ્લાં ખવડાવો.'

જમતી વેળા રસગુલ્લાં પીરસાતાં જોઈ ગાંધીજી હસીને બોલ્યા: 'અરે! અરે! આ શી આફત છે?'

'બાની પરવાનગીથી આ બધું થાય છે.' એક આશ્રમવાસીએ કહ્યું.

'બાની પરવાનગી લઈ લીધા પછી મારું શું ચાલવાનું હતું? બા એમ જ કરે છે. અને તેમાં એને મઝા પડે છે.' ગાંધીજી બોલ્યા.

અને હસતા હસતાં, ગાંધીજી સિવાય સહુએ રસગુલ્લાં ખાધાં.

## બ્રિટીશ સિંહની દશા

એકવાર ગાંધીજીએ રાષ્ટ્ર સામે એવો કાર્યક્રમ મૂકયો હતો કે, પ્રજા જો તેનું યોગ્ય પાલન કરે તો એક વર્ષમાં હિન્દને સ્વરાજ મળે. હિન્દમાં અંગ્રેજોના હસ્તક ચાલતા એક છાપાના પ્રતિનિધિએ મૂંઝાઈને પ્રશ્ન કર્યો કે, 'જો હિન્દને એક વર્ષમાં સ્વરાજ મળે તો અંગ્રેજોનું શું થશે?'

ગાંધીજી: સિંહ ઘેટાંની સાથે પડી રહેશે.

ગાંધીજીનો આ વિનોદ સાંભળી પેલો પત્રકાર વધુ પ્રશ્ન પૂછતાં અટકી ગયો.

## દરિદ્રનારાયણનો પ્રતિનિધિ

દક્ષિણ હિન્દમાં એક વ્યક્તિએ વર્ષો સુધી પાઇ-પૈસો ભેગો કરી એક મંદિર બંધાવ્યું હતું. તેમાં તેણે રામલક્ષ્મણ જાનકીની પ્રતિમા પધરાવી હતી અને તે પ્રતિમાને ખાદીનાં કપડાં પહેરાવ્યાં હતાં. તે મંદિરમાં રામની પ્રતિમા પાસે ગયા ત્યારે પેલા સ્થાપકે ગાંધીજીને ખાદીની ભેટ આપી. આ પવિત્ર દૃશ્ય જોઇ મંડળીના એક ભાઈ ગાંધીજી તરફ જોઇને બોલ્યા: 'લોકો દેવ આગળ ભેટ ધરે છે. પણ તમને તો દેવે ભેટ ધરવી જોઇએ, કેમ?'

સ્થાપક: ભગવાનને દાસાનુદાસ શા માટે કહ્યો છે? ગાંધીજી જેવા દાસનો એ દાસ છે.

ગાંધીજી: [હસતાં હસતાં] મને ઇશ્વર દરિદ્રનારાયણનો સાચો પ્રતિનિધિ માને છે. એટલે ઇશ્વરે પણ એ દાન આપવું જ રહ્યું ને!

## યશ મળવો મુશ્કેલ છે

એકવાર પરદેશના પ્રવાસીઓ ગાંધીજીને પટણામાં મળવા આવ્યા હતા. ગાંધીજીની સાથે તેમણે વાતો કરી અને છેવટે દિનચર્યા પણ જાણી લીધી. તેઓ વિદાય થતા હતા ત્યારે. પોતાની પરિચર્યામાં રહેલાં કુ૦ મનુ ગાંધીનો પરિચય કરાવતાં ગાંધીજીએ કહ્યું: 'આ મારી પૌત્રી પણ છે અને હજામ પણ છે. અને વળી સાબુ વગર જ એ હજામત કરી આપે છે અને હું તે વખતે ઊંઘી જાઉં છું.'

પ્રવાસીઓ પેટ પકડીને હસ્યા અને 'પાવરફુલ હજામ' કહીને મનુબહેનને અભિનંદન આપ્યાં.

મનુબહેન: વાત સાચી છે. પણ હિન્દુસ્તાનમાં તો જે જિનઆવડતવાળી હોય તેને હજામ કહે છે, સાવ હજામ જેવી છો હજામ જેવી!

ગાંધીજી: જુઓ, છોકરી શું કહે છે? આ જમાનામાં યશ મળવો મુશ્કેલ છે!

અને હસાહસ થઇ રહી.

પમરાં પૂજાય એવું ગમન હોવું જોઈએ,
સમજાય છે કે કેવું જીવન હોવું જોઈએ?-અનિલ

દરેક વાતને એક જ અંત હોય એવું નથી, વ્યક્તિ અને સંજોગ પ્રમાણે એક વાતને અનેક અંત હોઈ શકે, શી રીતે તે આપણે નીચેના પ્રસંગમા જોઈએ

વૈશાખના આકરા તાપથી બચવા માટે અરુણ તેના કુટુંબ સાથે નવલખીથી રાતની ગાડીમા રાજકોટ જવા બેઠો

લગનગાળો ચાલતો હતો એટલે ટ્રેનમા ખૂબ ભીડ હતી વાકાનેર સુધી તો ખાસ તક લીફ ન પડી પણ વાકાનેર જંકશને વીરમ ગામથી આવતી ગાડીમા બેસવાનુ હતુ તે આવી ત્યારે તે પહેલીથી જ ઊભરાતી હતી અને તેમા કુટુંબ સાથે કોઈ પણ ડબ્બામા પ્રવેશી શકાય એમ હતું જ નહીં—સામાન સાથે નાના મોટા મળી પાચ માણસ હતા

સેકન્ડ ક્લાસના ડબ્બામા થોડી જગ્યા હતી તેમા જેમતેમ કરી સામાન મૂકી ગોઠવાઈ ગયા

રાજકોટ આવ્યુ અને બધા ઊતર્યા અરુણ પાસે ત્રીજા વર્ગની ચાર ટિકિટો હતી—અને અત્યાર સુધી કોઈ પણ ટિકિટ જોવા આવ્યુ ન હતુ, અને ડબ્બામાથી ઊતરી ગયા પછી પણ કોઈએ પૂછ્યુ ન હતુ—એ ધારત તો ત્રીજા વર્ગની ટિકિટ આપીને સ્ટેશન બહાર જઈ શકે તેમ હતો પણ તેને અપ્રમાણિક બનવુ ન હતુ—થોડા પૈસા માટે રેલ્વેને શા માટે છેતરવી? એવામા ત્યાથી ઇન્સ્પેક્ટરને પમાર થતો જોયો—અરુણે તેને બોલાવ્યો અને બધી વાત કરી ને વાકાનેરથી તે રાજકોટ સુધીનો સેકન્ડ ક્લાસનો વધારાનો ચાર્જ કરી તે પ્રમાણે રસીદ આપવા કહ્યુ

ઇન્સ્પેક્ટરે ટિકિટચેકરને બોલાવ્યો, અને કહેવા લાગ્યો તમે કોઇ રેલ્વે અધિકારીને ખબર આપ્યા વિના સેકન્ડ ક્લાસમા મુસાફરી કરી એટલે દબલ ચાર્જ થશે—પણ કઈ નહીં, તમારે વધારે પૈસા નહીં ભોગવવા પડે—હુ જો ટિકિટનો જ દબલ ચાર્જ કરીશ '

અરુણ વિચારમા પડ્યો આ વળી ખરુ ! એ બોલ્યો 'આ ખબર તો હુ જાતે જ આપુ છુ, વોલેન્ટરી ઇન્ફર્મેશન માટે બે આનાની પેનલ્ટી લઇને વધારેનો ચાર્જ લેવો જોઈએ'

ઇન્સ્પેક્ટરે સહાનુભૂતિ દર્શાવતા કહ્યુ 'તમારી વાત ખરી છે અને એટલે તો તમારે વધારે પૈસા ન ભરવા પડે તે માટે જ હુ તમને બે જ ટિકિટનો દબલ ચાર્જ કરવા કહુ છુ તમે કહો છો તેમ બે આના પેનલ્ટી લઇને વધારાનો ચાર્જ લઈ શકાય, પણ તે માટે તમે ગાર્ડને વાકાનેર સ્ટેશને ખબર આપેલ હોવી જોઈએ, ગાર્ડની સૂચના વિના ટિકિટચેકર રીતસર સુજબ એમ ન થઈ શકે, કરે તો મુશ્કેલીમા મુકાય એટલે હુ કહુ છુ તેમ કરો '

અરુણને ગળે એ વાત ઊતરી ગઈ, 'ખરા ખર, રેલ્વેને ય આમા નુકસાન નથી ને હુ યે રેલ્વેને છેતરતો નથી' એ બે ટિકિટનો દબલ ચાર્જ ભરી સ્ટેશનની બહાર નીકળી ઘોડા ગાડીની તપાસ કરવા લાગ્યો

તમે માનશો કે વાત પૂરી થઈ, ખરુ ? પણ ના, એ વાર્તાનો અંત આમ પણ આવી શકે—

વાકાનેરથી રાજકોટ સ્ટેશન સુધીની વાત તો ઉપર પ્રમાણે જ છે—અરુણ ગાડીમાથી ઊતરીને પમાર થતા ઇન્સ્પેક્ટરને બોલાવે છે ઇન્સ્પેક્ટર સ્મિત કરીને એક બાજુ પર લઈ જાય છે હાથે કરીને ઠીક શિકાર હાથમા આવ્યો છે! એને જરા રોફથી કહે છે 'જુઓ મિસ્ટર, કાયદા પ્રમાણે તમારે, બેસો ત્યાથી જ ગાર્ડને ખબર આપવી જોઈએ તમે એમ નથી કર્યું, માટે ઠેઠ નવલખીથી દબલ ચાર્જ ભરવો જોઈએ તમે ઠેઠથી સેકન્ડ ક્લાસમા નથી બેઠા એની શી ખાત્રી?'

'મારે ખોટી રીતે પૈસા જ બચાવવા હોત

તો હું શા માટે પાછો ચાલીને તમને બોલાવું? સીધો સ્ટેશનની બહાર ન નીકળી જાત?'

'મને શક હતો જ અને હું આ તરફ આવતો જ હતો—અને તમે પકડાઈ જવાની બીકે જ મને બાનાવીને કહ્યું છે, તમારે ટેકથી ડબલ ચાર્જ ભરવો પડશે.'

સત્યવાદી બનવા ગયેલા અરુણભાઈ ફસાયા. ચાર ટિકિટનો, લાંબી મુસાફરીનો ડબલ ચાર્જ ચૂકવવાની એમનામાં ત્રેવડ નહીં—એ પૂછે છે. 'આનો કાંઈ ઉપાય?'

'ચાર રૂપી ॥. ગેટ બહાર કાઢી દઇશ.'

ટિકિટ પણ પેલા ભાઇના હાથમાં. હવે શું થાય? અરુણ ચાર રૂપીઆ આપીને પહોંચ માગે છે.

'ડબલ ચાર્જ ભરી દો તો પહોંચ પણ મળશે.' ઇન્સ્પેક્ટર મર્મમાં કહે છે.

અરુણ ધૂંધવાતો ધૂંધવાતો સ્ટેશન બહાર નીકળે છે. તેની પત્ની ટોણો મારે છેઃ 'કાં, સતવાદી થવા ગયા તે જોયું ને? તેના કરતા મૂંગા રહ્યા હોત તો!'

અને વળી આ જ વાર્તાનો અંત આમ પણ હોઈ શકે—

અરુણ રાજકોટ સ્ટેશને, ઇન્સ્પેક્ટરને બોલાવી પરિસ્થિતિ સમજાવે છે. ઇન્સ્પેક્ટર ટિકિટચેકરને બોલાવીને વાંકાનેરથી રાજકોટ સુધીની ચાર ટિકિટના ડબલ ચાર્જનું બિલ બનાવવા કહે છે.'

અરુણ તે સામે વાંધો લે છે. ઇન્સ્પેક્ટર કહે છેઃ 'શાંત થાઓ. બધું કાયદા મુજબ થશે. તમે જાતે ખબર આપ્યા એટલે જ વાંકાનેરથી રાજકોટ સુધીનો જ ડબલ ચાર્જ કરું છું. નહિતર નવલખીથી રાજકોટ સુધીનો ડબલ ચાર્જ કરત.'

આની સામે અરુણ લડત. પણ એને ઉતાવળ હતી, વળી ઇન્સ્પેક્ટર ધારે તો એને ખોટો પણ પાડી શકે—એટલે ઇન્સ્પેક્ટરના કહ્યા મુજબ તે વાંકાનેરથી રાજકોટ સુધીનો ડબલ ચાર્જ ભરી સ્ટેશન બહાર જાય છે.

પણ વાતનો અંત આટલેથી જ નથી આવતો. એક જ પ્રસંગનો અંત ત્રણ રીતે આવે એ આપણે જોયું. તેમ તે તે બનાવના પ્રત્યાઘાતો પણ અરુણના મન પર જુદા જુદા જ પડે ને?

પ્રથમ પ્રસંગ પ્રમાણે અરુણ બે ટિકિટનો જ ડબલ ચાર્જ ભરે તો ભવિષ્યે એવો જ પ્રસંગ બને તો એ પ્રમાણિકતા જાળવવા જાતે જ ઇન્સ્પેક્ટરને ખબર આપે.

બીજા પ્રસંગ પ્રમાણે બને તો એ ભવિષ્યે કોઈ પણ એવા પ્રસંગે, પ્રમાણિકતા જાળવવા ખાતર પોતે મુશ્કેલીમાં મુકાઇને લાંચ આપવાનું પસંદ નહીં કરે. એટલે કે પ્રમાણિકતા ને સત્યને એ ત્યારે વળગી નહીં રહે. અને ત્રીજા પ્રસંગ પ્રમાણે બને તો ભવિષ્યે, એવા જ પ્રસંગે રેલ્વેના જડ કાયદાનો ભોગ બની ડબલ ચાર્જ ચૂકવવાને બદલે એ મૂંગોમૂંગો પસાર થઈ જશે.

અલબત, સેકન્ડમાં બેસવા સાથે ગાર્ડને ખબર આપવાનું એ શીખે ખરો.

જીવનમાં રોજબરોજ બનતા આવા નજીવા બનાવો જ માણસનું નૈતિક ધોરણ ટકાવવામાં કે ઉતારવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. જડ કાયદાને બદલે પ્રમાણિકતા પર આધાર રાખીશું તો જ માણસનું નૈતિક ધોરણ ટકી રહેશે.

☆

વિનોબાજીએ ભૂદાન યજ્ઞ શરૂ કર્યો ત્યાર પહેલાંનો આ પ્રસંગ છે. ત્યારે તેઓ ઋષિ ખેતીના પ્રયોગો કરતા હતા. એક દિવસ એમને ધ્યાનમાં બેઠેલા જોઈ જાનકીદેવી બજાજે પૂછ્યું 'તમારા દિલમાં શું છે?'

'જ્યારે અંતરમાં દૃષ્ટિ કરું છું તો ઇશ્વરનાં દર્શન થાય છે, અને બહાર જોઉં છું તો કોદાળીનાં દર્શન થાય છે.' વિનોબાજીએ ધ્યાનાવસ્થામાંથી જાગ્રત થતાં કહ્યું.

# ભમતાં પંખીડાં

રવીન્દ્રનાથ ટાગોર

○ તેં સ્મિત કર્યું, પણ મારી સાથે કશીયે વાત કરી નહીં, એમ છતાં મને લાગ્યું કે, લાંબા કાળથી હું એની જ વાટ જોઈ રહ્યો હતો !

○ નવવધૂની જેમ ઘૂંઘટ તાણીને વિનમ્રભાવે નીરવ પ્રેમ-પગલાં માંડતો પડછાયો પ્રકાશની પાછળ પાછળ ચાલે છે !

○ પોતે આગીઆ જેવા લાગશે એવો તારલાઓને ભય હોતો નથી

○ મનુષ્ય પોતાના ઇતિહાસમા પોતાને ઉઘાડો પાડતો નથી, પણ એમાથી એ મથામણ કરીને છટકી જાય છે

○ પ્રેમની જેમ ધુમ્મસ પહાડોને હૈયે રમત આદરે છે, અને સૌંદર્યના અનેકવિધ આશ્ચર્યો જન્માવે છે.

○ દરેક બાળક એ સંદેશો લઈને જન્મે છે કે, ઈશ્વર હજી માણસજાતથી નાહિંમત નથી થયો!

○ આકાશના એક ખૂણામા સપૂર્ણ દીનતા ધારણ કરીને એક વાદળી ઊભી રહી. અને પ્રભાતે એના શિરે ઝગઝગતો મુગટ મૂકી દીધો.

○ મારા માર્ગ પર હુ મારો પડછાયો જ ફેંકું છુ, કારણ કે, મારુ ફાનસ હજી મેં સળગાવ્યુ નથી

○ પોતાની અશાંત શાંતિને ડુબાવી દેવા માટે માણસ ઘોંઘાટ કરતી મેદનીમાં ઘૂમી જાય છે !

○ સૂર્ય પાસે તો પ્રકાશનો એક સાદો ઝભ્ભો જ છે. ભભકભર્યો શણગાર તો વાદળીઓએ સજર્યો છે.

○ બધી જ ભૂલો માટે તમે તમારાં દ્વાર બંધ કરી દેશો, તો સત્ય પણ બહારનું બહાર જ રહી જશે.

○ ડાળીઓને ફળદાયી બનાવ્યા બદલ જમીનની અંદરનાં મૂળિયાં કાંઇ બદલો માગતાં નથી.

○ 'મારા ખાલીપણાથી હું શરમાઉં છું.' વાણીએ કાર્યને કહ્યું. 'તને જોઈને મારી ક્ષુલ્લકતાનું મને ભાન થાય છે.' કાર્યે વાણીને કહ્યું.

○ વરસોનાં ખંડિયેરોમાં એક દુઃખી અવાજનો માળો છે. રાત્રે પોતાનાં ગીતોમાં એ મને કહે છેઃ 'હું તને ચાહતો હતો.'

○ ભડકે બળતી ચિતા તો પોતાના ભડકા દ્વારા મને ચેતવે છે. પણ રાખમાં છુપાઈ રહેલી મૃતપ્રાય ચિનગારીઓથી મને બચાવો.

○ નાના સાથે મોટા નિર્ભયપણે ચાલે છે. એ એની વચ્ચેનો અંતરો પડી જાય છે.

○ રાત્રિ ગુપ્ત રીતે પુષ્પો ખીલવે છે, ને દિવસને એનુ માન ખાટી જવા દે છે!

○ પોતાનો ભોગ બનનારાઓની અકળામણને શક્તિ કૃતઘ્નતા લેખે છે.

○ નહેર પોતાના એ ભ્રમમા જ રાચે છે કે, એને પાણી પૂરું પાડવા માટે જ સરિતાનું નિર્માણ થયુ છે!

○ હું વારિવિહોણી પાનખરની એક વાદળી છું. મારી સમૃદ્ધિ ભાતના ખેતરમાં નિહાળો.



○ શાંત થઈને બેસ, મારા મન! આમ ધૂળ ઉગાડ નહી. દુનિયાને જ તારી પાસે આવવાનો માર્ગ શોધી લેવા દે.

○ છૂટવાની તૈયારી કરતા બાણને ધનુષ્ય કહે છે 'તારી મુક્તિ એ મારી મુક્તિ છે.'

○ હંમેશા તર્કમા રાચતું મગજ હાથા વગરની છરી જેવું છે. એનો ઉપયોગ કરનારના હાથમાથી એ લોહી કાઢે છે.

○ જેણે પોતાના બધા

બગદાદના ખલીફા હારૂન-અલ-રશીદને ઝુબેદા નામે એક પત્ની હતી. તેના પ્રત્યે ખલીફાને અનહદ પ્રેમ હતો. એક દિવસે એ બંને વચ્ચે કોઈક કારણે ઝઘડો થઈ ગયો, અને ઝુબેદાએ ગુસ્સાના આવેશમાં ખલીફાને 'નર્કગામી' કહી દીધા. એ સાંભળી ખલીફાને બહુ દુઃખ થયું. તેમણે કહ્યું: 'ઝુબેદા! જો હું નર્કગામી છું તો તને તલ્લાક આપું છું.'

અને પછી બંને જુદા જુદા રહેવા લાગ્યા. પણ ઝુબેદા વગર ખલીફાને કોઇ પણ રીતે ચેન પડતું નહીં. કોઈ કામમા તેમનું મન લાગતું નહીં. તેમનું જીવન નીરસ બની ગયુ. ખલીફા હંમેશ વિચાર મગ્ન રહેવા લાગ્યા; પણ તેમને કશી યે સૂઝ પડતી નહોતી. આખરે, એક દિવસ ખલીફાને થયું કે, મોટા મોટા આલિમો પંડિતો- સમક્ષ એ પ્રશ્ન રજૂ કરી તેમના મત પ્રમાણે એ પ્રશ્નનો તોડ આણવો જોઇએ. અને તરત જ ખલીફાએ આખા શહેરમા દાંડી પિટાવી દીધી કે, બધા આલિમો ખલીફાના દરબારમાં હાજર થાય. અને જોતજોતામાં જ નાના મોટા સહુ આલિમો દરબારમાં આવી ગોઠવાઈ ગયા. ખલીફાએ તેમની સમક્ષ પોતાની પત્ની સાથે બની ગયેલી બીના રજૂ કરી, અને કહ્યું: 'હું નર્કગામી છું કે સ્વર્ગગામી એનો નિર્ણય હવે તમારે આપવાનો છે.'

ખલીફાની વાત સાંભળી બધા આલિમો વિચારમાં પડી ગયા. તેમની પાસે ખલીફાના પ્રશ્નનો કોઈ ઉત્તર નહોતો. મોટા આલિમોએ કહ્યું: 'ખલીફા નર્કગામી છે કે સ્વર્ગગામી એનો નિર્ણય અમારાથી શી રીતે થઈ શકે? એનું જ્ઞાન તો કેવળ ખુદાને જ હોય.' આલિમોના એ ઉત્તરે ખલીફાને લગભગ નિરાશ કરી દીધા. આખા દરબારમાં ક્યાંય સુધી શાંતિ પ્રસરી રહી. પછી અચાનક એક કિશોર ઊભો થયો. અને બોલ્યો: 'હે ખલીફા! તમારા પ્રશ્નનો યથાયોગ્ય ઉત્તર હું આપીશ.' તેના અવાજમાં શ્રદ્ધાનો રણકાર હતો.

એક કિશોરને મુખે એવી વાત સાંભળી સહુ ચોંકી ઊઠ્યા. ને એકબીજાનું મોં જોવા લાગ્યા. પછી, જાણે પેલા કિશોરની હાંસી ઉડાવતો હોય તેવો કોઈનો અવાજ સંભળાયો: 'આ કિશોર ગાંડો લાગે છે! મોટા-મોટા આલિમો ઉત્તર આપી શકતા ન હોય ત્યાં આ કિશોરનું શું ગજું!'

કિશોરની વાત સાંભળીને ખલીફાને પણ નવાઈ તો લાગી; પણ તોય તેમણે એ કિશોરને પોતાની નજીક બોલાવી પ્રેમથી પૂછ્યું: 'કિશોર! મારા પ્રશ્નનો ઉત્તર તમે આપશો?'

'હા.' કિશોરે ગંભીરતાપૂર્વક કહ્યું, 'ખલીફા! આપને મારી જરૂર છે કે મને આપની જરૂર છે એ મને કહો.'

'અત્યારે મને તમારી જરૂર છે.' ખલીફાએ જવાબ આપ્યો.

ત્યારે કિશોરે કહ્યું, 'આપ આ ઉચ્ચ આસનેથી નીચે ઊતરી આવો. રાજ્યકર્તા કરતાં આલિમોનું સ્થાન ઊંચું હોય છે.'

અને એક આજ્ઞાપાલક બાળકની જેમ ખલીફા પોતાના આસનેથી નીચે ઊતરી આવ્યા. અને એ કિશોરને ત્યા બેસાડી દઈ પોતે નજીકમાં જ નીચે બેસી ગયા. પછી કિશોરે કહ્યું: 'હવે આપ હું પૂછું તેનો જવાબ આપો; પછી હું આપના પ્રશ્નનો જવાબ આપીશ.'

'સારું.' ખલીફાએ કહ્યું. 'તમારે પૂછવું હોય તે પૂછો.'

કિશોરે પૂછ્યું: 'કોઈ પાપ કરવા માટે તૈયાર થઈ ગયા પછી અલ્લાહની બીકને કારણે આપે તે પાપ કરવાનું માંડી વાળ્યું હોય એવું ક્યારેય બન્યું છે ખરું?'

ખલીફાએ કહ્યું: 'ખુદાના સોગંદ ખાઇને હું કહું છું કે, એવું બન્યું છે.'

'ત્યારે હું કહું છું કે આપ સ્વર્ગગામી છો!' કિશોરે નિશ્ચયાત્મક અવાજે કહ્યું. કિશોરનો એ જવાબ સાંભળી બધા આલિમો એકી સાથે ગરજી ઊઠ્યા : 'શા આધારે તમે એમ કહો છો? એ માટે તમારી પાસે કોઈ મજબૂત દલીલ છે?'

'હા, મારી પાસે દલીલ છે' કિશોરે કહ્યું અને પછી કુરાનની એક આયત રજૂ કરી જેનો અર્થ એવો થાય છે કે જે કોઈ માણસ ખુદાના ડરે પાપી કૃત્ય કરતા અટકી જાય તેનું સ્થાન સ્વર્ગમાં છે.

અને એ દલીલ સાંભળી બધા આલિમો મોંમાં આંગળાં નાખતા થઈ ગયા. તેમને સચોટ દલીલ મળી ગઈ હતી. તેઓ અંદરઅંદર કહેવા લાગ્યા, 'આટલી નાની ઉંમરે આવું જ્ઞાન ધરાવનાર કિશોર આગળ જતાં પોતાનું નામ જરૂર દીપાવશે' અને ખરેખર ઈ. સ. ૭૬૭માં કુરેશ વંશમાં જન્મેલા અને કિશોરાવસ્થાથી જ મોટા મોટા આલિમોનાં દિલ જીતી લેનાર ધર્મશાસ્ત્ર-નિષ્ણાત, ઈસ્લામના ચાર મુખ્ય ઈમામોમાંના એક હજરત ઈમામ શાફિઈની જ્ઞાનપ્રતિભાની સુવાસ આજે ય ઈસ્લામી આલમમાં પ્રસરી રહી છે.

☆

## આપણાથી વેર લેવાય?

ચોમાસું હતું. ઘ[illegible] જ ચૂન[illegible] એક ગરીબ માણસ પોતે છાપરા પર ચડી ચૂનો કરતો હતો. ત્યાં તેનો પગ લપસી ગયો અને છાપરા પરથી રસ્તા પર પડ્યો. નીચે એક ફક્કડ પુરુષ જતો હતો, તેના જ ઉપર એ બિચારો ઓચિંતો પડ્યો. પેલા ફક્કડ પુરુષને સહેજ વાગ્યું [illegible] તેના કપડાં બગડી ગયાં [illegible] તે આમ કેમ સહેવાય? તેણે ન્યાયાધીશ પાસે જઈને ફરિયાદ કરી. ન્યાયાધીશે ફક્કડ પુરુષને કહ્યું 'આ ગરીબ માણસને પણ વાગ્યું છે. એને ક્ષમા કર.' ફક્કડે રોફમાં કહ્યું 'આ ન્યાયની કચેરી છે. અહીં ધર્મનો [illegible] સવાલ નથી. આનો મારે તો ન્યાય જોઈએ છે.'

ન્યાયાધીશે ગંભીર થઈ ચુકાદો લખી આપ્યો 'ગરીબ માણસ ગુનેગાર છે. તેને સજા થવી જોઈએ. માટે હું ફરમાવું છું કે ફક્કડ પોતાના ઘરના છાપરા પરથી નીચે આ ગરીબ માણસ ઉપર પડે. [illegible] કે ફક્કડનું [illegible] કોઈનાથી ગરીબ માણસને વધારે વાગી જાય તેમ થાય તો તેનો ફરી ચુકાદો આપવો પડશે. માટે ફક્કડે સાવચેતીથી પડવું.'

☆

નૂરજહાન રાણી જંગલમાં શિકાર કરવા ગઈ હતી. ત્યાં ભૂલથી નૂરજહાનની ગોળી એક ધોબીને વાગી. ધોબી પોતાની જિંદગીનો [illegible] પરલોકમાં ગયો. ધોબીની સ્ત્રી જહાંગીર પાસે ન્યાય માગવા ગઈ. આ સાંભળી જહાંગીર એક બંદૂક લઈ આવ્યા અને એણે કહ્યું 'મારી રાણીએ તને વિધવા કરી છે. તને પણ નૂરજહાનને વિધવા કરવાનો હક છે. માટે લે આ બંદૂક અને આ રહી મારી છાતી.' ધોબણનું હૈયું આ સાંભળીને પીગળી ગયું. તેણે નૂરજહાનને ક્ષમા બક્ષી. નૂરજહાને ધોબણનો યોગક્ષેમ [illegible]પૂર્વક ચલાવ્યો.

**ન પાપે પ્રતિ પાપઃ સ્યાત્**

કા. મા. કાલેલકર

☆

બીજાના મોજશોખ માટે વેઠ કરવા તૈયાર થવું તેમજ પોતાના મોજશોખ માટે બીજા પાસે વેઠ કરાવવી એ બંને સરખાં જ ગંદાં, કદરૂપાં અને અધર્મ્ય છે. — કાકા કાલેલકર

'મહાભારત'મા આ કથા છે

હૈહય ક્ષત્રિયોના વંશમા પરપુરંજય નામનો એક રાજકુમાર થઈ ગયો તે એક વાર શિકારે વનમા ગયો તેણે દૂર દૂર એક હરણને બેઠેલુ જોયુ, એટલે તેણે નિશાન તાકીને બાણ માર્યુ એ બાણ બરાબર એના શિકારને વીંધવામા સફળ થયુ

પરપુરંજય રાજકુમાર આથી ખુશ થતો દોડતો દોડતો પોતાના મૃત હરણ પાસે આવ્યો પરંતુ ત્યા જતા તે એકદમ ચમકી ગયો કારણ કે તે હરણ ન હતુ, પણ મૃગચર્મ પહેરીને તપ કરવા બેઠેલા એક મુનિકુમાર હતા!

રાજકુમાર તો બ્રહ્મહત્યાના પાપથી ખૂબ વ્યાકુળ બની ગયો તે ઝડપથી પોતાના નગરમા આવ્યો અને ખૂબ દુઃખી અંતરે તેણે બધી વાત પોતાના પિતાને કહી સંભળાવી

હૈહયનરેશ પણ આ કરુણ ઘટના વિશે સાંભળીને દુઃખ પામ્યો તે તરત જ રાજકુમારને લઈને તે જગ્યાએ પહોંચી ગયો મુનિકુમારના મૃતદેહને જોઈને રાજાની આંખમા પણ આંસુ ઊભરાઈ આવ્યા પોતાના પુત્રે ગફલતમા કેટલુ ઘોર પાપ આચરી દીધુ હતું એ બદલ તે ખૂબ વિમાસણમા પડી ગયો તે દુઃખી અવાજે બોલ્યો "કુમાર આ બ્રહ્મહત્યાનુ પાપ ટળવુ મુશ્કેલ છે તોયે આ મુનિકુમાર કોના પુત્ર કે શિષ્ય છે એની ચાલો આપણે તપાસ કરીએ'

થોડે દૂર જતા એક આશ્રમ દેખાયો એ આશ્રમ મહર્ષિ અરિષ્ટનેમાનો હતો રાજા તથા રાજકુમારે મહર્ષિને પ્રણામ કર્યા અને એક બાજુએ તે બંને ઊભા રહ્યા ઋષિએ પોતાના શિષ્યોને તેમનો સત્કાર કરવા આજ્ઞા આપી

એ સાંભળીને રાજા બોલ્યો 'મહર્ષિ અમે પાપી છીએ! અમારાથી બ્રહ્મહત્યા થઈ છે તેથી અમે આપના સત્કારને પાત્ર નથી" એમ કહીને રાજાએ બધી વાત મહર્ષિને કહી સંભળાવી

મહર્ષિ અરિષ્ટનેમા રાજાની વાત સાંભળીને બોલ્યા "હે રાજા, તમને અજાણતા કરેલા પાપનો પસ્તાવો થાય છે એ હું જોઈ શકુ છુ તમે એક કામ કરો એ મુનિકુમારના મૃતદેહને અહીં લઈ આવો."

આથી રાજા ને રાજકુમાર તે સ્થાને ઝડપથી ગયા પરંતુ ત્યા જુએ છે તો મુનિકુમારના શરીરનુ નામનિશાન ન મળે! આ બીજી આપત્તિ આવી પડેલી જોઈને એ બંને જણ ખૂબ જ દુઃખી થયા પોતે આવી બેદરકારી વાપરી અને મુનિકુમારના મૃતદેહનુ જતન કરવાની કાળજી ન લીધી એ બદલ તેઓ પસ્તાવો કરવા લાગ્યા અને પોતાની જાતને ધિક્કારવા લાગ્યા

ખૂબ દુઃખી અંતઃકરણે તેઓ મહર્ષિ અરિષ્ટનેમા પાસે આવ્યા અને રડતા રડતા બોલ્યા 'હે મહર્ષિ, ત્યા મુનિકુમારનો દેહ નથી! અમે હત્યારાઓએ તેમના શરીરની કાળજી લેવામા ભારે ગફલત કરી છે!"

બંનેને ખૂબ જ લજ્જિત પામેલા અને દુઃખી જોઈને મહર્ષિએ પોતાના પુત્રને ઝૂંપડીમાથી બહાર આવવા કહ્યુ તેને બતાવીને મહર્ષિએ પૂછ્યુ 'રાજાજી, તમે જે મુનિકુમારને માર્યો હતો, એ આ જ મુનિકુમાર છે કે કોઈ બીજો?'

રાજા અને રાજકુમાર પેલા મુનિકુમારને જોઈને ખૂબ જ નવાઈ પામ્યા તેમણે મહર્ષિને હાથ જોડીને પૂછ્યુ "ભગવન્, આ તો ભારે નવાઈની વાત કહેવાય! આ મુનિકુમાર સજીવન શી રીતે થયા? આ ઘટના આપના તપના પ્રભાવથી બની કે આ મુનિકુમારમા રહેલી દૈવી શક્તિને લીધે બની? કૃપા કરી અમને એ સમજાવો"

મહર્ષિ અરિષ્ટનેમા હસતા હસતા બોલ્યા 'રાજાજી, મૃત્યુ અમને સ્પર્શ પણ કરી શકે એમ નથી અમે સદા સત્યનુ પાલન કરીએ

છીએ. મિથ્યા વસ્તુની તરફ અમારું મન ભૂલે-ચૂકે પણ કદી જતું નથી. અમે હંમેશાં ધર્મ-અનુસાર જ આચરણ કરીએ છીએ. તેથી અમને મૃત્યુનો ભય નથી. અમે મૃત્યુંજય છીએ. અમે સજ્જનોના સદ્‌ગુણોને જ ગ્રહણ કરીએ છીએ, કોઈના અવગુણોને જોતા જ નથી. તેથી અમને મૃત્યુનો ભય નથી. અમે અતિથિનો હંમેશાં યથાશક્તિસત્કાર કરીએ છીએ અને જેના ભરણ-પોષણનો ભાર અમારા ઉપર છે તેને તૃપ્ત કરીને પછી જ અમે ભોજન કરીએ છીએ. તેથી મૃત્યુ અમારા ઉપર પોતાનું જોર અજમાવી શકતું નથી. અમે શાંત, જિતેન્દ્રિય અને ક્ષમાશીલ છીએ. તેથી અમને મૃત્યુનો ભય નથી."

મહર્ષિ અરિષ્ટનેમાની વાત સાંભળીને હૈહય નરેશ અને રાજકુમાર બંને મહર્ષિ અને મુનિકુમારને અહોભાવથી જોઈ રહ્યા. પછી બંનેને નમન કરીને તેઓ પાછા ફર્યા.

☆

વાલ્મીકિ રામાયણમાં એક બહુ સુંદર કથા આવે છે.

રામચન્દ્રજી સીતા અને લક્ષ્મણ સાથે જંગલમાં ફરતાં હતાં. રામચન્દ્ર પાસે કાયમ ધનુષ તૈયાર રહેતું. એ તરફ ધ્યાન ખેંચતાં સીતાજીએ કહ્યું: 'તમે તો મહાન છો, ધર્મનિષ્ઠ છો, છતાંયે ચેતતા રહેવું સારું, નહીં તો ધનુષ્યબાણની સોબતમાં તમારું હૃદય કંઈક કઠોર ન બની જાય!'

અને પછી સીતાજીએ પોતાના કથનના સમર્થનમાં એક વાર્તા કહી—

'એક બ્રાહ્મણ જંગલમાં તપશ્ચર્યા કરતો હતો. જ્યારે એનું તપોબળ ખૂબ જ વધી ગયું ત્યારે ઇન્દ્રાસન ડોલવા લાગ્યું અને ઇન્દ્ર ગભરાઈ ગયો. એણે બ્રાહ્મણને તપોભંગ કરી એનું બળ ઓછું કરવાની યુક્તિ વિચારી.

'ક્ષત્રિયના વેશમાં એ બ્રાહ્મણની પાસે ગયો અને એણે તપ કરતાં બ્રાહ્મણને કહ્યું કે લો આ તલવાર જરા સાચવજો—હું પાણીના ઝરણામાં પાણી પીને હમણાં પાછો આવું છું.'

ઇન્દ્ર તો ગયો તે ગયો, પાછો ફર્યો જ નહીં! બ્રાહ્મણ તલવાર સાચવતો ઇન્દ્રના આવવાની રાહ જુએ પણ તે તો આવ્યો જ નહીં. એમ તેની પાસે તલવાર રહેતાં, એની સંભાળ રાખતાં રાખતાં એનો ઉપયોગ કરતાં એ શીખી ગયો! પહેલાં જ્યારે એની પાસે સિંહ ચડી આવતો તો પણ એના તપમાં વિક્ષેપ પડતો નહીં, અને સિંહ પણ એમને કશી ઇજા કરતો નહીં. પણ જ્યાં એણે તલવારનો ઉપયોગ શરૂ કર્યો કે તે સાથે એનું હૃદય પણ કઠોર બની બની ગયું.

પરિણામે બ્રાહ્મણની તપસ્યા ક્ષીણ થઈ ગઈ અને ઇન્દ્રાસન કાયમ રહ્યું. આમ સોબતની અસર થાય જ, માટે સાવધ રહેજો!'

બળદગાડાં અને મોટરની બાબતમાં આવો અનુભવ સહેજે થાય છે. એક પેટ્રોલની સાથે રહે છે—બીજો બળદ સાથે. એક ધીરે ધીરે રસ્તાની કોર પર ચાલે છે, તો બીજો કેવળ ઝડપથી જવા માગે છે, અવકે મોટરના રસ્તામાં જે કોઈ ગરીબ આવી જાય છે તેને તતડાવીને આવે કાઢવાની જ એની વૃત્તિ હોય છે. —વિનોબા

☆

અમરૂએ એકવાર હજરત મહંમદને પૂછ્યું: 'ઇસ્લામ એટલે શું?'

'જીભને પવિત્ર રાખવી, અને મહેમાનની આગતા કરવી તે.' હજરત મહંમદે જવાબ આપ્યો.

# ગાડી મોડી થઈ

ઈન્દ્ર વિદ્યાવાચસ્પતિ

રાતની ગાડીમાં હું દિલ્હીથી લખનૌ જતો હતો. ગાડી ઊપડવાનો સમય થઈ ગયો હતો. ગાર્ડે સીટી મારી, અને લાઈન પણ મળી ગઈ, બધા મુસાફરો પોતપોતાની બેઠક પર ગોઠવાઈ ગયા. પણ ગાડી ઊપડતી જ ન હતી. પાંચ મિનિટ, દશ મિનિટ, અરે અર્ધો કલાક થયો તોયે ગાડી ઊપડવાનું કોઈ ચિહ્ન જણાતું ન હતું. ત્યારે ઉતારૂઓ પ્લેટફોર્મ પર ઊતરીને તપાસ કરવા લાગ્યા કે મામલો શું છે. હુંયે ઊતર્યો. જોયું તો પંડિત મોતીલાલ નહેરુ પોતાના અંગત મંત્રી સાથે પ્લેટફોર્મ પર આંટા મારતા હતા. એમનો સામાન પ્લેટફોર્મ પર જ રાખવામાં આવ્યો હતો. પાસે જઈને જોયું તો મોતીલાલજીની આંખો લાલલાલ થઈ ગઈ હતી, અને એ ગુસ્સામાં લાગતા હતા. હું સમજી ગયો કે શિવજીનું ત્રીજું લોચન ઊઘડયું છે. થોડો ગભરાટ પણ થયો, તો પણ સાહસ કરીને એમની પાસે ગયો અને નમસ્કાર કરી પૂછવાનું સાહસ કરી જ નાખ્યું કે 'આપ, પ્લેટફોર્મ પર કેમ ઊભા છો?'

પંડિતજીએ સંપૂર્ણ શાંતિથી જવાબ આપ્યો: 'મેં મારી અને મારા મંત્રીની ટિકિટ રિઝર્વ કરાવી હતી. પણ એ કમઅક્કલોએ ઉપરની સીટ રિઝર્વ કરી છે. મેં સાફ ના પાડી છે કે ઉપરની બેઠક મારે ન જોઈએ, અને જ્યાં સુધી મને રિઝર્વ કરાવ્યા પ્રમાણે બેઠક ન મળે ત્યાં સુધી ગાડી પણ ન ઊપડે. તમને બધાને મોડું થાય છે, તકલીફ થાય છે, એનું મને દુઃખ છે, પણ એ લોકોનું દિમાગ બરાબર કરવાની પણ જરૂર છે!' એટલું કહીને પંડિતજી હસી પડ્યા.

એવામાં સ્ટેશન માસ્તર આવી પહોંચ્યા અને હાથ જોડી કહેવા લાગ્યા: 'મહારાજ! આ સ્ટેશન પર અત્યારે બીજો કોઈ નાનો ડબ્બો નથી. મોટી મોટી બોગીઓ છે ખરી, પણ આમેય ગાડીને જોઈએ તે કરતાં વધારે ડબ્બા જોડાવા છે અને ઠીક ઠીક લાંબી થઈ છે—' સ્ટેશન માસ્તરે આટલું કહ્યું ત્યાં તો પંડિતજીએ ગરમ થઈને કહ્યું: 'તો ડબ્બો કોઈ બીજા સ્ટેશનેથી મંગાવો! મારે માટે સીટની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી ગાડી ઊપડી ન શકે!'

પેલો સ્ટેશન માસ્તર બિચારો કંપતો હતો. 'વારુ ત્યારે, પહેલાં વર્ગની એક સ્પેશિયલ બોગી તૈયાર છે તે જોડું છું!' એટલું કહીને તે ગયો.

પંડિતજી કંઈ વડા પ્રધાન કે પ્રધાન પણ ન હતા. પરંતુ વડી ધારાસભાના વિરોધપક્ષના નેતા હતા.

થોડીવારમાં ગાડીને છેડે આખી સ્પેશિયલ બોગી જોડવામાં આવી. ત્યારે પંડિતજી પોતાના મંત્રી સાથે ગાડીમાં બેઠા.

ગાડી બરાબર કલાક મોડી સ્ટેશનેથી ઊપડી.

ગાડી પર ચઢ્યા પહેલાં પંડિતજીએ ફરી એકવાર પોતાને માટે ગાડી મોડી થવા માટે મુસાફરોની ક્ષમા માગી. [ મૂળ પરથી ટૂંકાવીને ]

☆

કોઈએ હજરત મહંમદને પૂછ્યું: 'હે પેગમ્બર! ઈમાન એટલે શું?'

'જ્યારે તમને કોઈ સારું કામ કરતાં ખુશી થાય અને ખરાબ કામ કરતાં હૃદયમાં દુઃખ થાય તો તું ઈમાનદાર છે.' મહંમદે કહ્યું.

'અને ગુનો શું છે?'

'જે કામ કરતાં તારા દિલને આઘાત લાગે, એ કામ કરવું તે ગુનો છે—એવું કામ ન કરવું.' હજરત મહંમદે જવાબ આપ્યો.

# 'અપ્પ દીપો ભવ'

**—નાથાલાલ દવાણી**

કમ્બોજના સમ્રાટ તિકમિકની રાજસભામાં એક દિવસ એક બૌદ્ધ ભિક્ષુ આવ્યો અને બોલ્યો

'મહારાજ! હું ત્રિપિટકાચાર્ય છું પંદર વર્ષ પર્યન્ત અખિલ બૌદ્ધ જગતનું તીર્થાટન કરીને મેં સદ્ધર્મના ગૂઢ તત્ત્વોનું રહસ્યોદ્ઘાટન કર્યું છે આપના રાજ્યનો પદ પુરોહિત બનવાની કામનાએ હું આવ્યો છું—મારી અભિલાષા છે કે, કમ્બોજનું શાસન ભગવાનના આદેશ અનુસાર ચાલે!'

સમ્રાટ તિકમિક ભિક્ષુની અભિલાષા જાણી મહેર હસ્યા અને પછી પ્રત્યુત્તર આપ્યો

'આપની સદિચ્છા મંગલમયી છે કિન્તુ, આપને મારે એક વિજ્ઞપ્તિ છે કે, આ ધર્મગ્રંથોની એક આવૃત્તિ અધિક કરવાની કૃપા કરો!'

સમ્રાટનો પ્રત્યુત્તર શ્રવણ કરી ભિક્ષુને ભારે ક્રોધ ચડ્યો, કિન્તુ સમ્રાટ સમક્ષ એ પોતાનો ક્રોધ પ્રદર્શિત ન કરી શક્યો થોડીવારે ક્રોધ શાન્ત પડતા એને વિચાર આવ્યો —એક આવૃત્તિ વધુ કરી નાખવામાં શું વાંધો? સમ્રાટને નારાજ કરી રાજપુરોહિતનું પ્રતિષ્ઠિત પદ નાહકનું હાથથી જવા દેવું!'

—અને એક વર્ષ વહી ગયું

બીજે વર્ષે એ સમ્રાટ સમક્ષ ઉપસ્થિત થયો તો સમ્રાટે ફરી કહ્યું

'ભગવન્, એકાંત સેવન સાથે એકવાર હજી ધર્મગ્રંથોનું પારાયણ કરી લ્યો તો એ અધિકાર શ્રેયસ્કર નીવડશે!'

હવે ભિક્ષુના ક્રોધની અવધિ ન રહી સ્વમાનના દંશથી પીડિત એ દિવસ આખો ભટકતા ભટકતા સંધ્યા ટાણે એક સૂમસામ સરિતા તટે પહોંચ્યો નિષ્કામ યોગી સમા સરિતાના જળ શાન્ત સ્વસ્થ હતા ઉપર નીલ ગગનમાં નિર્મોહી તારા ચમકી રહ્યા હતા વાતાવરણમાં અંતરનું ઉર્ધ્વીકરણ કરે એવી વિમલ મંગલ શાન્તિ છાઈ હતી

નિયમાનુસાર ભિક્ષુએ સાંધ્ય પ્રાર્થના કરી કોણ જાણે કેમ, પણ આજની પ્રાર્થના દ્વારા એને કો' અપૂર્વ આનંદનો અનુભવ થયો આનંદની આ અપૂર્વ અનુભૂતિએ દિલના ડંખને ધોઈ નાખ્યો અને એના વિમલ આનંદવિભોર અંતરતારે શબ્દોના નવા નવા અર્થ ઝંકૃત થઈ ઊઠ્યા રાત આખી, આ અપૂર્વ દિવ્ય આનંદ સમાધિમાં એ લયલીન રહ્યો

એક વર્ષ પશ્ચાત્

સમ્રાટ તિકમિક પોતાની સમસ્ત પ્રજા સહિત એ સરિતા તટ પર કરબદ્ધ ઉપસ્થિત છે તન મનનું ભાન ભૂલી ભિક્ષુ તો આનંદસમાધિમાં લીન છે ધર્માચાર્ય બનવાની મહત્ત્વાકાંક્ષા ભસ્મસાત્ થઈ ચૂકી છે પાંડિત્યના અભિમાનનું સ્થાન આનંદે લઈ લીધું છે

સમ્રાટ સવિનય પ્રાર્થે છે

'ભગવન્, પધારો! ધર્માચાર્યના આસનને શોભાવવાની કૃપા કરો!'

ભિક્ષુના સૌમ્ય મુખમંડલ પર સ્મિતની રેખા રેલાઈ રહે છે

'રાજન્! સદ્ધર્મ ઉપદેશનો નહિ, આચરણનો વિષય છે ઉપદેશમાં અહંકાર છે, આચરણમાં આનંદ ભગવાનના આદેશ તો દીવા સમા સ્પષ્ટ છે—પછી આચાર્ય બનવાની આવશ્યકતા શી? ભગવાને એક વાક્યમાં જ સઘળું કહી દીધું છે—'અપ્પ દીપો ભવ'—'પોતાના મનના દીપક બનો!'*

*એક કમ્બોડિયન બૌદ્ધ કથા પર આધારિત

✿

કેટલા દારૂણ દુઃખો છે વિશ્વમાં એ વાંચવા,
વિશ્વનો પ્રત્યેક ચૂરેચો અરીસો એક છું —'નિજ'

બ્રહ્માએ પૃથ્વીલોકની રચના જ્યારે પૂરી કરી ત્યારે સ્વર્ગવાસીઓના દિલમા અહીઆ વસવાની ઇચ્છા થઇ પૃથ્વી પોતાના વિશિષ્ટ વિસ્તારને કારણે સ્વાભાવિક રીતે બીજા લોક કરતા અધિક સુદર બની ગઈ હતી જે સ્વર્ગવાસીઓ અહી આવવા તૈયાર થયા, આગળ જતા એમની એક જાતિ જ બની ગઈ અને તે મનુષ્યજાતિ કહેવાવા લાગી

પૃથ્વી પર આવવા માટે, વસવા માટે એ લોકોને પોતાના નવા રચાયેલા શરીરો પર લાખો મણનો કાયમ ભાર લેવો પડ્યો એ બોજ ઊઠાવ્યા વિના પૃથ્વી પર સ્થિર ટકી શકાય એમ હતુ જ નહી સ્વર્ગનુ આકર્ષણ ઓછુ કરવા માટે એટલા બોજની અનિવાર્ય જરૂર હતી

આગળ જતા એ બોજનુ નામ દુ ખ પડયુ પછી એ નક્કી જ થઈ ગયુ કે દુ ખ વિના કોઈ આ પૃથ્વી પર રહી શકે નહી

કેટલાક યુગો વીતી ગયા પછી દુ ખે મનુષ્યના જીવનને એકધારુ અને નિરસ કરી મૂકયુ એ દુ ખને કારણે મનુષ્ય આ લોકના સૌન્દર્યને જોવા અનુભવવાને અસમર્થ બની ગયો

મનુષ્યોએ બ્રહ્માને પ્રાર્થના કરી, અમારા માથેથી આ બોજો ઉતારી લો અથવા ઓછો કરો

પણ બ્રહ્મા ખુદ એમ કરવા માટે અસમર્થ હતા મનુષ્યોનો થોડો ભાર પણ ઓછો કરવામા આવે તો બ્રહ્માડના ગ્રહ નક્ષત્રોની સમતોલતા જોખમાય અને તો તો પછી પ્રલય જ થઈ જાય

મનુષ્યોની વ્યાકુળતા અને અશાતિ વધતી જ ગઈ એ હવે પોતે જ આ ભારને હળવો કરવાના રસ્તા શોધવા લાગ્યા

આખરે એક માણસને એનો ઉપાય સૂઝયો પોતાના એક મિત્રને એણે વાત કરીને તેમા તેની સમતિ મેળવી લીધી એ ઉપાય એ હતો કે એકના દુ ખનો ભાર બીજાએ એક દિવસને માટે ઉપાડી લેવો

પેલા બે સાથીમાથી એકે બમણો ભાર ઉપાડીને સફર કરી, જ્યારે બીજાએ જીવનમા પહેલી જ વાર દુ ખમુક્ત, ભારમુક્ત થઈ સપૂર્ણ નિર્ભરતા અને અસાધારણ આનદનો અનભવ કર્યો આખા દિવસની સફરમા એના સાથીએ બરાબર એના હાથ દૃઢતાથી પકડી રાખ્યો કેમ કે, ભાર વિનાનો માણસ એકલો પૃથ્વી પર રહે એમ હતુ જ નહી

બીજા દિવસની સફરમા બીજાએ પહેલાનો ભાર ઉપાડ્યો અને તન પણ ભારમુક્તિનુ સુખ અનુભવવાનો અવસર આપ્યો આમ દુ બની દુનિયામા આનદનામના વિશુદ્ધ સ્વર્ગીય સુખની અનુભૂતિ બનેએ મળીને પ્રાપ્ત કરી અને માણીયે ખરી

આગળ જતા એ બને માનવ બધુઓની દેખરેખ નીચે એવી વ્યવસ્થા થઈ કે બીજાનો ભાર ઉઠાવનારાઓનો એક જુદો વર્ગ જ માનવ જાતિમા બની ગયો

ધીરેધીરે એ ભારવાહક વર્ગ પોતાના રોજીદા શ્રમના અભ્યાસથી એટલો સમર્થ થઈ ગયો કે એક એક માણસ સેકડો ને હજારો માણસનો ભાર ઉપાડી શકતો—અને એ સૌને ભારમુક્તિના સુખનો અનુભવ કરાવતો

કહેવાય છે કે એ પ્રક્રિયા દ્વારા એ સમર્થ મનુષ્યોમા ભાર વિના પણ પૃથ્વી પર ટકી રહેવાની એક નવી શક્તિ પેદા થઈ, અને એમ કરતા કરતા હવે એક દિવસ એવો પણ આવશે કે માનવજાતિની પ્રત્યેક વ્યક્તિ કોઈ પણ જાતના ભાર—દુ ખ વિના આ પૃથ્વી પર રહેવાને, ટકી રહેવાને લાયક થઈ જશે

કેટલાક સમર્થ પુરાતત્ત્વવિદ ઇતિહાસકારોનુ અનુમાન છે કે એકનો ભાર—દુ ખ—બીજો ઉઠાવી શકે એ શોધ કરનારા પ્રથમ બે પુરુષોના નામ ગૌતમ બુદ્ધ અને મૈત્રેય છે ☆

નિશ્ચિત આદર્શની માફક ગાડી વીજાપુર સ્ટેશને થોભી. આધુનિક યુગના અવતાર સમો હું ચામડાની બેગ લઈ સ્ટેશન પર ઊતર્યો. ટિકિટ આપી બહાર નીકળું છું ત્યાં જ ફાટેલા તપકીરી સાલ્લામાં પોતાની જર્જરિત કાયાને જેણે સંતાડી રાખી છે એવાં નંદામાસી—સગપણની દૃષ્ટીએ સંબંધ વિનાનાં—હરખથી દોડી આવી 'ભાણાભાઈ, આવી ગયા ?' કહી મારા હાથમાંની બેગ લઈ લીધી.

ત્યારે બસની વ્યવસ્થા નહોતી એટલે પગની કસરત કરવાની હતી. મોસાળનું ગામ ત્યાંથી ત્રણેક માઈલ દૂર હશે. પાંચેક મિનિટના વિસામા પછી અમે ઊપડ્યાં. હવે અમે વિજાપુર વટાવી ગયા હતા.

મધ્યાહ્ન જેવો સૂર્ય તપતો હતો. બાવળિયાના વનમાંની અમારી વાટ જિંદગીના કડણ માર્ગોની યાદ આપતી હતી; અને એ ઊસી વાટે જેને જિંદગીની જાજમમાં સુખની સુંદરતા ગૂંથવાની તક મળી નથી એવાં નંદામાસી માથે બેગ મૂકી ઉઘાડા પગે ચાલતાં હતાં.

ન્યાતના લિસ્ટ પ્રમાણે ગણવા જઈએ તો નંદામાસીની કોમ ઠાકરડાની ગણાય. બાકી ગુલામીખત તો બ્રાહ્મણ-વાણિયાઓને ત્યાં જ લખી આપેલું. એમના પતિએ લગ્ન વખતે રૂપિયા ઉધાર લીધા હશે તે, તેના વ્યાજ માટે પરણીને આવ્યાં ત્યારથી નંદામાસી બ્રાહ્મણ-શરાફને ત્યાં નિયમિત દળવા જતાં....પાણી ભરી જતાં, આટલું હું જાણતો. બીજો અનુભવ હવે થવાનો હતો.

આખરે મૌન તોડતાં તેમણે કહ્યું. 'ભાણાભાઈ, બહુ વરેહે આયા નંઈ? પેલાં તો મને ગમ જ નો પડી કે આ ભાણાભાઈ છે કે કોણ છે? પછે બૂનના જેવું મોઢું લાગ્યું એટલે જ મેં તમારા હાથમાંથી બેગ લીધી.'

'મેં તો તમને જોયાં ત્યારથી જ ઓળખી લીધાં કે નંદામાસી આવી ગયાં છે! બા-બાપા મઝામાં છે ને?' હું મારા દાદા-દાદીને બા-બાપા કહેતો.

'અરે લખાશાની તો તમારે નામે જીભ સુકાતી નથી; અને બા યે આજ સવારથી તમને યાદ કરે છે.'

આમ વાતમાં ને વાતમાં ગામ આવી ગયું.

એક દિવસ સાંજના ફરવાના આશયથી હું બહાર નીકળ્યો. સૌમ્ય સુંદરી જેવી સાંજ હતી. ઠાકરડાવાસમાં આવ્યો ત્યારે ઝિમઝાની હવાએ મારી સાથે અડપલાં કરી લીધાં. મને પસાર થતો જોઈ નંદામાસી બોલ્યાં; 'ભાણાભાઈ ક્યોં ફરવા હેંડ્યા ?'

'નદીએ જવા વિચાર છે.'

'વેળાસર આવી પૂગજો. હમણાં હમણાં વાઘનો ભો વધારે છે.'

દાદા અને પરદાદાથી ચાલ્યા આવતા (હવે નામશેષ બનેલા) ગરાસદારોની ચાકરી કરનારામાંના એક એવા એમના પતિ મારો સાદ સાંભળી અંદરથી બોલ્યા: 'ભાણાભાઈ આવો.'

મેં અંદર પગ મૂક્યો. ભૂતકાલીન ઇજ્જતના અવશેષ સમી તલવાર અને ઢાલ માટીના ગારાથી લીંપેલી ભીંત પરની લાકડાની ખીંટી પર લટકી રહ્યાં હતાં અને એ ઓરડાનું ઠેકઠેકાણે કાણાંવાળું છાપરું ગરીબની કુળવધૂના સાલ્લા જેવું લાગતું હતું. એક ક્ષણમાં જ મેં બધે નજર ફેરવી લીધી. મહામૂલી મૂડી જેવાં બે-ચાર માટીનાં શકોરાં-હાંડલાં વસ્તુના અભાવે ખૂણામાં પડ્યાં હતાં. એટલું ખરું કે ઘરમાં કચરો કે ગંદકી જેવું ક્યાંય ન હતું. દૂરનો ખૂણામાંનો ઠંડો દેખાતો ચૂલો સાંજે પેટાવાશે કે કેમ એ મારી શંકાનો વિષય બની ગયો. આ સમય દરમ્યાન નંદામાસીના પતિએ મને બેસવા કહ્યું. પણ મારું અધીર મન કંઈ સાંભળી શક્યું નહિ.

થોડીવારે નંદામાસીને એમના પતિએ કહ્યું:

'ભાણાભાઈની કંઈ સેવા તો કર?'

એમને આપણા ઘરનું ન ખપે એટલે બીજું કહીએ પણ શું?' હસતા હસતા એમણે જવાબ આપ્યો જવાબ આપી નદામાસી બહાર ઓટલા પર ગયા મને દંપતીનું જીવન મધુર લાગ્યું

'એમા શું? પ્રેમભાવ છે એ જ બહુ છે' પણ હું મારું વાક્ય પૂરું કરું તે પહેલા મારી ત્રાંસી દૃષ્ટિએ જોઈ લીધું કે નદામામીએ લાલ આંખ કરી દારૂનો શીશો લઈ અંદર આવતા છોકરાને ચાલ્યા જવાનું કહ્યું ત્યારે પ્રોહીબીશન નહોતું પણ મારા માન ખાતર જ આમ બન્યું

હું રજા લઈ ચાલતો થયો

તે દિવસોમા દારૂ પ્રત્યે આટલી સૂગ નહોતી છતાયે જે મે જોયું એ ન જ ગમ્યું તે દિવસે ફરીને આવતા ઠીક ઠીક મોડું થયું પાછા ફરતા હું નદામામીના ખોરડા આગળથી જ નીકળ્યો ત્યારે અંદરથી નદામામીના રડવાનો અને એમના પતિના વઢવાનો અવાજ આવી રહ્યો હતો મારી તેઓના સુખી દાંપત્યજીવન વિષેની ભ્રમણા ભાંગી પડી અંદર અંધારું હતું એણે મારા મનમા પણ અંધારું કરી દીધું મારાથી મનોમન એટલું જ બોલાયું બિચારા નદામામી!

ઘેર આવ્યો ત્યારે મને બરાબર જમતો ન જોઈ દાદાએ પૂછ્યું 'કેમ તબિયત ઠીક નથી?'

'ના ના, તબિયત તો ઠીક છે પણ આ ઠાકરડા કેમ દારૂ કેમ પીતી હશે?'

દાદાએ કહ્યું, 'તું ઠાકરડાવાસમાંથી આવ્યો લાગે છે એ લોકો ચાલ્યાથી જ પીતા આવ્યા છે મહુડામાંથી જાતે જ બનાવીને પીએ'

પછી મે પૂછ્યું 'તે આ નદામાસીના વર કંઈ કામ ધંધો કરે છે ખરા?'

'કામધંધો કરતા હોય તો આવી હાલત હોય ખરી? એ જાત જ એવી! મળે ત્યારે ખાવું નઈ તો પેટે હાથ મૂકી બેસી રહેવું!'

મને આ સાંભળી ખાવાનું ભાવતું નહોતું

એ લોકો પાસે કંઈ જમીન ખરી કે?'

ના ના, કંઈ નથી ગરાસ અને સરદારની વાતો ભૂતકાળની થઈ ગઈ'

'ત્યારે પેટનો ખાડો કેવી રીતે પૂરે છે?'

'તું જોતો નથી કે તારી એ નદામામી અહી દળવા આવે, પાણી ભરી જાય ને તેના બદલામા કોક' દી વધ્યું ઘટ્યું ખાવાનું લઈ જાય, એ કામ કરી ભારે એટલે કોઈ જરૂરી કામે બોલાવી જાય સ્ટેશન સુધીનો આંટો ફેરો કરે ચોમાસામા ખેતીની મજૂરી મળે તો કરે! ગામડા ગામમા હાલ રોટલો નીકળી રે'! અને કોઈ દી ભૂખ્યા રે'વું પડે!'

'તે, એના કરતા એનો ધણી પણ કંઈ કામધંધો કરતો હોય તો?'

'પણ એ લોકો નઈ સમજે વળે તો વા'ણું નઈ તો પથ્થર ગયે વરસે કંઈ સમજાવ્યા હતો તે ખેતરમા કામ કરવા જતો'તો થોડા વરસો પહેલા લશ્કરમા જવાનું સૂર ઊપડ્યું 'તું પણ નદા ખૂબ રડી કકળી એટલે વિચાર માંડી વાળ્યો એ લોકોની વાત જ નો થાય દરબારી લોહી ખરું ને!'

છેલ્લા વાક્યમા રહેલો ભાવાર્થ હું સમજી ન શકું એટલો અબોધ ન હતો મને થયું ત્યારે એવા માનવીઓ હવે ભૂતકાળને ભૂલીને પરિશ્રમી ક્યારે થશે? શું સ્ત્રીનો જન્મ સહનશીલતામા જ સમાયો છે? આ તો નદામાસી અભણ છે એટલે, નહી તો આજની સ્ત્રી આ બધું દુઃખ સહન કરી શકે ખરી? ધણી અપંગ હોય તો તો નસીબને રડીને બેસી રહેવાય! પણ જેના બાવડામા બળ ભર્યું છે એ જ નજર આગળ બેસીને દારૂના શીશા ખાલી કરે ને અફીણનો આસ્વાદ માણે એ કેમ જોયું જાય?' મારા પ્રશ્નોનો કોઈ જવાબ નહોતો

રજાઓ પૂરી થવા આવી હતી પાછા એ જ નદામાસી—મારા પ્રશ્નના પ્રતિબિંબ જેવા—સ્ટેશન સુધી બેગ ઊંચકવા આવવાના હતા મધરાતે જ નીકળવાનું હતું

એક મધરાતે દાદા અને દાદીની ભાવભરી વિદાય લઈ મે ગામની ભાગોળ વટાવી જતા

પહેલા નદામામીએ મારા દાદાને કહ્યુ હતુ 'કશોય શો નથી ચિતા નખે કરશો ભળભો ખણુ થતા પે'લા તો પોગી જાશુ '

થોડીવાર સુધી અમે બન્ને કશુ ન બોલ્યા બસ ચાલ્યા જ કર્યું શુદ્ધ આઠમનો ચદ્ર મરકી રહ્યો હતો વનના વાયરા ચાલવામા મદદ કરી રહ્યા હતા, અને મારા મનમા પ્રશ્નો હતા મને થયુ અત્યારે જ ખુલાસો કરી લઉં હવે ક્યારે અહી અવાય તે કહી શકાય નહિ મે ચાલતા ચાલતા પૂછ્યુ 'નદામામી તમે છટાછેડા લઈ લેતા હો તો?'

'તમે શુ કીધુ?' એમને કઈ સમજણ પડી હોય એમ લાગ્યુ નહિ

મે ચોખવટ કરતા કહ્યુ 'આ તમારા પતિ કઈ કમાતા નથી તે તમે જુદા રહેતા હો તો?' મારો સવાલ સાભળી એમને ખોટુ તો લાગ્યુ પણ થોડીવારે જવાબ આપતા બોલ્યા

'ભાણાભઈ, તમે એ નઈ હમજો પરણ્યા કેડે સમજાશે કે વઉને તમારી સાથે બને કે ન બને પણ તે જુદી રહી શકે ખરી? જો તે અસ્રી (સ્રી) હશે તો જુદી નઈ રે'

'પણ ધણીએ કઈ કમાવુ તો જોઈએ ને?'

'એ તો પેલા લશ્કરમા ભરતી થવા જવાના હતા પણ મે જ એમને નો જવા દીધા'

'લશ્કરની વાત જુદી છે, પણ અહી કોકને ત્યા કામ કરતા હોય તો?'

'એમને શરમ લાગે જે હાથે તલવાર ચલાવી હોય એ બીજાની ગુલામી ન કરે એમની એક લાની વાત નથી પણ અમારે ત્યા બધા જ મરદો એવા!'

'ત્યારે ભૂખે મરવાનુ ચાલી શકે?'

'કેમ હું મહેનત મજૂરી કરુ છુ ને!'

'તમે એકલા મહેનત કરો તેથી શુ? બન્નેએ મહેનત કરવી જોઈએ વળી એ દારૂ પીએ તે તમને ગમે છે?'

'નઈ ગમે તે યે શુ કરીએ? ને અમારી કોમમા તો બધા જ પીએ નઈ પીએ ઈ નાત બા'ર જેવુ અને ટોપાવાળા સાહેબ લોકો પણ ક્યો નથી પીતા?'

'તે એમને દારૂપીવાના પૈસા કોણ આપે છે?'

'એમા બઉ પૈસાની જરૂર નો પડે અમે દારૂ જાતે જ ગાળીએ થોડાઘણા પૈસા 'એ' ગમે ત્યાથી મહેનત કરી મેળવી લે, અને કોઈ વાર હુ આપુ '

'એ તો હવે સમજ્યા, પણ તમને એ મારે એ કેમ જોયુ જાય?'

ત્યારે તો એમણે ખડખડાટ હસતા કહ્યું 'ભાણાભઈ, તમે આવું તે શુ પૂછતા હશો? ધણી ભેગીને મારે ત્યારે તો ધણી કે'વાય! નઈ તો એને ધણી કોણ કે?'

હુ આ સ્રીના તત્ત્વજ્ઞાનને પચાવતા વિચારતો હતો આ સ્રીને એના પતિથી જુદી કેવી રીતે પાડી શકાય? એની સાથે એને એનો પતિ નથી ગમતો અને ગમે પણ છે કેવું અજબ માનસ! ભારતની ધરતી પર આવી કેટલી નદામામીઓ હશે? અને એ બધીયે પોતાના આળસુ પતિના મોજશોખને પોષતી, જાતે મહેનત મજૂરી કરવા છતાયે પતિનો માર ખાતી-ભૂખી રહી પતિને જમાડતી-છતાયે પોતાના સસારમા સતોષ માનતી નદામામીઓ ક્યારે પ્રગશમા આવશે? ક્યારે તેઓના દુ ખ દર્દ દળાઈને સુખમા રૂપાતર પામશે? ક્યારે એમના પતિઓ નિજનો અને અન્યના અસ્તિત્વનો ખ્યાલ કરી પરિશ્રમનો પગનેવો પાડશે? અને પતિવ્રતાઓને પૂજશે?

સ્ટેશન આવ્યુ ગાડી આવી અને ઉપડી પણ ખરી છતાએ એ પતિવ્રતા નારીની મહાનમૂર્તિને હુ ભૂલી શક્યો નહિ

☆

એક માણસે હઝરત મહમદને પૂછ્યુ ઈસ્લામની સૌથી સારી આજ્ઞા કઈ?

ભૂખ્યાને ભોજન આપવુ અને જેને જાણતા હોઈએ અને જેને નથી જાણતા એ સૌને સલામ (સલામતી ચાહવી) કરવી હઝરત મહમદે કહ્યુ

# ગાંધીજી અને ગંગા

—ડૉ. રાજેન્દ્ર પ્રસાદ

કથા એવી છે કે ભગીરથે પોતાની શ્રદ્ધા અને તપસ્યા દ્વારા પવિત્ર ગંગાને હિમાલયના અસ્પષ્ટ, વાંકાચૂંકા અને હમેશાં હિમાચ્છાદિત રહેનારાં નૈસર્ગિક શિખરો પરથી નીચે મેદાનોમાં લાવવામાં સફળ થયા હતા. એમાં એમનો ઉદ્દેશ પોતાના અસંખ્ય પૂર્વજો-પિતૃઓ જે શ્રાપના પ્રભાવથી રાખ થઈ ગયા હતા તેમને ફરી જીવંત કરવાનો હતો.

ત્યારથી હિન્દુઓ માટે ગંગા એ સર્વશક્તિમાનના ત્રણે રૂપોનું પ્રતિનિધિત્વ સાચવે છે. પોતાના મધુર કલ્લોલરૂપી સંગીતને કારણે એ જનની સ્રષ્ટા છે– પોતાની ઉર્વરા શક્તિને કારણે એ ધનધાન્ય આપનારી છે–રક્ષણ કરનારી છે અને વિનાશ ફેલાવનારા મહાપુર વખતે રુદ્રરૂપ ધારણ કરનારી, સંહાર કરનારી પણ છે. આ ભૂમિકાના સ્વીકાર સાથે એ હિન્દુઓની અનન્ય, પવિત્ર સરિતા હોય એમાં શું આશ્ચર્ય છે! અને જો સૌ કોઈ એના ગુણો જાણી લે તો સૌને માટે ગંગાનુ એ જ મહત્ત્વ હશે.

આપણા લાંબા ઈતિહાસમાં યુગો વીતી ગયા પરંતુ આપણા જીવનમાં અને વિચારોમાં ગંગાનુ સ્થાન પ્રથમ હતું તે જ છે. એના સર્વ હિતકારી, પવિત્ર જલથી મનુષ્ય ભૌતિક લાભ, સમૃદ્ધિ, તથા આધ્યાત્મિક લાભ તથા આશ્રય, સમાન રૂપમાં પ્રાપ્ત કરવામાં પ્રયત્નશીલ રહ્યો છે. અસંખ્ય નરનારીઓ એના લગભગ બે હજાર માઈલ ફેલાયેલા કિનારા પર, એના મધુર અને સ્વાસ્થ્યકારી જલના ઘૂંટડા પીવો, અને એના સ્ફૂર્તિદાયક પ્રવાહમાં ડૂબકી મારવા માટે એકઠા થતા રહ્યા છે. એના લાંબા વિસ્તારમાં ફેલાયેલા બંને કિનારા પર કંઈક ગામડાં અને નગર, વ્યાપાર કેન્દ્રો અને સૌથી વધીને ધર્મભેદરહિત પવિત્ર જ્ઞાન અને વિદ્યાના કંઈક કેન્દ્રો રચાયાં છે, અને વિસ્તર્યાં છે. ગંગાની મુખ્ય ધારા ઉપરાંત એમાંથી નીકળનારી અનેક નાની-મોટી ધારાઓએ પણ ઓછેવત્તે અંશે એવો જ લાભ આપીને એની ખ્યાતિ વધારી છે.

વર્તમાન સમયમાં આ દેશના તથા દૂરથી આવેલા એન્જિનિયરોએ પોતાના જ્ઞાન અને કર્મના બળે એના લાભદાયી જલને નદી નહેરો મારફત દૂરદૂર સુધી–અને કંઈક અગમ્ય સ્થાનો સુધી–પણ ફેલાવી દીધાં છે–જેનાથી અસંખ્ય એકર જમીન ઉર્વરા બનીને ભૌતિક ખાદ્ય પ્રદાન કરી શકે.

કોઈ કોઈ વખતે મને એવું લાગે છે કે મહાત્મા ગાંધી મનુષ્ય યોનિમાં પવિત્ર ગંગાનું જ આધુનિક સ્વરૂપ છે. આપણા પ્રાચીન ઋષિ-મુનિઓની પેઠે કુદરતી પ્રેરણાથી મળેલો જીવનપ્રદ સંદેશો એમણે આપણને આપ્યો–જેણે રાજકીય સ્વતંત્રતા, સામાજિક ન્યાય, અને આર્થિક સમૃદ્ધિનો રાહ બતાવી ભૌતિક સમૃદ્ધિમાં સહાય કરીને, તથા નૈતિક અને આધ્યાત્મિક શિખરની એક ઝાંખી કરવા માટે અને ત્યાં સુધી પહોંચવાના લાંબા અને કઠણ માર્ગ પર, ઓછામાં ઓછું એક ડગલું ભરવા માટે પરમ સહાયક છે. જેવી રીતે ગંગા આધ્યાત્મિક સંતોષ માત્ર તેને જ આપે છે જે એ ઉદ્દેશથી એની પાસે જાય છે, અને ભૌતિક સમૃદ્ધિ માત્ર તેને જ મળે છે જેને જ્ઞાન અને કર્મથી એના જલનો ઉપયોગ કરતાં આવડે છે–અને એમાંથી પ્રત્યેકને એની યોગ્યતા અને શક્તિ પ્રમાણે જ આપે છે! એ જ રીતે મહાત્મા ગાંધીનો પ્રેમ, અહિંસા અને સત્યનો સંદેશ કેવળ એમને લાભ આપશે જે એમના સીધા અને સંકીર્ણ માર્ગ પર ચાલશે, અને પોતાના જીવનને એમણે ઘડેલા નિયમોમાં બાંધશે; અને ભૌતિક સમૃદ્ધિ પણ તેને જ મળશે જે પોતાનાં જાતિ અને કાર્યક્રમને એમનાં જાતિ અને કાર્યક્રમને અનુરૂપ

બનાવશે

જેવી રીતે ગંગાની સતત વહેતી ધારા માથી વ્યક્તિ પોતાની પાત્રતા જેટલુ જ પાણી લઈ શકે છે એ જ રીતે ગાધીજીના શિક્ષણનો કોઈ ઘણો લાભ લે છે, કોઈ થોડો લે છે, તો કોઈ બિલકુલ લાભ લેતા નથી

જેમ દેશ-વિદેશના એન્જિનિયરોએ ગગાના પવિત્ર અને ઉપજાઉ જળના લાભોને અગણિત ગણા વધારવામા મદદ કરી છે, એવી જ રીતે ભવિષ્યમા આ દેશમા દૂરદૂરના દેશોમા પણ એવા શિષ્યો થશે—અને કદાચ અત્યારે છે પણ ખરા જે એ મહાન આચાર્યના જીવનપ્રદ શિક્ષણને આત્મસાત કરીને, પછી એને એક નિશ્ચિત રૂપ આપીને વિશ્વના ખૂણેખૂણા સુધી ફેલાવી દેશે

મહાત્મા ગાધીના સદેશરૂપી ગગાની વિશ્વને અત્યત જરૂર છે, અને નાના મોટા દરેકનુ એ કર્તવ્ય છે કે પોતાના સામર્થ્ય અનુસાર એના પ્રચારમા સહાયરૂપ બને.

ઇન્દ્રભૂતિ ગૌતમ ભગવાન મહાવીરના મુખ્ય ગણધર હતા એકવાર એમણે મહાવીરને પૂછ્યુ. 'ભગવાન, એક વ્યક્તિ રાતદિવસ આપની સેવા કરે છે, ભક્તિ, પૂજા કરે છે એટલે એને બીજા કોઈ દિન-દુખીની સેવા કરવાનો સમય રહેતો નથી એક બીજી વ્યક્તિ એવી છે જે દિન-દુખીઓની સેવા કરે છે, મદદ કરે છે એટલે એને આપની સેવા કરવાનો અવકાશ નથી મળતો તો પ્રભુ, એ બેમાથી તમે કોને ધન્યવાદને પાત્ર ગણો? અને બેમાથી શ્રેષ્ઠ કોને માનો?'

'ગૌતમ! જે દિન-દુખીઓની સેવા કરે છે એ જ મારા ધન્યવાદને પાત્ર છે, બેમા એ જ વ્યક્તિ શ્રેષ્ઠ છે' મહાવીરે કહ્યુ

ગૌતમ વિચારમા પડી ગયો, આ વળી કેવુ! ભગવાનની સેવાની સામે, પાપોની બદીમા ફસેલા પાપીઓની સેવાનુ તે વળી શુ મહત્ત્વ? ધન્યવાદ તો ભગવાનના સેવકને મળવા જોઈએ ગૌતમે સહજ જિજ્ઞાસાથી પૂછ્યુ 'પ્રભુ! એ શી રીતે? મારી સમજમા નથી આવતુ દુખીઓની સેવા કરતા તમારા જેવા પવિત્ર આત્માઓની સેવાનુ મહત્ત્વ વધારે હોવુ જોઈએ ક્યા પવિત્રાત્મા ને ક્યા પાપાત્મા!'

'મારી સેવા કરવી એટલે મારી આજ્ઞાનુ પાલન કરવુ, એ સિવાય મારી વ્યક્તિગત સેવાની તો કશી જરૂર જ નથી અને મારી સૌથી અગત્યની આજ્ઞા તો દુખીજનો છે એની સેવા કરવી એ જ છે જે એમની સેવા કરે છે એ જ મારી આજ્ઞાનુ પાલન કરે છે, એવો સેવા કરનારો ખરેખર ધન્ય છે, શ્રેષ્ઠ છે—મારી અગત સેવા કરનારો નહીં. મારો સેવક તો સિદ્ધાત કરતા વ્યક્તિગત મોહમા વધારે ફસાયેલો છે' મહાવીરે વિસ્તારથી જવાબ આપતા સ્પષ્ટતા કરી

*

દંડે પકડેલો માણસ કરવુ જોઈએ તેથી ઘણુ ઓછુ કામ કરે છે કેમકે એમા એનુ હૃદય હોતુ નથી

સાધારણ મજૂર મજૂરીના પૈસા જેટલુ જ કામ કરે છે એને ફક્ત પ્રમાણિકતા સાચવવાની હોય છે

પણ કસબી માણસ કામના પ્રેમથી કામ કરતો હોવાથી એને મળતી મજૂરી કરતા વધારે જ કામ કરે છે

કારીગર કૃપણ નથી હોતો —કાકા કાલેલકર

કંકુવર્ણો અનેક નાજુક ફૂલોથી શોભતી એ વેલ સંધ્યાટાણે તો ફૂલ વિહોણી બની ગઈ! એક પછી એક એમ એનાં સઘળાં ફૂલો ખરી પડ્યાં.

ને એણે રુદન આદર્યું.

એ જોઈ ફૂલોએ એને આશ્વાસન આપ્યુ, 'માડી! તારું નામ ઉજળી, અમારી રહીસહી ફોરમને પરમાર્થે ખરચીને અમે ખરી પડ્યાં છીએ. તુ શા માટે રડે છે? તને તો આનંદ થવો જોઇએ.'

નિસાસો નાખતા વેલે કહ્યુ, 'વહાલા! તમે ગયાં એ માટે નહિ, પરંતુ બીજી એક વાતનું મને ઓછુ આવે છ, તેથી હુ રડું છું: અરેરે! રાતે ખીલે તેવા પુષ્પો વિધાતાએ મને આપ્યા હોત તો તે બધાને રાતને ચરણે ધરી, હુ રાતને પણ સુગંધથી સભર ન કરત?'

☆

પાનખર ઋતુએ જેનુ પ્રત્યેક પાન ખેરવી લીધુ છે એવા ઠૂંઠાને કોઇએ કહ્યુ: કઇ આશાને આધારે તું જીવન ટકાવી રહ્યુ છે?

કંઈ પણ બોલ્યા વગર ઠૂંઠાએ એક ડાળ તરફ આંગળી ચીંધી જોનારે જોયુ તો—

કંકુવર્ણાં બે નાના શા પાન પવનની આછી ઝપટે હિલોળા લેતા મરક મરક હસી રહ્યા હતાં!

☆

સમાઈ જવા ધસતી સરિતાને પાછી વાળવા મથતા સાગરને કોઇએ પૂછ્યુ, 'એને સમાવ્યા સિવાય તારો છૂટકો નથી. તો પછી એને અટકાવે છે શું કામ? આવવા જ દે ન!'

ધીમા ઘૂઘવાટા કરતા સાગરે એના કાનમા કહ્યું, 'કોઇને કહેશો નહિ. મારામાં એકરૂપ થવાની એની તાલાવેલીની હુ પરીક્ષા લઉં છું!'

☆

દૂર આકાશમાં એક તારો ટમટમતો હતો! કોઇએ તેને બોલાવ્યો: તારલા! ઘડીઘડીના અનેક એવા તારા ચમકારા જોઇને મને હસવું આવે છે!

મધુર હાસ્ય વેરતાં તારાએ જવાબ આપ્યો: કેમ ન આવે? તમારા જીવનના ચમકારા જોઇને મનેય હસવું આવે .. છે ને!

☆

બ્રહ્માએ કહ્યું: અંધકાર અને પ્રકાશ મારે વહેંચવાનાં છે. જે જોઇએ તે માગી લો.

'પરંતુ દેવ!' એ બનેએ હાથ જોડતાં કહ્યુ, 'એમનું આયુષ્ય કેટકેટલું?'

'અંધકારનું થોડુંક વધારે, પ્રકાશનુ પલભર.'

'તો દેવ!' વાદળે કહ્યું, 'મને અંધકાર આપો.'

'ને દેવ!' વીજે કહ્યું, 'મને પ્રકાશ આપો.'

☆

ઉછળી ઉછળીને શિલા પર અથડાતા એ નાનકડા ઝરણની શિલાએ ઠેકડી ઉડાડી, 'અરે! બસ કર. બસ કર. તું મને હઠાવી નહિ શકે. જવું હોય તો ફંટાઈને ચાલ્યુ જા.'

'ના, ફંટાઇ ને–તારાથી હાર પામીને તો કદી નહિ,' ઝરણે કહ્યુ, 'જીવનધ્યેયને ખાતર, માર્ગમા આવતી ગમે તેવી મુશ્કેલીને દૂર હટાવીને આગળ જવું, એ મારું કર્તવ્ય છે. એક દિવસ હું તને તોડીશ-ફોડીશ–ને આગળ જઈશ.'

શિલા ખડખડ હસી પડી!

'ઓ મૂર્ખ! એમ કરતા તો વર્ષો વીતશે ને હુ ય કંઇ કાચીપોચી નથી. મારી ય છાતી વજ્જરની છે. પરિણામે તો તારો ..'

પરંતુ ઝરણને એ સાભળવાની ફુરસદ ન હતી. પોતાના કામમાં જ તે મશગુલ હતુ.

...આખરે વર્ષો બાદ ઝરણનો પરિશ્રમ ફળ્યો-શિલાનું ગુમાન ઊતર્યું–મૂળમાંથી ઘસાઈને રજરજ થતી તે ક્યાંય ધોવાઈ ગઈ ને વિજયના આનંદમાં મસ્ત બનેલું ઝરણ ખળખળ આગળ વધી રહ્યું!

# ચાચાજીની વાતો

—વિમળા પટેલ

ખુલ્લા આકાશની નીચે અમારા ઓટલા ઉપર અમે સૌ બેઠાં હતા સાંજનો વખત હતો એમ નહિ પણ રાતનો વખત હતો સૌ વાળુ કરીને નિરાતે બેઠા હતા સૌને ટાઢા પેટ હતા, એટલે નિરાત હતી કુટુંબનો યુગદર્શી જૂનો પુરાણો વડલો જેમ અનેક વડવાઈઓને ઘેરીને બેઠો હોય, એમ ચાચાજીએ બેઠક જમાવી હતી જેઈ કોઈને બીજા એક બાપના ય બાપની સાખ પૂરાવતા હોય એવા શ્વેતકેશી દાદાજી! સૌ અલકમલકની વાતો કરે એમા એ ટાપસી પૂરે વાતોમા પૂરો રગ જામે. સૌ અલકમલકના પ્રશ્ન પૂછે ધીર ગભીર અવાજે ચાચાજી જવાબ આપે ખૂબ મજા આવે. એમ કરતા કરતા એક બહેને ધીરે થી પ્રશ્ન મૂક્યો 'ચાચાજી, બધા દેવ-દર્શને જાય છે. મદિરોમા જઈ મૂર્તિની પૂજા કરે છે એ શું ખરેખર જરૂરનુ છે, ખરૂ?'

ચાચાજી 'હા જરૂરનુ છે, એટલા માટે કે મનની એકાગ્રતા કેળવવા માટે મન તો મર્કટ જેવુ છે એ આડુઅવળુ ભટકતુ હોય છે એ ખૂબ ચચળ છે ઘડીઘડીમા અનેક રગી પાસામા તે ઘુમી વળે છે એમાથી એને વાળી લેવાના આ એક પ્રયત્નરૂપી સોપાન છે'

બહેન 'પણ એમા શ્રદ્ધા બેસતી ના હોય તો?'

ચાચાજી 'નાનુ બાળક જ્યારે પગલા માડતુ થાય છે, ત્યારે એની મા એને ચાલણ ગાડી આપે છે આગળીનો ટેકો આપે છે 'પાપા પગલી-ધૂળમા ઢગલી.' કહીને એના મોટા ભાઈ ચલાવતા શીખવે છે. પછી તે બાળક પૂરેપૂરુ ચાલતુ થાય છે, ત્યારે એને આવા આધારની જરૂર રહેતી નથી ખરૂ ને? એવુ જ બીજુ, શાળાની અદર બાળક ભણવા જાય છે ને ભણવાની શરૂઆત કરે છે તે વખતે શિક્ષક કે શિક્ષિકા એને પાટીમા ઉપર કે પાટીમા લીટી દોરી અક્ષર કઢાવે છે વિદ્યાર્થી બાળક જ્યારે બરાબર લખવામા ટેવાઈ જાય છે, ત્યારે એને લીટીની જરૂર રહેતી નથી એ એની આપમેળે જ સીધી ને સારી લીટીમા સુંદર અક્ષર લખી શકે છે મૂર્તિ એ જ જાતનું કામ કરે છે આ જ જાતનો એ આધાર છે ટેકો છે એનાથી મનની એકાગ્રતા વધે છે મનની ચચળતા ઓછી થાય શરૂઆતમા વખતે શ્રદ્ધા ના બેસે પણ આસ્તે આસ્તે સતત અભ્યાસ ચાલુ રાખવાથી શ્રદ્ધા બેસતી જાય છે હા, મૂર્તિપૂજા સાચાભક્તની જેમ થવી જોઈએ સાચી ભક્તિથી થવી જોઈએ જડતાથી નહિ એટલા માટે વચ્ચે વચ્ચે પૂજા બધ કરીને ખાત્રી કરી લેવી કે મનને એથી ફાયદો કેટલો થયો! એકાગ્રતા કેળવવામા કેટલી મદદ થઈ!

બહેન 'પણ ચાચાજી! એમ કરવાથી પ્રકાશ-દિવ્ય પ્રકાશ પામીએ ખરા? અથવા તો, જેને ઈશ્વરના દર્શન કહીએ તે મળે ખરા? ને તે ય સૌને એક સરખા થાય કે દરેકને પોતાની દૃષ્ટિ પ્રમાણે થાય?' (સહસા મને જિજ્ઞાસા થઈ ને મે જ પ્રશ્ન કર્યો)

ચાચાજી 'આપણે આપણા જૂના સસ્કારો પ્રમાણે તે પામીએ આપણે આપણા કૃષ્ણની છબિને જોવા પામીએ એટલે કે દર્શન પામીએ ક્રીશ્ચીયનો ક્રોસ (ક્રાઈસ્ટ) ને પામે બૌદ્ધિસ્ટો 'કમળ'ને પામે આમ દરેક પોતાનામા પડેલા ઊડા ઊડા સસ્કારો પ્રમાણે પ્રતીકના દર્શન પામે છે ને તે વખતે હૃદયના દ્વાર જાણે ખૂલી જતા હોય છે ને સ્વજન પરજનના ભેદ ઓગળી રહેતા ના હોય એવી એક ક્ષણ આવી મળે છે તેને આપણે એક ઉચ્ચ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કર્યાનો આનદ અનુભવ કહી શકીએ. આ અલૌકિક ઘડી શરૂઆતમા બધા ઝટ પામતા નથી અને કદિ પામે છે તો તેને પારખતા નથી પણ મનની ગતિ જેમ જેમ એકાગ્રતાને પામતી જાય છે, તેમ તેમ આપણી અવસ્થા

બદલાતો જાય છે.

'હું એક વખત જમનાજીને કાંઠે ઘૂમતો હતો. ત્યારે સંધ્યાકાળ થઈ રહ્યો હતો. ઘૂમતાં ઘૂમતાં મારી નજર સામે એક અજબ દૃશ્ય આવીને ખડું થયું. હું જોઈ રહ્યો. શરૂમાં એક પ્રકાશ થયો. એ પ્રકાશનો મોટો ઝબકારો હતો. એ ઝબકારામાં મને શ્રી કૃષ્ણનું સ્વરૂપ દેખાયું. એ સ્વરૂપ મેં નિહાળ્યું ને થોડીક ક્ષણોમાં તો તે અલોપ થઈ ગયું. ત્યારબાદ દૂર દૂર મેં વાંસળીનો નાદ સાંભળ્યો. મારા કાન એ મધુરા સંગીતથી ભરાઈ ગયા. મારું હૃદય ડોલવા લાગ્યું. હું મારું ભાન ભૂલી ગયો. આ સ્થિતિ પણ થોડીકવાર માટે જ પ્રાપ્ત થઈ ને દૂર ચાલી ગઈ. મેં ચારેકોર જોયું. કોઈ માનવી દેખાયો નહિ. બધે જ શૂન્યશાન્તિ હતી. કોઈ જ હતું નહિ. હતાં માત્ર જમનાનાં વહેતાં નીર અને દૂર કાંઠે ઊભેલાં દેવનાં મંદિરો. આ પ્રસંગને હું મારા સંસ્કારોમાં પડેલી કલ્પના કહું કે પછી કોઈ સત્યઘટના કહું, એનું કોઈ ચોક્કસ નિદાન મારા પાસે નથી, પણ મનની દિશા તે તરફ વળતી જાય છે અને તેમ તેમ કરતાં જીવનમાં શ્રદ્ધા જાગતી જાય છે. પણ આ બધું આપણામાં ઊંડે ઊંડે પડેલા સંસ્કારોની પ્રબળતા ઉપર આધાર રાખે છે. આ દરેક પ્રસંગમાં એકાગ્રતાની વિશેષ જરૂર રહે છે. ને તેની તો ડગલે ને પગલે જરૂર પડવાની. એટલા માટે મૂર્તિપૂજા શરૂઆતમાં જરૂરી ગણાય. પણ જેને ચાલી શકતું હોય તેવાંને ય મૂર્તિપૂજાની જરૂર છે એમ હું કહેતો નથી. હરદમ યાદ રાખવું કે પોતાની વાણીથી કે વર્તનથી કોઈનું દિલ દુભાવ્યું નથી ને! એનો હિસાબ રોજ રાતના સૂતા પહેલાં લઈ લેવો. કદિ દુભાવ્યું હોય, એમ જણાય, તો પહેલું કામ હું એ કરું કે એ વ્યક્તિને માફી માગતો પત્ર લખીને પહોંચાડી આપું. સૌથી પહેલાં લક્ષમાં લઉં. પછી ભલે ને તે એક જ શહેરમાં રહેતો હોય. બાદ ભગવાનને પ્રાર્થના કરું કે હે ભગવાન્, મારાથી અજાણપણે આ જાતનો દોષ થઈ ગયો છે. તે તું માફ કરજે અને ફરી બીજીવાર ન થાય, એ જાતની મારામાં હોંશિયારી આપજે. હંમેશાં આટલો નિયમ તો અચૂક પાળવો.

'ઠીક. ચાલો ...'

રાતના દશ વાગી ગયા હતા. ચાચાજી થાક્યા હશે. આરામ લેવા દો. માનીને સૌ ઊઠ્યા. ચાચાજી પણ પોતાની પથારી ભણી ગયા. અમે નમસ્કાર કર્યા ને કદિ નહિ જાણેલી, કદિ નહિ સાંભળેલી એવી જીવનને ઘડતી વાતોને મનમાં છુપાવી પથારીમાં પડ્યા

✽

મિલિન્દ રાજાએ નાગસેનને પૂછ્યું. 'ભન્તે! માણસ જે સારા-ખરાબ કર્મો કરે છે એ ક્યાં રહે છે?'

'એ તો, માણસના પડછાયા પેઠે સદાય તેની સાથે જ હોય છે.'

'મહારાજ, એ કર્મો જોઈ શકાય ખરાં?'

'એ, એમ નજરે ન જોઈ શકાય.'

'ત્યારે ઉપમા આપી સમજાવો.'

'શું કોઈ વૃક્ષ, તેને આવનારા ફળો બતાવી શકે ખરું કે અહીં ફળ છે અને અહીં નથી?'

'ભન્તે, ન બતાવી શકે.'

'કર્મોનું પણ એવું જ છે. એ બતાવી ન શકાય કે અહીં છે ને અહીં નથી.'

'ભન્તે, તમે સાચું કહો છો' મિલિન્દ રાજાએ કહ્યું.

# નવ-રત્નનો હાર

કાકા કાલેલકર

એક પરમ ભાગવત હતા અધ્યાપનમા રચ્યાપચ્યા રહેતા એમના શિષ્યો યાત્રાએ ઊપડ્યા ગુરુ-મહારાજે આશીર્વાદ આપતા કહ્યુ ‘ફલાણે ઠેકાણે મારો એક સહાધ્યાયી રહે છે નાનપણમા અમે ખૂબ આનદ કર્યો હતો એમના ગામમા જાઓ ત્યારે એમને જરૂર મળજો મારુ ક્ષેમકુશળ કહેજો, અને એમને કાઈ જોઈતુ-કારવતું હોય તો પૂછી આવજો ’

શિષ્યો ઊપડ્યા એમને થયુ, ભલભલા વિદ્વાનો ભેટ લઈને અમારા ગુરુ મહારાજ પાસે આવે છે આ કોઈ એમનો મહાપાકી હશે જેને માટે અમારા ગુરુ મહારાજ જોઈતુ કારવતુ મોકલવા તૈયાર થયા છો! હશે, આપણુ કામ સદેશો પહોચાડવાનુ છે

મહાધ્યાયીના ગામે શિષ્યો પહોચ્યા સાષ્ટાગ પ્રણિપાત કરી એક બાજુએ બેઠા ‘પરમ ભાગવત તરફથી અમે આવીએ છીએ ’ એમ કહેતાની સાથે સાધુ મહારાજ ઊઠયા અને કહેવા લાગ્યા ‘અહોહો, મારા બાલમિત્ર પાસેથી આવો છો! તમને જોઈ મારા વયસ્યને જ મળ્યાનો આનદ થાય છે બેસો, બેસો, તમારી શી સેવા કરુ ?’

‘અમારા ગુરુ મહારાજ પ્રસન્ન છે તેમણે આપનુ ક્ષેમકુશળ પૂછ્યુ છે અને કાઈ જોઈતુ કારવતુ હોય તો તે પણ પૂછી આવવાનુ અમને કહ્યુ છે ’

સાધુજીએ એક ક્ષણ વિચાર કર્યો, પછી કહે ‘મારો મિત્ર આટલા હેતથી પૂછે છે ત્યારે માગતા સકોચ શો ? અને એ છે પણ સમર્થ એને લાયક જ કઈક માગવુ જોઈએ ’ પછી એ શિષ્યો તરફ વળીને કહે છે, ‘દીકરાઓ, તમારા ગુરુ મહારાજને કહેજો કે મે એક નવ રત્નનો હાર માગ્યો છે ’

શિષ્યો તો સડક થઈ ગયા પણ પોતાનુ આશ્ચર્ય મોઢા ઉપર ન બતાવતા, ‘જેવી તમારી આજ્ઞા ’ કહીને એમણે વિદાય લીધી

શિષ્યો એટલે શ્રદ્ધા અને અશ્રદ્ધાનુ મિશ્રણ ભક્તિ અને ટીકા બન્ને દિશામા એમની ગતિ હોય છે એટલે અદર અદર શી શી વાતો કરી હશે એનુ વર્ણન ન કરવુ એ જ સારુ

શિષ્યો ગુરુને ઘેર પાછા આવ્યા

‘મારો મિત્ર મળ્યો હતો ? એનુ કેમ ચાલે છે? એણે કઈ સદેશો કહ્યો છે?’ ગુરુ મહારાજે પૂછ્યુ

શિષ્યોએ કાવકુ મોઢુ રાખીને ગુરુ મહારાજને એમના ગુરુભાઈનો સદેશો પહોચાડ્યો

‘અવશ્ય.’ કહીને ગુરુ મહારાજ અદર ગયા

નિત્યક્રમ તો ચાલુ જ હતો પણ ગુરુ મહારાજ તે દિવસથી એકાતમા વધારે વખત ગાળવા લાગ્યા ચાતુર્માસ પૂરા થયા ગુરુ મહારાજે એક પોટલુ શિષ્યોને સોપતા કહ્યુ ‘તમે ફરી મારા ગુરુભાઈ પાસે જાઓ એને આ પોટલુ આપીને કહો કે, ‘તમે માગેલો નવ રત્નનો હાર આમા છે, સાચવીને વાપરજો ’

‘જેવી આજ્ઞા ’ કહીને શિષ્યો ઊપડ્યા મજલ દર મજલ પથ કાપતા પૂર્વ પરિચિત ઠેકાણે આવી પહોચ્યા આ વખતે એમનુ વિશેષ સ્વાગત થયુ ભોજન પછી રગમડપમા બધા ભેગા થયા સાધુ મહારાજે ગામના બધા ઓળખીતાઓને ભેગા કર્યા હતા બધાને કહે ‘આજે મારે માટે નવ રત્નનો હાર આવ્યો છે, તે જોવા આવજો ’

વિધિસર એ પોટલાની પૂજા થઈ અને સાધુ મહારાજે એ પોટલુ ખોલ્યુ અદર સુદર અક્ષરે લખેલી એક સસ્કૃત પોથી હતી એમા નવ પ્રકરણ હતા નવવિધા ભક્તિમાથી એક એક પ્રકાર લઈ, એ જાતની ભક્તિનુ જેમા વર્ણન છે એવા શ્રીમદ્ભાગવતના શ્લોકો એમા એકઠા કરેલા હતા સાધુ એ શ્લોકો વાચતા જાય અને એમના શરીર પર અષ્ટ સાત્વિક ભાવ પ્રગટ થતા જાય ઘડીકમા હસે, ઘડીકમા રડે

ઘડીકમાં તાળીઓ પાડે. ભેગા થયેલા લોકો એક કલાક સુધી ચિત્રની પેઠે સ્તબ્ધ થઈને જોતા હતા. પારાયણ પૂરું થયું એટલે સાધુએ એ ગ્રંથ માથે ચડાવી નાચવા માંડ્યું. કહે કે, 'આજે હું કૃતાર્થ થયો. જે નવરત્નના હારની ઝંખના આટલાં વરસ સેવતો હતો તે મને મળી ગયો.'

પ્રસાદ આપીને આવેલા લોકોને વિદાય કર્યા. પછી કહે, 'હવે આ હાર કંઠસ્થ કરીશ તો જ સંગ્રહ સચવાશે.'

ઉપરના લેખમાં પરમ ભાગવતકાર તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે મિથિલાના વતની કાશીમાં જઈને રહેલા શ્રી વિષ્ણુપુરી છે. તેમણે ભાગવતમાંથી નવવિધાભક્તિને લગતા શ્લોકો વીણી કાઢ્યા, અને તેને 'ભક્તિ-રત્નાવલિ' નામ આપ્યું. એ નવ ભક્તિ રત્નાવલિ પર તેમણે 'કાંતિમાલા' નામની ટીકા પણ લખી છે. આ ટીકા સાથે મૂળ શ્લોકો અલ્હાબાદની પાણિની ઑફિસ તરફથી 'ભક્તિ રત્નાવલિ એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

એમના મિત્ર તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે બંગાળના પરમ વૈષ્ણવ ચૈતન્ય દેવ છે. બંનેનો કાશીના મેળાપ થયેલો.]

['[illegible]'માંથી]

---

ઈશ્વર પર જે લોકો ઈતબાર રાખે છે તેમના દિલમાંથી તે ભયને દૂર કરે છે.

જે લોકો જાતે મહેનત કરે છે તેમને જ ઈશ્વર સહાય કરે છે.

શરમને મારે અજ્ઞાન જરાયે ન ટાંકવું

વૈરાગ્ય વિનાનો ત્યાગ એ ત્યાગ નથી.

ગાંધીજી

## 'એ કંઈ અકસ્માત નથી'

જયંતિલાલ માલધારી

'તું વાઘરણ છો!'

'તું છો, તું! એને, તારા હાલ!'

ઘણીવાર આવી જાતની ઊંચે સાદે થતી વઢવાડ આપણે સાંભળીએ છીએ.

સમાજમાં ઢેઢ ભંગી ભલે અસ્પૃશ્ય ગણાતા હોય, પણ એ અસ્પૃશ્યો પણ પોતાને વાઘરી કરતાં ઊંચા ને સારા ગણે છે!

વરસેક પહેલાં રાતના સાડાબારે ગામડામાંના મારા ઘરનું કોઇએ બારણું ખખડાવ્યું. ઊઠીને મેં બારણું ઉઘાડયું તો ત્રણ ચાર ભાઈઓને જોયા.

'કોનું કામ છે?' મેં પૂછયું.

'તમારું!' આવેલા ભાઈઓએ કહ્યું.

'અત્યારે શું કામ છે?'

'અમને અંદર તો આવવા દો, પછી કહીએ.'

અને મેં સૌને અંદર લીધા. ફળીમા બેઠા. એમણે પોતાની વાત શરૂ કરી: 'અમે વાઘરી છીએ. ને અમારું સંગઠન કરવું છે.'

'પણ એમાં મને રાત્રે બાર વાગ્યે ઊઠાડવાની શી જરૂર પડી?'

'અમને બે ચાર ભાઈઓએ કહ્યું કે જયંતિલાલને મળો, એટલે આવ્યા.'

'અરે ભલા આદમી! આમાં તો કેનારા ઉતાવળા ને સાંભળનારા અથરા—એવું થયું!'

'જે થયુ તે. તમારે અમારું કામ કરવું જ પડશે.'

ધીમેધીમે વાઘરીઓનું સંગઠન થયું, અને એમનું એક સંમેલન પણ મળ્યું. બધા બહુ જ રાજી થયા.

ઘણા ભાઈઓએ ભાષણો કર્યાં.

પછાતખાતું સંભાળતા પ્રધાનશ્રીએ વાઘરીઓના ધંધા માટે અનેક યોજનાઓ બતાવી અને કહ્યું: 'જો કોઈ મરઘાં પાળવા, ઊછેરવાનો ધંધો કરવા ઇચ્છતો હશે તો એનેય સરકાર મદદ કરશે. એ ધંધોય સારો ચાલશે.'

સંમેલન પૂરું થયું. સૌ વીખેરાયા. હવે શું કરવું એનો વિચાર કરવા અમે આઠ દસ ભાઈઓ બેઠા.

સૌ મૂગા થઈ ગયા.

'કેમ કોઈ બોલતું નથી?'

'ભાઈ, એક મૂંઝવણ છે.'

'શેની?'

'તમે રતુભાઈને સમજાવો તો સારું.'

'પણ શું સમજાવું?'

'ભાઈ સા'બ, પાપના ધંધામાંથી માંડ છૂટ્યા છીએ, ત્યાં વળી પાછા ઈંડાંના ધંધામાં શા માટે ધકેલો છો?'

'કોણ ધકેલે છે?'

'સા'બ કે'તા'તા ને?'

'અરે ભલા માણસ! સા'બ સરકાર ચલાવે છે, સરકારને મન બધા ધંધા સરખા. પણ તમે જે વાત કરી એથી રતુભાઈ તો બહુ રાજી થશે.'

બધા ખુશ થયા ને પછી તો ઘણી વાતો થઈ.

રાત્રે સૂતા પહેલાં વાંચવાની મને ટેવ છે. વિનોબાજીનો એક લેખ જોતો હતો. વિનોબાજીએ લખ્યું હતું—'મહાત્મા ગાંધીજી સૌરાષ્ટ્રમાં જન્મ્યા એ કંઈ અકસ્માત નથી. જ્યાં અહિંસાની સાધના ને આરાધના થઈ હોય ત્યાં જ ગાંધી જન્મે.'

મને પેલા વાઘરી ભાઈઓ યાદ આવ્યા. કે'તા'તા—

'ભાઈ, માંડ પાપમાંથી છૂટ્યા છીએ, શા માટે પાછા ધકેલો છો?'

*

નૈરાશ્યનાં ઘૂઘવતા કરાલ
સમુદ્રનાં ક્ષાર જલે ય, આશા
તણાં ઝગે મૌક્તિક ઉજ્જવલાં શાં!

શાન્તમ્

**અનુભૂતિ:** લે. મનસુખલાલ ઝવેરી, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ; મૂ. ત્રણ રૂપિયા.

ગાંધીયુગના અગ્રણી કવિઓમાંના એક શ્રી મનસુખલાલ ઝવેરીનો આ ચોથો કાવ્યસંગ્રહ એમનું સ્થાન જાળવી રાખે છે. છેલ્લા બેએક વર્ષમાં પ્રગટ થયેલા સંખ્યાબંધ કાવ્યસંગ્રહોમાં પણ તે મોખરે રહે છે.

છંદોબદ્ધ અર્થઘન કાવ્યોનું પ્રમાણ જો કે સરખામણીમાં ઓછું છતાં ઠીકઠીક છે. પણ તે કાવ્યોય અર્થ વાણીભારથી રુક્ષ નહીં પણ પ્રવાહી, અસ્ખલિત વાનીને કારણે પ્રાસાદિક ને સરળ બન્યાં છે.

ગેયકાવ્યોનું પ્રમાણ સારું છે અને તેમાંય, 'આંખો અટવાણી જ્યારે–' 'વાનડી,' 'તારી કને,' 'ફોડો,' 'માનવીના રે જીવન,' 'શિખરું ફીચાં,' 'ચાંદ ચઢ્યો,' 'જરી કહેશો' ઉલ્લેખનીય છે.

નારી-હૃદયના ઓરતાના પડઘા પાડતા કેટલાક પદો-રાસો બહેનોને કંઠે રમે તેવાં છે

ગઝલ શૈલીનાં કાવ્યોમાં હજી પૂરોગામી ગઝલકારોને પગલે જ એમણે કદમ મૂક્યા છે છતાં એમનું આગવુ વ્યક્તિત્વ તરી આવે છે.

કેટલાંક મુક્તકો પણ સુંદર છે.

ગાંધીજીની આહુતિએ ક્યા કવિહૃદયને નથી પાગ લાવ્યું? આપણા અગ્રણી વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદે જૂનાગઢ સાહિત્ય પરિષદ વખતે મહાકાવ્ય વિશે ચર્ચા કરતાં કહ્યું હતું કે, 'ગાંધીજીનું મૃત્યુ તો સાત સાગરને ડોલાવે એવું છે.'

આ સંગ્રહમાં ગાંધીજીની આહુતિથી પ્રેરાયેલા ઘણા કાવ્યો છે, અને તેમાંનાં કેટલાંક, ગાંધીજી વિશે લખાયેલાં કાવ્યોમાં મોખરે રહે એવાં છે.

એકંદરે આ સંગ્રહ વાચનીય ને માણવા સરખો છે.

## નવજીવન પ્રકાશન મંદિરનાં પ્રકાશનો

**યરવડાના અનુભવ:** લે. ગાંધીજી; મૂ. એક રૂપિયો.

૧૯૨૨ માં મહાત્મા ગાંધીજી પર હિન્દુસ્તાનમાં પહેલી જ વાર રાજદ્રોહનો આરોપ મૂકી કેસ કરી સરકારે એમને ૭ વર્ષની કેદની સજા કરી, યરોડાની જેલમાં પૂર્યા.—જો કે ગાંધીજી ત્યાં બાવીસ મહિના જ રહ્યા—પછી તેમને નાદુરસ્ત તબિયતને કારણે છોડી મૂકવામાં આવ્યા—એ જેલ-અનુભવ બાપુએ પોતાની લાક્ષણિક શૈલીમાં આ નાનકડી ચોપડીમાં લખ્યો છે. તેમાં 'કેટલાક કેદી વૉર્ડરો' નામના ત્રણ પ્રકરણો ઘણાં પ્રેરક અને બાપુની વિશિષ્ટ દષ્ટિનો પરિચય આપનારાં છે.

આ પુસ્તક કેટલાક સમયથી અપ્રાપ્ય હતું તેની બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે—અને એમાં કેટલાક લેખો ઉમેરી માહિતીપૂર્ણ બનાવાયું છે

**જેકિલ અને હાઈડ:** લે. આર. એલ. સ્ટીવન્સ; અનુ. મગનલાલ પ્રભુદાસ દેસાઈ, મૂ. બાર આના.

અંગ્રેજી સાહિત્યની અમર કૃતિઓમાંની એક એવી આ વાર્તાકથા એટલી જાણીતી છે કે એનો પરિચય આપવાનો હોય નહીં.

દૈવી અને આસુરી તત્ત્વો ભિન્નભિન્ન હોવા છતાં તે એક માનવદેહમાં જ વસેલાં છે, માણસ પોતે જ સુર છે અને અસુર પણ છે તે આ રૂપકકથામાં અદ્ભુત સચોટતાથી કહેવાયું છે. અને તે વાંચકોને મૂળભૂત જીવનતત્ત્વો વિશે વિચારતા કરી મૂકે છે. વળી વાર્તા પોતે જ એવી આકર્ષક રીતે આલેખાઈ છે કે તે એકી બેઠકે પૂરી કર્યા વિના વાચકોને ચેન ન પડે.

૧૯૩૮ માં પ્રગટ થયેલ આ ચોપડી ઘણા સમયથી અપ્રાપ્ય હતી, તેની બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

**જગતના ઇતિહાસનું રેખાદર્શન:** લે. પંડિત જવાહરલાલ નહેરુ, અનુ. મણિભાઈ ભ. દેસાઈ; મૂ. બાર રૂપિયા.

આપણા લોકપ્રિય વડા પ્રધાનની અસાધારણ વિદ્વત્તા અને વિશિષ્ટ દષ્ટિનો પરિચય આપતું આ મહત્ત્વનું પુસ્તક, પંડિતજીએ જેલમાંથી ૧૯૩૨માં તેમની પુત્રી ઇન્દીરા ગાંધી પર જગતના ઇતિહાસનો મર્માળો, સરળ પરિચય આપતા પત્રો લખેલા તેનો સંગ્રહ છે એ ભાગમાં આ અગાઉ આપણે ત્યાં તે

પ્રગટ થઈને ઘણુ જાગ્રુત થઇ ચૂક્યુ છે. આ તેન પુનઃમુદ્રણ છે, અને બ ને ભાગ એક પુસ્તકમા જ સમાવી લેવામા આવ્યા છે

**જગતના ઇતિહાસનુ સંક્ષિપ્ત રેખાદર્શન :** લે. અનુવા ક, સક્ષેપક, ઉપર પ્રમાણે, મુ ૭ રૂપિયા.

આ પુસ્તક ઉપરના પુસ્તકનો જ શાળાપયાગી સક્ષેપ છે મૂળ પત્રરૂપે એ લખાએલુ હોઇને એમા અંગત ભાવનો પણ મારા પ્રમાણમા છે, અને તે વખતે કોઇ લેખકે પુસ્તકરૂપે પ્રગટ કરવાની યોજના કરીને લખેલુ નહોતુ, આમ છતા આ પુસ્તક વિદ્યાર્થીઓ માટે વિશેષ મહત્વનુ હોઇને, વિષયને ક્ષતિ ન પહોચે એ રીતે ડેમી સાઇઝમા ગ્રેમાન્ ટાઇપમા છપાયેલા અગિયારસો પાનાના લખાણને એ જ સાઇઝ, ટાઇપમા છપાયેલા છસો પાનામા સમાવવામા આવ્યુ છે આશા રાખીએ કે વિદ્યાર્થીઓ અને શિક્ષણ સસ્થાઓ એનો લાભ લેશે

**જીવનપ્રદીપ :** લે. કાકા કાલેલકર, મુ બે રૂપિયા

આ ગીતાનુ સળગ વિવેચન નથી, પણ ગીતા વિશે પ્રસગોપાત લખાયેલા તેત્રીસ લેખોનો સગ્રહ છે

ગીતા એક એવો મહાગ્રથ છે કે એને વિશે આજ પહેલા થોકબધ લખાયુ છે અને છતા જે કોઇ વિદ્વાન લેખક એનો અભ્યાસ કરે છે ત્યારે તેને કઇક ને કંઇ લખવાનો ઉમળકો થાય છે જ, અને આશ્ચર્યજનક રીતે તેને ગીતા વિશે કઇક નવુ કહેવાનુ હોય છે જ ' કાકા સાહેબે ગીતાને 'આપણો નિત્યનૂતન ગ્રથ' કહ્યો છે તે યથાર્થ છે

કાકા સાહેબની લેખિની જે જે વિષયને સ્પર્શે છે તે તે વિષયને તે રસાળ ને કાવ્યમય કરી મૂકે છે મૂળે કાકા સાહેબ કેળવણીકાર છે અને એમના કોઇ પણ લખાણમા શિક્ષણનુ તત્વ હોય જ છે

સગ્રહ વિશે કાકા સાહેબે યોગ્ય ખુલાસો કર્યો છે 'ભિન્ન ભિન્ન વખતે અને ભિન્ન ભિન્ન કારણે લખેલા લેખો સગ્રહને છપાવતી વખતે એમા કાપકૂપ કરીને પુનરુક્તિ ટાળવાનો મારો ધર્મ હતો તેનુ પાલન કરવા જેટલી નવરાશ મને નથી અને છતા એ સગ્રહ છપાવવાનો જેટલો ઉત્સાહ છે, પરિણામે વાચકોને આવશ્યકતા કરતા થોડા વધારે પાના ખરીદવા પડશે. અને મને બીક છે કે એકની એક વસ્તુ બે બે વખત વાચનાર વાચકોનો કટાળો વહોરવો પડશે '

**ગાંધી–નાસ્તિક સંવાદ :** લે. છ. રામચન્દ્ર ગવ, મૂ. દસ આના.

પોતાને નાસ્તિક લેખતા પણ વાસ્તવમા એક સત્યનિષ્ઠ, સદાચારી, સામાજિક ન્યાયમા માનનારા સાચા સામાજિક કાર્યકરનો ગાંધીજી સાથેનો નાસ્તિકતા વિશેનો આ ટૂક સવાદ, ગાંધીજીની વ્યાપક ધર્મભાવના અને પરમતસહિષ્ણુતાનો સરસ પરિચય આપે છે

ઇશ્વ નો ઇનકાર કરવા પાછળ એ નાસ્તિક ભાઇનુ મનાયપણુ નહી પણ તેમની અમુક દૃષ્ટિ છે, એમનો જીવન વ્યવહાર એટલો તો શુદ્ધ છે કે તે જોઇ ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરીને જ પ્રત્યેક પગલુ ભરનાર ગાંધીજી તેમનામા રસ લઇ પોતાની વિચારસરણી ન લાદતા તેમને તેમના જ રસ્તે જવા દે છે, અને તેમને સહાયરૂપ થવા પણ પ્રયાસ કરે છે—અહી જ ગાંધીજીની સાચી મહાનતાના દર્શન થાય છે

ગૌતમ બુદ્ધ ઇશ્વરનુ નામ લીધા વિના ઇશ્વરપરાયણ જીવન જીવ્યા, એમના અનુયાયી હજી એમને નિરીશ્વરવાદી કહ્યા કરે છે છતા હિન્દુધર્મે તો એમને ખુદ ઇશ્વરનો અવતાર જ માની લીધા છે ' આમ શબ્દથી નહી પણ આચરણ પરથી જ એમનુ સાચુ મૂલ્ય અકાયુ.

તે જ રીતે આ સવાદના નાસ્તિકભાઇ કિશોરલાલ મશરૂવાળાએ સવાદના રહસ્યને સ્ફૂટ કરતી અભ્યાસપૂર્ણ પ્રસ્તાવનાને અતે કહ્યુ છે તેમ—'જ્યા સુધી તે પ્રેમાળ હૃદય, દાખલો લેવા જેવુ નૈતિક ચારિત્ર્ય અને હિંમત—અગત અને જાહેરજીવન, બન્નેમા—જાળવશે અને સેવા તથા ત્યાગનુ જીવન જીવશે ત્યા સુધી તેમનુ નામ ઇશ્વરના પોતાના ભક્તોની નામાવલિમા મળશે તેમને માટે ઈશ્વર **નેશ્વર**નુ અને **દેવ અદેવ**નુ નામ ધારણ કરશે ''

**મારી વ્યાપક કેળવણી :** લે બૂકર ટી વૉશિંગ્ટન અનુ ચદુભાઇ શાહ, ભાઇ પટેલ, મૂ. બે રૂપિયા

વિશ્વવિખ્યાત અમેરિકન હબસી મહાપુરુષ બૂકર ટી વૉશિંગ્ટનની આત્મકથાના ઉત્તરાર્ધની આ બીજી



શરૂ થતા નવા વરસમા તમારા
સૌનું અને હિંદનું કામ રૂડી રીતે
ચાલો અને તમે સૌ એકબીજાની
અને એકલા હિંદની નહીં પણ
હિંદ દ્વારા સારા જગતની સેવા
કરવાને સમર્થ થાઓ તેટલા
ખાતર તમારા સૌના દિલમાં
ઈશ્વર પ્રેમનો ચિરાગ પ્રગટાવો

ગાંધીજી

# સત્ય જેટલા સાદા

સને ૧૯૩૧મા ગોળમેજી પરિષદમાથી પાછા વળતા બાપુ મહર્ષિ રોમારોલાને મળવા ગયા સ્વીટ્ઝરલેંડના વિલનવ નામના એક નાના ગામડામા તેઓ રહેતા હતા બાપુ મહર્ષિને મળ્યા ત્યારે બાપુના હાથ પોતાના હાથમા રાખી તેઓ ક્યાંઈ સુધી બાપુની સામે એકીટશે નીરખી રહ્યા પોતાના પ્રિય જનને મળવાની આતુરતા તેમની આંખોમા ભરી હતી આશક માશુકને નીરખતા ન ધરાય તેમ તેઓ બાપુને જોતા ધરાતા નહતા બાપુની પણ એવી જ સ્થિતિ હતી



આખરે, બન્ને મહાપુરુષો વચ્ચે વાર્તાલાપ ચાલ્યો એ વખતે યુરોપમા બીજા વિશ્વ યુદ્ધના ભણકારા વાગતા હતા ફ્રાંસ અને જર્મનીના સિમાડા ઉપર સિગફ્રીડ અને મેજિનો લાઈન જેવી વિરાટ ભૂગર્ભ સુરંગો તૈયાર થઈ હતી ભાઈ ભાઈનુ રૂધિર પીવા બહાવરો બન્યો હતો મહર્ષિ એ જોઈને અત્યંત વિહ્‌વળ બન્યા હતા તેમણે બાપુને કહ્યુ 'આ બધુ ગાંડપણ છે પણ એને કોણ રોકે?' યૂરોપના રાજકારણની વાત શરૂ થતા જ રશિયાના મહાન ક્રાંતિકાર લેનિનની વાત સહજ રીતે નીકળી મહર્ષિએ કહ્યુ 'લેનિનને આપ મળી શક્યા હોત તો કેવુ સારુ? એની સત્યનિષ્ઠા આપના જેવી જ હતી, પણ એને અહિંસા નહોતી મળી, એ સાદો, સત્ય જેટલો સાદો યુગપુરુષ હતો આપને જોઉં છુ ત્યારે મને એની યાદ તાજી થાય છે'

મહર્ષિના આ શબ્દો, આજના આપણા યુગના બે મહાપુરુષો વિષેના તેમના ઉદ્‌ગારો, કેટલા બધા સાચા હતા? દુનિયાને બે છેડે જન્મેલા બે લોકનેતાઓ વચ્ચે કેટલુ બધુ સામ્ય હતુ? મહર્ષિએ એક જ વાક્યમા તે બતાવી દીધુ 'સાદા, સત્ય જેટલા સાદા'

અમને એ વસ્તુ નજરે જોવા મળી લેનિનગ્રેડમા ઝારના એક વિશાળ મહાલયમા ૧૯૧૭ ની ક્રાંતિ પછી તુરત લેનિન રહેતો હતો તેનો નિવાસખંડ હજી એમનો તેમ સાચવી રાખ્યો છે બે નાનકડા, સાદા ઓરડા તે વાપરતો તેની બેઠકમા એક સોફા એક ટેબલ અને થોડી ખુરસીઓ પડી હતી, બસ એટલુ જરૂરી ફર્નીચર ત્યા હતુ સોફાની ચામડાની ગાદી તૂટી ફૂટી ગયેલી હતી, ટેબલ ઉપર એ દિવસોના 'પ્રવદા' પત્રના અંકો પડ્યા હતા ફર્નીચર રંગ વગરનુ હોય તેવુ દેખાતુ હતુ બાજુમા પાર્ટીશન ભીડીને શયનખંડ બનાવ્યો હતો તેમા લોખંડના બે ખાટલા હતા તેની ઉપર ગાદીઓ પાથરેલી હતી ગાદીમા વાગા જેવુ ઘાસ ભરેલુ હતુ ઓઢવાના કાળા કામળા હતા જેલમા મળતા તેવા એ ખરબચડા હતા વચ્ચે એક ટેબલ ઉપર અરીસો હતો બહુ જ નાનો ગોળ અરીસો દેખાડતા અમારા ભોમિયાએ કહ્યુ 'આ દર્પણ એક

સિપાઈએ લેનિનને ભેટ આપ્યું હતું એનો ઉપયોગ તેઓ હંમેશા કરતા.'

ઉતારે આવીને મેં મિત્રો પાસે એને અનુલક્ષીને બાપુની એક વાત કરી.

મને ૧૯૧૭ની સાલની જ આ વાત હતી. બાપુ કોચરબમાં રહેતા હતા એ વખતે સૌના જૂના તપસ્વી ફુલચંદભાઈ તેમના મંત્રી તરીકે કામ કરતા. બજારમાં ચીજવસ્તુ લાવવાનું કામ પણ તેઓ કરતા. એકવાર બાએ અરીસો મંગાવ્યો. બજારમાંથી લાવવાની ચીજોની યાદી બાપુ તપાસી જતા. યાદી ટેબલ ઉપર મૂકવામાં આવી. બાપુની નજરે આભલું ચડ્યું. તેઓ બોલ્યા :

'આભલું કેવું લાવશો ?'

હાથ પહોળો કરીને ફુલચંદભાઈએ કહ્યું : 'ચાર છ આનાનો આવડો કાચ લાવીશ.'

'ના, જુઓ,' આમ કહી બાપુએ પાંચ આંગળાનો ગોળાકાર બતાવી કહ્યું : 'આવડી નાની ગોળ ડબની આવે છે. ચાર કરકરીયા વાળી એ ડાબલીમાં બા કંકુ પણ રાખી શકશે. તેમને ચાંદલો કરવામાં અને મને હજામત કરવામાં કામ લાગશે. એ ત્રણ પૈસામાં મળે છે.'

આ વાત આજે મને યાદ આવે છે. ૧૯૧૭ની સાલમાં લેનિનગ્રેડ અને અમદાવાદમાં વસતા આજના યુગના આ બન્ને મહાપુરુષો સત્ય જેટલું સાદું જીવન ગાળતા હતા અને તેની પાછળ એક જ મૂળ વસ્તુ રહેલી હતી. કરોડો માનવીઓના હૃદય સાથે તેમનું હૃદય ધબકતું હતું. તેમના દેહ તો જુદા હતા, પણ આત્મસ્વરૂપે તેઓ જગતના કરોડો માનવીઓના જીવન સાથે તદ્રૂપ બન્યા હતા. પરસ્પરનું આવું અનુસંધાન, પરસ્પરનું પ્રેમબળ પ્રગટાવતું જીવન એ જ તેમની સર્વ મહાન ક્રાંતિનું રહસ્ય હતું.

☆

० સાબરમતી આશ્રમમાં નિયમિત પ્રાર્થના થતી અને આશ્રમના બધા માણસો એમાં ભાગ લેતા.

કેટલાકને કાંઈ સાથે રાખવાની ટેવ હોય છે તેમ બનારસીદાસ ચતુર્વેદી હોકી સ્ટીક રાખતા. હોકી સ્ટીક બાજુ પર મૂકી તેઓ પ્રાર્થનામાં બેઠા. પ્રાર્થના પૂરી થઈ અને બનારસીદાસે હોકી સ્ટીક ઉપાડી અને ચાલતા હતા ત્યાં બાપુ આવી પહોંચ્યા. બાપુએ જાડી લાકડી જોઈને હસીને કહ્યું : 'તમે લાકડી તો બહુ મજબૂત રાખી છે ને !'

'હા, માખણલાલ ચતુર્વેદીએ એનું નામ 'મસ્તક ભંજન' રાખ્યું છે.'

'ત્યારે તો બનારસીદાસ, મહાત્માના આશ્રમમાં મસ્તક ભંજન લાકડી જ રાખવી જોઈએ !' બાપુએ હસીને ટોળ કર્યો.

બનારસીદાસ પણ હસી પડ્યા. પણ કંઈ જવાબ ન આપ્યો.

० હિન્દી માસિક 'વિશાલ ભારત'ના તંત્રી બનારસીદાસ ચતુર્વેદી પહેલાં સાબરમતી આશ્રમમાં રહેતા એટલે બાપુ સાથે નિકટનો સંબંધ હતો. તે બાપુના ભક્ત પણ ખરા. છતાં કેટલીક બાબતમાં બાપુની ટીકા પણ કરતા.

એક વાર બાપુ કલકત્તા ગયા ત્યારે બનારસીદાસ બાપુને મળવા ગયા. પહેલાંથી સમય માગ્યો. ૧૫-૨૦ મિનિટનો સમય મળ્યો. બનારસીદાસ તો પંદર-વીસ મિત્રોને ભેગા લઈને બાપુને મળવા ગયા. તે જોઈ બાપુએ હસતાં હસતાં કહ્યું : 'આ તો તમે મોટી ફોજ લઈને ચડી આવ્યા !'

પછી વાતચીત ચાલી અને પૂરી થવા આવી ત્યારે બનારસીદાસે કહ્યું : 'બાપુ, હું તો 'વિશાલ ભારત'માં તમારી વિરુદ્ધ લખ્યા કરું છું.'

'એ તો બરાબર છે, પણ કોઈ સાંભળે છે ખરું ?' બાપુએ પૂછ્યું.

અને બધા ખડખડાટ હસી પડ્યા.

## મચ્છેન્દ્રનાથ અને ગોરખનાથ — વિનોબાજી

મે તામિલ સાહિત્યમા જોયુ છે કે ગોરખનાથ અને મચ્છેન્દ્રનાથને અહીંના લોક તામિલ માને છે એમને સિદ્ધર્ણલ કહે છે અને તામિલમા એમના ગ્રંથ પણ છે, એમ પણ કહે છે એ પણ શૈવ જ હતા ઉત્તર હિન્દમા જે નાથપંથી કહેવડાવે છે એમનામા એક હતા ગોરખનાથ જે ગોરખપુરમા રહેતા હતા અને બીજા હતા જાલંધરનાથ, જે પજાબના જાલંધરના વતની હતા નાથપંથીઓ સમાધિ લગાવે છે એમા એક છે જાલંધરબંધ એ પંજાબની સમાધિ છે બીજો છે ઓડિયાણબંધ જે ઓરિસ્સાના યોગીઓનો બંધ છે મચ્છેન્દ્રનાથ અને ગોરખનાથ ઓરિસ્સામા ખૂબ જાણીતા છે, અને ઓરિસ્સાવાળા કહે છે કે એ અમારા પ્રાંતમા જ થઈ ગયા છે ઉત્તર પ્રદેશવાળા કહે છે કે એ યુ પી મા જ થઈ ગયા પંજાબીઓ કહે છે કે એ પંજાબના હતા મહારાષ્ટ્રિયનો કહે છે કે એ બંને મહારાષ્ટ્રના જ હતા એના સમર્થનમા પુરાવા પણ રજુ કરે છે મહારાષ્ટ્રના સૌથી મોટા જ્ઞાની હતા જ્ઞાનેશ્વર મહારાજ—જેવા તામિલમા જ્ઞાનસબંધર જ્ઞાનેશ્વર અને જ્ઞાનસબંધરની જીવનકથામા થોડુ મળતાપણુ પણ છે બંને બાલયોગી હતા જ્ઞાનસબંધર સોળ વર્ષની ઉમ્મરમા મર્યા અને જ્ઞાનેશ્વર એકવીસ વર્ષની ઉમ્મરે બંને પર શૈવોની અસર છે જ્ઞાનેશ્વર પર પણ વૈષ્ણવોની થોડી અસર છે જ્ઞાનેશ્વરે ગીતા પર એક ભાષ્ય પણ લખ્યુ છે—જ્ઞાનેશ્વરી એ મહારાષ્ટ્રના ઘરઘરમા વચાય છે અને એ મરાઠીનો સર્વશ્રેષ્ઠ ગ્રંથ છે એમા એમણે પોતાની ગુરુપરપરા લખી છે, જેમા ગીતારૂપી એ મહાજ્ઞાન એમને ક્યાથી પ્રાપ્ત થયુ, એ વિશે એમણે વર્ણવ્યુ છે કે, 'પહેલા શિવે પાર્વતિને ગીતા કહી સભળાવી, એ મચ્છેન્દ્રનાથે સાભળી, મચ્છેન્દ્રનાથે ગોરખનાથને સભળાવી. ગોરખનાથે ગહનીનાથને સભળાવી, ગહનીનાથે નિવૃત્તિનાથને સભળાવી—જે મારા ગુરુ છે—અને હુ એમનો શિષ્ય જ્ઞાનનાથ' આમ એમણે લખ્યુ છે

એવા મોટા ગ્રંથમા જ્યારે આમ વર્ણવ્યુ છે એટલે માનવુ જ પડે છે

ગોરખનાથના કેટલાક હિન્દી ભજન છે જેમા કેટલાક મરાઠી શબ્દો આવે છે, અને એ ભજનો મરાઠીઓ જેટલી સહેલાઈથી સમજી શકે છે એટલી સહેલાઈથી હિન્દીવાળા નથી સમજી શકતા હમણા શ્રી વિયોગી હરિએ સતોના ભજનોનો એક સગ્રહ પ્રગટ કર્યો છે એની પ્રસ્તાવનામા મે વર્ણવ્યુ છે કે, 'ગોરખનાથના જે ભજનો અહીં આપવામા આવ્યા છે એ બધા જ મરાઠી છે' અમા કેટલાક અઘરા શબ્દોનો અર્થ આપ્યા છે તે બધા મરાઠી શબ્દો છે એટલે મરાઠાઓ દાવો કરે છે કે ગોરખનાથ મહારાષ્ટ્રના છે, એ દાવો સાચો છે અહીં તામિલનાડવાળા કહે છે કે એ ગોરખનાથ અહીંના છે. કાશ્મીરમા પણ એક શૈવ પથ છે. જે કાશ્મીરશૈવ કહેવાય છે કાશ્મીરીઓ કહે છે કે ગોરખનાથ અને મચ્છેન્દ્રનાથ કાશ્મીરના હતા બંગાળીઓ પણ એવો જ દાવો કરે છે કેમકે એ લોકો જે ગુપ્તવિદ્યા સભળાવે છે એ ગૌડ બંગાળી કહેવાય છે ગૌડ શબ્દ (નામ) આચાર્ય ગૌડપાદની ગુરુપરંપરાનુ છે હવે સવાલ એ થાય છે કે ગોરખનાથ અને મચ્છેન્દ્રનાથ ઉત્તર હિંદના હતા કે પંજાબના, કાશ્મીર, મહારાષ્ટ્ર, ઓરિસ્સા, બંગાળ કે તામિલનાડના?

ગૌડપાદ કેરળના શંકરાચાર્યના ગુરુના ગુરુ હતા ગોવિંદપાદ અને એમના ગુરુ ગૌડપાદ હતા આજે અદ્વૈતમા શંકરાચાર્યનુ નામ પ્રસિદ્ધ છે પરંતુ ગૌડપાદે 'માડુક્યકારિકા' નામનો એક ગ્રંથ લખ્યો છે—જે માડુક્ય ઉપનિષદ પર ભાષ્ય છે એ ભાષ્ય પર શંકરાચાર્યે ભાષ્ય લખ્યુ છે ગૌડપાદ બંગાળના વતની હતા શંકરાચાર્ય કેરલના કાલડી ગામના વતની હતા

એમના ગુરુ ગોવિંદપાદ મધ્યભારતમા નર્મદાના કિનારે રહેતા હતા શંકરાચાર્ય જ્ઞાનની શોધમા ફરતા ફરતા નર્મદા કિનારે પહોચ્યા અને ત્યા એમને જ્ઞાન મળ્યુ—એ ગોવિંદપાદે આપ્યુ એટલા માટે શંકરાચાર્યે નર્મદાનુ એક સુદર સ્તોત્ર લખ્યુ છે એ નર્મદા સ્તોત્ર કાશ્મિરથી માડી કન્યાકુમારી સુધી પહોચી ગયુ શંકરાચાર્ય બત્રીસ વર્ષની ઉમ્મરે સ્વર્ગે ગયા ત્યાસુધી એમણે પ્રચાર કર્યો એ જન્મ્યા મલબારના કાલડી ગામમા અને એમણે સમાધિ લીધી કૈલાસમા

હવે તમે જ નક્કી કરો કે મચ્છેન્દ્રનાથ અને ગોરખનાથ ક્યાના હતા? એનો અર્થ એ છે કે એ એવા ભારતીય પુરુષ થઈ ગયા છે કે દરેક પ્રાતમા ફર્યા, પ્રચાર કર્યો અને તે તે પ્રાત સાથે એવા એકરૂપ થઈ ગયા કે દરેક પ્રાતે બને પોતાના હતા એવો દાવો કર્યો

☆

શીખોના પાચમા ગુરુ જ્યારે એ પથમા દાખલ થયા ત્યારે તેમને તેમના ગુરુ તરફથી વાસણ માજવાનુ કામ મળ્યુ એ કામ સવારથી તે રાત સુધી, ક્યારેક તો મધરાત સુધી ચાલતુ એમના બીજા ગુરુભાઈઓ જ્યારે ગુરુ સાથે ભજનકીર્તનમા આખો દિવસ મચ્યા હોય ત્યારે એ વાસણ માજતા હોય બીજાઓ જ્યારે સત્સગમા બેઠા હોય ત્યારે એ સાફસૂફી કરતા હોય કે એઠવાડ કાઢતા હોય

ગુરુએ જ્યારે સમાધિ લીધી ત્યારે બધાને લાગ્યુ કે એમના જે શિષ્યો એમની પાસે આખો દિવસ ભજનકીર્તન અને સત્સગમા બેસતા હતા તેમાથી એકાદને તેઓ પોતાના ઉત્તરાધિકારી નીમશે પરતુ જ્યારે સમાધિ પછી ગુરુએ કરેલ વિલ વાચવામા આવ્યુ તો એમા પોતાના વારસદાર તરીકે એમણે પેલા વાસણ માજનાર શિષ્યની વરણી કરી હતી! પોતાની ગાદીનો વારસદાર, પોતાના ઉત્તરાધિકારી તરીકે તેની નીમણૂક કરી હતી!

સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો! હમેશા ગુરુની પાસે રહેનારા અને ગાદીવારસ થવાના સ્વપ્ના સેવતા શિષ્યો આશ્ચર્યમા ડૂબી ગયા! પણ એમના આશ્ચર્યનુ નિવારણ એ જ વિલમા ગુરુએ ચોખ્ખા શબ્દોમા કર્યુ હતુ 'સેવકની મુઠ્ઠીમા જ સ્વર્ગની સપત્તિ છે, નિષ્કામ સેવાથી ઊચુ કોઈ ભજનકીર્તન નથી, એનાથી ઊચી કોઈ તપસ્યા નથી'

શીખોના પ્રસિદ્ધ ગુરુ રામદાસ તે જ પેલા વાસણ માજનાર શિષ્ય એમણે જ અમૃતસરમા શીખોનુ સુવર્ણ મદિર બધાવ્યુ

☆

એકવાર મે પિતાજીને જ્યારે એ 'કેસરી' માટે લખવામા વ્યસ્ત હતા ત્યારે ભોજન માટે કહ્યુ હજી નહાયા પણ ન હતા મે બે વાર કહ્યુ પણ સાભળ્યુ નહી મે ફરીથી જોરથી કહ્યુ ત્યારે કહેવા લાગ્યા

'બ્રહ્માજીએ ભારે ભૂલ કરી!'

મે પૂછ્યુ 'કઈ ભૂલ?'

'અરે આ પેટની થેલીમા એક છેદ જ રાખ્યો હોત તો કેવુ સારુ થાત! એમા અન્નરસ ભરી દીધો કે કામ ચાલ્યુ ખાવાને માટે આવો કીમતી સમય કોણ બગાડે?' એમણે કહ્યુ

—પાર્વતીબાઈ કેલકર

## ભાગ્યશાળી કઠિયારો

એક ગરીબ કઠિયારો હતો દરરોજ તે નજીકના જ ગલમાથી લાકડા કાપી લાવી શહેરમા જઈ વેચી આવતો અને એમાથી જ પોતાનુ ગુજરાન ચલાવતો એ સિવાય ગુજરાનનુ બીજુ કોઈ સાધન તેની પાસે નહોતુ

એક દિવસે તે કઠિયારો જગલમા લાકડા કાપી રહ્યો હતો ત્યા એક યોગી આવી ચઢ્યા, અને કઠિયારાને સલાહ આપતા બોલ્યા 'ભાઈ, તુ આ જગલના અદરના ભાગમા લાકડા કાપવા જા એથી તને ઘણો લાભ થશે

અને યોગીની વાતમા શ્રદ્ધા રાખી કઠિયારાએ ખભે કુહાડો મૂકી ગીચ જગલનો રસ્તો લીધો થોડે દૂર જતા તેની નજર સુખડના એક વૃક્ષ ઉપર પડી, અને તેનુ મન હર્ષથી પુલકિત થઈ ગયુ તેણે તરત જ ઉચકાય એટના સુખડના લાકડા કાપી લીધા અને શહેરમા જઈ સારી કિંમતે વેચી નાખ્યા

બીજે દિવસે લાકડા કાપવા જતા કઠિયારાને મનમા થયુ કે, યોગીએ તેની આગળ સુખડના વૃક્ષનો કાઈ ઉલ્લેખ કર્યો નહોતો, પરતુ જગલના અદરના ભાગમા જવાની જ તેને જે સલાહ આપી હતી તેમા જરૂર કાઈક રહસ્ય હશે એટલે તેણે સુખડના પેલા વૃક્ષથી પણ આગળ જવાનો મનમા નિર્ણય કરી લીધો સુખડના એ વૃક્ષથી યે આગળ નીકળી જતા તાબાની એક ખાણ કઠિયારાના જોવામા આવી અને તે ત્યા જ થોભી ગયો એ ખાણમાથી તેણે ઉચકાય એટલુ તાબુ સમેટીને પોતાના ફાળિયામા બાધી લીધુ ને શહેરમા જઈ બધુ તાબુ સારી કિંમત લઈ વેચી નાખ્યુ

ત્રીજે દિવસે કઠિયારો તાબાની ખાણથી પણ આગળ નીકળી ગયો અને ચાદીની એક ખાણ પાસે જઈ ઊભો ત્યાથી પણ તેણે લેવાય તેટલી ચાદી લઈ લીધી અને શહેરમા જઈ સારી કિંમતે વેચી નાખી

આમ ને આમ આગળ જતા એક દિવસ કઠિયારો હીરાની ખાણ સુધી પહોચી ગયો અને આખરે તે ખૂબ શ્રીમત બની ગયો

જે માણસ નિષ્ઠાપૂર્વક સાચા જ્ઞાનની ઝખના કરે છે તેને પણ ઉપરોક્ત પ્રસગ બરાબર લાગુ પડે છે પેલા કઠિયારાની જેમ જો એમણે કેટલીક મોટી અને અસામાન્ય સિદ્ધિઓ મળતા તેટલાથી જ સતોષ માની બેસી ન રહે અને પોતાની શોધ ચાલુ જ રાખે,તો આખરે એને પણ સત્યનુ સનાતન જ્ઞાન પ્રાપ્ત થાય

## શ્રદ્ધાનું બળ

એક શિષ્યને પોતાના ગુરુની અનત શક્તિ વિશે એવી ભારે શ્રદ્ધા હતી કે, ગુરુનુ નામ લઈને જ તે જમીન ઉપર ચાલતો હોય તેમ પાણી ઉપર ચાલી જતો

એક દિવસે ગુરુએ પોતાના શિષ્યને એ જ પ્રમાણે પાણી ઉપર ચાલતા જોયો, અને મનમા તે વિચારવા લાગ્યો કે 'ઓહો, મારા નામમા પણ જ્યારે એટલી મહાન શક્તિ છે ત્યારે તો મારા મહાન અને શક્તિશાળી હોવા વિશે જરાયે શકા હોઈ શકે જ નહિ!

અને બીજે દિવસે ગુરુએ પણ પાણી ઉપર ચાલી જોવાનો પ્રયત્ન કર્યો, 'હુ હુ હુ' કહેતા તેઓ નદીમા પડ્યા પરતુ કિનારે પાણી ઊડા હોવાથી તરત જ ડૂબીને મૃત્યુ પામ્યા!

શ્રદ્ધા, ચમત્કારો સર્જી શકે છે પરતુ હુ પદ અને અભિમાન તો મનુષ્યના સર્વનાશને જ નોતરે છે

☆

બાગમા ખીલેલ ફૂલો માળીએ ચૂટી લીધા
કોઈ સેણીમા ગૂથાયુ, કોઈ ઈશ્વર-અર્ચના,
જઈ પડ્યુ કોઈ કબર પર, કોઈ માનવ-હારા પર,
કેર કઈ ના'તો વિયોગી ફૂલના એ હાસ્યમા!

## ભમતાં પંખીડાં

—રવીન્દ્રનાથ ટાગોર

○ મારી મદિરા મારા પોતાના જ જામમાં ભર, મિત્ર! બીજાંનાં જામોમાં રેડાતા એ એના ફીણની માળા ગુમાવી દે છે.

○ એ ઉચ્ચ છે એટલા ખાતર તમારા પ્રેમને કોઈ ઊંચા શિખરે બેસાડો નહિ.

○ મારું હૃદય વિશ્વના કિનારા પર પોતાનાં મોજાં પછાડે છે, અને ત્યાં અશ્રુઓથી પોતાના નામ સાથે લખે છે: 'હું તને ચાહુ છું.'

○ હે સ્ત્રી! તુ ગૃહકાર્યો આટોપતી હોય છે ત્યારે તારાં અંગો, ટેકરી ઉપરથી ખળખળ વહી જતાં ઝરણાની જેમ ગાઈ રહે છે.

○ પૂર્વને છેલ્લી સલામી દેતો સૂર્ય, પશ્ચિમના સમુદ્રને ઓળંગવા ડગ માડે છે.

○ ધરતીની લાલસાઓની જેમ વૃક્ષો પણ સ્વર્ગમાં ડોકિયુ કરવા માટે ઊંચાનીચા થાય છે.

○ પાણીમાનું માછલું શાંત છે, પૃથ્વી ઉપરનુ પશુ ઘોંઘાટ કરે છે અને હવામા ઊડતું પંખી ગાઈ રહ્યું છે —

પરંતુ મનુષ્ય એવો છે કે એ પોતાનામાં જ સમુદ્રની શાંતિ, પૃથ્વીનો ઘોંઘાટ અને હવાનું સંગીત ધરાવે છે.

○ શોકનું સંગીત છેડતા રીબાતા હૃદય-વાદ્યના તારો પર દુનિયા ધસી આવે છે.

○ જે મગજ વિચક્ષણ તો છે પણ સહિષ્ણુ નથી, તે દરેક જગ્યાએ ચોંટી જાય છે, પણ આગળ ખસતું નથી.

○ જીવન આપણને આપવામાં આવ્યુ છે; એને આપી દઈને જ આપણે એને પામીએ છીએ.

○ નાજુક ધાસ! તારાં પગલાં નાના છે એ ખરું; પરંતુ તારાં પગલાં વચ્ચે જ તું આખી ધરતી સમાવી બેઠું છે!

○ મોટાં સામ્રાજ્યોથી પ્રભુ થાકી જાય છે. પણ નાના નાજુક ફૂલોથી એ કદી યે થાકતો નથી.

○ કવિતા કરતો વાયુ, પોતાના જ સાદની શોધમા દરિયા અને જંગલ પ્રતિ હાલી નીકળ્યો છે.

○ દેવદારનાં આ વૃક્ષોમાં ઘૂમતા સાગરના ઘેરા નાદની જેમ, હે મિત્ર, તારો અવાજ મારા હૃદયમાં ભમતો રહે છે.

○ જીવનને વસંતનાં સુંદર પુષ્પો જેવું અને મૃત્યુને પાનખરનાં પર્ણો જેવું થવા દો.

○ જીવનમાં 'એક' 'અનેક' બની જાય છે, જ્યારે મૃત્યુમાં 'અનેક' 'એક' બની જાય છે.

○ ભગવાન નહિ હશે ત્યારે ધર્મ એક જ હશે.

○ મારી આ બધી વ્યાકુળતા તેના માટે છે. જે દિવસના પ્રકાશમા તો દેખાતો નથી; પણ રાત્રિના અંધકારમા જેનો ભાસ થાય છે.

○ 'કમળ પત્રની નીચેની બાજુએ બાઝેલુ તુ તુષારનું એક મોટું બિંદુ છે, અને એની ઉપરની બાજુએ બાઝેલું હું એક નાનું બિંદુ છું.' તુષાર બિંદુએ સરોવરને કહ્યું.

○ ધુમ્મસ એ પૃથ્વીની ઇચ્છા જેવું છે! પૃથ્વી જેના માટે તલસે છે એવા સૂર્યને એ સંતાડી દે છે.



○ ક્ષણમાત્રનો આ ઘોઘાટ અનંતના સંગીત પર હસે છે!

○ માટી, તિરસ્કાર પામે છે, અને બદલામાં પોતાના પુષ્પોની ભેટ ધરે છે.

○ વીતી ગયેલી વસંતનું સંગીત, પોતાના જૂના માળાની શોધમાં પાનખરની આજુ બાજુ ભમ્યા કરે છે.

○ પોતાના ઉપર પ્રભુની ખાસ મહેર છે એવી કોઈ વૈભવશાળી માણસની ડંફાસ

સાંભળીને પ્રભુ શરમાઈ જાય છે

○ અંતે જે થાકમાં પરિણામે છે તેનું નામ મૃત્યુ છે. પણ સંપૂર્ણ અંત તો અનંતમાં જ છે.

○ જેને કોઈ ચાલતું નથી એવો માર્ગ, હજારો માણસોની અવરજવર થતી હોવા છતાંયે એકાંત અનુભવતો રહે છે

○ દીપ ઓલવી નાખીને પ્રેમિકા જેવી લાગણી અનુભવે છે તેવી લાગણી સાથે, હે શ્યામ રજની ! હું તારું સૌંદર્ય માણું છું

○ જન્મેલું બાળક મહાન છે એ મરી જાય છે ત્યારે પોતાનું મહાન બાળપણ દુનિયાને સોંપતું જાય છે

○ પૂરેપૂરું સત્ય નહિ ઉચ્ચારનારને જૂઠો પુરવાર કરવાનું કામ સહેલું છે

○ પ્રવૃત્તિશીલ નવરાશ એટલે કાર્ય

સમુદ્રની સ્થિરતા મોજા રૂપે ગતિશીલ રહે છે

○ મૃત શબ્દોની ધૂળ તારા ઉપર આવી બાઝે છે

તારા આત્માને મૌનવારિથી ધોઈ નાખ

○ કરોળિયાનું જાળું તુષારબિંદુઓને પકડવાનો ઢોંગ કરે છે, અને માખીઓને પકડી લે છે

○ સારાં કામો કરવામાંથી જ જેને નવરાશ મળતી ન હોય, તેને સારા બનવા માટે સમય મળતો નથી

○ કેવળ ગુલાબો જ જોવા માટે જેની પાસે આંખો હોય, તેને કેવળ કાંટા જ દેખાવા દો.

○ સુવર્ણ સાથે પક્ષીની પાંખો જડી દો, અને પછી ઊંચે આકાશમાં તે કદાપિ ઊડી શકશે નહિ

○ હું રસ્તાઓની દુનિયામાં ભમું છું

રાત્રિ આવી ગઈ છે ઘરની હે દુનિયા, તારાં દ્વાર ઉઘાડ

○ જીવનની મશાલ લાખો કાળ બળે છે અને વિનાશ વેળાએ એ ક્ષણમાત્રમાં ઓલવાઈ જાય છે

○ માનવજાતનો ઇતિહાસ ધૈર્યપૂર્વક તિરસ્કૃત માણસના વિજયની રાહ જોઈ રહ્યો છે

(અનુ અંજુમ વાલોડી)

## અદ્ભુત સાદાઈ

એકવાર કામ પ્રસંગે હજરત ઉમરને સીરિયા જવાનું થયું—તેમની સાથે એક નોકર પણ હતો બંને ઊંટ પર સવાર થઈને પ્રવાસે નીકળ્યા રસ્તામાં એક ઠેકાણે ઊંટ પરથી ઊતર્યા થોડીવાર પછી ફરી ઊંટ પર સવાર થયા ભૂલમાં હજરત ઉમર સાથેના નોકરના ઊંટ પર બેસી ગયા હજરત ઉમરનું ઊંટ સહેજ શણગારેલું હતું માત્ર બંને ઊંટમાં એટલો જ તફાવત હતો

ઊંટ બદલાયું તેથી હજરત ઉમર ઊંટ પરથી ઊતર્યા નહિ ને નોકરના જ ઊંટ પર બેસી રહ્યા

છેવટે એ લોકો પોતાના નિયત સ્થાને આવી પહોંચ્યા એમના સત્કાર માટે શહેરના લોકો સામે આવ્યા હતા પેલા નોકરનો અને હજરત ઉમરનો લેબાસ પણ લગભગ સરખો સાધારણ હતો માત્ર હજરત ઉમરનું ઊંટ સહેજ શણગારેલું હતું અને તે પર નોકર બેઠેલો હતો એટલે શહેરના લોકો તેને જ ખલીફા સમજ્યા ! નોકર બિચારો હજરત ઉમરની તરફ ઇશારા કરતો કે ખલીફા તો આ રહ્યા, લોકો વિમાસણમાં પડી ગયા કે આ બેમાં ખલીફા કોણ ? એમણે તો ખલીફાના પદ પ્રમાણે હજરત ઉમરને શાહી શાનમાં જોવાની કલ્પના કરેલી ! આખરે સાચી વાત તેમની જાણમાં આવતા હજરત ઉમરની સાદાઈની તેઓ પ્રશંસા કરવા લાગ્યા

## ગામ કોણે ઉજ્જડ કર્યું ?

એક વિશાળ સરોવરને કાંઠે રહેતુ હંસ હંસણીનુ જોડુ એક દિવસ ઊડતુ ઊડતુ ખૂબ આઘે નીકળી ગયુ અને રસ્તો ભૂલી ગયુ ઊડતા ઊડતા જ્યારે તે સાવ થાકી ગયુ ત્યારે તે એક ઉજ્જડ ગામના એક સુકાઈ ગયેલ ઝાડના ઠૂંઠા પર ઊતરીને બેઠુ

ગામને ઉજ્જડ જોઈ હંસણી કહે 'જુઓને ગામ કેવુ ઉજ્જડ છે! નહી વીલોતરી કે નહી રૂપાળા પક્ષીઓ!'

'તે હોય જ ને! જો ને આ ઝાડ નીચે બેઠેલા મૂરખોને! જ્યા મૂરખ વસતા હોય ત્યા બીજુ શુ હોય? વસતીમા મૂરખ માણસ ને પખીમા કાગડા!

મૂરખોએ એ સંવાદ સાભળ્યો અને તેમને ખૂબ ગુસ્સો ચડ્યો તેમણે તરત હંસણીને પકડી લીધી હંસને તો રોકકળ કરી મૂકી હંસણીએ પાખ ફફડાવી છૂટવા બહુએ પ્રયાસ કર્યો પણ વ્યર્થ

'આ ગામ ઉજ્જડ છે તે અમારે કારણે ખરુ ને? તો અમે તારી આ રૂપાળી હંસણીને રાખીને એને રળિયામણુ બનાવીશુ! જા તુ તારે એકલો લહેર કર!' મૂરખોએ કહ્યુ

હંસે ખૂબ આજીજી કરી ત્યારે મૂરખોએ કહ્યુ 'જો, ભાઈ! આ ગામમા ડાહ્યા માણસોનુ એક પંચ છે તે બધો ન્યાય કરે છે આપણો કજિયો એની સમે રજુ કરીશુ જે ફેંસલો કરે તે આપણે માન્ય રાખવાનો'

હંસને કબૂલ રાખવુ પડ્યુ પરાયા પ્રદેશમા બીજુ શુ થઈ શકે?

બીજે દિવસ ગામનુ પંચ મળ્યુ ડાહ્યાઓનુ એક ટોળુ જ કહોને ડાહ્યા ખરા રણ સાથે બધા પણ ખરા! એમણે જોયુ કે સાચો ન્યાય કરીશુ તો ગામમા આવી ચડેલુ હંસ જેવુ રૂપાળુ પખી ખોઈ બેસીશુ અને વળી આ મૂરખોને નારાજ કરીશુ એ તો જુદુ બધા ભેરા વિચારમા હતા કોઈ ચોક્કસ નિર્ણય કરી શકતુ ન હતુ તેવામા ગામના સૌથી ડાહ્યા ગણાતા પંચે કહ્યુ કે, 'તમે મારા પર ન્યાય કરવાનુ છોડો તો હુ હમણા જ ફેંસલો કરી નાખુ!'

સૌએ તરત હા પાડી

'જો ભાઈ! આ બગલે પોતાના રૂપના ઘમંડમા ગામની ને ગામના આ ભાઈઓની બદગોઈ કરી છે એટલે જે ભાઈઓએ હંસણીને પકડી છે એમા તેમણે કશુ ખોટુ કર્યુ નથી હંસણીએ સૌથી પહેલા ગામની નિંદા કરી માટે એને જ પકડવી જોઈએ હંસને આપણા ભાઈઓએ છૂટો રાખ્યો છે તે માટે હંસે તેમનો આભાર માનવો જોઈએ! હંસને આ ગામ રૂપાળુ જોવુ ગમતુ હોય તો હંસણીને એણે અહી રહેવા દેવી જોઈએ અને એ એકલો ન રહી શકતો હોય તો તે પણ ભલે હંસણીની સાથે રહે એ બંનેનો કાળે કરી વિસ્તાર થશે અને રૂપાળા હંસોની વસતી થતા આ ગામ ઉજ્જડ નહી લાગે માટે હંસણી જેમની પાસે છે તેમની પાસે જ રહે એવો ફેંસલો હુ આપુ છુ હંસને સાથે રહેવુ હોય તો તેની છૂટ છે!'

પંચનો ચુકાદો સૌએ વધાવી લીધો

હંસ તો એ સાભળી ડઘાઈ જ ગયો પણ સત્તા આગળ શાણપણ નકામુ એટલે હંસણીને લઈને રાજી થતા ચાલ્યા જતા મૂરખોની પાછળ પાછળ એ ગયો આ ઉજ્જડ ગામ એને ગમતુ ન હતુ તેમ તે તેની હંસણી સિવાય એકલો પણ રહી શકે તેમ નહોતો

મૂરખા પેલા ઝાડની નીચે જઈ બેઠા હંસને પાછો ફરેલો જોઈ તેમણે વ્યંગમા પૂછ્યુ 'કેમ ભાઈ! હવે આ ગામ રૂપાળુ થશે ને?

'પણ મારી હરિયાળી કરમાઈ ગઈ એનુ શુ?

'તે હાથે કરીને આફત વહોરી લીધી તેમા અમે શુ કરીએ? તુ હજી માને છે કે અમારે લીધે આ ગામ ઉજ્જડ છે?'

'ના ભાઈ! હવે મને એવુ નથી લાગતુ!'

'ત્યારે શુ લાગે છે?'

'જે ગામમા આવો સ્વાર્થી ન્યાય તોળનાર અતિ ડાહ્યા માણસો રહેતા હોય તે ગામ ઉજ્જડ જ હોય, કોઈ સીધો, સરળ જીવ ત્યાં રહી જ ન શકે અને પરિણામે ગામ ઉજ્જડ થાય જ ખરેખર તમારે નસીબે ગામ ઉજ્જડ નથી'

'મોડેમોડે પણ તને સત્ય સમજાયુ એ ઠીક થયુ જા તારી હંસલીને અમે છોડી મૂકીએ છીએ તારે જ્યા જવુ હોય ત્યા જા! અમે તો મૂરખ હતા એટલે આમ અહેવાલથી છોડી મૂકીએ છીએ'

અને હંસયુગલ મનખોનો આભાર માનીને ઊડી ગયુ

## જ્ઞાનનું વજ્રઆયુધ

કથા બહુ જૂની છે —સભ્યતાના આદિ યુગની

એક રાજકુમાર હતો—સુબાહુ એનુ નામ ગુરુ પાસથી જરૂરી શિક્ષણ લઈને પોતાના રાજ્યમા પાછો ફરતો હતો ત્યારે ગુરુ પત્નીએ કહ્યુ 'વત્સ, દક્ષિણના સીધા રસ્તે ન જતો ત્યા જાનહાનિનો ભય છે બીજે રસ્તે થઈને તારા રાજ્યમા જજે!'

સુબાહુએ ઘડીભર વિચાર્યું પછી ગુરુ પત્નિના ચરણે માથુ નમાવી, તેમણે ના કહેલ રસ્તે જ પોતાના રાજ્યમા જવા નીકળ્યો

રાત પડી એ વનમા પહોચ્યો ત્યા તો વીજળીના કડાકા જેવો અવાજ થયો 'હે, સાહસિક જુવાન, સાવધાન! આજે તુ મારો ભક્ષ બનશે!'

સુબાહુ તો નિર્ભય હતો એણે જોયુ તો રાક્ષસ જેવો એક વિકરાળ યક્ષ સામેથી આવ્યો આવતો હતો, હિંસા જેનો ધર્મ હતો, પરપીડન એ જેનુ કર્મ હતુ

કર્તવ્ય પ્રેરણાથી સુબાહુએ ધનુષ્ય ઉપાડ્યુ અને બાણ ચડાવ્યુ અને યક્ષ પર છોડ્યુ પણ યક્ષ પર તેની કઈ જ અસર ન થઈ સુબાહુ તીર છોડતો જ ગયો પણ યક્ષને કશી જ ઇજા થઈ નહી

તેથી જરાયે હતાશ થયા વિના સુબાહુએ તલવાર ચલાવી—તે પણ નકામી ગઈ પછી તેણે ગદા ઉપાડી પ્રહારો કર્યા પણ તેની ય યક્ષ પર કઈ જ અસર ન થઈ, આખરે સુબાહુ યક્ષના શરીરે વળગ્યો તો એ એના શરીર સાથે ચોંટી જ રહ્યો

યક્ષના અટ્ટહાસ્યથી આખો વગડો હાહાકાર કરતો હોય તેમ ગાજી ઊઠ્યો 'બસ, ચલાવી લીધાને તે તારા હથિયાર અને તારી શક્તિ? હવે હુ તારો ભક્ષ કરીશ'

'ભલે તુ મારો ભક્ષ કર મને મૃત્યુનો જરાય ભય નથી ગમે તે એક દિવસ મરવાનુ તો છે જ, તો ભલે વહેલુ મરવુ પડે વાંધો નહી, તુ મારો ભક્ષ કર મારા શરીરમા એક વજ્રઆયુધ છે મારી સાથે એ પણ તારા શરીરમા પહોંચશે અને પછી તારુ પેટ ચીરીને એ બહાર આવશે હુ મરીશ તે સાથે તુ યે મરશે એ ચોક્કસ છે!'

યક્ષ એ સાંભળીને ગંભીર થઈ ગયો પૂછ્યુ 'વજ્ર આયુધ? કેવુ વજ્ર આયુધ?'

'યક્ષ! જ્ઞાનનુ વજ્રઆયુધ!'

પછી, કહે છે કે પોતાના મૃત્યુના ભયથી યક્ષે રાજકુમારને મુક્ત કરી દીધો અને તે પોતે જ્ઞાનઆયુધ શીખવા ને સાધવા લાગ્યો. —આંગીરસ

# એકથી ભલા અનેક!

અનિલ

સૌરાષ્ટ્ર મેલ વીરમગામ સ્ટેશને થોભ્યો અને સામે ઊભેલી ગાડીમા જગ્યા મેળવવા બધાએ પોતાના બેગ બિસ્તરા ને બાચકા લઈને ધસવાયા થઈને હડી કાઢી

બળિયાના બે ભાગ એ ન્યાયે વહેલા પહોંચ્યા એમણે સીટ મેળવીને ઉપર બપોરની વામકુક્ષિ પેરે લબી તાણી વળી તે અગાઉ જ કેટલાક પોર્ટરો કેટલીક બેઠકો પર લબાના હતા અને જે કોઈ બદલો આપે એને જગ્યા પૂરી પાડતા હતા! આમા સીધા સાદા સામાન્ય મુસાફરને તો જ્યા જગા મળે ત્યા ગમેતેમ ગોઠવાઈ જવાનુ હતુ—અને ગોઠવાયા પણ ખરા આવવાની જગ્યાથી માંડીને તે જાજરૂના બારણા સુધી ખીચોખીચ શ્વાસ લેતા મુશ્કેલી પડે એટલી ગિરદી હુ જે ડબ્બામા પ્રવેશીને ઊભો હતો ત્યા પણ એવી જ અસહ્ય ગિરદી હતી ઉપરની સુવાની સીટપર એક મુંબઈગરા ભાઈ બેઠા હતા ને ત્યા બેઠે બેઠે એમને અકળામણ થતી હતી પવન આવવાની જગ્યાએ મુસાફરો ભીંત થઈને ઊભા હતા ત્યા પવન ક્યાથી આવે? ગાડી ઊપડે તો કંઈક શાતિ થાય અધૂરામા પૂરુ ઉપરનો પખો—પવનચક્કી—બધ મુંબઈગરા ભાઈ કહે કે ગાર્ડ પસાર થાય તો તેને બોલાવજે પણ એટલી મોકળાશ ક્યાથી? છતાય નસીબ પાધરા તે પસાર થતા ગાર્ડને ઊભો રખાવ્યો અને પખો બધ છે એવી ફરિયાદ કરી, તે કોઈ પણ હિસાબે ચાલુ થવો જ જોઈએ એવુ દબાણ કર્યું ગાર્ડ ભલો તે એણે મિસ્ત્રી મોકલવા કહ્યુ, 'પણ અત્યારે તો ખાતરી ન આપી શકુ પણ અમદાવાદ સ્ટેશને જરૂર આવશે!'

ગાર્ડ ગયો ને મિસ્ત્રી આવ્યો! રેલ્વે માટે માનની લાગણી વધી ગઈ તે કરતા તો પેલા ફરિયાદ કરનાર ભાઈની હોશિયારી માટે સૌને વિશેષ માન થયુ

મિસ્ત્રી આવ્યો પણ તેને અભિમન્યુના ચક્રાવા પેઠે અનેક વ્યુહ ભેદવા પડયા ત્યારે તે પખા સુધી પહોંચી શક્યો અને મુસાફરો કેટલા હેરાન થયા તેનુ તો પૂછશો જ નહી!

મિસ્ત્રીએ સ્વીચ બધ કરી સ્ક્રૂ ડ્રાઇવરથી પખાની મરામત શરૂ કરી, ગાડી પણ ઊપડી અને થોડી અકળામણ ઓછી પણ થઈ અને અર્ધો કલાકની મહેનત પછી મિસ્ત્રીએ શોધી કાઢયુ કે પખો સુધારવા માટે સ્ક્રૂ ડ્રાઇવર સિવાય બીજા ઓજારની પણ જરૂર છે!

બીજુ એક સ્ટેશન આવ્યુ જ્યા ગાડી ઠીક સમય ઊભી રહેની હતી ત્યા મિસ્ત્રી ઊતર્યો અને ઓજારની શોધમા ગયો ફરી ગાર્ડને બોલાવી મુંબઈગરા ભાઈએ ફરિયાદ કરી ફરી પારસી ગાર્ડે તેમને 'સધ્યારો' આપ્યો

ગાડી ઊપડી અને ફરી બીજે સ્ટેશને તે અટકી ત્યારે ફરી મિસ્ત્રી આવ્યો હવે તો સૌને પખો ચાલુ થવાની આશા બધાઈ મિસ્ત્રીએ એક પખો ચાલુ કરવા ડબ્બામાના બીજા પખા પણ બધ કરાવ્યા! અને પછી ફિટીંગ ખોલ્યુ કુસ્તીના અનેક દાવપેચ પેઠે, શરીરને અનેક રીતે લબાવી સકોચાવીને આડા સીધા થઈને વાયરીંગ તપાસ્યુ અને બધુ ઓલરાઇટ કર્યા પછી બધા પખા ચાલુ કરવા કહ્યુ પખાની ચાપો દબાઈ પણ આ શુ? એકને બદલે બધા જ પખા બધ! 'હો હા' થઈ મિસ્ત્રીએ પણ અક્કલ ને મહેનત અજમાવી પણ બધુ નકામુ છેવટે તેણે પીળા પાનાની એક ચોપડી કાઢી અને તેમા જરૂરી વીગતો ભરીને એકેક કાગળિયુ દરેક પખાની જાળીમા ભરાવીને પોતાની ફરજ બજાવ્યાનો સતોષ માન્યો

મુંબઈગરા ભાઈની હોશિયારી વિશે હવે કોઈ અક્ષરેય બોલતુ ન હતુ માત્ર મુંબઈગરા ભાઈ જ રેલ્વેની નાલાયકી વિશે બોલતા હતા!

# ચાચાજીની વાતો ——— વિમળા પટેલ

[ ગુરુદેવની પુણ્યતિથિએ ચાચાજીએ ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલ પ્રવચન ]

ગુરુદેવે કલકત્તામા દેહ છોડ્યો એ વાતને આજે પદર વર્ષ થઈ ગયા પણ ગાધીજી અને ગુરુદેવ જેવા મહાપુરુષોએ લોકોને એવુ તો ઘેલુ લગાડ્યુ કે એમના અવસાન પછી આખુ જગત એમને વધારે યાદ કરે છે દરરોજ કેટ કેટલા માણસો મરે છે ! એમના સગા વહાલાઓ કેટલોક સમય એમને યાદ કરે છે અને પછી તે કાળના પ્રવાહમા વીસરાઈ જાય છે પણ ગાધી ગુરુદેવ એવા મહાપુરુષો હતા કે સૌને હૈયે એમની યાદ રહેવાની જ

આજથી છપ્પનમે વર્ષે ગુરુદેવને 'કોઈકે કહ્યુ, 'ઊઠ, તારી આ કાવ્યશક્તિ સૌને દાન કર એકલો એકલો એકાદ ખૂણે બેસીને કવિતાઓ ન બનાવ

ગુરુદેવની દૃષ્ટિ 'સુદર' પ્રત્યે હતી સત્યમ્ શિવમ્ સુદરમ્ એ ત્રણમાથી ગુરુદેવે સત્યમને પ્રતિષ્ઠા તો આપી જ છે તે સાથ સુદરમને પણ જીવનમા એવુ સ્થાન આપ્યુ

તમે નાના છો ખરી રીતે તો વિદ્યાર્થીઓમા અમે પણ ગણાઈએ—અને એમ આપણે જીવનભર વિદ્યાર્થી રહેવાના છીએ આપણી દૃષ્ટિ સુદર પ્રતિ જવી જોઈએ અને કાયમ એનુ આકર્ષણ રહેવુ જોઈએ સુદર પાન સુદર ફૂલ સુદર બાળક અને પ્રકૃતિમા જે કઈ નવુ અને સુદર પડ્યુ છે તે બધુ જ આપણી નજરે પડવુ જોઈએ ને જે કઈ જોઈએ તે જોઇને આપણુ હૃદય નાચી ઊઠવુ જોઈએ રસ્તે જતા હોઈએ ત્યારે પણ આપણી આખ ઉઘાડી હોવી જોઈએ અને જ્યા જ્યા સુદરતા દેખાય તેના મનભરીને દર્શન કરવા જોઈએ, અને ધીરેધીરે સૌન્દર્ય જોવાની આપણી દૃષ્ટિ વિકસતી જવી જોઈએ

તમે ફૂલ ચૂટો મને આપો અથવા બીજા કોઇને આપો તેના કરતા એ જ્યા ઊગ્યુ હોય ત્યા જ તેને રહેવા દઈએ તો ફૂલની સુદરતાનો લાભ બીજાને પણ મળે ખરો ને ?

ગુરુદેવ માનતા કે બાળકને સૌન્દર્ય દૃષ્ટિ સપડાવવી હોય તો તેને પ્રકૃતિની ગોદમા રાખવું જોઈએ, જેથી એ કુદરતની બધી જ સુદરતા અને શોભા તે પામી શકે

૧૯૦૨ મા ગુરુદેવે કલકત્તાની નજીક શાન્તિનિકેતનની સ્થાપના કરી કહેવાય છે કે કવિ કદી આદર્શ શિક્ષક બનતો નથી એ કહેવતને ગુરુદેવે ખોટી પાડી એ પોતે એક આદર્શ શિક્ષક બન્યા અને એવા વિદ્યાર્થીઓને કેળવ્યા કે જેમાના આજે પ્રધાન મત્રીઓ છે, ન્યાયાધિશો પણ છે આ સૌના જીવન જો તપાસીએ તો તે બધા એવા છે કે દિવસભર કામ કર્યા પછી એક કલાક કોઈ સુદર વાચન, સુદર કળાકૃતિ અથવા સુદર સર્જન પાછળ નહિ ગાળે તો તેમને ચેન ન પડે

ગુરુદેવ પાસે બધા વિદ્યાર્થીઓ રહેતા ગુરુદેવ એમની પાસે કામ કરાવતા એમાથી એ શિક્ષણના વિષયો ઊભા કરતા શિક્ષણની કળા એમા જ તે સમાવી દેતા

શિષ્યો પ્રત્યે ગુરુદેવનુ વહાલ એટલુ બધુ હતુ કે વિદ્યાર્થીઓ હોસે હોસે બધુ કામ કરતા અને આનદ પામતા

ગુરુદેવ લાકડા વીણવા બહાર મોકલે લાકડા લઈને પાછા ફરે ત્યારે પૂછે કે માર્ગમા તમે શુ શુ જોયુ ?—એ જ એમનુ શિક્ષણ !

ગુરુદેવના એ વહાલભર્યા શિક્ષણને પ્રત્યેક વિદ્યાર્થી આજેય પ્રેમપૂર્વક સભારે છે

ઉપાસનના મદિરમા આજે ગવાયુ 'હરિ આવ્યા'તા મારે આગણે રે ' તે ગીત ગુરુદેવની 'ગીતાજલિ'મા છે ગુરુદેવે ખરેખર હરિને આગણે પધારેલા જોયા હતા કાવ્યમા એમની કલ્પના નથી, એક અનુભવ છે

સામે પાટિયા પર લખ્યુ છે તમે સૌ વાચ્યા

# સાચાબોલો વિદ્યાર્થી

બંગાળના જાણીતા દાક્તર અને કોંગ્રેસી આગેવાન બિધાનચંદ્ર રોય ૧૯૦૬માં કલકત્તાની મેડીકલ કૉલેજમાં ભણતા હતા ત્યારનો આ પ્રસંગ છે—એ એમના અભ્યાસનું આખરી વર્ષ હતું.

એક દિવસ સવારે બિધાનચંદ્ર કૉલેજના દ્વાર આગળ ઊભા હતા એવામાં સામેના વળાંક આગળ એમના પ્રોફેસર કર્નલ પેકની મૉટર, ડ્રાયવરની ભૂલથી સામેથી આવતી ટ્રામ સાથે અથડાઈ. મૉટરના આગલા ભાગને ઘણું નુકસાન થયું એટલે એ ગોરો પ્રોફેસર ધુવાંપુવાં થઈ ગયો. જો કે ભૂલ હતી એમના ડ્રાયવરની તો પણ એમણે ટ્રામના ડ્રાયવર પર કેસ કરીને નુકસાનીના પૈસા પડાવવા હતા એટલે બનાવના સાક્ષી તરીકે કોઈને લેવા એમણે આમતેમ નજર નાખી તો કૉલેજના પ્રવેશદ્વાર પાસે બિધાનચંદ્રને ઊભેલા જોયા. પ્રોફેસરે એમને બોલાવી પૂછ્યું 'તેં આ નજરે જોયું ને? ટ્રામવાળાની ભૂલને કારણે જ આ અકસ્માત થયો છે ને?'

'ના, સાહેબ—' બિધાનચંદ્રે તેમના કહેવાનો મક્કમતાથી ઈન્કાર કરતાં કહ્યું—'ભૂલ તો તમારા મોટર ડ્રાયવરની છે, એની ગેરકાળજીને કારણે જ આ અકસ્માત થયો. હું જરૂર સાક્ષી આપીશ, પણ સાચેસાચી જ સાક્ષી આપીશ.'

'વારુ, વારુ તું સાચી સાક્ષી આપજે! જોઈશ તને કેવીક સાક્ષી આપે છે તે!' એટલું કહેતો પ્રોફેસર ગુસ્સામાં પગ પછાડતો ચાલ્યો ગયો.

એ જ અરસામાં કૉલેજમાં પરીક્ષા ચાલતી હતી.

પ્રિન્સિપાલ કર્નલ લુકસે—તે પણ અંગ્રેજ જ હતો—પરીક્ષા વિશે બિધાનચંદ્રને પૂછ્યું, 'કેમ પેપર કેવાક ગયા? પાસ થવાની તો આશા છે ને?'

'પેપર તો સારા ગયા છે, ને મને ખાત્રી છે કે મને જોઈતા માર્ક મળવા જ જોઈએ—છતાં હું નાપાસ જ થઈશ.' બિધાનચંદ્રે કહ્યું.

'કંઈ કારણ?' પ્રિન્સિપાલે આશ્ચર્યથી પૂછ્યું.

બિધાનચંદ્રે મોટર અકસ્માત અંગે પોતે આપેલી સાચી જુબાની અંગે કહ્યું.

'ના, રે ના—' પ્રિન્સિપાલે હસીને કહ્યું—'કોઈ અંગ્રેજ આ રીતે—તને નાપાસ કરીને—બદલો નહીં જ લે!'

આ વાતચીત પછી થોડા દિવસ બાદ મૌખિક પરીક્ષા લેવામાં આવી. બિધાનચંદ્ર જ્યારે હાજર થયા તો સામે કર્નલ પેકને પરીક્ષક તરીકે બેઠેલા જોયા. એમને જોઈને જ પેક ગુસ્સામાં જેમતેમ બોલવા લાગ્યા. બિધાનચંદ્ર તો એવા ડરી ગયા કે મૌખિક પરીક્ષામાં બરાબર જવાબ આપી શક્યા નહીં. પેક એમના જવાબની સામે માર્કમાં ૦ મીંડું કાઢયે જતા હતા!

પ્રિન્સિપાલને જ્યારે આ બનાવની ખબર પડી ત્યારે તે ભલા અંગ્રેજે બિધાનચંદ્રને બીજી વાર પરીક્ષા આપવાની સલાહ આપી. ત્યાં પણ એ જ પ્રોફેસર પેક, પરીક્ષક તરીકે હાજર! બિધાનચંદ્રને જોતા જ એમણે ચિડાઈને પૂછ્યું 'તું પેલો જ છોકરો છે ને?'

'હાજી, તમે જેને નાપાસ કર્યો હતો તે જ હું.'

'તો પછી મારી પાસે કેમ ન આવ્યો?'

'કેમ કે, તમે ત્યારે પરીક્ષક હતા. કાયદેસર રીતે હું તમારી પાસે ન આવી શકું. પ્રોફેસર તરીકે હોત તો નિશંક આવ્યો આવત!'

'હું જા, આજે તારે પરીક્ષા આપવાની જરૂર નથી. તું પાસ થઈ ગયો છે!'

અને ખરેખર, બીજીવાર પરીક્ષા આપ્યા વિના જ બિધાનચંદ્ર પાસ થઈ ગયા!

બિધાનચંદ્રની ન્યાયનિષ્ઠાએ ગોરા પ્રોફેસરને પણ ન્યાયનિષ્ઠ બનાવ્યો!

☆

પાપ એટલે જ વિચાર વિના કરેલ કાર્ય —ગાંધીજી

કાશીનરેશનો બાગ એટલે પૂછવું જ શું! અનેક જાતનાં સુગંધિત અને શોભાનાં ફૂલોનો પાર નહીં. વળી એવી કળામય રીતે વિવિધ ઘાટ-આકારમાં એ ઊછેરેલાં કે જોનાર જોઈને મુગ્ધ થઈ જાય.

એ બાગમાં ફૂલછોડોની પેઠે, ફળઝાડો પણ પાર વિનાનાં હતાં. અને ફુવારાઓની શોભા પણ કંઈ ઓર જ હતી.

એક કાબેલ—અનુભવી માળી એની જીવની પેઠે માવજત કરે.

દિવાળીના દિવસો આવ્યા. દિવાળી એટલે પ્રકાશપર્વણી. બધા ઉત્સવોને ભૂલાવી દે એવો એ શ્રેષ્ઠ ઉત્સવ.

લોકો બારણાં ચોખ્ખાં કરીને, પાણી છાંટી રંગોળી પૂરે, રાસગરબા લે ને રોશની કરે. માળી મૂળે પાસેના ગામનો રહીશ. દિવાળી જેવી દિવાળી, બેસતું વર્ષ, આમ અહીં બાગમાં—કેમ ઊજવાય? દૂર દૂર પ્રવાસે ગયેલા પ્રવાસીઓ પણ આ ટાણે ઘર ભેગા થઈ જાય છે અને કુટુમ્બ સાથે ઉત્સવ માણે છે.

‘હું યે, મારે ગામ જઈ, મારા કુટુમ્બીઓ સાથે કેમ ઉત્સવની મઝા ન માણું? પણ ત્યારે, આ બાગ કોને સોંપવો? મારી જેમ બીજાને પણ ઉત્સવના દિવસોમાં કુટુંબીઓ સાથે મઝા માણવાની હોય જ ને? એટલે બીજું તો ભાગ્યે જ કોઇ તૈયાર થાય. ત્યારે શું કરવું? હા, આ બાગમાં વાંદરાં ઘણા રહે છે—બીજો માળી હોત તો સૌને ક્યારનાં તગેડી કાઢ્યાં હોત. પણ મેં એવી કનડગત નથી કરી. જ્યાં સુધી આંખે ચઢે એવું નુકશાન ન કરે ત્યાં સુધી આપણે યે શા માટે કોઈને હેરાન કરવાં? ભલે બિચારાં અહીં રહેતાં—પેટવેશમાં પુણ્યવરો! એમને આ બાગ સોંપું તો તે ના નહીં પાડે.’ અને માળીએ બાગમાંનાં વાંદરાંઓને એકઠાં કરીને બધી વાત-ચીત કરી છેવટે કહ્યું: ‘જુઓ, તમારું યે જીવન આ બાગને આધારે જ છે ને? એ બગડશે તો તેમાં તમને યે નુકસાન જ છે—માટે થોડા દિવસ તમે બાગને સાચવો તો હું ગામમાં આંટો મારી આવું.’

‘તમે તમારે નિરાંતે ગામે જાવ. અમે કાળજીથી બાગને સાચવીશું.’ વાંદરાંઓએ ખાત્રી આપી. અને માળી, બધું સાહિત્ય અને જરૂરી સૂચના આપીને પોતાને ગામે ગયો.

વાંદરાંઓએ બાગ પર બરાબર ધ્યાન આપવા માંડ્યું. સવાર પડી ને માળી રોજ છોડોને પાણી પાતો તેમ વાંદરાંઓ પણ મશકમાં પાણી ભરી લાવીને સીંચવા મંડ્યાં.

એવામા વાંદરાંઓના નાયકને કંઈ સૂઝ્યું. એણે હાક મારી કહ્યું: ‘અલ્યાવ, જરા થોભો. આ તમે આંખ મીંચીને પાણી તો સીંચ્યે જાવ છો પણ એમ કંઈ પાણીનો બગાડ ન કરાય! તમે તો સૌને સરખું જ પાણી સીંચો છો. પણ કંઈ બધાં જ છોડોને એટલા પાણીની જરૂર નહીં હોય. માટે એમ કરો, પહેલાં દરેક છોડોને ઊખેડીને એના મૂળિયા કેટલે ઊંડે ગયેલા છે તેની તપાસ કરો. જેનું મૂળિયું લાંબું અને ઊંડે ગયું હોય તે છોડને વધારે પાણી પાવાનું અને જેનું મૂળિયું ટૂંકું હોય તેને થોડું પાણી પાવું, પાણીનો બગાડ તો નહીં થાય!’

‘એ હા, તમે ઠીક અક્કલ લડાવી! આ તો હાથી અને કીડીને સરખું આપવા જેવું અત્યારે થાય છે!’ બધાં વાંદરાં બોલી ઊઠ્યાં અને એક એક છોડને ઊખેડી તેના મૂળિયાની લંબાઇ જોઇ, તેને ફરી રોપીને પછી તેને જોઈતું પાણી સીંચવા લાગ્યાં.

બાગ આગળથી એક સાધુ પસાર થતો હતો. સહસા તેની નજર બાગમાં પડી તો એણે વાંદરાંઓની લીલા જોઈ ભારે આશ્ચર્ય થયું. એ અંદર ગયો અને વાંદરાંને પૂછવા લાગ્યો, ‘ભાઈઓ, તમે આ શું કરો છો? તમને કોણે

કહ્યું કે છોડને ઉખેડી, ફરી રોપીને પાણી પીએ?"

'અમારા સરદારે!' વાદરાઓએ કહ્યુ

'જ્યારે તમારા સરદારમા આટલી અક્કલ છે તો પછી તમારામા તે કેટલીક હશે!' પેલા સાધુના મોઢામાથી ઉદ્ગાર સરી પડ્યા

પણ વાદરાઓને તો ભારે ક્રોધ ચઢ્યો અમારુ ને મારા સરદારનુ આવુ અપમાન? 'આ યા મૂળ જોયા વિના તે કઈ આડેધડ પાણી સીચાતુ હશે? તમે માણસો નકામુ પાણી બગાડો તેમ અમારે પણ કરવુ? અક્કલ તો ભાઈ તમારા લોકોમા જ નથી!' વાદરાઓ બોલી ઉઠ્યા

'ભાઈ! માફ કરો! હુ તમને દોષ નથી દેતો તમારામા તો પાણીનો બગાડ ન કરવા જેટલી યે અક્કલ છે પણ બાગના માળીમા તો એટલીય અક્કલ નથી નહી તો એ તમને બાગ સોપીને દિવાળીની મઝા માણવા ચાલ્યો ન જાત ' સાધુએ અફસોસ કર્યો અને આનદ માણવા જેવા અગત સ્વાર્થમા માણસ કેવો અક્કલ વિનાનો થઈ જાય છે એનો વિચાર કરતો કરતો નિસાસો નાખી આગળ ગયો (જાતક કથા પ થી)

☆

## વાદરાઓએ લાશ દફનાવી

અહીથી તહી કૂદકા મારતુ મારતુ વાદરાઓનુ ટોળુ સડક પર આવી પહોચ્યુ એમણે એક ફાટેલા કફનમા વીટાળેલી લાશ સડક પર પડેલી જોઈ

વાદરાઓના નાયકે સૌનુ ધ્યાન લાશ તરફ ખેચતા કહ્યુ 'તમે આ લાશ જોઈ કે? કેવુ બનાવ કહેવાય આ! માણસ જીવે ત્યારે કોઈ કારણસર તેની સાથે ન બને, સમત ન થવાય પણ મૃત્યુ એવી વસ્તુ છે કે મરનાર સાથે કોઈને કશો મતભેદ રહેતો નથી મરનાર પ્રત્યે હરકોઈને લાગણી થાય છે છતા આ લાશ અહી આમ કેમ પડી છે તે મને સમજાતુ નથી! ગમે તે હોય, એનો યોગ્ય સસ્કાર કરવો એ ધર્મનુ કામ છે અને તેમા હીન ન હોય એ કામ આપણે જ શા માટે ન કરીએ?

માટે ચાલો આપણે બધા મળીને એને ઉપર પહાડ પર દફનાવીએ

બરાબર છે આપણે એને પહાડ પર દફનાવી દઈશુ'

એટલુ કહીને બધા વાદરા લાશની આજુબાજુ આવી ઊભા અને લાશની ઉપર જે કફન—કપડુ ઢાંક્યુ હતુ તેને ચારે છેડેથી અને બધી બાજુએથી કિનાર આગળથી પકડ્યુ અને ધીરે ધીરે પહાડ ઉપર લઈ ચાલ્યા છેવટે એ કપડાને સાચવીને પહાડ ઉપર લઈ ગયા અને ત્યા સૌએ કપડુ કાળજીથી જમીન પર મૂકી દીધુ અને બધા વાદરા મરનારના માનમા મૂગામૂગા માથા નમાવીને થોડો સમય ઊભા રહ્યા

પછી સૌએ માટી ખોદી અને પેલા જમીન પર મૂકેલા કફન પર નાખી, અને જ્યારે તે પૂરેપૂરુ માટીથી ઢકાઈ ગયુ ત્યારે સૌ અતિમ ક્રિયા પૂરી થઈ એમ માની પાછા ફર્યા

પણ પેલી લાશ તો હજી સડક પર જ પડી હતી! વળી તે પરનુ કફન વાદરાઓએ ઉપાડી લીધેલુ હોવાથી તે સાવ ઉઘાડી પડી હતી

—ફ્રેગ સૂ ફ્રેગ

☆

- સિહ જેવો આત્મા પડ્યો છે તેને ઓળખીએ તો સિહ જેવા થઈએ
- આપણે એવી રીતે કામ કરીએ કે કામ ક્યારે બધ કરવાનુ છે એ ખબર જ ન પડે
- વિચારમા કર્મ કરે છે તે તો એટલા પોટલા બાધે છે કે પાર નહી
- હિંસાની પદ્ધતિ માનવગૌરવ સાથે સુસગત નથી

—ગાધીજી

# ચાંદો ને સૂરજ જે દિ' દોઈ નો'તા

અનવર આગેવાન

જગતની આદિ ઉત્પત્તિ અને તેનો વિસ્તાર કેવી રીતે થયો તેના સર્જનની કથા આપણને ભજન વાણીમાંથી આ રીતે મળે છે—

નહિ રે મેરુ ને નહિ મેદની
નો'તા તે દિ' ધરતી આકાશ રે
હાં હાં હાં
ચંદ ને સુરજ જે દિ' દોઈ નો'તા
દાદી મારો તે દી આપોઆપ રે
હાં હાં હાં

હે માનવી! જે દિવસે આ સૃષ્ટિ નહોતી—ખલકના ખેલ નહોતા, નહોતા—મેરુ પહાડો, નહોતી આ પૃથ્વી નહોતી આ ધરણી આભ સુદ્ધાંયે નહોતું, ચાંદો-સૂરજ પણ નહોતા જળ સ્થળ જેવું કંઈ જ નહોતું તે દિવસે એ શૂન્યમાંથી સર્જનહાર આપોઆપ સર્જાયા એ ઘડીએ એને આ શૂન્યમાંથી સર્જન કરવાનો વિચાર સ્ફુર્યો—

પેલે પેલે શબ્દે રે રણકારા
ત્યાંથી રે ઊપજ્યા જમીં આસમાના
બીજે બીજે શબ્દે રે ઓહકા।
ત્યાંથી ઊપજ્યા નૂરીજન ન્યારા
ત્રીજે ત્રીજે શબ્દે ત્રણ નરદેવા
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જેવા
ચોથે ચોથે શબ્દે સુરતાધારી
ત્યાંથી ઊપજી કન્યા રે કુમારી
પૂછત પૂછત કન્યા રે કુમારી
કોણ પુરુષ ને કોણ ઘરનારી?
આદ અનાદથી હમ તમ દોનું
હમ પુરુષ ને તમ ઘરનારી

પ્રથમ શબ્દ રણકાર થયો તેમાંથી જમીન ને આસમાન પેદા થયાં બીજે શબ્દે 'ઓહમ્' એવો નાદ ગૂંજ્યો એમાંથી ન્યારા, નૂરીજનો ઊભા થયા

ત્રીજે શબ્દ ઊઠ્યો ને તેમાંથી બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ એ ત્રણે નરદેવો સર્જાયા

ચોથા શબ્દની સાથે સુરતાધારીઓને એવો ધ્વનિ સંભળાયો ને તેમાંથી કુંવારી કન્યા જાગી

એ કુંવારી કન્યા (પ્રકૃતિ) પુરુષને પૂછે છે કે 'મારો કોણ પુરુષ છે ને હું કોના ઘરની નારી છું?'

પુરુષ કહે છે, 'હું અને તું અનાદી કાળથી છીએ આપણે બંને નરનારી છીએ'

અને પછી તો—

મન મરી માના રે મોન રચાયા
ત્યારે નાદ ને બુંદ પરકાસ્યા રે જી
પાંચ તત્ત્વ લઈને પગટ
કીધા રે જી
ત્યાર ચૌદ લોક રચાવ્યા જી
સાચા સાચો મહાધર્મ છે હાં હો
મૂળ મંત્ર લૈ ને પંથ પરકાસ્યો
ત્યારે ઘાટે ને પાટે પૂજા કીધી
રે જી,
પાંચેય મળીને મહાવ્રત સાધ્યા રે
ત્યારે નામ તો ધરાવ્યા નીમાધારી
રે જી
સાચો સાગો૦

કામદેવ પ્રેરિત માયાએ આ સર્જન મહેલ રચાવ્યો ત્યારે નાદ અને બિંદુ પ્રગટ્યા એ પછી પાંચ તત્ત્વ ભેગા કરીને આ વિશાળ ચૌદ લોકની રચના કરી

મૂળ મહામંત્ર લઈ પ્રકાશિત કર્યો ઘાટે ને પાટે પૂજા કરી પાંચે મહાવ્રત સાધ્યા અને નીમાધારી નામ ધરાવ્યા

મેરુ શિખર પરથી ગંગાજીને તેડાવ્યા

વાચ ને કાછની ત્રીવેણી રચી

આવી રીતે આ માયાવી જગત રચાયું અને એમાં ઈશ્વરે પોતે સત્ય, અસત્યના ભેદરૂપ કર્યાં તેમાં હે માનવી! તારે એ સત્યને

હા હા હા
ધ તીના દોષ પડ ધ જશે
કોણે મઈ હનહનમાર ?
હા હા હા
ફરી આ અવની પર પ્રભુ પ્રગટશે તે દિવસે
નાવચોળ ક્રોધાગ્નિથી ભભૂકતો સુરજ ઊગીને
બ્રહ્માજીને બાળી ભસ્મ કરી નાખે એવો તપશે
પૃથ્વીના બેઉ પડ ધ્રણેણી ઊઠી બ્રહ્માંડ આખુ
કંપાવી ઊઠશે અને ચારે દિશાઓમા હાહાકાર

વર્તી જશે માટે —
ધનો રે ધમ ...
જાણી લોમાન મંતો।
ધૂનો રે ધમ જાણી લ્યો
હા હા હા
નહી તર પછી —
ઝીનગો દાવ તો સ
ઝીણી નેજો પાનમા
પછી પસ્તાવો થાશે।

મહાન રશિયન સાહિત્યકાર મહાત્મા લિયો ટૉલ્સ્ટૉય પાસે એક યુવાન આવ્યો અને કહેવા લાગ્યો 'હુ બહુ ગરીબ છુ, મારી પાસે એક કાવડિયુ પણ સિલકમા નથી

તારી પાસે એક કાવડિયુ પણ નથી?' ટૉલ્સ્ટૉયે આશ્ચર્યથી પૂછ્યુ

'ના, એક કાવડિયુ પણ નથી ' પેલા જુવાને અપાર નિરાશાથી કહ્યુ

'તો તને પૈસાની જરૂર છે, ખરુ ?

'હા, અને તે પણ ખૂબ જ '

'તો એમ કર, એક વ ારીને હુ ઓળખુ છુ, એ માણસોના અવયવો ખરીદે છે એ આખના એ વીસ હજાર તને આપશે, વેચવી છે?'

'આખ ? નારે ના, આખ કઈ ન વેચાય

'હાથ પણ ખરીદે છે પણ બને હાથ સાથે જ ખરીદે છે પદર હજાર રૂપિયા મળશે બોલ વેચવા છે?'

'હાથ, વળી બને હાથ ? ના, ના, એ તો ન જ વચુ '

'તે પગ પણ ખરીદે છે, બને પગ સાથે જ લે છે, દસ હજાર રૂપિયા આપશે વેચી નાખ, તારી ગરીબી દૂર થઈ જશે '

'કાઉન્ટ' તમે આ શુ કહો છો ? એ તે કઈ વેચાય ?' યુવાને લગભગ ચીસ પાડતા કહ્યુ

હુ બરાબર જ કહુ છુ તારે જો અમીર થવુ હોય તો આખુ શરીર વેચી દે એક લાખ રૂપિયા મળશે એ વેપારી માણસના શરીરમાથી અત્યત કીમતી અને ગુપ્ત ઔષધો બનાવે છે, ખુશીથી એટલા પૈસા આપશે '

'કાઉન્ટ!' યુવાને ગભીરતાથી કહ્યુ 'એક લાખ તો શુ પણ એક કરોડ રૂપિયા મને તે આપે તો પણ મારા પ્રાણ હુ ન વેચુ

ટૉલ્સ્ટૉય મોટેથી હસ્યા પછી શાત થઈને યુવાનને કહેવા લાગ્યા 'જે માણસ એક કરોડ રૂપિયાના બદલામા પણ પોતાનુ શરીર વેચવાની ના પાડે છે તે એમ કહે કે હુ સાવ નિર્ધન છુ, મારી પાસે એક પાઈની યે પૂજી નથી એ કેવી હસવા જેવી વાત છે।

'યુવાન! તારી આ બે આખ, બે પગ, આ પ્રાણવાન શરીર—ધનનો અક્ષય ભડાર છે એને તુ ઓળખ અને પરિશ્રમ કર! ચાદી અને સોનુ જ નહી ચાદ અને સૂરજ પણ તારા બની જશે '

# કાશીબાનો કીમિયો

રતિલાલ–અનિલ

ગંગામાએ જ્યારે સાંભળ્યું કે ગોરધન શેઠની નાદેવાની નીચે એક સંઘ કાશીની યાત્રાએ જાય છે ત્યારે એમને પણ તેમાં જોડાવાની તીવ્ર ઇચ્છા થઈ.

ગંગામા ગંગાસ્વરૂપ હતા. કાળી કસદાર જમીનનું નદીકાંઠે આવેલું મોટું ઉપજાઉ ખેતર એમને છવાઈ પૂરું પાડતું તે સાથે એમનાં ઢોરને ઘાસચારો પણ પૂરું પાડતું. એ બે એક ઢોર એમને દૂધ, દહીં છાસ, માખણ ને ઘીની જરૂરિયાત પૂરી પાડતા પછી ગંગામાને બીજું જોઈએ શું? એમનું ગાડું નિર્વિઘ્ને ગબડયે જતું.

અને આરોગ્ય એ એકલા હતા. પ્રાણશંકર ગોરને મર્યે ય ઘણો સમય થઈ ગયો હતો, વળી એમને કંઈ સંતાન પણ ન હતું. વળી પ્રાણશંકર ગોરને યજમાનો પણ ઠીક હતાં તે પણ વારતહેવારે ગંગામાને સીધું સામાન આપતા

ગંગામાએ ખેતર તો બીજાને ખેડવા આપી દીધેલું. તે ખેડૂત ગંગામાને વર્ષે અમુક દાણો ને થોડા પૈસા આપતો. ગંગામાને આમ રોકડ ખર્ચ તો ખાસ થતો નહીં એટલે એમની પાસે બે એક હજારનો જીવ ભેગો થયો હતો. યાત્રાએ જાય તો ઢોર તો પાડોશીઓને સોંપી જવાય. પાળે ને તેનું દૂધ ખાય. ઘરની પણ તે સંભાળ રાખે. પણ રોકડ રકમનું શું? દાટેલું ધન તો કોઈ પણ ખોદી જાય. કેમ કે, ગામમા સૌને ખબર હતી કે ગંગામા પાસે બે પૈસાનો જીવ છે. એ રકમ ક્યાંક સધ્ધર ઠેકાણે મૂકી શકાય તો જ કાશીની યાત્રાએ જવાય.

ગંગામાની નજર કેવળચંદ શેઠ પર ગઈ. ગામના મોટા શરાફ. દૂર દેશાવર એમની હુંડીઓનાં નાણાં મળે. વ્યાજે ધીરધાર પણ કરે ને નાણાં પણ રાખે. છતાં એમના વિશે ઘસાતું પણ બોલાતું હતું કે, આપેલા પૈસા પાછા આપવામાં એ ખરું લિમો છે. છતાં એના સિવાય કોઈ બીજો સધ્ધર આસામી ગામમાં દેખાતો ન હતો. એટલે ગંગામા દાટેલું ધન કાઢી કેવળચંદ શેઠને ત્યાં ગયાં. વાણિયાએ જોયું કે દોશીમા કંઈક પૈસા મૂકવા આવ્યાં છે એટલે એણે તો મીઠી ભાષામાં થઈ શકે એટલો વિવેક કર્યો. ગંગામાએ સંઘની ને યાત્રાએ જવાની વાત કરી. 'અરે ગંગામા! એથી તે વળી બીજું રૂડું શું? હવે ક્યાં તમારે ઝાઝા દિ' કાઢવા છે? હાથે તે સાથે. ધર્મ કર્મ જ સાથે આવશે, બાકી બધું અહીં રહી જવાનું છે. તમે તમારે સુખે યાત્રાએ જાવ.'

'જાઉં તો ખરી જ, પણ થોડો જીવ છે, તે થયું કે ક્યાંક સારે ઠેકાણે મૂકતી જાઉં, મારી તો રાંડીરાંડની જે કહો તો એ જ, મૂડી છે. એને આશરે મારે રંડાપો ગાળવાનો છે.'

'હા, ભૈ. જેરા માણસને તો ક્યાં તો હાથ પગનો આશરો, ક્યાં તો પાસે કંઈ હોય તે પર દા'ડા કાઢવાના.'

'તે મને થયું કે લાવ કેવળચંદ શેઠને ત્યાં પૈસા મૂકીને જાઉં, મારે કાંઈ ચિંતા નહીં.'

'હા, તમારો વિચાર તો સારો છે પણ હવે દેહનો થોડો ભરોસો છે? ને ધન પણ કંઈ, સાચવવું સહેલું છે? તમે બીજે ક્યાંક મૂકો તો તે મને ગમે. મારે ય, માથે ઓછી ઉપાધિ છે? કેં કેટલાના પૈસા સાચવવાના, રાતે સુખે નિંદ પણ નથી આવતી–ત્યાં તમારા પૈસા રાખી ક્યાં ચિંતા માથે વધારો કરું?' વાણિયો મોંઘો થયો.

'અરે ભૈ, એવું શું બોલતા હશો? તમે નંઈ રાખો તો તો મારે કાશીની યાત્રા પડતી જ મૂકવી પડે—મારો શુકન રાખો ને પૈસા લઈ લો. યાત્રામાં દેહ પડે તો મારી પાછળ ધરમ કરજો ને સાજી સમી આવું તો પાછા આપજો.'

'ગંગામા, બધાં જ એમ કહીને પૈસા મૂકી જાય છે ને મારાથી ના નથી પડાતી, ને મારી ચિંતા વધતી જાય છે. મારે ય કંઈ ધરમ ધ્યાનમાં ચિત્ત પરોવવું જોઈએ. હવે હું યે

કટલા વરસ કાઢવાનો? મન થાય છે કે હવે તો જિન પ્રભુનુ નામ લઉ ને જાત્રાએ માર્ગ કરુ, પણ આ માયાનો બોજ વધતો જ જાય છે'

'તે ભૈ, અમારુ કહ્યું તમને નઈ પોગે? માટે મારુ લેણ ગણો ને પૈસા હર્ડ લે।

ગને વાણિયાએ પૈસા ગણી લીધા ગગામા તો સાથે વાટ ખર્ચી ને દાન માટે જોઈતા પૈસા લઈ, ઢોર, ઘર, પડોશીને ભળાવીને સઘ સાથે ભારે ઉમંગથી યાત્રાએ ઊપડયા

દિવસો પછી કાર્તી અને રસ્તામા આવતા અનેક તીર્થોની યાત્રા કરતો કરતો સઘ પાછો ફર્યો સઘ સાથે ગગામા પણ પાછા ફર્યા પડોશી પાસેથી એમણે પોતાના ઢોર સભાળી લીધા, ઢોર પણ ગગામાને જોઈને રાજી થયા પડોશીએ સભાળ સારી રાખેલી, દુધાળા ઢોરની કોણ સારી સભાળ ન રાખે?

ઘર પણ વાળી ઝૂડીને સાફ કરી નાખ્યુ અને ફરી રોજનો ક્રમ ચાલવા માડ્યો પાસેનુ નાણુ તો લગભગ બધુ યાત્રામા વપરાઈ ચૂકેલુ એટલે એમને દેવચદને ત્યા મૂકેલા નાણા ઉપાડવાની જરૂર ઊભી થઇ, વળી કહેવત છે ને કે 'ગરજ ટાળે ને વિદ્યા સાથે' ગગામા તો ગયા દેવચદ શેઠની પેઢીએ ગગામાને આવતા જોઈ શેઠે તો એક મોટો ચોપડો ઉપાડી તેમા માથુ ઘાલ્યુ

ગગામા આવીને બેઠા પણ જાણે કોઈ આવ્યુ જ નથી એમ એણે ઊંચી નજર કરી જ નહીં આખરે મકાઈને ગગામાએ જ ખોખારો ખાઈને 'લે, મજામા ને?' કહ્યુ

ન છૂટકે શેઠે ચોપડામાથી મોઢુ ઊચુ કર્યું 'ઓહો! ગગામા કે? યાત્રાએ જઈ આવ્યા? ચાલો સારુ થયુ તબિયત તો સારી છે ને?'

'હા, ભૈ તમારી સૌની દુઆથી પાછી યાત્રા કરીને સાજીનરવી આવી ગૈ મને થયુ, લાવ શેઠને મળી આવુ '

'હા, હા, કેમ નહીં? તમારુ જ ઘર છે ગાતો ઘરમા યે તમને યાદ કરતા'તા જાઓ તેમને યે મળો '

'હા, ભૈ, તે મળ્યા વિના કઈ થોડી જવાની? પણ તમે જાણો છો ને? જાત્રામા ખરચ ઝાઝો થાય જ એટલે મને એમ કે શેઠને ત્યાથી પૈસા લઈ આવુ '

કેવા પૈસા? હમણા તો મારો જ હાથ ભીડમા છે એટલે ધીરધાર બધ કરી છે ' શેઠે લાપરવાઈથી કહ્યુ

'લે, મારે તો મારા પૈસા જોઈએ છે ઉધાર નથી જોઈતા

'તે વળી તમે ક્યારે મૂકી ગયેલા? તમે યાત્રા કરી આવ્યા તે આમ ભૂલી ગયાને '

ગગામા તો શેઠનુ કહેવુ સાભળી ડઘાઈ ગયા બહુ બહુ કહ્યુ પણ વાણિયો પીગળ્યા નહીં, ઊલટુ, 'મારે કામ છે, મને હેરાન ન કરો' કહીને શેઠે ફરી ચોપડામા ધ્યાન પરોવ્યુ

ગગામા હાયપીટ કરતા ઘરે પાછા ફર્યા જેણે જેણે આ જાણ્યુ તેને કશી જ નવાઈ ન થઈ કેમ કે, દેવચદ આ પહેલા પણ કેટલીય વિધવાઓના પૈસા ખાઈ ગયો હતો

ગગામાને તો ઊંઘ વેરણ થઈ ગઈ

ખેતર ને ઢોર છે, થોડા ભાવિક યજમાનો ય છે એટલે ગુજરાનથી નબી તો જતુ પણ આવડી મોટી રકમ આખી ને આખી ખવાઈ જાય તે કેમ સહન થાય? એટલામા તો ચાર ધામની યાત્રા કરતા યે ઠીક બચત રહે

એ ગામમા કાશીબા નામના એમના જેવા જ એક વિધવા દોશીમા રહેતા હતા ગગામાએ જ્યારે તેમને શેઠને આપેલા નાણા વિશે વાત કરી ત્યારે કાશીમાએ કહ્યુ, 'બે, ગભરાતી નઈ એ વાણિયા પાસેથી રે તારા પૈસા દૂધે ધોઈને લેવા છે જો, વળી પાછો એકાદ સઘ યાત્રાએ જવાની તૈયારી ચાલે છે મારી પાસે તો ઝાઝી મૂડી નથી પણ આપણા પર ગામમા વિશ્વાસ સારો છે, એટલે લોકની પાસેથી ચેકડા રૂપિયા લઈ હુ વાણિયાને ત્યા મૂકવા જઈશ વાત બાત માડુ ને બધુ પતવા આવે ત્યારે તારે તારા લેણા રૂપિયા લેવા આવવુ વાણિયો લોભિયો

છે એ લોભમા એના લક્ખણ જવાના જ તને તારા પૈસા કે દેશે '

'પણ તમારા રૂપિયા જાય ને ?'

'તે હેં, તું એટલુ ય નો' સમજી ? નાણા ગાલે ઈ બીજા, આ તો નાણા ટકાવવાની વાત છે તને એ નાણા દે એટલે તારે એની ગમા ચણ પડવી કે આ તો આવો ઠગ છે એટલે હુ યે નાણા લઈને પાધરી તારી પાસે પાછી '

અને નાણાનો જોગ કરી કાશીબા નક્કી કરેલા સમયે કેવળચદ શેઠને ત્યા ગયા વાણિયો તો નાણાની કોથળી જોઈ અધીંઅધીં થઈ ગયો ને કાશીબાના મધમીઠા વખાણ કરી ખબર અતર પૂછ્યા

કા, મા, કઈ આવવુ થયુ ?

બી આ મધ યાત્રાએ ઊપડે છે ને ?

હા, મા સાચી વાત છે આપણુ ગામ ધર્મિષ્ઠ સારુ ને ભગવાન પણ ચાર હાથે આપે છે પછી ચિંતા શેની ?

હા ભૈ તે મને એમ કે હવે હુ કેટલા દિ જીવવાની ? ગામની ગગા ડોશી જઈ આવી ને હુ ન જાઉ ? તે થયુ લાવ હુ યે કાશીમા ખોળિયુ બોળી આવુ પણ—

પણ શુ મા ?

ભૈ પાસે થોડો જીવ છે—એની ચિંતા છે રસ્તે મરીએ તો તો ગગા નાહ્યા પણ જીવતા ઘરે આવીએ તો તો ખર્ચ જોગુ તો જોઈએ ને ? પણ ત્યારે કોને ત્યા મૂકવા ? ત્યા તમારુ નામ યાદ આવ્યુ અને અહી ચાલી આવી '

'ભલે, ભલે, તમારુ જ ઘર છે પણ હવે મને ય માયા સઘરવી ગમતી નથી '

'તે તો ન જ ગમે પણ બાઈ, તમે તો બીજાના ભલામા પોતાનુ ભલુ જોનારા એટલે ના નહી જ પાડો આ છે પાચડ હજાર ગાઝા નથી રાખજો '

કેવળચદ તો પાચ હજારનો આકડો સાભળી અતરમા રાજીરાજી થઈ ગયો તો યે મોઢે ખોટી નારાજી બતાવી અતે નાણા રાખવા રાજી થયો ત્યા જ ગગામા આવી ચઢયા 'કા ભાઈ ? અહી બેઠા છો ? સારુ, સારુ મારે ય મળવુ'તુ ઠીક આવી મળી ગયા '

એ કે કેવળચદને ગગામાનુ આગમન ગમ્યુ નહી

પછી ધીરેથી ગગામાએ લેણી રકમની માગણી કરી કેવળચદે વિચાર્યું આને અત્યારે નાણા નહી આપુ તો એ બૂમરાણ કરશે ને આ કાશીબાની પાચ હજારની રકમ જશે ભલે ગગામાના નાણા જતા કાશીબાના નાણા તો રે'શે અને 'હા, બા હા લઈ જાવ તમારા નાણા કયે દી'ને મારે ચિંતા ઓછી હુ તો રાહ જ જોતો હતો કે ગગામા યાત્રાએથી આવી ગયા છતા હજી પૈસા લેવા કેમ આવ્યા નહી ?' અને કેવળચદે તરત ગગામાના નાણા તિજોરીમાથી કાશીબાની સામે જ ગણી આપ્યા—જેથી એમને વિશ્વાસ બેસે

નાણા હાથમા આવ્યા કે ગગામાએ મોટા સાદે કેવળચદના ગુણ (!) ગાવા માડયા કેવળચદ તો ડઘાઈ જ ગયો !

કાશીમા તો નાણાની કોથળી લઈને ઊઠયા ને કહે, 'અરે ગગામા, તમે ઠીક ટાણે આવ્યા ! ભગવાન તમને નો વરસના કરે ! હુ યે રૂપિયા મૂકવા જ આવી'તી પણ ભગવાને તમને મોકલી આપ્યા ' અને પછી કેવળચદ તરફ ફરીને કહેવા લાગ્યા 'મુઆ કળજુગ ! રાડીરાડના પૈસા ગળી જતા તારો કોઠો નથી ફાટી જતો ?'

અને કાશીમા ને ગગામા બને કેવળચદના ગુણ (!) ગાતા બહાર નીકળ્યા

લોકો પર ઠીક ભેગા થઈ ગયા

કેવળચદ શેઠ તો પોતાના જેવા જમાનાના ખાધેલને પણ અગૂઠો બતાવનાર એ કાબેલ ડોશીઓને આશ્ચર્યથી જોઈ જ રહ્યો

☆

ઝેર લેવાનુ કામ માણસ ઈશ્વરને સોપી દેય જોઈએ —ગાધીજી

અધ્યાપક કાર્વરને પોતાના માતાપિતા વિષે ઘણી જ ઓછી ખબર છે યુદ્ધ દરમિયાન મિસૂરી મ સ્થાનમા કોઈ કાર્વર કરીને એક જમીનદારને ત્યા તેઓ જન્મ્યા હતા

એ સમયે મિસૂરીમા ગુલામો રાખવા એ બહુ અગવડભરેલુ થતુ જતુ હતુ તેથી તેમને તથા તેમના માતુશ્રીને બન્નેને દક્ષિણમા આર્કાન્સાસમા મોકલી દેવામા આવ્યા યુદ્ધ પૂરુ થયા પછી કાર્વર શેઠે એમના પહેલાના ગુલામોનુ શુ થયુ છે એની દક્ષિણમા તપાસ કરાવી એમને માલૂમ પડ્યુ કે, એક બાળક સિવાય બધા અદ્દશ્ય થઈ ગયા છે બાળકની ઉમર એ કે ત્રણ વર્ષની હતી એનુ નામ જ્યોર્જ હતુ ઉટાટિયાથી એ પણ લગભગ મરણતોલ થઈ ગયો હતો, અને એવો નકામો હતો કે આર્કાન્સાસના લોકો એનાથી છૂટે તો રાજી થાય એમ હતુ

જ્યોર્જને ઘેર આણવામા આવ્યો પણ એ એટલો બધો માંદલો અને નબળો માલૂમ પડ્યો કે એને કામ ઉપર ચઢાવવાના જરાય પ્રયત્ન કરવામા આવ્યો નહી નોકરોની ઓરડીઓની આજુબાજુ મરઘીના બચ્ચા અને બીજા પ્રાણીઓ સાથે એ રખડીને મોટો થયો પોતાના જીવન માટે ખોરાક પણ એ જેમ તેમ કરીને મેળવતો

છતા એ નાનો હબસી છોકરો જીવ્યો એને મળેલી સ્વત ત્રતાનો એણે ઉપયોગ કર્યો જગલોમા આમતેમ એણે રખડવા માડ્યુ ત્યાના બધા પ્રાણીઓ અને જીવજતુઓ સાથે એણે મિત્રાચારી બાધી બધી જાતના ફૂલ અને છોડવાઓની સાથે તે ગાઢ અગત પરિચયમા આવ્યો અને એમના વિષે એણે જ્ઞાન મેળવ્યુ

જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ એણે બે દિશાઓમા અસાધારણ વલણ બતાવવા માડ્યુ પ્રથમ તો ઘરના બધી જાતના કામકાજમા ખાસ હથોટી અને કાર્યકુશળતા બતાવીને એણે ધ્યાન આકર્ષ્યું તે રાધતા અને ગૂથતા ભરતા શીખ્યો રગ પારખવાની એની શક્તિ બહુ સરસ હતી એ ચિત્રકળા પણ શીખ્યો જુદી જુદી જાતના ફૂલો અને છોડવા ઓનો એને શોખ તો હતો જ નવરાશના સમયમા જુદી જુદી જાતના ફૂલોના એ સૌથી સરસ અને ચોકસાઈવાળા ચિત્રો કાઢતો અને વનસ્પતિની આકૃતિઓ પણ દોરતો

બીજુ, વનસ્પતિશાસ્ત્રમા એણે એવુ બુદ્ધિ ચાતુર્ય અને સ્વાભાવિક વલણ બતાવ્યુ કે બધાનુ ધ્યાન એના તરફ આકર્ષાયુ દૃષ્ટાત તરીકે, જવલ્લે જ મળી આવે એવા વિલક્ષણ ફૂલો એકઠા કરવા માટે કેટલાય કલાકો તે જગલો અને ખેતરોમા ગાળતો એક દિવસ એક જણે શોધી કાઢ્યુ કે, એક ઝાડીમા એણે એક નાનકડી વનસ્પતિ સગ્રહવાટિકા ઊભી કરી છે સર્વ પ્રકારની વિલક્ષણ વનસ્પતિ એણે ત્યા એકઠી કરી હતી બધી જાતની વનસ્પતિ ત્યા ઉગાડવામા એણે કુશળતા પ્રાપ્ત કરી હતી એ વનસ્પતિની કાળજી લેવામા અને દરેક પ્રકારના જીવજતુઓ તથા રોગોની સામે તેમનુ રક્ષણ કરવામા એણે ચતુરાઈ દાખવી હતી એ સર્વમા તે એટલો બધો નિષ્ણાત બની ગયો હતો કે બધાએ એને 'વનસ્પતિ વૈદ'નુ નામ આપ્યુ હતુ

બીજી એક દિશામા એણે અસાધારણ નૈસર્ગિક શક્તિ બતાવી હતી એ સગીત બાલ્યાવસ્થામા જ 'એક ગાનાર' તરીકે હબસીઓમા એ જાણીતો થયો હતો જાતે સભાળ લઈ શકે એવડો થયો એટલે એણે આમતેમ ભટકવામા કેટલાક વર્ષ ગાળ્યા તક મળતા એ રોપાઉછેરના કાચઘરોમા (Green Houses) કામ કરતો એક વખત એણે ધોબીની દુકાન (લૉંડ્રી) ચલાવી હતી, બીજે એક વખત એ હોટેલમા એણે બબરચીનુ કામ કર્યું હતુ સગીત

ચિત્રકળા, અને વસ્તુત લગભગ દરેક જાતની કળામા એના નૈસર્ગિક શોખ અને શક્તિને લીધે, છેવટે એના મિત્રોનુ ધ્યાન આકર્ષાયુ એમણ એને દેવળમા વાજિંત્ર વગાડનારની જગા અપાવી

આ બધા વર્ષો દરમિયાન યુવાન કાર્વર બને ત્યાથી જ્ઞાન સપાદન કરી લેતો હતો પુસ્તકો મળી શકતા ત્યારે એમાથી જ્ઞાન મેળવતો અનુભવમાથી તો હમેશા જ જ્ઞાન સપાદન કરતો જતા જતા જતો ત્યા ત્યા મિત્રો બનાવતો છેવટે અમીસમા આવેલી આયોવા'ની ખેતીવાડી કોલેજના બાગબાગતામા રોપાના એક કાચઘરની દેખરેખ રાખવાનુ કામ કરવાની એને તક મળી સ્નાતક થયો ત્યા સુધી તે ત્યા જ રહ્યા ત્યાર પછી એને ત્યાના મદદનીશ વનસ્પતિશાસ્ત્રીની જગા આપવામા આવી એને ત્યા તક મળી એનો લાભ લઈ એણે એનો અભ્યાસ ચાલુ રાખ્યો છેવટે એણે 'પોસ્ટ ગ્રેજ્યુએટ'નુ પ્રમાણપત્ર મેળવ્યુ 'એમીસ'મા એ પ્રકારની પદવી સૌથી પ્રથમ એને જ મળી હતી

આયોવા'ની ખેતીવાડી કોલેજમા એ હતો ત્યારે કોલેજ જીવનની સર્વ પ્રવૃત્તિઓમા બીજા વિદ્યાર્થીઓ સાથે એ ભાગ લેતો જેમ કે કોલેજની એક ટુકડીનો એ લેફ્ટનન્ટ થયો હતો શિકાગોમા ભરાયેલા 'દુનિયાના મેળા'મા ગવર્નર બોઈસની આગળ એ ટુકડી ચાલતી હતી સસ્થાનના બધા ભાગોમા ફળઝાડ વિશેની સભાઓમા, એણે લેખો વાચવાનુ તથા વ્યાખ્યાનો આપવાનુ શરૂ કર્યું ઉત્તરમા બીજી જાતિના લોકોમા એને યશ મળ્યો હતો, છતા દક્ષિણમા પોતાની જાતિના લોકોમા આવી એમને માટે કઈક કરવાની મિ કાર્વરને ઇતેજારી હતી તેથી ટસ્કજીમા આવવાનુ જ્યારે એમને નિમત્રણ મળ્યુ ત્યારે એમણે એ ખુશીથી સ્વિકાર્યું સસ્થાના ખેતીવાડી ખાતાના શાસ્ત્રીય અને પ્રાયોગિક કામની દેખરેખ રાખવાનુ કામ એમણે સભાળી લીધુ

એમને જે કોઈ મળે છે એના ઉપર વનસ્પતિ વિદ્યાના એમના વિશાળ જ્ઞાનની છાપ પડે છે છતા એમના જેવો વિનયી માણસ મને કદી મળ્યો નથી વસ્તુત તેઓ ખૂબ શરમાળ છે બની શકે એટલો સાદામા સાદો પોશાક તેઓ પહેરે છે એક જ આભૂષણ તેઓ ધારણ કરે છે અને તે બટનના કાજમા એક ફૂલ! વર્ષના કોઈ પણ સમય દરમ્યાન અધ્યાપક કાર્વર પાસે ફૂલ ન જોવામા આવે એવુ ક્વચિત્ જ બને છે એમના કોટની પટી ઉપર કોઈ ને કોઈ પ્રકારનુ ફૂલ હોય છે જ જગલમાથી કોઈ વિલક્ષણ પ્રકારના ફૂલનો નમૂનો એમને મળી આવે છે, ત્યારે પોતાના મિત્રોને એ ખાસ કરીને બતાવે છે અને એમા ગૌરવ માને છે

મે એક વખત અધ્યાપક કાર્વરને પૂછ્યુ, 'તમે આટલા બધા શરમાળ છો, છતા આપણા વિભાગના અનેક ઉત્તમ ગોરા અને કાળા લોકોનુ ઓળખાણ કરવાની વેતરણ શી રીતે કરી શકો છો?' તેમણે જવાબ આપ્યો, 'વનસ્પતિ વિષે હુ કઈક માહિતી ધરાવુ છુ એવુ લોકોને માલૂમ પડી જાય છે કે તરત જ તેઓ મારી સાથે ઘણી નાખુશીથી અને ઇતેજારીથી વાતો કરવા મડી પડે છે '

મે મશ્કરીમા કહ્યુ 'પણ તમે જાહેરાતની કઈક રીત રાખી હોવી જોઈએ તમે વનસ્પતિ વિષે માહિતી ધરાવો છો એની આટલા બધા લોકોને શી રીતે ખબર પડે છે?'

એમણે કહ્યુ, 'વાહ! એ તો આમ છે હુ અહી આવ્યો ત્યાર પછી થોડા વખતમા જ એક દિવસ હુ જગલને રસ્તે જતો હતો મારી બગલમા વનસ્પતિ માટેનો મારો ડબ્બો હતો વનસ્પતિના રોગ અને દુશ્મન જીવાતોને હુ શોધતો હતો એક બાઈએ મને જોયો એને લાગ્યુ કે, આ તો હાથમા વિચિત્ર કશીક પેટી વાળો કોઈ બિચારો હબસી ડોસો છે એટલે મને ઊભો રાખીને પૂછ્યુ, 'તમે ફેરિયા છો? હુ જે કરતો હતો એના વિષે મે એને કહ્યુ એને ખૂબ આનદ થયો, એના રોગ લાગેલા ગુલાબને જોવા એણે મને વિનતી કરી એ

મબધી શુ કરવુ, એ મે એને બતાવ્યુ — ખરુ પૂછો તો, નીચે બેમાને એને બધુ લખી આપ્યુ '

એમણે પોતાનુ કહેવુ આગળ ચલાવ્યુ, 'આ રીતે, અને બીજી અનેક રીતે, બધે ઢઢેરો પિટાઈ ગયો કે આ શાળામા એક એવા માણસ છે કે જે વનસ્પતિ મબધી જાણે છે માહિતી મેળવવા અને સલાહ લેવા લોકોએ મને બોલાવવાનુ શરૂ કરી દીધુ '

એક વાત મને યાદ આવે છે કેટલાક વર્ષ પહેલા એક છોડના નામ સબધી તકરાર ઉપસ્થિત થઈ હતી એનુ નામ શુ એ કોઈ જાણતુ નહોતુ છેવટે એક સદ્‌ગૃહસ્થ બોલી ઊઠયા, 'નોર્મન સ્કૂલમા કાર્વર કરીને એક માણસ છે દુનિયાના ગમે તે છોડ, ઝાડ, પક્ષી, પથ્થર વગેરેનુ નામ તેઓ કહી શકે છે તેઓ જો આનુ નામ ન કહી શકે તો પછી બીજે તપાસ કરવી નિરર્થક છ ' એક માણસને છોડ લઈને ઘોડા ઉપર રવાના કરવામા આવ્યો, અને તે સસ્થામા અધ્યાપક કાર્વર પાસે આવી પહોચ્યો તેમણે એનુ નામ કહી આપ્યુ અને ઘોડેસવાર પાછો ગયો એ સમય પછી, અધ્યાપક કાર્વરની પ્રયોગશાળામા કોઈ ને કોઈ પ્રકારના નમૂના ન હોય એવુ કદી બન્યુ નથી

મે હમેશા એવો મત જાહેર કર્યો છે , જે સમાજમા હળગી રહેતો હોય છે એ સમાજને તે ઉપયોગી થઈ પડવાથી અને બની શકે તો પોતાની જાતને સમાજનુ એક અનિવાર્ય અગ બનાવવાથી, વર્ણભેદના પૂર્વગ્રહોનો સૌથી સરસ રીતે નાશ કરી શકાય છે ગમે તે વિષયમા કોઈ પણ ઉચ્ચ પ્રકારનુ જ્ઞાન વા શક્તિ ધરાવનાર સ્ત્રી કે પુરુષને દરેક મનુષ્ય કે સમાજ જરૂર માન આપે છે એના સમર્થનમા અધ્યાપક કાર્વરના કરતા બીજુ વધારે સારુ દૃષ્ટાત હુ જાણતો નથી જે સ્થાને એમની જરૂર ન હોય એ સ્થાને ઘૂસી જવાની એમનામા જરાય વૃત્તિ નથી પરતુ એમના વિશિષ્ટ જ્ઞાન અને શક્તિને લીધે દક્ષિણમા બધે, બધા વર્ગના કાળા તથા ગોરા લોકો સાથે તેઓ મિત્રાચારી બાધી શકયા છે દુનિયાના બધા ભાગોમાથી એમના કામ સબધી સતત પૂછપરછ થયા કરે છે કપાસની જુદી જુદી જાતો ઉછેરવાના તેમના અખતરા ઓએ કપાસઉછેરની શાસ્ત્રીય શોધખોળોમા રસ લેનાર જમીનદારોમા સૌથી ભારે રસ જાગ્રત કર્યો છે ( મારી આપકહાણી માથી )

☆

એક વાર નારદજી ભગવાનને મળવા ગયા ત્યારે દરવાને એમને બારણે રોકયા 'ભગવાન હમણા પૂજા કરે છે, જરા વાર થોભો '

પ્રથમ તો નારદજીને ખોટુ લાગ્યુ, પણ પછી કુતૂહલ થયુ કે, જે ભગવાન ત્રણ લોકના સ્વામી છે—બ્રહ્મા ચાર વેદ ગાઈને થાક્યા તોય જેમનુ પૂરુ રહસ્ય ન જાણી શકયા તે ભગવાનને વળી કોની પૂજા કરવાની હોય ?

થોડી વાર પછી નારદજીને અદર જવાની આજ્ઞા મળી અદર જઈને નારદજી જુએ છે તો ભગવાન કેટલીક સુવર્ણ મૂર્તિઓની આરતી ઉતારતા હતા !

ભગવાન, તમારે પણ જેની આરતી ઉતારવી પડે એવા ભાગ્યશાળી કોણ છે?' નારદજીએ પૂછયુ

નારદ ! આ બધા મારા ભક્તો છે એ મારી નહી પણ દરિદ્રનારાયણની પૂજા કરે છે સમાજના દીન, દુખીઓની નાતજાતના ભેદ વિના સેવા કરે છે અને જીવમાત્રને એક ગણે છે સૌને સમાન ગણે છે ' ભગવાને કહ્યુ

નારદજીએ ધ્યાનથી જોયુ તો પેલી સુવર્ણમૂર્તિઓમા એક મૂર્તિ એમની પોતાની પણ હતી ! નારદજી તો શરમના માર્યા પાણીપાણી થઈ ગયા